મુંબઈ—ફેરજેત સ્ટ્રીટ તારદેવ તા. ૨૧ મી મેહે ૧૯૧૨

**જોશી સોમેશ્વર દવારકાંદાસ સાહેબ.**

જત આપનો લખેલો ગ્રંથ નામે જ્યોતિષકલ્પતરૂ મેં વાંચી જોયો છે અને હું જણાવાને ઘણો ખુશી છું કે ગુજરાતી મરાઠી અથવા હીંદી ભાષામાં એવો જ્યોતિષનો બીજો કોઇબી સંપૂર્ણ ગ્રંથ બહાર પડયો નથી. એમ હું માનું છું હીંદી ભાષામાં જે રણવીરજ્યોતીર્મહાનીબંધ નામનો ગ્રંથ અત્યાર સુધી ઘણો કીંમતી ગણાતો હતો તેમાં સમાયલી તમામ અગત્યની બાબતો ઉપરાંત તમારા જ્યોતીષકલ્પતરૂમાં ઘણી વધારે બાબતોનો સમાવેશ થયેલો છે એટલે એ ગ્રંથ ખરીદ કરનારને જ્યોતિષના બીજા ગ્રંથોની બીલકુલ જરૂર રહે એમ નથી. એ ઉપરાંત તમોએ જાતક પારીજાતનો ગુજરાતીમાં તરજુમો કરીને ઘણુજ ઉપયોગી કામ કર્યું છે જાતક પારીજાત ઉપર વિદ્વાન જોષીઓ ઘણો વજન આપે છે અને એવો ગ્રંથ અત્યાર સુધી સંસ્કૃત ભાષામાં હતો તેનો તરજુમો કરી તમોએ જ્યોતિષના જીજ્ઞાસુઓને માટે એક કીંમતી કામ બજાવેલુ છે જેમને જ્યોતિષના વિશ્વાસ લાયક ગ્રંથો વાંચવાની ઇચ્છા હોય તેમને આ તમારા ગ્રંથો અત્યંત ઉપયોગી થઇ પડશે એવી મને ખાતરી છે માટે હું એ ગ્રંથોની પુરતી ભલામણ કરૂ છું.

લી. સેવક **ફરામજી બેરામજી પટેલ,**

---

મુંબઈ. તા. ૨૫ મી માર્ચ ૧૯૧૨.

મહેરબાન ભાઇજી **સોમેશ્વર દવારકાંદાસ** ભાઇજીવણની ગલીમાં ઠાકોરદ્વાર.

જત તમોયે છપાવેલી જ્યોતિષકલ્પતરૂની ચોપડી જ્યોતિષ શીખવા માંગતાઓને તેમજ જેઓ જ્યોતિષ નહી માનતાહોએ તેવોનેપણ ઘણીજ ઉપઓગી છે એચોપડીઓ જો એક બે વખત ધ્યાનથી વાંચીઆથી ખાતરી થાએ છે કે જ્યોતિષ સાચા ખરૂ છે પણ હાલ જુથા ઢોંગ કરનાર જોષીઓ ખોટુ ખરૂ કહેવાથી લોકોનો વીશ્વાસ ઉઠી ગઓ છે પણ તમારૂ કેવાનુ ફલાધીશ ઘણુખરૂ ખરૂં પડે છે ને તે બાબે હું મારા બીજા ઓલખીતાઓનેબી તમારે વાસ્તે ભલામણ કરૂ છુ.

**લી. હુ હુ સેવક જ. અ. બ. મુલ્લાંની** સલામ વાંચશોજી.

તા. ૧૩-૩-૧૨ બુધવાર.

રા. રા. જોશી સોમેશ્વર દ્વારકાંદાસ— મુ. મુંબાઈ.

આપના તરફથી પ્રગટ થયેલ "જોતિષકલ્પતરૂ" વી.પી.થી મળ્યું તે વાંચી પરમાનંદ થયેલ છે. કારણ કે આધુનીક સમયમાં પુસ્તકો પ્રગટ થાય છે. તે સાથે સરખાવતાં કદના પ્રમાણમાં કીંમત મૂકવામાં મન મોકળું રાખી વિષયને બનતે પ્રયાશે સુગમતા વાલો કરેલો છે. સાધારણ જ્ઞાનથી જોતિષનો ધંધો કરનારને જ્ઞાનમાં વધારો કરવા સુગમતા થયેલી છે. એ ખુશી થવા જેવું છે.

લી. **નરભેરામ હરજીવન ભટ્ટ માસ્તર.**
મુ. ત્રાજ, તાલુકે માતર.

---

શરોડાના. તા. ૨૧-૫-૧૯૧૨.

મેહેરબાંન **જોશીજી સાહેબ સોમેશ્વર દુવારકાંદાસ.** મુ૦ મુબઇ

લી. પારશી હોરમરજી ભીમજીભાઇ પસ્તાકીયાની સલામ વાંચજો.

જત લખવા એજે તમોએ અથાગ મેહેનત લઈ જોતીશના ગ્રંથ ૨, નામે જોતિષકલ્પતરૂનાં પેલો ને બીજો ભાગ છપાવી પ્રગટ કીધા ને બેઉ ભાગ મે મંગાવેલા તે વાંચી પુરા કીધા અને હું ઉપરટપકેની માહિતી ધરાવનાર તે મને હવે બધી સમજ પડી છે. આ તમારા બેઉ ગ્રંથો ઘણા ઉપયોગના ઘરમાં રાખવા લાએક છે. દરેક બાબતમાં જોશીની ગરજ નહિ પડે એવાં સરલ સમજણનાં છે. ને આ ગ્રંથો આંધળાને દેખતો કરે તેવા છે. જોસીરાજને ધન્યવાદ આપું છું.

લી. **સેવક હોરમજી ભીમજીભાઈની**
સલામ વાંચશોજી.

---

**ભુજ.** તા-૧૨-૫-૧૨

મુંબઈ.

પરમ કૃપાળુ જ્યોતિષી સોમેશ્વર દ્વારકાંદાસની ચડતી ઘણી હજો.

આપના બનાવેલ જાતકપારિજાતકનું તથા જ્યોતિષકલ્પતરૂ એ બે ગ્રંથોનાં ભાષાન્તર જોઇ ઘણોજ આનંદ થયો છે. આપનું કર્તવ્ય ઘણું આનંદ કારક છે.

**સીવશંકર જગજીવન જોસી.** તાલુકા સ્કૂલ માસ્તર, **ભુજ.**

---

**PUBLISHER :**

**JOSHI SOMESHWAR DWARKADAS.**

ગ્રંથ કર્તા—જોશી, સોમેશ્વર દ્વારકાદાસ.



**જન્મ** સંવત્ ૧૯૩૧. શાકે ૧૭૯૭. શ્રાવણ વદી ૩૦ ને સોમવારે સૂર્યોદયથી ૪૯ ઘડી ૨૯ પલ ૨૪ તા૦ ૩૦–૮–૧૮૭૫.

જ્યોતીષ કલ્પતરૂ, બાલાર્કજ્ઞાતીની ઉત્પત્તી ને આધુનીક વસ્તી પત્રકના કર્તા, તથા જાતકપારીજાત ને અન્યવિષયસહિત મુહૂર્તમાર્તંડનું ભાષાન્તર કર્તા.

**ઠે૦—મોટા રામજી મંદિર, રાવળપોરમાં. મુ. કપડવંજ.**



॥ ॐ श्रीगणेशाय नमः ॥

# ભૂવૈકુંઠગમન.

## કલ્પ ૧ લો.

### દશ્ય ૧ લું.

### મંગલાચરણ.

॥ गणेशस्तुति ॥

लीलागललुलल्लोल कालव्यालविलासिने ॥
गणेशाय नमो नील कमलामलकान्तये ॥ १ ॥



ભાવાર્થ—લીલાવડે ક્રીડા કરનાર ચપળ કાળરૂપી સર્પ સાથે વિલાસ કરનારા, નીલ કમળના સરખી નિર્મળ કાન્તિવાળા, એવા શ્રી ગણુપતિને હું નમસ્કાર કરૂં છું ॥ ૧ ॥

अगजाननपद्मार्कं गजाननमहर्निशम् ॥
अनेकदं तं भक्ताना मेकदन्तमुपास्महे ॥ २ ॥

ભાવાર્થ—પાર્વતીના મુખકમળને સૂર્ય સરખા આનંદ આપનારા, ભક્તોને અનેક વરદાન દેનારા, એકદંત એવા શ્રી ગજાનન ગણુપતિનું હમો અહર્નિશ ધ્યાન ધરીએ છીએ ॥ ૨ ॥

॥ સરસ્વતીની સ્તુતિ ॥

या कुंदेंदुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता ।
या वीणावरदंडमंडितकरा या श्वेतपद्मासना ॥
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वंदिता ।
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥३॥

ભાવાર્થ—શરદ્ઋતુના પુનમના ચંદ્રમાનાં ઉજ્વલ કિરણો જેવા શ્વેત સ્વરૂપવાળી, શ્વેત વસ્ત્ર ધારણ કરનારી, વીણા ધારણ કરવાથી જેના હાથ સુશોભિત છે એવી, અને બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર વિગેરે દેવતાઓએ હંમેશાં વંદન કરાયેલી, સમગ્ર અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારી એવી ભગવતી સરસ્વતી દેવી મારૂં રક્ષણ કરો ॥ ૩ ॥

॥ ઈશસ્તુતિ ॥

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥४॥

ભાવાર્થ—જેની બ્રહ્મા, વરુણ, ઇંદ્ર અને વાયુ વિગેરે દેવતાઓ, અંગ, પદ, ક્રમ, ઉપનિષદ્ સહિત વેદોવડે તથા સુંદર દિવ્ય સ્તોત્રોવડે સ્તુતિ કરે છે, જેનું સામવેદ પણ ગાન કરે છે, જેને યોગી લોકો ધ્યાનમાં બેસીને એકાગ્ર મનવડે જુએ છે, અને દેવો તથા દૈત્યો પણ જેનો પાર પામી શકતા નથી એવા શ્રી પરબ્રહ્મ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૪ ॥

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥५॥

ભાવાર્થ—અંત વિનાના, હજારો સ્વરૂપવાળા, અને હજારો ચરણ, નેત્ર, મસ્તક, સાથળ તથા બાહુવાળા પરમાત્માને નમસ્કાર

હો ! હજાર નામવાળા, અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા, ત્રણે કાળમાં નિરંતર અસ્તિત્વવાળા પરમાત્માને નમસ્કાર હો ॥ ૫ ॥

**असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे ।**
**सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ॥**
**लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।**
**तदपि तव गुणानामीश पारं न याति ॥ ६ ॥**

**ભાવાર્થ**—મહાસાગરરૂપી ખડીઆમાં, નીલગિરિ પર્વત જેટલું કાજળ ભરીને, કલ્પવૃક્ષની ડાળીની કલમવડે, પૃથ્વીરૂપી કાગળમાં, સાક્ષાત્ સરસ્વતી દેવી, કદાપિ સર્વ કાળ સુધી લખ્યાં કરે તો પણ, હે નાથ ! તમારા ગુણોનો પાર આવે તેમ નથી. ॥ ૬ ॥

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव ॥**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥ ७ ॥**

**ભાવાર્થ**—તમેજ મારી માતા ને પિતા છો, તમેજ મારા બન્ધુ ને મિત્ર છો, તમેજ મારી વિદ્યા ને દ્રવ્ય છો; હે દેવના દેવ તમેજ મારૂં સર્વસ્વ છો. ॥ ૭ ॥

**वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥**
**देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ८ ॥**

**ભાવાર્થ**—વસુદેવના પુત્ર, કંસ અને ચાણૂર નામના દૈત્યનો નાશ કરનારા, દેવકીને પરમ આનંદ દેનારા, એવા જગતના ગુરુ શ્રીકૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું ॥ ૮ ॥

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ९ ॥**

**ભાવાર્થ**—જેમની કૃપાથી મુંગો માણસ વાચાલ થાય છે, પંગુ પર્વતનું ઉલ્લંઘન કરી શકે છે, એવા પરમઆનંદ સ્વરૂપ શ્રી પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯ ॥

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्धयात्मना वा प्रकृतेः स्वभावात् ॥**
**करोमि यद्यत् सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥ १० ॥**

ભાવાર્થ—કાયા, વાણી, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ, અને આત્મભાવથી કે પ્રકૃતિના સ્વભાવથી, જે જે હું કંઈ કરૂં છું તે સર્વ પરબ્રહ્મ નારાયણને સમર્પણ કરૂં છું. ॥ ૧૦ ॥

## દૃશ્ય ૨ જું.

### અમારો યાત્રાનો નિશ્ચય.



હું ત્રણ વર્ષ પૂર્વે હિમાલય સિવાયનાં બીજાં હિંદુસ્થાનનાં ઘણાંખરાં પવિત્ર તીર્થો અને મોટાં શહેરો, તેમજ જગન્નાથ, રામેશ્વર, દ્વારકાં, એ ત્રણ મુખ્ય ધામો અને દ્વાદશ જ્યોતિર્લિંગોમાં. આઠ જ્યોતિર્લિંગો અને સપ્ત મોક્ષપુરીઓમાંની હરદ્વાર સિવાયની છ પુરીઓ વિગેરે યાત્રાઓએ જઈ આવ્યા પછી મને હિમાલયનાં તીર્થસ્થલોમાં જવાનો વખતોવખત વિચાર આવ્યા કરતો હતો; પણ મોહ માયાની વિશેષ પ્રવૃત્તિઓમાં ગુંથાયેલો હોવાથી, તે વિચાર અમલમાં મુકવાને અશક્ત હતો; તેમ છતાં પણ તે સર્વેશ્વર નારાયણની કૃપાથી તે વિચાર દિનપર દિન વૃદ્ધિ પામવા લાગ્યો. હું તે શુભ વિચારોને ન ગણકારતાં ઐહિક સુખનાં સાધનો મેળવવાના લોભમાંજ વિશેષ રચ્યો પચ્યો રહેતો હતો. છતાં પણ તે શુભ વિચારો વિના અંટકવે હરહંમેશ મારા મસ્તકમાં ઘુમવાજ લાગ્યા અને મને એમજ થતું કે ગમે તેટલા કષ્ટે ને ગમે તે ભોગે શ્રી નારાયણનાં મુખકમળનાં દર્શન તો કરવાંજ. એવા વિચારો સમુદ્રના તરંગોપેરે ઉછલતા વેગમાં દિનપર દિન વૃદ્ધિંગત થતાજ ગયા. તે કારણથી જે જે મનુષ્યો બદરીનારાયણ જઈ આવેલા જ્યારે જ્યારે મને મલતા ત્યારે ત્યારે

ત્યાંની હકીકતો ઉત્સાહથી પુછી તેઓ તરફથી મલે તેટલી માહીતીની મલતી નોંધ લેવા લાગ્યો, ને તેમના મુખથી હું જ્યારે કંઇને કંઈ હિમાલયનાં પવિત્ર તીર્થોની નવી હકીકતો શ્રવણ કરતો ત્યારે ત્યારે તે પ્રભુના સમીપ જવાની મારી વિશેષ આતુરતા વધતીજ જતી હતી, છતાં પણ પાછો નાહિંમત થઇ જવાય ને એવા વિચારો આવે કે મારાથી એ દુર્ગમ્ય પહાડોપર કેમ ચઢાશે ? તેમજ ત્યાં માંદો પડું તો મારી કોણ ચાકરી કરે ? અરે ત્યાં ઘોર જંગલમાં મારૂં કોણ બેલી ? તેમ છતાં પણ કદાચ યાત્રા કરીને ઘેર આવ્યા પછી પહાડોનું પાણી લાગવા જેવાં કારણોથી જો બીમારી ભોગવવી પડે તો હંમેશની શરીરની ખરાબી થાય, વળી અત્રેની ખાનપાન એશારામ ને સુખની સગવડો મૂકીને ત્યાંનાં જંગલેજંગલ ભટકી ભૂખ તરસ વેઠીને નાહકનાં દુઃખો વેઠવાં પડશે એવી આ ઉત્તરાખંડની હિમાલયના ઉચ્ચ પ્રદેશની યાત્રા અતિ કઠિન ને ત્રાસદાયક છે, તે મારાથી કેમ બની શકશે ? આવા વિચારો મનમાં ઘણી વખત ઉદ્ભવતાં, તર્કવિતર્કો થવાથી જવાનો વિચાર ડગમગવા લાગ્યો, અને આખરે જવાનું માંડી વાળવાનોજ નિશ્ચય કર્યો. એમ વિચાર કરતાં સંવત ૧૯૮૦ના ચૈત્ર માસની શરૂઆત થઈ તેવામાં હું એક દિવસે રાત્રે ચાહ પીને સૂઈ ગયો હતો.

હવે મારે જણાવવું જોઈએ કે મારી પ્રકૃતિ પ્રમાણે જ્યારે જ્યારે રાતના વખતે ચાહ પીતો હતો ત્યારે ત્યારે તે તે રાત્રિએ ગમે તેટલું વહેલું સૂવા છતાં છેક સવારના (૪) વાગ્યા સુધી ઘણા ભાગે ઊંઘ આવતી ન હતી. તેજ પ્રમાણે આજે પણ બન્યું. મેં ચાહ પીધેલી હોવાથી રાત્રે બીલકુલ ઊંઘ આવી નહીં ને મારૂં મન વિચારના વમળમાં પડયું ને મને અત્યંત તર્કવિતર્કો થવા લાગ્યા. તેમાં પાછો એજ વિચાર એકાએક શરૂ થયો કે શું મારાથી એ પવિત્ર ધામમાં નજ જવાય ? શું તે પુણ્યપ્રદ તીર્થોમાં જવાનો મારો અધિકાર નથી ? શું મારા પૂર્વનાં તપમાં મોટી ખામી છે કે જેથી તે દયાળુ પ્રભુ તેમના આ વૈકુંઠ ધામના દેવ દરબારમાં મને આવવાનો અટકાવ કરે છે ? અરે આવા બધા

ખોટા વિચારો શા માટે થાય છે? મને સમજાયું કે હું ત્યાં મરી જઈશ કે રોગી થઈશ અને મારૂં શું થશે એવા બીકણ વિચારથીજ હું જાત્રાયે જતો નથી અને એ ફક્ત મારા મનની નબળાઇનુંજ કારણ છે એમ જણાતાં ક્ષણવારમાં એકાએક જાણે તે પ્રભુ મને તે પુણ્યપ્રદ પ્રદેશમાં લઇ જવાની પ્રેરણા કરતા હોય તેમજ પ્રથમ ઉદ્‌ભવેલા બધા અશુભ વિચારો એક નિમિષ માત્રમાં મારા હૃદયપટપરથી એકદમ અદ્રશ્ય થઇ જઇને અકસ્માત નવા વિચારો ઉદ્‌ભવ્યા ને તેથી મને નિશ્ચયપૂર્વક સમજાયું કે હું શાને માટે ડરૂં છું, મનુષ્યનું મૃત્યુ તો નિર્માણ થયેલુંજ હોય છે જેથી તે જ્યારે ને જે ઠેકાણે થવાનું હશે ત્યારે ને તે ઠેકાણે થવાનુંજ એ વાત નિઃસંશય છે ત્યારે હવે ડરવા જેવું શું છે? તેમાં તો ઇશ્વરનુંજ ધાર્યું થવાનું છે તેમાં આપણા હાથની વાત જરાયે નથી, માટે હવે મારે જવાના નિશ્ચયપર આવવું. એમ નક્કી કરીને મારૂં શું થશે એ વાતને હૃદયપટપરથી દૂર કરતાંજ મને સ્પષ્ટ સમજાયું કે આ દેહ નિમાયેલા અવધિએ નિર્માણ થયેલીજ જગાએ એક વખત પડવાનો તો છે જ, માટે ત્યાં જતાં જો યાત્રામાં મરણ થાય તો અહોભાગ્યની જ વાત છે. કારણ કે, એના જેવું ભાગ્ય કોનું જાણવું કે જેનું તીર્થપ્રદેશમાં મરણ થાય! એવું જ્ઞાન પ્રાપ્ત થતાં મરવાના ભયથી નિર્ભય થયો ને બીજેજ દિવસે યાત્રાએ જવાનો વિચાર કરી મારી સ્ત્રીને તથા મારી બેન ગંગાને મારો દૃઢ થયેલો વિચાર જણાવતાં તે બન્ને જણે પણ મારા નિશ્ચયને અનુમોદન આપ્યું; જેથી અમે ત્રણે જણે જાત્રાએ અવશ્ય જવું એમ નિશ્ચય કરી યાત્રાએ જવા માટે જોઇતાં સર્વે સાધનો મેળવવાની તજવીજ કરવા માંડી ને ત્યાં જતાં ઉપયોગમાં આવે એવાં જોઈતાં સર્વે સાધનો અને કપડાં, દવા વિગેરે સામાનની ખરીદી બીજેજ દિવસે શરૂ કરીને અઠવાડીઆમાં બધો સામાન ખરીદ કર્યો, તે પછી મારી નાની વયની દીકરી કે જેને કોઇ વખત દશ દિવસ પણ કોઇને ત્યાં એકલી મૂકી ન હતી અને પ્રથમની યાત્રામાં પણ તેને સાથેજ રાખી હતી તેને અમારે કોની પાસે મૂકવી તે

વિચાર પાછો નવો ઉત્પન્ન થયો, તેવામાં મારા નાના ભાઈ ત્રિભોવન આવ્યા. તેમને યાત્રા સંબંધી વાત કહીને તેમને મેં કહ્યું કે છોકરીને કયાં મૂકી જવી તેના વિચારમાં છું. તે વાત મારા ભાઈને જણાવતાં તેમણે કહ્યું કે ભાઇ તમે તેની ફીકર કરશો નહી; ને તેને મારી પાસે મુકી જાઓ, તમારા કરતાં હું તેને અધિક સુખમાં રાખીશ માટે તમે સુખેથી જાત્રાએ જાઓ. તેમ છતાં ઈશ્વર ઇચ્છાએ તેનું જે થવાનું હશે તે થશે. પણ તમે એ વિચારથી આ કાર્ય હવે અટકાવશો નહી. એમ તેમના કહેવાથી મારી તે સંબંધી ચિંતા પણ દૂર થઈ. ત્યારે તે સમયે વળી બીજી એક ફીકર ઉત્પન્ન થઈ કે યાત્રામાં પુરુષવર્ગમાં તો હું એકલો જ છું અને દરરોજ સીધું સામાન વિગેરે લાવવા માટે તેમ જ કોઇની તબીયત બગડે તે વખતે રક્ષણાર્થે બીજો એકાદ પુરુષ મારી સાથે આવા કઠિણ પહાડોની મુસાફરીમાં હોય તો વધારે જ સારૂં. એ સંબંધી અગવડ મને જણાવા લાગી. તે વખતે તે દીનદયાલ મને જોઈતી સગવડ કરી આપવા ઇચ્છતા હોય તેમ ન ધારેલા સંજોગમાં તે જ દિવસે મારા સ્નેહી જોશી હલસુખરામ હરિશંકર બેરણાવાલા અણુચિંતવ્યા મને મલવા માટે આવ્યા ને તેમણે મને મારો લાવેલો સામાન જોઇને પૂછયું કે આ બધું તમે શાને માટે લાવ્યા છો ? ત્યારે મેં બદરીકેદારની યાત્રાએ જવાની હકીકત કહી. તે વખતે તેમણે કહ્યું કે હું પણ સાથે આવું તો કેમ ? એમ જ્યારે મને પૂછયું ત્યારે તો મને જોઈતું હતું ને વૈદે કર્યું એ કહેવત પ્રમાણે મેં તેમને કહ્યું કે ભાઈ વિવાહથી બીજું રળીઆમણું શું હોય ? જો તમો આવો તો મારા આનંદમાં વિશેષ વૃદ્ધિ થશે ને હું એકલો હોવાથી સાથે કોઈ પુરુષ હોય તો વધારે જ સારૂં એજ ઇચ્છતો હતો, અને તમે આવવાની ઇચ્છા કરો છો ને જો આવશો તો તે મને અધિક રુચિકર અવશ્ય થશે. ત્યારે તેમણે કહ્યું કે ત્યાં શું સાધન જોઇશે ? એમ એમના પુછવાથી મેં તેમને તે સંબંધી કેટલીક હકીકત કહી તે સમજીને તે તેમને ઘેર ગયા. તેથી મને

લાગ્યું કે મારા કંઇ વરસોના આ યાત્રાના વિચારો હોવા છતાં મારે જવું કઠિણ થઈ પડે છે તો આ ભાઈ વગર સમજે જ આવવાનું હા કહે છે પણ કંઈ આવે તેમ મને લાગતું નથી, પરંતુ તે પછી બીજા ત્રણ દિવસ જતાં પોતાને ત્યાંથી ટેલીફોનમાં મને કહ્યું કે મારો આવવાનો વિચાર નક્કી છે અને તેને માટે કેટલીક ચીજો જ્યાંથી તમે મંગાવી હોય ત્યાંથી મને મંગાવી આપો, ત્યારે મને લાગ્યું કે હવે જરૂર આવશે તેથી જે વસ્તુ એમણે મારી પાસે મંગાવી હતી તે બધી બીજે દિવસે તે મારા માણસ પાસે મંગાવી ને મેં પણ ટેલીફોનથી તેમને ખબર આપી કે મંગાવેલી વસ્તુઓ આવી ગઇ છે. ત્યારે તેમણે કહ્યું કે તે મારે ત્યાં મોકલી આપો જેથી તેમને માટે લાવેલી દરેક ચીજો તેમને ત્યાં મારા માણસ સાથે મોકલી આપી. એ પ્રમાણે તેમનો પણ યાત્રાએ આવવાનો નિશ્ચય થયો.

## દશ્ય ૩ જું.

### યાત્રાનું મુહૂર્ત અને મુંબઈથી કપડવંજ.


યા

ત્રાનું મુહૂર્ત–સંવત્ ૧૯૮૦ શાકે ૧૮૪૬ના વૈશાખ સુદી ૬ તારીખ ૧૦-૫-૧૯૨૪ ને શનિવારે પુષ્ય નક્ષત્રમાં કર્કના ચંદ્ર હોવાથી ઉત્તર દિશાના સન્મુખ ચંદ્રમા વખતે યાત્રાએ જવાનો દિવસ નક્કી કર્યો.

### મુંબઇથી કપડવંજ.

જોશી હલસુખરામ ભાઈએ મને કહ્યું કે મારા ભાઇને આવવાની ઇચ્છા છે તો હું તેમને તેડવા તેમજ કુટુંબને મલવા પ્રથમ દેશમાં જવા ધારૂં છું, તો મેં કહ્યું કે તમારા દેશમાં જઇ કુટુંબને તમે ભલે મળી આવો, ને હું પણ મારા દેશમાં જઈ કુટુંબીઓને મલીનેજ જવા ધારૂં છું માટે પોતાના સ્વ-

દેશમાંથી અને પોતાના ઘેરથીજ મુહૂર્તના દિવસે નીકલવું વધારે શ્રેયસ્કર છે એમ ધારી હમો વૈશાખ સુદી ૨ ને સોમવારે મુંબઇના કોલાબા સ્ટેશને રાત્રે ૯ વાગે ઉપડતી ટ્રેનમાં બેઠાં. હવે મારે જણાવવું જોઈએ કે મારે સંતાનમાં ફક્ત ૭ વરસની ઉમ્મરની એકજ પુત્રી નામે ચતુરલક્ષ્મી છે. તેને અમારાથી વિખુટી પાડી પોતાના કાકા પાસે મૂકીને જવાનું હતું, તેથી બને તેટલી તેની મરજી સાચવી તેને રાજી રાખી હતી તેથી તે ખુશમીજાજમાં હતી. પરંતુ દૈવની અકળગતિ અને ઇશ્વરી નિયમ પ્રમાણે, માતાપિતા વચ્ચે પુત્રપુત્રીનો કુદરતી અસ્ખલિત પ્રેમ, તે વખતના થતા અસહ્ય વિરહનો જાણે પ્રત્યક્ષ જ અનુભવ કરતો હોય તેમ ઉત્પન્ન થયો, જેથી તે વખતે એકાએક ચતુરલક્ષ્મીના હ્રદયમાં વિરહાનળ પ્રગટ થઈ ગયો. જેથી તેના સમજવામાં આવ્યું કે હું આજે મારા માતાપિતાથી વિખુટી પડું છું એમ એના સમજવામાં આવવાથી ગાડીમાં ઓચીંતુ ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા માંડયું. મેં તેને તેડી લઇ આશ્વાસન આપી ઘણુંએ સમજાવી છતાં પત્થરપર પડતાં પાણીની પેઠે સર્વે નિરર્થક ગયું ને તે એકદમ રૂદન કરતી મારે ગળે બાઝી પડી ને તેજ પળે ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો તેથી ન છૂટકે તેને મારે ગળેથી છોડાવીને તેના કાકાના હાથમાં સોંપી, હું ગાડીમાં ચઢી ગયો. તે વખતે મારૂં, મારી સ્ત્રીનું, તથા મારી બેન ગંગાનું હ્રદય પણ ક્ષોભ પામ્યું અને ત્રણે જણાનાં નેત્રોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને તેજ વખતે ગાડી ઉપડી જેથી આવજો પણ પુરૂં કહેવાયું નહીં અને રડતી દીકરીનું પછી શું થશે તેનો વિચાર અમારા ત્રણેના હ્રદયમાં થવા લાગ્યો, પરંતુ ગાડી ઉપડવાના વેગ સાથે અમો પણ તેના વેગમાં વેગરૂપે ચાલતાં થયાં અને ચતુરલક્ષ્મી તેના કાકાની પાસે રહી. એ પ્રમાણે પરસ્પરનો હ્રદયવેધક વિયોગ મરજી વિરૂદ્ધ થયો. હે પ્રિય વાંચકવર્ગ, આ પ્રકારે થતા વિયોગથી અમો સર્વની તે વખતે શું દશા થઈ હશે તે વિચાર વાંચકવર્ગેજ કરી લેવો.

છૂટા પડવા પછી અસ્થિર મનમાં વળી યાદ આવ્યું કે હું

શામાટે શોક કરી દીલગીર થાઉં છું ? ભાવિ મિથ્યા થવાનું નથી. અમારો આ વિયોગ પણ ભાવિની પ્રાબલ્યતાનું જ પરિણામ હશે.

ભાવિનું કર્તવ્ય જોતાં મહારાજા દશરથને પોતાના પુત્ર ભગવાન શ્રી રામચંદ્રજીને વનવાસ મોકલતાં તેનો વિરહ અસહ્ય અનિવાર્ય અને અનિર્વચનીય થયો હતો, છતાં મહારાજા દશરથને તે અવશ્ય સહન કરવો જ પડયો હતો તો હું તે કોણ માત્ર ? એટલું જ નહીં પણ તેથી વિશેષ વહાલા પુત્ર શ્રવણને ઘોર જંગલમાં દશરથનાં વાગેલાં બાણથી પ્રાણત્યાગ કરતાં તેનાં અંધમાતા પિતાને તે શ્રવણનો સદાને માટે વિયાગ થતાં તેમની શું દશા થઈ હશે ? આવા વિચાર મનમાં આવવાથી ન છુટકે સંતપ્ત હૃદયે વાહાલી દીકરીને વિસારે પાડી અમો ત્રણે જણાઓની આંખોમાં આવતાં આંસુ બંધ કરી અમારી મુસાફરીની શરૂઆત કરી ને મંગલવારે સવારે વડોદરે પહોંચ્યાં.

તેજ દિવસે વડોદરા રાજ્યના પ્રતાપી મહારાજા સયાજી-રાવ બહાદુર સાહેબના નિવાસસ્થાન લક્ષ્મીવિલાસ પેલેસ (મહેલ) જોવાને ગયાં ત્યાંની અવર્ણનીય શોભા, અને દરબાર ભરવાનો ભવ્ય હૉલ ને મહેલના જૂદા જૂદા ખંડ, સુંદર મીનાકારી નકશી કામની અલૌકિક રચના અને ગાયકવાડી રાજ્યગાદી ઉપર બિરાજતા હાલના તેમજ ભૂતકાલમાં થઇ ગયેલા મહારાજાઓ અને મહારાણીઓની મનોહર ચિત્તવેધક ભવ્ય તસબીરો, તેમજ જુદા જુદા નહાવા, સુવા, બેસવા, વાંચવા, ખાવા, મુલાકાતે આવનારના મેલાપ કરવાનાં એકાન્ત અને અલગ અલગ સ્થાનો, રમત ગમ્મત, અને વિહારસ્થાનો, વિગેરે અનેક તરેહના વૈભવો, મહાન રાજ્યને છાજે અને મન પ્રસન્ન થાય તેવાં અનેકાનેક દશ્યો જોઈને સર્વેને આનંદ થયો. પછી મકરપુરા પેલેસ જોયો તે પણ અતિ સુશોભિત, દેદીપ્યમાન હતો, ત્યાંથી શહેરમાં ફરી મધ્યભાગે માંડવી આગળ થઇ લહેરીપુરા દરવાજે થઇ કમેટીબાગે જાનવરોનું પ્રદર્શન, ઝુલતો પુલ વિગેરે જોયાં. પછી બધો સામાન વડોદરે મુકી અમો સર્વે વડોદરેથી કપડવંજ ગયાં અને દલસુખરામભાઈ એકલા જ બેરણે ગયા.

## દશ્ય ૪ થું.

### શ્રી બદરીનારાયણની યાત્રાએ જવાનો વિધિ, પાળવાના નિયમો, ત્યાગ કરવાની બાબતો, અને સાથે રાખવાની વસ્તુઓની સૂચના.

### યાત્રાનો વિધિ.

આ વિધિ નારદમુનિના પુછવાથી સનત્કુમારે નારદને અને નારદજીએ સત્યવ્રત રાજાને કહેલો છે.



સંસારના કલેશથી નિવૃત્ત થવાને, પોતાના ઈષ્ટ મનોરથની સિદ્ધિ સારૂ, આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એમાંના કોઇ પણ મનુષ્યે, આ પવિત્ર યાત્રાએ પ્રથમ ઘેરથી *નીકળતાં પહેલાં સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરીને યાત્રાનો કે સાધુનો

---

* **સૂચના**—જો તમારે યાત્રા સુખરૂપ ને નિર્વિઘ્નપણે કરવી હોય તો બનતા સુધી પોતાના જ માણસો કે જે આગેવાનની મરજીને આધીન થઇ તેના કહ્યા પ્રમાણે ચાલે તેનો જ સંઘાત કરવો તે શિવાયનો એકમેકની મરજી વિરૂદ્ધ વરતનારનો સંઘાત થતાં યાત્રામાં ધારણા પ્રમાણે મુસાફરી, પુણ્યદાન, રહેવું, ખાવું, જવું, આવવું, સુવું વિગેરેના વાદવિવાદમાં ઉતરવાથી પરસ્પરમાં અસંતોષ થાય છે અને તેથી ઇશ્વરમાં ધ્યાન ન રહેતાં એક બીજાની નિંદા કરવામાં જ ઘણો વખત ગાળવો પડે છે ને પોતાની મરજી મુજબ કંઇપણ થઇ શકતું નથી ને તે કારણથી કોઈ વખત હેત પ્રીત તુટીને ઉલટું વૈર થવાનો વખત આવે છે. માટે બનતા સુધી પોતાના કુટુંબ સાથે એકલાયે જ યાત્રાયે જવું પણ જો કદાચ ન છુટકે બીજાને સાથે લેવા પડે તો ઘેરથી જ કહેવું કે અમારા કહેવા પ્રમાણે એકજ વિચારથી ચાલવું પડશે તેમ જો સાથે આવનાર હા કહે તો પણ દરરોજની રસોઇ તો પોત-પોતાની અલગજ કરવી જેથી નીંદા કરવાનો વખત બનતા સુધી ઘણોજ ઓછો આવશે. એટલુંજ નહીં પણ કેટલાક ખાનગી વહેવારો પણ અલગજ• રાખવા તેથી કેટલીક બૈરાંઓની ખટપટોથી પણ બચી જવાશે પણ બનતા સુધી સંઘાત વગર જવુંજ ફાયદાકારક છે. કે જેથી તીર્થોમાં ફરતાં તે પ્રભુમાં ધ્યાન રાખી શકાય છે.

વેશ ધારણ કરી, સ્વસ્તિવાચન ને ગણપતિ પૂજન કરી, હાથમાં જલ લઇ સંકલ્પ કરવો કે "**મમ જ્ઞાતા-જ્ઞાત પાપ નિવૃત્ત્યર્થં, ઐહિકામુષ્મિક સુખૈશ્વર્ય પ્રાપ્ત્યર્થં, પિતૃગણ સહિતાત્મોદ્ધારાર્થ પુરુષાર્થ ચતુષ્ટયસિદ્ધયર્થં, શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં, યથોક્તફલ પ્રાપ્ત્યર્થં, શ્રીબદરીનારાયણસ્ય યાત્રા મહં કરિષ્યે.**" એમ સંકલ્પ કરી જળ છોડવું. તે પછી પિતૃઓનું તર્પણ કરીને ગુરુ વડીલ અને વૃદ્ધજનોને નમસ્કાર કરીને શ્રી બદરીનારાયણના ચરણકમલોનું ધ્યાન ધરવું, અને વેદપાઠી વિદ્વાન્ બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન કરાવીને બ્રાહ્મણોનું પૂજન વિગેરે સત્કાર કરી તેમને હાથ જોડી પ્રાર્થના કરીને કહેવું કે હે ભૂદેવો ! હું આપને શરણે આવ્યો છું તો આપ મને આશીર્વાદ દઈ શ્રી બદરીનારાયણની યાત્રાએ જવાની આજ્ઞા આપો કે જેથી આપની કૃપાથી હું તે યાત્રા સુખરૂપ કરી મારે ઘેર પાછો આવું અને મને ઉત્તમ મોક્ષાદિ ધર્મની પ્રાપ્તિ થાય. હે ભૂદેવો! સૃષ્ટિના આરંભમાં આપને બ્રહ્માજીએ ધર્મોપદેશ કરવા માટે ઉત્પન્ન કરેલા છે. જેથી હું આપને શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું. એ પ્રકારે બ્રાહ્મણોના મુખનો આશીર્વાદ લઈ શ્રી નારાયણનું સ્મરણ કરતાં કરતાં યાત્રાર્થે નીકળવું.

## યાત્રામાં પાળવાના નિયમો.

૧. ઘર છોડયા પછીથી તે ઘેર આવતાં સુધી, જિતેન્દ્રિય થઇ શુદ્ધ ચિત્ત રાખી યાત્રાએ જવું. હંમેશાં પૃથ્વી ઉપર શયન કરવું. ફલાહારાદિ સાત્ત્વિક અન્નનું ભોજન કરવું.

૨. નિત્ય સંધ્યોપાસન ભગવદ્ભજન દેવવન્દન (નમસ્કાર) કરતાં કરતાં યાત્રા× કરવી. સશક્ત મનુષ્યે બનતાં સુધી પગે

× યાત્રા એટલે મુસાફરી જાણવી. પરંતુ ધર્માર્થતીર્થોમાં દેવદર્શન વિગેરે માટે કરેલી મુસાફરીને યાત્રા કહેવાય છે. તે શિવાય દેશ જોવા કે મોજ કરવા કે હવા ખાવા જનાર ઇત્યાદિની મુસાફરી કહેવાય છે. તેમજ યાત્રાએ જનાર મનુષ્યને યાત્રી કે યાત્રીઓ કહે છે.

ચાલીને જવું. બળદની ગાડીમાં બેસીને યાત્રા કરવાથી ગોવધનું પાપ થાય છે. ઘોડા ઉપર બેસવાથી ફલ નહીં જેવું, ને મનુષ્યની સ્વારી કરવાથી યાત્રાનું અર્ધું ફલ મલે છે; જેથી પગે ચાલીને યાત્રા કરવી શ્રેષ્ઠ છે. બનતાં સુધી ચામડાના જોડા પણ પહેરવા નહીં ને કન્તાનના જોડા વાપરવા. હંમેશાં શ્રદ્ધાથી તીર્થોનું માહાત્મ્ય સાંભળવું ને હરિકીર્તન કરવું. પારકા અન્નનું ભોજન કરવું નહીં કેમકે પરાન્નનાં ભક્ષણથી જે જે શુભ કર્મ તે દિવસે કર્યું હોય તેનું ફલ અન્નદાતાને મળે છે અને અન્નદાતાનું પાપ અન્ન ખાનારને લાગે છે. ઉપર પ્રમાણેના વિધિયુક્ત શ્રીબદરી-નારાયણની યાત્રાએ જવું.

૩. સાચું બોલવું. મન, વાણી અને કર્મથી પણ સચ્ચાઈથી રહેવું. સત્યસમાન બીજો ધર્મ નથી. સત્યની સદા જય છે. સત્ય એ જ સાચો પ્રકાશ છે. તપ-વ્રત અને નિયમનું મુખ્ય મૂળ સત્ય છે.

૪. આપણાથી વિરુદ્ધ વર્તનારની સાથે અથવા જેનાથી અણગમો ઉત્પન્ન થતો હોય તેઓની સાથે કંઇ પણ વ્યવહાર કરવો નહીં. તેમ તેના સંઘાતમાં પણ રહેવું નહી.

૫. આપણને નુકશાન થતું હોય તો પણ દુઃખ વેઠીને પારકાનું ભલું કરવામાં તત્પર રહેવું.

૬. જે આપણી પાસે આવે અથવા જેની પાસે આપણે જઇએ તે દરેકના સમાગમમાં આવતાં મધુર અને સત્ય વાણીથી પ્રેમભરી દૃષ્ટિએ તેઓ તરફ જોઇ તેઓનો આદરસત્કાર કરવો.

૭. કામ, ક્રોધ, લોભ અને ભયને વશ થઇ કદી પણ ધર્મથી વિરૂદ્ધ વર્તન કરવું નહીં.

૮. આપણાથી ચડતા ઉતરતા કે બરાબરી દરજ્જાના સર્વે મનુષ્યો સાથે હળીમળીને પોતાના સમાનભાવથી વર્તવું. અને દરેક કામમાં અહંભાવના કરવી નહીં. દરેકમાં કર્તાપણું ઇશ્વરનું જાણવું. એ પ્રમાણે વર્તવાથી ઈશ્વરની મહાન પૂજા થાય છે એમ જાણવું.

૯. દરેકના ઉપર દયા રાખી પોતાથી બનતી યાચકોને

જરૂરીઆતની વસ્તુઓનું દાન આપવું. પંચ ઈંદ્રિયોને નિયમમાં રાખી તેને ચલિત થવા દેવી નહીં.

૧૦. તમારે એમ નહીં સમજવું કે મારાં કરેલાં પાપકર્મને કોઈ દેખતું નથી. માટે એમ ધારી પાપમાં પ્રવૃત્તિ કરવી નહીં, કારણકે સર્વવ્યાપી સર્વશક્તિમાન્ સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વેશ્વર, ઘટઘટના વ્યાપી, પરમાત્મા સર્વકાલ નિરંતર તે સર્વે પ્રત્યક્ષ જુએ છે જેથી પાપકર્મથી દૂર રહેવું અને પુણ્યકર્મ કરવું, ઇશ્વરની પ્રાર્થના પ્રાતઃકાલે અને સાયંકાળે શુદ્ધ થઈ એકાગ્ર મનથી અવશ્ય કરવી.

૧૧. મુખ્ય વાત એ છે કે જીવને ઇશ્વર સાંનિધ્ય લઈ જવાનું આ મનુષ્ય દેહરૂપી સાધન સમજી તેને સ્વચ્છ પવિત્ર ને નીરોગી રાખવું અને હંમેશાં તેની આરોગ્યતા જળવાઇ રહે તેવા ઉપાયો યોજવા. કારણકે શરીરની સુખાકારી શિવાય યાત્રાએ જવું અશક્ય છે જેથી નીરોગી રહેવા માટે સારો અને સ્વચ્છ રુચિ મુજબ બળવર્ધક ખોરાક લેવો.

૧૨. સર્વના કર્તા સર્વના હૃદયમાં રહેલા સર્વ ફલના દાતા અને સર્વના સાક્ષી સાક્ષાત્ પરબ્રહ્મ એકજ છે એમ જાણી યાત્રામાં વખતો વખત મુખથી તે પ્રભુના ગુણ ગાવા. તેમજ હાથ અને પગોથી તેમની બનતી સેવા કરવી. કાનોથી એમનાં અદ્‌ભુત ચરિત્રોનું યશોગાન સાંભળવું, અને નેત્રોથી દરેક સ્થલે સૃષ્ટિ સૌંદર્યમયનાં અને સ્થલે સ્થલે દૃષ્ટિગોચર થતી દરેક મૂર્તિનાં ભક્તિપૂર્વક સપ્રેમ દર્શન કરવાં. મતલબ કે આ શરીર મન અને બુદ્ધિ સહિત તે પ્રભુના ધ્યાનમાં તત્પર રહી હંમેશાં પ્રેમભક્તિમાં મગ્ન રહી ગંગા વિગેરેનાં સ્નાન અને દર્શન કરવાં.

૧૩. જેના હાથ પગ ને મન નિયમમાં હોય તેમજ વિદ્યા તપ અને કીર્તિવાન હોય અને યાત્રામાં જે કાંઇ ખાવાના પદાર્થો મળે તેટલામાંજ સંતોષ માને; અહંકાર, કલંક, ક્રોધ, પાપરહિત, અલ્પાહારી, જિતેન્દ્રિય, સત્ય વચન પાળનારો, દૃઢ પ્રતિજ્ઞાવાળો,

સર્વ પ્રાણીઓને પોતાના સમાન જોનારો, એવો મનુષ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તીર્થના ફળનો અધિકારી થઈ તે તીર્થોના સંપૂર્ણ ફળને મેળવે છે.

૧૪. યાત્રામાં ચોરી, હિંસા, મધુપાન તથા દાન પ્રતિગ્રહ વીગેરે નિષિદ્ધકર્મો કદાપિ કરવાં નહિ; ગૃહસ્થ સિવાયના અન્ય ત્રણ આશ્રમ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યસ્તાશ્રમવાળાઓએ પણ શુદ્ધ અને સાત્વિક અન્નપાનાદિકથી પોતાનો નિર્વાહ કરીને યાત્રા કરવી જોઈએ.

દૈવયોગથી વખતે જો કોઈ યાત્રાનું આ યાત્રા કરતાં માર્ગમાં મરણ થાય તો તે યાત્રી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઉત્તમ એવા કેદારને બદ્રીનારાયણના ક્ષેત્રમાં જતો હોવાથી તેનો મોક્ષ થાય છે એમ જાણવું.

૧૫. ભગવન્નામ સ્મરણ કરવું, હિંસાથી બચવું, દંભ, દ્વેષ, ઈર્ષા, આળસ, મિથ્યા ભાષણ, અભક્ષ ભક્ષણ વિગેરે નહિ કરવા જેવાં કર્મોનો ત્યાગ કરવો અને સગાકુટુંબ ઉપરના મોહનો પણ ત્યાગ કરવો; પાપકર્મ કરવાં નહિ શુભકર્મો બને તેમ વિશેષ કરવાં; નીરાધારોને બનતી મદદ આપવી અને તેઓના ઉપર પરોપકાર કરી તેમને સંકટોમાંથી બચાવવા.*

એ પ્રમાણે તીર્થસેવન અને તીર્થોની મુસાફરી કરવાથી મનુષ્ય આલોકમાં ને પરલોકમાં ઇષ્ટસીદ્ધીને મેળવે છે. બીજો કોઇ પણ એવો ઉપાય નથી કે જે ધર્મ અર્થ કામ ને મોક્ષના સાધન માટે તીર્થની બરાબરી કરી શકે.

## તીર્થાધિકારી કોણ હોઈ શકે ?

અગ્નિહોત્રી, ચારે વર્ણનો ગ્રહસ્થાશ્રમી, વ્રતધારી, પ્રાયશ્ચિત્તી, સ્ત્રીવાળો કે સ્ત્રીવિનાનો બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શૂદ્ર અને

* આ બધા નિયમો યથાર્થ પાળવા ઘણા જ કઠણ છે માટે યાત્રીઓએ તેમાંના પોતાથી બને તેટલા નિયમોનું યાત્રામાં પાલન કરવાને બનતી કાળજી રાખવી.

રાજા વિગેરેનો તીર્થનું સ્નાન કરવાથી પોતાનો નિષિદ્ધ યોનિમાં થતો જન્મ અટકી જાય છે અને ઉત્તમયોનિમાં જન્મ થાય છે.

## યાત્રાએ જવાનો અનુકૂળ વખત.

મેષ સંક્રાન્તિ હરદ્વારમાં કરી. ૨૦–૨૫–કે ૨૮ દિવસે બદરીનારાયણનો પટ ખુલે છે. જ્યાં મેષ સંક્રાન્તિના ૧૮–૨૦ કે ૨૨ દિવસો પછી કેદાર દર્શન ખુલે છે. ત્યાં સુધી ત્યાં બરફ વિશેષ રહે છે, ને તેથી શરદી વિશેષ લાગે છે.

પટ ખુલવાથી તે બંધ થતા સુધીમાં રસ્તામાં દરેક ઠેકાણે કામ ચલાઉ દુકાનો ને રહેવાનાં ઝુંપડાં તૈયાર જ હોય છે.

## દેવના દર્શનનો પટ બંધ થવાનો સમય.

વૃશ્ચિક સંક્રાન્તિના બેસવા પછીથી એક બે દિવસ સુધી બદરીનારાયણનાં દર્શન ખુલ્લાં રહે છે. તે પછી બંધ થાય છે. તે મેષ સંક્રાન્તિના ઉપર કહ્યા પ્રમાણે ૨૦–૨૫–કે ૨૮ દિવસે દર્શન ખુલે છે. કેદારદર્શન પણ એજ પ્રમાણે જાણવું.

મેષ સંક્રાન્તિ–ચૈત્ર માસમાં આવે છે ને વૃશ્ચિક સંક્રાન્તિ કારતકમાં આવે છે. અમે મેષના ૨૬ દિવસ ગયે કપડવંજથી યાત્રાએ ગયા હતા પરંતુ જેઓ મેષ સંક્રાન્તિ બેસતાંજ પોતાના ઘેરથી નીકળવું થાય તો ઠંડી સખત સહન કરવી પડે છે, માટે બને તો દરેક યાત્રીએ મેષના ૧૦ અંશ જવા દઈને જ ઘેરથી નીકળવું.

તેમજ જો મેષ સંક્રાન્તિ પુરી થતાં નીકળે તેને આવતી વખતે વરસાદનું તોફાન નડે છે તેથી બનતા સુધી મેષના ૧૦ થી ૨૦ અંશમાંજ નીકળવું.

પરંતુ જેને બદરી અને કેદાર બે જ જગોએ જવું હોય તેને તો મેષ સંક્રાન્તિના પણ ૨૦ થી ૨૮ અંશ જતાં જ નીકળવાથી કોઇ પ્રકારની હરકત આવશે નહીં, ઉપરના દિવસો ચારે ધામ યમુનોતરી ગંગોત્રી કેદારનાથ ને બદરીનારાયણ જનાર માટે છે.

## યાત્રામાં ત્યાગ કરવાની બાબતો.

૧. અનીતિથી કોઈનું ધન હરણ કરવું નહીં. એટલે ચોરી, જુગાર, છળ, કપટ વિગેરેથી દૂર રહેવું, તેમજ પરદેશી અપવિત્ર વસ્તુઓનો ત્યાગ કરવો.

૨. મન વાણી અને કર્મથી કોઈનાં શરીર કે મનને પણ દુઃખ દેવું નહીં અને જીવહત્યા કરવી નહીં એટલે અહિંસક રહેવું.

૩. પરસ્ત્રીગમન તો શું પણ પારકી સ્ત્રીના સામું ધારી ધારીને જોવું નહીં અને તેવા ખોટા વિચાર પણ બીલકુલ કરવા નહીં.

૪. કોઈને વિનાકારણ ખોટો ઠપકો આપી તેનું અપમાન કરી કઠોર વચન કહેવું નહીં.

૫. હરકોઈ મનુષ્યનો ગુરુ, સંબંધી, મિત્ર, ઉપરી કે અધિકારી વિગેરે હોય તેની નિંદા તે મનુષ્યના સાંભળતાં કરવી નહીં.

૬. જુઠું બોલવું નહી. અને મિથ્યા ભાષણ બીલકુલ કરવું નહી.

૭. પારકું ધન હરણ કરવાની ઈચ્છા કરવી નહીં. કોઈની લાંચ રૂશવત લેવી નહી.

૮. મનમાં પણ કોઈનું બુરૂ કરવાની ઇચ્છા કરવી નહી.

૯. આળસ રહિત થવું અને પુછનારને આપણી જાણ પ્રમાણે સાચી સલાહ આપવી. બને તેમ હરકોઇ રીતે પરોપકારવૃત્તિ રાખી ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, રોગીને દવા, વસ્ત્રરહિતને વસ્ત્ર આપી સત્સંગ કરવો.

આ પ્રમાણે વરતન કરતા કરતા યાત્રાએ જઈ આવવાથી યાત્રાનું થતું સંપૂર્ણ શુભ ફલ અવશ્ય પ્રાપ્ત કરી શકાય છે. તેમાં જરાએ સંશય નથી.

## સાથે રાખવાનું રોકડ નાણું.

દરેક યાત્રીએ ઘરથી નીકળતાં રોકડા રૂપીયા પાસે રાખવા નહીં. કેમકે રોકડા રૂપીઆનો બોજો વધારે થાય છે અને તે

બોજાવાળાની પાસે ઉચકાવતાં તેનું ઉચકામણુ વધારે આપવું પડે છે. પોતાના દેશથી નજીકનાં મોટાં શહેરો કે જ્યાં બેંકો વિગેરે હોય છે, ત્યાં આગળથી ઘણેભાગે પાંચ પાંચ અને દશ દશની નોટો કરતાં રૂપીઆ રૂપીઆની નોટો વટાવી રાખવી ઠીક છે. ત્યાં દરેક જગાએ એકની ને પાંચની નોટ ચાલી શકે છે છતાં પાંચ કે દશની નોટ વટાવતાં દુકાનદાર વિગેરે પાસે જો રોકડા રૂપીઆ ન હોય તો અડચણુ પડે છે.

દરેક દુકાનદાર પાસેથી માલ લેતાં રૂપીઆનું પરચુરણુ મલી શકે છે છતાં પરચુરણુ ન હોય તો અને અચકાઈ જવા જેવું જણાય તો તે વખતે રૂપીઆનો પુરેપુરો માલ લઇ લેવો કે જે માલ આપણુને આગળ ઉપર ઉપયોગી થાય. તેમજ જે જગ્યાએથી બેથી ત્રણુ રૂપીઆનો માલ ખરીદ કરેલો હોય તેવી જગ્યાએ દુકાનદારને પાંચ રૂપીઆની નોટ આપવી અને બાકીના પૈસા પાછા લેવા. જ્યારે પાંચથી અધિક માલની ખરીદી કરી હોય તો દશ રૂપીઆની નોટ આપવી. કેમકે જો તેવી રીતે રૂપીઆ રૂપીઆવાળી નોટો આપતાં પુરી થઈ જાય તો પછી આગળ ઉપર દશની નોટ વટાવતી વખતે પરચુરણુ ન મલી શકે તો તે વખતે અડચણુ પડે. માટે જ્યાં દશની નોટો ન વટાવી શકાતી હોય તેવી જ જગ્યાએ રૂપીઆ રૂપીઆવાળી નોટો આપવી. એ પ્રમાણે કરવાથી નોટો વટાવવાની અડચણુ પડશે નહીં. તેમજ કેટલાક ગોર લોકો પાસેથી પણુ રોકડા રૂપીયા વખતે મંગાવીએ તો તે રોકડા રૂપીઆ લાવી આપે છે. રોકડા રૂપીઆની જ્યારે દેવમંદિરમાં ભેટ મુકવી હોય છે ત્યારે જરૂર પડે છે, તેને માટે થોડા રૂપીઆ ઘેરથી સાથે જ લેવા અથવા નોટો વટાવી પરચુરણુ પાછું લેતાં આવેલા રોકડા રૂપીઆનો સંગ્રહ કરતા રહેવું.

બ્રાહ્મણો અને ગોર વિગેરેને દક્ષિણામાં રોકડા રૂપીઆ આપવા ઠીક છે જેથી સંગ્રહ કરેલા રોકડા રૂપીઆ તે વખતે કામ લાગે છે.

જમ્નોત્રી ગંગોત્રીના રસ્તે કેટલાક મોદીઓ રૂપીઆ રૂપીઆવાળી નોટો લેવાની આનાકાની કરે છે. કેમકે તેઓને ત્યાંના ગામડાની આજુબાજુના લોકો પાસેથી માલ લેવો પડે છે ત્યારે અણુસમજુ લોકોને તે માલના પેટામાં રોકડા રૂપીઆ આપવાની જરૂર પડે છે, જેથી દુકાનદારો પણ રોકડા રૂપીઆ આપણી પાસેથી લે છે. તો તેવા પ્રસંગે જ્યાં રૂપીઆ રૂપીઆ-વાળી નોટો ન ચાલી શકે ત્યાંજ રોકડા રૂપીઆ આપવા. પરંતુ આવી રીતે આનાકાની કરવાવાળા આખી યાત્રામાં ફક્ત ચાર કે પાંચ ઠેકાણે કવચિત જ છે, જેથી સંગ્રહ કરેલા રોકડા રૂપીઆ તે વખતે વાપરવા.

તેમજ રસ્તે ચાલતાં ગરીબ કે ભીક્ષુકોને પાઈ પૈસો આ-પવા માટે કેટલીક પઈઓ ને પૈસા રાખવાની જરૂર છે તથા આની બેઆની ચારઆનીનું પરચુરણ પણ ચાર પાંચ રૂપીઆનું હરહંમેશ રાખવું જરૂરનું છે. જ્યારે જ્યારે તે પરચુરણ કમતી થવા માંડે કે હરેક માલ ખરીદતાં કે બીજી રીતે પૈસા આપ-વાની જરૂર પડતાં જ્યાં જ્યાં રૂપીઆની અંદરની રકમ આપવાને જરૂર જણાય ત્યાં તેને પરચુરણ નહીં આપતાં રૂપીઓ આપી બાકીનું પરચુરણ લેવું. તેમજ મોટાં ગામો જ્યાં આગળ આવે ત્યાં આગળથી પણ જોઇતું પરચુરણ કરાવતા જવું. તીર્થોની જગ્યાઓમાં ખાસ કરીને પોતાને વહેંચવાની પાઇઓ ગોર કે બીજાઓની મારફતે તપાસ કરી લઈ લેવી. તેવા પાઇ પૈસાઓ ત્યાં આગળ ઘણું ખરૂં વગર વટાવથી મળી શકે છે. માટે ઘેરથી નીકળતાં બધા રોકડા રૂપીઆ ન રાખતાં પાંચ કે દશની નોટોજ પુરતા પ્રમાણમાં રાખવી અને તેને પોતાની પાસે સાચવી રાખ-વાને માટે એક જાકીટ આગેવાન પુરૂષે બનાવી લેઇ તેની બને બાજુએ અંદરના ભાગમાં મોટાં ખીસ્સાંઓ મૂકાવવાં અને તે બન્ને ખીસ્સામાં નોટો રાખવી જેથી ગુમાવવાનો કે ચોરાઇ જવાનો ભય રહેશે નહી.

તેમજ સો સો રૂપીઆ વાળી નોટો પણ મોટા ગામોમાં

વગર વટાવે વટાવી શકાય છે કેમકે ત્યાંના વેપારીઓને પણ દેશાવર ખાતે રજીષ્ટરથી નોટો માલના પેટામાં બીડવા માટે જરૂર પડે છે જેથી તેઓ ઘણીજ ખુશીની સાથે સો સોની નોટોની માગણી કરે છે અમોએ રોકડા રૂપીઆ પાસે રાખ્યા હતા તે હરદ્વારમાંથી રોકડા રૂપીઆ આપીને અમારે નોટો લેવી પડી હતી વળી ગોર વિગેરેને દક્ષણામાં રોકડા રૂપીઆ આપવામાં આવ્યા હોય તો તેમનો આશીર્વાદ ને સુફળ લીધા પછી રોકડા રૂપીઆ પાછા લેવા અને તે લેઇ દશ દશની નોટો તેમને આપવી. એ ખાસ ધ્યાન રાખવું.

## યાત્રામાં રાખવાની ઉપયોગી વસ્તુઓ.

**વાસણ બાબત**—જેટલા માણુસોની ભેગી રસોઈ કરવાની હોય તેટલા માટે દાળ, ભાત રોટલી ને શાક બની શકે તેટલાં વાસણ લેવાં. જેમાં તપેલીઓ, થાળીઓ, વાડકીઓ, સાંડસી, કડછી, ઝારો, તાવડી, દર માણુસ દીઠ એક એક રકાબી પ્યાલો, વેલણ અને પાણીનો ઘડો કે તેવું બીજું વાસણ, તથા એકેકો લોટો વિગેરે લેવાં. પણ દરેક વસ્તુ હલકી અને નાની લેવી કે બનતા સુધી એલ્યુમેનનોજ આખો સટ લેવો કે જેથી વજન ઘણું ઓછું થાય.

**વસ્ત્રો બાબત**—જેમ બને તેમ ઊનનાં ગરમ કપડાં વિશેષ પ્રમાણમાં રાખવાં જાડાં ને મજબુત બે ગંજીફ્રાક ઓવરકોટ કામળી ધાબળી કે બનુશ, શાલ, કૉનટોપી (મંકીકૅપ) ગલપટ્ટો, પાટલુન, હાથને પગના બબેજોડી મોજાને તેનાં ગેટર એ સર્વે લુગડાં ગરમ ઊનનાં લેવાં–પાટલુન શિવાય સ્ત્રીઓને પણ–ઊપર મુજબ વસ્ત્રો રાખવાં.

**પુરૂષો માટે**–સૂતરાઉ વસ્ત્રમાં–બે કબજા, બે પહેરણ, બે પંચીઆં, બે ધોતીઆં વિગેરે લેવાં તથા રેશમી વસ્ત્રમાં એક મૂગટો કે કંતરાણ જમતાં પહેરવા માટે લેવું.

**સ્ત્રીઓને માટે**–સૂતરાઉ વસ્ત્રમાં બે કબજા, ત્રણ ઘાઘરા, ચાર સાલ્લા અને ત્રણ ચોળીઓ એ વસ્ત્રો રાખવાં.

**દવાઓની બાબત**—પાણીમાં નાખવાની દવા, તાવ માટે કવીનાઇનની ગોળીઓ, બાટલીવાળાની કે હરકોઈ એગ્યુમીક્ષચરની તાવની દવા, પેનકીલર, કોલનવૉટર, પીપરમીટ, ચૂર્ણ, કલોરોડાઈન, અમૃતાંજન, બામ, મેન્થુલ, ચાનું તેલ, તજનો અર્ક, કપુરનો અર્ક, સુદર્શન ચૂર્ણ, દંતમંજન, હીંગાષ્ટક, કસ્તુરી, બરાસ, કેશર, સુખડનું તેલ અને શીશીઓ ખોલવાનો પેચ વિગેરે દવાઓ પુરતા પ્રમાણમાં રાખવી. કારણ કે અન્ન વસ્ત્ર ને ધન વિગેરેનું દાન આપવા કરતાં બિમાર મનુષ્યને દવા વિગેરે આપવાનું મહાન પુણ્ય થશે માટે જો દવાઓ પોતાના ઉપયોગમાં ન આવે તો બીજાઓને પણ મદદગાર થઈ પડશે.

## દવાઓ વાપરવાની રીત.

**હિંગાષ્ટક ચૂર્ણ**—અરૂચિ, મંદાગ્નિ, મોંઢામાં ખરાબવાસ, ઉલટી, ખોરાક ઉપરની અરૂચી, પેટ ચઢે, પેટમાં વાયુ ગુંચાઈ દસ્ત સાફ ન આવે, તો હિંગાષ્ટક ચૂર્ણ તોલો ૦॥ ખાધા અગાઉ ફાકવું. ને ખાધા પછી કલાક રહી ૦॥ તોલો ને રાત્રે સૂતી વખતે તોલો ૦॥ લેવું. જેથી આરામ કરે છે.

**સુદર્શન ચૂર્ણ**—તાવ પિત્તનું વધવું ગમે તેવા તાવ ઉપર સારૂ કામ કરે છે. મગજમાં ચસકા આવતા હોય થાક બહુ લાગ્યો હોય તો આ ચૂર્ણ સવારેને સાંજે બે વખત તોલો-૧ થંડા પાણી સાથે લેવું ચૂર્ણ ફાકી ઉપર પાણી પીવું જેથી દસ્ત સાફ લાવી આરામ કરે છે.

**બામ અથવા મેન્થોલ**—શરદીથી છાતીમાં દુખતું હોય પગમાં કલતર થતું હોય પગનાં તળીઆં ફાટી ગયાં હોય ગમે તે ભાગમાં દુખાવો થતો હોય તો તે ઉપર આ બામ હાથમાં લેઇ તે ઉપર ખૂબ ઘસવું.

છાતીમાં ઊધરસ આવતી હોય દુઃખતું હોય તો બામ લગાડી ગરમ પહેરણ અથવા ગરમ કપડું પહેરી તે ઉપર થોડો સેક લેવો.

**કોલન વૉટર**—વાગેલું હોય ઠેસ વાગી હોય લોહી નીકળ્યું હોય તેના ઉપર બે ચાર ટીપાં પાડવાં. મગજ તપ્યું

હોય તો કૉલન વોટર ને થોડું અંદર પાણી મીલાવી મગજ ઉપર પોતુ મૂકવું. છાતી વિગેરેમાં શરદીથી પીડા થતી હોય તો ઘસવું. ખરાબ વાસ આવતી હોય તો રૂમાલમાં નાખી સૂંઘવું.

**પેનકીલર**—પીડ આવતી હોય પેટમાં દુખતું હોય ઝાડા થતા હોય તો દશ ટીપાં લેઇ તેમાં ઠંડું પાણી બમણું નાખી પી જવું તેમજ અપચો થતો હોય ખાટા ઓટકાર આવતા હોય, પેટ ચઢયું હોય વાઇટ ન થતી હોય તો પણ ઉપરની માફક તેનો ઉપયોગ કરવો.

**ઝમઝમ**—( ડૉકટર એફ. એચ. માદનનું બનાવેલું બગલા છાપનું લેવું. )

આ દવા ઘણી જાતના રોગો ઉપર કામ કરે છે પેસાબમાં બલતરા થાય તો છથી આઠ ટીપાં પાણી સાથે લેવાં. લોહી દસ્તમાં પડતું હોય, મરડો થયો હોય દસ્ત વધારે થતા હોય તો આઠથી દસ ટીપાં પાણી સાથે લેવાં તો તેને બંધ કરે છે. કોલેરો થયો હોય તેના ઉપર પણ ઉપરની માફક દિવસમાં ત્રણ વખત લેવું જેથી આરામ કરે છે.

વાગ્યા ઉપર ચોપડવું, દાઢ દુઃખતી હોય અવાલું ફૂલ્યાં હોય તે ઉપર રૂનું પૂમડું તે દવામાં ભીંજવી તે ઉપર લગાડવું દિવસમાં બે વખત—કાનમાં ચસકા આવતા હોય તો તેમાં બે ટીપાં કાનમાં નાંખી ઉપર રૂ ઘાલી દેવું. મગજ દુખતું હોય તો બે ચાર ટીપાં લેઇ મગજ ઉપર ઘસવાથી આરામ કરે છે.

**ચાહનું તેલ-કપુરનો અર્ક**—પીપરમીટનો અર્ક અને તજનો અર્ક, દરેક દુઃખારા ઉપર પગના સોજા ઘૂંટણનું દુખવું ને સાંધવા ઉપર ઘસવાથી ફાયદો કરે છે.

કપુરનો અર્ક ને પીપરમીટનો અર્ક ગમે તેવી આંકડી આવતી હોય ખાટા ઓટકાર અપચો માલુમ પડતો હોય દસ્ત થતા હોય તો તેનાં ૧૦ ટીપાં પાણી સાથે લેવાં. ને ખોરાક તદન હલકો દાળભાત દાલનું પાણી છાસ દહીં લેવું જેથી જલદી આરામ કરે છે.

**ક્વીનાઇનની ગોળીઓ અથવા પાઉડર**—તાવ આવતા અગાઉ બે ગોળી લેવી ટાઢ ચઢતી હોય તો પણ બે ગોળી લેવી સાંજ સવાર ને બપોર મળી રોજ છ ગોળી લેવી ઉપર દૂધ રૂચી પ્રમાણે પીવું. જેથી તાવને અટકાવે છે. થાકને ઉતારે છે તેમ ક્વીનાઈનપર દૂધ લેવાથી બહેરાટ લાગતો નથી બહેરાટ લાગે થોડું ક્વીનાઈન ઓછું લઈ દૂધ વધારે પીવું. પાઉડર પાણીમાં મીલાવીને લેવો તે પાઉડર છ ઘઉંના દાણા જેટલો એક વખતે લેવો.

**અફીણ**—અને કોઇબી જાતનું તેલ સાથે રાખવું, પાણીમાં પડી જવામાં આવે તો અફીણને તેલની સાથે મીલાવી ગરમ કરી શરીર ઉપર લગાડવાથી વાગેલું શરદીથી પીડાવું બંધ થાય છે, થોડુંક જેને ટેવ ન હોય તેણે બાજરીના અડધા ભાગ જેટલું અથવા બહુ તો બાજરીના દાણા જેટલું અફીણ ખાધાથી થાક લાગતો નથી.

**બાટલીવાળાનું એગ્યુમીક્શ્ચર**—તાવના ઉપર દિવસમાં ત્રણ ભાગ લેવા પાણી સાથે મીલાવીને તેથી તાવને ઉતારે છે. ને તે દવા તાવ ઉતર્યા પછીથી પણ બે દિવસ સુધી ચાલુ રાખવી. ઉપર રૂચિ પ્રમાણે દૂધ પીવું.

**ક્લોરોડાઈન**—ગમે તેવા ઝાડા થતા હોય મરડો થયો હોય લોહી પડતું હોય તો તેમાં ક્લોરોડાઈન બેથી ચાર ટીપાં પાણીમાં નાખી પી જવું. દિવસમાં બેથી ત્રણ વખત તેજ પરમાણે લેવું. લોહી દસ્ત વિગેરેને બંધ કરે છે. આ દવા બચ્ચાંને એકથી બેજ ટીપાં પાવાં વધારે આપવાથી બચ્ચાંનાં આંતરડાં નરમ કરી નાખે છે.

**દાદરની બાટલી-(કેમ્પ કં.)નો ઉપયોગ**—ત્યાં ઘણી ઝેરી માખો ને જીવડાં પણ કરડે છે. તેથી કરડેલી જગ્યાએ ફોલ્લા થઈ આવે છે. તે ઉપર આ દવા ઘસવી. અને રાત્રે ઘસી તે ઉપર જુનું કપડું વિંટાળી રાખવું. સવારે સાબુ અથવા છાણથી ધોઇ નાખી તેના ઉપર સુખડનું તેલ લગાડવું. જેથી ચામડી સુંવાળી પડે છે ને દવાની દુર્ગંધ જતી રહે છે.

પાણીમાં નાંખવાની દવાને પોટાસ પરમેંગેનીજ કહે છે. તે દવાની બાજરીના દાણા જેટલી ગાંગડી, અરધો મણ પાણી-માં નાંખવી. અને અરધો કલાક ઠરવા દેવું. આ દવાથી પાહાડી પાણીની અશર દુર થઈ પાણી લાગતું નથી. અને ભારી પાણી હલકુ થાય છે. જરા લાલાશ પકડે તેની ફીકર નહીં. તે દવા ઘણીજ ગરમ હોવાથી જંતુનાશક છે. અમે તે દવાનો થોડો ઊપયોગ કર્યો પણ એક વખત તે દવાની પડીકી જાકીટના ખીશામાં રહી હતી તે ભુલથી જાકીટ ધોવા આપતાં તે દવાની અગની જેવી પાણી અડકતાં અસર થઇ તેથી જાકીટનું ખીસ્સુ બળીને ત્રણ આંગળ ફાટી ગયું ને બળેલા જેવું જ કાળુ બાકુ પડી ગયું. માટે વધારે નાંખવી નહી ને સંભાળીને રાખવી. આ દવા અમારા ગામ-કપડવંજમાં-હાલમાં સ્થાપન કરેલી. વેટરનરી હૉસપીટલના-વેટરનરી આસીસ્ટન સર્જન-ત્રિવેદી-કેશવલાલ ભ-વાનીશંકર-લિમડીવાળાએ આપી હતી.

**વિશેષમાં**—દવાની ઉપર મુજબની હકીકત લખી છે. તેથી વધારે માહીતી મેળવવી હોય તો દરેક દવાની શીશીઓમાં છાપેલો કાગળ મુકેલો હોય છે તે કાગળમાં તે દવા કેમ વા-પરવી તેની સવિસ્તર હકીકત લખેલી હોય છે તે જોવી.

## કરીઆણું ને મસાલો.

પીપરીમૂળ, અજમો, સવા, રાઇ, મેથી, લીંડીપીપર, સુંઠ, તજ, લવીંગ, કાળાંમરી, જીરૂ, મરચું, ખાંડેલું કે દળેલું મીઠું માણસ દીઠ ૧થી ૧॥ શેર રાખવું કારણ કે ત્યાં વરાગડુ દેશી મીઠુ મલતું નથી ને સીંધાલુણ જેવું મળે છે. હીંગની ભૂકી, હળદર દળેલી, ગરમ કુટેલો મસાલો, બે રતલ ચા, પીપરીમૂલ કુટેલાં, તથા ચહામાં નાખવાનો કુટેલો મસાલો તૈયાર જ રાખવો.

**ચહાના મસાલાની વિગત**—તજ શેર ૧, મરી શેર ૧, સૂંઠ શેર ૧, એલચી તોલા ૫, બાદીઆન શેર ૦।, પીપલીમૂલ શેર ૦)= લવીંગ બે રૂપીઆભાર એ પ્રમાણે ચીજો લેઇને ખાંડીને

તૈયાર રાખી સાથે લેઈ લેવો. ઉપર મુજબનો મસાલો એક માણસને માટે બધી ચીજોને ખાંડીને તૈયાર કરેલો ભુકો અડધો શેરથી પોણોશેરના હીસાબે રાખવો પણ જો ફક્ત કેદારનાથ ને બદરીનારાયણ જવું હોય તો તે મસાલો તેનું અડધ લેવો.

મુંબાઈ જેવા શહેરમાં ઘણું ખરૂં આવા મસાલા ખાંડેલા તૈયાર મલે છે. પણ બનતા સુધી ઘેર કુટીને તૈયાર કરવો તે વધારે સારૂં છે. વખતે તેમાંની કોઈ ચીજ ઓછીવત્તી હોય તો પણ કંઇ હરકત જેવું નથી. બની શકે તો લીલી ચહા અને ફૂદીનાની સૂકવણી તથા આંબલી પણ સાથે રાખવી.

## પરચુરણ સામાન.

ચપ્પુ, કાતર, ફાનસ, સ્ટવ, મીણબત્તી, દ્વિજોએ જનોઈના જોટા, નં. ૨૦ લેવા, પોસ્ટકાર્ડ, કવર, એક પૈસાથી માંડીને ચાર આના સુધીની ટીકીટો, કોરા કાગળ, ફાઉન્ટનપેન ને તેની શાહી, અથવા તો પેનસીલો લાકડી, ચામડાના ને કંતાનના જોડા, બેબેજોડ બીછાનાને બરની સેતરંજી, બાંધવાની સૂતરી, પૂરતું બિછાનાનું સાધન, તેને બાંધવાનું ચામડું, રબરની ગરમ પાણીની કોથળી, અરીસો (દરપણ), નહાવાનો સાબુ, બૈરાંઓના બૂટ, માથામાં નાંખવાનું તેલ ધૂપેલ ને કાંશકી, વ્યસનવાળાને ખાવાની તથા સુંઘવાની તમાકુ, પીવાની બીડી, સીગારેટ, ખાવાનાં પાન તથા સોપારી અને સૂડી, એલચી, ફોટા લેવાની ઇચ્છાવાળા સોખીને નાનો કેમેરા, અને દુરના દેખાવ જોવા કે, દર્શન કરવા દુરબીન લેવી. તેમજ ચસમાવાળાએ–એક પેરવાનો ને બીજો વધ ખાતે ખોવાય તે વખત ઉપયોગ લાગે. એમ બે ચસમા રાખવા. તેમજ સેફ્ટીલેજર નામનો અસ્રો રાખવો કેમકે હજામત કરનાર ઘણે ઠેકાણે મલતા નથી માટે જેને હજામત કરાવ્યા વિના ચાલે નહી તેણે જરૂર રાખવો. પણ જે આખી યાત્રા દરમ્યાન પંચકેશ રાખે તેને તે જરૂરનું નથી. તેમ સાથે તાળુ તથા કૂંચી રાખવી, તથા તુલસી રૂદ્રાક્ષની માળાઓ તથા આરદાન સાંધવા માટેનો મોટો

સૂઈઓ તથા સૂતરી લેવી. ને કંતાનનું બારદાન પણ સાથે લેવું. તેમ કેટલાંક સુકાં બીલીપત્ર અને તુલસી પણ સાથે લેઈ લેવાં. વળી ત્યાં ગરીબ બ્રાહ્મણ તથા ક્ષત્રીઓ જનોઈના જોટા વધુ માગે છે જેથી જેને યજ્ઞોપવીતદાન આપવાની ઈચ્છા હોય તેવા ભાવિક સજ્જન યાત્રાળુઓએ જનોઇના જોટા પણ વધુ પ્રમાણમાં લેઇ લેવા એ વધારે શ્રેયસ્કર છે.

## ખોરાકીની વસ્તુઓ.

સારી છડી વીણીને સાફ કરેલી માણસ દીઠ ૨ થી ૩ શેર તુવેરની દાળ, મગની મોગર દાળ ૨ થી ૩ શેર સુધીની, અને સુકો મેવો, બદામ, પીસ્તા, દરાખ, જરદાળુ, અંજીર વિગેરે.

## મધ્યમવર્ગ માટે જોઈતી ચીજો.

વાસણો ઉપર પ્રમાણે જ લેવાં પણ તેમાં કંઈક ન્યૂનતા હશે તો ત્યાં મોદીની પાસેથી પણ મલશે. ને ન મલે તો તેના વિના ચલાવી લેવું. પણ બોજો વધારવો નહિ.

**ગરમ વસ્ત્રોની બાબતમાં**–ઉપર લખેલાંમાંથી હલકી કવોલેટીનાં પણ લેવાં. તેમ શક્તિ ન હોય તો ટાઢથી પોતાનું રક્ષણ થાય એવો હેતુ સમજી પોતાને યોગ્ય લાગતો બંદોબસ્ત કરવો. ઓવરકોટની જરૂર નથી. કેમકે હમેશાં વરસાદ ત્યાં કંઈ નડતો નથી. જેથી નીભાવી શકાશે.

**સ્ત્રી પુરૂષનાં** સૂતરાઉ કપડાં ઉપર લખેલાં છે. તેજ પ્રમાણે રાખવાની આવશ્યકતા છે.

ચાલનારાઓ માટે–યાત્રામાં જનારને થોડું ઘણું પણ ચાલવું પડે છે. તેને માટે બાન્ડીસની અવશ્ય જરૂર છે પણ જેણે બે જણ વચ્ચે એક બેસવાનું જે પાન વિગરે રાખેલું હોય તેમાંના એકને વારા ફરતી ચાલવું પડે છે. તેથી તેમણે પણ બાન્ડીસ રાખવું. વળી જેને બધી યાત્રા ચાલીનેજ કરવાની છે. તેણે તો ખાસ બાંડીસ રાખવાં જરૂરનાંજ છે. જો તે બાંડીસ પગે વીંટયા સિવાય ચાલવામાં આવે તો જરૂર પગને નુકશાની કરતા છે.

( બાંડીસ એ પગે વીંટવાનો પટો પાંચ છ હાથ લાંબો ને ચાર આંગળનો પોહોળો ગરમ કે સુતરાઊ હોય છે. )

**દાતણની ખાસ જરૂરી**—હિમાલય પહાડમાં દાતણ જોઇએ તેવાં મલતાં નથી માટે બેથી ત્રણ મહીના ચાલે તેટલાં દાતણ સાથેજ રાખવાં. તેમાં ખાસ કરી બાવલનાં અને ચીકલી અથવા (વજ્રદંતી) કહે છે તે બેઉમાંથી એક જાતનાં રાખવાં. કે સુકાએલાં હોય છતાં રાત્રે પાણીમાં નાંખવાથી તે ઉપયોગમાં આવે છે તેનો ઉપયોગ દેરાદુનથી આગળ ઉપર કરવો પડે છે.

**દવાઓ રાખવા વિષે**—ગૃહસ્થોએ તો ઉપર જણાવેલી દરેક દવાઓ ચારગણી સાથે રાખવી. કે જેથી પોતાને ઉપયોગ લાગે તે કરતાં બીજા ગરીબોને ત્યાં મદદ કરવામાં ઉપયોગ લાગશે. ને તેવી દવાઓનો ત્યાં ઉપયોગ કરવાથી ઘણાઓનો બચાવ કરી શકાય છે ને તેનું મહાન પુણ્યરૂપી ફલ મેલવી શકાય છે. સાધારણ વર્ગના માણસોએ દરેક જાતની એકેએક દવા તો સાથેજ રાખવી. અગર તેવી શક્તિ ન હોય તેના માટે નીચે મુજબ રાખવી.

**તાવના સારૂ**—એગ્યુમીક્ષ્ચર, સુદર્શનચૂર્ણ ને કવીનાઇનની ગોળીઓ, હિંગાષ્ટક, અપચો, દુર્ગંધ, ઉલટી, ઝાડા, વિગેરેમાં ઉપયોગ લાગે છે. તેમ બામની બાટલી નં. ૧ પણ સાથે રાખવી જરૂરની છે.

**કરીઆણાના મસાલાની બાબતમાં**—સૂકો મેવો ને ચાહ સિવાયની ઉપર લખેલી દરેક ચીજો સાથે લેવી. કારણ કે રસોઇ વિગેરેમાં તે મસાલાઓની ખાસ જરૂર પડે છે છતાં જેને જીભના સ્વાદની વિશેષ જરૂર ન હોય અને સાદા ખોરાક ઉપર નિર્વાહ કરવાની ટેવ હોય તેણે મરચું હીંગ વિગેરેની જેની ગરજ ન જણાય તેણે તે તે વસ્તુઓનો ત્યાગ કરી પોતાની મરજી મુજબ લેવી.

જેઓ ચાહ ના પીતા હોય તેમને ચાહની જરૂર નથી. પણ

શરદીથી બચવા સારૂ દિવસમાં એક વખત વાહનમાં બેસનાર અથવા પગે ચાલનાર દરેકે દરેક ગૃહસ્થે કે ગરીબે. તજ, મરી, સુંઠ વિગેરેનો કૂટેલો મસાલો ગોળ નાખી ઉકાળી તે કાવા તરીકે લેવાથી તબીયતને વધારે અનુકુળ થશે. ચાહ પીવાવાળાઓએ પણ આ કાવા સાથે ચાહ ઉકાળી દિવસમાં એક વખત તો જરૂર પીવું કે જેથી પાણી લાગવાનો કે તંદુરસ્તી બગડવાનો ભય રહેતો નથી.

**પરચુરણ સામાન**—ચપ્પુ, બારદાન, સોયો, સૂતલી, ફાનસ, ખપ પુરતાં થોડાં પોસ્ટ કાર્ડ, કવર, ને પૈસાથી માંડીને ચાર આના સુધીની ટીકીટ, કોરા કાગળ, પેનસીલ, કમર સુધી પહોંચે તેવી મજબુત લાકડી, ચામડાના જોડા સુંવાળા અને વપરાએલા લેવા કે જેથી ડંખે નહિ. સુવાને બીછાનું, તાળુ ને ચાવી. તુલસી કે રૂદ્રાક્ષની માલા ને કેડે બાંધવાનો કમરપટો વિગેરે.

**વ્યસનના માટે**—ખાવાની સોપારી, છીંકણી, તમાકુ, એલચી, સીગારેટ, વિગેરે સાથે રાખવી. પીવાની સીગારેટ કોઈ કોઇ જગોએ મળે છે. પરંતુ ઝીંઝીંની બીડી મળતી નથી. તેમ પીવાની તમાકુ પણ સાથે રાખવી.

## ગરીબ કે સાધુ વિગેરે માટે.

લાકડી, ગરમ કામળી, ગરમ પહેરણ, મજબુત પગરખાં, લોટો જરા મોટો, પ્યાલો, થાળી, વિગેરે લેવાં:-દવા લેવાની જરૂર નથી. પગે બાંધવાનાં બાન્ડીસ જરૂર લેવાં. કાનટોપી હલકી પણ લેવી. બ્રાહ્મણે અબોટીઉ ને પચીઉં, કેડે બાંધવાને કમરપટો કે એવી ત્રણ ચાર હાથ લાંબી પાટીના આકારની પટી, કાવો તો બનતા સુધી ઉપર મુજબ ગોળનો પીવો ને ન મરજી હોય તો કાઢી નાખવો. સાથે ચપ્પુ રાખવું જોઇએ તથા થોડાક જનોઇના જોટાઓ પણ રાખવા.



**યાત્રાની પ્રવૃતી**-સં. ૧૯૮૦-શા. ૧૮૪૬ વઈસાખ સુદી ૬ સની. તા૦ ૧૦-૫-૧૯૨૪.
**યાત્રાથી નીવૃતી**-સં. ૧૯૮૦-શા. ૧૮૪૬. આશાડ વદી ૩ સની. તા૦ ૧૯-૭-૧૯૨૪.

## દશ્ય ૫ મું.



### કપડવંજથી હરદ્વાર.

હમો કપડવંજથી નીકળી વૈશાખ સુદી ૬ ને શનિવારે તા. ૧૦–૫–૨૪ના દિવસે રાત્રે આઠ વાગે વડોદરે પહોંચ્યાં. એરણેથી તેજ દિવસે હલસુખરામભાઈ પણ તેમના ભાઈ વિગેરે સહિત હમારા પહેલા વડોદરે આવ્યા હતા. કપડવંજ જતાં યાત્રામાં લઈ જવાનો સામાન અત્રે મુકી ગયા હતા તે બધો પેક કરી બીજે દિવસે રવિવારે સવારમાં મુંબઈથી આવેલી દિલ્હી એકસપ્રેસ કે જે કોઈપણ જંકશને બદલ્યા સિવાય સીધી દિલ્હી જાય છે તેમાં બેઠા ને ટ્રેન ચાલતી થઈ, અત્રેથી હમારો યાત્રાનો પ્રવાસ નિયમિત રીતે શરૂ થયો.

### આઠે યાત્રીઓનાં નામ ગામ ને ઉમ્મર.

| નંબર. | નામ. | ઉમ્મર. | ગામ. |
|---|---|---|---|
| ૧. | જોશી સોમેશ્વર દ્વારકાદાસ. | ૪૯ | કપડવંજ. |
| ૨. | સૌ. મહાલક્ષ્મી તે જોશી સોમેશ્વરનાં ધર્મપત્ની. | ૨૫ | ,, |
| ૩. | ગં. સ્વ. ગંગા તે જોશી સોમેશ્વરનાં બેન. | ૨૮ | ,, |
| ૪. | ઉપાધ્યાય જોશી હલસુખરામ હરિશંકર. | ૪૧ | એરણા, તાબે ઈડર. |
| ૫. | સૌ. લક્ષ્મી તે જોશી હલસુખરામનાં ધર્મપત્ની. | ૨૫ | ,, |
| ૬. | ઉપાધ્યાય કાશીરામ હરિશંકર તે જોશી હલસુખરામના મોટા ભાઈ. | ૫૯ | ,, |
| ૭. | સૌ. રેવા તે ઉપાધ્યાય કાશીરામનાં ધર્મપત્ની. | ૪૬ | ,, |
| ૮. | ગં. સ્વ. રેવા તે ભટ્ટ રૂપરામનાં દીકરી. | ૪૦ | મેશાણું, તાબે ઈડર. |

એ પ્રમાણે હમો વડોદરેથી નીકળી બીજે દિવસે સવારમાં આઠ વાગે દિલ્હી સ્ટેશને આવ્યા. અત્રેથી શાહરાનપુર જવા માટે

રેલ્વેટ્રેન રાત્રે નવ વાગે ઉપડે છે. વચમાં બીજી કોઇપણ ગાડી શાહરાનપુર જતી નથી તેથી અત્રે રહેવાનું હોવાથી દિલ્હીમાં કલેક્ટર ગંજમાં ઘંટાકરણની સામે–ગુજરાતી ધાબુ ફતેપુરીનો રસ્તો, કુંડલાગલીમાં, પહેલેમાળે ગુજરાતી ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ કે જે ઇડર રાજ્યમાં આવેલા બ્રહ્મપુરી ગામના વતની કોદરલાલ વજેરામવાળી મહેતા રેવાશંકરના નામથી ચાલતી વીશીમાં જમી અમો દિલ્હીનો સુપ્રસિદ્ધ કિલ્લો જોવા ગયા. તે કિલ્લાની પાછળ ૧૦ થી ૧૨ ફુટ પહોળી અને જમીનથી તેટલીજ ઊંડી કિલ્લાની દરેક બાજુએ મોટી ફરતી ખાઇ છે. અને જમીનથી કિલ્લાની ઊંચાઈ પણ લગભગ ૧૨ ફુટની છે.

એવા મજબુત કિલ્લામાં દિવાનેઆમ. ( Hause of Commans હાઉસ ઓફ કોમન્સ )ને દિવાને ખાસ ( hause of Lords હાઉસ ઓફ લૉડસ, )ની સુશોભિત દેદીપ્યમાન પ્રાચીન કારીગરીના ઉત્તમ નમુનારૂપ ચિત્રાકર્ષક મનમોહક ને ભવ્ય તદ્દન આરસ ( સંગેમરમર )ના નકશી કામની અનેક તરેહની સુંદર રચનાઓ સહિત ઘણા મોટા વિસ્તારમાં બનાવેલા દબદબાભર્યા દરબારો અને તેમાં બેસવાની બાદશાહી સિંહાસનની બેઠક પણ અતિ રમણીય અને જોનારને ભૂતકાળના બાદશાહી વખતની ઉજ્વલ જાહોજલાલીનું તાદ્દશ્ય ભાન કરાવતી હોય એવી હિંદુસ્તાનના સાર્વભૌમ બાદશાહી તખ્તની શોભા તેજોમય દેદીપ્યમાન દીસતી હતી. તે જોઇને તે જ દિવસે સાંજે નવ વાગે ઉપડતી બીજી ટ્રેનમાં શાહરાનપુર રાત્રે ૧ વાગે પહોંચ્યા. અને બીજી અત્રેથી બદલાતી ગાડીમાં ત્રણ વાગે બેસી મંગળવારે સવારે ૮ વાગે હરદ્વારમાં પહોંચ્યા. દિલ્હીથી જેમ શાહરાનપુર થઇ હરદ્વાર જવાય છે તેમજ મથુરાથી પણ પરભાર્યું હરદ્વાર જઈ શકાય છે. પણ ગાડીઓની અદલાબદલી વિશેષ કરવા કરતાં મુંબઈ કે ગુજરાતથી આવનારને આ રસ્તોજ સુગમ છે. મુંબઈથી બી. બી. સી. આઇ તેમ જી. આઇ. પી. રેલ્વેથી પણ પરભાર્યું દિલ્હી જવાય છે તેમજ અમદાવાદથી અજમેર તરફ થઇને પણ દિલ્હી જવાય છે.

મુંબઈ ગુજરાતથી દીલ્હી થઇ હરદ્વાર ને ડેહેરાદુન જવાને ત્રણે વર્ગનું ભાડુ ઊપડવા પોહોંચાડવાનો ટાઈમ અને ઊપડવાથી પોહોંચતા સુધીમાં થતા કલાકો અને મૈલની સંખ્યા.

| ગામોનાં નામ. | ફર્સ્ટકલાસ | સેકન્ડ કલાસ | થર્ડ કલાસ | ઊપડવાનો વખત | | પહોંચવાનો વખત | | કુલે કલાક | મૈલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. | ૦ | ક. મી. | ૦ | ક. મી. | ક. મી. | |
| મુંબાઇથી વડોદરે થઇ દીલ્હી. | ૧૦૫—૮ | ૫૨-૧૨ | ૧૭—૫ | રાત્રે | ૨૧—૦ | સવાર | ૭-૪૩ | ૩૪-૪૩ | ૯૬૫ |
| વડોદરેથી દીલ્હી. | ૬૬-૧૨ | ૩૩—૬ | ૧૨—૨ | સવાર | ૭—૦ | સવાર | ૭-૪૩ | ૨૪-૪૩ | ૬૧૭ |
| અમદાવાદથી દીલ્હી. | ૫૦—૩ | ૨૫—૧ | ૯-૧૨ | સવાર | ૮—૪ | સવાર | ૧૦—૦ | ૨૫-૨૦ | ૫૩૯ |
| દીલ્હીથી શાહરાનપુર. | ૧૩-૧૪ | ૬-૧૫ | ૨—૦ | રાત્રે | ૨૧-૧૩ | રાત્રે | ૩-૧૧ | ૫-૫૮ | ૧૧૧ |
| શાહરાનપુરથી હરદ્વાર. | ૬-૧૦ | ૩—૫ | ૧—૦ | સવાર | ૫—૦ | સવાર | ૭-૩૫ | ૨-૩૫ | ૫૦ |
| હરદ્વારથી દેરાદૂન. | ૫-૧૦ | ૨-૧૩ | ૦-૧૩ | | | સવાર | ૧૦-૩૦ | | ૪૮ |
| મુંબાઇથી વડોદરા. | ૩૮-૧૨ | ૧૯—૬ | ૫—૩ | રાત્રે | ૨૧—૦ | સવાર | ૬—૪ | ૯-૪૦ | ૨૪૮ |
| મુંબાઇથી શાહરાનપૂર. | ૧૧૯—૬ | ૫૯-૧૧ | ૧૯—૫ | રાત્રે | ૨૧—૦ | રાત્રે | ૩-૧૧ | ૩૦-૧૧ | ૯૭૬ |
| મુંબાઈથી હરદ્વાર. | ૧૨૬—૦ | ૬૩—૦ | ૨૦—૫ | રાત્રે | ૨૧—૦ | સવાર | ૭-૩૫ | ૩૪-૩૫ | ૧૦૨૬ |
| મુંબાઇથી દેરાદૂન. | ૧૩૧-૧૦ | ૬૫-૧૩ | ૨૧—૨ | રાત્રે | ૨૧—૦ | સવાર | ૧૦-૩૦ | ૨૫-૩૦ | ૧૦૭૪ |
| વડોદરેથી શાહરાનપૂર. | ૮૦-૧૦ | ૪૦—૫ | ૧૪—૨ | સવાર | ૭—૦ | રાત્રે | ૩-૧૧ | ૨૦-૧૧ | ૭૨૮ |
| વડોદરેથી હરદ્વાર. | ૮૭—૪ | ૪૩-૧૦ | ૧૪—૮ | સવાર | ૭—૦ | સવાર | ૭-૩૫ | ૨૪-૩૫ | ૭૭૮ |
| વડોદરેથી દહેરાદૂન. | ૯૨-૧૪ | ૪૬—૭ | ૧૫-૧૫ | સવાર | ૭—૦ | સવાર | ૧૦-૩૦ | ૨૭-૩૦ | ૮૨૬ |
| મુંબઇથી અમદાવાદ. | ૪૭-૧૩ | ૨૩-૧૫ | ૬—૭ | રાત્રે | ૨૦-૪૫ | સવાર | ૭-૫૫ | ૧૧-૧૦ | ૩૧૦ |
| મુંબાઇથી અમદાવાદ થઈ દીલ્હી. | ૯૮—૦ | ૪૯—૦ | ૧૬—૩ | | | | | | |

ઊપર મુજબનું ભાડુ—પંજાબ મેલ અથવા દીલ્હી એકસ-પ્રેસમાં જનારને સરખુંજ આપવું પડે છે; પરંતુ પંજાબમેલમાં જનાર વહેલો પહોંચી ટાઈમનો બચાવ કરી શકે છે. જ્યારે દીલ્હી એકસપ્રેસમાં જનારને કેટલાક કલાક વધારે થાય છે કારણકે પંજાબમેલને દીલ્હીથી તરત જ શાહરાનપુર જવાની ગાડી મલે છે. જ્યારે દીલ્હી એકસપ્રેસવાલા સવારે દીલ્હી પહોંચી રાત્રેજ શાહરાનપૂરની ગાડીએ જઇ શકે છે તે અરસામાં બીજી કોઈ પણ ગાડી શાહરાનપુર જતી નથી તમજ પંજાબમેલ કરતાં દીલ્હી એ-કસપ્રેસને દીલ્હી પહોંચવાને પણ ત્રણ કલાક વધારે લાગે છે.

હરદ્વારથી જમ્નોત્ર્યાદિ ચારે તીર્થ કરનારને દેહેરાદુન જવું પડે છે. તેનું રેલ્વેનૂર ઉપર મુજબ જણાવ્યા પ્રમાણેનું છે. તે પછી આખી યાત્રામાં રેલ્વે સિવાયનો પગરસ્તો જ છે તેથી આ યાત્રામાં વિશેષ રેલ્વે મુસાફરી કરવી પડતી નથી.

---

## દશ્ય ૬ ઠું.

---

### હરદ્વારતીર્થ.



અમે હરદ્વારના સ્ટેશનથી ઘોડાગાડીમાં બેસી હર-પિંડી ઘાટપર આવેલા મકાનમાં ભાડાની જગ્યા લેઇને રહ્યા–સ્ટેશનથી હરદ્વારનો હરપિંડીઘાટ અર્ધો માઇલ દૂર છે. સ્ટેશનપરથી ગોર (પંડયા) લોકોનું ટોળું તો અમારી પાછળ ભમતું જ હતું. તેઓ અમને અમારી વ્યવસ્થા કરવા ન દેતાં તેમનું જ પ્રપંચમય વ્યાખ્યાન અમારી મરજી વિરૂદ્ધ સંભળાવતા હતા. પરંતુ તે ન સાંભળતાં મહામહેનતે પંડ્યા ગણ સહિત અમો ભાડે રાખેલી જગ્યામાં દાખલ થયા. તેમાં એક ગોરે તેના ચોપડામાં મારી જ્ઞાતિ તથા ગામ કહેવાથી તેણે મારા પિતાજી હરદ્વાર આવેલા તે વખતે તેમણે લખાવેલું નામ અને તેમના જ

હાથના અક્ષરની સહી મને બતાવી. જેથી અમોએ તેમને ગોર તરીકે સ્વીકાર્યા. એટલે ગોર લોકોનું યૂથ પણ વિખરાઇ ગયું, અને તેમના ત્રાસથી અમો પણ છૂટા થયા. અત્રે ઉતરવાની ઘણી સારી સગવડવાળી બીજી ઘણી ધર્મશાળાઓ છે. તેમાં અહલ્યાબાઈની ઈન્દોરના મહારાજાની ને સુરજમલની ધર્મશાળા ઘણી સારી સગવડવાળી છે.

અમોએ તે દિવસે હરપિંડીઘાટપર સ્નાન કર્યું ને તે પછી અડચણને લીધે દર્શન થઈ શકે નહિ તેથી ત્યાં દિન ચાર રોકાવું પડયું. હરદ્વાર અને હરિદ્વાર એ બે નામથી આ તીર્થ પ્રસિદ્ધ છે. હર એટલે મહાદેવ અને હરિ એટલે વિષ્ણુ એ બન્નેની અત્રે ઐકયતા દર્શાવનારૂં શૈવી કે વૈષ્ણવી સંપ્રદાયના કાંઈ પણ મતભેદ સિવાય સર્વ ધર્મોવાળાઓનું વિના સંકોચે અત્રે આવાગમન પૂર્ણ શ્રદ્ધાથી થાય છે. અને સર્વને આ તીર્થ મતમતાન્તર વિના પૂજનીય વંદનીય ને પુણ્યપ્રદ મનાય છે. તેમ વળી ગંગાનું માહાત્મ્ય તેના મૂળથી તે સાગરમાં મળતા સુધીમાં દરેક ઠેકાણે અતિ પુણ્યપ્રદ મનાય છે તેથી તેના સ્નાન, પાન, ને દર્શન કરવાથી પવિત્ર થવાય છે. તેમાં પણ તેથી અતિ અધિક ફલપ્રદતીર્થ માહાત્મ્ય ત્રણ ઠેકાણે કહેલું છે. ૧ લું ગંગાદ્વાર એટલે હરદ્વારમાં, ૨ જું ત્રિવેણી સંગમનું સ્થળ પ્રયાગ રાજમાં (અલાહાબાદ ) ૩–જું–ગંગા સાગરમાં કે જેમાં ગંગાને સાગરનો સંગમ થાય છે. આખા ગંગાજીના માર્ગમાં આ ત્રણ સ્થાન શાસ્ત્રમાં અતિ પવિત્ર ગણેલાં છે. તે ત્રણમાંનું પહેલું સ્થલ આ ગંગાદ્વાર છે. તેમજ તેને મુકિતદાતા કે માયાપુરી પણ કહે છે. શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે મુકિતદાતાપુરીઓ હિન્દુસ્થાનમાં ૭ સાત છે. તેમાંની હરદ્વાર પણ એક મુકિતપુરી કહેવાય છે.

**अयोध्या मथुरा माया काशी काञ्ची अवंतिका ॥**
**पुरी द्वारावती चेति सप्तैता मोक्षदायकाः ॥ १ ॥**

૧–અયોધ્યા, ૨–મથુરા, ૩–માયા, ( હરદ્વાર )–૪. કાશી, ૫ શિવકાંચી વિષ્ણુ કાંચી, ૬–ઉજ્જયિની, અને ૭ દ્વારકા, એ

સાત મોક્ષપુરીઓ કહેવાય છે. વળી આ તીર્થને ગંગાદ્વાર પણ કહે છે. કારણ કે શ્રી પતિત પાવની ભાગીરથી ગંગા ઉત્તરની સ્વર્ગ ભૂમિમાંના હિમાલય પહાડના શિખરોમાં આવેલા ગંગોત્રી પર્વતમાંથી નીકળી ઉત્તરમાંથી આવી દક્ષિણ તરફ વહેતી હિમાલયના ગગનસ્પર્શિત વિશાળ પહાડોને તોડી ફોડી ગંભીર ગર્જના કરતી વાંકા ચૂકા આડા અવળા સર્પાકાર રસ્તાને તથા જ્યાં દૃષ્ટિ ન પહોંચે તેવી વિશાળ ઊંડી ખીણોવાળા દુર્ગમ્ય સ્થલોમાં જગત્ ઉદ્ધારક જાન્હવી ગંગા પર્વતના ઉચ્ચ પ્રદેશમાંથી અસ્ખલિત પ્રવાહથી જોસભેર વહેતી પહાડની અગવડતાવાળા રસ્તાનો ત્યાગ કરી માતુશ્રી ગંગાજી હરદ્વાર આગળ પ્રથમ સર્વને દર્શનનો લાભ આપે છે ને ત્યાંથી તેનો માર્ગ વિશાળ, સરળ ને સપાટ ભૂમિના ખુલ્લા પ્રદેશમાંથી પ્રથમ શરૂ થાય છે. તેથીજ હરદ્વાર ગંગાદ્વાર પણ કહેવાય છે. ત્યાંથીજ ગંગાજી ગર્જનાઓ કરતાં કરતાં ખુલ્લા વિસ્તારમાં શાંત અને ગંભીર સ્વરૂપથી પોતાના જળ પ્રવાહને આગળ વહેવા દે છે.

જેમ પહાડોનો ત્યાગ કરી ખુલ્લા મેદાનમાં જવાથી હરિદ્વાર એ ગંગાજીનું મુખ્યદ્વાર છે, તેવીજ રીતે યાત્રીઓને હિમાલયના પ્રવાસ માટે ખુલ્લી સપાટ ભૂમિનો પ્રદેશ છોડી ગગન વેધક પહાડોની કંદરામાં યાને ભૂસ્વર્ગમાં પ્રથમ પ્રવેશ કરવાનું પણ આ મુખ્ય દ્વાર છે. તેથીજ તેને મહાત્માઓ સ્વર્ગદ્વાર પણ કહે છે. અને ઉત્તર દિશામાં આવેલાં કેદારખંડનાં દરેક તીર્થોની યાત્રાઓ પણ ઘણે ભાગે અત્રેથીજ શરૂ થાય છે, તેથી હરદ્વાર ઉત્તરા ખંડનાં દરેક તીર્થોમાંનું પ્રથમ તીર્થ પણ કહેવાય છે. આ હિન્દુઓનું ઘણું પ્રાચીન ને પુણ્યપ્રદ પવિત્ર તીર્થ ગણાય છે. ગંગાનું જળ અત્રે સ્વચ્છ પારદર્શક બરફ જેવું શીતલ ને પીવામાં ઉત્તમ સ્વાદિષ્ટ ને પાચન શક્તિ વધારનારૂં છે. આ અધમ ઉદ્ધારક ગંગાજીનું જળ વિશેષ પવિત્ર મનાય છે. કેમકે ભારતખંડની સર્વે નદીઓ કરતાં શાસ્ત્રોમાં ગંગાજીનું માહાત્મ્ય પણ વિશેષ વર્ણવેલું છે.

પૂર્વે અત્રે મહાન યોગી મહાત્માઓ ને સંત પુરૂષો રહેતા હતા પણ રેલવે આવવા પછીથી અત્રે ઘણા યાત્રી મુસાફરો વિગેરેની આવક જાવકથી હરદ્વાર સંસારી પ્રપંચનું ધામ બન્યું છે તેથી નિઃસ્વાર્થ પરોપકારી યોગી મહાત્માઓ લગભગ અત્રેથી ૧૪ થી ૧૭ માઈલ દૂર હૃષીકેશથી લક્ષ્મણઝુલા સુધીમાં એકાન્ત વાસ કરી ઈશ્વરપરાયણ થઈ રહે છે.

હરદ્વાર, કનખલ, અને જવાલાપુર એ ત્રણે જુદેજુદાં ગામ છે ને તે એક એકથી ત્રણ માઈલના અંતરમાં છે. તેઓ ખાસ પાસે પાસે હોવાથી ત્રણે મળીને એકજ હોય તેમ જણાય છે. ને તેથી ત્રણે ગામની મ્યુંનિસિપાલીટી પણ એકજ છે.

હરદ્વાર યાત્રીઓને, કનખલ સન્યાસીઓને અને જવાલાપુર એ પંડયાઓ ( ગોરલોકો ) ને વસવાનું સ્થાન કહેવાય છે.

અત્રે યાત્રીઓ હરદ્વારમાં ગોરના મકાનમાં, કે પોતાની મરજી હોય તો ભાડાના મકાનમાં, કે ધર્મશાલાઓમાં રહી શકે છે. પંડયા લોકોનાં મકાન હરદ્વારમાં હોવા છતાં દરેક પંડયાઓ જવાલાપુરમાંજ રહે છે. ત્યાંથી સવારે હરદ્વારમાં આવે છે ને સાંજે જવાલાપુરમાં ચાલી જાય છે પણ હરદ્વારમાં રહેતા નથી. તેમને હરદ્વારમાં નહિં રહેવાનું કારણ પૂછતાં કહે છે કે સંસારીઓથી શુદ્ધ વર્તન પાળી શકાતું નહિ હોવાથી અને આ હરિ ને હરની પિંડીમાં શુદ્ધ વર્તન વગર રહેવાથી વંશચ્છેદ થાય છે, માટેજ અમો પવિત્ર તીર્થથી દૂર રહીએ છીએ.

આ ત્રણે ગામમાં મોટી મોટી વિશાળ શ્રીમંતો અને રાજા મહારાજાઓએ બંધાવેલી ધર્મશાલાઓ, સદાવ્રતો ને વિદ્યાલયો વિગેરે છે. તેમાં હરદ્વાર ને કનખલ શાસ્ત્રસિદ્ધ વર્ણવેલાં તીર્થ માહાત્મ્યવાળાં પુરાણાં ધામ છે. જવાલાપુરમાં આર્ય સમાજ મહા વિદ્યાલય છે. કનખલથી નદીપાર થોડે છેટે આર્ય સમાજીષ્ટ ગુરૂકુલ ને જવાલાપુર ને હરદ્વારના મધ્યમાં સનાતનધર્મનું ઋષિકુલ છે. ને હરદ્વાર સ્ટેશન અને ઋષિકુલ વચ્ચે મુનિમંડલ આશ્રમ છે. ત્યાં ધર્મ-

ગ્રંથોનો ભંડાર છે, તે જોવા ને વાંચવા લાયક છે. અત્રે ઘણી સંસ્થાઓ, અખાડાઓ, ગુફાઓ, એકાંત રમણીય ને દર્શનીય સ્થાનો, ખાખીઓના ને સાધુઓના મઠો, શીખ ધર્મશાલાઓ, ઉદાસી પંથના આશ્રમો, શંકર ને વૈષ્ણવ મતનાં સ્થાનો, દશનામી પંથના અખાડા અને હોલકર સરકારનાં રાણી સાહેબ અહલ્યાબાઈનું અન્નક્ષેત્ર પણ છે.

## હરદ્વારનાં પાંચ મુખ્ય તીર્થો.

गंगाद्वारे कुशावर्ते बिल्वके नीलपर्वते ।
स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते ॥

ભાવાર્થઃ—૧ લું. ગંગાદ્વાર, હરપિંડીઘાટ, ૨ જું. કુશાવર્ત, ૩ જું. બિલ્વતીર્થ ૪ થું. નીલપર્વત, અને ૫ મું. કનખલતીર્થ, એ તીર્થોમાં સ્નાન કરનારને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી, એટલે જન્મ મરણની વિટંબનાથી મુક્ત થઇ મોક્ષ ગતિને પ્રાપ્ત થાય છે.

## તીર્થ ૧ લું.

હરપિંડી ઘાટને બ્રહ્મઘાટ, ગંગાદ્વાર અથવા હરની પાવડી પણ કહે છે. અત્રે ગંગાજીના બાર ઘાટો છે. જેવાકે ગૌઘાટ, સૂર્યઘાટ, રામ–વિષ્નુઘાટ, કુશાઘાટ, વિગેરે છે. તેમાં પૂર્વાભિમુખે આવેલો આ હરપિંડીનો ઘાટ હરદ્વારમાં ગંગાજીના દરેક ઘાટોમાં મુખ્ય છે; ને ત્યાંજ યાત્રીઓને સ્નાનદાન કરવાનું મોટું માહાત્મ્ય કહેલું છે. આ ઘાટના છેક ઉપર ૪૦ ફુટ પહોળો ને ૨૫ ફુટ લાંબો ચોરસ પરથાળ પત્થરનો જડેલો છે. તે પછી ગંગામાં ઉતરવાનાં પગથીઆં શરૂ થાય છે અને આશરે તે ચોક પછી પગથીઆં લંબાઇમાં ૮૦ થી ૧૦૦ ફુટ ઉત્તર દક્ષિણ છે. ને પોણો ફુટ પહોળાઈનાં છે. તેવાં ૨૫ થી ૩૦ પગથીઆં પૂર્વમાં ઉતરતાં ગંગાજીનું જળ આવે છે. તેમાં માછલીઓ ઘણી છે અને અતિ ત્વરિત ગતિથી આમતેમ દોડમદોડા કરતી આશ્ચર્ય ઉપજાવતી આનંદદાયક નજરે પડે છે. એમને ખાવા માટે યાત્રી

લોકો ચણા કે લોટની રામનામની ગોળીઓ કરી જળમાં નાખે છે. તે વખતે તે યાત્રીઓને તે માછલીઓની કુદરતી ચાલાકી જોવાની ખૂબ મજા પડે છે. તે વખતે ગમે તેટલી ચણા કે લોટની ગોળીઓ જળમાં નાખતાની સાથે ચડપોચડપ જોતજોતામાં તેઓ બધી ખાઈ જાય છે. મથુરાંની માફક અત્રે પણ વાંદર સેનાઓનો ઘણો ત્રાસ છે. તેઓ જોતજોતામાં નજર ચુકાવી હરકોઈ વસ્તુ લેઈ જાય છે. તે લેઈ જાય તે વસ્તુ પાછી મેળવવા માટે તેઓને સંતોષવા ખાતર કાંઈક ચણા કે ખાવાનું નાખીએ તો કદાચ મહા મુશીબતે તે પાછી મળે છે. તેથી હરેકે પોતાની ચીજોનો પુરતો જાપતો રાખવો. તેમાં પણ જો રોકડા રૂપીઆ નોટો કે સોના રૂપાના દાગીના વિગેરે કંઈ જરા પણ સૂનું મૂકયું તો તો પછીથી પસ્તાવુંજ પડશે. એ ખાસ ધ્યાન રાખવું. પગથીઆં પત્થરનાં બાંધેલાં છે. ત્યાં ગંગાનું વહેણ જબરૂં છે. તે ગંગાજળના એક ચતુર્થાંશ પ્રવાહને લંબચોરસ કુંડના આકારે અત્રે વાળેલો છે. તેને ગંગાદ્વાર પણ કહે છે. તે ઘાટના જળથી ૬૦ થી ૮૦ ફુટ જળમાં ઉત્તરથી દક્ષિણ જતો ૧૮૦ થી ૨૦૦ ફુટ લંબાઈનો ઇંટોને ચુનાથી ચણેલો ઉપરથી ૨૫ ફુટ પહોળો કે જેના ઉપર હજારો માણસો હરી ફરી શકે તેવો ગંગાના જળમાં પરથાર બાંધેલો છે. તેની પૂર્વ પશ્ચિમ બન્ને બાજુ ગંગાજી વહે છે. તે ૧૮૦ થી ૨૦૦ ફુટની લંબાઈવાળા ઘાટની બન્ને બાજુ ઉત્તરથી દક્ષિણની લંબાઈ સુધી પશ્ચિમ તરફની બાજુના કુંડમાં ઉતરવાનાં ને પૂર્વ તરફની બાજુ કુંડના જળ સિવાયનું બાકીનું જે છુટું જળ છે તેમાં જવાનાં બન્ને તરફ પગથીઆં છે. તેથી પૂર્વ ને પશ્ચિમ બન્ને તરફ પાંચથી છ પગથીઆં ઉતરીને ગંગાના જળમાં નહાવા જવાય છે. એ પ્રમાણે જળ મધ્યેના ચોતરાની પશ્ચિમની બાજુ બ્રહ્મકુંડ છે. ને પૂર્વ તરફ ગંગાજીનું ખુલ્લાપટમાં ગંભીર જળ વહ્યા કરે છે. કુંડમાં ગંગાનું જળ કેડપુર ઊંડું છે પણ જ્યારે પૂર આવે ત્યારે માથોડાથી પણ વધારે ઊંડું થતું હશે. તેમાં કુંડના દક્ષિણ તરફ જ્યાં પગથીઆં

પુરાં થાય છે ત્યાં ઘાટથી ગંગાના જળ મધ્યેના પરથારપર જવા માટે પશ્ચિમથી પૂર્વ તરફનો પૂલ બાંધેલો છે તે પૂલપર ચઢતાં પહેલાં એક ૪ થી ૫ હાથનું ગોળાકાર બાખું ચણેલું છે. તે બાખામાં પણ બ્રહ્મકુંડનું જળ જોસભેર જતાં કોઈ તણાઈ ન જાય તે માટે લોખંડની જાળી નાખેલી છે. બાકીનો બ્રહ્મકુંડના જળના પ્રવાહનો પૂર્વ તરફનો બધો પૂલનો ભાગ અર્ધ ગોળાકાર ૨૫ થી ૩૦ ફુટના ગરનાળાથી બાંધેલો છે. તેમાં પણ જાળી નાખી ગંગાજળમાં ન તણાય તેને માટે બંદોબસ્ત કરેલો છે. જળથી વેંત ઊંચે ગરનાળામાં પશ્ચિમથી પૂર્વ તરફ લોખંડી સાંકળ પણ નાખેલી છે. તે પૂલપર છ પગથીઆં ચઢીને જવાય છે. તે પૂલ પૂરો થતાં પાછાં છ પગથીઆં ઉતરીને ઉત્તર તરફ પ્રથમ કહેલા ગંગાજળના મધ્યમાં આવેલા પરથાર પર જવાય છે. તેથી તે ગંગાના પ્રવાહનો ૨૦૦ ફુટ લાંબો ને ૬૦ ફુટ પહોળો ભાગ કુંડના આકારનો લાગે છે. ને તેને જ બ્રહ્મઘાટ કે બ્રહ્મકુંડ કહે છે. ને તેમાં જ નહાવાનું મોટું માહાત્મ્ય પણ છે. તેમ ગંગાજળ પણ એ જ કુંડમાંથી ભરાય છે.

**ઘાટપરનાં દેવદર્શન**—જેમાં કુંડના ઉત્તર તરફના છેડે ઘાટના પગથીઆંની શરૂઆતથી ૧૫ ફુટ પાણીમાં જતાં એક દેવાલયની દહેરી છે. તેની ચારે બાજુ પાણી છે. તે દહેરીની ભીંતમાં ઘાટ તરફના પશ્ચિમાભિમુખે પાણીથી એક હાથ ઊંચાઈ ઉપર આરસની એક હાથ ઉંચી ગંગાજીની મૂર્તિ છે તેને લોકો જળમાં ઊભા રહી ગંગાજળ ચઢાવે છે, અને તે દહેરીની પ્રદક્ષિણા કરે છે. દહેરીમાં વિષ્ણુનાં પગલાં ને ગંગેશ્વર તથા શંખેશ્વરનાં બે શિવલિંગ છે. જેમ આ ગંગાજીની મૂર્ત્તિ છે, તેમ દક્ષિણ તરફ ઘાટનાં પગથીઆં પુરાં થતાં જે જાળી નાખેલા પુલ ચઢતાં પહેલાંના નાળાથી પશ્ચિમ તરફ ત્રણ હાથને છેટે ષટ્કોણાકાર ત્રણ હાથ ઊંચાઈના ચોતરા ઉપર ગંગાજીના સામું પૂર્વાભિમુખ કરી દલેલી વસ્ત્રાલંકાર ધારણ કરેલી ગંગામાતાની દેહેરામાં મૂર્તિ છે. તેનાં

ચઢવાનાં પગથીઆં દક્ષિણથી ઉત્તર તરફ છે. ત્યાં પાંચ પગથીઆં ચઢી પૂર્વાભિમુખે ઉભેલાં ગંગાજીનાં ને ભગીરથ રાજાનાં દર્શન થાય છે. તેમજ ત્યાં બીજાં ગણપતિ, શિવજી, સીતા, રામ, લક્ષ્મણ, હનુમાન્, નવગ્રહો તથા પાંચ પાંડવો વિગેરેનાં મંદિરો છે. અને ઘાટના છેક ઉપરથી દક્ષિણ તરફ જતાં એક મંદિરમાં બદરીનારાયણ ને બીજામાં જગદ્‌ગુરૂ આદ્ય શંકરાચાર્યની બેઠેલી મૂર્તિ આરસપાણની છે. તેમજ ત્યાં બીજાં પણ દેવદેવીઓનાં ઘણાં મંદિરો છે.

**કુંભનો મેળો**—તેમજ આ પવિત્ર ઘાટપર દર બાર વર્ષે જ્યારે કુંભનો મેળો ભરાય છે ત્યારે લાખો લોકો અત્રે એકઠા થાય છે. જેમાં દિગમ્બરી ( નગ્નાવસ્થાવાળા ) મહાત્માઓ ખાખી સન્યાસીઓ, સાધુ સંતો, તપસ્વીઓ, રાજા મહારાજા, શેઠ સાહુકાર, અને અન્ય યાત્રીઓ અત્રે ઘણી મોટી સંખ્યામાં આવે છે. તે પવિત્ર દિવસે આજ ઘાટ પર પરંપરાના હક તરીકે પ્રથમ દિગમ્બરી મહાત્માઓ, અને તેમના પછીથી ખાખીઓ, સન્યાસીઓ, તપસ્વીઓ, રાજાઓ અને તે પછી બીજા સર્વ યાત્રીઓ એમ અનુક્રમે ગંગાસ્નાન કરી શકે છે. જો આ નિયમનો ભંગ થાય તો દરેક મહાન સાધુ મહાત્માઓ અને યાત્રીઓ વચ્ચે લડાઈ થાય છે. આવી લડાઇના સંયોગો ઉભા ન થાય તેટલા સારૂ સરકાર તરફથી પણ યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે છે. જેથી ( પૂર્વકાળથી ) પરંપરાના વરસો વરસથી ચાલ્યા આવતા નિયમોનો ભંગ કોઇથી થઈ શકતો નથી. આવા મેળા આખા હિન્દુસ્થાનમાં ચાર ઠેકાણે ભરાય છે.

કુંભનો મેળો એટલે ગોચરી ગ્રહ પંચાંગમાં કુંભ રાશિ પર બૃહસ્પતિ (ગુરૂ) થાય એટલે જ્યારે આકાશમાં કુંભરાશિમાં ગુરૂ પ્રવેશ કરે તે દિવસે હરદ્વારમાં, અને તેજ પ્રમાણે વૃષભના ગુરૂ વખતે ત્રિવેણી સંગમ આગળ પ્રયાગમાં, તેમ સિંહસ્થ ગુરૂ વખતે નાસિક આગળ ગોદાવરી ગંગામાં, ને વૃશ્ચિકના ગુરૂ વખતે ઉજ્જૈન આગળ ક્ષિપ્રા ગંગામાં સ્નાનાર્થે લાખો માણસ

ભેગા થાય છે તેનું ઘણુજ મોટું માહાત્મ્ય શાસ્ત્રોમાં વર્ણવ્યું છે ને દરેક સ્થળે ઉપર પ્રમાણેનોજ દરેક નિયમ લાગુ પડે છે.

### ગંગાજીની આરતિ.

દરરોજ સાંજે ગંગાના પુજારીઓ હરપિંડીઘાટના જળથી ૭ પગથીઆં ઊંચે ઉભા રહી ગંગાજીની આરતિ ઉતારે છે. તે આરતિ શંકુના આકારની છે. તેના છેક નીચે દળમાં ૧૦ આંગળના ફરતા ઘેરાવમાં દરેક આંગળ આંગળને અંતરે દીવા હોય છે. તેના ઉપર પણ બે આંગળની ઊંચાઇએ બીજો આઠ આંગળનો ઘેરાવ ને તેમાં દીવા પ્રગટાવેલા હોય છે. તેજ પ્રમાણે ત્રીજો છ આંગળનો ઘેરાવ પ્રથમની માફકનો છે. ને તેજ પ્રમાણે દીવાઓ પણ હોય છે, તે પછી ચોથો ઘેરાવ ચાર આંગળનો, પાંચમો ત્રણ આંગળનો, છઠો બે આંગળનો ને છેક ટોચ ઉપર એકજ દીવો હોય છે. ને તે દરેક ઘેરાવ બે બે આંગળની ઊંચે ઊંચે હોય છે. પુજારીને આરતી ઉતારતી વખતે આરતીની પાછલી બાજુએ ઝાલવા માટે કડું જડેલું હોય છે. એવી ત્રણ આરતિઓ કે જેમાં આશરે એકસો એક દીવા પ્રગટાવે છે. એવી તે ત્રણે આરતિઓ જુદા જુદા ત્રણ પુજારીઓ દસ દસ ફૂટના અંતરે ઘાટના પગથીયાંના મધ્યમાં પતિતપાવની ગંગાજીના સામા ઉભા રહી ઉતારે છે. ને તે વખતે યાત્રીઓની બ્રહ્મકુંડના ઘાટ પર એમ સર્વે જગોએ સેંકડોને હજારો માણસો ગંગાજીનું ધ્યાન ધરતા ને આરતિનાં દર્શન કરતા આરતિ થતાં સુધી શાન્ત મને એકાગ્રચિત્તે તલ્લીન થાય છે. ને તે વખતે ત્યાં થતા ઘંટાનાદ યાત્રીઓના કર્ણપ્રદેશમાં અથડાય છે. તે વખતના અલૌકિક આનંદને નિહાળી યાત્રીવર્ગ આરતિ પૂરી થતાં ગંગામઇયાકી જય ! બોલાવી આરતી આગળ દક્ષિણા મૂકી આશકાલેઈ ગંગાજળનું આચમન કરી સર્વે પોતાના મુકામપર ચાલ્યા જાય છે. તેમજ વળી આરતિ વખતે સાંજને સમયે સેંકડો મનુષ્યો એક પડીઆમાં થોડાં પુષ્પ મૂકી તે પુષ્પના મધ્યભાગે ઘીની બત્તી પ્રગટાવીને તે દીવાને કુંડના જળમાં તરતા મૂકી

પુણ્યાર્થે ગંગાજીને દીપપ્રદાન કરે છે અને તે દીપ સંખ્યાબંધ વહેતા જળમાં એક પછી એક જતી દીપની હારમાળા જોનાર યાત્રીઓને જાણે એક ભવ્ય મેળાવડા વખતે થતી વિજળીની હારબંધ ગોઠવેલી લાઇટનો ભાસ ઉત્પન્ન કરે છે. તેમજ તરતી ને ગંગાજળના વેગમાં તણાતી તે દીપપંક્તિનું પ્રકાશતું તેજ દીવાળીના દિવસોથી પણ વિશેષ ઝગઝગાટ મારતું આખા કુંડને પ્રકાશિત કરે છે, એટલું જ નહિ પણ તે દીવાઓનો પ્રકાશ ગંગાજળમાં જોતાં તેમાં પણ પ્રતિબિંબરૂપે બીજી દીવાઓની હારમાળા હોય તેમ દેખાય છે ને તે વખતનો દેખાવ જોનાર સર્વને આશ્ચર્યજનક, અલૌકિક, રમણીય અને આનંદદાયક લાગે છે.

## પુલથી દક્ષિણ તરફનો વિશાળ ઘાટ.

બ્રહ્મકુંડના પુલની દક્ષિણ તરફ ગંગાને કિનારે કિનારે છેક અડધા માઈલની લંબાઈનો ને ૫૦ ફુટની પહોળાઇનો તેમજ ગંગામાં ઉતરવાનાં ત્રણ પગથીઆં સહીત ઈંટો અને પત્થરથી જડેલો ગંગાજીનો વિશાળ ઘાટ બાંધેલો છે. ઘાટના કિનારે કિનારે ભવ્ય પત્થરની બાંધણીની ઈમારતો ને દેવમંદિરો છે. તે ઘાટપર દરરોજ સાંજના ચાર વાગ્યા પછીના સમયમાં મેળાની માફક ભેગા થતા હજારો પચરંગી જાતજાતના અનેક દેશોના મનુષ્યો જુદા જુદા પહેરવેશમાં આવેલા ત્યાં દૃષ્ટિગોચર થાય છે. તે વખતે મુંબઇ ભૂલેશ્વરના આગળ સવાર સાંજ થતી ભીડનો આભાસ અત્રે પ્રત્યક્ષ નજરે પડે છે. ફરક માત્ર એટલો જ કે ત્યાં ગાડી, ઘોડા, મોટર, સાઈકલ, ખટારા વિગેરે વાહનોનો મનુષ્યોને ત્રાસ વેઠવો પડતો હોવાથી દરેક જણ જીવ બચાવવા માટે દોડાદોડી કરી ચાલતાં ચાલતાં રસ્તો પસાર કરતાં પોતાનું રક્ષણ કરવા તરફ જ લક્ષ રાખે છે. ત્યારે અત્રે તેવા વાહનોની ઉપાધિ વિના હજારો મનુષ્યો શાન્તમને ઇશ્વરી લીલાની કુદરતી બક્ષિસોનું અવલોકન નિહાળી મનમાં શુદ્ધ હૃદયથી ગંગાજીનું સ્મરણ કરતાં, મરજી મુજબ આનંદથી હરીફરી શકે છે, એટલે

ક્યાં ભૂલેશ્વર આગળની પ્રવૃત્તિ અને ક્યાં હરદ્વારના ઘાટપરની શાન્તિમય નિવૃત્તિ! એજ આશ્ચર્યજનક તફાવત બન્ને વચ્ચેનો નજરે જોનારને તરત દેખાય છે.

વળી આ વિશાળ ઘાટ ઉપર સાંજના ચાર વાગ્યા પછી હરરોજ ગંગાજીના તીરપર હજારો યાત્રાળુઓની ભીડ થાય છે. ઠેકઠેકાણે ધર્મપ્રચારકો, મહાત્માઓ, અને ભાષણકર્ત્તાઓ પોતપોતાને યોગ્ય લાગતાં વ્યાખ્યાનો અસંખ્ય જનસમાજ સમક્ષ આપતા દષ્ટિગોચર થાય છે. સાધુ સંતો સનાતન ધર્મનાં અને શીખોનાં ગુરુ નાનક પંથના, ભજનીકો ભજન કીર્તન રાગ રાગણીને તાલસુર સાથે મૃદંગ, પખાજ, ઝાંજ, ઢોલક, હારમોનીયમ, તબલા, સતાર, સારંગી વિગેરે મનમોહક મધુર વાજીંત્રોના મધુર ધ્વનિ સહિત પ્રભુનું ગુણગાન કરે છે તેમજ જાતજાતના માલ વેચનાર ફેરીઆઓ યાત્રીઓને પોતાનો માલ વેચવાનો પ્રયત્ન કરે છે, અને ગરીબ યાચકો દાન દક્ષિણા તેમ ભોજન માટે યાત્રીઓ પાસે વિનંતિ કરતા દેખાય છે. કેટલાક મધુર ગાયન ગાય છે. કેટલાક ધ્યાનમગ્ન જણાય છે. કેટલાક તપસ્વીઓ ધુણી તાપે છે. તેમ કેટલાક ભાંગ પીને મસ્ત દશામાં આમ તેમ મહાલતા વિલક્ષણ ચેષ્ટાઓ કરતા, હસતા, નાચતા, કૂદતા પણ જણાય છે. વળી કેટલાક ગ્યાસતેલના ટીનના ખાલી ડબાઓને હારબંધ ગોઠવી તેનાપર વાંસડા બાંધી ત્રાપા કરી તેનાપર બેસી ગંગાજીમાં ખેલગાહ કરતા, કેટલાક પાણીમાં તરતા અને પંડાઓ (ગોર) યાત્રીઓને વિધિપૂર્વક સંકલ્પ સહિત સ્નાનવિધિ કરાવતા અને સ્નાન કરી યાત્રીઓ ભિક્ષુકોને શ્રદ્ધાપૂર્વક દાન દક્ષિણા આપતા નજરે પડે છે. અને મંદ મંદ ગતિથી શીતલ પવન મનને શાંતિ આપતો વાય છે. આવા સુરમ્ય તીર્થસ્થાનની શોભા મારાથી પૂરી વર્ણવવી અશક્ય છે. તે પવિત્ર ભૂમિનું ભાન તો ત્યાં જાતે જઇ નજરે જોનાર જ જોઈ જાણી અને અનુભવી શકે છે. આવા અલૌકિક અને પવિત્ર ઘાટ ઉપર દેવમંદિરો પણ સંખ્યાબંધ છે.

## તીર્થ બીજું.

કુશાવર્ત કુંડ—હરપિંડી ઘાટથી દક્ષિણમાં બજાર તરફ થઈ આ કુંડે જવાય છે. જો કે આ કુંડ કહેવાય છે; પણ ખરી રીતે તે ઠેકાણે ૫૦ ફુટ લંબાઈનો ૮, પગથીઆં ઉતરી ગંગા જળમાં જવાનો પત્થરનો બાંધેલો ઘાટ છે. તેને જ કુશાવર્ત કુંડ કહે છે. ત્યાં ગંગાસ્નાન થાય છે. ને જેની ઇચ્છા હોય તે ઘાટપર પત્થરની છતના થાંભાવાળી ધર્મશાલામાં બેસી શ્રાદ્ધ પણ કરાવે છે.

## તીર્થ ત્રીજું.

બિલ્વતીર્થ—હરદ્વારથી એક માઇલપર દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના નૈર્ઋત્ય ખૂણામાં આ તીર્થ છે. ત્યાં જતાં રેલ્વેના નીચેના ગરનાળામાં થઈ પેલી બાજુને રસ્તે થઈ જવાય છે. ત્યાં એક ચોતરા ઉપર બિલ્વેશ્વર મહાદેવનું લિંગ ખુલ્લી જગ્યામાં છે. તેના સામે બાજુના દેવળમાં પણ બિલ્વેશ્વર મહાદેવનું બીજું લિંગ છે. દક્ષિણ તરફ પૂજારીને રહેવાની ઓરડી છે. ઓરડી આગળથી દક્ષિણમાં જતાં ૨૦૦ ફુટ પહાડના ચઢાણના ભાગમાં ગુફાના આકારમાં વિશ્વેશ્વર, ગણેશ અને દુર્ગાદેવીની મૂર્તિઓ છે. ત્યાંથી પાછા પૂજારીની ઓરડીએ આવી ૪૦૦ ફુટ ઉત્તરમાં જતાં એક વહેરાના નજીક ગૌરીકુંડ નામનો કૂવો છે. ત્યાં સ્નાન કરાય છે. કુવાનું જળ કહાડવા માટે પૂજારીએ દોરડું ને ડોલ ત્યાં મૂકેલાં હોય છે. નહાયા પછી કૂવા ઉપર ત્રણ ફુટ દૂર બે હાથ ઉંચા ચોતરા નીચેના ગોખના આકારમાં શંકરનું લિંગ, પાર્વતીજીની ને ગણપતિજીની મૂર્તિની પૂજા કરી દર્શન કરવાનાં છે. એજ રસ્તે પાછા ફરતાં ૦ા માઇલ પર ૨૦–૨૫ પગથીઆં ચઢી એક બીજું મંદિર આવાઓનું છે. તે રસ્તે ચઢી બીજે રસ્તે ઊતરાય છે. ત્યાં કૂવાનું પાણી પીવામાં ઘણું જ સારૂં છે.

## તીર્થ ચોથું.

નીલ પર્વત—આ પર્વત લગભગ કનખલથી ગંગાના સામા કિનારે છે. તે પર્વતમાંથી ગંગાની એક ધારા નીકળે છે.

તેને નીલધારા કહે છે. તે નીલ પર્વત જવા માટે વહાણુમાં બેસી પેલી પાર ઊતરી ત્યાં જવાય છે. પૂલ પછી દોઢથી બે માઇલ દૂર જતાં પત્થરોના રસ્તામાં થઈને ત્યાં જવું પડે છે. ત્યાં પહાડના નીચાણના ભાગમાં કાલી માતાનું સ્થાનક છે. ત્યાં ગૌરીકુંડ પહાડ નીચે ને ગૌરીશંકર મહાદેવનું લિંગ છે. ને ત્યાંના મુખ્ય સ્થાનના એક નાના મંદિરમાં નીલેશ્વર મહાદેવ છે.

## તીર્થ પાંચમું.

કનખલ—હરપિંડીથી દોઢ બે માઈલપર છે. દક્ષિણ તરફ સ્ટેશનને રસ્તે જતાં બે રસ્તા આવે છે તેમાં જમણી બાજુની સડકે સ્ટેશને જવાય છે; ને ડાબી બાજુની સડકે થઈ ગંગા નદીની નહેરનો પૂલ ઓળંગી કનખલ જવાય છે. ગામ પ્રમાણમાં મોટું હોઈ સુંદર બજાર તથા સુશોભિત મકાનોવાળું છે. ગામમાં સડકપર પત્થર જડેલા છે અને સન્યાસીઓને રહેવાના કેટલાક મઠો (આશ્રમો ) છે. તે ગામ ઓળંગી પેલી બાજુ જતાં દક્ષિણ તરફ સડકની ડાબી બાજુ એક વરંડાના કમ્પાઉન્ડમાં દાખલ થઈ ઉત્તરાભિમુખના દરવાજામાં પેસી પછી પૂર્વાભિમુખે ૨૦૦ ફુટ ચાલી જતાં આ તીર્થ આવે છે. ત્યાં ગંગાજીનો ઘાટ બાંધેલો છે. ત્યાં માછલાં ઘણાં છે. તેમને ચણા નંખાય છે. ચણા વેચનાર પણ ત્યાં હાજર હોય છે. તેમજ માંકડાં પણ ઘણાં છે. તેઓને પણ ચણા ખવડાવાય છે. હરદ્વારથી આ તીર્થે પગે ચાલીને યા ઘોડા ગાડી કે મોટરમાં જઈ શકાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે કનખલ તીર્થમાં જે સ્નાન કરે છે. તેને મુક્તિ ન મલે એવો કોણ ખલ છે ? અર્થાત્ ત્યાં સ્નાન કરનાર ગમે તેવા પાપી જીવને પણ મુક્તિ મલે છે. અત્રેના પંડા (ગોર) લોકો ઘણા ભાગે જ્વાલાપુરના બ્રાહ્મણો સાથે જ બેઠી વહેવાર રાખે છે. ગામમાં પોલીસ સ્ટેશન પણ છે. સ્નાન કરી પશ્ચિમ તરફ પ્રથમના દરવાજા આગળ તેની બરાબર સામેના મંદિરમાં મોટેશ્વર મહાદેવ છે. ત્યાં દર્શન કરી પાછા પશ્ચિમ તરફ જતાં

ગંગાજી, રામજાનકી અને રાધાકૃષ્ણનું મંદિર છે. આ મંદિરના અંદર સોનાનું ને મીનાકારી જડાવકામ ઉત્તમ પ્રકારનું છે. ત્યાં હનુમાનનાં દર્શન છે. તેમજ બીજા શિવલિંગો છે. અને વેદવ્યાસજીનું મંદિર છે. ત્યાં જ ગંગાને કાંઠે સતીઘાટ છે. પૂર્વ સમયે થએલી સતીઓની અત્રે દેહેરીઓ છે. અત્રે સનત્કુમારે સિદ્ધિ મેળવી હતી ને દક્ષપ્રજાપતિના યજ્ઞ વખતે સુરેણુ નામની સરસ્વતી ગંગા અત્રે પધારેલાં તે પણ ગુપ્તપણે ગંગામાં વહે છે. તેથી આ કનખલ તીર્થ ઘણું જ પવિત્ર મનાય છે. હરદ્વારમાં ૧-૩-૫ એમ એકી રાત્રિ રહેવાનું માહાત્મ્ય છે.

ઉપલાં પાંચ તીર્થોમાં અમે નીલ પર્વત સિવાય ચાર તીર્થોમાં જઇ સ્નાન કર્યું હતું. પણ નીલ પર્વત ગયા નથી તેનું કારણ કનખલમાં ગોરના કહ્યા પ્રમાણે જો નીલ પર્વત જોવા જવું હોય તો જાઓ. બાકી નીલધારાનાં સ્નાનનું માહાત્મ્ય છે. ને તે ધારા કનખલમાં જ આવેલી છે. જેથી કનખલના ઘાટપર સ્નાન કરવાથી બન્ને તીર્થોના સ્નાનનું ફળ મળે છે. તેથી અમે ત્યાં ગયા નથી. ન જવા છતાં પણ પાંચે તીર્થો પુરાં થએલાં જ જાણવાં.

**સૂર્યમંદિર**—હરદ્વારથી ઉત્તર દિશામાં બે માઈલપર અડધનો ચઢાવ ચડવા પછી ઉતરાઇ ઉતરતાં પહાડની તળેટીમાં સૂર્યકુંડમાં ઝરણાનું પાણી એકઠું થાય છે. તે કુંડમાં માથોડાપુર ઊંડાઇ છે, તેમાં સ્નાન થાય છે. ને ત્યાં નાના મંદિરમાં સૂર્યનારાયણ, હનુમાનજી ને પહાડ ચઢતાં અધવચ મંછાદેવીનાં દર્શન છે. અત્રે સૂર્યનારાયણે તપશ્ચર્યા કરી હતી.

**શ્રવણનાથનું મંદિર**—આ મંદિર કુશાવર્ત કુંડથી બજારમાં આવીને પાછા દક્ષિણ તરફ બજારમાં બીજો અર્ધો ફર્લાંગ આગળ જતાં બજારની જ સડકપર પશ્ચિમાભિમુખ દ્વારનું, શ્રવણનાથ નામના સન્યાસીએ બંધાવેલું, પંચમુખી શિવલિંગવાળું ભવ્ય શિવમંદિર છે, સભા મંડપના મધ્યમાં આરસનો નંદી છે. મંદિરના બીજા ભાગોમાં ગંગાજી, હનુમાનજી, કૃષ્ણ, શિવલિંગો

ને કાળભૈરવની મૂર્તિઓ છે. દેવળની દક્ષિણ તરફ શિવાલય બંધાવનાર શ્રવણનાથ સંન્યાસીની આરસની મૂર્તિ ઉભેલી છે. આ મંદિરની પૂર્વ તરફ બીકાનેરના મહારાજાવાળું ગંગાજીનું મંદિર છે.

**માયાપુરી**—આ ગામ હરદ્વારથી એક માઈલપર ગંગાકિનારે છે, ને તેજ ઘણુભાગે સાતપુરીમાંની મોક્ષપુરી છે. ત્યાં પુરાણી હાલતનાં ત્રણ મંદિર છે. એક માયાદેવીનું, જેમાં ત્રણ મસ્તક ને ચાર હાથવાળી મૂર્તિ છે, તેની બાજુમાં બીજી અષ્ટભુજા શંકરની મૂર્તી છે, તેની બહારની બાજુ નંદી (શંકરને બેસવાનું વાહન પોઠીઓ)છે. બીજું ભૈરવનું ને ત્રીજું નરનારાયણનું મંદિર છે. જુનું હરદ્વાર અત્રે હોય એમ કહે છે. અમો માયાપુરી ગયા નથી.

**ચંડીદેવી**—નીલપર્વતથી એક માઈલપરની ચઢાઇએ અંજની દેવીનું મંદિર છે. તે પછી એક માઈલપર ચઢતાં ચંડીદેવીનું મંદિર પર્વતના શિખરપર છે.

**સતીકુંડ**—પાર્વતીજી પોતાના પિતા દક્ષપ્રજાપતિના કરેલા અપમાનથી યજ્ઞમાં જ્યાં પોતાની મેળે અગ્નિ ઉત્પન્ન કરી પોતે બળી ગયાં હતાં તે ઠેકાણે સતીકુંડ છે, ને યજ્ઞ ભંગને ઠેકાણે દક્ષેશ્વર મહાદેવનું દેવાલય છે. કનખલના તીર્થોનાં સર્વ મંદિરોમાં આ મંદિર મુખ્ય છે. દેવળને શિખર નથી. પૂર્વને દ્વારે દર્શન કરવા જઈ પશ્ચિમને દ્વારે બહાર નીકળાય છે. જમણી તરફ વીરભદ્ર અને ભદ્રકાલી છે. મંદિર ને સતીકુંડના વચ્ચે પાંચ જુના નંદી છે. બીજાં ત્યાં ચાર આજુ બાજુના મંદિરોમાં શિવલિંગ ને પાંચમામાં પાંચ હાથની ઊંચી હનુમાનની મૂર્તિ છે.

**સરકારી પ્રબંધ અને પોસ્ટ વિગેરે**—હરદ્વારમાં બ્રિટિશ સરકાર તરફથી દીવાની અદાલત, મેજીસ્ટ્રેટ ને ફોજદારી કચેરીઓ, પોલીસનું થાણું, દવાખાનું, પોસ્ટ ઓફીસ, તારઓફીસ, વિગેરેનો બંદોબસ્ત છે. તેમજ મ્યુનીસીપાલીટી તરફથી રાત્રે આસની બત્તીઓ પણ કરવામાં આવે છે.

**હરદ્વારના બજારનું વર્ણન**—અત્રેનો બજાર આશરે અડધા મૈલ સુધી લંબાઇનો છે. ખોરાકની વસ્તુઓ જોઈતી સર્વે મળે છે. ગરમ ને સુતરાઉ કપડાંવાળાની ઘણી દુકાનો છે. કંઠી-માળા–રુદ્રાક્ષ–ચંદન–ધુપ–અગરબત્તી વિગેરે વેચનાર તેમજ ફોટાઓ, યાત્રાને ઉપયોગી ચોપડીઓ, મૂર્તીઓ વેચનારની, મીઠાઇ-વાલાની, શાકભાજીવાળા કાછીઆઓ ( પસ્તાકીઆ )ની, વાસણ વેચનારાઓની, જાતજાતના, ગંગા જમુનાના લોટા, ઘડા વિગેરેની તેમજ ગંગાજળના ભરેલા લોટાઓને પાકું રેણ કરનારાની, કન્તાનના જોડા વેચનારની, દહિ દુધની, તેમજ દુધની ચોખ્ખી મીઠાઈ, અને યાત્રાને ઉપયોગી વાંસની લાકડીઓ, લોખંડી સામાન, જાપાન કરંડી, અને ડંડી બનાવવાની વિગેરે યાત્રામાં ઉપયોગી થતી દરેકે દરેક વસ્તુ વેચનાર વ્યાપારીઓની ઘણી દુકાનો છે, ને માલ પણ સહેજ સસતો મળતો હોય તેમ જણાય છે. જેઓ મુંબઈ કે અમદાવાદ જેવા મોટા શહેરોમાં રહેતા ન હોય ને તેમને યાત્રાના ખરનો સામાન જોઈતો હોય તો બહારગામથી ન મંગાવતાં હરદ્વાર જઈ થોડા દિવસ રોકાઇને અત્રેથી યાત્રાના ખરની દરેક ખરીદી પોતાની જાતે મન-પસંદ પડતી ખરીદવી બનતા સુધી સોયદોરા દેશમાંથી લઇ જવા. અને ચાંલ્લા, વાટાવા ને પાહાડી માગનારાઓને વહેંચવા માટેની વીંટીઓ હરદ્વારમાંથી જ લેવી.

બજાર સુશોભિત રળીઆમણું ને ફરવા જનારને દરેક વસ્તુની જુદે જુદી દુકાન જોતાં આનંદ લાગે છે. બજારની સડકમાં ઘણેભાગે પત્થર જડેલા છે. કેટલીક જગાએ ઈંટો પણ જડેલી છે. બજારમાં ઘોડાગાડી, મોટર વિગેરેને બનતા સુધી જવા દેતા નથી. ગાડી ઘોડાવાળા સ્ટેશનથી બજારના નાકે કે જ્યાં સામે હરપીડીઘાટ છે ને જમણી બાજુ બજાર છે ને ડાબી બાજુના રસ્તે હૃષીકેશ જવાય છે. તે ત્રણ રસ્તાના વચમાં દીવાબત્તી છે, ત્યાંજ ઉભા રાખે છે.

## હૃષીકેશ જવા માટે વાહનો.

અત્રેથી—ગંગોત્રી યમુનોત્રી ન જતાં ફકત બદરીકેદાર જવું હોય તેને માટે ઘોડાગાડીઓ, મોટરો વિગેરે પુરતા પ્રમાણમાં મલે છે. અને છેક હૃષીકેશ સુધી ૧૪ મૈલની મોટી પાકી સડક છે.

જેપાન—કંડી વિગેરે હરદ્વારથીજ કરી લેવાને પરંતુ જો હરદ્વારમાંથી ન બની શકયું હોય તો પછી હૃષીકેશમાંથી કરવું. તે પછી આગળ ઉપર વાહનના બંદોબસ્તની આશા રાખવી નહી. જોકે વચમાં પણ કોઇ કોઇ જગોએ મલે છે પણ આપણી ગરજ જાણી વિશેષ દામ માગે છે ને વાહન સગવડ વિનાનું મળે છે ને તેથી પ્રથમ તપાસીને જ લેવું સારૂં છે.

હરદ્વારમાહાત્મ્ય—સ્કંદ પુરાણમાં કહ્યું છે કે ભગીરથ રાજાની પ્રાર્થનાથી સ્વર્ગમાંથી પૃથ્વીમાં ગંગાજીનું આવાગમન થયું. ત્યારથી આ હરદ્વાર તીર્થ બીજા ગંગાદ્વારના નામથી પ્રસિદ્ધને પામ્યું કે જેનાં સ્મરણ કરવાથી મહા પાપોનો નાશ થાય છે. ગંગાદ્વારથી ઉત્તર તરફની ભૂમિને મહાત્માઓ સ્વર્ગભૂમિ કહે છે. તે સિવાયની અન્ય ભૂમિને ભોગભૂમિ કહે છે. આ અત્રેથી ઉત્તરની સ્વર્ગભૂમિની શરૂઆત થતી હોવાથી આ ગંગાદ્વારનાં દર્શન માત્રથી હરકોઇ પ્રાણી ભવબંધનથી છૂટી મુક્તિ મેળવે છે. અત્રે બ્રહ્મા, વિષ્ણુ અને શંકરાદિ દેવતાઓ પણ પોતાનો નિવાસ કરી રહ્યા છે. ઋષિ, મુનિ, સિદ્ધ, ગુહ્યક અને અપ્સરાઓનો સમૂહ ભવાર્ણવ તરવાની કામનાથી આ સ્થાનમાં નિરંતર વસે છે. જેઓ સંસારના ત્રિવિધ તાપોથી સંદગ્ધ છે તેમને માટે આ શ્રેષ્ઠ તીર્થ એક ઉત્તમ ને દિવ્ય ઔષધિ તુલ્ય (દિવ્યામૃત) છે, ને તત્કાળ સુખશાન્તિ આપવાવાળું છે. વળી જેણે બ્રહ્મહત્યાદિક સેંકડો પાપો અન્ય સ્થળોએ રહી કર્યા હોય તેવાં સર્વ પાપો આ તીર્થનાં સ્મરણ માત્રથી નાશ થાય છે. ને તેને પણ મુક્તિ મળે છે. ગંગાદ્વારના બ્રહ્મકુંડમાં સ્નાન કરવાથી પુંડરીક યજ્ઞનું ફળ મળે છે.

**વિશેષ માહાત્મ્ય**—અલકાપુરીથી (બદરીનાથથી) આવેલી અલકનંદા અને કેદારનાથથી આવેલી મંદાકિની એ બન્ને ગંગાની ધારાનો સંગમ રુદ્રપ્રયાગમાં થયા પછી દેવપ્રયાગ સુધી બન્ને ધારાઓ અલકનંદાના નામથી વહે છે. તેમજ ગંગોત્તરી પર્વતમાંથી ભાગીરથી ગંગાની ધારા નીકળી દેવપ્રયાગ આવતાં જેમાં મંદાકિની ગંગાની ધારા મળી છે એવી અલકનંદાની ધારા ભાગીરથી ગંગામાં દેવ પ્રયાગ (રામાશ્રમ)માં એકઠી મળી જઇ તેમનો સંગમ થાય છે. એ પ્રકારે ગંગાની ત્રણ ધારાઓ દેવપ્રયાગથી ભાગીરથી ગંગાના નામથી હરદ્વાર આગળ વિસ્તારમાં પ્રગટ થાય છે. તેથી ત્રણ ગંગાની ધારામાં સ્નાન કરવાનું ફલ પ્રથમ અત્રેજ પ્રાપ્ત કરી શકાય છે. જેથી ગંગાદ્વારનું વિશેષ માહાત્મ્ય શાસ્ત્રકારોએ વર્ણવેલું છે.

**કનખલ માહાત્મ્ય.** જેઓ અત્રેના દક્ષેશ્વર શિવનાં દર્શન કરે છે. તે કૃતકૃત્ય થઇ પોતાનાં મનોરથ સિદ્ધ કરી ધન્યવાદને પ્રાપ્ત થાય છે, તેમજ કનખલમાં ગંગાસ્નાન કરી ત્રણ રાત્રી રહેવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. આ ઉત્તમ ક્ષેત્રની ભૂમિ બાર યોજન સુધીની છે. જે કોઇ અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો દક્ષેશ્વર શિવનાં દર્શન કર્યા શિવાય અન્ય તીર્થોની યાત્રા કરે છે. તેને યાત્રાનું ફળ મળતું નથી.

---

## હરદ્વારથી યમુનોત્રીના રસ્તે આવતા મુકામ ને ચટ્ટીઓ.

| ચટ્ટિ કે મુકામનું નામ. | માઈલ | કુલ માઈલ | જમ્યાં | રાત રહ્યાં | ચટ્ટિ કે મુકામનું નામ. | માઈલ | કુલ માઈલ | જમ્યાં | રાત રહ્યાં | ચટ્ટિ કે મુકામનું નામ. | માઈલ | કુલ માઈલ | જમ્યાં | રાત રહ્યાં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દેહેરાદુન | ૪૦ | ૪૦ | | | ભલદાણ | ૪ાા | ૮૬ | ૨ | ૧ | સીમલા | ૩ | ૧૨૪ | | |
| રાજપુર | ૭ | ૪૭ | | ૧ | ઝામ | ૫ | ૯૧ | | ૧ | ગંગનાણી | ૨ | ૧૨૬ | ૧ | ૧ |
| મસુરી | ૭ | ૫૪ | ૧ | ૧ | નગુન | ૫ | ૯૬ | | | કુટનુર કે જગન્નાથ | ૬ | ૧૩૨ | | |
| ઝાલકી | ૬ | ૬૦ | ૧ | | ધરાસુ | ૫ | ૧૦૧ | ૧ | ૧ | ઓજરી અજરી | ૪ | ૧૩૬ | ૧ | ૧ |
| ધનોલટી | ૯ | ૬૯ | ૦ | ૧ | કલ્યાણી | ૪ | ૧૦૫ | | | રાના | ૪ | ૧૪૦ | | |
| કદુખાલ | ૪ | ૭૩ | | | આઉલા કે કુમરારા | ૫ | ૧૧૦ | ૧ | | હનુમાન | ૨ | ૧૪૨ | | |
| કાનાતાલ | ૪ | ૭૭ | | ૧ | સાલક્યારા | ૫ | ૧૧૫ | | ૧ | ખરસાલી | ૫ | ૧૪૭ | ૧ | ૧ |
| થોલદાર | ૪ાા | ૮૧ાા | | | ડંડીયાલ ચટ્ટિનેગામ | ૬ | ૧૨૧ | | | જમનોત્રી | ૫ | ૧૫૨ | | ૧ |

ઉપરના દરેક ઠેકાણે જ્યાં જમ્યાની લીટીમાં ૧ ૨ કે ૩ કરેલા છે ત્યાં તેટલા દિવસ રહીને જમ્યા હતા અને જ્યાં રાત રહ્યા ત્યાં પણ ૧ થી ૩ સુધીના અંકોથી અંક જેટલી રાત્રિ રહ્યા હતા તેમ જાણવું અને તે પ્રમાણે ગંગોત્રી વિગેરે ચટ્ટીઓમાં પણ તેજ પ્રમાણે અંકની સંખ્યાથી તેટલો વખત ને તેટલી રાત જમ્યા ને રહ્યા એમ જાણવું.

## દશ્ય છઠ્ઠું.

### હરદ્વારથી ધરાસુ.

#### ઝેપાન અને બોજાવાળા સાથેનો ઠરાવ.




મો જ્યારથી હરદ્વારમાં દાખલ થયા ત્યારથીજ દરરોજ નવાનવા ઝેપાનીઓ, ડંડી, કંડી, ને બોજાવાળાઓ અમારી પાસે આવતા હતા. અને તેઓને પૂછતાં યમુનોત્રીથી બદરીનારાયણ થઈ હરદ્વાર પહોંચાડવાના રૂ. ૩૮૦) તો કોઈ રૂ. ૪૦૦) માગવા લાગ્યા. આ કીંમત અમોને ઘણી વધારે લાગવાથી

અમોએ કોઇની સાથે નક્કી કર્યું નહિ. અને ડંડીની કીંમત પૂછતાં તેની જેપાન કરતાં ૩૦) થી ૪૦) રૂપીઆ વધારે માગવા લાગ્યા. અમારો વિચાર ડંડી કરવાનો નહોતો જેથી વિશેષ પૂછપરછ જેપાનનીજ કરતા હતા પણ કીંમતમાં કંઇ સસ્તુ માલુમ પડતું નહિ. છેવટે એક જેપાની આવ્યો તેણે ચારે ધામના રૂા. ૩૨૦) કહ્યા, જ્યારે અમોએ રૂા. ૨૮૦) કહ્યા. છેવટે રકઝક કરતાં રૂા. ૨૮૦) માં એક જેપાન નક્કી કરી એજ કીંમતે ત્રણ જેપાન લાવવાનાં કહ્યાં.

તે પછી જેપાનીઓએ કહ્યું કે અમને તમારે પાંચ મોટાં તીર્થોમાં હરેક જેપાની દીઠ ખીચડી શેર ૧ અને રૂપીઓ એક રોકડો એટલે ચાર જણ ઊચકનારા હોવાથી એક તીર્થમાં રૂા. ૪) રોકડા ને શેર ખીચડીના બાર આના લેખે રૂા. ૩) ખીચડીના એમ એક તીર્થમાં રૂા. ૭) નો ખરચ બીજો એટલે યમુનોત્રી, ગંગોત્રી, ત્રિયુગીનારાયણ, કેદારનાથ અને બદરીનારાયણ એ પાંચ તીર્થોનાં મળી રૂા. ૩૫) એક જેપાન દીઠ બીજા આપવા પડશે ને અમોને આવી રીતે હરેક યાત્રીઓ આપે છે. તે વિષે તમે ગમે તેને પૂછીને ખાત્રી કરો. અમોને તે રીત પસંદ પડી નહિ. પણ છેલ્લો દિવસ જવાનો હોવાથી અને બીજાઓને પૂછતાં તે વાત ખરી લાગવાથી અમોએ રૂા. ૧૫) એક જેપાન દીઠ વધારે આપવાના કર્યા. તે તેમણે ઘણીજ મુસીબતે કબુલ કર્યા. એટલે રૂા. ૨૯૫ માં હરેક જેપાન નક્કી થયું. એ પ્રમાણે જેપાન ડંડી, કંડી, ને બોજાવાળાને હરેક તીર્થે રૂા. ૧) ને ખીચડી શેર ૧ જણ દીઠ આપવી પડે છે.

બોજાવાળા પણ ફેરા મારતા હતા. તે બોજાવાળા ઘણેભાગે નેપાળી પહાડી લોક હોય છે. તેઓ બાંધાના મજબૂત, જરા ઠીંગણા, તથા બરફના પહાડી પ્રદેશની સખત ટાઢ સહન કરનારા નેપાળના પહાડી મુલકમાં રહેનારા હોવાથી બોજો ઉચકવાનું કામ ઘણે ભાગે તે લોકોજ કરે છે.

અત્રેના પહાડી લોકો જેપાન ડંડી, કંડી વિગેરે ઊચકે છે, તેમજ તેમાંના કહાર બોજો પણ ઊચકે છે. જેપાન ઉચકવા

કરતાં બોજો ઊચકવાવાળાની મહેનત ઘણી વિશેષ હોવાથી તે અત્રેના પહાડીઓ ઘણે ભાગે કરી શકતા નથી. જેથી બોજો ઊચકનારા નેપાળી પહાડી લોકોજ ઘણે ભાગે હોય છે. તેઓ ઓછામાં ઓછો એક મણથી વધારેમાં વધારે દોઢમણ બંગાળી વજન ઊચકી શકે છે.

અમોએ બોજાવાળાનો ભાવ બંગાલી મણને હિસાબે રૂા. ૧૧૨) ઠરાવી બે બોજાવાળા નેપાળીને પણ નક્કી કર્યા. બોજાવાળા પણ જેપાનીની માફક પાંચે તીર્થોમાં ખીચડીને રૂપીઓ માગે છે. તેને મજુરીના રૂા. ૧૦૮) ને રૂા. ૪) પાંચ તીર્થોના મળીને રૂા. ૧૧૨ નક્કી કર્યા. બોજો ઊચકનારને બોજાવાળો કહે છે.

**ડંડી બાબત**—જે પ્રમાણે જેપાનના રૂપીઆ થાય છે. તેના કરતાં ડંડીના ઊચકામણના રૂા. ૩૦) થી ૪૦) વધારે આપવા પડે છે. કેમ જે તેને ઊચકવાનું વજન વધારે થાય છે, અને તે ડંડી બનાવવાના રૂપીઆ બીજા લગભગ રૂ. ૨૫) થી ૩૦) પણ આપણેજ આપવા પડે છે.

**કંડી બાબત**—કંડીના રૂા. લગભગ ૧૪૦) થી ૧૮૦) સુધીના માણસના વજન પ્રમાણે થાય છે, પણ ઘણા ભારે વજનના માણસને કંડીમાં બેસાડતાજ નથી. તેમજ વધારે વજનના માણસ માટે જેપાન અને ડંડીમાં પણ સાધારણ વજનના માણસ કરતાં દોઢું કે બમણું વજન હોય તે પ્રમાણે દોઢા કે બમણા પૈસા જેપાન કે કંડીવાળાને આપવા પડે છેઃ ને યાત્રીનું ઘણું વજન હોય તો તેને જેપાન ડંડીવાળા ચારને બદલે આઠ માણસ ઊચકવા રહે છે.

ઉપરનો દરેક ભાવ યમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ ને બદરીનારાયણ થઇ હૃષીકેશ પહોંચાડવાનો જાણવો. પણ જેને બદરી, કેદાર બેઉ જગ્યાએ હરદ્વારથી જઇ મેલચોરી જવું હોય તેને ઉપલા દામથી અડધા દામ આપવા પડે છે. અને તેઓને મેલચોરીથી બીજા જેપાન ડંડી કે કંડીવાળા કરવા પડે છે. આ લોકો મેલચોરીથી આગળ જતા નથી. પણ જો તેઓની સાથે

પ્રથમથીજ ઠરાવ કર્યો હોય તો પછી ઠેઠ સુધી આવે છે. નહિ તો મેલચોરીથી રામનગર રેલવે સુધી અથવા કાઠગોદામ રેલ્વે સુધીના બીજા રૂા. ૩૦) થી ૪૦) વધારે આપવા પડે છે. તેમજ ગંગોત્રી, કેદારનાથ, ને બદરીનારાયણ એ ત્રણ ધામ જનારને માટે જેપાન ડંડી, કંડી ને બોજાવાળાઓને ઉપલા દામથી ચોથો ભાગ ઓછો આપવો પડે છે.

યાત્રીઓએ કયે રસ્તેથી જવું અને કયે રસ્તેથી પાછું ફરવું. તે જો પોતાની મરજી મુજબની સગવડ ઈચ્છતા હોય તો તે વાહન અને બોજાવાળાઓને પ્રથમથી જવાના ને આવવાના રસ્તા કહીનેજ ભાવ કરવો નહિતો તેમાં વાંધો પડશે; ને બીજે રસ્તે તેઓ આવશે નહિ.

ત્યારબાદ જેપાનીના કહેવાથી અત્રેથી જેપાન ખરીદવા ગયા. ત્રણ જેપાનના રૂા. ૭) આપીને જેપાન લીધાં. આ જેપાન ખરીદવાના પૈસા જેપાનીઓજ આપે છે. આપણે તે હીસાબમાંથી કાપી લેવા પડે છે અને તેમાં ભરવાને બાંધવા માટે જોઈતી શણની દોરીઓ પણ લીધી. જેપાનવાળાને કોઈ ઓળખીતા કે ગોરની મારફતે કરવાથી તે તેઓની ઓળખાણ આપે છે. પણ અમોએ તો જાતેજ જેપાનવાળા અને બોજાવાળા કરેલા હોવાથી ઓળખાણ નહોતી છતાં સાત રૂપીઆનો સામાન અપાવ્યો. તે પછી જેપાનવાળા કહે કે અમે અત્રેથી બે માઈલપર અમારે મુકામે જઈ ખાઇને તમારી પાસે આવીશું. પણ તેનો વિશ્વાસ આવ્યો નહિ. ત્યારે તેમણે કહ્યું કે તમે આવી રીતે અવિશ્વાસ ના કરો અમો જરૂર આવીશું. પછી અમે વિચાર કર્યો કે જો તે લોકો નહિ આવે તો બીજે દિવસે જેપાનની ગોઠવણ કરીને જઈશું. આ સાત રૂપીઆ તેમને રોકડા આપ્યા નથી. માટે કંઇ હરકત જેવું નથી. એમ જાણીને અમોએ તેમને ઘેર જવાની રજા આપી એટલે તે લોકો પોતાના રહેઠાણપર જઈ ખાઈપીને સાંજે ચાર વાગે અમારી પાસે આવ્યા. ત્રણ જેપાનના કુલ્લે ૧૨ માણસ ઊચકનાર થયા. પણ અમારે દહેરાદુન જવાનું હતું. તેથી

તેમાંના ૧૦ જણને પગ રસ્તે રાજપુર આવવાનું કહી તેમાંના બે જણને અમારી સાથે લીધા. બોજાવાળા પણ બન્ને જણા અમારી સાથેજ આવ્યા. એટલે બે જેપાનવાળા, બે બોજાવાળા અને આઠ અમે એમ બાર જણ મળીને હહેરાદુન જવાની તૈયારી કરવા માંડી.

**હરદ્વારમાં યાત્રાનો વિધિ**—સ્કંદ ઋષિ કહે છે કે જે મનુષ્યો આ પૃથ્વીના વૈકુંઠ ધામમાં પ્રવેશ કરી હિમાલયમાં આવેલા સુરમ્ય વિશાળ પહાડોના શિખરોના સૃષ્ટિ સૌંદર્યને નિહાળી શ્રી કેદારનાથ અને બદરીનારાયણનાં ચરણકમલો સમીપ દર્શનાર્થે જવા ઈચ્છતા હોય તેવા પુણ્યાત્મા પ્રાણીઓએ પ્રથમ હરદ્વારમાં આવી શાસ્ત્રાનુસાર ગંગાસ્નાનાદિ સત્કર્મ કરી ચંદ્રચૂડામણિ શંકરને સપ્રેમ શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રણામ કરી યાત્રાના ફલની પ્રાપ્તિને માટે નીલભૈરવનું પણ પૂજન કરવું, અને તેમની પ્રાર્થના કરવી કે હે ક્ષેત્રપાલ દેવતા ! મને બદરીનારાયણ યાત્રાર્થે જવાની આજ્ઞા આપો કે હું આ યાત્રા કરીને ત્રણલોકમાં ધન્યવાદને પાત્ર થાઉં. હે ક્ષેત્રપાલ દેવ ! હું આપને નમસ્કાર કરૂં છું. એ પ્રમાણે સ્તુતિ વંદના કરીને પછી હરદ્વારથી બદરીકેદાર આદિ હિમાલયની યાત્રાએ જવું.

**નારાયણનાં દર્શન પુર્વે કેદારેશ્વરનું દર્શન કરવાનું કારણ.**

સનત્કુમાર ઋષિ મહર્ષિ નારદને કહે છે કે બદરીનારાયણના દર્શને જનાર યાત્રીઓએ અન્ય તીર્થોના દેવદર્શન સાથે નારાયણનાં દર્શન કરતાં પહેલાં કેદારનાથનાં દર્શન અવશ્ય કરવાં જોઈએ.

**હરદ્વારથી કેદારનાથ જવાના ત્રણ રસ્તા.**

૧ લો રસ્તો—હરદ્વારથી હૃષીકેશ, દેવપ્રયાગ અને રુદ્રપ્રયાગથી ગુપ્તકાશી થઈને જવાય છે.

૨ જો—હરદ્વારથી દેવપ્રયાગ થઈ ટીહરી રાજ્યધાનીને માર્ગે યમુનોત્રી, ગંગોત્રી અને ત્રિયુગી નારાયણ થઈ કેદાર જવાય છે.

૩ જો—હરદ્વારથી દહેરાદુન, મસુરી થઈ જમ્નોત્રી, ગંગોત્રી અને ત્રિયુગી નારાયણ થઈ કેદારનાથ જવાય છે.

યાત્રી ગમે તે રસ્તે જાય તેની હરકત નથી. પરંતુ હરદ્વારથી નીકળ્યા પછી કેદારનાથ જતાં પોતાના રસ્તામાં જે જે પવિત્ર તીર્થો આવે તેમાં સ્નાન, દર્શન અને દાનાદિક સત્કર્મ દરેક તીર્થે કરતાં કરતાં સર્વ પાપોને નાશ કરનારા એવા કેદાર ક્ષેત્રમાં જઈને ભગવાન કેદારેશ્વરનાં વિધિપૂર્વક પૂજન અર્ચન તથા સાષ્ટાંગ નમસ્કાર સહિત ભક્તિપૂર્વક સપ્રેમ દર્શન કરી અનન્યભાવે તેમને ભેટી તે કેદારેશ્વર પ્રભુની પ્રાર્થના કરી આજ્ઞા માગીને બદરીનારાયણની યાત્રાએ જવાથી જ યાત્રાનું સંપૂર્ણ ફલ મળે છે. પણ કેદારેશ્વર ગયા શિવાય એકલી બદરીનારાયણની યાત્રા કરવાથી યાત્રાનું ફલ મળતું નથી, તેથી પ્રથમ કેદારેશ્વરનાં દર્શન કરીને પછીથીજ બદરીનારાયણની યાત્રાએ જવું. કેદારયાત્રા એ બદરીનારાયણની યાત્રાનુંજ અંગ છે, માટે યાત્રીઓએ આ જગોએ શ્રદ્ધાપૂર્વક શિવ અને વિષ્ણુને એકરૂપ જાણવા અને તેમાં યત્-કિંચિત્ પણ ભેદબુદ્ધિ કરવી નહિ. તે પછી કેદારથી બદરીનારાયણ જતાં બીજા માર્ગમાં આવતાં તીર્થોમાં સ્નાન દાનાદિ કરી બદરીનારાયણ જવા માટે જ્યોતિર્મઠ (જોશીમઠ)માં જવું.

## હરદ્વારથી દહેરાદુન.

એ પ્રમાણે તૈયારી કરી હરદ્વાર સ્ટેશનેથી દહેરાદુન જતી ગાડીમાં ( નમાં ) બેસી રવાના થયા. હરદ્વારથી દહેરાદુન પગ રસ્તે ૪૦) માઇલ થાય છે. અને રેલવે ટ્રેનને રસ્તે ૮૮ માઇલ થાય છે. જ્યારે દહેરાદુન પહોંચવાને એક સ્ટેશન બાકી રહ્યું કે ત્યાંથી ગાડી દહેરાદુન તરફ જતાં મસુરીના પહાડપર જાણે દીવાળીની રોશનીનો પ્રકાશ હોય અથવા કોઈ ભવ્ય રાજ્યભવનની રોશની હોય એમ ત્યાંની વીજળીક રોશનીની પ્રદીપ્ત બત્તીઓનો પ્રકાશ ઝબારા મારતો હતો. ને તે તેજપુંજનો પ્રકાશ અત્યંત ચિત્તાકર્ષ લાગતો હતો. અમો દહેરાદુનમાં રાતે નવ વાગે પહોંચ્યા.

આ શહેર મીરત વિભાગના જીલ્લાનું ઘણુંજ રમણીય અને વિશાલ છે. અત્રે આજુબાજુમાં કુદરતી ઊગેલી વનસ્પતિ, પાણીનાં ઝરણાં, દૂરના દેખાતા પહાડોની રમણીયતા અલૌકિક

હોવાથી રાજ્યાધિકારીવર્ગ ઘણે ભાગે ઊનાળાની ગરમીમાં હવા ખાવા આવે છે. ઘણાં મકાનો ભવ્ય અને રોનકદાર છે; જીલ્લો પહાડી છે. અને અત્રેના પહાડોમાં સિંહ, વાઘ વિગેરે હિંસક પ્રાણીઓ પણ રહે છે. વસ્તી પણ ઘણી સારી છે. તેમાં વિશેષે કરીને યુરોપીઅન અધિકારી અને યુરોપીઅન વ્યાપારીઓની વસ્તીથી અને બેંકોના છટાદાર દેખાવોથી શહેર ઘણું ભપકાદાર અને ભરાવાદાર જણાય છે. વિશેષે કરીને આ શહેર પુનાને મળતું છે, અને અત્રેના રક્ષણાર્થે લડાયક લશ્કર પણ રહે છે. શહેરમાં ઠેકાણે ઠેકાણે ઘણી જાતનાં ફૂલ ને ગુલાબ વિગેરે ફુલનાં નાનાં મોટાં તરેહ તરેહનાં ઝાડો બગીચાઓમાં દૃષ્ટિગોચર થાય છે. તેમજ તે શહેર પહાડની તળેટીમાં આવેલું સુંદર લીલોતરીથી ભરપુર હોવાથી નેત્રોને અત્યાનંદ આપે તેવું છે, અને તે દરીઆની સપાટીથી પહાડની તલેટીમાં ૩૦૦૦ ફૂટની ઊંચાઇએ વસેલું છે. વળી અત્રેનાં હવા પાણી પણ ઘણાં સારાં છે. બજાર પણ શહેરને છાજતાં વર્ણનોનું છે ને તેમાંથી જોઇતી દરેક ચીજો પણ મળી શકે છે. અત્રે નાનકપંથી ગુરુ રામરાયનું મંદિર પણ છે. શહેરને લાયક સરકારે સગવડો પણ ઘણી સારી રાખેલી છે. રસ્તાઓ પાકી સડકથી બંધાએલા વિશાળ સુંદર સફાઇવાળા ને ભપકાદાર જણાય છે. વળી સડકના રસ્તાની આજુબાજુ આવી રહેલા ભવ્ય ઝાડોની ઘટાઓ પણ શહેરની રમણીયતામાં ઓર વધારો કરે છે, અત્રે રેલ્વેનું છેલ્લું જ સ્ટેશન છે. વળી અત્રે ફોરેસ્ટ કોલેજ પણ છે અને તેમાં દરેક વનસ્પતિઓના જ્ઞાનનું શિક્ષણ અપાય છે. તેમજ રસાયનના પ્રોફેસરો રસાયન પ્રયોગો કરી તેની શોધખોળ પણ અત્રે કરે છે.

શહેરમાં તાર, પોસ્ટ, ટેલીફોન અને પાણીના નળ, વિગેરે સગવડોનાં સાધનો પણ સારાં છે. તેમજ અત્રે વીજળીક બત્તીઓ પણ ઠેકાણે ઠેકાણે હોવાથી રાત્રિના વખતે આ શહેરની કુદરતી શોભામાં પણ અત્યંત વધારો કરે છે. વળી અત્રે નેટીવોને લશ્કરી તાલીમ આપવા માટે સૈનીક કોલેજ પણ છે ને તેમાં હિંદુ

યુવકોને લશ્કરી યુદ્ધકળાની તાલીમ આપવામાં આવે છે.

## અત્રેના વ્યાપારની બાબત.

અત્રેનો વ્યાપાર પણ ઘણો સારો ચાલે છે. અત્રે ચાહની ખેતી થાય છે તેથી આ શહેર વ્યાપારનું મોટું મથક ગણાય છે. વ્યાપારીઓ કઠોળ, મીઠું, સુતરાઉ કાપડ, વાસણ, સ્ટેશનરી, લોખંડી સામાન, અને પહાડના લોકોને તેમજ યાત્રીઓને ઉપયોગમાં આવે એવી દરેક વસ્તુનો સંગ્રહ કરીને વેચે છે. તેમ ટિબેટ તથા ભૂતાનના ભોટીઆ વ્યાપારી લોકો હિંદુસ્તાન સાથેનો વ્યાપાર ખચ્ચરો, બકરાં અને મેઢાં મારફતે કરીને માલની આવક જાવકનો પણ વધારો કરે છે. રસ્તામાં જતાં આવતાં આ પશુઓને ગળે એક ઘંટ બાંધેલો હોય છે. આવી રીતના વ્યાપારથી અને વસ્તીના ભરાવાથી શહેર ઘણું ભવ્ય અને સુશોભિત લાગી ઘડીભર ગમે તેવા દુઃખી મનુષ્યને તેનું દુઃખ ભુલાવી વિશ્રાન્તિને આપતું મનોહર લાગે છે.

આ શહેરમાં ઘોડા, કંડી, જેપાન, વિગેરેનો બંદોબસ્ત કરી આપનારી કેટલીક એજન્સીઓ છે. તેમ તે બોજાવાળાનો પણ બંદોબસ્ત કરી આપે છે. અત્રેથી પણ એ એજન્સીઓદ્વારા જેપાન, કુલી વિગેરેનો બંદોબસ્ત કરી શકાય છે. પરંતુ અહીંના કરતાં રાજપુરમાં તે બંદોબસ્ત કરવો વધારે ઠીક થઇ પડે છે.

દહેરાદુનથી રાજપુર સીધો માર્ગ છે; જેથી અત્રેથી મોટર, ઘોડાગાડી વિગેરે સાત માઈલ રાજપુર સુધી જાય છે.

અમો રાત્રિના ટાઈમે દહેરાદુન આવેલા હોવાથી તજવીજ કરતાં ઘોડાગાડી કે મોટર મળવી અસંભવિત જાણીને સ્ટેશનથી એક ફર્લંગપર આવેલા એક હોટલમાં સુવાનો બંદોબસ્ત કરવા માટે ગયા. ત્યાં જઈને પૂછતાં તેના માલીકે એક રાત્રિ સુવાનો રૂા. ૧॥ માગ્યો ને એક ખંડ બતાવ્યો, જે ખંડ નાનો હતો. તેમાં અમારા આઠ યાત્રીઓનો સમાવેશ સુખરૂપ થઈ શકે તેવો બીલકુલ નહોતો ને ત્યાં બીજા ખંડો મોટા હતા ખરા પણ તે વખતે એકે ખંડ ખાલી નહોતો અને પેસેન્જરોથી

બધા ખંડ ભરપૂર હતા, તેથી અમો બીજી જગ્યાએ તજવીજ કરવા નીકળ્યા. તો રસ્તામાં એક ખાલી ઘોડાગાડી જતી દીઠી. ગાડીવાળાને પૂછતાં તેણે રાજપુર આવવાની હા કહી અને બીજી બે ઘોડાગાડી પણ લાવવા માટે તેણે હા પાડી. રાત્રિનો વખત હોવાથી તે અમારી પાસે ભાડાના પૈસા વધારે માગવા લાગ્યો જેથી અમોએ પણ સમયને માન આપી રકઝક કરતાં છેવટે એક ઘોડાગાડીના રૂા. ૨ાા ને હિસાબે ત્રણ ઘોડાગાડીઓ મંગાવી. તે આવતાં અમો જેપાની ને બોજાવાળા સહિત રાજપુર જવા માટે ઉપડ્યા. રાજપુર દેહેરાદુનથી ૭ મૈલ છે. રસ્તો ઠેઠ સુધી સીધો વિશાળ ને ઘણી સારી સડકનો છે. રસ્તો દહેરાદુનના બજારમાં થઈને જાય છે.

સડકની બન્ને બાજુએ ઝાડો આવેલાં છે. તેમાં કેટલાંક આંબાનાં ઝાડ પણ છે. દહેરાદુનથી ચાલતાં રસ્તામાં થોડે સુધી તો છુટા છવાયા બંગલાઓ પણ આવતા હતા. રાત અજવાળી હતી. નક્ષત્રપતિ ચંદ્ર પોતાના પુર જોબન બહારમાં ખીલી રહી તારાના તેજને નિસ્તેજ કરતો, ચારે બાજુ શીતલતા પ્રસારી રહ્યો હતો, અને સડકની બન્ને બાજુએ ખેતરોમાં ખેતીનો પાક પણ મોટા વિસ્તારમાં જણાતો હતો. તે પાક ઘણો ખરો ઘહુંના વાવેતરનો હોવાથી તેના લીલા લીલા છોડવા તરફ ચોમેર દૃષ્ટિ કરતાં તે ખેતરો અતિ રળીઆમણાં લાગતાં હતાં, અને સહેજ મધુર મધુર ઠંડીની લહેર પણ શરૂ થઇ ચુકી હતી. અમો ઊનાળાના દિવસમાં ઉષ્ણતાવાળા પ્રદેશમાંથી પ્રથમજ આ ઠંડીના પ્રદેશમાં આવેલા હોવાથી રાત્રિના વખતની આવી મધુર ઠંડી અમારા મનને અત્યંત આનંદ ઉપજાવી આત્માની સત્ય શાન્તિમાં વધારો કરતી હતી. તેમજ દહેરાદુનથી રાજપુર સુધીને માટે ટ્રામ ચાલુ કરવા સારૂ ત્રણચાર મૈલ સુધી ટ્રામના પાટાઓ પણ નાખેલા અમોએ જોયા હતા, અને હવે લગભગ તે ટ્રામ કદાચ ચાલુ થવાનો પણ સંભવ છે. આ પ્રમાણે રાજપુરના રસ્તાની નિરીક્ષા અને ઠંડીની શીતલતાની પ્રતીક્ષા કરતા

કરતા લગભગ ૧૧॥ કલાકે સાત માઇલ પુરા થતાં અમો સુખરૂપ રાજપુર આવીને, ત્યાંથી પગે ચાલી, અમારી પાસેનો બોજો અમારા કુલી તથા જેપાનીઓ પાસે ઊંચકાવી, આગળ જતાં, એક રામચંદ્રજીના મંદિર તરફ, જ્યાં જેપાનીઓ પ્રથમથી હાજર થવાના હતા ત્યાં, જવા માટે નીકળ્યા. અત્રેથી મોટો ચઢાવ શરૂ થતો હોવાથી ઘોડાગાડીઓ ઉપર જઇ શકતી નથી. તેથી અમો લગભગ એક માઈલને આશરે સખત ચઢાણુ ચઢી તે રામચંદ્રજીના મંદિરમાં રાત્રે ૧૨॥ વાગે દાખલ થયા. ત્યાં બીજા અમારા જેપાનીઓ તો પ્રથમથી આવેલા હતા તે અમોને મળ્યા અને ત્યાં રાત્રે અમે સૂઇ ગયા.

## રાજપુર.

આ ગામ જ્યાં અમે ઘોડાગાડીમાંથી ઉતર્યા ત્યાંથી પાઘડીપને સડકથી આજુ બાજુ બન્ને હારમાં એક માઈલ સુધીના વિસ્તારમાં સીધુને સીધુ લંબાઇમાં છે. અત્રે બહેરા અને મુગાઓની સ્કુલ ને એક કાચ બનાવવાનું કારખાનું પણુ છે. આ સ્થળ દરિયાની સપાટીથી લગભગ ૩૫૦૦ થી ૩૬૦૦ ફૂટની ઊંચાઇપર છે. હરદ્વારમાં અમોને ગુજરાત કરતાં સહજ ઠંડક લાગતી હતી પણુ ગંગાસ્નાન કરતાં વિશેષ ઠંડી લાગે તેવું કંઈ હતું નહિ. સાધારણુ ઠંડી હતી જેથી અમો બન્ને વખત સવાર સાંજ ગંગામાં સ્નાન કરી શકતા હતા. હરદ્વારથી વિશેષ ઠંડી અમોને કાંઈક દહેરાદુનમાં જણાઇ, પરંતુ તે ઠડી પણુ આપણાથી સહન થઈ શકે તેવી, મનને અત્યાનંદ ઉપજાવનારી લાગતી હતી; પણુ દહેરાદુનથી રાત્રે રાજપુર આવતાં રસ્તામાંથી તેમ રાજપુર આવ્યા પછીથી રાત્રિના વખતે અમોને ટાઢ વાવાની શરૂઆત વધારે થવા લાગી અને અહીંથીજ ઠંડીના ચમત્કારના પ્રભાવનો પ્રથમ અનુભવ અમોને પ્રત્યક્ષ થવા લાગ્યો.

રાત્રે ૧ વાગે સુવાથી ને શીત વધારે હોવાથી ઊંઘ આવી ન આવી એવી સ્થિતિમાં અમોએ રાત્રિ પસાર કરી. પ્રાતઃકાલમાં ઊઠી દંતધાવનાદિથી પરવારી દેવળથી સડક મૂકીને સામી બાજુએ

હલવાઈની દુકાનની બાજુમાંજ પાણીનો નળ હતો ત્યાંથી પાણી લેઇ સ્નાન કરી નિત્ય નિયમ પ્રમાણે સંધ્યાવંદન અને ઇશ્વર-સ્તુતિ યથોચિત કરી હલવાઈની દુકાનેથી દૂધ મંગાવી સ્ટવ ઉપર ચા તૈયાર કરીને પીધો. તેટલા વખતમાં દરેક જેપાનીઓ પણ પોતાના જેપાનને દોરી વિગેરે બાંધીને જોઈતી મજબૂતી કરીને તૈયાર થઇ ગયા.

**બેસવાના વાહનોની સૂચના**—ડંડી, જાપાન અને કંડી વિગેરે બેસવાના વાહનનો હરદ્વાર, હૃષીકેશ અથવા દહેરાદુનથી આગળ જતાં રાજપુર મુકામે કે મસુરીમાં તેનો બંદોબસ્ત કરી લેવો. યાત્રીએ પોતાને બેસવાનું સાધન પોતાની જાતે જઇ હરદ્વારથી મજબુત અને બેસવાની સગવડવાળું પહોળાઇના માપવાળું ભાગ્યા તુટયા કે ખોડ ખાંપણ વિનાનું જાતે જોઇને લેવું નહિ તો તે લીલા વાંસનું,સાંકડું,નુકશાનવાળું, સડેલા જીર્ણ થયેલા કે પાતળા વાંસનું હોવાથી તુટવા ભાગવાનો સંભવ રહે છે અને તેમાં બેસવાની પણ અગવડ છેવટ સુધી વેઠવી પડે છે. માટે મજબુત ને નીવડેલા વાંસનું જેપાન જોઈ તપાસીને લેવું અને તેને મજબુત દોરાથી ગુંથાવવું. આ ત્રણે સાધનો વિશેષ સરસ હરદ્વારમાં મળે છે અને મુસાફરને હરદ્વાર દહેરાદુન કે હૃષીકેશ ગમે તે રસ્તે જવું હોય તો પણ આ સાધનો તો અત્રેથીજ લેવાં ફાયદાકારક છે. કારણ કે હૃષીકેશ, રાજપુર, કે મુસરી વિગેરેમાંથી આ સાધનો ઉચકનાર લોકોની પાસે જેવાં હોય છે તેવાંજ લઇને તે આપણી સાથે આવે છે. અને બીજાં મરજી મુજબનાં ત્યાં વેચાતાં મળતાં નથી એટલે વગર મજબુ-તીનું જુનું વપરાયેલું સાધન જે હોય તે ઉપરજ દુઃખે સુખે સંતોષ લેવો પડે છે, માટે હરદ્વારથીજ જોઇને ખરીદવું તેમજ અધવચ્ચે જરૂર પડતાં જેપાન કરવામાં આવે છે, તો તે જેપાન વાંસનાં બનાવેલાં હોતાં નથી. અને વગર છોલેલા લાકડાના ડંડાઓ-નાં કામચલાઉ બનાવેલાં હોય છે. તેથી બેસનારને ઘણીજ અગવડ પડે છે. ઘણી વખતે એક બાજુએ તે નમી જાય છે. તેનાં લાકડાંઓ શરીર ને પગમાં ખુંચે છે, અને અકડાઈ જવાય છે.

અને સાંકડા માપનું બનાવેલું હોવાથી યાત્રીને લાંબા વખત સુધી તેમાં બેસતાં કંટાળો આવે છે. પરંતુ કંડી અને ડંડી એ બન્નેમાં વધારે માપનો ફેરફાર હોતો નથી. ફક્ત તેની મજબુતી અને નવું જોઈને લેવું. પરંતુ જેપાન તો ત્યાં જે માપનાં હોય છે તેના કરતાં ચાર ચાર આંગળનું લંબાઈ પહોળાઈના વધારે માપનું પોતાની જાતે વરધી આપીને કરાવવાથી વધારે સુખ સગવડ યાત્રીને મલે છે. જાતે નહિ ખરીદતાં તે લોકોના ભરોસે રહેવાથી જો સારૂં વાહન હોતું નથી તો પહેલેથી છેવટ સુધી યાત્રીને પસ્તાવુંજ પડે છે ને અધવચમાં તુટી કે ભાગી જતાં બીજું સાધન ન મલતું હોવાથી તેનેજ ઠીકઠાક કરી ચલાવવાથી હેરાન થવું પડે છે. ડંડીમાં ખીલાઓ વપરાએલું બાંધવાનું ચામડું કે દોરી તેમજ લાકડું અને તેના સાંધાઓની મજબુતીને તપાસીનેજ ખરીદવું. કંડી, જેપાન ને ડંડી સારાં મરજી મુજબનાં મેળવવા માટે કદાચ હરદ્વારમાં એક બે દિવસ વધારે રોકાવું પડે તેની હરકત નહી પણ મરજી મુજબનું કરાવી લેતા સુધી ખોટી થવું પડેલું પરિણામે ફાયદાકારક છે.

તેમજ ઉચકનાર માણસોમાંનો એકાદ માંદો પડી જાય કે પડે વાગે તેવે પ્રસંગે યાત્રીને ઉચકવા માટે મોટા ગામોમાં અથવા કેટલેક ઠેકાણે તેના બદલામાં બીજો માણસ મળી શકે છે અને તેને આશરે રોજનો એક રૂપીએથી અથવા ગરજ પ્રમાણે વત્તુ ઓછું દામ આપવાથી માણસ મળી શકે છે. ઉચકનાર માણસો દરરોજના ૧૨ થી ૧૫ માઈલ ચાલી શકે છે. તેથી વધારે ચાલતા નથી. કદાચ અગત્યના કારણસર વધારે ચાલવાને કહીએ તો તેઓ કનડગત કરે છે અને તેવે પ્રસંગે ચણા વિગેરે ચવાણું અપાવતાં તેઓ ખુશીથી ધારેલે ઠેકાણે લઈ જાય છે.

બદરી અને કેદાર એ બેજ યાત્રાએ જનારે હરદ્વારથી કે હૃષીકેશથી પણ ઉચકનારા ને મજુરોનો બંદોબસ્ત કરી શકાય છે. ને તે રસ્તે પણ પ્રથમ કાચું લખત કરી હૃષીકેશથી આગળ જતાં ૧॥ મેલપર રામપુર દરબારના સડકના ઉપરજ નાખેલા થાણાના કારકુન પાસેથી પાકું લખત કરાવાય છે. પરંતુ હરદ્વારથી કરેલી

સગવડ ફાયદાકારક હોય છે. કેમકે બેસવામાં દરેક સાધનો હર-દ્વારમાં મરજી મુજબનાં બનાવી આપે છે અને હરદ્વારમાં ઉચ-કનારનો બંદોબસ્ત ન થયો હોય તો બીજું મથક હૃષીકેશ હોવાથી ત્યાં પણ બંદોબસ્ત કરવાની તક મળે છે.

પરંતુ હૃષીકેશમાં જઈ બંદોબસ્ત કરતાં તેનાં તૈયાર વાહનો અગવડતાવાળાં હોય તો પણ તે ચલાવી લેવાં પડે છે. અને ત્યાં ભાવમાં તે છેવટનું મથક હોવાથી તેઓના માગ્યા પ્રમાણેનો ભાવ આપણી ગરજથી આપવો પડે છે.

**જાપાનવાળા સાથેની સરતો**—પહેલી સરત એ કે તુંગનાથ અને વસુધારા એ બે તીર્થોએ ઉપલા ઠરાવેલા દામ-થીજ તમારે આવવું પડશે તેના જુદા દામ મળશે નહિ જો તેવી રીતે કરાર કરવામાં પહેલેથી નહિ આવે તો બે ચાર મુકામ ગયા પછી અથવા તો તે જ્યારે તીર્થ આવશે તે વખતે ત્યાં જવાને માટે તેના જુદા પૈસાની માગણી કરશે અને તે પૈસા જો આપણે નહિ આપીએ તો તેઓ તે જગ્યાએ આવશે નહિ અને આપ-ણને ચાલીને જવું પડશે અને જો ત્યાં તેમને લઇ જવા હશે તો બીજા પાંચ કે માગવા પ્રમાણે રૂપીઆ વધારે આપવા પડશે.

બીજી સરત એ જે યાત્રાના રસ્તાથી ઘણે દૂર આવેલાં બીજાં તીર્થો કે જ્યાં ઘણાખરા યાત્રીઓ જતા નથી જેમકે મધ્ય-મેશ્વર, રુદ્રેશ્વર, કલ્પેશ્વર,આદ્યબદરી, વિગેરે સ્થળે જેને જવું હોય તેણે તેના પણ પૈસા જુદા પ્રથમથીજ નક્કી કરવા, નહિ તો ત્યાં પણ તેઓ ઉચકી લઈ જશે નહિ. અથવા તેનો જે વધારેનો ભાવ નક્કી થાય તે અત્રેથી પૈઠીનેજ નક્કી કરવું.

ત્રીજી સરત એ છે કે હરકોઇ જગ્યાએ એક કરતાં વધારે દહાડા યાત્રી એક સ્થાનમાં રોકાય કે જે દિવસે તેમને તદ્દન નવરા બેસી રહેવું પડયું હોય તે દિવસનું ખાધા ખરચ એટલે પાકો શેર લોટ ખાવાનો માણસ દીઠ તેઓને આપવો પડે છે. એટલે એક તીર્થમાં આપણે પાંચ દહાડા રહેવું હોય તો જે દિવસે તીર્થે દાખલ થયા તે દિવસ અને જે દિવસે ત્યાંથી નીક-

ળવાનું હોય તે બે દિવસો બાદ ગણતાં બાકીના ત્રણ દિવસનો દરરોજના શેર શેર લોટના હિસાબે ત્રણ દિવસનો માણસ દીઠ ત્રણ શેર લોટ તેઓને અપાવવો પડે છે.

તેમજ વળી તેઓ દરેક તીર્થોમાં મિષ્ટાન્ન ખાવાની પણ માગણી કરે છે પરંતુ તે તેના કરારમાં હોતું નથી. આપણી પોતાની મરજીથી તેઓને આપીએ તો તે ખુશીથી લઇ શકે છે. તેમજ વળી કેટલીક જગ્યાએ તે લોકોને ચઢતાં થાકી કે હાંફી જતા જોઈ અથવા તો તેમની મરજી વિરુદ્ધ બે ત્રણ મૈલ વધારે ચલાવવા હોય ત્યારે પણ ચણા વિગેરેનું ચવાણું તેમને ખાવા માટે આપવું પડે છે. તેમજ કેટલીક વખત એમની મરજી મુજબના મુકામે કે જ્યાં જંગલમાંથી લાકડાં મળી શકતાં હોય ત્યાંજ તેઓ રહેવાની ઇચ્છા કરે છે. જ્યારે આપણે તેમને આગળ ચલાવવા હોય ત્યાં આગળ તેમને લાકડાં આપવાનાં કબુલ કરીએ તો તેઓ આગળ આવે છે. તેમ વરસાદને વખતે લાકડાં લાવી શકાય નહિ તેવે વખતે પણ તેઓ લાકડાંની માગણી કરે છે. તે વગર કરારે પણ દયાની ખાતર ઘણે ભાગે આપવાં પડે છે. દરરોજ બોજાવાળા, કુલી અને જેપાની, દંડી તથા કંડીના માણસો કયાં આગળ રહે છે તે દરેક ઠેકાણે મુકામ કરતાં તેની તપાસ રાખવી. કેમ જો તેઓને જો મોડું નીકળવું હોય તો આપણે તેને જલદી બોલાવવાને શોધવા પડે છે. અને તે કેટલેક ઠેકાણે એવા છુપાઈ જાય છે કે મુસીબતે મલે છે ને આપણો વખત ચુકાવી દે છે.

જેપાન, ડંડી ને કંડીવાળા ઘણા ખરા ટીહરી રાજ્યના રહીશ હોય છે. અને બોજાવાળા ઘણા ખરા નેપાલીયો હોય છે.

ડંડી અને જેપાન બનાવવાના રૂપીઆ કંડી અને જેપાનવાળાજ આપે છે. જ્યારે ડંડી મુસાફરના રૂપીઆથી જ લેવી પડે છે. જેપાન વેચાતું લેવાની કીંમત ત્રણથી ચાર અને કંડીની કીંમત ૧ થી ૧॥ રૂપીઓ થાય છે.

જાડા શરીરવાળા મનુષ્યને ઉચકવા સારૂ જેપાની વધારે પૈસા માગે છે. અને પૈસા નકકી કરતી વખતે જેપાનીઓ બેસ-

નારને જોયા પછીથીજ મજુરીનો ભાવ નકકી કરે છે.

એ પ્રમાણે હરદ્વારથીજ જાપાનીઓ સાથે નકકી થયેલા ભાવનું કાચું લખત નક્કી કરી તે માણસોમાંના એકને ડહેરાડુન આપણી સાથે ગાડીમાં લેવો, બાકીના માણસોને પગરસ્તે ચાલી રાજપુર આવવા કહેવું. કાચું લખાણ ન કર્યું હોય તો ધરાસુમાં કે જ્યાં પાકું લખાણ થતું હોય ત્યાં તે લોકો સરતોમાં ફેરફાર કરવાનો પ્રયત્ન કરી યાત્રીને હેરાન કરે છે.

જો લખત પ્રમાણે તે લોકો વરતે નહિ અને આપણને હેરાન ગતિ પહોંચાડે તો તેઓના ઉપર કાયદા પ્રમાણે જે રાજ્યની હદમાં લખત કર્યું હોય તે બ્રીટીશ કે ટીહરી રાજ્યની કોરટોમાં તેઓના ઉપર કામ (મુકર્દમો) ચલાવી શકાય છે.

જેપાનીઓનું લખત હિંદુસ્તાની ભાષામાં બાળબોધ અક્ષરથી લખાય છે. જે એજન્સીની મારફતે જેપાન ડંડી કર્યું હોય તે એજન્સીવાળાની સહી કરવામાં આવે છે. ને તેને આપણે પણ સહી કરી આપવી પડે છે. તેમના ને આપણા વચ્ચે દરેક સરતો અને આપવાના પૈસા લખાય છે.

રસ્તામાં જેપાની કે ડંડીવાળો બીમાર પડે વાગે એવે પ્રસંગે જેપાન ઉચકવા માટે જે માણસ નવો કરવો પડે તેનું ખરચ તે લોકોને શીર રાખવું, નહિ તો રસ્તામાં તેવે વખતે આપણને પોતાને તેવું ખરચ ભોગવવું પડશે. માટે તે શરત નાખવા ચુકવું નહિ.

બોજા માટે બે ત્રણનો સાથે મળી મણ પુરો કરી શકાય છે. પરંતુ જેટલાનો બોજો હોય તેટલાએ હંમેશાં સાથે રહેવું પડે છે. માટે બને તો આગવોજ કરવો જોઇએ. નબળો માણસ અડધો મણ કે પોણો મણ પણ ઉપાડીને જાય છે. પણ તેઓ ઉતારે મોડા પહોંચે છે. જેથી રાંધવા ખાવાની અડચણ ભોગવવી પડે છે.

જેપાન ડંડી, કંડી ને બોજાવાળા હંમેશાં બે વખત ખાય છે. તેઓ ઠંડીના મુલકમાં રહેતા હોવાથી તેમને વધારે ભૂખ લાગે છે તેમજ આપણને પણ દેશ કરતાં વધારે ખોરાક ખાવા

જોઈએ છે. તે લોકો તાપમાં તદ્દન ચાલી શકતા નથી એટલે તાપ સહન કરી શકતા નથી. તાપને ધુપ કહે છે તેથી તે લોકો સવારમાં મુસાફરી કરી શકે છે. તેમ કરવું ઠીક છે. બનતા સુધી જેઓ એક બે વખત આ યાત્રામાં જઈ આવ્યા હોય તેવાનેજ ઊચકવા રાખવાથી ભુમીયા માણસની ગરજ તેઓ સારે છે.

દેહેને અનેબાંએ એટલે જમણે અને ડાબે હાથે એ શબ્દો ધ્યાન રાખવા કેમકે જેપાન ડંડીમાં બેસતાં સરખું વજન રાખવા માટે આપણને તે લોકો કહે છે. કે બાંયે એટલે ડાબા હાથ તરફ વજન રાખવું એમ સૂચવે છે અને દેહેને એટલે જમણા હાથ તરફ વજન રાખવા કહે છે. તે શબ્દો યાદ હોવાથી તે કહેવા પ્રમાણે કરી શકાય છે.

જેપાની લોકો મુસાફરી શરૂ કરતી વખતે જેપાનમાં બેસતાં યાત્રીની જેપાનમાં મૂકવાની વસ્તુઓ પોતે માગી લેઈ મૂકે છે. અને જયાં મુકામ કરવાનો હોય છે ત્યાં યાત્રી ઉતરી મુકામપર જાય છે એટલે તે દરેક વસ્તુઓ પાછી પોતે ઊચકી લાવી યાત્રીને સોંપે છે.

## બેસવાનાં વાહનોની આકૃતિઓ વિષે.

આ યાત્રામાં બળદની કે ઘોડા વિગેરેની કોઇ પણ ગાડીઓ અત્રે જઇ શકે તેમ નથી. અને તેથી તે વાહન મલતાં પણ નથી. ફકત બદરીનારાયણના રસ્તે સડક હોવાથી ઘોડાપર બેસી જોસી-મઠ સુધી જવાય છે. ને પછી સડકનો રસ્તો બરાબર નહી હોવાથી ઘોડાપર જવું પણ કઠીણ પડે છે છતાં ઘોડા ઉપર મુ-શીબતે બદરીનારાયણ સુધી જવાય છે. પણ તે જવું જોખમ ભરેલું છે. તેજ પ્રમાણે કેદારનાથને રસ્તે સોનપ્રયાગ જલમલ પુલ સુધી ઘોડા ઉપર જવાય ને પછીનો રસ્તો સડક વિનાનો અને ખાખડાબખડીનો હોવાથી જવાતું નથી. તેમજ ગંગોત્રી યમનો-ત્રીને રસ્તે તો ઘોડા પણ જઇ શકતાજ નથી છતાં શાસ્ત્રમાં ઘોડે બેસીને આ યાત્રા કરવાની ના કહેલી છે તેથી ઘણા જાણ-કારો આ યાત્રાએ જતાં ઘોડે બેસતા નથી. પણ આવતી વખતે કેટલેક ઠેકાણે મલતા ઘોડાનો કેટલાકો ઉપયોગ કરે છે જેથી

ઘણું ખરૂં મનુષ્યની સ્વારીજ કરવી પડે છે. આ વાહનો ત્રણ પ્રકારનાં છે.

**૧ લી કરંડી બાબત**—આ વાહન વાંસ, કંઓઈ કે નેતરથી વણેલું ને જશતની બાટલીના આકારનું ત્રણથી સાડા-ત્રણ ફૂટની ઊંચાઇનું નીચેથી અડધા ફુટના ઘેરાવાનું ને તે ઘેરા-વાનો વધારો ઉપરની બાજુ વધતાં વધતાં છેક ઉપર બે ફુટના ઘેરાવાવાળું ને તલીયું પણ ગુંથી લીધેલું હોય છે. ઉપરથી બે ફુટની ગોળાઈના એક ચતુર્થાંશ જેટલો ભાગ આશરે એક ફુટની નીચાઇ સુધીનો કાપી નાખેલો હોય છે. જ્યારે નીચેના બે ફુટ અખંડ હોય છે તેનેજ કરંડી કહે છે. તેમાં ખુચે નહી એવો સામાન કે લુગડાં વિગેરે મુકી તેના ઉપર મુસાફરોને કાપેલી બાજુ તરફ મોઢું રાખી બેસાડે છે. ને કાપેલીજ જગામાંથી ઢીંચણ સુધીના



પગ બાહાર લટકતા રહે છે. કાપેલા એક ફુટ સુધીનો ભાગ પુરો થયા પછી પગ તરફ નીચે સુધી ૧ થી તે ૧॥ ફુટ જ્યાં પગનાં તળીયાં બરાબર આવી રહે ત્યાં આગળ પગ ટેક-વવા માટે નવ ઇંચ લાંબું અને અઢી ઇંચ પહોળું એવું લાકડાનું પાટીઉં દોરીએ બાંધી લટકતું રાખેલું હોય છે. તેના ઉપર યાત્રી પગ ટેકવે છે. આ કંડી ઉચકનારને કંડીવાળો કહે છે. તે ઉચ-કવાવાળો પોતાની પીઠ ઉપર યાત્રીને પોતાનાથી અવળે મોંઢે બેસાડે છે ને કંડીના મધ્યભાગમાં બંને બાજુ બાંધેલાં દોરડાં પોતાના ખભા ઉપરથી છાતીએ લાવી બાંધી લે છે. આ કરંડી-વાળો થાકે છે ત્યારે વિસામો લેવાને માટે સાધુ લોકો પાસે હાથ ટેકવવા માટે ત્રણ ખુણીયાની લાકડાની ઘોડી હોય છે તેવા આકા-રની પણ તેનાથી મોટી ઘોડી કંડીવાળો રાખે છે. તેનો આકાર કંડી નીચે મુકેલી ઘોડી જેવો છે. ઉચકનાર થાકે છે ત્યારે એ ઘોડી

પોતાની કરંડીના નીચે ઉભી મુકવાથી તે કરંડીનો બધો ભાર તે ઘોડી ઉપર રહે છે. ને કરંડીવાળો ઉભો રહી થાક ને શ્વાસ ખાય છે. પાછો થાક ઉતરતાં નીચેની ત્રિકોણાકાર ઘોડી હાથમાં લઈ તે ચાલવા માંડે છે. એમ જ્યારે જ્યારે થાકે છે ત્યારે ત્યારે આ ઘોડીનો ઉપયોગ કરે છે. બેસનારથી આમાં બીલકુલ હરી ફરી શકાતું નથી. શરીર અકડાઈ જાય છે અને બેસનારને બેસવું પણ ગમી શકતું નથી પરંતુ ચાલવાને અશકત હોય અને પૈસાની કરકસરથી યાત્રા કરવાની ઈચ્છા પાર પાડવા માટે આ સાધન ઉપયોગનું છે વધારે વજનદાર માણસથી આમાં બેસાય નહિ અને ઉચકનારો તેને બેસાડી શકે પણ નહિ કારણ કે એક જણથી વધારે વજન ઉચકી શકાય નહી કરંડી ઊચકનારને કરંડીવાળો કહે છે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે તેનો આકાર છે.

**બીજી જેપાનની બાબત**—ચિત્ર નં. ૧ લામાં બતાવ્યા પ્રમાણે બે મોટા બાંબુ (વાંસ) બે ઇંચની પાઈપ જેટલા જાડા મજબુત છ છ ફુટના ઉત્તર દક્ષિણ બન્ને બાજુના છે. તેના મધ્યમાં મ અક્ષરવાળો ભાગ ૧ થી ૪ અંકની વચ્ચેનો યાત્રીને બેસવાનો જાણવો. તેની પૂર્વે મ થી ક તરફનો એક ઇંચના પાઇપ જેવો બે ફુટ જેટલો લાંબો ને તેવો જ બે ફુટનો લાંબો પશ્ચિમમાં મ થી બ તરફની બાજુનોછે. એ




પ્રમાણે વચલું ચોકઠું તૈયાર થાય તેના વચમાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે મજબુત દોરીથી પાટી ભરવાની માફક જાળી પાડી ગુંથી લેવામાં આવેલી હોય છે. એ પ્રમાણે ૧ થી ૪ નંબરની વચમાં બ થી ઠેઠ ક સુધીનો ભાગ જાણવો તેના વચગાળે બન્ને બાજુ અ થી બ સુધીનો ત્રણ ફુટ લંબાઈનો ને બે ઇંચની પાઈપની નળી જેટલો જાડો ને તેવોજ બીજી બાજુ એ ક થી ડ સુધીનો વાંસનો બીજો કડો આકૃતિમાં બતાવ્યા પ્રમાણેનો છે તેને છ ફૂટની

લંબાઈવાળા જાડા ડંડાના બન્ને છે કે જ્યાં ત્રણ પાંચડા કરેલા છે તે સીધી લાઇનમાં આગલ ને પાછલ બન્ને બાજુએ વળ નાંખેલી મજબુત દોરીઓના ઉપરા ઉપરી આંટા નાંખી તેના ઉપર વળ પાડી લે છે ને અ થી બ ને ક થી ડ સુધીના વાંસના ડંડા તે દોરીના મધ્યમાં ખસે નહી તે પ્રમાણે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે હોય છે. અને તે દોરીઓ ખશી ન જાય તેને માટે દરેક બાજુમાં ત્રણ પાંચડાઓ એટલે બન્ને બાજુ મલી ૬ પાંચડાઓની જગાએ ૬ લોખંડના ખીલા ચારે બાજુ વાંસના અગ્ર ભાગમાં દોરીના વચમાં મારેલા હોય છે. અને અ થી બ અને ક થી ડ વાળા બન્ને વાંસને પણ દોરીના વચમાં બે બાજુના બે ખીલા મારેલા હોય છે. એ પ્રમાણે છ ખીલા મારી મજબુતી કરે છે. તે પછી આકૃતિ નંબર બેમાં બતાવ્યા પ્રમાણે ચતુષ્કોણ મ વાળા વચલા ભાગને ચારે ખુણે ચાર પાયા એક ફુટની ઉંચાઇ અને એક ઇંચિની ગોલ જાડાઈના હોય છે. તેના પાયા નીચેની બાજુએ ત્રણ ઇંચ રહે છે ને તેથી મ વાળો ભાગ ચાર પાયા ઉપર અધ્ધર રહે છે ને પછી છ ઇંચની ઉંચાઈ એટલે પાયાના નવ ઇંચિ પુરા થાય ત્યાં આગળ બબ્બે ફુટની લંબાઇના ને એક ઇંચની ગોળાઇ જેવા જાડા વાંસના કટકાઓ ચારે બાજુએ જડી લીધેલા છે તેથી મ વાળા ચોકઠાના જેવું તેના ઉપરનું ચોકઠું તૈયાર થાય છે. તે તૈયાર થયેલા છ ઇંચની ઉંચાઈની જગાએ ચારે બાજુએ ફરતી દોરીઓ ચિત્રમાં બતાવ્યા પ્રમાણેની ગુંથેલી હોય છે તે પ્રમાણે ચારે પાયાનો નવ ઇંચનો ઉપયોગ થયો પણ તે પછીના ત્રણ ઇંચના પાયા જેમ નીચે હોય છે તેમ ત્રણ ઇંચના ઠોઇયા બેસનાર યાત્રીને ઝાલવા માટે ચારે ખુણાના ચાર ઉપરની બાજુના હોય છે ને તે ઉપલા ત્રણ ઇંચના ઝાલવાના ઠોઈયાઓનો ભાગ જેપાનની નંબર ૨ જાની આકૃતિમાં ભૂલથી રહી ગયા છે. માટે ત્રણ ઇંચના તે ઠોઈયાઓ ઉપરના હોય છેએમ જાણવું.

જેપાનને ચાર માણસ ઉચકે છે ને તે ઉચકનારને જેપાની કહે છે. તેમજ મ વાળા મધ્ય ભાગમાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે

મુસાફર પલાંઠી વાળી સુખરૂપ બેસી શકે છે. પરંતુ તેમાં પગ લાંબા થઈ શકતા નથી. બેસનાર પોતાની સાથે પાથરવાની રજાઇ, ઉપર એક વસ્ત્ર, તેમજ છત્રી, લાકડી, પાણી પીવ.નો લોટો, અને ખાવાનું થોડું ભાતુ વિગેરે શેરથી બશેર વજનનું પોટલુ પણ રાખી શકે છે. આ પ્રમણે આ વાહનના દરેક ભાગ વાંસના બનાવેલા છે તેમાં એક મનુષ્યની જ કીંનતે આઠથી તે બાર વર્ષ સુધીના બે છોકરાઓ પણ સાથે બેસાડી શકાય છે.

જેપાનની આકૃતી નં. ૨.



**ત્રીજી ડંડીની બાબત**—આ લાકડાનું બનાવેલું હોય છે. જેમ વહાણના છેડાઓના બન્ને ભાગો સાંકડા હોય છે અને વચ્ચેનો પેટા ભાગ જેમ પહોળો હોય છે તેમ એક બાજુના વહાણના અગ્રભાગથી મધ્યભાગ સુધીના અડધા વહાણ જેવો તેનો આકાર હોય છે આગલો ભાગ સાંકડો અણીવાળો અને પાછલો ભાગ અઢીથી ત્રણ ફુટનો પહોળો છે. લંબાઇમાં તે ચારથી પાંચ ફુટનું છે. તેનો ખરો આકાર મોટર સાઈકલની સાથે વળગાડેલી સાઇટકારને તદ્દન મલતો અથવા તો પાલખીની માફક બનાવેલા તાવદાનનો આકાર હોય છે. સાઈટકારમાં બેસવાની જગ્યાનો ભાગ જેમ અડધો ફુટ ઉંચાઇપર હોય છે. જ્યારે પગ મુકવાનો ભાગ અડધો ફુટ નીચો હોય છે તેવું આ

વાહન છે. પાછલી બાજુએ અઢેલીને આરામથી બેસાય તેમ તકીઓ બનાવેલો હોય છે. પાછલી બાજુએ તે જમીનથી અઢી ફુટ ઉંચાઇનું હોય છે જ્યારે તેનો અગ્રભાગ માત્ર જમીનથી અડધો ફુટજ ઊંચો રહે છે. તેના આગળ ને પાછલના ભાગમાં સાહાચારથી



ડંડીની આકૃતી.

તે પાંચ ફુટના લાકડાના ડંડા એક લોખંડના કડાસાથે ચામડાના પટાથી તે ડંડાનો મધ્યભાગ બાંધી લીધેલો હોય છે. અને તેની પાછલી બાજુએ મુંબઈમાં ફરતી વીકટોરીઆને જેમ ધમણ હોય છે તેવી ધમણ પણ કેટલીક ડંડીઓમાં હોય છે. જ્યારે કેટલીક ધમણ વિનાની પણ છે તે ધમણ વરસાદ વખતે ઉંચી કરવાથી બેસનારનો વ-સાદથી પણ બચાવ થાય છે. બન્ને બાજુના ડંડાઓમાંથી આગલા ડંડાને બે અને પાછલા ડંડાને બે મલીને ચાર માણસો તેને ઉચકી શકે છે અને તે આકૃતિમાં બતાવ્યા પ્રમાણેનું છેઃ-

ડંડી અને જાપાન કરતાં આ બેસવાનું સાધન મુસાફરી માટે જ વધારે સુખ સવડવાળું અને તેમાં મરજી મુજબ પગ લાંબા ટુંકા કરી શકાય તેવું છે જેથી પગ અને શરીર કોઈ પણ રીતે અકડાઈ જતું નથી. તેના ઉચકનારાઓને ડંડીવાળા કહે છે. તેમાં પણ બીછાનું પાથરી ઓઢવા વિગેરેનાં સાધનો લઈ કંઈ ખાવાનું લોટો વિગેરે જાપાનની માફક રાખી શકાય છે. ડંડીમાં બારથી તે પંદર વર્ષ સુધીના બે માણસો એક મોટા માણસની જ કીંમતે અથવા સહેજ વધારે દામ આપવાથી સાથે બેસાડી શકાય છે. કારણકે ચારે જણ ઉચકનાર મલીને

લગભગ બંગાલી દોઢથી પોણા બે મણુ બોજા સુધી ઉચકી શકે છે. તેથી બે બાળકોનું મળીને એટલે એક મોટા માણસ જેટલું વજન જ્યાં સુધી થતું હોય ત્યાં સુધી તેઓ ઉચકી શકે છે. પરંતુ પંદર પંદર વર્ષની ઉંમરનાં માણસોનાં વજન વધારે હોય છે તો તેને તેઓ ઉચકી શકતા નથી. તેમજ એક માણસને ઉચકવા માટે જે પૈસા આપવા પડે છે તે માણસનું વજન આશરે દોઢથી પોણા બે મણુ સુધીનું હોય તેને માટે છે. પરંતુ તેથી વધારે વજનના માણસના પ્રમાણમાં તેને વધારે પૈસા આપવા પડે છે. માણસનું વજન ડબલ હોય તો બમણા ને દોઢું હોય તો દોઢા પૈસા આપવા પડે છે. એજ પ્રમાણે જેપાન માટે પણ જાણવું અને ધમણુ વિનાની ડંડીની કીંમત પચીસ રૂપીઆ અને ધમણુવાળી ડંડીના ત્રીશ રૂપીઆ પડે છે.

## જેપાનીનાં નામ વિગેરે.

| નામ. બાપનું નામ. | જાત. | ઉંમર. | ઠેકાણું. |
|---|---|---|---|
| રતીલાલ દુર્ગાદત્ત | બ્રાહ્મણ | ૩૬ | રાજ્ય ટીહરી, જીલ્લા ગઢવાળ, ઉદેપુરપટ્ટી, જુવા ગામ ચોપડા ઊત્તરાખંડ, સ્ટેશન દેરાદુન થઇને. |
| જુગતરામ કેશવાનંદ | ,, | ૩૬ | |
| નાગદત્ત દુર્ગાદત્ત | ,, | ૩૨ | |
| મુંકુંદરામ કેશવાનંદ | ,, | ૪૬ | |
| કૃષ્ણુસીંહ સીરતાજસીંહ | ક્ષત્રી | ૩૯ | |
| બાલમસિંહ કેતલસિંહ | ,, | ૨૯ | |
| નયનસિંહ જ્યોતિસિંહ | ,, | ૪૪ | |
| જાલમસિંહ કેતલસિંહ | ,, | ૪૮ | |

ઉપરના ૧ જેપાંનના ઉચકનાર ચાર જણુ જ્ઞાતે બ્રાહ્મણ હતા ને બીજા જેપાનવાળા નં. ૫ થી ૮ સુધીના ક્ષત્રી હતા. દરેક સ્વભાવે રાંક ઉપૂલા બ્રાહ્મણોએ અમને પોતાની જાત જણાવી ન હતી કેમ જે તે ડરતા હતા કે અમને બ્રાહ્મણ જાંણતાં ઊચકવાના કામમાં રાખશે નહી છેવટે દેવપ્રયાગમાં અમને ખબર પડી કે ઊચકનારા ઘણા ખરા બ્રાહ્મણજ છે તેઓનો પ્રસંગ પડતાં તેઓમાનો ગવરીને બદરી સંકલ્પ હાથજોડ અને સહેજ રૂદ્રી પણ બોલ્યા હતા.

## બોજાવાળાનાં નામો વિગેરે.

વિજયસીંહ ઉમર વરસ—૫૪—અને—પ્રતાપસીંહ—ઉમર વરસ—૩૬—બન્ને કાકોને ભતરીજો હતા નેપાળ રાજ્યના રહીસ સ્વભાવે મીલનસાર અને ક્ષત્રી જાતીના હતા.

## પહાડી ભાષાના કેટલાક અત્રે વપરાતા શબ્દો.

| ગુજરાતી નામ | હિંદી—પહાડા નામ | ગુજરાતી નામ | હિંદી—પહાડા નામ | ગુજરાતી નામ | હિંદી—પહાડી નામ |
|---|---|---|---|---|---|
| માવા | ખુવા | તાંબાનો દેગડો | ઘડો | સેતરંજી | દરી |
| મીઠું | નીમક | લોઢાનો દેગડો | ઘડો | સોય | સૂઇ |
| કોળુ | કદ્દુ | વાડકી | કટોરી | દોરા | ધાગા |
| તુવેર | હરર | વાસણ | બરતન | ભીનું | ગીલ્લુ |
| તુવેરની દાળ | હરરની દાળ | ચોખા | ચાવલ | કાદવ | ગીલ્લા |
| સાકર | મીઠા | દરેક શાક | ભુંજી—હરી ભુંજી | છત્રી | છત્તા |
| અળવીનાં પાનાં | પીંડાળુ | તલનું તેલ | મીઠા તેલ | મોટા | બડા |
| લોટ | આટો | સરસીયું તેલ | કડવું તેલ | વજનદાર | ભારી |
| બટાટા | આલુ | ચણાનો લોટ | વેસણ | વરસાદ | બારીશ કે બરખા |
| સકરજન | સેવ | બાંસ મતી | કમોદજેવા સુગંધીવાળા ચોખા ઊંચી જાતના | ચાંલ્લા | બીંદી |
| પીતલનો દેગડો | બટો | | | રીંગણાં | બેંગણ |
| ઝાડ | પેડ | નાના | છોટા | બરફ | હીમ |
| કડી ધુપ | સખત તાપ | કડી ઠંડી | ઘણી ટાઢ | ધોતીયું | ધોતી |
| સગડી | અંગુઠી | મોદી | દુકાનદાર | જોડા—બુટ—ગ્યાસતેલ | જુતા મટ્ટીકા તેલ |

અત્રે પહાડી ભાષા વપરાય છે ખરી પણ જેને હીંદી ભાષા આવડતી હોય તેને બરાબર સમજણ પડે છે. આપણું હીંદી ભાષામાં બોલેલું તેઓ ઘણી સારી રીતે સમજી શકે છે. જ્યારે એ પહાડી લોકો પોતાના માણસો સાથે વાતચીત કરે છે ત્યારે પોતાની પહાડી ભાષા વાપરે છે, પણ યાત્રીઓ સાથે વાત કરતાં તે હીંદી ભાષા થોડી થોડી બોલી શકે છે ને વધારે સમજી શકે છે. તેમજ પાહાડી ભાષાના શબ્દો કેટલાક હીંદુસ્તાની ભાષાને મળતાજ છે.

## યાત્રીઓને સૂચના.

(૧). હરદ્વારથી ચોર ને ગંઠીઆઓ, સાધુ, સન્યાસીને મહાત્માઓના વેશમાં ચિકિત્સા રાખતા આપણી સાથે ફરે છે. તેઓને ખરા સંત પુરુષો જાણી વિશ્વાસ રાખી ભરોંસા ઉપર જોખમ તેમને સોંપી સ્નાનાદિક કરવા જઇએ તે વખતે એ સાધુના વેશમાં રહેલા સેતાનો ચોરી કરીને ચાલ્યા જાય છે. તેથી માર્ગમાં મલતા અથવા સાથે થતા તેવા ઉઠાઉગીરોથી સાવચેત રહી તેમનો ભરોંસો રાખવો નહિ.

(૨). તેમજ, તીર્થમાં સ્નાન કરવાની જગ્યાએ પણ ચોરી કરનારાઓ અનેક વેશમાં ફરે છે અને તેઓ લાગ ફાવતાં મૂકેલી વસ્તુ ઉઠાવીને પલાયન કરે છે. તેવે પ્રસંગે બધાઓએ સાથે સ્નાન કરવા નહિ જતાં એક હોંશીઆર માણસે દરેક અસબાબને સાચવવા ઉભા રહેવું. અને સ્નાન કરી વસ્ત્ર પહેરી જ્યારે અસબાબને બીજો માણસ સાચવે ત્યારેજ પ્રથમના સાચવનારે સ્નાન કરવા જવું. તેમ નહિ કરવાથી કોઈ વખત નુકશાન થશે, તેમાં પણ કપડાં વીગેરે સામાનની સાચવણી કરતાં રોકડ કે દાગીનાની વધારે સાવચેતી રાખવી તેમજ, આ યાત્રામાં સ્ત્રીઓએ પોતાના સૌભાગ્ય પુરતાજ દાગીનાઓ રાખવા. તેથી વિશેષ દાગીનાઓ રાખવા નહિ. તેમજ, ચટ્ટીઓમાં રસોઈ વીગેરે કરતાં પણ રોકડ કે દાગીના વીગેરે પોતાની પાશેજ રાખવા, અને દરરોજ રાત્રે સૂતી વખતે જાકીટના ખીસ્સામાં નાણું રાખી તે જાકિટ શરીરપર પહેરી, તેના ઉપર ગંજી ફરાક વિગેરે પહેરીને સૂઇ જવું. ત્યાં ઠંડીનો પ્રદેશ હોવાથી ગરમી લાગી પસીનો થવાનો બીલકુલ સંભવ નથી, એટલે તે પહેરીને ખુશીથી સૂઈ રહેનારને બીલકુલ અડચણ પડતી નથી. તેમજ વળી રાત્રે જેની પાસે પૈસા રહેતા હોય તેની આજુબાજુએ પોતાના અંગત માણસોને સુવાડી પોતે વચમાં સૂઈ જવું અજાણ્યા માણસને પોતાની વચમાં બીલકુલ સુવા દેવો નહિ, ને પોતાની સાથેના બધા માણસોએ એકમજ સૂઈ રહેવું.

(૩). ચાલીને થાકયા હોઇએ અને શરીરે પરસેવો થયો હોય તે વખતે તરત નાહવું નહિ, કેમ જે એ પ્રમાણે ઘણી વખત નાહાવાથી તાવ આવવાનો સંભવ છે.

(૪). પહાડ ચઢતાં ચઢતાં શ્વાસો શ્છવાસ ખૂબ ચાલતો હોય તે વખતે જો તરસ લાગી હોય તો પણ બીલકુલ પાણી પીવું નહિ, તેમજ હર બબ્બે માઇલે બેસીને વિસામો પણ લેવો, ને તે પછી હાંફ જ્યારે નરમ પડે અને પાંચ દશ મિનિટ પૂરતો વિસામો લેવાય ત્યારેજ પાણી પીવું ફાયદા કારક છે. વળી સવારે રસ્તે ચાલતાં પાણી પીવા પહેલાં થોડું ચણા ચવાણું ખાઇનેજ પાણી પીવું. નરણે કોઠે પાણી પીવું નહિ, તેમજ રસોઇ વીગેરેમાં અરધો કાચો ખોરાક ખાવો નહિ. તે ખોરક જ્યારે પરિપકવ થાય ત્યારેજ ખાવો. વળી જે ચટ્ટીપર રહેવા વિચાર હોય ત્યાં પોહોંચીને થોડીવાર વિસામો ખાઇને રસોઇ વિગેરેનો પ્રબંધ કરવોને જમ્યા બાદ થોડો વખત આરામ લેવો. આ પ્રમાણે વર્તનાર નીરોગી રહી શુદ્ધને સાત્વીક ખોરાક સાથે શુદ્ધ હવા પાણીનો ફેરફાર અને ચાલવાની કસરત થવાથી અત્યંત તંદુરસ્ત થઇ અનેક ભયંકર વ્યાધીઓથી પણ મુકાય છે એથી વિરૂદ્ધ વર્તનાર દુઃખી થાય છે. આ દુઃખ પોતે કરેલી કસુરના પ્રમાણમાં વધારે ઓછું થાય છે. સરખે સરખા છડેછડા ચાલનાર હોય તો બહુ ગમત મલે છે અને શરીર સુધરે છે અને યાત્રા દરમ્યાન ઉપર મુજબ નીયમીત રહેનાર દીર્ઘાયુષી થાય છે.

(૫). ચાલતી વખતે પગે બાંડીસ વીટી પગની અંદર ઉપાનહ (જોડા કે બુટ) પહેરી, હાથમાં લાકડી લઇનેજ ચાલવું.

(૬). રસ્તામાં ચાલતાં અપરિચિત અજાણ્યાં ફુળ ફુલ ખાવાં નહિ, કારણ કે તેથી રોગ થવાનો કે શરીર બગડવાનો સંભવ છે. તેમજ, અજાણ્યો માણસ દેવના પ્રસાદ તરીકે કાંઇ પણ ખાવાનો પદાર્થ આપે તો તે પોતાની ખાત્રી થયા શિવાય ખાવો નહિ.

(૭). બનતા સુધી જમવાનું એક વખતજ રાખવું, જેથી વખતનો બચાવને શરીર સારૂં રહે છે.

(૮). હરરોજ એક વખતજ ચાલનાર યાત્રીયે ૧૦ થી ૧૨ મૈલની મુસાફરીથી વધારે ચાલુ નહિ. કઠિણ પહાડોના ચઢાવ વખતે ૯ થી ઓછા મૈલ ચાલવું. સવાર સાંજ બે વખત ચાલનાર યાત્રીઓએ ૧૨ થી ૧૫ મૈલની મુસાફરી આખા દિવસમાં કરવી સવારની મુસાફરી ૯ થી ૧૦ મૈલની, અને જમ્યા પછીથી સાંજની, ૩ થી ૫ મૈલની કરવી.

(૯) સવારમાં હરરોજ ચાર વાગે ઉઠવું બે ચાર દિવસના અભ્યાસ પડયા પછીથી હરરોજ સવારમાં ચાર વાગે વહેલું ઉઠી શકાશે ગુજરાત કરતાં એકથી દોઢ કલાક જેટલો સૂર્યોદય અત્રે વહેલો થઈ જાય છે. પથારીમાંથી જાગૃત થઈ ઉઠયા પછીથી એક કલાક શૌચ, દંતધાવન ( દાતરણ કરવું ) વિગેરે ક્રિયાઓથી પરવારી સામાન પેક કરી, લગભગ પાંચથી સાડાપાંચની અંદર મુસાફરી શરૂ કરવી, ને લગભગ ચારથી પાંચ કલાક સુધી ચાલવું, એટલે લગભગ ૧૦ થી ૧૧ સુધીમાં મુસાફરી પુરી કરી, આવેલી ચટ્ટી ઉપર મુકામ કરી, અનુકુળ સંયોગો પ્રમાણે ઇચ્છાનુ સાર રસોઈ કરી કે કરાવી જમી લેવું. જમ્યા પછી કલાક બેકલાક આરામ કરીને સાંજના ચાર વાગ્યા ના સુમારે પાછી મુસાફરી શરૂ કરવી, ને લગભગ સૂર્યાસ્ત થતાં અગાઉ આવતી ચટ્ટી ઉપર દાખલ થઈ જવું. સૂર્યાસ્ત થયા પછી અંધારૂં હોય કે અજવાળું હોય તોપણ રાત્રે મુસાફરી બીલકુલ કરવી નહિ એકજ વખત ચાલનારે સવારે પાા થી ૬, સ્ટેન્ડર્ડ ટાઈમે મુસાફરીશરૂ કરીને ૧૧ થી ૧૨ વાગે આવતી ચટ્ટીયે મુકામ કરવો.

(૧૦) અતિશય તડકો અથવા અતિશય વરસાદ અને અતિશય પવન જ્યારે હોય ત્યારે મુસાફરી કરવી જોખમ ભરેલી છે, માટે તુરતજ પ્રથમ આવતી ચટ્ટીએજ થોભી જવું.

(૧૧). બનતા સુધી રાત્રે બીલકુલ ઉજાગરો કરવો નહિ, અને આઠથી નવનિ અંદર ઇશ્વર સ્મરણ કરી સૂઇ જવું—

(૧૨). હર હંમેશ મરી વિગેરેથી કુટેલા મસાલાવાળી ચહા પીવી, પરંતુ જ્યાં દૂધ ન મળે તેવે ઠેકાણે તે મશાલો ચહા સાથે નાખી, ખાંડના બદલામાં ગોળ નાંખી તેનો કાવો કરીને પીવો, જેથી થએલા થાકની અસર દૂર થાય છે.

(૧૩). યાત્રામાં ખાટલા કે પલંગમાં સૂવું નહિ, પરંતુ પથારી ઉપરજ શયન કરવું.

(૧૪). જ્યાં જ્યાં દીવાની અછત જણાય કે ગ્યાસલેટ ન મલતું હોય ત્યાં ત્યાં મીણબત્તીનો ઉપયોગ કરવો.

(૧૫). તેમજ, સ્ટવને ફાનસની અંદર ગ્યાસલેટ બનતા સુધી ભરી રાખવું, કારણ કે કેટલીક ચટ્ટીઓએ તે મલતું નથી તે વખતે ભરેલું હોય તો તે કામ લાગે છે.

(૧૬). હંમેશાં બીછાનું સવારમાં મુસાફરીયે જતાં બાંધી લેવું પડે છે, ને સાંજે મુકામ કરતી વખતે છોડવું પડે છે, તેથી તેને બાંધવાને માટે ચામડાનો પટ્ટો લેવો અથવા ટકે તેવી મજબૂત દોરી બીસ્તરાને બાંધવા લેવી.

(૧૭). કોઈ પણ પહાડના દેખાવો જોવા હોય તો રસ્તામાં ઉભા રહીને જોવા. ચાલતાં ચાલતાં જોવા નહિ. રસ્તામાં ચાલતા હોઇએ ત્યારે રસ્તા ઉપર નજર રાખવી બકરાં, ઘેટાં, ઘોડેસ્વાર ડંડી, જેપાન, કે બોજાવાળા, સામેથી કે પાછળથી આવતા હોય ત્યારે, પહાડ તરફની બાજુયે થોભી જવું અને તેમને જવા દઇને જવું વધારે સારૂં છે.

(૧૮). દરેક માર્ગમાં જ્યાં વિશ્રામ કરી બેસવું હોય ત્યાં જગ્યા તપાસીને બેસવું, જેથી પહાડ ઉપરથી પત્થર ગબડી પડતાં અડચણ થાય નહિ તેમજ છુટી હવાવાળીને ભય વિનાની જગ્યાઓમાં બેસવું.

(૧૯). બનતાં સુધી ગંગા વિગેરે સંગમોમાં, જ્યાં જ્યાં પડવા ડુબવા કે કંઈ ઘાસ્તી લાગવા જેવું જણાય તેવે ઠેકાણે,

જળની અંદર જઈને સ્નાન કરવું નહિ. તેવે સ્થળે કીનારા ઉપર બેશી લોટાવતી પાણી લઈને સ્નાન કરવું.

(૨૦). રસ્તાના કિનારા તરફ મોટી ખાઈયો હોવાથી કોઈ પણ વખતે ત્યાં ઉભા રહેવું નહિ, તેમ કીનારા તરફ ચાલવું પણ નહિ, કેમકે તેવે પ્રસંગે કિનારે ચાલતાં કોઇની અડફેટમાં આવતાં, પગ લપસતાં કે ચક્કર આવતાં જો પડી જવાય તો ત્યાંની ઊંડી ખાઈમાં પડવાથી ત્યાંજ સોયે વર્ષ પૂરાં થઈ જાય તેમ છે. એ ઉંડી ખાઇમાં કેટલે સુધી નીચે જવાતું હશે તેનો પત્તોજ નથી, કારણ કે કેટલીક જગ્યાએ ખાઇની ઊંડાઈ લગભગ ૪૦૦ થી ૫૦૦ ફુટ સુધીની પણ હોય છે.

(૨૧). શૌચ (ઝાડો જપટો)ને માટે હંમેશાં ચટ્ટીથી દૂર જવું. યમુનોત્રી ને ગંગોત્રી તરફની ચટ્ટીયોમાં ગમે ત્યાં સૌચે જવાય છે પણ કેદાર અને બદરી નારાયણને રસ્તે હરેક ચટ્ટીઓયે ચટ્ટીની બન્ને બાજુએ એક લાકડી ઉપર લાલ કે સફેદ રંગનો અડધા હાથનો લુગડાના કટકાનો ધ્વજાના આકારનો ફરકતો વાવટો ચડાવેલો હોય છે, તેને ઝંડી કહે છે, તેવી ઝંડીની બહારની બાજુએ ઝાડે ફરવા જવું. અંદર બાજુ જનારને સરકારી માણસ કે ભંગી પકડે છે, અને તે બાબતમાં સખત ઠપકો કે અપમાન કરે છે. આ રીવાજ પ્રસંદ કરવા જેવો છે. આવો રીવાજ ન કર્યો હોત તો લોકો ગમે ત્યાં ઝાડે ઝપટે જઈ ચટ્ટીઓમાં બગાડો કરે તેથી ચટ્ટીની હવા બગડી પ્લેગ કે કોલેરા જેવા રોગો થવાનો સંભવ છે.

(૨૨). જેઓને બદ્રીનારાયણના દ્વાર ખુલે છે તેજ દિવસે ત્યાંના દીપકની જ્યોતિનાં દર્શન કરવાની ઇચ્છા હોય, તેમણે પહેરવા ઓઢવાનાં ઘણાં ગરમ કપડાંઓ પૂરતાં સાથેજ રાખવાં. કેમકે તે વખતે બદ્રીનારાયણમાં વિશેષ બરફ હોય છે, અને ટાઢ સહન કરી શકાતી નથી.

(૨૨). બદ્રી ને કેદારના રસ્તામાં બ્રિટિશ રાજ્ય તરફથી પોસ્ટઓફિસ, તાર, દવાખાનું, પોલીસ થાણું, અને કોઈક જગ્યાએ ધર્મશાળાની પણ અવસ્થા કરેલી છે. તેમજ, દરેક ચટ્ટીએ

ચોધરી અને ભંગીની પણ નીમણુક કરી છે. વળી, રસ્તા, ચટ્ટીઓ, વિગેરેની દેખરેખ રાખવાને માટે, તેમજ યાત્રીઓને જરૂર પડતાં સલાહ આપવાને માટે, સેનેટરી ઈન્સ્પેકટર અને જમાદાર પણ નીમેલા છે, અને કોઇ કોઇ ચટ્ટીઓએ ફોજદારને પોલીસ પણ રહે છે. ને ગવર્નમેન્ટ સરકારે રસ્તા પણ ઘણાજ સુગમ કરેલા છે. જેથી દર વરસે યાત્રીઓની સંખ્યા પણ રસ્તાની સુગમતાને લીધે વધતીજ જાય છે.

(૨૩). શ્રીમાન્–૧૦૮. બાવા કાળી કાંમળી વાળા મહારાજ તરફથી, તીર્થ સ્થળોના રસ્તાઓમાં ધર્મશાળાઓ પણ છે, અને સદા વર્તો પણ તેમની તરફથી અપાય છે. એટલુજ નહિ પણ જ્યાં જ્યાં ઘણી ટાઢ પડે છે તેવે ઠેકાણે ગરીબ યાત્રીઓને ટાઢથી બચાવ કરવાને માટે ઓઢવાનાં ગરમ લૂગડાં એકથી સાત દિવસની મુદતને માટે આપે છે. તે મુદત પુરી થતાં પાછાં તે તેમને સ્વાધીન કરવાં પડે છે. દરેક ધર્મશાળામાં ચોકીદારો નીમેલા હોય છે. તેઓ યાત્રીને વાપરવા જોઇતાં વાસણ વિગેરે કાંઈ પણ દામ લીધા વગર આપે છે. ચટ્ટીઓમાં રહેવા કરતાં ધર્મશાળામાં સારી સગવડતા હોય છે અને સાધુ, સંત ભિક્ષુક કે ગરીબ યાત્રી હૃશીકેશમાંથી કાળી કામળીવાળા બાવા શ્રી. ૧૦૮–ની ચીઠી કરાવી લાવે છે. તેને માટે તેમનાં જ્યાં જ્યાં સ્થળ કે ધર્મશાળા હોય છે ત્યાં ત્યાં તેમને સદાવર્ત રહેવાની જગા નેવાસણ વિગેરેનો પણ સારો બંદોબસ્ત કરી આપે છે.

(૨૪). કોઈ દયાળુ, શક્તિવાન પુરૂષ, પોતાના પૈસા ખરચીને, અન્ય યાત્રીને યાત્રા કરાવે, અથવા તેને વાહનની સવારીમાં બેસાડીને યાત્રા કરાવે તો, તેને યાત્રાનાં ફલ કરતાં ચાર ઘણું અધિકફળ મળે છે.

(૨૫) દરેક ચાલનાર યાત્રીએ પોતાની પાસે લાકડીયો બે રાખવી તે ઘણી મોટી હોવી જોઇએ નહી. લગભગ કમર કે. છાતીપુર ઉંચી હોયતો બસ છે, એક લાકડી ચાલતી વખતે પોતાની પાસે રાખવી અને એક બોજાવાલાને આપવી. પહાડ

ચઢતાં ઉતરતાં લાકડી સિવાય ચાલતું નથી કેમકે લાકડી સિવાય ચાલવાથી ઘણો થાક લાગી હેરાનગતી ભોગવવી પડે છે. થોડી મુસાફરી કરતાંજ થાક લાગી જાય છે. પણ લાકડીને ટેકે ચાલવાથી થાક ઘણો ઓછો લાગે છે શ્વાસ પણ ઓછો ચડે છે અને લાંબી મુસાફરી કરવાની હિંમત આવે છે. કદાચ રસ્તામાં એક લાકડી ખોવાઈ જાય તેવે પ્રસંગે. બીજી લાકડી કામ લાગે છે અથવા હરકોઈ માણસને તે આપવાથી ઉપયોગી થઈ પડે છે. જેઓ જેપાન ડંડી વિગેરેમાં બેસી જનાર છે તેઓએ પણ અકેક લાકડી તો હમેશાં અવશ્ય રાખવી કેમકે કેટલીક જગ્યાએ જેપાનમાં બેસી શકાતું નથી. અને તેમાંથી ઉતરીને ચાલવું પડે છે. તેવે પ્રસંગે લાકડી અવશ્ય ખપ લાગે છે. માટે ચાલનાર કે વાહનમાં બેસીને જનાર હરકોઇ યાત્રીયે લાકડી અવશ્ય રાખવી.

(૨૬) બનતાં સુધી ટ્રંક રાખવી નહીં અને પોતાનો સામાન ભરવા માટે સુતરાઉ જાડા જીન (કેનવાસ)ના કોથળા રાખવા કે જેથી તેનું વજન ઓછું થાય અથવા પોતાની મરજી મુજબનો જાડા કપડાનો કોથળો અથવા ગજીઆનો ખડીઓ ઉપયોગમાં આવે તેવો બનાવવો તેમજ કદાચ ઓજાવાલો પડી જાય અથવા તેની પાસેથી સામાન પડી જતાં જો ટ્રંક ભાગી જાય તો ત્યાં સચ કરનાર મળતા નથી અને તેનું વજન પણ ઘણું વધે છે.

(૨૭) જેમણે મજુર વિના યાત્રા કરવી હોય તેમણે પોતાની પાસે વિશેષ બોજો રાખવો નહિ.

(૨૮) દરેક તીર્થ આવતાં સશકત યાત્રીયે બની શકે તો મેલ કે અરધો મેલ જ્યારે તીર્થ દૂર હોય ત્યાંથી વાહનોમાંથી ઉતરી પગમાંથી જોડા કાઢીને ચાલવું અથવા જોડા પહેરીને પણ ચાલવું.

(૨૯) અત્રે જોખવાનો તોલ એશીભારના શેરનો છે એટલે આપણું અશેર તે અત્રેનુ શેર ગણાય છે. અધોળને છ ટાંક કહે

છે નવટાંકને હો ૭ ટાંક કહે છે. પાશેરને એક પાઊ અથવા પાઉભર ને જેટલા અધોલ તે દરેકને છટાંક એટલે ૬ અધોલ ને ૭ ૭ ટાંક કહે છે દુધનો ભરતરનો પણ ૮૦ ભારનોજ સેર હોય છે. ઘી તેલ જોખીને આપે છે ને બેઆનીને ચઉન્ની કહે છે. બાકી રૂપીઓ અડધો પાવલી આના વીગેરેને આપણી માફ્કજ કહે છે. કેટલાક પાવલીને ચવાની પણ કહે છે.

(૩૦) અનાથ અને સહાય વિનાના માણસોને સહાયતા આપવી. પરોપકાર કરવો બીજાઓને દૂષ્ટ કામો કરતા અટકાવવા અને સત્કર્મમાં પ્રવર્તાવવા.

(૩૧) તીર્થ સેવન અને પરિભ્રમણથી મનુષ્ય આલોક અને પરલોકની સિદ્ધિ મેલવી શકે છે. આવો બીજો કોઈ પણ સરલ ઉપાય ધર્મ અર્થ કામ અને મોક્ષ મેલવવાની બાબતમાં નથી તેમજ આ હિમાલયનાં તીર્થો સમાન મોક્ષપ્રદ બીજાં કોઈપણ તીર્થ નથી.

## પોસ્ટ બાબતનો ખુલાસો.

અત્રે મંગાવાના અને દેશમાં મોકલવાના તેમજ અત્રેના દરેક પોસ્ટ માસ્તરો ઉપર મોકલવાના એ સરવે કાગળોનાં શર નામાં બનતા સુધી ઇંગ્રેજીમાં કરવાં અથવા હિન્દી ભાષામાં બાલબોધ અક્ષરથી કરવાં, પોષ્ટ માસ્તરને લખવાની બીના પણ ઈંગ્રેજીમાં કે બાલબોધ અક્ષરે હિન્દી ભાષામાંજ લખવી, તેમ નહીં કરવાથી કાગલો એરવલે જશે અને હિન્દી સિવાય. કોઈ પણ ભાષા અત્રે સમજતા નથી. માટે ઈંગ્રેજીમાં કે હિન્દી ભાષામાંજ લખવું.

## દેશમાંથી પૈસા મંગાવતાં રાખવી જોઈતી સાવચેતી.

રૂપીઆ ખુટતાં બીજા રૂપીઆ મનીઓર્ડરથી કે તારથી મંગાવવા પડે તો દેશમાં રહેનાર મંગાવનારના હાથ અક્ષર ઓલખી શકે તેવા માણસ પાસેથી રૂપીઆ મંગાવવા. અને મોકલનારની તે અક્ષર વિશે પુરેપુરી ખાત્રી થાય તોજ

મોકલવા. તારથી મંગાવવાનો પ્રસંગ આવે તો ઘરથીજ તારની અંદર કાંઇપણ ખાનગી બોલ નક્કી કરીને જવું અને તે ખાનગી બોલ રૂપીયા મંગાવનાર યાત્રીને મોકલનાર સિવાય કોઇને જણાવવો નહીં જ્યારે તારથી પૈસા મંગાવવા પડે ત્યારે તારમાં તે ખાનગી બોલને મંગાવાના રૂપીઆની રકમને લખીનેજ તાર કરવો જેથી તે તારમાં ખાનગી બોલ પૈસા મોકલનાર સમજશે, અને તેને ખાત્રી થશે કે આતાર ખરોજ છે. તેથી તે રૂપીઆ મોકલતાં કોઇપણ બીજો માણસ તે રૂપીઆ લઈ શકશે નહીં અને કદાચ કોઇ બદમાસ યાત્રીને નામે તાર કરી રૂપીઆ મંગાવે તોપણ તે ખાનગી બોલ તારમાં નહોવાથી મોકલનારને શક જતાં રૂપીઆ મોકલશે નહી અને તેથી ઠગાવાનો ભય રહેશે નહીં. બીજી વખતે તાર કરી પૈસા મંગાવવા પડે તો તેનો બીજો અને ત્રીજી વખત જરૂર પડતાં ત્રીજો બોલ ખાનગી રાખવો. કારણકે પ્રથમનો શબ્દ કોઈ લુચ્ચા માણસના સમજવામાં આવે તો તેજ પ્રમાણેનો શબ્દ લખીને મંગાવે છે. પણ દરેક તારે જુદાજ બોલ વાપરવાથી કાંઇપણ હરકત આવશે નહીં કેટલીક વખતે યાત્રીઓની સાથે સાથે સાધુના વેષમાં ઠગારા લોકો રહીને. ઘરગામ વેપાર સગાં વિગેરેની બધી હકીકત પુછી લઇ લાગ ફાવે છે. ત્યારે તે લુચ્ચાઓ મનીઓડરથી કે તારથી રૂપીઆ મંગાવીને ફાવી જાય છે, માટે મંગાવેલા પૈસાની યાત્રીયો બીજાને વાતો કરે છે તે જાણવાથી પણ યાત્રીના પહેલાં પોષ્ટમાં જઈ તેજ માણસ હું છું કરીને સહી કરી, લઇ આવવાની ધાસ્તી રહે છે માટે મંગાવેલા પૈસાની વાતપણ કરવી નહીં.

## ચટ્ટીઓની સમજ.

યાત્રીયોને દરરોજ રસ્તામાં મુકામ કરી રહેવા, ખાવા, સુવા, વિગેરેની સગવડ માટે બનાવેલાં કામ ચલાઉ ઝુંપડાં બાંધેલાં, બારણા વિનાના, અનઘડ થાંભલા અને મોભ ઊપર બન્ને બાજુની પડાળીવાળી ૧૫ થી ૩૦ હાથ લાંબી, ૬ ૭ હાથ પહોળી, ને તેમાં એક બાજુની પડાળી પુરી થતાં ભીંત હોય છે ન તે

ભીંત તરફની બાજુયે ચુલા પાંચ પાંચ હાથને અંતરે બબ્બે બનાવેલા હોય તેવી ચટ્ટીયો ઘણે ભાગે હોય છે. એથી ઓછી લંબાઇનાં પણ છાપરાં હોય છે, ચટ્ટીઓમાં દુકાનદારની ઓરડી છાપરા ને છેડે હોય છે. છાજનુ છાયેલું છાપરૂ અને પાછલા ભાગમાં ભીત પત્થર ગોઠવી માટી ચોપડેલી હોય છે, અને બીજી બન્ને બાજુના છેડાઓયે ભીંત હોય છે અને એક બાજુ તદન ખુલ્લુજ હોય છે, તેમાં ચાર ચાર હાથે ચટ્ટી પુરી થતાં સુધીમાં એક એક વગર ઘડેલો લાકડાનો થાંભલો મધ્યમાંના મોભને અડકાડી મુકેલો હોય છે. અને તે મધ્યના મોભથી ઢળતાં બન્ને બાજુયે નેવાં પડે છે; અને તેમાં પ્રવેશ કરવાના ભાગને બારી બારણું હોતું નથી, અને આખો ભાગ ખુલ્લો હોય છે. કેટલીક પાકી ચટ્ટીયોમાં કેટલીક જગ્યાયે પતરાંનું છાપરૂં અને તેમાં એક વાસવાનું બારણું ફક્ત બે હાથનું કે જેમાં નીચા પડીને અંદર પેસાય ને ભૂલ ચુક થાય તો માથામાં વાગ્યા વિના રહે નહીં તેવું હોય છે. આવી ચટ્ટીયો ઘણે ભાગે જમ્નોત્તરી ને ગંગોત્રીના રસ્તામાં ભલદાણુ ચટ્ટી મુકયા પછીથી આવે છે જેમ પતરાં વાળી પાકી ચટ્ટીયો કહી તેવીજ પાકી ચટ્ટીયો ઊપર કેટલીક જગાયે સ્લેટ જેવા પહોળા પત્થર ને એકના ઉપર બીજો પત્થર ગોઠવીને છાપરૂં બનાવેલુ હોય છે. ગામોમાં અને કવચિત ચટીયોમાં પાકી બાંધણીનાં ઘરોનાં ઊપર ઘણે ભાગે સ્લેટીયા અણુઘડ પથ્થર ગોઠવીને છાપરાં કરેલાં હોય છે, જ્યાં એકથી ત્રણ છાપરાં હોય ને એક મોદીની દુકાન હોય તેને નાંની ચટી કહે છે ને જ્યાં ત્રણ ચાર મોદીની દુકાનને–૧૦–૧૫ છાપરાં હોય તેને મોટી કહે છે. તેમજ તેથી પણ સરસ ચટ્ટી હોય તો ૨૦ થી તે ૫૦ સુધી તેવી છાપરીયો, ને ૧૦–થી–૧૫ મોદીની દુકાન હોય છે. નાની ચટ્ટીમાં પણ કોઇ ઠેકાણે પાકી બાંધણીના મકાનો હોય છે, જ્યાં મોટી સારી ચટ્ટીયો હોવા છતાં કેટલેક ઠેકાણે ફક્ત કામ ચલાઊ ઘાસનાંજ બાંધેલાં છાપરાં હોય છે. જમ્નોત્રી ગંગોત્રીના રસ્તે મોટી ચટ્ટી

ઘણુ ભાગે હોતી નથી, જ્યારે ગંગોત્તરી જતાં એક બે આવે છે, અને કેદારનાથ તથા બદ્રીનારાયણના રસ્તામાં ઘણાં પાકી બાંધણીનાં મકાનો ઘણી મોટી ચટ્ટીયો હોય છે. યમુનોત્રીને રસ્તે ચટ્ટીયો ઘણે ભાગે સગવડ વિનાની હોય છે, તેના કરતાં ગં-ગોત્રીમાં સહેજ સગવડવાળી, ને તે પછી કેદારનાથ જતાં વધારે સગવડવાળી, અને બદરીનારાયણના રસ્તામાં ઘણી ચટ્ટીયો સારી સગવડ વાળી છે ૧ થી બે ત્રણ છાપરાં વાળી ચટ્ટીમાં જે દુકા-નદાર હોય છે ને ચટ્ટી તેની માલેકીની હોય છે, વધારે છાપરાં વાળી ચટ્ટીયોમાં જેટલા દુકાનદાર હોય તેટલાની માલકી કબ-જાની કોઈની ત્રણ કોઇની ચારને કોઇ દુકાનદારના કબજામાં પાંચ છ ઝુંપડીયો હોય છે. આપણે તે ચટ્ટી જે દુકાન-દારના કબજાની હોય તેમાં ઊતારો કરીયે તે જે દુકાનદાર (મોદી) માલીક હોય તેને ત્યાંથી સીધા સામનની જોઇતી ચીજો લેવાની ફરજ પડે છે. બીજા મોદીને ત્યાંથી સિધુ સામાન લેવાય નહિ, અને બીજા ને ત્યાંથી લઈયે તો ઉતારાવાળો મોદી આપણને ત્યાં રહેવા દેતો નથી; પરંતુ જે ચીજ તેની દુકાનમાં મલતી ન હોય તે ચીજ આપણને તે લાવી આપે છે ને જો તે ન લાવી આપે તો પછી તેને ત્યાં ન મલતી વસ્તુઓ બીજેથી ખુશીથી લઇ શકીયે છીયે દરેક ચટ્ટી ઊપર ઘણે ભાગે પાણીની સગવડ નજીક હોય તેવું સ્થલ જોઇને ચટ્ટી બનાવેલી હોય છે, છતાં કેટલીક જગાયે યા-ત્રીની સગવડ માટે આઠ દશ મૈલ સુધી જો વચમાં બીજી ચટ્ટી ન હોય તેવે ઠેકાણે ચટ્ટીથી દૂર પાણી હોય છે ને તે મુસીબતે લાવવું પડે છે તેવે ઠેકાણે સગવડ ખાતર ચટ્ટી બનાવી છે; તેમજ કેટલીક જગાયે. પાંચ મીનીટમાં લોટો ભરાય એટલું નાના વેગથી ઝરણું આવે છે ત્યાં રહેવામાં યાત્રીને પાણીની ઘણી મુશીબત વેઠવી પડે છે આચટ્ટીયો દરેક ચાલવાના રસ્તાની એક બાજુ ઉપર અથવા બન્ને બાજુયે રસ્તાની નજીકજ હોય છે. ચટ્ટીપર રાત્રે સુવાથી કોઈ પ્રકારની ધાસ્તી રાખવાનું કારણ નથી,

અને ચોરી થઇ શકે તેવું નથી એટલે નીરાંતે ઊંઘ લેવાને હરકત નથી, છતાં રોકડ, નોટો, એક જાકીટના ખીસ્સામાં રાખી તે રાત્રે પહેરીને સુવાથી વધારે નચીંતાઈથી નિંદ્રા લઈ શકાય છે. તેમજ કેટલીક જગોયે દુકાનદાર છે પણ ત્યાં ચટ્ટી તેની માલકીની નહોતાં ફક્ત કાલી કમલી વાળાની ધર્મશાળાજ હોય છે તેમજ કેટલીક જગોયે ચટ્ટી તથા કાલી કમલીવાળાની ધર્મ-શાળા એમ બન્ને સગવડ પણ હોય છે. ધર્મશાળા દરેક પાકી બાંધણીની રેહેવા લાયકની જ હોય છે.

## દુકાનદારને ત્યાં મલતી વસ્તુઓ.

દરેક ચટ્ટીયે એક દુકાનદાર હોવોજ જોઇયે, અને તેને ત્યાં ચોખા, મગ, ને છોડાંવાળી મગની દાળ, શેકેલા ચણા, ઘહુને લોટ, ઘી, ગોળ, મીઠું, ને બાવળાનાં લાકડાં આ વસ્તુઓ હરકોઈ નાની કે મોટી દરેક ચટ્ટીયે મળે છે. તેમજ કેટલીક સારી ચટ્ટીયોમાં તુવેરની દાળ (હરરનીદાળ), અડદનીદાળ, મરચું બટાકા (આલુ) સરસીયાનું તેલ (કડવું તેલ), બે ત્રણ જાતના સારા ચોખા, બે જાતને લોટ, ચણાને લોટ, દુધ, અને સાકર મળે છે; અને તેથી વિશેષ સારી ચટ્ટીમાં મગની મોગર દાળ, ધોવાને સાબુ, ચા, દહીં, પરચુરણ મશાલો, રાજગરાની ધાણી ગોળને ઉકાળીને રાજગરાની ધાણી નાંખી બનાવેલા લાડુ, અને કોહોરૂ (કદ્દુ) એ શાકમાં વિશેષ મલે છે. તેમજ, કેટલીક સારી ચટ્ટીયોમાં ગ્યાસલેટ, અળવીનાં પાતરાં, ચણાને લોટ (વેશણ), મૂળા, ભીંડા, રીંગણાં, બદામની મીંજ, દ્રાક્ષ, અખરોડ, વિગેરે મલે છે, અને તેથી વિશેષ બીજાં, કેટલાંક ગામો આવે છે. જેવાં કે કેદારનાથ, ત્રિયુગી નારાયણ બદ્રીનારાયણ, ઊત્તરકા-શી, ગુપ્તકાશી, નંદપ્રયાગ, કર્ણ પ્રયાગ, હૃષીકેશ, શ્રીનગર, વિગેરે ગામોમાં ત્યાંના બરનાં વપરાતાં વાસણ, સુતરાઊ ને ગરમ કાપડ છત્રીયો, બરફી, પેંડા, જલેબી, વિગેરે મીઠાઈ, તેમજ પુરી, અને બટાકાનું શાક પણ તૈયારજ મલે છે, ને તેને ગુજરાતી સીવાયના બીજા લોકો પક્કી રસોઇ કહે છે ને ગામે

તેના હાથનું બનાવેલું ખાય છે. ઘણું ખરૂં જેને મોઢાના સ્વાદનીજ ખાવાની ચીજો વિના ચાલતુ ન હોય તેને પણ આ યાત્રામાં મોઢું વશ રાખવા વગર છુટકોજ નથી. હરેક ચટ્ટીમાં ઊતરીને તે દુકાનદાર પાસેથી હરેક સામાન લઈએ તેની સાથે રસોઇ કરી જમવાને અને પાણી ભરવા માટેનાં બધાં વાસણો કાંઈ પણ તેનું ભાડું લીધા વગર વાપરવા આપે છે, અને તે જમ્યા પછી વાસણો સાફ કરી મોદીને સ્વાધીન કરવાં પડે છે. વાસણ વગર પૈસે વાપરવા આપે છે તે કંઈ દુકાનદાર ભલો ને ભોળો હોતો નથી પણ તેની પાસેથી લીધેલું સીધું મોંઘા ભાવે આપવાથીજ ચટ્ટીમાં રહેવાનો અને વાસણના ભાડાનો બદલો પુરતો વાળી લેછે. વળી દુકાનદાર વિશેષ પ્રપંચી ને ઠગનારા હોય છે તેથી તેમના બોલવા પર બીલકુલ ભરૂંસો રાખવો નહિ જ્યાં જ્યાં અમને તેઓએ હેરાન કરેલા છે તે તે ઠેકાણેના ચટ્ટીના વર્ણનમાં તે મોદી વિષે અમોએ આપેલું વૃત્તાંત વાંચવાથી સમજાશે. તેમ હરેક દુકાનદાર ઠગજ છે એમ પણ સમજવું નહિ. તેમાં પણ કેટલાક સર્જન ને ભલા હોય છે, પણ ઘણે ભાગે તો આ પહાડી દુકાનદારોનું લક્ષ યાત્રીયો પાસેથી ધન હરણ કરવાનુંજ હોય છે. પોતાના લોભને લીધે તેઓ જુઠું બોલતાં જરાયે ડરતા નથી, ને પોતાના જરા પણ સ્વાર્થને ખાતર સામાને થતાં નુકશાનની દરકાર બીલકુલ કરતા નથી, માટે તેઓના કહેવાનો પુરતો વિચાર કરી, બીજી તજવીજ કરવી તે પછીજ ખરૂં માનવું. છતાં આ પાહાડી પ્રદેશના જંગલની ઘણી લાંબા દિવસોની મુસાફરીની પવિત્રને મોક્ષપ્રદ યાત્રાનો પરમલાભ લઈ શકાય છે તે ખાસ દુકાનને રસ્તા વિગેરેની સગવડોનેજ આભારી છે. દુકાનદાર પાસે કોઈ વખત સામાનની તંગી રહે છે તેથી તેને પહેલેથીજ સામાનનું પુછવું અને જોઈતી વસ્તુના ભાવ પણ પ્રથમથીજ પૂછી લેવા, નહિ તો પાછળથી ભાવમાં વધારો કરે છે. જોઇતી વસ્તુઓ ચોખ્ખી અને સ્વચ્છ જાતે જોઈ તપાસીને લેવી. હંમેશાં એક બે દીવસ ચાલે

તેટલુ સીધુ પણ પાસે રાખવું કારણકે કોઇ કોઇ વખતે કેટલીક ચટ્ટીઓમાં એકજ મોદીની દુકાન હોય છે. અને ત્યાં આગલ કદાચ ઘણા યાત્રીઓ એકદમ આવી ચડે છે. ત્યારે લોટ વીગેરે મોદી પાસેથી ખુટી જાય છે તેવે પ્રસંગે આપણી પાસે રાખેલો લોટ કામ આવે છે.

તેમજ દુકાનદાર તરફથી વાસણ મલે છે ખરાં પરંતુ જ્યારે વિશેષ યાત્રી શામટા આવી જાય છે ત્યારે દુકાનદારનાં વાસણ પણ ઘણાઓને આપવાથી ખુટી જાય છે એવે પ્રસંગે આપણી પાસેનાં વાસણ આપણને કામ લાગે છે નહિતો બીજાઓ રસોઈ કરી જમી રહે ત્યાંસુધી બેસી રહેવું પડે છે માટે ખપ પુરતાં જોઇતાં વાસણ પણ વધુ બોજો ન થાય તેવી રીતે લઇ લેવાં.

આ ચટ્ટીવાલા વ્યાપારી હિન્દુઓ ઘણે ભાગે બ્રાહ્મણ ક્ષત્રીની જાતના છે. એટલે તેઓ આદર આપી મીઠાશથી વર્તે છે

દરેક ચટ્ટીએ નહાવાનું ગરમ પાણી કરવા મોટું વાસણ ચટ્ટીવાલા પાસે માગવું અને બનતા સુધી તીર્થના સ્નાન સિવાય જ્યારે નહાવું હોય ત્યારે ઊના પાણીએ નહાવું.

મસુરી રાજપુરથી ૭ મૈલ છે ને રસ્તો બધો આકરી ચડાઇનો હોવા છતાં તે છ ફુટની પોહોલાઇની શડકનો છે.

અત્રેથી કુલ્લે બાર જેપાની બે બોજાવાળાને અમે આઠ મળી કુલ્લે ૨૨ માણુસની સંખ્યા થઇ.

અત્રેથી જેપાન કંડીના મસુરી સુધીના રૂા. ૪ થી. રૂા. ૫ લે છે, અને તેના ટોલનો રૂા. ૧ા આપવો પડે છે. ઘોડાના રૂા. ૨ થી ૨ાા લે છે, અને તેના ટોલનો રૂા ૧ા લે છે. ઘોડાની સાથે ઘોડાવાળાનો નોકર ( અશ્વપાલ ) આવે છે. તે નોકરને સાઇસ કહે છે. તે સાઈસ ઘોડાનું પૂછડું પકડીને ઘોડાની પાછળ પાછળ પહાડના ચઢાવ પર ચઢે છે. અને આપણને મસુરી પહોંચાડીને ઘોડાને પોતે પાછો લેઇ જાય છે. તેમજ બેસવા માટે ખચ્ચરો પણ મલી શકે છે.

રાજપુરથી મસુરી પહાડ પર સાત માઇલ છે; જે બધો રસ્તો અત્યંત ચઢાણનો ને તે રાજપુરથી જ ચઢાણનો રસ્તો શરૂ થાય છે. અને તે ચઢાણની કઠિણાઈ એટલી બધી સંખત છે કે ગમે તેવો મજબૂત પહેલવાન જેવો માણસ પણ થાકી જાય તેમ છે. યાત્રીઓને અડધે અડધે માઈલે શ્વાસ ચઢતાં બેસીને વિસામો લેવાની જરૂર પડે છે. રાજપુરથી આશરે એક માઈલ પર જતાં સડકના માથા ઉપરજ સરકારી નાકું આવે છે. ત્યાં ટૉલ ટેકસ લેવાય છે. છડા માણસ દીઠ એક આનો, અને દરેક જે-પાન દીઠ એક રૂપીઓ, અને બોજાવાળાના ચાર આના, એ પ્રમાણે ટૅકસ આપી અમો ત્યાંથી આગળ ગયા. લગભગ ત્રણ મૈલ પર જતાં ત્યાં વિશ્રાન્તિ લેવા માટે જડીયાપાણી નામનું એક સ્થાન આવ્યું. અત્રે એક હૉટલ પણ છે. પાણી વિગેરે પીને અમોએ વિસામો લીધો. અને જેપાની તથા બોજાવાળાયે થોડુંક ચવાણું ને તાજાં ઉતારેલાં ભજીયાં લઈને ખાધાં. થોડીક વાર બધાંયે વિશ્રાન્તિ લેઇને અમોએ મસુરી જવા માટે તુરતજ પ્રયાણ ચાલુ કર્યું. અમારાં ત્રણ જેપાન હોવાથી અમો અવર નવર થાક લાગે ત્યારે જેપાનમાં બેસતા હતા. એ પ્રમાણે ચા-લતાં ચાલતાં બીજા ત્રણ માઈલ પર નેપાળના મહારાજાના ભાઇનો બંગલો અને બગીચો સડકની ડાબી બાજુએ પહાડના ચઢાણપર આવેલો છે, ત્યાં આગળ અમો આવી પહોંચ્યા. આ બંગલા આગળ દાખલ થતાં સર્વેને, નેમજ વિશેષે કરીને આજની આ બધી મુસાફરી પગે ચાલીને કરનાર અમારો સાથેના યાત્રીઓને સખત ચઢાણને લીધે વધારે કષ્ટદાયક લાગી, જેમાં કાશીરામ-ભાઈ, તથા તેમનાં ધર્મપત્ની રેવાબાઈ, અને ગંગા સ્વરૂપ બાઈ રેવા, એ ત્રણ રાજપુરથી અહીં સુધી ચાલીને આવેલી હોવાથી થાકીને લોથ જેવાં થઈ ગયાં હતાં, જેથી તેમનામાં વિશેષ હિં-મત હવે ચાલવાની રહી શકી નહિ; પણ પ્રભુ કૃપાથી આ રસ્તે જેપાન કંડીવાળા ઘણે ભાગે ફરતાજ રહે છે, તે વચમાંથી થાકેલા મ-નુષ્યને ઓછો-વત્તો ભાવ ઠરાવીને લેઈ જાય છે, તેથી ડંડીવાળા

અમને પૂછવા આવતાં, અત્રેથી મસુરી પહોંચાડવાનો સવાસવા રૂપીઓ પૈઠી ત્રણ ડડીયો કરી લીધી, જેમાં કાશીરામભાઇ, હલસુખરામભાઇ, અને બાઈ રેવા એ ત્રણ જણાં બેઠાં, એટલે ચાલવાનું કષ્ટ ઓછું થયું, અને અમારામાંથી પ્રથમના ત્રણ જેપાનોમા બેઠેલાં ઊતરી જઇ તેમની જગ્યાએ બીજાં થાકેલાં માણસો બેસવાથી ઠીક થઇ પડયું.

ત્યારબાદ ચાલતાં આજુબાજુના પહાડોના દેખાવો; જોતા જ્યારે મસુરી લગભગ એક મૈઈલ દૂર રહ્યું કે ત્યાંથી મસુરીના પહાડના શિખરોપર જ્યાં ત્યાં ઠેકઠેકાણે આવી રહેલા બંગલાઓની શોભા અનુપમ લાગતી હતી. એ પ્રમાણે અમો મસુરી મહાકષ્ટે જઈ પોહોચ્યાં.

## મસુરી.

આવું અત્યંત મહાન કઠિણ ચઢાણ ચડીને જ્યારે મસુરીમાં આવી પહોંચ્યા ત્યારે અમો સર્વે થાકીને લોથ થઈ ગયાં હતાં. મુંબાઇ જેવા શહેરની અંદર ચારથી પાંચ માળવાળા મકાનના દાદરો જ્યારે ચઢવા ઊતરવા પડે છે. ત્યારે પણ મનુષ્યને હાંફ ચઢી આવે છે, તો પછી આતો સાત માઈલનો સખતમાં સખત ચઢાવ ચડતાં અમોને શું કષ્ટ પડયું હશે તે વાંચકવર્ગને સહેજે સમજાય તેમ છે.

યાત્રીઓને ઉતરવા માટે અત્રેના લંડોર બજારમાં એક ધર્મશાળા છે, જ્યાં ઘણાખરા યાત્રીઓ ઉતરે છે. અમો એ પણ તેજ ધર્મશાળામાં મુકામ કર્યો. આ ધર્મશાળા સડક ઉપરજ આવેલી, લક્ષ્મીનારાણના મંદિરવાળી છે. ત્યાં અમોએ પહેલા માળના એકખંડમાં અમારી સગવડ કરી. અત્રે લગભગ બારેક વાગ્યાનો સુમાર થઈ ગયો હતો. અમારી ચાલવાની મુસાફરીનો આ પહેલોજ દિવસ હતો, જેથી પ્રથમ અમોએ એકાદ કલાક વિશ્રાન્તિ લીધી. ચાલવાનો શ્રમ તથા ક્ષુધા સર્વેને લાગ્યાં હતાં, પણ ક્ષુધા નિવારણનાં સઘળાં સાધનો બોજાવાળાઓની પાસે હતાં જે લોકો સખત ચઢાણનાં કારણે હજુ સુધી. પણ આવી

શકયા નહોતા, જેથી તે ધર્મશાળામાં રહેતા લક્ષ્મીનારાયણના પુજારીની પાસેથી ફક્ત ચા બનાવવા જેટલાં પુરતાં સાધન લેઈ અમોએ ચા બનાવી, સર્વેએ પીધી. ચા પીધા પછીથી પણ લગભગ બેથી અઢી વાગ્યાનો સુમાર થયો તોપણ બોજાવાળા આવી શકયા નહિ, જેથી અમોને શંકા તથા ચિંતા થવા લાગી. અમારે તે લોકો સાથેનો આ પ્રથમ પરિચય હોવાથી, **પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત**ના ન્યાયે, વખતે બોજાવાળા પલાયન કરી જાય તો અમારી યાત્રા અત્રે મસુરીમાંજ પૂરી થાય એવા અનેક તર્ક વિતર્ક અમોને થવા લાગ્યા. તેમાં વળી, હલસુખરામ ભાઇએ પોતાની પાસેનું નોટોનું બંડલ બોજાવાળાને ઊંચકવા માટે પોટલામાં બાંધીને આપેલું જેથી અમોને વિશેષ ચિંતા થવા લાગી એમ ચિંતા કરતાં ત્રણ વાગ્યા તોપણ બોજાવાળા આવ્યા નહિ, એટલે અમારી ધીરજ ખૂટી જવાથી જેપાનવાળા ગવરીને આ બાબત પૂછયું, ત્યારે તેણે કહ્યું કે હિંમત રાખો થોડીવારમાં તે લોકો આવશે. બોજો લેઇને ચઢવું ઘણું કઠિણ હોવાથી વખતે તેઓને વાર લાગશે, એમ તેના કહેવાથી ધીરજ રાખવા છતાં પણ ઘણો ટાઈમ વીતી ગયો. રસોઈનાં સાધન વાસણ વિગેરે પણ બોજાવાળા પાસેજ હતાં જેથી તેઓ આવે ત્યારેજ રસોઈ થઈ શકે તેમ હતું; પણ તેઓ આવી શકયા નહિ, જેથી મંદિરના પૂજારી પાસેથી થોડાંક વાસણ લેઈને રસોઇની તૈયારી કરવા માંડી અને બોજાવાળાને શોધવા માટે પુનઃ ગવરી જેપાનીને સૂચના કરી. હવે તો તેની પણ ધીરજ ખૂટી ગઈ, જેથી હું, હલસુખરામભાઈ અને ગવરી ત્રણે મળી મસુરીથી રાજપુરની સડકપર અમો જ્યાંથી આવ્યા હતા તે રસ્તાપર તેમને શોધવા ચાલ્યા. ધર્મશાળાથી રાજપુર તરફના મસુરીના નાકા ઉપર આવી આ બાબતની પોલીસને ખબર આપવાનો વિચાર કર્યો; અથવા તો બે ઘોડાઓ ભાડાના કરી મારતે ઘોડે મસુરીથી રાજપુર જવાનો નિશ્ચય કર્યો. ત્યારે ગવરી જેપાનીનું કહેવું એવું થયું કે બનતાં સુધી હોટલ સુધી તો એ લોકો આપણી સાથે આ-

વેલા જ હતા, ને ત્યારપછી પણ તે લોકો આપણી પાછળ પાછળ ચાલતા થયા હતા, તેમજ રસ્તામાં બીજા આડાઅવળા રસ્તાઓ બીલકુલ નથી, જેથી ભાડાના ઘોડા કરી તેમની પાછળ પડતાં વખતે તે લોકો જો રાજપુર તરફ ન્હાસી જતા હશે તો તે તરત પકડાશે. એમ વિચાર કરતાં થોડે દૂર આગળ અમો સર્વે ચાલતા ગયા. કે દૂરથી બોજાવાળા બિચારા પીઠ પર ભાર ઊચકીને આવતા અમોને જણાયા, એટલે અમારી ચિંતા હૃદયમાંથી વિજળીના વેગે એકાએક અદૃશ્ય થઈ ગઈ, ને ધીરજ રૂપી પવને હૃદયમાં તેજપણે સત્વર પ્રવેશ કર્યો. તે પછી અમોએ મુકામ પર આવીને રસોઈની જલદી તૈયારી કરવા માંડી. લગભગ પાંચ સાડાપાંચ વાગે રસોઇ કરીને અમો સર્વે જમીને પરવાર્યા, એટલે અમારી ક્ષુધા શાન્ત થવાથી થાક પણ અમોને ઓછો જણાવા લાગ્યો, ને મસુરીના કુદરતી દ્રવ્યની નૈસર્ગિક લીલા જોવાની અમોને ઉત્કંઠા જણાઈ.

બોજાવાળાનું ચિત્ર.



" મસુરી એ એક હરિઆની સપાટીથી ઓછામાં ઓછું ૬૦૦૦ ફૂટથી વત્તામાં વતુ ૭૨૦૦ ફૂટની ઊંચાઈના શિવાલીક નામના પહાડના શિખરોપર આવેલું હોવાથી તે હવા ખાવાનું ઘણું સારૂં મથક છે. અત્રેની આબોહવા ઘણી સારી હોવાથી

ઊનાળામાં યૂરોપીયનો, દેશી અમલદારો, તથા દેશી સુખી ગૃહસ્થ, વર્ગ ઘણા સારા પ્રમાણમાં આ સ્થળે આમોદ પ્રમોદક રવાને હવા ખાવા આવે છે. ને તેથી આજુબાજુના દરેકે દરેક પાહાડનાં નાંનાં કે મોટાં દરેકે દરેક શીખરો પર નાના નાના ગામડાની માફક બેઠા બંગલા કે ઘરો બનાવી વસ્તીથી ભરપુર કરી મુકયાં છે. જેથી અશંખ્ય શિખરો હોવા છતાં કોઇ પણ ટોચ ખાલી વસ્તી વિનાની તો છેજ નહિ. જ્યાં જુઓ ત્યાં ભરપુર વસ્તી વાલું શેહેર વસેલું હોય તેમ દેખાય છે નેસીઝનમાં લગભગ ૫૦ હજાર માણુસ અત્રે હોય છે.

મસુરીની ચારે તરફ નજર કરતાં, અમોને આ એક પહાડોની વચ્ચે આવેલું, પાંચથી ૭ માઈલના વિસ્તારનું, પાઘડી પનાનું પહાડી શહેર જણાયું. આમાં ઘણીખરી યૂરોપીયનની વસ્તી વધારે છે, કેમકે આવી સુંદર અલૌકિક સ્વચ્છ આબોહવાવાળી ભૂમિમાં તેઓ યૂરોપના શીત પ્રદેશમાં જન્મીને રહેલા હોવાથી અત્રે રહેવું તેઓને વધારેજ ગમે છે. અત્રે અવરનવર ઊનાળામાં પણ ધુમશ ચડી આવી વરસાદ વરસે છે તેમ જ શીયાળામાં તો બરફ પણ પડે છે ઊનાળામાં અહીં ભરચક વસ્તી જામે છે. ને ચોમાસાની શરૂઆત થતાં તે વસ્તી ઘણી ઓછી થઈ જાય છે.

અત્રેના પહાડપર ખીમોખીચ ઝાડી જણાતી નથી, પણ વસ્તીથી કેટલેક દૂર આજુબાજુના પહાડોપર કેટલાંક ઝાડોનાં જંગલો આવેલો છે, અને ચારે તરફ અભ્રગામી વિશાળ પર્વતોનાં ઉન્નત શિખરો આવેલાં હોવાથી, આવા ઊનાળાના દિવસ હોવા છતાં પણ અમોને ટાઢ અતિશય લાગતી હતી. તેમાં વળી, જ્યારે પવનનું જોર વધારે થતું હતું. ત્યારે તો અમારાં શરીરમાં સોંસરી ટાઢ ભરાઈ જતી હતી, અને મુકામથી બહાર ફરવાનું પણ બીલકુલ ગમતું નહોતું.

આવી ઠંડી વખતે, તેમજ ગંગોત્રી. યમુનોત્તરિ, કદારનાથ, ત્રિયુગીનારાયણ અને બદ્રીનારાયણ જેવાં સ્થળોમાં જ્યાં જ્યાં

સખત ઠંડી જણાય છે, ત્યાં ત્યાં પોતાની પાસે જો ગરમ પાણી ભરી રાખવાની કોથળી હોય તો પાણી ભરી પથારીમાં સાથે રાખી સુવાથી ઘણે ભાગે ટાઢ ઓછી વાય છે.

આ મસુરી કરતાં પણ કેદારનાથ અને બદ્રીનારાયણ જતાં વધુ ઠંડી પડતી હોવાથી તે સહન થઇ શકવી એકદમ મુશ્કેલ છે, જેથી યાત્રાએ બની શકે તો મસુરીમાં બે ત્રણ દિવસ રહી અત્રેની ઠંડી સહન કરી પછી આગળ જવું. ફાયદા કારક છે.

## લંડોર બજારનું વર્ણન.

અમો સાંજના અત્રેના બજારમાં ફરવા માટે નીકળ્યા. બજારની સડક લગભગ ૧૦ થી ૨૦ ફુટની પહોળાઇની છે. ને બજાર લગભગ ૫૦૦થી૬૦૦ ફુટની લંબાઇનું છે. યૂરોપીયનની વસ્તી વધારે હોવાથી, ને આપણા કેટલાક દેશી ગૃહસ્થ અધિકારીઓ પણ યૂરોપીઅન પોશાકમાં વધુ રહેતા હોવાથી, તેઓના વપરાશનાબરની દરેકે દરેક વિલાયતી ચીજો અત્રે મળી શકે છે.

આ સ્થાનમાં ઘોડા ગાડી કે મોટર બીલકુલ ચાલી શકતી નથી, જેથી સુખી ગૃહસ્થવર્ગને માથેરાનની માફક કુલીઓ રીક્ષા કે ડંડીમાં બેસાડીને ફરવા લેઇ જાય છે. તેમજ, જેમને ઘોડા ઉપર બેસતાં આવડતું હોય તેઓ ઘોડા ઉપર બેસીને ફરવા જાય છે. આ બજારમાં પોલીસ ચોકી પણ છે

અત્રે બીજું કુંડલી બજાર પણ છે તેમાં કેટલીક અંગ્રેજી કાપડ વેચનારાઓની મોટી દુકાનો પણ છે. તેમ વાઈટવે લેડલોની દુકાન, દવાવાળાઓની જંગી દુકાન, મોટી મોટી બેંકો, ઝવેરાતની દુકાનો ફોટોગ્રાફરો, તાર, પોસ્ટ તથા ટેલી ફોન ઓફીસ, પોલીસનું થાણું, યુરોપ્યન,ને દેશી ઢપની હોટલો, ખાનગી ગૃહસ્થોના બંગલાઓ, કેટલાંક મુસાફરખાનાં, ને દેશી વસ્તુની દુકાનોથી ભરપૂર ભવ્ય બજાર એક મોટા શહેરને છાજે તેવું છે.

તેમ અત્રેની બજારમાં, વાપરવાની યાત્રાના બરની દરેક ચીજો, તથા ખાવાપીવાની દરેક વસ્તુઓ, પરવર સહીત શાક-

ભાજી, તરેહ તરેહનો લીલો સુકો મેવો, મીઠાઈયોઓ, અને ડું-ગરમાં ઉત્પન્ન થતાં ફળ વિગેરે મોટા પ્રમાણમાં વેચાય છે.

વળી જેને દાળના સ્વાદની લેજત લેવી હોય તેમણે મા-ણસના પ્રમાણમાં લગભગ ૧ શેરથી ૩ શેર સુધી આદુ પણ અત્રેથી લેઈ લેવું, કેમકે તે હવે મલશે નહી.

તેમજ, છૂટા છવાયા નાના મોટા બંગલાઓથી શહેર ચાર પાંચ માઈલના લાંબા વિસ્તારથી તિસ્તારાયલું છે. સરકાર તરફથી ઇન્જીનપંપથી મસુરી ને દહેરાદુનને નળ મારફતે પાણી પૂરૂં પાડવામાં આવે છે. અને પાણીના પ્રવાહમાંથી વીજળી ઉત્પન્ન કરીને મસુરી તથા દહેરાદુનમાં વીજળીની બત્તીઓની પણ ઘણી સારી સગવડ કરેલી છે. તેમજ, અત્રેથી દહેરાદુન સુધી ટેલીફોનથી વાતચિત પણ થઈ શકે છે, અને ઇંગ્રેજી સ્કુલો અને દવાખાનું પણ છે—

પોતને જોઈતી ચીજો યાત્રીયો પોતાના દેશથી કે હરદ્વારથી લેવાને ભૂલી ગયા હોય તો યાત્રાને ઉપયોગની દરેકે દરેક વસ્તુ મસુરીના બજારોમાંથી મળી શકે છે, તેમ અહીંથી આગળ જતાં ઠંડી વધારે પડતી હોવાથી બિછાના માટે ગોદ-ડીઓ અને પહેરવાને ગરમ કપડાં વિગેરે ઠંડીના ઉપયોગનાં દરેક સાધનો પણ અત્રે મળી શકે છે.

અમોએ મુંબાઇથી નારાયણના માટે અત્તર લેવાનો વિચાર કર્યો હતો, પરંતુ મુંબઇથી અત્તર લેવા કરતાં દિલ્હીમાંથી લેવું વધારે સારૂં છે. એમ ધારી લીધું નહોતું. દિલ્હીમાં જમવા તથા કિલ્લો જોવામાં અમારો વખત પૂરો થઇ જવાથી અત્તર લેવાનું બન્યું નહિ, એટલે હરદ્વારમાં આવીને અત્તરની તપાસ કરતાં માલમ પડયું કે હરપિંડીના ઘાટ પર એક અત્તરવાલો બેસે છે તેથી વખતોવખત તેની તજવીજ કરી પણ તે મળ્યો નહિ, તેથી અત્રેના લંઢોર બજારમાં બે ત્રણ અત્તરવાળાઓની દુકાનો હોવાથી શ્રી બદ્રીનારાયણ માટે જોઇતું અત્તર ખરીદ કર્યું.

પરંતુ, યાત્રીઓને જો નારાયણને અર્પણ કરવા અત્તર લેઇ જવું હોય તો બનતા સુધી મુંબાઇ અમદાવાદ જેવા શહેરોમાંથીજ લેવું. તેમ ન બન્યું હોય તો છેવટે વધારે રોકાવું પડે તેની હરકત નહિ. પણ દિલ્હીમાંથીજ અત્તર લેઈને આગળ જવું. અને તે અત્તરની શીશી ફુટીને ઢળી ન જાય તેનો પૂરતો બંદોબસ્ત કરવો. મસુરીથી અમોએ અત્તર લીધું ખરૂં પણ તે અત્તરનો ઊંચો ભાવ આપવા છતાં અમોને સાધારણજ અત્તર મળ્યું હતું; પરંતુ, હવે પછીથી બીજી કોઇ જગ્યાએ અત્તર નહિ મળતું હોવાથી ન છૂટકે અત્તર લેવુંજ પડયું. સૌથી સરસ ઉપાયતો એજછેજે ફકત રસ્તાના પ્રવાસમાં જે વસ્તુઓની જરૂર નથી; અને જેનો ખપ બદ્રીનારયણમાંજ પડતો હોય તેવી કેટલીક વસ્તુઓ. પોતાના માણસો મારફતે, બદ્રીનારાયણ પહોંચવાના અગાઉ પંદર દિવસ આગમચ બદ્રીનારાય પોસ્ટમાસ્તરના સરનામે બરાબર પેક કરી અને રજીસ્ટર પારસલથી જેના નામે મોકલવું હોય તેના નામ પર મોકલવું, અને બીજો એક કાગળ પોસ્ટ માસ્તરને લખવો કે અમુક નામનો સખસ આવે તેને આ પારસલો આપશો. તો એ બોજો હરેક જગ્યાએ સાથે ફેરવવાની જરૂર રહેશે નહિ, અને યાત્રી પોસ્ટમાસ્તરની પાસે જતાં તે પારસલ પોસ્ટમાસ્તર યાત્રીને સ્વાધીન કરશે. વખતે કદાચ ઓળખાણ માગે તો પોતાના ગોરની ઓળખાણ આપવાથી મળે છે. અને પોસ્ટમાં મોકલવાનો જે ખર્ચ આવશે તે બોજો ઊંચકનારના ખર્ચ કરતાં ઓછો આવશે, અને મોકલેલો માલ સહીસલામત પહોંચશે.

અમે હરદ્વારમાં બોજો તો લાવ્યો ન હતો માટે બોજો કેટલો છે; અને તે બે બોજાવાળાથી ઊંચકાય તેમ છે કે તેની તપાસ કરવાને હરેક પાસે કેટલું વજન ઊચકવા આપ્યું તે તપાસવા માટે અત્રે અમારે બોજો તોલાવવો પડયો. જે બોજો બે માણસથી ઊચકાય એવો નહિ હોવાથી. એક ત્રીજો વધારાનો બોજાવાળો કરવો પડયો. તેનું નામ ભીયો હતું તેને બોજાં

મણુ બોજો ઊચકવા આપી. પ્રતાપને સવા મણુ ને વિજયને દોઢ મણુ બોજો, ઊંચકવા માટે રાખ્યો હતો.

અત્રે બોજો તોલવા માટે તોલ કરી આપનાર દુકાનદારને બંગાળી મણુ વજનના (૪) આનાના હીસાબે પૈસા અમારે આપવા પડયા હતા.

આજે સર્વેને બે હદ થાક લાગેલો હતો ને ઠંડી પણુ સખત હોવાથી, અમોને સુતાં બરાબર સુખ રૂપ મધથી મીઠી ને ગોળથી ગળી ગાઢ નિંદ્રા આવી ગઇ.

ઝાલકી મસુરીથી ૬ મૈલ છે. રસ્તો ચડાઇ ઊતરાઈનો હતો પરંતુ ઘણે ભાગે ઊતરાઈ જ હતી.

સંવત ૧૯૮૦ના વૈશાખ સુદ ૧૫ ને રવિવાર તારીખ ૨૮–૫–૨૪ ને દિવસે મસુરીથી સવારમાં નીકળીને અમો જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ ઘરો અને બંગલાઓનો દેખાવ ઓછો થતો ગયો ને મૈલ એક જતાં સડક વિનાનો પરંતુ બે ત્રણુ ફુટની પહોળાઇનો ચાલવાનો રસ્તો સડકની માફક કરેલો આવવા લાગ્યો, ને તેથી જેમ જેમ આગળ જવા માંડયું તેમ તેમ રસ્તો ફક્ત બે ફુટની પહોળાઇનો આવતો ગયો; ૨ાા મૈલ પર જતાં સરકારી ડાક બંગલો ને બે ત્રણુ છાપરાંની વસ્તી આવી, ત્યાં વિસામો ખાવાને માટે બેઠાં. અમો હમેશાં સ્વદેશમાં સ્નાનને સંધ્યો પાસનાદિ નીત્ય કર્મ કર્યા પછી જ અન્ન જળ લેવું એવો અમારો નિયમ હતો પરંતુ સવારમાં પડતી સખત ઠંડીને લીધે તેમજ સવારમાં દરરોજ શરૂ કરેલી મુસાફરી ૧૦ થી ૧૧ વાગે પુરીથતાં સ્નાનનેસંધ્યા વંદનનો વખત મલતો, તેથી સમયનો વિચાર કરતાં તે અત્રે પોશાય તેમ લાગ્યુ નહિ, ને જેપાનીઓએ કહ્યું કે આ પ્રમાણે સવારમાં દરરોજ મુસાફરી કરવી પડશે. તેથી એ નિયમને અત્રેની યાત્રામાં તિલાંજલિ આપી અને સ્નાન સંધ્યા કર્યા સિવાય અન્ન જળ લેવાનું ચાલુ કર્યું હતું. તેથી ઝાલકી ચટ્ટી તરફથી મસુરી દૂધ વેચવા જનારા

માણુસ પાસેથી હમોએ ચાર આને શેરના હિસાબે દૂધ લઇને ફક્ત મારી બેન ગંગા સિવાયના સર્વેએ અરધો અર્ધો શેર પીધું અને હવે પછીથી હમો ચણા ચવાણું દૂધ ચા વિગેરે વગર સ્નાન કરવે ખાતા પીતા હતા અને સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ લગભગ હરરોજ ૧૦ થી ૧૨ ની અંદરજ કરવામાં આવતું હતું અને બેન ગંગાયે તો પોતાનો નિયમ ચાલુ જ રાખ્યો હતો તેથી તેને આ કઠિણ પાહાડોની યાત્રામાં ઘણી આપદા વેઠવી પડતી હતી અને ક્ષુધા તૃષાથી તેને પીડાવું પડતું હતું તે જ્યારે યમુનોત્રીથી ગંગોત્તરી તરફ શીમલા ચટ્ટિથી આગળ જતાં સવારમાં સખત ટાઢમાં ખાવાની ક્ષુધા લાગેલી હોવાથી એક પાણીનું ઝરણું આવતાં ત્યાં તેણે સ્નાન કર્યું. અને વિશેષ પેહેર-વાનાં લૂગડાં બોજાવાળાની પાસે હતાં તેથી એકદમ ટાઢ ચડીને ધ્રુજવા લાગી સને તેજ વખતે હમો સર્વેએ તેને પુષ્કળ ઠપકો આપી કહ્યું કે આ જાત્રા તારાથી ભાગ્યેજ પુરી થઇ શકશે. અને જોતજોતામાં તબીયત બગડી બીમાર પડી જવાશે. તો પછી યાત્રા થઇ શકશે નહિ હવે તે વાત તેના પણ સમજવામાં આવિ કે હરરોજ આ પ્રમાણે વેઠી શકાશે નહિ અને પ્રભુનાં દર્શન કરવાં રહી જશે. તેથી તેણે પણ પોતાનો નિયમ મૂકી દીધો.

જેપાનવાળા પણ અત્રે ચલમને હુકો પીવા લાગ્યા. અમારા સર્વે યાત્રીઓમાં કાશીરામભાઈ વૃદ્ધ અવસ્થાના હોવાથી તેમને મસુરીનો પહાડ ચડતાં ઘણું કઠણ લાગ્યું હતું જેથી આજે પણ ચાલતાં ઉતાર હોવા છતા પણ તે થાકેલા જણાતા હતા, તેથી જેપાનવાળા ગૌરીએ કહ્યું કે તમે કાશીરામભાઈને માટે એક જેપાન કરો. હજુ જેપાન મળી શકશે; અને જો અત્રેથી જેપાન નહીં કરો તો પછી આગળ ઉપર તમારે પસ્તાવું પડશે અને મોંમાગ્યાં દામ આપવાં પડશે. કાસીરામભાઇ પણ થાકેલા હોવાથી તે વાત તેમના લક્ષમાં ઉતરી હોય એમ અમોને જણાયું, તેથી અમારા કરતાં ૩૫ રૂપીઆ ઓછા એટલે ૨૬૦ રૂપીઆ પૈઠી જેપાન નક્કી કર્યું, અને જેપાન ભલદાણુ ચટ્ટીએથી

બેસવા મલે તે પ્રમાણે તજવીજ કરી. ત્યાંથી આગળ ચાલી મસુરીથી જ્યારે ૪ા મૈલ પર પહોંચ્યા એટલે ગાજવીજ અને વાદળાંના ઘેરાવા સાથે વરસાદ ધીમો ધીમો પડવો શરૂ થયો, અને વખત જતાં તેનું જોર વધતું જ ગયું. જોત જોતામાં ઘનઘોર વાદળ છવાઇ ગયું અને પવનનું જોર પણ હદબહાર વધવા લાગ્ય; તોપણ અમારી મુસાફરી તે વરસાદમાં અમે ચાલુ રાખી હતી. જેમ જેમ અમોએ ચાલવા માંડયું તેમ તેમ વરસાદ પણ અમારી સાથે મિત્રાચારી કરવાની ઇચ્છાથી વિશેષ વૃષ્ટિ કરી સાથે સાથેજ આવવા લાગ્યો. વચમાં પહાડનું કંઇ પણ ઓઠું આવ્યે ઉભા રહેવાનો વિચાર કર્યો પરંતુ ઘણે ભાગે આ સ્થળ પહાડના શિખરની ટોચપર હોવાથી કોઈપણ સ્થળે આશ્રય લેવાની જગ્યા જણાઈ નહીં તેથી અમારૂં ચાલવું ચાલુ જ રાખ્યું. છેવટે ચાલતાં છેક પહાડની ટોચ ઉપર એક બંધ પડી ગએલી ચટ્ટી કે જેમાં બે ત્રણ છાપરાં અને બંધ કરેલી દુકાન હતી ત્યાં અમે દાખલ થયાં. પરંતુ તેટલામાં વાવાઝોડા સાથે વરસાદનું સખત તોફાન શરૂ થયું. જેથી અમે દરેક જણ આ પ્રથમનો બનાવ દેખીને અત્યંત ભયભીત થયાં. અત્રે દુકાનદાર નહીં હોવાથી ઉજડ જેવી ચટ્ટીમાં રહેવાય પણ કેમ ? ખાવાપીવાનું સાધન પણ મલે નહીં. અને વરસાદ તો જાણે દેશમાં થતી સાત દિવસની હેલીને પણ ભૂલાવે એવી રીતે મુશળધાર પવનના પુર જોસ સાથે વરસતો ચાલુ જ રહ્યો, અને તે વખતે પવન સાથે વરસાદ હોવાથી ટાઢનું તો પૂછવું જ શું ! અમો છત્રીના રક્ષણથી થોડા બચી ગયા હતા, અને જેપાનીઓ તથા બોજાવાળા તો બિચારા તદન ભીંજાઈ ગયેલા હોવાથી અને કડકડતી ઠંડી લાગવાથી થરથર ધ્રુજતા હતા. અમો દુકાનદારની બહારની ખુલ્લી પડાળીમાં બેઠા હતા. ત્યાં પવનને લીધે પણ અમારા ઉપર વરસાદના છાંટા આવતા હતા. દેશની ભર શિયાળાની સખતમાં સખત ટાઢમાં જે અનુભવ થાય છે તેને તદન વિસારે તેવી સખત ઠંડી હાડકાં પાંસળાંમાં સુસવાટા મારતી

પેસી જતી હતી, અને એવી ઠંડી આખી જીંદગીમાં પ્રથમ જ અનુભવવામાં આવેલી હોવાથી જે જે કપડાં અમારી પાસે હતાં તે ગરમ કપડાંનો પૂરતો ઉપયોગ કર્યો. સાથે બીછાનાં પણ છોડી નાંખી કામળીઓ રજાઈઓ વિગેરે પૂરતા પ્રમાણમાં ઓઢી લીધું. હાથને પગના મોજાં પણ પહેરીને છેક મોઢા ઉપર પણ ઢાંકી દીધું. શરીરનો એક પણ અવયવ વસ્ત્રની બહારની બાજુ ખુલ્લો દેખાય નહીં તેમ ઓઢી ટુંટીયાં વાળી મછલા થઈ પડી રહ્યા. પરંતુ, ટાઢ એવી તો સખત લાગતી હતી કે હાથ પગ વિગેરે જ્યાં હોય ત્યાંના ત્યાંજ સજ્જડ જ રહે, પણ તેને આઘા પાછા કરવાને શક્તિવાન થવાય નહીં. જ્યારે અમે મુંબઈથી ઠંડીમાં પહેરવાના ઓવરકોટો ખરીદી લાવ્યા ત્યારે બૈરાંઓએ તે જોતાં વેંત જ કહ્યું કે આવા મોટાકોટ અમે પહેરીશું નહીં. પરંતુ આવી સખત ઠંડી સહન નહીં થઈ શકવાથી તેઓએ પણ ઓવર કોટો પહેરી લીધા. ને તે ઘણા જ પ્રિય થઈ પડયા. આવા સંજોગમાં એક બીજાનું શું થાય છે તે વિચાર્યા સિવાય સૌ પડી રહ્યાં હતાં. એટલામાં એક પહાડી મુસાફર જતો હતો તેણે અમને સલાહ આપી કે તમારે અહીં બેસી રહેવું ઠીકનથી, કારણ કે આ ઉંચામાં ઉંચી ટેકરી એવી જગો પર આવેલી છે કે હંમેશાં ઘણેભાગે ચારે બાજુથી પવન સુસવાટા મારતો આ જગ્યાયે આવે છે, જેથી યાત્રીઓ અત્રે રહેતા નથી ને તેથી જ દુકાનદારને આ દુકાન બંધ કરવી પડી છે; માટે તમે પવન અને વરસાદ બંધ રહેવાની આશાએ અહીં બેઠાં છો તે ભૂલ ભરેલું છે. એકદમ તમે અહીંથી એક મૈલ ઉપર આવતી ઝાલકી ચટ્ટીએ ચાલ્યા જાઓ તો તમને પવન અને વરસાદનું જોર કમતી માલુમ પડશે. કદાચ આ વરસાદ નરમ પડશે પણ પવન તો નરમ પડવાનોજ નથી. અમે તેનું કહ્યું માનીને વરસાદનું જોર સહજ નરમ હોવાથી સામાન પેક કરી મુસાફરી શરૂ કરી. ખરેખર તે પહાડીના કહેવા પ્રમાણે જ તે ટેકરીથી નીચા ઉતર્યા કે ચાલવાથી ગરમી લાગી, તેમજ પવન ને વરસાદનું જોર પણ કમતી

થયું, ને આખરે અમે ત્યાંથી ઝાલકી * ચટ્ટીએ આવી પહોંચ્યા, અને અંતરે આવતાં પ્રથમના કરતાં ટાઢ ઓછી વાહાતી હતી છતાં પણ તે ટાઢ સહન થઇ શકતી નહોતી. બાર વાગવાનો સમય થયો હતો. ભૂખ પણ કકડીને લાગી હતી, જેથી દુકાનદાર પાસેથી પાણી ભરવાનો દેગડો માગી લીધો. તેને પૂછતાં તેણે જણાવ્યું કે પાણી અત્રેથી ૦ાા મૈલ દૂર છે. તે સાંભળતાંની સાથે જ પાણી લેવા જવાની કોઈની પણ હિંમત ચાલી નહીં. બોજાવાળા અને જેપાનવાળાઓએ પણ પાણી લઈ આવવાની ના પાડી. જ્યારે તેમને દેગડા દીઠ ચાર આના આપવાના નક્કી કર્યા ત્યારે પાણી લઈ આવવાની તેમણે હા પાડી, ખરેખર તે જગ્યા ૦ાાા થી ૧ માઇલ સુધીની હશે ને રસ્તો પણ વિકટ હોવો જ જોઇએ, કેમકે તેઓ પાણી લેવા ગયા તે ગયા, લગભગ અરધો કલાક થયો. અમો દેવતા સળગાવી પાણી આવવાની રાહ જોતાં બેઠાં ત્યારે મોકલેલાં માણસો પાણી ભરીને આવ્યાં. તે પાણી બીજાં વાસણોમાં ખાલી કરાવી તરતજ ફરીને પાણી મંગાવ્યું. ત્યારે પાણી પુરૂં થયું. આવા વખતે ઠંડા પાણીએ નહાવાની કોઈની પણ હિંમત ચાલી નહીં, તેથી મોદી પાસેથી લોખંડની કડાઇ મંગાવી ગરમ પાણી કરી પાણીની તંગીને લીધે બબે ત્રણ ત્રણ લોટા જેટલા ગરમ પાણીથી સ્નાન કરી સંધ્યા પૂજા કરી રસોઈમાં ખીચડી ને બટાકાનું શાક બનાવી ખાઇ લીધું. આ ચટ્ટીમાં પાણીની તંગી ને રહેવાના મકાનની અસ્વસ્થતા હોવાથી અમને વિશેષ પસંદ પડ્યું નહીં. એટલામાં પ્રભુ કૃપાએ ઘનઘોર વાદળ આકાશમાંથી અમારી દૃષ્ટિ બહાર ચાલી ગયું અને સૂર્યનાં કિરણો પણ પોતાના પૂર બહારમાં પ્રકાશવા લાગ્યાં. ને જમ્યા પછી દરેકના અંગમાં સહેજ સ્ફુર્તિ પણ આવી. તેથી અમે મુસાફરી કરવાની શરૂઆત કરી.

* અત્રે પાણીની તંગીને લીધે કોઈ મારવાડી ગૃહસ્થે દુકાનદારની મારફતે પાણીના બે હોઝ ઢોરોને પીવા માટે ભરાવી રાખેલા છે. તેમજ વટેમારગુ કે યાત્રીને ફક્ત પીવા માટે પણ પાણી ભરી રાખેલું હોય છે.

**ધનોલટી,** ઝાલકીથી ૮ મૈલ રસ્તો સીધો ને ઊતરાણનો છે.

અત્રેથી કાઠીઆવાડના ત્રણ યાત્રીઓ જેમાં બે પુરુષ અને એક વૃદ્ધ સ્ત્રી અત્રેથી આગળ ચાલતાં થયાં હતાં આજે રસ્તે કોઈ દહાડો નહીં જોએલી એવી વિશાળ પહાડોના શિખરોની પંક્તિ જોતાં મનને અત્યંત આનંદદાયક લાગતી હતી. અત્રેથી રા મૈલ જતાં પાછું આકાશ ઘનઘોર વાદળાંથી છવાઇ ગયું. અને વિજળીના ચમકારા સાથે મેઘની ગર્જનાઓ થવા લાગી. સવારની બનેલી બીનાથી પાછી આબીજા તોફાનની શરૂઆત થતાં દરેકનું મન ચિંતાતુર થયું. સવારમાં તો ફક્ત પવન સાથે વરસાદનું જોર હતું. જ્યારે અત્યારે વરસાદના છાંટાનું તો નામજ નહતું; પરંતુ ચણીબોરના જેવડા, અને બલકે તેથી સહજ મોટા, બરફના ગાંગડા બંદુકમાંથી છૂટેલી ગોળીઓના બહારની માફક, અમારા દરેકના અંગો ઉપર તડોતડ વાગવા માંડયા, તે જાણે કોઇ કાંકરા મારતુ' હોય તે પ્રમાણે ધડોધડ અંગ ઉપર વાગવાની અસર થતી હતી. એટલું છતાં અમારી મુસાફરી ચાલુ જ હતી. તેટલામાં તો અસંખ્ય કરાઓ ઝપાટા બંધ જોરમાં પડવા માંડયા, અને રસ્તામાં એટલો બધો બરફ પડયો કે તદન રસ્તાઓ ઢંકાઇ ગયા. તેવામાં એક પર્વતની બોભણ જણાતાં આશ્રય લેવાને માટે જેપાનો રસ્તા વચ્ચે મુકી તે બોભણમાં ભરાયા. પરંતુ પર્વત ઉપરથી કરાની સફેદ રૂપેરી દુધ જેવી રંગની ગોળીઓ અમારા ઉપર એક સામટી પડવા માંડી અને છત્રીયો ઊઘાડેલી હોવા છતાં છત્રીઉપર તે કરાઓ એટલા જોરથી પડવા લાગ્યા કે છત્રીને પણ ચીરી નાખશે કે શું! તેવી ધાસ્તી લાગવા માંડી, એટલે પર્વતનો લીધેલો આશ્રય પણ ખાસ કંઈ ઉપયોગમાં વિશેષ આવી શક્યો નહીં. તેમજ તે વખતે સુસવાટા મારતો પવન છત્રીને કેટલી મજબૂત પકડવા છતાં પણ છત્રી સહીત અમને ઉથલાવી નાખે તેવા જોરમાં વહાતો હતો, આ અદ્દભુત અને ભયાનક સ્થિતિ માત્ર અરધો કલાક રહી. અમારી પાસે રાખેલું ભીણીસું એક

જેપાન ઉપર ઢાંકી દીધું હતું. તે કરા અને પવનનું જોર નરમ પડતાં એ મીણીયામાં અંગાલી બશેરથી ત્રણ શેર બરફ તેટલા સમયમાં એકઠો થયો હતો. બે ફૂટ સમચોરસ જગ્યા માં માત્ર અરધા કલાકમાં જ આટલો બરફ જમા થયો. તે પ્રમાણે ચારે બાજુએ દૃષ્ટિ ફેંકતાં ચાલવાના રસ્તામાં અને ચોતરફના પર્વતોના શિખર ઉપર એમ સર્વત્ર શુભ્રવર્ણના હિમાચ્છાદિત પહાડો આનંદમય દેદીપ્યમાન અને સાક્ષાત્ ચાંદીનાજ જાણે પહાડો હોયની શું તેવો તાદૃશ્ય ચિતાર તે જોતાં લાગતો હતો. પણ બરફમાં થઇને ચાલવું અમોને ઘણું વસમું થઇ પડયું હતું. ચાલતાં રસ્તામાં બરફમય રસ્તો હોવાથી ખાડો ટેકરો પણ બીલકુલ જોઇ શકાતું નહોતું. જેથી કેટલીક વખત ખાડામાં પગ પડી જતાં લપસી પડવાનો પણ પુરતો સંભવ રહેતો હતો. આવે વખતે યાત્રીઓની પાસે જોડા હોય તો જ મુસાફરી થઈ શકે છે. જો તેમ ન હોય તો બરફમાં ચાલતાં પગનાં તળીયાં બહેર મારી જઈ ઘુંટણોમાં આંકડાં આવવા જેવું થાય છે. કેટલીક વાર તો ખાડામાં પગ પડતાં જોડામાં પણ બરફ પેશી જતો હતો. દરેક ચાલનારાઓએ તરત જ જોડાનો ઉપયોગ કરી લાકડીના ટેકે ચાલવાનું શરૂ કર્યું, ઘણા જ ધીમે જોઇ વિચારીને ચાલવા છતાં પણ કોઇ કોઈ વખત ખાડા અને ટેકરાને લીધે લપસી જવાનો પ્રસંગ આવતો હતો. આ પ્રમાણે અરધો પોણો કલાક ઘણા જ ધીમે ધીમે ચાલવા પછીથી પડેલો બરફ ઘણે ભાગે ઓગળી જઈને ઓછો થઈ ગયો. તેમજ નીચાણમાં ઉતરવાનું હોવાથી ટાઢ પણ ઘણે ભાગે ઓછી થતીગઇ તે પછી અમારી મુસાફરી સુખરૂપ થવા લાગી.

અમારી પહેલાં નીકળેલા કાઠીઆવાડી યાત્રી, એક આશરે ૬૦ વર્ષનો અને બીજો ૪૫ વર્ષનો એમ બે પુરૂષ હતા. બીજાં તેમનાં સગાં બ્હેન આશરે ૬૫ વર્ષની ઉંમરનાં હતાં જેમ પહાડની નીચે અમોએ આશરો લીધો હતો તેમ તેઓ પણ પહાડનો આશરો લઇ આ તોફાન વખતે ઉભા હતા. તેમની પણ

આ વખતે કેવી અવદશા થઈ હશે તે વાંચક વર્ગે અમારા વર્ણન પરથી સમજી લેવું. અત્રે પહાડોના કિનારે કિનારે રસ્તો જતો હતો. પરંતુ, એક પહાડ પરથી બીજા પહાડપર જવાને માટે જો સીધો જ રસ્તો હોય તો ૦। માઈલ ચાલતાં જ્યાં આગળ પહોંચી શકાય ત્યાં અગાડી પહોંચવાને માટે અમોને ૧॥ થી ૨ મૈલનો રસ્તો પ્રસાર કરવો પડતો હતો. જ્યારે સામી જગ્યારે જઈને અમે પાછળના રસ્તા પર દૃષ્ટિ કરતા ત્યારે અમોને જણાતું કે જો આ સીધો રસ્તો હોત તો ૦। મૈલ ચાલવાથી અત્રે ખચિત જ દાખલ થવાત પરંતુ, તેટલા રસ્તાને માટે અમારે બે મૈલની મુસાફરી કરવી પડી હતી, કારણ કે સીધે રસ્તે સેંકડો અને હજારો હાથ નીચી એવી ખાઈઓ હોય કે ત્યાંથી સીધે રસ્તે જઇ શકાયજ નહીં, તેથી આવા મોટા ચક્કરો ખાઇને અમારે જવું પડ્યું હતું. અત્રેના પહાડોમાં ઘણે ભાગે સાંજના પાંચ વાગ્યા પછીથી વરસાદ થવાનો સંભવ રહે છે, જ્યારે પ્રાતઃકાલથી બાર વાગ્યા સુધીમાં કોઇક દિવસ જ વરસાદ થાય છે. પરંતુ, સવાર કે સાંજનો આવેલો વરસાદ ઘણે ભાગે અરધા કલાકથી એક કલાકમાં અકસ્માત વરસીને બંધ થઇ જાય છે, તેથી યાત્રીઓએ એ વરસાદથી ત્રાસ પામવા જેવું સમજવું નહીં. તેમજ વળી કોઇ વખત વિશેષ વરસાદ આવી કલાકો સુધી ટકી શકે છે, એવું ક્વચીતજ બને છે. અમોએ પુરતા પ્રમાણમાં મીણ કાપડ લીધાં હતાં તે આજે હમોને ખરેખરાં ઉપયોગી થઈ પડયાં, એટલું જ નહીં પણ વખતો વખત આખી યાત્રામાં વરસાદથી જ્યાં જ્યાં હેરાનગતિ પડતી ત્યાં ત્યાં સામાનને બીછાનું તદ્દન કોરૂં રહેવાથી રાત્રિએ સુખરૂપ નિદ્રા આવતી હતી. બોજાવાળા ત્રણેને એક એક મીણ કાપડ બોજા પર ઓછાડવા માટે હમેશને માટે આપી રાખ્યું હતું. તે મીણ કાપડને લીધે તે બોજાવાળાનો તેમજ સામાનનો સારી રીતે બચાવ થતો હતો. તે ઉપરાંત જ્યારે વરસાદમાં જેપાનીઓ

પલળતા હતા ત્યારે જેપાનમાં મુકેલાં લૂગડાં અને તેમાં બેસનારનું પણ એ બીજુ કાપડ ઓઢતાં વરસાદથી સારી રીતે રક્ષણ થતું હતું. તેમજ વળી મારી પાસે વરસાદનો ઓવરકોટ પણ હતો તે મુસાફરી દરમિયાન વરસાદના વખતમાં પહેરી ઉપર છત્રી ઓઢી ચાલવાથી વરસાદની જરા પણ અસર લાગતી નહીં. જ્યારે બીજાઓ છત્રી ઓઢી ચાલતાં કે જેપાનમાં બેસતાં થોડાં ઘણાં પણ ભીંજાયા વગર રહેતાં નહીં જ્યારે ધનોલટી બે મૈલ બાકી રહે છે ત્યાંથી જરા આગળ બ્રિટિશ રાજ્યની હદ શરૂ થાય છે. આ જગ્યાએ બે રાજ્યોની સરહદ પરના થાણા તરીકે ટીહરી રાજ્યનો અમલદાર રહે છે. ત્યાંથી આગળ ચાલતાં દેવદારનાં ઝાડોથી છવાએલું ગીચોગીચ જંગલ પ્રથમ અમારા જેવામાં આવ્યું. તેનો સુવાસ મગજને આનંદ આપી તર કરતો ચારે દિશાઓમાં પ્રસરી રહ્યો હતો. તે વૃક્ષોના જંગલમાં પ્રસાર થતી વખતે અમારાં મનને અત્યંત આનંદ લાગતો હતો. તેજ દિવસે ગંગા સ્વરૂપ બાઈ રેવાનું અસ્પૃશ્ય થવું થયું. છેક સંધ્યાકાળ થઇ ગયા પછી અરધે કલાકે અમો ધનોલટી પોહોચ્યા અને કાલી કામલીવાલાની ધર્મશાળામાં પહેલે મજલે મુકામ કર્યો. જેપાની કુલી વિગેરે તેની બાજુની છુટી પડાળીમાં ભોંયતળીએ રહ્યા અત્રેની ધર્મશાળાના રક્ષકે (ચોધરીએ) પાથરવા એક સેતરંજી આપી. સેતરંજીને દરી કહે છે અત્રે ડાક બંગલો ને ત્રણ ચાર દુકાનો છે પાણીની ઘણી સારી સગવડ નજીકમાં છે સીધુને દુધ ચોખ્ખુ મળી સકે છે અને દેશમાં કાગળ મોકલવા માટે એક ટપાલની પેટી અત્રે મુકી છે તેમાં યાત્રીઓ કાગળ નાંખે છે નેતે હપતેથી કાહાડી જાયછે. અમો એક વખત ખાતા હોવાથી અને હમારી પાસે ભાતું હોવાથી રાત્રે તે ખાઇ લીધું અને દુધ મંગાવી પીધું. રક્ષકને ટાઢ સંબંધી વાત કરતાં અમોને સગડી લાવી આપી કે જેને તે અંગુઠી કહે છે.

જેપાનીની પાસે લાકડાં *મંગાવી સગડીમાં તાપણી કરી કેટલોક વખત તાપ્યા ત્યારે પેલાં કાઠીઆવાડી માણસ બેથી ત્રણ કલાક રાત્રી જતાં ધનોલટીએ આવી પહોંચ્યા અને અમારી બાજુના રૂમમાં ઊતારો કર્યો, તે ત્રણે જણ પગે ચાલીને મુસાફરી કરતાં હતાં જ્યારે બોજો ઉચકવાને માટે એક કરંડીવાળો કર્યો હતો આ લોકોને આજે વરસાદ ને કરાના તોફાનમાં મોડી રાત સુધી ચાલવું પડેલું હોવાથી ને ઉંમરે પહોચેલાં હોવાથી તેમને આજની મુસાફરી વિશેષ કષ્ટ રૂપ થઈ પડી હતી ને થાકીને લોથ પોથ થએલાં જણાતાં હતાં. અમે તેમને પાણી વિગેરે પાઈ સઘડીના તાપે બેસાડતાં કેટલીક શાન્તિ વળી ત્યાર બાદ ગોળનો ઊકાળો બનાવી ને તે ત્રણે જણે પીધો તેમાં નાખવા માટે અમારી પાસે તૈયાર રાખેલો મસાલો તેમને આપ્યો. રાત્રિએ દૂધ મળતાં અમોએ ચા બનાવીને પીધી. અમોને તે દિવસે નક્કી થયું કે આ પહાડી મુલકમાં આ ગોળનો બનાવેલો કાવો દવાના રૂપમાં પીવો તે અવશ્ય ફાયદાકારક છે એમ અમારા મનમાં ઠસવાથી અમો પણ જ્યાં દૂધ મલતું નહોતું ત્યાં ગોળનો કાવો બનાવીને તેમાં ચાનો બનાવેલો મસાલો નાખી પીતા હતા, અને તેથી શરીદને ફાયદાકારક માલુમ પડતો હતો તેમજ પહાડ પર ચડતાં

*જેપાનીઓ દિવસમાં બે વખત ફક્ત ગહુંના લોટના રોટલાજ ખાય છે, ને કદાચજ બટાકાનું શાક કરે છે. અને જંગલમાંથી, હમેશાં લાકડાં વણી લાવીને રસોઈ કરે છે, પરંતુ, વરસાદના દિવસોમાં લાકડાં લાવી શકતાનથી, અને તે પણ વરસાદથી ભીંજાઇને થાકી જાય છે તેથી આપણને તેમની દયા ઊપજે છે તે વખતે સમય જોઇને તે લોકો લાકડાંની માગણી કરે છે તેથી ધનોલટી ચટ્ટીએ, તેમજ બાંઇ રેવાને ઊચકી તે દિવસે કાનાતાલ ચટ્ટીએ, તેમને અમો એ પદરના પૈસાથી રસોઇ કરવા માટે લાકડાં અપાવ્યાં હતા તેમ બીજી કેટલીક જગોએ પણ એમની અડચણો જોઈ અમોને વાજબી લાગતુ ત્યાં ત્યાં લાકડાં અપાવતા હતા; તેમજ સાધુ ભીક્ષુક કે ગરીબ યાત્રી પણ જ્યાં જ્યાં જંગલમાં લાકડાં મળી શકે છે ત્યાંથી વીણી લાવેછે તેથી તેઓ ખરચનો બચાવ કરી શકે છે;

થયેલા છાતીમાંના દુખાવાને મટાડી લાગેલા થાકને ઉતારવામાં આ કાવો ઘણોજ ફાયદાકારક માલુમ પડયો હતો, તેથી આખી યાત્રા દરમ્યાન જયાં અમને દૂધ ન મળતુ ત્યાં તેનો અવશ્ય ઉપયોગ કરતા હતા બીજે દીવસે સવાર થતાં કાઠીઆવાડી યાત્રીઓ વરસાદનું જોર હોવા છતાં ત્યાંથી ચાલી નીકળ્યાં. અમો સવારમાં ગરમ પાણી મૂકી સર્વે નાહ્યાં ને સંધ્યા વંદનાદિ નિત્ય કર્મ આટોપી, ભોજન તૈયાર થતાં, બધાં એ જમી લીધું. આજે અત્રે તુવરની દાળ મળેલી હોવાથી તે કરી હતી પણ તે ચઢીશકીનહિ. ઘણી જગાએ તુવરની દાળ પણ પહાડના પાણીને લીધે ચડતી નથી તુવરનીદાળને હરરની દાળ કહે છે.

આજે ટાઢ સખત લાગતી હતી. બપોરના એકથી બે વાગતાં વરસાદનો ઉઘાડ થયો, અને વાદળના ઘેરાવા રૂપી અંધકાર પણ આકાશપટપરથી દૂરથઈ આકાશ નિર્મલ દેખાવાસાથે સૂર્યનારાયણનો જાજ્વલ્યમાન પ્રકાશ ચોતરફ આનંદ આપતો ફેલાઇ રહ્યો હતો જેથી અમોએ પણ મુસાફરીની તૈયારી કરી.

કદુખાલ—ધનોલટીથી ૪ મૈલ છે ને રસ્તો સહેજ ઉતરાઈને ઘણે ભાગે સીધો છે.

પહેલે દિવસે એક બાઈ અસ્પૃશ્ય થએલાં તેમને બેસવા માટે એક જેપાન સ્વાધીન કર્યું, પરંતુ તે વખતે જેપાનીઓએ કહ્યું કે તેમને અડકતાં અમારે નહાવું પડે અને જનોઈ બદલવી પડે તેથી તેને અમે ઊચકી શકીશું નહીં ત્યારે અમે કહ્યું કે તમોને ઉનું પાણી મૂકી નવડાવીશું અને જનોઈઓ બદલવા માટે પણ આપીશું માટે તેને જાપાનમાં બેસાડો; એટલે જેપાનીયોયે કહ્યું કે તમે અમોને જો ચા પીવા આપવાની હા કહો તોજ અમે ઉચકીશું, કારણ કે આવા વરસાદના સમયમાં અમોને નહાવાથી શરદી લાગવાનો સંભવ છે અને ચા પીધાથી શરીરમાં સ્ફૂર્તિ રહે તથા શરદી પણ લાગે નહિ. અમે તે હા કહેવાથી તેને જેપાનમાં બેસાડીને તે લોકો ચાલવા માંડયા, અમારામાંથી જેઓ ચાલતાં હતાં તેઓ થોડી થોડીવારે થાક લાગતાં જેપાનની અદલા

બદલી કરતાં હતાં. પાછુ એકાએક વાદળ ચઢી આવી વરસાદની શરૂઆત થવા માંડી તોપણ મુસાફરી ચાલુ રાખી હમે કદુખાલ પોહોંચ્યાં. આ ચટ્ટી સગવડ વિનાની છે. રસ્તો ૨ ફૂટ જેટલો પહોળો આવે છે, જેથી બકરાં વિગેરે સાંમાં મળતાં પહાડ તરફ ઉભું રહેવું પડતું હતું. બરફમય પહાડો ચાંદીની માફક નિર્મળ તેજઃપુંજની સદ્રશ સ્વયં પ્રકાશમાન દેખાતા હતા, ને તે ઇશ્વરી કુદરતી લીલામાં અધિકાધિક વધારો કરતા હતા ત્યાંથી આગળ કાનાતાલ તરફને રસ્તે ચાલતાં થયાં.

કાનાતાલ–કદુખાલથી ૪ મૈલ છે. ને રસ્તો ઘણે ભાગે સીધો છે. આ ચારે મૈલ પણ વરસાદ અમારી મુસાફરી દરમિયાન કાયમ હતો. સંધ્યાકાળ પહેલાં અમો ચટ્ટીએ આવી પહોંચ્યા. કાલીકામળીવાલાની ધર્મશાળાના પહેલે મજલે ઉતર્યાં.

કાનાતાલ ચટ્ટીમાં નીચેના ભાગમાં સાધુ, સંત, કંડી, જેપાની કે બોજા વાળાઓ રહે છે. અને ઉપલી બાજુ ગૃહસ્થોને રહેવા આપે છે. બહારથી પત્થરનાં પગથીયાં ચડીને મેડા પર જવાય છે અને ઉપર જતાં બે અલગ ઓરડીઓ પડાલી સાથેની છે. આજે વરસાદને લીધે ટાઢ પણ સખત લાગતી હતી.

અત્રે બાવાજી તરફથી યાચકોને સદાવર્ત પણ અપાય છે. અને અસ્પૃશ્ય થયેલાં બાઈને ઉચકનારા જેપાનીઓને નહાવાને માટે ધર્મશાળાના રક્ષક પાસેથી એક પીત્તળનું વાસણ લઇ તેમાં ગરમ પાણી મૂકી તેમને દરેકને નવરાવ્યા અને તેમને પહેરવાને અમારાં લૂગડાં પણ આપ્યાં.

અત્રે પણ પાણી ઘણું નીચાણમાં ૦। મૈલ દૂર લેવા જવું પડતું હોવાથી અને તેજ વખતે ધીમો ધીમો વરસાદ આવતો હોવાથી, પોષ્ટ લઇ જનારો માણસ જે ત્યાં હાજર હતો, તેને આજે પોષ્ટ લઇ જવાની નહીં હોવાથી, એક હાંડાના બે આના-ના હિસાબે પાંચ છ હાંડા પાણી તેની પાસે જેપાનીઓને નવરાવવા ને અમારે પીવા માટે મંગાવ્યું. પાણી ઘણું ધીક

ધીરૂ આવે છે ને ઘણે વખતે એક હાંડો ભરાય છે. તે પછી હલસુખરામભાઈ તથા તેમનાં ધર્મપત્ની બાઇ માહાલક્ષ્મી અને ગં, બઇ રેવા એમને ચાની પકકી ટેવ હોવાથી તેમજ આજે જેપાનીયોને ચા આપવાની હોવાથી અત્રે દુધ નહી મલવાના કારણે બોજાવાળા પ્રતાપને બાજુમાં આવેલા અરધા મૈલના ગામ-પર દૂધ લેવા મોકલ્યો. છ આનાના સેરને હિસાબે શેર દૂધ લઇ આવ્યો અને અમોયે ચા બનાવી ઉંચકનારા જેપાનીઓને પાઈ અને અમોએ પણ પીધી ત્યાર પછી દરેક યાત્રામાં આ જેપા-નીઓ અને બોજાવાળા વખતો વખત ચા પીવાની પુષ્કળ ઇચ્છા દર્શાવતા હતા. અને અમે જ્યારે તેમને ચા આપતા ત્યારે તેઓ પીવાથી અત્યંત ખુશી થતા હતા.

રાત્રે બત્તી કરવા માટે હલસુખરામભાઈ ત્યાંથી ૦। મૈલપર ચઢાણ ચઢી યમુનોત્રી જવાના રસ્તાપર આવેલી મોદીની દુકાનેથી ગ્યાસતેલ લેઇ આવ્યા હતા, અને આઠ યાત્રી વચ્ચે પાંચ છત્રીઓ હોવાથી અત્રેથી બીજી ત્રણ છત્રીઓ પણ વેચાતી લીધી, અત્રે દુકાન ઠીક છે. અને યાત્રીને ઉપયોગી વાસણ છત્રી વિગેરે વસ્તુઓ મળે છે. રાત્રે વરસાદને ઠંડીને લીધે તાપવાને માટે તાપણી કરી હતી. આજે અમો મોડા સુતા હતા. અને સવારમાં ત્રણ વાગ્યા નહતા એટલામાં તો જેપાનીએ આવીને અમને ઊઠાડયા, પણ દરેક જણ થાકી ગએલાં હતાં. ને ભર ઊંઘ આવેલી હોવાથી કોઈ ઊઠયું નહિ. વળી, અડધો એક કલાક ગયો કે અમને ન ઊઠેલા જોઇને જેપાની ફરીથી અમને ઊઠાડવા આવ્યો, ને કહ્યું કે વ્હાણું વઇ ગયું છે, તેથી ન છૂટકે અમે સર્વે ઊઠયાં, પણ ઘડીયાલમાં જોતાં સાઢાત્રણ થએલા હતા, તેથી તેમને કહ્યું કે હજુ વખત થયો નથી. તો કહે કે વખત થયો છે. ને પછી મોડું થઈ જશે. તેથી તેમના કહેવા પરથી અમે સર્વે ઊઠયાં અને અમને લાગ્યું કે આ લોકો આપણી કેટલી બધી કાળજી રાખે છે. સવા-રમાં આ પ્રમાણે આપણે ગમે તેટલા નિશ્ચિત ઊંઘ્યા હોઈશું તો પણ તે આપણને જલદી ઊઠાડશે, માટે હવે આપણને સવારમાં

વહેલા ઊઠવાની ચિંતા દૂર થઈ એમ ધારી સવારમાં ઊઠી દીશા જંગલ અને હાતણુ પાણી કરી ચાલવાનો વિચાર કરતા હતા તે વખતે કાશીરામભાઈ દિશા જંગલ જઈને આવતાં બૂમ મારવા લાગ્યા કે મને પાછલી બાજુએ કમ્મરના ભાગમાં અસહ્ય વેદના વીંછીની માફક થાય છે; આ શું થયું તેની મને બીલકુલ ખબર પડતી નથી. એવું જ્યારે કાશીરામભાઈનું કહેવું થયું ત્યારે મને પ્રથમથી વીંછુના ઝાડની ખબર હતી તેથી મને લાગ્યું કે સવારમાં વહેલા જ્યાં દિશા જંગલ ગયા હશે ત્યાં વીંછુનાં ઝાડ હોવાં જોઇએ. તેથી તે ઝાડ ચામડીએ અડકતાં આ પરિણામ આવેલું હોવું જોઇએ. જેપાનીઓને પૂછતાં પણ તેઓએ આ અભિપ્રાય આપ્યો કે અંધારામાં એ ઝાડની તપાસ કર્યા વગર એકદમ દિશા જંગલ જવાથી તેમને આ વેદના થાય છે. એમ તેમનું કહેવું થયું. આ વેદના કાશીરામભાઈને લગભગ સાંજ સુધી થોડા ઘણા પ્રમાણમાં કાયમ રહી અને વીંછીના ડંખની માફક જ વેદના થાય છે તેમ તે કહેતા હતા.

## અત્રે થતા વીંછુના ઝાડનું વર્ણન.

આ ઝાડ ઓછામાં ઓછું એક હાથ અને વધારેમાં વધારે છ હાથ ઉંચાઈ સુધીનું થાય છે. પરંતુ ઘણે ભાગે બેથી ત્રણ હાથ ઉંચાઈનાં તેનાં વિશેષ ઝાડ હોય છે. ઘણો ખરો તેનો આકાર તાંદલજાની ભાજીના જેવો હોય છે. પરંતુ તાંદલજાની ભાજીનાં પાનાં કરતાં તેનું પાનું ત્રણ ગણું મોટું હોય છે. અને પાનના આકારે છેડેથી અણીવાળું હોય છે. તે પાંદડાંની નીચે અને ઉપર એમ બંને બાજુએ વાળના કે સોયના અગ્રભાગ કરતાં પણ સૂક્ષ્મ કાંટાઓ બોરડીના કાંટાઓની માફક સફેતરંગના ઠેકઠેકાણે ઉગેલા હોય છે. તેમજ તે ઝાડમાં દેશમાં ઉગતા તુવેરના છોડની માફક નીચેથી ઘણા ફણગાઓ લાંબી હાતણુની સોટીઓની માફક ફૂટેલા હોય છે. તે દરેક ફૂટેલા ફણગાઓની સોટીઓમાં પણ પાંદડાંની માફક કાંટાઓ ભરપૂર લાગેલા હોય છે. તે કાંટાઓ જ્યારે શરીરના કોઈ પણ ભાગ પર લાગી જાય

છે ત્યારે તેની વીંછીના જેવી વેદના થાય છે, અને તે વેદના લગભગ બારથી પંદર કલાક સુધી રહે છે. વળી જે ભાગ પર તે કાંટાઓ લાગી ગયા હોય છે તે ભાગપર જો પાણી અડકાડવામાં આવે છે, તો તે વેદના વિશેષ વધે છે. જેમ વીંછી મંત્રના બળે ઉતારવાથી અથવા કોઈ પણ જાતની દવા ચોપડવાથી ઉતરી જાય છે, તેમજ આ વીંછીની વેદના મટાડવા માટે લાગેલા કાંટાઓવાળી ચામડીપર ઘી મસળે છે ત્યારે સહજ આરામ થાય છે. પરંતુ ત્યાંના પહાડી લોકોના કહેવા મુજબ એક વિચિત્ર ઉપાય છે, જે ખાસ અસરકારક છે. તે ઉપાયથી ઘી કરતાં પણ તાત્કાલિક વિશેષ આરામ થઈ જાય છે. તે એ છે કે જે ભાગ પર કાંટા લાગવાથી વેદના થતી હોય તે ભાગપર નાકનું લીંટ કાઢી બે મિનિટ ઘસવાથી ઘણોજ સારો આરામ થાય છે. તેમ છતાં જો પુરતો આરામ માલુમ ન પડે તો ફરીથી બીજી વાર લીંટ ઘસવાથી આરામ અવશ્ય થાય છે. આ બંને ઉપાયો અમને પાછળ ગંગોત્રીથી આવતાં એક પાહાડી માણસે કહ્યા હતા જેથી કાશીરામભાઈને તો આખો દિવસ વેદના સહન કરવી પડી હતી.

તેમજ આ વિંછુના ઝાડનાં પાંદડાં લેશ ખાય છે. પણ તે ઘણું ખાવાથી મોંમાં ગરમી થાય છે. પણ ગાય વિગેરે બીજા ઢોર ખાતાં નથી.

તેમ, ગરીબ મનુષ્યો પણ સખત ઠંડીના વખતમાં તેનાં પાંદડાંની ભાજી રાંધીને ખાય છે. કેમ જે તેમાં ગરમીનો ગુણ હોવાથી તેનાથી ટાઢમાં થોડુંક રક્ષણ થઇ શકે છે.

**થોલદાર**—કાનાતાલથી ૪॥ મેલ છે, ને રસ્તો ઘણે ભાગે ઉતરાઈનો છે. છતાં કાનાતાલ ચટ્ટીથીજ ચઢાવ શરૂ થયો તે જે ટેકરા ઉપર મોદીની દુકાન છે, ત્યાં થઇનેજ રસ્તો જાય છે. દુકાન મૂકવા પછી થોડે જતા ઉતરાઈ આવે છે.

ચઢાણ ચઢતાં હમેશાં દમ ચઢે છે જેથી થોડીવાર બેસી વિશ્રામો લેવાથી દમ નરમ પડી હાંફ મટી જાય છે; પણ,

આજનો બધો રસ્તો સખત ઉતરાણનો હતો. ઉતરાણ ઉતરતાં પગના ગોટલાં ભરાઈ જાય છે. કમ્મર દુખે છે, ને થાક અતિશય લાગે છે, જેથી ચાલતી વખતે કમરપટો પહેરીને કે કેહેડે કાંઈક બાંધીનેજ ચાલવું.

આ ચટ્ટીથી ૨ મૈલ જતાં બે રસ્તા આવે છે; જેમાં જમણાહાથ તરફનો રસ્તો ગઢવાલ જીલ્લાના મુખ્ય રાજ્યધાનીના રીસાયત શહેર ટીહરીએ જાય છે, જ્યારે ડાબાહાથનો નીચાણમાં ઊતરતો રસ્તો ભલદાણુ થઇ ધરાસુ તરફ જાય છે. તે બન્ને રસ્તાની આગળ એક રોપેલા થાંભલાપર પાટીઆમાં લખેલું છે કે આ ટીહરી જવાનો રસ્તો, અને આ ગંગોત્રી જવાનો રસ્તો છે. તેમજ, વળી જે યાત્રીઓ હરદ્વારથી દેવપ્રયાગ થઇ ટીહરીને રસ્તે ગંગોત્રી યમુનોત્રી જાય છે, તે પણ તે રસ્તેથી આવી આપણને અત્રેજ ભેગા થાય છે. તે પછી તેઓનો ને આપણો રસ્તો સાથે થાય છે. હરદ્વારથી દેવપ્રયાગ ૫૪ મૈલ છે ને દેવપ્રયાગથી ટીહરી ૨૨ મૈલ છે ને ટીહરીથી ગડુગાડ ૪ મૈલ છે. તેથી હરદ્વારથી ટીહરી થઇ ગડુગાડ આવનારને એકંદરે ૮૦ મૈલ થાય છે ને તે પગરસ્તેજ ચાલવાનું છે જ્યારે હરદ્વારથી દહેરાદુન ૪૦ મૈલ છે, ને દહેરાદુનથી ગડુગાડ ૩૯ મૈલ છે. જેથી હરદ્વારથી ગડુગાડ ૭૯ મૈલ થાય છે. પરંતુ હરદ્વારથી ૪૦ મૈલ રેલ્વેમાં જવાથી પગરસ્તે ફક્ત ૩૯ મૈલ ચાલતાં ગડુગાડ જવાય છે એટલે હરદ્વારથી ટીહરી રસ્તે ૮૦ મૈલ ને દહેરાદુનથી પગરસ્તે ૩૯ મૈલપર ગડુગાડ હોવાથી દેહેરાદુનથી ટીહરીના રસ્તા કરતાં યમુનોત્રી કે ગંગોત્રી જતાં ૪૧ મૈલ ઓછું ચાલવું પડે છે અને જ્યાંથી યમુનોત્રી ગંગોત્રીના રસ્તા જુદા પડે છે. તે ધરાસુ ચટ્ટી ગડુગાડથી ૨૨ મૈલ છે. અત્રેથી ગોલદાર તરફ એક ફર્લાંગ નીચાણમાં ઉતરતાં ગડુગાડ નામનું ત્રણ ચાર ઝુંપડાંનું મથક આવે છે. પણ તે ચટ્ટી નથી. ફક્ત પહાડીલોકો ત્યાં ખેતી કરીને રહે છે ત્યાંથી જમણાહાથ તરફ ખેતરમાં થઈ ટુંકે રસ્તે જવાય છે. જ્યારે ડાબાહાથ તર-

ફના સડકને રસ્તે જતાં થોડો ફેર ખાવો પડે છે, પરંતુ સડકને રસ્તે ફેર ખાઈને જવુંજ વધારે સારૂં છે. જેપાન ને બોજાવાળાઓ તે રસ્તો ટુંકો હોવાથી ત્યાં જાય છે. પરંતુ તે ઘણોજ વિકટ હોવાથી કોઈ વખત યાત્રીને નુકશાન થવાનો સંભવ છે. અમો તે ટુંકે રસ્તે થઈને ગયા હતા, પરંતુ ઘણે ઠેકાણે ફકત પગ મૂકવાની પણ જગા નહિ હોવાથી બેસી બેસીને ઉતરવું પડયું હતું, અને એક જગ્યાએ તો બેસીને ઉતરતાં પણ જો જરાક ભૂલથી પગ લપસી જાય તો ૨૦૦ થી ૩૦૦ હાથની ઉંડી ખાઇમાં જઈ પડીએ એવો સંભવ ઘણે ભાગે છે, જેથી સડકને રસ્તે ૦। મેલનો ચક્રાવો ખાઈનેજ જવું.

જ્યારે અમે કાનતાલથી ઉપડયા ત્યારે જે જાપાનમાં મારી બેન ગંગા બેઠી હતી તે જેપાનવાળાઓને મેં સખત ચેતવણી આપી હતી કે તમારે બે મૈલ જઈને જ ઉભા રહેવું, તે પછીથી હુ બેસીસ; પરંતુ જેપાનીલોક પોતાની મતલબ હોય છે તેની આપણને બીલકુલ ખબર પડવા દેતા નથી અને યુક્તિ પ્રયુકિતથી પોતાનું કામ યાત્રી ન સમજે તેવી રીતે પાર પડે છે તેનો આજે અમને પ્રત્યક્ષ અનુભવ થયો. જેપાનીને બે મૈલપર ઉભા રહેવાની ચેતવણી આપવા છતાં, એ લોકો એ કાનતાલથી મુસાફરી શરૂ કરી અને જ્યારે બે મૈલપર ગડુગાડ આવ્યા ત્યારે મારી બેને તેમને થોભવા માટે કહ્યું ત્યારે તેમણે કહ્યું કે થોડે આગળ જઇને થોભીશું. થોડે આગળ જતાં મારી બેને જક કરીને ઘણુંએ કહ્યું કે મારા ભાઇને થાક લાગશે, અને તેમણે બે મૈલપર ઉભા રહેવાનું કહ્યું હતું, છતાં આપણે બે મૈલ કરતાં આગળ આવ્યા છીએ, માટે જરૂર અહીં બેસો એમ ઘણીએ બુમો મારવા છતાં પણ ઉભા ન રહેતાં કહેવા લાગ્યા કે હજુ બે મૈલ થયા નથી. એમ કરતાં જ્યારે સાડાત્રણ મૈલથી ચાર મૈલ સુધી ચાલ્યા ગયા ત્યારે મારી બેને ઘણીએ જક કરી એટલે કહેવા લાગ્યા કે પેલું સારું ગામ દેખાય છે ત્યાં બેસીશું એમ કહી કાનતાલથી પાંચ મૈલ ઉપર આવેલી થોલદાર ચટ્ટીએ

વગર થોભવે જઇને બેઠા. એમને પકડી પાડવાને માટે અમે ઝપાટાબંધ રસ્તો કાપવા લાગ્યા પરંતુ તે લોકો જાણે પાંખો કરીને ઉડયા હોય કે શું તેવી રીતે ચાલ્યા ને રસ્તો ઉતરાઇનો હોવાથી અમારી ગમે તેટલી દોડ હોવા છતાં અમને તેઓ બીલકુલ મલી શકયા નહિ તેથી અમારે આખરે તે પાંચ મૈલ ચાલીને જવું પડયું ને ઉતાવળે ચાલ્યા હોવાથી થાક પણ વધારે લાગી ગયો. ત્યાંથી અમો થોલદાર ચટ્ટીએ પહોંચ્યા. અત્રે ત્રણ મોદીની દુકાન, પાકી બાંધણીનાં ઘરો, થોડી વસ્તી અને એક દેવળ પણ છે. અત્રે આવી અમોયે જેપાનીઓને સખત ઠપકો દીધો તો આડાં તેડાં બાનાં બતાવ્યાં ને ઠપકો સાંભળી રહ્યા પણ પાછી જ્યારે હમોયે જાપાનમાં બેસી મુસાફરી શરૂ કરી કે તેઓ આગળ મુજબ ઝપાટાબંધ ચાલવા લાગ્યા.

ભલદાણુ—થોલદારથી ૪॥ મૈલ છે. રસ્તો બધો સખત ઉતરાઇનો છે. ને તેમાં છેલ્લા પોણા મૈલની ઉતરાઈ ઘણીજ ત્રાસદાયક છે. તે રસ્તો ઉતરાઇનો ચાલી જ્યારે ૨॥ મૈલપર પોહોંચ્યા એટલે તો ભલદાણુ ચટ્ટી દેખાવા લાગી. તે અમોને જાણે તે ચટ્ટી પા મૈલપર છે એમજ લાગ્યું પણ હમો ચાલ્યાજ કરીયે પણ તે તો ત્યાંની ત્યાંજ જણાય ને જાણે આવવાનો પત્તોજ નહિં, જ્યારે ચટ્ટી એક મૈલ બાકી રહી ત્યારે એક મોટી વિકાળ ખીણમાં વહેતાં પતિતપાવની શ્રી ગંગાજીનાં વેગળેથી આ હિમાલયની પવિત્ર ભૂમિમાં આજે અમને પ્રથમજ દર્શન થયાં. દર્શન કરીને હમો આનંદ માનવા લાગ્યા, તે પછી થોડીજ વારમાં જેપાની લોકોએ પગદંડીને રસ્તે જેપાન એવી તો ઢાળ-વાળી જગામાં લીધું કે જ્યાં પર્વતોની ખોમાં ઉતરતાંજ દમ નીકળી જાય એવું સીધું ને સીધું ઉતરાણ હતું, અને તેમાં સીધું ઉતરી ન શકાય તેથી તેમાં સર્પાકારે વાંકોચુંકો પગદંડીનો રસ્તો હતો. પરંતુ, મને ખબર મલી કે આ ડાબા હાથને રસ્તે જ કઠિણાઈ છે. જો જમણે હાથે ગયા હોત તો આવું વિશમ ઉતરાણ આવત નહિ. ત્યાં જેપાનીઓએ અમને દરેક જણને ઉતા-

રીને ચાલવાની ફરજ પાડી, ને યાત્રીએ પણ એવી ભયાનક જગામાં ચાલવુંજ વધારે સારૂં છે; બેસવું જોખમ ભરેલું છે; પણ જેપાની પોતાના જાણીતા ટુંકા રસ્તે લઇજઇ યાત્રીને ચલાવે છે. જો તેઓ સડક વાળા લાંબા રસ્તે જાય તો યાત્રીને ઘણે ભાગે ઉતરવું પડે નહિ, છતાં કેટલીક જગો આખડા બખડી ને કાંકરા પથ્થર પડેલા રસ્તાવાળી હોય છે, જેથી ત્યાં યાત્રીએ ચાલ્યા સિવાય છુટકોજ નહિ.

આ ઉતરાણ તો પગે ગોટલા ઘાલી ટેહેડાના બંધને પણ હચમચાવી મૂકે તેવુંજ હતું. આવી જગોએ પગે વિંટવાના બાંડીસ ને કંમર બાંધી લાકડી લઇનેજ યાત્રીએ ચાલવું સલાહ ભરેલું છે. જો ઉતરતાં જરા પગ સરે તો વગર ચાલવે ૨૦ થી ૨૫ હાથ જેટલે નીચાણમાં વગર અચકાયે જવાય તેમ છે. માટે યાત્રીયે તે વખતે લાકડીના ટેકે જોડા કહાડી ઘણુજ ધીમેથી રસ્તા તરફ દૃષ્ટિ રાખીને ચાલવું. હમોને તે વિષમ અગવડવાળી વાટે જતાં વચમાં જેપાની લોકોનાં સગાવહાલાનું ગામ આવ્યું, અને તે આશરે ૨૫ થી ૩૦ ઘરનું હતું. ત્યાંથી ૦l મૈલપર જતાં અમો ભલદાણ ચટ્ટીએ પહોંચ્યા.

અત્રે ચટ્ટી નથી પણ કાળી કામળીવાળાની ધર્મશાલા છે. જ્યાં જ્યાં કાળી કામળીવાળાની ધર્મશાળા હોય છે તે ધર્મશાળામાં નીચે કે ઉપર પ્રથમ ઓસરીની રવેશ છુટી અને રવેશ પુરી થતાં ઓરડીઓનાં બારણાં હોય છે. એટલે નિવૃત્તિ વખતે છુટી રવેશમાં બેસી સર્વે પહાડનાં દશ્યો ખુશીથી જોઇ શકાય છે. અમોને પહેલે મજલે ડાબા હાથ તરફની છેલ્લી ઓરડી રહેવાને આપી હતી. આ ધર્મશાળા નીચાણમાં છે. ત્યાં સાત પગથીઆં ઉતરીને જવાય છે. ને તેના સામે રસોઇ બનાવવાની ભોંયતળીએ જગા છે. તે રસોઈ બનાવવાની જગાનો ઉપલો ભાગ પ્રથમ કહેલાં સાત પગથીઆં પાછાં ચઢીને જતાં ઉપરની બાજુએથી એક પીપળાના ઝાડ સહિત બે હાથ ઉંચો, પાંચ

હાથ પહોળો ને સોળ હાથ લંબાઇનો પથ્થરનો ચણેલો ઓટલો છે. ને તે ઓટલા પછી ઓટલા જેટલાજ વિસ્તારમાં ને છુટી પતરાંના છાપરાની પડાળી એકજ બાજુ ભીંતવાળી કહાડેલી છે. ત્યાં સાધુ કે ભિક્ષુક યાત્રીઓ ઉતરી શકે છે. જે ઉતરવાનાં પગથીઆં છે ત્યાં ન ઉતરતાં તેના સામે સીધું વીસ પગથીઆં જેટલી ઉંચાઇએ જતાં મોદીની દુકાન છે. તે દુકાનની ડાબી બાજુની જગ્યામાં કાળી કામળીવાળા તરફથી નીમેલો ધર્મશાળાનો રક્ષક રહે છે, અને જમણી બાજુ દુકાનદારને રહેવાની જગ્યા છે. અત્રે જગ્યા રમણીય છે. ચટ્ટીની છેક પાસે ઘણી ઉંડાઇએ જોસભેર ગર્જના કરતાં ગંગાજી વહે છે, પણ તેનું સ્નાનપાન થઇ શકતું નથી. દૂરથી જોતાં જળ સ્વચ્છ અને નિર્મળ દેખાય છે. અત્યાર સુધી અમારી સર્વેની રસોઈ એકજ રસોડે થતી હતી. આજથી રસોઈ અમારા ત્રણની અને દલસુખરામભાઈ વિગેરે પાંચની જુદેજુદી બે રસોડાએ કરવાની શરૂ કરી. જેપાનીઓએ અત્રે આવી ઉતારાની અને સીધાની ગોઠવણ ઝટપટ કરી આપી ને તેઓ અમોને કહેવા લાગ્યા કે અમો એક દિવસ અમારાં બાલબચ્ચાંને મલી આવીએ. અમારાં દરેકનાં ઘર અત્રેથી બે બે ત્રણ ત્રણ મૈલના અંતરમાં છે, તેથી અમે આવતી કાલે ચાર વાગે હાજર થઈશું. તમે જમીને તૈયાર રહેજો. એટલે સાંજે અત્રેથી પાંચ મૈલપર આવેલી છામ ચટ્ટીએ જઈશું. ત્યારેજ હમોને ખબર પડી કે આજે આટલી બધી ઉતાવળ કરીને અમોને જે હેરાન કર્યા તેમાં આ લોકોને ઘેર જવાની મતલબ હતી. આવી રીતે અજાણ્યા યાત્રીને તેઓ પોતાની મરજી મુજબ ચલાવે છે. અમોએ તેઓને બીજે દિવસે ચાર વાગે અવશ્ય આવવાનું કહીને રજા આપી એટલે તે સર્વે પોતપોતાનાં બાલબચ્ચાં માટે અમારી પાસેથી સોય, દોરા, ચાંલ્લા ને જનોઇજોટા, તથા દુકાનદાર પાસેથી મીઠાઈમાં ગોળ અને શેકેલા ચણા લઈને પોતાને ઘેર ગયા. અત્રે રસોઇ કરવાની જગ્યામાં ધુણી જવાનો રસ્તો ન હતો, ને બીજા યાત્રીઓ પણ

ત્યાં રસોઈ કરતા હતા તેથી ધુણી ન ખમાવાથી ત્યાંથી રહેવાની જગોયે બેશી જમ્યા હતા આપણને અત્રેની મુસાફરીના રસ્તામાં જ્યાં જ્યાં કાળી કામળીવાળાની અથવા કોઈ રાજાની કે ગૃહસ્થની માલકીની ધર્મશાળામાં ડાકબંગલા વિગેરેમાં જ્યાં ઉતરવામાં આવે છે ત્યાંથી જતી વખતે તેનો રક્ષક જે કંઈ સુખ દુઃખ કે આરામ મલ્યો હોય તેની નોંધ આપણી પાસે તેની પાસે રાખેલી બુકમાં લખાવી લે છે, અને ઉપડવાનો દિવસ વાર કેટલા દીવસ રહ્યા. યાત્રીની બ્રાહ્મણાદીક જાતિ, સંખ્યા, ગામ, દેશ અને ધર્મશાળાના રક્ષકની ચાલચલગત વિગેરે પણ લખવું પડે છે. ને તે લખાણ પછી નીચે યાત્રીયે સહી પોતાની કરવી પડે છે ને તે નોંધ ઘણે ભાગે તેમને નીમનાર અધિકારી ઉપર મોકલવી પડે છે. અથવા તો ત્યાં આવીને બીજો નીમેલો અધિકારી જોઈ જાય છે. જો માણસની હરેક યાત્રીએ સંતોષકારક હકીકત લખી હોય તો તેને રહેવા દે છે, પણ તે માણસને માટે જો ઘણા યાત્રીઓએ ફરીઆદ કરી હોય તો તે માણસને કાઢી મૂકી બીજો લાયક માણસ નીમે છે. આવી રીતે કરવાથી નીમેલો માણસ હરેક ઠેકાણે ઘણે ભાગે યાત્રીને સગવડ કરી આપવાને અને સભ્યતા જાળવવા પોતાથી બનતું કરે છે. તેમ જ વળી વધારામાં તે માણસ પોતાનો પગાર વધારવા માટે પોતાની પાસે રાખેલા પોસ્ટકાર્ડ આપણને આપે છે અને કહે છે કે મારા માટે તમારો જે અભિપ્રાય હોય તે કાલી કામળીવાળા મહંત ૧૦૮ બાવા રામનાથજી ઉપર હૃષીકેશમાં તથા તેમને આ ધર્મશાલા બંધાવી આપનારા અમુક દેશના અમુક ગૃહસ્થ છે તેમના ઉપર પણ લખો. આવી રીતે કેટલી વખત અમારે પણ આ પ્રમાણે કાલી કમળીવાળા ઉપર અને એ ધર્મશાળા બનાવનાર ગૃહસ્થ ઉપર પત્રો લખવા પડયા હતા કાલી કમળીવાળાના હસ્તક ચાલતી હરેક ધર્મશાળામાંની કેટલીક ધર્મશાળાઓ બંધાવનાર સખીગૃહસ્થો પોતે આ પ્રમાણે ધર્મશાળા બંધાવી તેની યોગ્ય વ્યવસ્થા કરવા માટે કાળી કમળી-

વાળાને સોંપે છે, ને તેનો દરેક ખરચ ગૃહસ્થ તરફથીજ થાય છે. ઉપર મુજબ પત્ર લખવાથી તે ગૃહસ્થ તે નીમેલા માણસના પગારમાં વધારો કરે છે. આ પ્રમાણે માલકીની દરેક ધર્મશાળા માટે જાણવું. અત્રે ગંગાના જળમાં નહાવાને માટે અમારી સાથે આ ચટ્ટીમાં ઉતરેલા કાઠીઆવાડી યાત્રી ગયા હતા. પરંતુ રસ્તો ગંગાજીપર જવા માટેનો નહીં હોવાથી તેઓએ ગમે તેમ આડા અવળા ચાલીને ગંગાજીમાં ઉતરીને ગંગાસ્નાન કર્યું હતું, પણ રસ્તા વિનાના આડે માર્ગે ચાલતાં ટેકરાઓ ચઢ ઉતર કરતાં તેઓ તદ્દન થાકી લોથ થઇ ગયા હતા અને કહેતા હતા કે અમે ગયા તે મોટી ભૂલ કરી છે, માટે બીજાઓએ નહાવા માટેનું આવી જગ્યાએ કદિ પણ સાહસ કરવું નહીં.

અમો ધર્મશાળા ઉપર જે રસ્તેથી આવ્યા તેજ રસ્તા ઉપર ધર્મશાળાથી ૩૦૦ હાથને છેટે એક પાણીનું ઝરણું છે. યાત્રીઓ તે પાણી રસોઇ કરવા અને પીવાના ઉપયોગમાં લે છે. તેમજ કપડાં વિગેરે ધોવાના કામમાં પણ આ પાણીનોજ વાપર કરી શકાય છે. જેપાની લોકો પોતાને ઘેર ગયેલા હોવાથી આજનો દિવસ નવરાશનો હતો, તેથી અમોએ પણ કપડાં ધોવાનું કામ કાઢયું હતું, જેથી દલસુખરામભાઈ વિગેરે નહાવા અને ધોવા માટે ખાસ તે નાળા ઉપર ગયા હતા. પાણી ઘણું સ્વચ્છ અને મીઠું છે. અત્રેના પહાડી પ્રદેશમાં હજામ ઘણા ભાગે નહીં મળતા હોવાથી તેમજ 'સેફ્ટીરેઝર' નામનો વિલાયતી અસ્ત્રો અમારી સાથે લીધેલો હોવાથી મેં અને દલસુખરામભાઈ બંને જણે ફક્ત દાઢીના ભાગની હજામત પોતપોતાના હાથે કરી લીધી. જેપાનીયો ઘણે ભાગે નાહતા નથી ને લુગડાં પણ ઘણા લાંબા વખત સુધી ધોતા નથી તેથી તેમના સંસર્ગથી અમારા લુગડામાં પણ જુવો પડી પણ પાછી સફાઇ રાખવાથી ત્રણ ચાર દીવસે જુ જતી રહી હતી માટે જ્યાં ભને ત્યાં લુગડાં ધોતા રહેવું.

અત્રે પહાડના વતની જાગીરદાર એક ગૃહસ્થ લગ્ન કરીને

ત્યાંથી થોડે દૂર પોતાનું ગામ હતું ત્યાં સન્નેડે જતા હતા, પોતે મુંબઈ અલ્લાહાબાદ વિગેરે મોટાં શહેરોમાં રહેલા મેટ્રીક સુધી અંગ્રેજી ભણેલા એક સદ્‌ગૃહસ્થ હતા, અને તેમના પિતાજી ટીહરી રાજ્યમાં ડેપ્યુટી કલેક્ટરના હોદ્દાપર હતા, તેમ તેમના કહેવાથી અમે જાણ્યું હતું. તેમણે પોતાનું ઘર ઉત્તર કાશીમાં હોવાથી તે ઘરનાં રક્ષક ઉપર અમને રહેવા માટે ચીઠ્ઠી આપી હતી, પરંતુ ઉત્તરકાશીમાં રોકવાનું થયું નહોતું તેથી તે ચીઠ્ઠીનો ઉપયોગ કર્યો નહોતો. અત્રે ઠંડી પ્રથમના બે દિવસ કરતાં સહેજ વિશેષ લાગતી હતી અને પવનનું જોર પણ જણાતું હતું. મસુરી છોડવા પછી આ ત્રણ દિવસ ટાઢ ઘણી લાગી નહી કારણ કે અત્રે સુધી નીચાણમાં ઉતરવાથી ગરમ જણાતું હતું પાછી અત્રેથી ઠંડી સરૂ થઈ.

બીજે દિવસે હમો તૈયાર થઇ રહ્યા હતા અને બોજાવાળા પણ હાજર હોવાથી બોજો બંધાવી તૈયાર કર્યો હતો. ચાર વાગ્યાના સુમારે દરેક જેપાની આવવાથી ચાલવાની તૈયારી કરી.

છામ–ભલદાણથી ૫ મૈલ છે અને રસ્તો સીધો છે અત્રેથી કારામભાઇનું જેપાન આવ્યું અને તે જેપાનીની સાથે આવેલો બીજો એક નવો જેપાનવાળો અમારી સાથે આવવાની ઇચ્છા દર્શાવવા લાગ્યો. તેથી હલસુખરામભાઇની પણ જેપાન કરવાની ઇચ્છા થઇ પણ સસ્તું હોય તોજ કરવું એમ વિચાર હોવાથી ભાવ નક્કી થયો નહી તેથી હમોયે સાંજના ૪ વાગે ચાલવા માંડ્યું. ત્યારે તે અમારી સાથે વાત કરતો ૧।। મૈલ સુધી આવ્યો. છેવટે રકઝક કરતાં રૂ, ૨૨૦) માં તે કબુલ થઇ જેપાન લેવા અને પોતાની સાથે બીજા ત્રણ જણ ઉચકવાને સાથે લાવવા ભલદાણ પાછો ગયો.

ભલદાણ ચઢી મુકયા પછી આગળ ચાલતાં રસ્તો ગંગાને કિનારે કિનારે ચાલતો હતો. પણ ગંગાજીમાં ઉતરવાનો રસ્તો કોઈપણ જગ્યાએ હતો નહીં અત્રે કોઈ ઠેકાણે ઉંડાણમાં ગંગાજી ખુલવાટા ભરેલો શબ્દ કરતાં હતાં અને કોઇ જગ્યાએ પૂરજો-

સમાં સડસડાટ વહેતાં હતાં, જ્યારે કેટલીક સપાટ ભૂમિ આવતાં તે જગ્યાએ તેમનું વહેણ શાંત અને ગંભીર લાગતું હતું. રસ્તો બન્ને બાજુએ આવેલાં ઘઉંના પાકનાં ખેતરોની વચમાં થઈને પસાર થતો હતો. એ પ્રમાણે આજુબાજુની કુદરતી લીલાની બલિહારી જોતાં જોતાં અમો જરા સંધ્યાકાળ થયા પછી છામ ચટ્ટીએ જઇ પહોંચ્યાં.

અત્રે નેપાલના મહારાજા સાહેબ તરફથી ધર્મશાળા બંધાવેલી છે; પરંતુ અમે ગયા ત્યારે તેનો કોઈ પણ રક્ષક હતો નહીં તેમજ દરેક ધર્મશાળાઓમાં લખી આપવું પડે છે તેમ અત્રે લખાવનાર પણ કોઇ હતું નહીં. અત્રે અમારા પહેલાં તે કાઠીઆવાડી યાત્રીઓએ ભલદાણુથી વહેલા જઇ એક કોટડીમા ઉતારો કર્યો હતો. બાકી બધી કોટડીઓ રોકાયલી હતી. તેથી હમોએ બહાર પડાલીમાં ઉતારો કરવા માંડયો કે તુરતજ અમારા પહેલા નીકળેલા કાઠીઆવાડી ત્રણ યાત્રીઓ જે ઓરડીમાં ઉતર્યા હતાં તેમણે કહ્યું કે હમે બે પુરૂષ બહાર સુઈશું અને મારાં બેન તથા સાથે તમારામાંનાં દરેક સ્ત્રીવર્ગને ઓરડીમાં સુવા દ્યો. તેમના કહેવાથી હમોએ તે પ્રમાણે વ્યવસ્થા કરી. તે પછી થોડો વખત જતાં લગભગ ૩૦ થી ૩૫ વિદ્યાર્થીવૃંદ તેમના એક રક્ષક માસ્તર સહિત ત્યાં આવી પહોંચ્યું. તેમને પૂછતાં તેઓ ઉત્તર કાશીથી એકજ દિવસમાં ૨૮ મૈલની મુસાફરી કરીને અત્રે આવ્યા હતા. ધર્મશાળાની જગાતો તદ્દન ભરાઇ ગઇ હતી. ઓઢવા પાથરવાનું સાધન પણ તે લોકો પાસે નહોતું થોડા થોડા છુટા છવાયા તેઓ સર્વે અમારી માફક બહાર પડી રહ્યા. તે વિદ્યાર્થીઓ ઉત્તરકાશીમાંની અંગ્રેજી હાઈસ્કુલમાં રજાઓ પડવાથી પોતપોતાને ગામ જતા હતા. આ ચટ્ટીની નજીક, ગંગાના કિનારાઉપર આશરે ૩૦ થી ૪૦ છાપરાં વણકરોનાં છે. અત્રે સ્ત્રી અને પુરૂષ દરેકને ઉપયોગનાં ગરમ કપડાં વણવાનું કામ આ લોકો કરે છે. અને વણવાના ઉપયોગમાં આવતા તાર તૈયાર કરવાને માટે ઘણે ભાગે દરેક પુરૂષ વર્ગ એક ફરકડીવતી વણીને

ઉનના તાર તૈયાર કરે છે. અને તે તૈયાર કરેલા તાર આ વણુકરોને આપીને તેનું બનાવેલું કપડુંજ ઘણે ભાગે વાપરે છે. છતાં હાલમાં, સુતરાઉ કપડું, દેશીને પરદેશી મીલનું કાપડ, દેહેરાદુન મારફતે મસુરી, શ્રીનગર, ઉત્તરકાશી, ગુપ્તકાશી, ઉખીમઠ જેવા મોટા સ્થળોએ દુકાનદારો વેચે છે. અત્રેથી અમે સવારે ચાલવા માંડયું. નગુણુ છામથી ૬ મૈલ છે. રસ્તાની આજુબાજુનાં સુંદર દૃષ્યો અને વિસ્તારમાં આવતાં ખેતરો થોડી સપાટ ભૂમિ હોવાથી અત્રે છે. રસ્તો પણુ ચડાઇને ઉતરાઇ વિનાનો ઘણે ભાગે સીધો છે તે રસ્તે અમો નગુણુ ચટ્ટીએ પહોંચ્યાં. અત્રે ગંગાના કિનારાની જમણી બાજુએ પેલેપાર નગુણુ નામનું પહાડ ઉપર ગામ છે, ને તે પહાડના શિખરપર હોવાથી દૂરથી શોભાયમાન લાગતું હતું. તેની સામે ગંગાને ડાબે કિનારે નગુણુ નામની ચટ્ટી છે આ ચટ્ટીમાં મોદીની દુકાન છે ખોરાકીની દરેક વસ્તુઓ મળે છે. બે જુની ધર્મશાળા છે, અને પાસેજ ગંગાજી વહે છે. અત્રે સત્યનારાયણુનાં દર્શન છે.

ત્યાં એક બીજી નદી ગંગામાં મળે છે પાણીની ઘણી સારી સગવડ છે. અત્રે દલસુખરામભાઈ જે જેપાન ભલદાણુમાં નક્કી કર્યું હતું તે જાપાનવાળો બદરી અમને આવી મળ્યો, પણુ જેપાન બેસવાને મળ્યું નહતુ, કેમ જે બીજા ત્રણુ જણુ પાછળ હતા. ત્યાંથી અમે ધરાસુ તરફ ચાલતા થયા.

ધરાસુ નગુણુથી. ૫ મૈલ છે. પ્રથમ રસ્તો દોઢ માઇલનો ચઢાવનો, વચમાં સવાથી દોઢ ફુટ જેટલો, ફકત ચાલી શકાય તેટલોજ રસ્તો આવ્યો હતો, પણુ તેવો તદ્દન ટુંકી પહોળાઈનો રસ્તો ફકત અર્ધો ફર્લાંગ જેટલોજ હતો. ત્યાં જો નજર ચુક થાય કે ઠોકર વાગે તો ખચીતજ ગંગાજીની એક પાતાળ જેવી ખીણુમાં સડસડાટ ચાલ્યા જતાં તરતજ મુક્તિ મળવાનો સંભવ છે. તેથી, અત્રે જાપાનવાળા યાત્રીને ઉતારી હાથ ઝાલી, ધીરે ધીરે લેઈ જાય છે. તે વખતે રસ્તા તરફજ લક્ષ રાખીને યાત્રોયે ચાલવું. એ રસ્તો પસાર કરી હમો ધરાસુ ચટ્ટીએ પોહોંચ્યા.

અત્રે કાલી કામલીવાળાની ધર્મશાળા છે; હૃશીકેષથી જે ગરીબ યાત્રી, સાધુ, સન્યાસી કે ભિક્ષુક, જે કોઇ કાલી કામલીવાળા શ્રી ૧૦૮ બાવા રામનાથની ચીઠી લાવેલા હોય છે તેઓને જ્યાં જ્યાં કાલી કામલીવાળાની ધર્મશાળાઓ હોય છે ત્યાંથી સદાવ્રત મલે છે. અત્રે પણ તેઓ તરફથી સદાવ્રત મળે છે પ્રથમ ચાર પગથીયાં ઉતરતાં દુકાનને તે પછી ૬ હાથ ચાલવા પછી ૪ પગથીયાં ચડતાં એક ઓટલા ઉપરથીજ દાદર ચઢી ધર્મશાળાના પહેલે માળે જવાય છે, ત્યાં અમોને ઉતારો મલ્યો; પણ તે કરતાં તેનાથી જમણી તરફ, જ્યાં એક બારી ખાસ ગંગાજીના કિનારા તરફ છે ત્યાં છુટી પડાલીવાળી ઓરડીઓ એમાં હમોએ જુદે જુદો ઉતારો કર્યો, આ જગ્યા ઘણીજ રમણીય છે. નજીકમાં જગદુદ્ધારક જાન્હવીનું, જબરજસ્ત મોજાની માફક ઉછાળા મારતું ગંગાનું નીર ગર્જના કરતું, વહેતું વહેણ જોતાં, મનને અદ્‌ભુત આશ્ચર્ય લાગ્યા વિના રહેતુંજ નથી.

મુકામની સગવડ થયા બાદ અમો મોદીને ત્યાંથી સીધું લેવા જતા હતા તે વખતે એક પંડયો અમારી પાછળ પાછળ આવી કહેવા લાગ્યો કે હું ગંગોત્રી યમુનોત્રી વિગેરે સ્થળે ગોર તરીકે તમારી સાથે આવીશ, અને તેથી તમોને કેટલીક સગવડ મલશે, તેમજ વળી તમોને કોઇપણ ગોર કરવો તો પડશેજ તો મને ગોર તરીકે કબુલ કરવાને શું અડચણ છે? અમોએ તેને કહ્યું કે અમારે ગોરની જરૂર નથી માટે આપે બીલકુલ તસ્દી લેવી નહિ અને અમારી સાથે આવવાનો વિચાર માંડી વાળવો, એમ ઘણુંએ કહ્યું છતાં તે દુકાન સુધી અમારી સાથેજ ચાલ્યો આવ્યો અને તે દુકાનદારને કહેવા લાગ્યો કે અમારા આ યજમાનને તમો ચોખ્ખો માલ આપજો. એ પ્રમાણે કહેવાથી દુકાનદારે જાણ્યું કે આ તેના યજમાન હોવા જોઇયે અમને દુકાનદાર પાસેથી ગોરને મલતા કમીશનની ખબર હતી જેથી અમે દુકાનદારને કહ્યું કે તે અમારો પંડયો નથી માટે જો ભાવમાં તેની દલાલી રાખી સીધુંસામાન

આપશો તો તે અમે લઇશું નહી અને અમારી પાસે લાવેલા સીધામાંથી ચલાવી લઇશું. દુકાનદાર સમજ્યો અને અમને કહેવા લાગ્યો કે અત્રેનો રીવાજ એવો છે ખરો, પરંતુ તેને તમે ગોર તરીકે કબુલ કર્યો હોય તો તેને કમીશન આપીયે છીયે. તે સિવાય તેના કહેવાથી કમીશન આપતા નથી. ત્યારબાદ અમોને ભાવ વ્યાજબી લાગતાં તેની પાસેથી સીધુંસામાન લીધુ.

અમારે જણાવવું જોઇયે કે અત્રેના પંડયાલોકો યાત્રીની પાછળ હરદ્વારથી કે દેશથીજ યાત્રાયે જવાની ખબર પડતાંજ સાથે સાથે આવે છે, અને યાત્રીલોકો પણ આ રસ્તાના અજાણ હોવાથી એક ભુમીયા માણસ તરીકે મદદ મેળવવા પંડયા લોકોને સાથે રાખે છે જેટલા દિવસ સુધી વધારે રાખવામાં આવે છે તેમ તે ગોર યજમાન પાસેથી પુરતા પૈસા પોતાનો વખત ગયો એમ જણાવી માગે છે અને તે યાત્રીયો બીજે સન્માર્ગે ના આપતાં તેજ પંડયાને આપે છે; પરંતુ તે પંડયા આપણી સાથે યાત્રામાં જ્યાં સુધી રહે છે ત્યાં સુધી દરેક મુકામે ને ચટ્ટીયે આપણે જે જે વસ્તુની ખરીદી કરીએ છીએ તે દરેકમાંથી તેને ઘણે ભાગે દલાલી મળે છે એટલે તે પંડયાઓ પોતાના રસ્તાના ખરચ ઉપરાંત કેટલોક નફો મેળવે છે માટે બનતા સુધી રસ્તામાં સાથે પંડયાઓને રાખવા ફાયદાકારક નથી. એટલુંજ નહી પણ આ પુસ્તકમાં આપ્યા જેટલી માહીતી પણ તેઓ ધરાવતાનથી. અને વળી દરેક તીર્થના પંડયાઓ પણ જુદા જુદા હોય છે માટે આ ચોપડીની મદદથીજ માહીતી મેળવી પંડયાના ત્રાસથી બચવું ઠીક થઇ પડશે.

ત્યારબાદ અમોએ મોદીને ત્યાંથી જોઈતી વસ્તુઓ લીધી અને રસોઈની વ્યવસ્થા કરી રસોઈ જમ્યા, પરંતુ ઘઉંનો લોટ મોદીએ સારો આપ્યો નહિ તેથી રોટલી તદન શાંમળી થઇ ગઈ ને લોટ પણ શ્યામ રંગનો હતો. એ બાબત મોદીને ઠપકો આપતાં, તેણે કહ્યું કે ઘઉંની અંદર એવા વકરી ગએલા કાળા ઘણા દાણા આવે છે તે ઘણાની સાથે દળાવાથી શામળાશ થયેલી છે અમે તેની પાસે બીજા લોટની માગણી કરતાં તેણે કહ્યુ કે મારી પાસે આ

સિવાય બીજો લોટ નથી જેથી ન છુટકે આ લોટ ચલાવી લેવો પડયો.

અત્રે ગંગાનું વહેવું જોરથી થાય છે. તેમાં તાણ ઘણી છે. અને હાથી જેવાં પ્રાણી પણ સપાટાબંધ તણાઇ જાય તેમ છે, માટે યાત્રીએ ઉંડા પાણીમાં અત્રે નહાવાનું સાહસ કરવું નહિ. કિનારા નજીકમાંજ બેસી સ્નાન કરવું.

પ્રથમ અમને ઉતારો મલ્યો હતો ત્યાં ત્રણ ત્રણ ઓરડીઓ નીચેને ઉપર છે, તે ત્રણે ઓરડીની મળી નીચેને ઉપર બન્ને ઠેકાણે એક મોટી પડાળી પણ છે. પ્રથમ તે ધર્મશાળામાં ઉતર્યા હતા, પણ ત્યાં રસોઇ કરવાની સગવડ બીલકુલ નહિ હોવાથી બીજી જગ્યામાં ગયા હતા, ત્યાં રહેવાનું સુખરૂપ હતું જોકે, ટાઢ સખત લાગતી હતી છતાં અત્યાર સુધીમાં રહેવાના દરેક મુકામો કરતાં આ મુકામ સ્વચ્છને રમણીય હતો અને આજુબાજુના ચારે દિશાના ફરતા દેખાવો પણ મનને અત્યાનંદ આપનારા હતા. રસોઇને માટે તે ઓરડીથી ગંગામાં ઉતરવા માટે એક બારીમાં થઇને પગથીઆં છે. ત્યાં છ હાથ લાંબો પહોળો પત્થર જડેલો પરથાર છે. તે પરથારવાળા ખુલ્લા મેદાનમાં, ત્યાંના વિશાળ ઝાડની છાયા નીચે, રસોઇ કરી જમ્યા હતા, તેમજ, બીજા દરેક યાત્રીઓને ગંગાના કિનારા નજીક રસોઈ કરવાને માટે પતરાનાં છાપરાંવાળી છુટી અડાળીની જગ્યા છે ને ઘણે ભાગે યાત્રીઓ ત્યાંજ રસોઈ કરે છે.

જમ્યાબાદ અમોએ પ્રથમ જાપાનીઓ સાથે કાચું લખાણ કર્યું નહતું અને બધી મોઢેથીજ કબુલાત હતી અને પાકું લખત કરવાનું કામ અત્રે ટીહરી રાજ્ય તરફથી નીમેલો કારકુન કરે છે તેથી આખો દિવસ અહી રહેવું પડયું. રસોઇ જમીને જાપાનને બોજાવાળાનું લખત કરવા માંડયું. અમે હરદ્વારમાં ગવરીને કૃષ્ણો એ નામના બે જોપાની સાથે ભાવને [illegible] ખીચડી વિગેરેની કબુલાત રૂ. ૨૯૫) માંજ કરી હતી છતાં તે બન્ને જણા કહેવા લાગ્યા કે રૂ. ૨૮૦) ની કબુલાત ખરી પણ પાંચ તીર્થના પૈસાતે જુદાજ લઇશું. તેને અમે કહ્યું કે તમે

આ વાત જુઠી કરો છો ત્યારે તે બેજણુ કહેવા લાગ્યા કે હમારે તો એ બાબતનો કંઈ વાંધો નથી પણ આ બીજા જેપાનીઓ એ વાત કબુલ કરતા નથી. એમ ઘણી રગજગ થતાં પણ તેમણે માન્યું નહી તેથી તેમનું લખત રહેવા દઇને બોજો ફરીથી તોલાવ્યો ને ભાવ કહેવા પ્રમાણે તે બોજા વાળાઓએ કબુલ કરવાથી તેમની સાથેનું લખત થયુંને દરેક બોજાવાળાએ રાજ્યના કારકુનને લખતની ફીનો રૂ. ૧) એક એક આપ્યો પછી હમે મુકામે ગયા ને જેપાનવાળા પણ ચાલ્યા ગયા. તેમને ખાતરી હતી કે હવે અત્રે બીજાં જેપાન મળનાર નથી તેથી જેમ દબાવાય તેમ અમોને દબાવીને વધારે પૈસા લખાવી લેવા, પણ જ્યારે હમે માન્યું નહિ ત્યારે, પ્રથમની સરતે છેક સાંજ પડતાં લખત થયું અને દર જેપાન દીઠ રાજ્યના તે કારકુનને રૂ ૫) લખત કરવા બદલ જાપાનીઓએ આપ્યા. જેપાની કે બોજાવાળા લખત કરવા બદલ રાજ્યને તેઓજ પૈસા આપે છે. આપણે આપવા પડતા નથી. લખતપર આપણી સહી કરી આપેલું ફારમ જેપાની પાસે રાખે છે ને તેમની સહીનું નક્કી થએલા ભાવનું બીજું ફારમ આપણી પાસે રહે છે, ને તેવુંજ ભાવનું બન્નેની સહિનું કાગળ રાજ્ય તરફના નોકર પાસે રહે છે. આ દરેક લખાણ બાલબોધી અક્ષરે ઘણે ભાગે હીંદુસ્તાની ભાષાને મળતી પાહાડી ભાષામાં થાય છે બન્ને વચ્ચે વાંધો પડતાં કોર્ટ દરબારથી નિકાલ લાવે છે, જેથી ભવિષ્યમાં વાંધો પડવાનો સંભવ રહેતો નથી તેમજ ટીહરી રાજ્યના કરેલા કરારથી વાંધો પડે તો દાવા વખતે જાપાનીને પોતાના રાજ્યમાંજ જતાં આવતાં હરકત પડે નહી ને આપણુને મુકરદમામાં જતાં આવતાં વિશેષ અડચણ ઊભી થાય. માટે જો બ્રીટીશ હદમાં લખાણ કરવામાં આવે તો યાત્રીઓને ફાયદાકારક છે.

યાત્રીઓએ કાચા કરારનું લખત ભાવતાલ નક્કી થતાંજ કરી લેવું નહિતો પાછળ ઉપર મુજબ વાંધો પડવાનો સંભવ રહે છે, બદ્રીકેદાર બે ધામમાં થઇને જે યાત્રી રામનગર જવા

ઈચ્છતા હોય તેને પાછું મેલ ચોરીમાં જંપાનીને કુલીની બદલી કરતાં ફરીથી લખત કરવું પડે છે, તેમજ ધારાસુના બદલે દહેરાદુન કે રાજપુરમાં પણ લખત થઇ શકે છે. વચમાં પણ જ્યાં જ્યાં બ્રીટીશ કે ટીહરી રાજ્યના અધિકારીનું દફતર હોય છે ત્યાં પણ લખત કરાવી શકાય છે. અત્રે પોષ્ટનો એક ડબો ટાંગી રાખેલો છે. તેમાં યાત્રીઓ દેશ મોકલવા માટે કાગળો લખીને નાંખે છે. તે કાગળો આશરે અઠવાડીઆમાં બે વખત કહાડવામાં આવે છે. વળી આજે દીવસ વરસાદ વિનાનો કોરો હોવાથી લૂગડાં વિગેરે ધોઇને સુકવવાની ને નાહાવાની સારી સગવડ મળી હતી. તે મળેલી સગવડનો પુરતો ઉપયોગ કર્યો હતો, પરંતુ લૂગડાં સુકવી બહાર આખી રાત રહેવા દેવાથી માથે ઘાલવાની કાનટોપી ( મંકીકેપ ) કયાં તો પવનથી ઉડી ગંગાજીમાં પડી અથવા તો તે ટોપી સારીને ટાઢમાં ઉપયોગી હોવાથી કોઈ ચોરી ગયું હતું. હરદ્વાર છોડયા પછીથી પહાડી પ્રદેશમાં પ્રથમ ગંગાસ્નાન અત્રેજ કર્યું હતું અત્રે જ્યાં જ્યાં દ્રષ્ટિ કરીએ ત્યાં ત્યાં પર્વતમયજ દુનીયા દેખાતી હતી. સાંજે ગંગાજીના કીનારે બેસી વાર્તાલાપ કરતા હતા તે વખતે સંધ્યાકાળનાં આજુબાજુનાં સુંદર દશ્યોના દેખાવો જોયાથી મનની સંપૂર્ણ તૃપ્તિ થતી હતી. ગંગામાં ગડગડાટ કરતું વેગબંધ આવતું દરીયાનાં મોજાઓની માફક ઉછળતું નિર્મળ જળ દ્રષ્ટિગોચર થતાં મનને અત્યાનંદ લાગતો હતો. બીજે દિવસે સવારમાં અમે ચાલવા માંડયું ભલદાણુથી કાશીરામભાઈનું ને અત્રે દલસુખરામભાઈનું જંપાન મલી બીજા આઠ માણસની સંખ્યા વધવાથી કુલ્લે અમારા સહિત ૩૧ માણસ થયાં હતાં.



## દૃશ્ય ૭ મું.

### ધરાસુથી યમુનોત્રી.


કલ્યાણી ધરાસુથી ૪ મૈલ છે. રસ્તો સહેજ ચડાઇનો છે. ધરાસુથી બેફર્લીંગ આગળ ચાલતાં એક ગરનાળું-આવે છે. તે ઉપરનો લાકડાનો પૂલ ઊતરીને આગળ જતાં જ્યાં બે રસ્તા જણાય છે ત્યાં જતાં ગંગાજીનો કીનારો છોડીને ડાબા હાથ તરફ જતો રસ્તો ૫૧ મૈલ જતાં યમુનોત્રી પોહોંચે છે; જ્યારે જમણે હાથે જતો. ગંગાના કીનારાનો રસ્તો ૭૫ મૈલ જતાં ગંગોત્રી તરફ જાય છે; જ્યારે દેહેરાદુનથી ધરાસુ ૫૧ મૈલ થાય છે.

અમારે યમુનોત્રી જવાનું હોવાથી ડાબા હાથને રસ્તે જવા માંડયું, અત્રેથી ગીચ ઝાડીનુ વન પણ શરૂ થતું હતું; તેમજ પુષ્પો, ઝાડોનાં પાંદડાં, તથા અનેક જાતની પહાડી વનસ્પતિઓની સુવાસિત સુગંધનો મધુરો મધુરો પમરાટ પણ મંદ મંદ વાહતા વાયુ સાથે અમારી નાસિકાને લાગતાં તેનો શીતલ, સ્વચ્છ, ને સુગંધમય સ્પર્શ, મગજને તરકરી દેતો હતો. એ પ્રમાણે અત્રેનું સૃષ્ટિ સૌંદર્ય જોતા જોતા અમો કલ્યાણી ચટ્ટીએ પોહોચ્યા. ધરાસુસુધી આવતાં સહેજ પાણીની તંગી રહે છે. ને ત્યારબાદ આખા યમુનોત્રીના રસ્તામાં ઠેક ઠેકાણે સુમધુર શીતળ જળનાં ઝરણાંઓ જ્યાં ત્યાં મૈલ બે મૈલને અંતરે આવ્યાંજ કરે છે.

અત્રેની ચટ્ટીયે પાણી વિગેરે ઠીક છે. દુકાનદાર છે. અમે ત્યાંથી આગળ ચાલવા માંડયું.

**ચકુલા અથવા કુમરારા**—કલ્યાણીથી ૫ મૈલ છે, ને રસ્તો ચઢાઈ ઊતરાઇનો છે. તે રસ્તો પુરો કરી અમો કુમારારાચે પોહોંચ્યા.

અત્રે એક મોદીની કામચલાઉ દુકાન છે. ત્યાંથી જરા ટેકરા ઉપર તેને રહેવાનું મકાન છે. ને પાંચ સાત છાપરાનું

ગામ છે. ચટ્ટીમાં જોઇતો સામાન તેમ વાસણ પૂરતાં મળી શકતાં નથી. સડકના ઉપર દુકાનનું બારણું, ને તેની પાછલી બાજુએ લાકડાનાં પાટીઆં જડેલા મેડા જેવા મકાનમાં રહેવાનું હતું. અમોને તે પસંદ પડયું નહિ, ને ત્યાં ગંદકી જણાવાથી, તેની બાજુ થોડે છેટે એક સુંદર ઘટાદાર ઝાડના નીચે એક કોસનો પ્રવાહ વહયો જાય એટલી એક નીકની મારફતે ઝરણાનું પાણી વહ્યું જતું હતું. ત્યાં ખુલ્લા મેદાનમાં રસોઈ કરવા માંડી. જે રસ્તેથી આવ્યા તે રસ્તા તરફની એક ટેકરી ઉપર જતાં, નીચે બેસી સ્નાન કરી શકાય એવી ઉંચેથી નિર્મળ જળની ધાર બે ઇંચિના નળમાંથી પડતા પાણીની માફક પડતી હતી, અત્રે ટાઢ જરા ઓછી હતી, ને બપોરનો વખત પણ હતો, તેથી તે ધારા નીચે બેસી અમોએ આનંદથી સ્નાન કરી. સંધ્યા વંદન કરીને, જમ્યા બાદ બે કલાક આરામ લીધો. અત્રે કેટલાંક તજનાં ઝાડ હતાં. સાંજે ૪ વાગે પાછી મુસાફરી શરૂ કરી.

**શ્યાલકચારા**—ચ્યઉલા અથવા કુમરારા ચટ્ટીથી પાંચ મૈલ છે. રસ્તો સહેજ ચઢાઇનોને સીધો છે.

અત્રેથી ત્રણ મૈલ પર જતાં પ્રથમજ પાણીના પ્રવાહથી ચાલતી લોટ દળવાની ઘંટીવાળી છાપરી દૂરથી જણાઇ, પણ જે કિનારે અમો ચાલતા હતા તેના સામે કિનારે તે હોવાથી, ઊંડાણમાં ઊતરીને ફક્ત દલસુખરામભાઈ તે ચક્કી જોઈ આવ્યા, ને ત્યાંજ કુદરતી ઊગેલો ફૂદીનો હતો તે લેતા આવ્યા, અને સાંજ પડતાં પહેલાં અમો શ્યાલકચારા ચટ્ટીયે ગયા.

આ જગ્યાએ એક નાની કામ ચલાઉ છાપરી, કે જેમાં પેસવા માટે ફક્ત બે હાથ ઊંચુંને દોઢ હાથ પહોળું બારણું હતું, તેમાં મોદીની દુકાન હતી. ત્યાંથી ૧૦ કે ૧૨ હાથને છેટે કામ ચલાઉ ફક્ત ઘાસનીજ બનાવેલી અનઘડ લાકડાંની ગોઠવેલી ૧૫ હાથ લાંબીને પાંચ હાથ પહોળી ચટ્ટી હતી. તેમાં નીચે લીંપણુ પણ નહિ હોવાથી ખાડા ટેકરા જેવું હતું, આ ચટ્ટી તદન જંગલમાંજ છે; ને તેનાથી ૦ા મૈલ પર બાજુમાં થોડાં છાપરાં-

વાળું. ગામ છે. છતાં આ જગ્યાએ અમોને ઘોર જંગલનો પૂરતો ભાસ થતો હતો. અત્રે પણ કાઠીઆવાડી યાત્રી અમારા પહેલાં આવીને દાખલ થયાં હતાં. અત્રે યમુનોત્રીનો મહારાજ (પંડયાજી) ગોર, અમારે માટે, ચટ્ટીમાં ખાડા ટેકરા હોવાથી, ત્યાં ચીડના ઝાડમાં ફૂલની જગ્યાએ થતી સળીઓને ઘાસની માફક ઝાડ તળેથી વીણી લાવી પાથરવા લાગ્યો. અમે તેને કહ્યું કે હમારે ગોરની જરૂર નથી, માટે તમારે અમારા માટે, અમારા કહ્યા સિવાય, કાંઇ પણ વસ્તુ લાવી અમારૂં કામકાજ કરવું નહિ; એટલે તેણે શળીઓ પાથરવા માટે લાવવાનું માંડી વાળ્યું. તે કાઠીઆવાડી યાત્રીઓમાં એક વૃદ્ધ બાઇ જોડા વિના પગે ચાલતાં હતાં. તેથી ઠોકર વાગી હતી તેને પાટો બાંધતાં હતાં. તેમને અમે કહ્યું કે જો તમે જોડા પહેરીને ચાલો તો ઠોકર વાગે નહિ, ત્યારે તેમના ભાઇએ કહ્યું કે અમારી પાસે જોડા છે પણ મારી બહેન પાસે નથી. એમ તેમણે કહ્યું તે વખતે મારી પાસે ચામડાનો મજબુત વગર ડંખે તેવો જોડો હતો તે મને માફક આવે એવો હતો. એટલે બીજા કંતાણના જોડાની વિશેષ ગરજ નહતી. છતાં જોડાની ત્રણ જોડ કંતાનની મારી પાસે વધુ ખાતે રાખેલી હતી. તેમાંથી એક જોડ તેમને પહેરવા માટે આપી તેથી તેઓ ઘણાં જ ખુશી થઈ આશીષ દેવા લાગ્યાં અને તેની કીંમત મને આપવાને કહ્યું, પણ મે તેની કીંમત લીધી નહિ. આ પ્રમાણે રાખેલી યાત્રાના ઉપયોગની ચીજો આપણને નહિતો બીજાને પણ ઉપયોગ આવે છે, માટે શક્તિના પ્રમાણમાં વધારે ખપની વસ્તુઓ અવશ્ય સાથે રાખવી.

ચટ્ટી અને ગામ સાલકયારાથી ૬ મૈલપર છે. રસ્તો પ્રથમ ૪ મૈલનો આકરી ચઢાઈનો ને પછી ૨ મૈલની ઊતઈનો છે. બીજે દિવસે સવારે અત્રેથી ચાલવા માંડયું.

ચટ્ટીથી અર્ધો ફર્લાંગ ચાલતાંજ એક મોટી જબરી ચઢાઇ ચઢવામાં આવી. તે લગભગ ચાર મૈલની હતી તે વિષમ ચઢાઈ માહા મહેનતે ચઢીને એક પહાડના શીખરની ટોચપર આ-

વ્યા, અત્રેથી ચારે બાજુ દશ દશ માઈલ સુધીના દેખાવો નજર સમક્ષ સ્પષ્ટ દેખાતા હતા. અત્રે અમો વિસામો ખાવા બેઠા. જેપાનીઓને બોજાવાળા ચલમ ભરીને તમાકુ પીવા બેઠા, ત્યાં સ્યાલકયારાવાળા પંડયાજી પણ આવ્યા. તેમણે અમારા દેખતાં કંઈપણ શંકોચ વગર જેપાનીની પીધેલી ચલમ લેઇને ખુશીથી પીધી એટલુજ નહિ પણ અત્રેના બ્રાહ્મણો હુકા પણ પીયે છે. કોઇ પણ રીતે આચારવિચાર સમજતાજ નથી તેમજ દરરોજ સ્નાન પણ ઘણે ભાગે કરતા હોય તેમ લાગતુ નથી અત્રેના આજુબાજુના પહાડોના ગગનગામી ઊંચાં શિખરો જાણે ઊંચાઇમાં એક બીજાની સ્પર્ધા કરતાં હોય તેમ દેખાવા લાગ્યાં. અઢળક બરફથી ઢંકાએલા તે નગરાજનાં અતિ વિશાળ એવાં પાહાડોનાં સુરમ્ય રૂપેરી શિખરોપર પડતા સૂર્યના કિરણોને લીધે, ઝળકાટ મારતાં રંગબેરંગી તે શિખરો સુવર્ણ સમાન સોભાયમાન દેખાતાં હતાં. જેમ જેમ ઊંચા ચઢતા ગયા તેમ તેમ ટાઢનું જોર પણ વધવા લાગ્યું. અત્રે જેપાનીઓએ અમને કહ્યું કે આ શુભ્રવર્ણના દેખાતા પહાડોના શિખરોપર આપણે જવાનું છે. ત્યાં વિસામો ખાઈ નીચે ઉતરાઈ ઉતરી અમો ડંડીઆલ ચટ્ટીએ આવ્યા.

અત્રે એક દુકાન, ને ૨૦ થી ૨૫ ઘરનું ગામ છે. પાણી નજીકમાંજ વહે છે. અત્રે આવતાં જેપાની લોકો છ માઇલની સખત ચઢાઈ ઉતરાઈથી થાકી ગયા હતા. ત્યાં આવી વિશામો લેઇ અત્રેજ રહેવા માટે તેઓએ કહ્યું. પરંતુ ચટ્ટી સગવડ વિનાની ને સવારના સાડા આઠજ વાગેલા હોવાથી અમોએ તેઓને આગળ ચાલવાને કહ્યું, ત્યારે તેઓએ કહ્યું કે અમોને પહાડનો ચડાવ ચઢવાથી ભૂખ ઘણી લાગી છે. તેથી અમારાથી આગળ ચાલી શકાશે નહિ. તેથી અમોએ દરેક જેપાનીઓ અને બોજાવાળાઓને ટેકરીપર જઈ દુકાનદાર પાસેથી ચણા અપાવ્યા, જે ખાધા પછીથી તે લોકો ખુશીથી ચાલવા તૈયાર થયા.

**શીમલા**—ડંડીયાલથી ૩ મૈલ છે રસ્તો ઉતરાઇનો છે તેમજ ક્વચિત ચઢાઇ, ને થોડો સીધો છે. સવારના પહોરમાં

કંઈ સહન થાય તેવી અમને લાગતી હતી. આજુ બાજુના સુંદર દેખાવો જોતાં અમો સીમલા ચટ્ટીએ પહોંચ્યાં.

અંત્રે એક દુકાનને કામ ચલાઉ ઘાસના છાપરાની ચટ્ટી છે. અમને જોતાંજ તે ચટ્ટીના દુકાનદારે અમને પૂર્ણ સ્નેહથી આદર સત્કાર કરી અત્રે રહેવાને માટે ઘણી આજીજી કરી, ચટાઈ લાવીને પાથરી; પરંતુ વખત પૂરતો હોવાથી, અને આથી ગંગનાણી મુકામ સારો હોવાથી, તેમજ ત્યાં યમુનાજીનો કિનારો હોવાથી, ઘણે વખતે યમુના સ્નાન કરવાનો સમય પ્રાપ્ત થએલો છે, એમ જાણી, અમો આવતી વખતે તમારી ચટ્ટીએ ઊતરીશું, એમ તે દુકાનદારને કહી અમે ચાલતા થયા.

**ગંગનાણી**—સીમલાથી ૨ માઇલ છે. રસ્તો ઊતરાઈનો છે દોઢ મૈલની ઊતરાઇ ઊતરવા પછીથી થોડાં છાપરાં આવ્યાં. આ જગોએ દહેરાદુન મૂકયા પછીથી ફક્ત ત્રણ આંબાનાં ઝાડ અમારા જોવામાં આવ્યાં. ત્યાંથી આગળ ચાલતાં જ્યારે ચટ્ટી ૦। માઈલ રહી એટલે અમને જેપાનમાંથી ઊતારીને તે લોકો ચલમ પીવા બેઠા, અને અમને પગરસ્તે ચાલવા કહ્યું. તે પગ રસ્તે નીચાણમાં ઊતરી અમો ચટ્ટીપર દાખલ થયા. થોડીવારે જેપાનીને બોજાવાળા પણ આવ્યા.

અત્રેનો દુકાનદાર જાતે બ્રાહ્મણ હતો, ને અત્રે આવેલા જમદગ્નિ કુંડપરની શિવલિંગ વિગેરે મૂર્તિઓનું પૂજન પણ તેજ કરે છે સીધું સામાન વિગેરે પૂરતા પ્રમાણમાં તેની પાસે હતું રહેલાના મકાનની સામે તેની તદન લાકડાથી બનાવેલી દુકાન હતી યમુનોત્રી અને ગંગોત્રી તરફના ઘણા દુકાનદારો અને ગામના માણસો ઘણે ભાગે રહેવાની જગ્યાથી સીધુ સામાન ભરવાની ગરજ પ્રમાણે અલગ જગ્યા હાથ દોઢ હાથ ઊંચો લાકડાનો ચોતરો બનાવી તેના ઉપરની ચારે બાજુની છેડાની હાથ હાથ જગ્યા છોડી વચમાં લાકડાનું એક પાંજરા જેવું ઘર બનાવી રાખે છે, અને તેનું બારણું બે હાથનુંજ રાખે છે. ઘણે ભાગે તેમાં બેસીનેજ બેસી શકાય છે અને બારણા સિવાય જાળી કે

બારી તેમાં કંઈપણ હોતું નથી. અમને જે જગા રહેવા આપી હતી તે જગામાં રસોઈ થઇ શકે તેમ નહતું. તેથી દુકાનની પાછલી બાજુના ખુલ્લા મેદાનમાં રસોઈ કરવાની શરૂ કરી. અમે પરશુરામના પિતા જમદગ્નિ ઋષિનો છ હાથ સમચોરસ કુંડ છે, તેમાં સ્નાન કરી શિવલિંગ અને મૂર્તિનાં દર્શન કરીને યમુનાજીમાં સ્નાન કર્યું. બપોર થયેલા હોવાથી અમને વિશેષ ઠંડી લાગી નહિ. પ્રાતરાન્હિક કરીને જ્યાં જમવાની તૈયારી કરી કે અકસ્માત પવનનું જોર વધ્યું. ભોજન પીરસેલું હતું તેમાં ઉડી ઉડીને ધુળની રજોટી વિગેરે પડવા માંડયું, જેથી તે ઉડી આવેલી રજોટી સાથેનુંજ ભોજન જમીને જરા વિશ્રાન્તિ લીધી. આજે સાંજની મુસાફરી કરવાની નહતી તેથી સાંજે ચાર વાગે મોદીએ બનાવેલો નાનો બગીચો ફળફૂલના ઝાડોનો જમદગ્નિ કુંડ અને યમુનાજીની વચમાં આવેલો જોયો. ત્યાં આશરે ૧૫ વરસની મોદીના દીકરાની દીકરી ડાંગર ખાંડતી હતી. તેનો ખાંડવાનો પ્રકાર આપણી દેશી ખાંડવાની રીતથી જુદોજ જોયો. આપણા દેશની પેઠે પત્થરનો ખાંયણીઓ જમીનમાં દાટેલો હોતો નથી, અને સાંબેલાના નીચે જે લોખંડની ખોલી બેસાડેલી હોય છે. તે અત્રે બીલકુલ હોતી નથી, પણ ફક્ત સાંબેલાના આકારનું લાકડું લેઈ તે એક લાકડાની ખાંયણીમાં ડાંગર નાખીને ખાંડે છે તેથી ઘણે ભાગે ચોખા ભાંગી જઇ કણકી થઇ જાય છે.

વળી આ દીવ્ય પહાડપરની પવિત્ર યાત્રામાં દાનધર્મ કરવાની જે યાત્રીની ઇચ્છા હોય તેણે, બીજાં દાનધર્મ કરવા કરતાં યાત્રાર્થે આવેલા સાધુ, સન્યાસીઓ મહાત્મા, ભિક્ષુકો, વિગેરે ઠેકઠેકાણે યાચના કરતા આપણી પાસે આવે છે તેવા તીર્થવાશી ભીક્ષુકાદિને અન્ન, વસ્ત્ર અને દવા આપવાનું મહાન પુણ્ય છે. તેમાં પણ ક્ષુધાર્તોને, પોતાની શ્રદ્ધા મુજબ; અન્નદાન આપવું તેના જેવું અત્યુત્તમ પુણ્યપ્રદ બીજું એકે નથી. કહ્યુ છે કે, " सर्वेषामेव दानानां मन्नदानं महीयते ॥ " માટે ક્ષુધાર્તોને અન્નદાન આપવું વધારે સારૂં છે. તેમજ, દુખથી પીડાતા રોગીને

હવા આપવી તે પણ એક મહાન પુણ્ય છે, તેમજ અત્રે ઠંડી વિશેષ પડતી હોવાથી વસ્ત્ર રહીતને વસ્ત્ર આપવું તે પણ એક મહાન પુણ્ય છે. ગંગનાણી ચટ્ટીએ મોદીના ઘરની પાછળ એક જીર્ણ હાલતમાં ધર્મશાલા છે આગળ છુટી પરસાળ છે, અને ત્રણચાર ઓરડીઓ છે.

જમદગ્નિના કુંડની બહારની બાજુ અને બગીચો એ બેની વચમાં એક કોશના પ્રવાહ જેટલા નાળાનું જળ વહે જાય છે, અને તે જળથી અત્રેના મોદીએ થોડી જગ્યામાં બગીચા જેવું બનાવી તે જળનો પ્રવાહ બગીચામાં દાખલ કર્યો છે. બગીચાને જોઈતું પાણી મળ્યા બાદ વધારાનું પાણી ત્યાંથી યમુનાજીમાં ચાલ્યું જાય છે. આ બગીચો પા વીઘા જેટલી જમીનમાં મોદીની દુકાન પછવાડે છે. જમદગ્નિના કુંડમાં બે જુદી જુદી ધારાનું પાણી ધીમું ધીમું પડે છે. તેને ગંગા યમુનાની ધારા કહે છે અને તે કુંડનું જળ કુંડની અંદરના ભાગમાં મૂકેલા નળદ્વારા નીકળી યમુનાજીમાં મળે છે. કુંડનું જળ સ્વચ્છ નિર્મલ અને ઠંડુ છે. કુંડના ઉપલા ભાગમાં યમુનાજીના સામે મુખવાળી ગંગાજીની મૂર્ત્તિ શંકરનું લિંગ, અને બીજી બાજુએ ઋષિનાં નામનો એક પત્થર છે. હરદ્વારથી નીકળ્યા પછી યમુનાજીનું સ્નાન ને પાન પ્રથમ અહીં થાય છે.

અત્રે રાત્રે મોદીની દુકાનમાં માલ તોલવા માટે દીવાની જગ્યાએ ચીડના ઝાડના અંદરના ગર્ભના ભાગનું લાકડું, જાણે તેલ પાએલું હોય તેવું, અને તેને હથ લગાડતાં ચીકાસ હાથે ચોંટી આવતી હોય તેવું પેનસીલ કે દાતણ જેટલી લાંબી સળીનું સળગાવવાથી ગ્યાસના દીવા જેવો સરસ તેજનો પ્રકાશ થતો જણાતો હતો, અને તે પેનસીલ જેટલો લાકડાનો કડકો લગભગ વગર ઓલાયે પા કલાક સુધી પ્રકાશ આપે છે. પહાડમાં ગ્યાસતેલ કે દીવેલના દીવાઓ કોઈપણ વાપરતું નથી. અને દીવેલ મલતું પણ નથી તેથી ઘણે ભાગે રાત્રે જરૂર પડતાં આ લાકડાના કટકાનો ઉપયોગ કરે છે, જેથી દીપકની ગરજ

જેવું રહેતું નથી. હાલમાં કેટલાક દુકાનદારો ડીટમારના લૅન્ટર્ન. (ફંડીલ) કે જે પવનમાં હોલાતા નથી તે ફાનસો જ્યાં જ્યાં ઘાસતેલ મલે છે ત્યાં ત્યાં વાપરે છે. અને અમારી પાસે તેવાં બે ફાનસો હતાં તેની કેટલાક દુકાનદારો માગણી પણ કરતા હતા—

**અત્રેના પહાડોમાં રાત્રે ચોરથી બચાવ કરવાની રીત.**

અત્રે મોદીના ઘર અને દુકાનની વચ્ચે ૧૨ ફૂટનું અંતર છે, અને તેની દુકાનમાં માલ અને રોકડ વિગેરે કીમતી વસ્તુઓ હોય છે, તેથી રાત્રે ચોર વિગેરેથી માલ વિગેરેનું રક્ષણ કરવા દુકાનમાં પેસવાના લાકડાના બારણાની વચ્ચોવચ એક કડું જડી લીધેલું હોય છે, તેમાં એક આંગળની જાડાઈની સાંકળ ભેરવેલી હોય છે. તે સાંકળ દુકાનદારના સૂવાના મકાન સુધી લાંબી હોય છે. અને તે સાંકળને દુકાનથી ૭ ફુટની છેટાઇએ એક ઘંટ જમીનથી લગભગ છ હાથ ઉંચાઇએ લટકાવેલો હોય છે, તેથી ચોર તેને પહોચી શકતો નથી, અને દુકાનનું બારણું તે કોઈપણ રીતે ખોલે છે તો સાંકળ હાલવાથી વચમાં આવેલો ઘંટ વાગે છે. તે ઘંટ વાગવાની ખબર દુકાનદારને પડતાં તે જાગે છે, તેથી ચોરી થઇ શકતી નથી.

તેમજ, યમુનોત્રી જઈ અત્રે પાછું આવવું પડતું હોવાથી અમારી પાસેનો વધારાનો બોજો અમે અત્રેજ મૂકી ખપ પૂરતો સામાનજ સાથે લીધો હતો યાત્રીયે પણ ખપ પુરતો સામાન સાથે રાખી બાકીનો અત્રે મુકી આવતી વખતે સાથે લઇ લેવો.

અત્રે અમોને આપેલી ઓરડીમાં રાત્રિયે સઘળા યાત્રીઓને સૂવાનો સમાસ થાય તેમ નહતું, જેથી જ્યાં મોદી માળપર રહેતો હતો તેની બહારની છુટી પડાલીમાં અમો પુરૂષ વર્ગ સૂઈ ગયા, અને બૈરાંઓ ઓરડીમાંજ સૂતાં. સવારે શૌચાહિક ક્રિયા કરી અમોએ આગળ ચાલવા માંડયું:—

**કૂતનૂર કે જગન્નાથ:**—ગંગનાણીથી છ મૈલ છે. રસ્તો સીધો છે. ગંગનાણી ચટ્ટીથી ખાસ યમુનોત્રીના રસ્તાપર જવા માટે એક ફર્લાંગ જેટલી ઊંચાઇએ પગદંડીને રસ્તે ચઢાવ ચઢવા

પછી મોટો રસ્તો શરૂ થયો. ને અમે તે ચટ્ટીએ પહોંચ્યા.

અત્રે એક મોદીની દુકાન અને જગન્નાથજીનું મંદિર પણ છે. ત્યાંથી અમે આગળ ચાલવા માંડયું.

**ઓજરી કે બજરી** કુતનુર કે જગન્નાથથી ૪ મૈલ છે, ને રસ્તો સાધારણ ચડઉતરનો ને થોડો સીધો છે, અને છેક ચટ્ટિ નજીક આવતાં નાની નદીમાં ઉતરી,પોણા ફર્લાંગ ચાલતાં, નીચાણમાં ચટ્ટીએ પહોંચ્યા.

આ ચટ્ટિયે અમોયે મુકામ કર્યો. અત્રેથી બીજા એક મૈલ પર આ દુકાનદારના ભાઈનીજ ચટ્ટી છે. તેને પણ ઓજરી કે બજરી ચટ્ટિજ કહે છે, પણ તે ચટ્ટી આગળ વસ્તી નથી જ્યારે અત્રે ગામના ૧૫ થી ૨૦ છાપરાં પણ છે. અત્રે વસ્તાં કેટલાંક સ્ત્રી પુરૂષોને બાળકો અમારી પાસે સોય, દોરા, પાઈ, પૈસા, ચાંલ્લા, જનોઈ, વિગેરે માગવા આવ્યાં હતાં, તે સર્વેને અમે આપવાથી તેઓ ઘણાંજ ખુશી થયાં હતાં અત્રે ચટીના નીચેના ભાગમાં દુકાન છે તેની પાછલી બાજુ એક લાકડું કોચી ત્રણ પગથીઆંનો આકાર બનાવેલી નીસર્ણીયે ચડીને અમે નાના બારણામાં દાખલ થયા, તે મકાનની વચ્ચે ભઠ્ઠી જેવો ચુલો હતો. બીજું હવા અજવાળું આવવાની બીલકુલ જગા ન હતી. રસોઈ ચાલુ કરી એક આનાના એક હાંડાના હિસાબે ત્યાંની નદીમાંથી પાણી મંગાવ્યું. અત્રે કેટલીક જગ્યાએ પહાડોમાં ગધિલા વજના છોડા પાણીમાં થાય છે. બાજરીનાં પાનાં જેવાં તેનાં પાંદડાં હોય છે.

તેમજ, અત્રે કેટલીક જગ્યાએ અફીણ વાવવામાં આવે છે ખરૂં, પણ તેના જીંડવામાંથી છેદ પાડી અફીણ ઉત્પન્ન કરવા દેવામાં આવતું નથી, કેમકે રાજ્ય તરફની મનાઈ છે.

માત્ર ખસ ખસનીજ ઉત્પત્તિ કરી શકાય છે તેમજ, ગંગનાણી મૂકયા પછીથી દરેક ચટ્ટિમાં થોડા ઘણા પ્રમાણમાં ગાંજાના છોડો, વાવ્યા વગર કુદરતી રીતે જ્યાં ત્યાં ઉગેલા જણાય છે, જ્યારે તે ગંગોત્રીના રસ્તામાં કવચિતજ જોવામાં આવતા હતા.

વળી અત્રે આજુ બાજુના પહાડોપરનાં ઘણાં ખેતરોમાં આ વખતે ઘઉંનો પૂંખ તૈયાર થઇ રહ્યો હતો અને અત્રેના વતની કેટલાક પાહાડી લોકો તદ્દન પાકીને સુકાઈ ગયેલા ઘઉંની કાપણી કરી તેના ભારા બાંધી પોતાને ઘેર લાવતા હતા, તેઓને પૂછતાં તેઓએ કહ્યું કે ઘઉંનો પૂંખ જોઇએ તેવો તૈયાર છે, અને તમારે જોઈશે તો અમો તૈયાર પૂંખ પાડીને તમને વેચાતો આપીશું, એમ તેમનાં કહેવાથી અમોએ આઠ આના આપી પૂંખ પડાવી મંગાવી જેપાનીયો તથા બોજાવાળા એમ સર્વેયે મલી તે પૂંખ અમોએ અચ્છી તરેહથી ખાધો. આપણા દેશમાં આ પૂંખખાતાં જે મઝા આવે છે તે કરતાં અમોને આ પૂંખ ખાતાં ઓર આનંદ લાગતો હતો.

ત્યાર બાદ રસોઈ માટે સીધા સામાનની પૂરતી સગવડ કરી, અમો પુરૂષ વર્ગ અત્રે નીચાણમાં આવેલી નદીમાં એક ફર્લાંગ દૂર નહાવાને માટે ગયા, તો ત્યાં પાણીની નજીકમાં કેટલાક જેપાનીઓ રસોઈ કરતા, કેટલાક આજુ બાજુથી લાકડાં વીણી લાવતા, અમોએ જોયા. તેવીજ રીતે નેપાલી બે બોજાવાળા, બન્ને કાકો ભત્રિજો થતા હતા, તેમાંનો ભત્રિજો પ્રતાપ, રોટલાનો લોટ બાંધતો હતો, અને તેને પાણીનો ખપ પડતાં કંઇ પણ વાસણ વગર નદીમાંથી પાણી લઈને લોટ બાંધતો હતો, અને તેનો કાકો વિજય એટલામાંજ લાકડાં વીણતો હતો. આ પ્રમાણે આ લોકો પાણીની નજીકમાં મુકામ કરતા હોવાથી તેઓને પાણી ભરી લાવવાની ખટપટ કરવી પડતી નથી, અને આખી યાત્રા દરમીયાન, મોદીને લાકડાંના પૈસા તેમને આપવા પડતા નથી. ફક્ત વરસાદના દિવસોમાંજ તેઓ દુકાનદાર પાસેથી એક પાણીનું વાસણ માગે છે, અને તેવે ઠેકાણે આપણી પાસે લાકડાં અપાવવાની માગણી કરે છે. છતાં આપણે ના આપીયે તોજ પૈસા ખરચીને લે છે, ને ચટ્ટીમાં રસોઇ કરે છે. બાકી ઘણે ભાગે જળની આગળજ તેઓ રસોઈ કરીને જમે છે. અત્રે હમારી કહેવાની મતલબ એ છે કે જેઓ જાતેજ બોજો ઉંચકી પગે ચાલી કરકસરથી યાત્રા કરવા ઇચ્છતા હોય એવા યાત્રીએ અથવા સાધુ

કે ભિક્ષુક વર્ગે પોતાની પાસે બોજો વિશેષ ન રાખતાં આવી રીતે ઓછાં વાસણોથી કામ લેવાથી બોજો ઉંચકવાની કડાકુટ ઓછી થાય છે.

**રાના** ઓજરીથી ૪ મૈલ ને રસ્તો સહેજ ચડાઇનો, ને સીધો છે ગંગનાણીથી રાના સુધી ઘણી જગોએ અખરોડનાં ઝાડ છે અત્રે કામ ચલાઊ છાપરીને મોદીની દુકાન છે.

**હનુમાન**—રાનાથી ૨ મૈલ છે. રસ્તો નજીવી ચડ ઉતરનો ને ઘણે ભાગે સીધો છે. રાનાથી નીકળી પુલ ઉતરી અમો આગળ ચાલતાં થોડીવારે હનુમાન ચટ્ટીયે પહોંચ્યા.

આ ચટ્ટી ઘણીજ ભેજવાળી છે. ફક્ત બે ત્રણ ઓરડીઓ છે. તેપણ અધુરી, બારણાં વિનાની છે. કોઇ વિશેષ છાપરાં તથા દુકાનો પણ નહિ હોવાથી અત્રે સ્વચ્છ સીધું સામાન તથા દૂધ વીગેરે કાંઈ પણ મળી શકતું નથી, જેથી આ ચટ્ટિએ સગવડ પૂર્વક રહી શકાય તેવું નથી, છતાં પાણીની સગવડ અત્રે ઘણીજ સારી છે, કેમકે ચટ્ટિની નજીકમાંજ હનુમાન ગંગા નામની નદી સતત્ વહ્યા કરે છે.

**ખરસાલી**—હનુમાન ચટ્ટીથી ૫ મૈલ છે. રસ્તો સીધો અને સરલ છે. ફક્ત ખરસાલીની નજીક પહોંચતાં યમુનાજી આવે છે. તે ઉપર લાકડાના પૂલ ઉપર થઇને યમુનાની પેલે પાર લગભગ એકથી દોઢ ફર્લાંગ જેટલો ચઢાઇનો અખડાબખડીવાળો વિકટ રસ્તો ચઢીને અમો ખરસાલી આવ્યા.

આજે જેપાનીઓએ ઓજરીથી છ મૈલપર હનુમાન ચટ્ટીમાં રહેવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ અમોએ ફક્ત છ મૈલનીજ મુસાફરી કરેલી હોવાથી ને અંતઃકરણમાં યમુનોત્રી કેમ જલદી પહોંચાય એવી જીજ્ઞાસા હોવાથી, અમોએ જેપાનીઓને હનુમાન ચટ્ટીથી પાંચ માઇલ આવતી ખરસાલી ચટ્ટીમાં જવા માટે આગ્રહ કર્યો પણ જેપાનીઓએ માન્યું નહિ. છતાં અમે જ્યારે ત્યાં જવાનોજ નિશ્ચય કર્યો ત્યારે તેઓએ કહ્યું કે અમે ભૂખ્યા થયા છીએ તેથી ચાલી શકાશે નહિ, એ-

ટલે અમોએ તેમને ખરસાલી મુકામે ચણા આપવાની કબુલાત આપી કે તે લોકો ખુશીથી ખરસાલી આવ્યા હતા.

ત્યારબાદ, શ્યાલકચારા ચટ્ટીમાં અમોને જે પંડયા મળ્યા હતા તેજ પંડયાને અમોએ ગોર તરીકે કબુલ કર્યા અને તેમને ત્યાં અમારો મુકામ કર્યો. આ વખતે લગભગ ૧ વાગ્યાનો વખત થયો હતો, છતાં પણ ઠંડી હદ બહારની લાગતી હતી. અમારી કોઈની પણ ઠંડા પાણીએ નહાવાની હીંમત ચાલતી નહોતી, જેથી અમોએ ગરમ પાણીથી નહાવાનો વિચાર કર્યો અને ગોર પાસે એક લોખંડનું કઢાઇણી મંગાવ્યું પણ પાણી લગભગ બે ફર્લાંગ જેટલું નીચાણમાં હતું, જે નીચાણમાં જઇને પાછો તેટલોજ ચઢાવ ચઢીને લાવવું અમારે માટે તો ઘણુંજ કઠિન હતું, જેથી એક હાંડાના ત્રણ ત્રણ પૈસા ઠરાવીને માણસો પાસે પાણીને લાકડાં મંગાવી પાણી ખુબ ગરમ કરીને અમો સર્વેએ સ્નાન કર્યું. પાણી પુષ્કળ ગરમ કર્યું હતું છતાં એટલી બધી ઠંડી હતી કે વરાળો નીકળતું ગરમ પાણી શરીરપર રેડતા જોતજોતામાં ઠંડું થઈજતું હતું. સ્નાન કરી, ગરમ કપડાં પહેરી, તાપણી કરાવીને થોડીવાર તાપ્યા બાદ રસોઈ કરવાનો વિચાર કર્યો, અને સઘળા જેપાનીઓને રૂા. ૧ા ચણા લેવાને માટે આપ્યો.

આ પંડયા લોકોને રહેવાનું ગામ છે ગામ ઘણુંજ અસ્વચ્છ છે. સફાઈ બીલકુલ જણાતી નથી, ને તેમાં વળી ચારે તરફ આસ્માન સાથે જાણે વાતો કરતા હોય તેવા સફેદ દૂધ જેવા બરફથી ઢંકાએલા પહાડો ફરી વળેલા હોવાથી અત્યંત ઠંડીને લીધે અમારાં શરીર સંકડાઈને દાંત કડકડ કડકડ બોલતા હતા. તેમજ જેમ મથુરાંમાં માંકડાંનો ત્રાસ છે તેવોજ ખરસાલીમાં કાગડાનો ત્રાસ છે તેઓ જોતજોતામાં નજર ચુકાવી ખાવાની વસ્તુઓ નીડરપણે લઈ જાય છે.

આ યમુનોત્રી તરફનાં મકાનોમાં ઘરમાં પેસવાના દરવાજા ઘણાજ નાના હોય છે, તેમ છાપરૂં પણ નીચું હોય છે, જેથી અંદર માથું નમાવી કેડેડથી વાંકા વળી મકાનમાં દાખલ થવાય

છે. માથું નમાવી વાંકા વળવામાં જો જરાક ચૂકી ગયા તો અવશ્ય માથામાં છાપરું વાગ્યા વિના રહેતું નથી, અને કેટલીક જગ્યાએ તો બારણાં એટલાં બધાં નાનાં હોય છે કે તેમાં બેસીનેજ પેસી શકાય છે. વાંકું વળીને પણ જવાતું નથી, આવાં નાનાં બારણાં મુકવાનું મુખ્ય કારણ બારણાં સિવાય કોઈ પણ જગ્યાએથી પવન સુદ્ધાં પ્રવેશ કરે નહી તેવું ભોંયરા જેવું ઘર બનાવવાથી ઘરમાં બરફ વખતે ટાઢથી બચી શકાય છે. આવાં અત્યંત નાનાં મકાનોમાં પેસતાં નીકળતાં યાત્રીઓએ ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે.

અમારા ગોરનું મકાન પણ ઉપરના સંસ્કારો વાળુંજ હતું. તેના નીચેના ભાગમાં અમોએ ગરમ પાણી વિગેરે કર્યું હતું, ને ઉપરના ભોંયરા જેવા ભાગમાં અમોએ નિવાસ કર્યો હતો. અત્રેના દરેક મકાનોમાં ચૂલાઓ ભઠીના આકારમાં ઘરના મધ્યમાં કરેલા હોય છે, કારણ કે બરફ પડવાના સમયમાં તેમાં અગ્નિ રાખવાથી આ લોકો સખત શિયાલાની ટાઢ વખતે પોતાનું તે ટાઢથી રક્ષણ કરી શકે છે.

આ ખરસાલીમાં સપાટભૂમિ થોડી વધારે હોવાથી ૦। વીઘાથી માંડીને લગભગ એક વીઘા જેટલાં નાનાં મોટાં ખેતરો ઘણાં આવેલાં છે તે ખેતરોમાં ત્યાંના પંડયાના કહેવા પ્રમાણે લગભગ કાર્તિક માસમાં ઘહું વાવે છે અને ભાદરવામાં તેનો પાક ઊતારે છે. ઘહું વાવતી વખતે સખત બરફ પડવાથી તે દટાઈ જાય છે, અને વૈશાખમાં બરફ ઓગળી જતાં તે ઊગી નીકળે છે.

બરફના પહાડોની નજીક જે જે ગામો છે, ત્યાં ઘણે ભાગે સાંજનો વરસાદ વરસે છે. સવારના સૂર્યના કિરણથી બરફની વરાળ થઈ તે વરાળ રૂપી પાણી ઊંચે ચઢે છે. બપોરે તેનાં વાદળાં બંધાય છે, અને એવાં વાદળાં પવનથી પહાડોમાં એક બીજાની સાથે અથડાઈ, ગાજવીજ સાથે સાંજના વરસાદ રૂપે વરસી જાય છે.

આ ખરસાલીમાં અમે જમીને પરવાર્યા તે વખતે લગભગ બે વાગ્યા હતા, એટલે અમોએ યમુનોત્રી જવાનો વિચાર કર્યો; પણ ગોર મહારાજ કહેવા લાગ્યા કે અત્યારે જવાનો હવે વખત નથી, ત્યાં જતાં જતાં રાત્રિ પડી જશે, ને રસ્તો ઘણો વિકટ કઠિણ ચઢાઇનો છે. માટે આવતી કાલે સવારે જવું ઠીક થઇ પડશે. છતાં, અમોએ માન્યું નહિ, કેમકે અત્રેથી યમુનોત્રી ફક્ત પાંચ માઇલજ હતી, ને બે વાગ્યા હતા, તો ગમે તેવો ચઢાવ છતાં વેળાસર પહોંચવાને હરકત નહોતી, જેથી '**कृतस्य करणं नास्ति**' ॥ એ સિદ્ધાંતાનુસાર યમુનોત્રી જવા માટે અમો તૈયાર થઈ ગયાં.

યમુનોત્રીમાં જવા માટે પુજાપો વિગેરે સામાન ખરસાલીથી લેઇને જવું. ત્યાં દુકાન છે. સીધું સામાન મળે છે પરંતુ, કદાચ દુકાન નીકળી ગઇ હોય તેની હકીકત ખરસાલીમાંથી પંડયાને પુછી લેઇ જો દુકાન હોય તો સીધું સામાન લેઇ જવું નહિ, અને ન હોય તો પોતાને રહેવું હોય તેટલા દિવસનું સીધું સાથે રાખવું. પરંતુ, યમુનોત્રીમાં એક દિવસથી વધારે વખત રહેવું સલાહકારક નથી, કેમકે ત્યાં વસ્તી નથી તે તદન જંગલ છે, અને બેથી અઢી વીઘાં જેટલી ઊચી નીચી ખાડા ટેકરાવાળી સપાટ જમીનની ચારે બાજુ મોટા મોટા અગમ્ય અને અત્યંત રૂપાની મીશાલ ચળકતા એવા અદ્ભુત ગગનગામી પહાડોપરના બરફથી એટલી બધી શીતલતા પ્રસરે છે કે ગમે તેવાં ગરમ કપડાં પહેરવા છતાં પણ શરીર થર થર ધ્રૂજીને કંપી જાય છે, ખરસાલી કરતાં યમુનોત્રીની ઠંડી તો હદ વિનાનીજ છે, તે સહન કરવી બહુજ મુશ્કેલ છે. દૂધ, દહીં, મધ, સાકર, પુષ્પ, દીવાને માટે ઘીને દીવેટો, વિગેરે, તથા માતાજીને ચઢાવવા માટે ઇચ્છા હોય તો વસ્ત્રાભૂષણો સહીત, થોડીક દવાઓ અને પહેરવા ઓઢવાનાં પુરતાં સાધનો સાથે લેઇ યમુનોત્રી જવું.

યમુનોત્રીમાં જેપાન કે ડંડીવાળા જતા નથી. ડંડીવાળા

વખતે વધારે પૈસા આપવાથી યાત્રીને લેઇ જાય છે, પણ તે જવું સલાહકારક નથી. અત્રે ચાલીનેજ જવું વધારે સુગમ છે. રસ્તો તદ્દન અગવડ ભરેલો, ફક્ત પગની કેડીની માફક, ને કેટલીક જગ્યાએ તો રસ્તાનું નામ નિશાન પણ નથી, તેવી જગામાં થઇને યાત્રીને જવું પડે છે તેવે વખતે સાવચેતીથીજ ચાલવું સલાહ ભરેલું છે.

અમો પણ પગે ચાલીને યમુનોત્રી જવા સારૂ તૈયાર થયા. અને કેટલોક જોઈતો સરસામાન પ્રતાપને આપી બોજાવાળાને પ્રથમ રવાના કર્યો, અને અમોએ તે દિવસે જેપાનીઓને દરેકને શીરાપુરીના જમણનું શીધું આપવા મોદીને કહ્યું. આ લોકો હંમેશાં આટો સસ્તો મલવાથી ઘહુંના લોટના રોટલા બનાવીને ખાય છે. અને આખી યાત્રા દરમ્યાન પ્રથમ કહેલી પાંચ જગ્યાએ તેઓ યાત્રી પાસેથી ખીચડી પોતાને મનપસંદ પડતી હોવાથી હક તરીકે માગી લે છે, અને તે ખીચડી મળતાં તેમને શીરાપુરીના જમણથી પણ વિશેષ આનંદ થાય છે. પણ તેમનો તે હક્તો અમે ઉચ્ચક પાંચે તીર્થોના રૂા. ૧૫ વધારે આપવાના કરીને પૂરો કર્યો હતો તેથી યમુનોત્રીનો હક તેઓ માગે તેમ હતું. નહિ. છતાં તેમના હક ઉપરાંત જ્યારે અમારી મરજીથીજ તેમને શીરા પુરીનું જમણ આપ્યું, ત્યારે તો તે આશ્ચર્ય પામ્યા ને બોજાવાળા સહીત દરેક જેપાનીના હર્ષનો પાર રહ્યો નહિ. ઘણાજ હર્ષમાં આવી જઈ તેઓ યમુના માઈકી જે ના પોકાર કરવા લાગ્યા. અને અમો યમુનોત્રીને રસ્તે ચાલતા થયા.

યમુનોત્રી ખરસાલીથી ૫ મૈલ છે, ને રસ્તો ૧ મૈલ જરા સીધો અને ૪ મૈલની ઊભી સખત ચઢાઈનો છે. ગામ પૂરૂં થતાં જીર્ણ હાલતમાં કાળી કામળી વાળાની ધર્મશાલા રસ્તાની ડાબી બાજુએ આવી, ત્યાંથી કેટલીક સપાટ જમીનમાં પાંચ ફરલાંગ જેટલું ચાલવાનું આવ્યું, અને ત્યાં ખેતરો પણ અડધા વીઘાથી બે વીઘા જેટલી સપાટ જમીનના વિસ્તારવાળાં માલમ પડ્યાં. આવે રસ્તે પાંચ મૈલ ચાલવું તે કંઈ હરકત જેવું નથી.

એમ અમને જણાયું. તેથી યમુનોત્રી જવાને ના કહેનારા લોકો વિના કારણ પોતાના કોઈપણ અંગત સ્વાર્થ માટેજ અમને ડરાવતા હશે એમ લાગ્યું. તે પછી એક ફર્લાંગની ચઢાઇ અને એક ફર્લાંગની ઉતરાઈ ઉતરતાં યમુનાજીના કિનારે આવી પહોંચ્યા.

ત્યાં આગળ સામે કિનારે જવા માટે યમુનાજી ઉપર ફક્ત આ કીનારેથી સામે કીનારે પોહોંચે તેવાં ૧૮ થી ૨૦ ફુટ લાંબાં મોટાં બે લાકડાં એક બીજાથી બે ફુટ છેટે ગોઠવી તેના ઉપર ત્રણ ત્રણ ફુટના લાકડાના ડંડીકાઓ મુકી તેના ઉપર સપાટ પત્થરો મૂકેલા હતા. બન્ને લાકઠાની વચમાં ફક્ત બે ફુટ જેટલી જગ્યાનો ચાલવાનો રસ્તો હતો, આવો ૧૫ થી ૨૦ ફુટની લંબાઈનો પૂલ અમો સર્વને અત્રે પ્રથમજ પસાર કરવાનો હતો; તેથી ધ્રુજતા જીવે ગોકળ ગાયની ગતિએ ચાલીને સામે કિનારે ઉતર્યા. જો પૂલ ઉતરતાં ઉતરતાં કદાચ ભૂલ થઈ જાય તો તરતજ યમુનાજીનોજ ભેટો થવાનો સંભવ હતો. બૈરાંઓને પણ હાથ ઝાલીને ઉતારવામાં આવતાં પ્રભુ કૃપાએ દરેક સહિસલામત સામે કિનારે પહોંચ્યાં હતાં. કેટલાક યાત્રીઓ અહીં સુધી જેપાનમાં બેસીને આવે છે. ખરસાલીથી આ સ્થળ એક મૈલ ઉપર છે. અત્રેથી ચાલીનેજ જવું પડે છે; અથવા ચાલનાર અશકત યાત્રીને વધુ પૈસા આપતાં જેપાનીઓ મહામુશીબતે ત્યાં લેઈ જાય છે; પરંતુ ત્યાંથી ઉપર બતાવ્યા મુજબ જેપાનમાં ન છુટકેજ બેસવું, કેમકે ચાલવા કરતાં બેસવું વધારે જોખમ ભરેલું છે? ત્યાંથી સખત ચડાઈનો પહાડ શરૂ થાય છે. ફર્લાંગથી બે ફર્લાંગ ચાલતાં તો વિશામો લેવાનીજ જરૂર પડે છે, કમ્મર બાંધી લાકડાનો ટેકો લેવા છતાં પણ થોડે થોડે દૂર જતાં શ્વાસ ભરાઇ આવે છે, અને પગની ફેચરોમાં પણ ગોટલા ભરાય છે. રસ્તો પણ નામનોજ હોય છે.

કેટલીક જગ્યાએ તો પત્થરો ઉપરથી જવું પડતું હોવાથી વગર રસ્તેજ જવું પડે છે એવી ચાર માઇલની સીધી અને સખત ચઢાઇમાં કોઇ કોઈ ઠેકાણે ફર્લાંગ કે બે ફર્લાંગ જેટલી

કદાચજ સરખાઇ કે ઉતરાઇ આવે છે. બાકીની બધી ચઢાઈજ ચઢવી પડે છે. અત્રેના પાહાડપર બરૂ સરગટનાં જેવાં વિશેષ પ્રમાણમાં થાય છે અને પાહાડ પર જુજ ઝાડી પણ છે. પરંતુ છ માસ બરફ પડતો હોવાથી ગીચ ઝાડો અત્રે ઉગતાં નથી.

અમારી જીંદગીમાં તો આવી સખત ચઢાઈનો આ પ્રથમજ અનુભવ હતો, જો કે અમો અંબાજી માઊંટ આબુ, કાલિકાજી, અને ગીરનારના પહાડોપરની તેમજ આ યમુનાત્રીના રસ્તાની પણ મુસાફરી કરી, તેમાં પણ મસુરીની સખત ચડાઇ થોડાજ વખત ઉપર ચઢીને આશ્ચર્ય ચકીત થયા હતા, પણ, આતો આગલી સર્વે ચઢાઈઓને તદ્દન વિસરાવે તેવી હતી !

અદ્યાપી પર્યંત આ યમુનોત્રીના ગગનગામી વિશાળ ઉન્નત પહાડોની મુસાફરીનો સ્વપ્નમાં પણ અનુભવ થયો હતો નહિ, તેનો આજે પ્રત્યક્ષ જાતેજ અનુભવ થતો હોવાથી ખરેખર નાકમાં દમ આવી ગયો, અને થોડે થોડે વખતે થાક લાગવાથી બેસવા માંડયું. એ પ્રમાણે સર્વેને થાક પુષ્કળ લાગ્યો હતો અને પાછું જ્યારે ચાલવાનું શરૂ કર્યું કે જાણે યમુના માઇ અમારી કસોટી કરવા માગતાં હોય તેમ ધીરજ ખુટાડનારૂં નવુંજ દૃષ્ય ખડું થયું. હવે પછીનો રસ્તો ફક્ત એકજ ફુટનો એવો ભયંકર હતો કે તેની ડાબી બાજુએ સીધો દિવાલની માફક જંગી ઊંચો પહાડ હતો, જ્યારે રસ્તાની જમણી બાજુયે ત્રણસોથી પાંચસો ફૂટની ઉંડી ખાઈ હતી. આ રસ્તે જીવને જોખમે જવા જેવું છે. આ ખીણમાં નજર કરતાંજ મનુષ્યને તમ્મર ચઢે તેમ હતું. તે ખાઇના તળીએ પુરતા જોશમાં યમુનાજીનું અતિ બરફ મય શીતળને પવિત્રજળ વહી રહ્યું હતું આવા સ્થળે જો કદાચ પગ સરે કે ઠોકર વાગે તો સોયે વર્ષ ત્યાંજ પુરાં થયાં જાણવાં, કારણ કે પડતાની સાથેજ સીધા વગર અટકવે ખાઇમાં ચારસો પાંચસો ફુટ નીચે જવાની સાથે યમુનાજીમાંજ વગર વિસામે પહોંચી જવા સાથે તરતજ સ્વર્ગદ્વારથી આમંત્રણ આવ્યું હોય એમ જાણવું, આવે વખતે સાથેના માણસો પણ કોઇ પણ રીતે પડ-

નારનો બચાવ કરી શકે તેમ પણ સમજવું નહિ. આવી ખીણોમાં ઊતરવાના રસ્તા પણ હોતા નથી. જો કે આવા રસ્તા જોખમ ભરેલા છે ખરા, પણ યમુના માતાજીની કૃપાથી નિર્વિઘ્ને ઊતરી શકાય છે, ને કંઇપણ હરકત આવતી નથી. એવો રસ્તો ફકત એક ફર્લાંગ જેટલો છે, ને તે રસ્તે પગ ટેકવીને, ડાબે હાથે પહાડની ભેખડનો આશ્રય લેઇ તે રસ્તા સામીજ દ્રષ્ટિ રાખીને પતિત પાવની યમુનાજીનું સ્મરણ કરતાં કરતાં અમો સર્વેએ તે રસ્તો પસાર કર્યો. પરંતુ બોજાવાલો પ્રતાપ અમારાથી આગળ નીકળેલો હતો અને તે એજ રસ્તે પહાડની સાથે એની પીઠપરનો બોજો અથડાવાથીજ તે પડી ગયો હતો, પણ યમુના માતાજીની પૂર્ણ કૃપાથી તે ખાઈમાં પડતાં બચી ગયો હતો. બોજો પણ બાંધેલો છુટો થઇ ગયો હતો. અમો જ્યારે તે રસ્તે આવી પહોંચ્યા તે વખતે તેને કપડાં એકઠાં કરી બાંધતો જોયો ને તેણે અમને તેના પડી જવાની બીના કહીને અમને આ રસ્તે ઘણુંજ સંભાળીને ચાલવા કહ્યું. બોજાવાળો પ્રતાપ નેપાળી પહાડી હોવાથી તે પોતાનાં શરીરને ટેકવી શકયો, પણ અમારામાંથી કોઇને એમ અથડામણ થઇ હોત તો જરૂર બચત નહિ.

ઉપર મુજબના બનાવો કવચિતજ બને છે. જેનો આવરદા પુરો થઇ મરણની ભોંય કુંડાળી અત્રેજ હોય તેવાઓનેજ માટે તેવા માઠા બનાવો બને છે. આ લખવાનું કારણ એ છે જે જ્યાં જ્યાં આવા કઠણ રસ્તાઓ અગવડવાલા હોય ત્યાં ત્યાં દરેક ઠેકાણે યાત્રીએ ધીમે ધીમે પગલે, પુરતી સંભાળ ને, રસ્તા સામી દૃષ્ટિ રાખીને, નિશ્ચિંતપણે ચાલવું, અથવા આવી જગ્યાએ સાથે આવેલા ગોર વિગેરે હાથ ઝાલી સહી સલામત ઉતારે તેવી રીતે ઉતરવું, પરંતુ સ્વતંત્ર ચાલવાની જક કરવી, નહિ, ત્યાંથી આગળ ચાલતાં એક શિખરની ટોચ ઉપર જઈ પહોંચ્યા. ત્યાં આગળ ત્રણ હાથ ઊંચી દેરીમાં બીરાજેલા ભૈરવનાથનાં દર્શન કર્યાં. યાત્રી લોકો જ્યાં જ્યાં ભૈરવની ચોકી હોય છે ત્યાં ભૈરવને વસ્ત્ર અર્પણ કરવાના નિમિત્તાર્થે વસ્ત્રનો ટુકડો

કે એક વસ્ત્રની ચીંદરડી ચડાવે છે, ને તે ચઢાવવું શાસ્ત્રસિદ્ધ છે. તેનું વર્ણન કેદારનાથ જતાં ભૈરવ ચોકીએ જોવું.

આગળ ચાલતાં થોડો ઉતાર ઉતર્યા પછી પાછી ચઢાઇ શરૂ થઇ અને યમુનોત્રી ૦ાા માઇલ દૂર રહી કે એક ચઢાવ ચઢતાં રસ્તામાંજ લીશી પત્થરની, દોઢ દોઢ હાથ સમચોરસ, એકદમ ઘણીજ ઢળકતી, છાટ પડી હતી. તેના ઉપર પગ મૂકી ઊંચે ચઢવા જતાં ચામડાના જોડા પહેરેલા હોવાથી એકદમ મારો પગ લપસી ગયો, અને તરતજ સાષ્ટાંગ દંડવૃત્ત નમસ્કાર કરવા પડયા. ફરીથી ઉભો થઇ તેજ પત્થર ઉપર પગ મુકી ચાલતાં પુનઃ પણ તેવીજ હાલત થઇ પડતાં બે હાથ જમીનમાં મૂકવાથી મોં ઉપર વાગતાં બચી જવાયું, પણ ઢીચણ છોલાયા. ત્યાંથી આગળ ચાલતાં જ્યારે યમુનોત્રી ફક્ત ૦ા માઇલ રહી તે વખતે સ્હેજ અંધારૂં પણ થવા આવ્યું હતું, અને ઉતરાયનહિ એવી વસમી વાટ આવી હતી, તે આજના અમો ચાલી આવેલા યમુનોત્રીના રસ્તાને પણ વિસરાવે તેમ હતું. રસ્તાનું તો ઠેકાણુંજ નહિ. જો ભોમિઓ માણસ સાથે નહોય તો કયાં જવું તે પણ સમજાય તેમ ન હતું. રસ્તો દીવાલની માફક સીધો ઉતરાઇનો હતો. વચમાં સહેજ ખોદીને પગ ટેકવી શકાય તેવી દોઢથી બબે હાથે નિશાનીઓ કરેલી હતી. તે દરેક જણ બેસી બેસીને પંડયાજીનો હાથ ઝાલીને ઉતર્યા. એવો ૦ાા ફર્લાંગનો રસ્તો પસાર કરવા પછીથી યમુનાજીનો પૂલ આવ્યો. તે પૂલ પ્રથમ બે લાકડાનો બનાવેલો વર્ણવી ગયા છીએ તેવોજ હતો. તે સાવચેતીથી ઊતરી સામે કિનારે જઈ થોડુંક ચાલતાં એક ભોંયરાના આકારની જીર્ણ હાલતની ધર્મશાળા આવી, અને ત્યાંથી યમુનાજીનું સ્થાન દષ્ટિએ દેખાયું. ત્યાંથી આગળ ચાલતાં ૪૦ હાથને છેટે ફરીથી યમુનાજીનો તેવોજ પુલ સાવચેતીથી ઊતરી સામે કિનારે જતાં યમુનોત્રીમાં દાખલ થયાં. પંડયાજીએ અમારે માટે એક ખોલી દુકાનદાર પાસે અપાવી અને તેમાં અમે ઊતારો કીધો.

આજના કઠિણ પહાડોની સખત ચઢાઈ અને ઊતરાઈની વસમીવાટના ત્રાસદાયક દ્રશ્યો વિગેરેથી દરેક જણ થાકીને લોથ પોથ થઈ ગયાં હતાં, અમારા મનને તો સર્વથી હદ કરી નાખે તેવો, આ ખરસાલીથી યમુનોત્રીનો પાંચ મૈલનો રસ્તો ગમે તેવા કઠીણ હૃદયના યાત્રી પ્રવાસીને પણ ડગમગાવી નાખે તેવો નિષ્ઠુર, ચાલવામાં અસહ્ય, ને ધીરજને ખુટાડવાવાળો, અત્યંત કઠિણ અને કષ્ટપ્રદ માર્ગ જણાયો હતો.

બધી યાત્રામાં ઘણોજ કષ્ટદાયક રસ્તો ફક્ત આ યમુનોત્રીનોજ છે. આ રસ્તાની વિષમ વાટને નમસ્કાર કરવા જેવું છે. તથાપિ અત્યંત શ્રદ્ધાપૂર્વક જનાર યાત્રીને તે યમુના માતાજી હિંમત આપી સુખરૂપ પોતાનાં દર્શનાર્થે આવવા દે છે. છતાં પણ, અમારે કહેવું પડે છે કે અત્ર કોઇ જાતની તરકીબ કે અકકલ હોંશીઆરી કામ આવતી નથી. દરેક રીતે પ્રભુ બચાવે તોજ બચી જવાય તેમ છે; બાકી ડગલે ને પગલે જાનનું જોખમ સમાએલું છે.

અમો જે ઓરડીમાં મુકામ કરીને સૂતા હતા તે ઓરડીમાં કોઇ પણ જગ્યાએથી પવન આવે એવું નહોતું; ફક્ત બંધ કરેલાં બારણાંની ફાટોમાંથી પવન અને ટાઢનું આવવાનું થતું હતું, પણ ચારે બાજુએ આવેલા ફરતા ગઢની માફક હદ વિનાની ઊંચાઈના શિખરો ઉપર હિમાચ્છાદિત શુભ્રવર્ણી શિખરોના સમૂહને લીધે જીંદગીમાં નહિ અનુભવેલી એવી સખત ટાઢનો અનુભવ આજે અમો સર્વને થવા લાગ્યો. આવી ઠંડી અમોને ઘણીજ અસહ્ય થઈ પડી હતી. હવે છેક રાત્રિ પડી ગએલી હોવાથી કાંઇ પણ ખાધા સિવાય સુવાનોજ વિચાર કરતા હતા, તે વખતે અમને યાદ આવ્યું કે ગોર અને ત્યાંના રહીશો તેમજ જેપાનીઓનું કહ્યું નહિ માનતાં અમોએ જે યમુનોત્રી આવવાનું સાહસ કર્યું તે ખરેખર તદન ભૂલભરેલુંજ હતું; અને અમોને વિસ્મય સાથે લાગ્યું કે આ મુસાફરી અમે પાંચ માઈલની કરી કે ૧૫ માઇલની કરી! ખરેખર પાંચ માઈલની મુસા-

ફરી ફરવા છતાં ૧૫ માઈલ જેટલીજ આ મુસાફરી અમોને માલમ પડી, છતાં અમો મુકામ ઉપર જલદી દાખલ થયા તેજ તે યમુના મૈયાની મોટી કૃપાજ માની લીધી, કારણકે જો અડધો કલાક ટાઈમ વધારે થઇ જાત અને રાત્રિ પડી ગઈ હોત તો આ ઊતરાઈમાં અંધારામાં અમારૂં શું થાત તે કહી શકાય તેમ નથી. ખરેખર માતાજીએજ અમારી રક્ષા કરી કહ્યું છે કે–
" कु पुत्रो जायेत, क्वचिदपि कुमाता न भवति ॥ "

ત્યારબાદ ગોર પાસે મોદીને ત્યાંથી ચણા મંગાવી ખાધા, અને બટાકા મંગાવી ગોરની પાસે ગરમ પાણીના કુંડમાં બફાવી મંગાવી તે અમો સર્વે એ યમુના માતાજીની પ્રસાદી ગણીને ખાધા, તેની મીઠાશ કોઇ ઓર હતી, અને તે કુંડના ગરમ પાણીમાં બાફેલા હોવા છતાં તેમાં ગંધક વિગેરેની વાસ જેવું કાંઇજ નહતું. પરંતુ, કકડતી ઠંડીને લીધે દાંતનો કડ કડાટ થતો હોવાથી, બોજાવાળા પાસેથી કપડાં, બીસ્તરા વિગેરે લેઇ, પહેરી, બીછાવી, બારણાં બંધ કરી ટૂટીઆં વાળીને કોઈ કોઇની દરકાર કર્યા વિના સર્વે સૂઇ ગયાં. છતાં પણ દરેકનાં શરીર લગભગ બે કલાક સુધી કંપવાની પેઠે થર થર કંપવા લાગ્યાં. અમો સૂતા ખરા પણ આવી સખત ટાઢના ચમત્કારને લીધે આજે નિદ્રાદેવી પણ અમારી સાથે અસહકાર કરી ચાલી ગયાં હતાં. જેમ તેમ કરી ટુટીઆં વાળી કંપતે હૃદયે રાત્રિ પસાર કરી. તે વખતે મારા મનમાં ખ્યાલ આવ્યો કે આવી કકડતી ઠંડીમાં, આટલો બંદોબસ્ત હોવા છતાં, તેમ ઓઢવા પાથરવાનાં સાધનો પણ પૂરતાં હોવા છતાં, અમારાથી આ અસહ્ય ઠંડી સહન થતી નથી, તો બિચારો અમારી સાથે આવેલો પંડયો (બ્રાહ્મણ) અને બોજા વાળો પ્રતાપ, કે જેની પાસે ઓઢવા પાથરવાનું કાંઇ પણ પૂરતું સાધન નહતું, તેઓની શી હાલત થઈ હશે. તે વિચારો વારંવાર મગજમાં આવવા લાગ્યા. સૂર્યોદય થવા આવ્યો અને ગોર મહારાજે આવીને બૂમ પાડી કે સવાર થયું છે, તેથી અમો સર્વ ન છૂટકે ઊઠયાં, અને શૌચ

તથા દંત ધાવનાદિ કર્મથી પરવારી, તીર્થ સ્નાન કરવા માટે ગોર મહારાજને તેડીને યમુનાજી ઉપર ગયાં. જો કે આવી ઠંડીના વખતે અમારે સ્નાન કરવું તે મહાન આપત્તિ જેવું અમોને લાગતું હતું, પણ જે તીર્થની પ્રાપ્તિને માટે આટલાં અસહ્ય સંકટો વેઠીને અમો આવ્યા તે તીર્થે જઈ પહોંચ્યા પછી તીર્થ સ્નાન કર્યા વિના તો નજ જવાય, એવી પૂર્ણ યમુના મૈયા ઉપરની અમારી શ્રદ્ધા હોવાથી, ગમે તે દુઃખ પડે તે સહન કરીને પણ બની શકે ત્યાં સુધી સ્નાન કરવું, ને તેવા ઈરાદાથીજ અમો યમુનાજીના તીર ઉપર આવ્યા.

## યમુનોત્રી.

યમુનોત્રીને કેટલાક જન્મોત્રી કહે છે. જન્મોત્રી તો જોશીની બનાવેલી જન્મપત્રિકાનેજ કહે છે, અને આતો યમુના નદી (જમનાજી)નું નામ હોવાની જમ્નોત્રી કે **જમનોત્રી** કહેવાય છે. આ શબ્દ પ્રાકૃત છે. અને તેનો સંસ્કૃત ખરો શબ્દ તો યમુનોત્રી છે. યમુનાજીનાં મૂળને યમુનોત્રી કહે છે. ખરી રીતે તેનાં મૂળ આગળ જઇ શકાતું નથી; પણ લગભગ તેનાં મૂળ નજીકમાં યમુના નદીના કિનારા ઉપર આવેલાં દરેક તીર્થોમાંનું, આ આદ્યતીર્થ યમુનાજીની મૂર્તિ સહીતનું હોવાથી, આ સ્થાનનેજ યમુનોત્રી કહે છે.

આ સ્થાન ઉપર ઊભા રહીને નજર કરતાં દૂરથી એક વિશાળ અને ગગનવેધક હિમાચ્છાદિત સુમેરૂ પહાડના શિખર પરથી યમુના માતાજીનો ધોધ બંધ એક સ્પેશ્યલ ટ્રેનની ઝડપે સડસડાટ વહયો આવતો, અતિ આશ્ચર્યકારક જળ પ્રવાહ આપણી દૃષ્ટિને વિશેષ આનંદ દાયક લાગે છે. પરંતુ સુમેરૂ પર્વતને બીજા પર્વતોની હારમાળા બરફ મય હોવાથી મૂળ પાસે ત્યાં જઈ શકાતું નથી.

યમુનાજી હિમાલયમાં આવેલા સુમેરૂનામના વિશાળ પર્વતના ઉચ્ચ શિખરોમાંના કલીદનામના એક શિખરની ટોચ પરથી શરૂ થતાં. પોતાનાં મૂળમાંથી નીકળી ૫૦૦ થી ૬૦૦ માઈલ

સુધીનો લાંબો પ્રવાસ કરી, અલ્લાહાબાદ આગળ ગંગાજીને મળે છે. અત્રે યમુનાજીના પટની પહોળાઈ ૧૦ થી ૧૨ ફુટ ને ઊંડાઈ એકથી બે ફુટની છે. આરો બાંધેલો નથી. યમુનાજીનો પટ વધીને છેક અલ્લાહાબાદ આગળ ગંગાજી સાથેના સંગમ થતાં પહેલાં માઈલથી દોઢ માઇલ જેટલો પહોળો થાય છે, અને ઊંડાઇ લગભગ બે વાંસથી ત્રણ વાંસ પુરની છે.

**યમુનોત્રીના ગરમ પાણીના કુંડો**—યમુનાજીના જળના પ્રવાહથી ૧૦ થી ૧૨ ફુટના છેટેની ઉંચાઇએ પાંચથી છ હાથના સમચોરસ, ને જેની અંદર પ્રવેશ કરી શકાય એવા છાતી પૂરના ઊંડા પાણીથી ભરેલા, ને સ્નાન કરી શકાય એવા ગરમ પાણીના દરેક દિશામાં ખુલ્લા આવેલા બે કુંડો છે. કુંડની ઉપરથી દરેક દિશામાં બબ્બે પગથીઆં કુંડમાં ઉતરતાં કુંડના પાણીમાં પ્રવેશ કરી શકાય છે. આ કુંડનું નામ **વિશ્વકુંડ** છે. પ્રથમના કુંડથી બીજો ૫ ફુટ વધારે ઉંચાઈ પર છે. પહેલા કુંડ કરતાં બીજા કુંડનું પાણી સહેજ વધારે ગરમ છે, પણ બન્નેમાં સુખ રૂપ સ્નાન કરી શકાય છે, ને સ્નાન કરતાં મનને અત્યંત આનંદ થાય છે. કુંડમાંથી બહાર નીકળવું ગમતું નથી. છતાં, યાત્રીએ થોડીવાર સ્નાન કરીને બહાર નીકળી જવું; કારણ કે વધારે સ્નાન કરવાથી મસ્તકને ચક્કર આવે છે, એવો અત્રેનાં ગરમ પાણીનો ગુણ છે. આને **કેદારકુંડ** કહેછે.

બીજા કુંડ પછી તેનાથી ૬૦ ફુટ દૂર મોદીની દુકાન તરફ જતાં બરાબર મધ્યમાં બે હાથ લાંબો ને ૧॥ હાથ પહોળો તથા ૧॥ હાથ ઉંડો એવો એક ત્રીજો કુંડ છે, તે કુંડમાં પાણી આધણ કરતાં પણ વિશેષ ખદખદ કરતું ઉકળે છે. તેમાં યાત્રીઓ ભાત, ખીચડી, રોટલી, બટાકા વિગેરે ચઢાવીને ખાય છે, જોત જોતામાં દરેક વસ્તુઓ ચઢી જાય છે. એટલે યાત્રીઓ ઘણે ભાગે તેમાજ રસોઇ કરીને જમે છે. ફક્ત ખીચડી તૈયાર થયા પછી મીઠું ઉપરથી નાખવું પડે છે, અને આ કુંડમાં રાંધી તૈયાર કરેલી દરેક વસ્તુ ખાતાં ગંધકની

વાસ જેવું પણ બીલકુલ જણાતું નથી. જે રસોઇ કરવી હોય તે બટાકા ખીચડી કે ભાત એક લુગડાના કટકામાં તે ચડતાં ફૂલે છે તેથી ફુલવાની જગા રહે એમ લુગડું પોચુ બાંધી તે લુગડું કુંડનાં બોરી ઝાલી રાખવું અથવા તે લુગડાના ઉપર પત્થર મુકી કુંડના પાણીમાં ડુબે તેમ મુકવાથી તે ચડી જાય છે પછી લુગડેથી છોડી લઇને તેમાં મીઠું વિગેરે મશાલો નાખવો ફક્ત કુંડમાં તો હરેક ચીજ બફાઇ જાય છે. તેમજ આ કુંડ ઉપર જઇને બેસવાથી ગમે તેવી ટાઢ પણ ઉડી જાય છે, અને તેની નીકળતી ઉની વરાળોથી ચાર ચાર હાથ સુધીની ફરતી જગ્યા ગમે તેવી સખત કકડતી ઠંડી હોવા છતાં પણ હુંફાળને ગરમાવાવાળી રહે છે આ કુંડને સૂર્યકુંડ કહે છે.

જ્યારે બંધીયારઘરમાં ગમે તેવાં ગરમ કપડાં પુષ્કળ પ્રમાણમાં પહેરી અને દ્વાર બંધ કરી બેસવા છતાં પણ ટાઢ ખમી શકાતી નથી, ત્યારે આ કુંડ ઉપર સાધારણ પહેરણ પહેરીને ખુલ્લા શરીરે બેસવા છતાં પણ ટાઢ લાગતી નથી. યમુનોત્રીમાં આ ત્રણ કુંડો મુખ્ય છે.

**બીજા ગરમ પાણીના કુંડો**—યમુનાજીના મંદિરની પાછલી બાજુના પહાડની બોભણમાં પણ ઘણા ગરમ પાણીના બબ્બે હાથ લાંબા પહોળા ને માથા પુરની ઊંડાઇના ચાર પાંચ બીજા કુંડો છે. તે કુંડોનું પાણી કુંડના મથાળાથી કુંડની અંદર ત્રણ ચાર હાથ જેટલે નીચે છે છતાં, આગળ ઉભા રહેવાથી કુંડમાંની ઘણી ગરમ વરાળો જોશ બંધ નીકળી આપણને સ્પર્શ કરતી જણાય છે; તેથી ત્યાં ઉભા રહેવાથી નં. ૩ વાળા કુંડની માફક અત્રે પણ ઠંડી બીલકુલ લાગતી નથી. આ કુંડોનાં નામ—**નારદ, વસિષ્ઠ ને ગૌતમ કુંડ,** વિગેરે છે.

પ્રથમના બે કુંડો સિવાય અન્ય કોઇ પણ ગરમ પાણીના કુંડમાં સ્નાન થતુ નથી તેમાં જે કુંડમાં રસોઈ થાય છે તે કુંડ સર્વે ગરમ પાણીના કુંડો કરતાં પણ વધારે ગરમ છે. તેમજ

વળી, નંબર ૧ ના કુંડની નીચેની બાજુ યમુનાજીમાં જતાં યમુનાજીમાં સ્નાન કરતાં જ, કિનારા નજીક યમુનાજીના જળની સાથે ત્યાંથીજ કિનારામાંથી નીકળતું બીજું ગરમ જળ દેખાય છે. આશ્ચર્ય તો એ છે, જે વેગળેથી નજરે જોનારને જાણે યમુનાજીનું અતિશય જળ વહેતું હોય એમજ દેખાય છે, પરંતુ તે યમુનાજીનું જળ ત્રણ ભાગ જેટલું સામી બાજુના કિનારે ઠંડું, અને સ્નાન કરવાના આ બાજુના કિનારા તરફનું એક ભાગ જેટલું જળ તદ્દન ગરમ હયા કરે છે. ભૂલે ચૂકે યમુનાજીના તે ગરમ જળના ભાગમાં જો ઓચિંતો પગ મૂકી દેવામાં આવે તો તે જગોએ દાઝી જવાનો સંભવ છે, પરંતુ સવારમાં તો તે ગરમ જળના ભાગમાં વરાળો નીકળતી દેખાય છે. બાકીના વખતમાં તો યમુના મૈયાનુ બધું એકજ જળ હોય તેવું દૂરથી દેખાય છે, એજ ખાસ અલૌકિકને આશ્ચર્ય કારક ઈશ્વરની કુદરતી લીલાની ગહન ગતિ જોવા જેવી છે.

યમુનાજીથી સૂર્યકુંડ તરફ જતાં સૂર્યકુંડની જમણી બાજુ ૧૦ હાથને છેટે ૧૮ હાથની ઊંચાઇએ એક નાના માળ વિનાના ઘરના આકારનું, યમુનાજીનું મંદિર છે. ત્યાંથી પંદર હાથ ઊંચે મોદીની દુકાન છે.

જ્યારે અમે કિનારા પર જતા હતા તે વખતે અત્રે કિનારા પર આવેલા ઊના પાણીના કુંડમાં બોજાવાળો પ્રતાપ આનંદથી જળ વિહાર કરી રહ્યો હતો. આજે અમો સર્વેએ પણ યમુનાજીનાં સ્નાન માટે ગોર મહારાજ પાસે વિધિ યુક્ત સંકલ્પ મૂકાવ્યો, પણ સંકલ્પનું તો ઠામ ઠેકાણું નહિ, ને વળી સંકલ્પની ભાષા કયા પ્રકારની તે પંડયાજીજ જાણે! શુદ્ધાશુદ્ધનું તો પૂછવું જ શું? અમોને ગોરના સંકલ્પમાં ઘણોજ અણગમો ઉત્પન્ન થયો, તથાપિ, 'ब्रह्म वाक्यं जनार्दनः' એ કહેવત અનુસાર, આ તીર્થક્ષેત્રમાં ક્ષેત્રનાજભૂદેવ (બ્રાહ્મણ)નું વચન તેજ વિષ્ણુ ભગવાનનુંજ વચન છે એમ માની લીધું. કેમકે ભગવાને પણ કહ્યું છે કે 'सुविद्यो वाप्यविद्यो वा ब्राह्मणो

मामकी तनुः ' ' બ્રાહ્મણ વિદ્વાન હોય કે મૂર્ખ હોય પણ તે મારૂં શરીર છે. ' જેથી, ભગવાનનાં વાકયને સ્મરણમાં રાખી, ગોર મહારાજ પાસેથી સંકલ્પ મૂકાવ્યો, તેમજ અમે જાતે પણ સંકલ્પ યથાવિધિ કર્યો. અને પંડયાજીએ સ્નાન કરવાની આજ્ઞા આપી.

અત્રેના બ્રાહ્મણો ઘણે ભાગે નિરક્ષરજ છે. ફક્ત યુક્તિ-પ્રયુક્તિથી યાત્રીઓ પાસેથી પૈસા કેમ વધારે મેળવી શકાય એજ બાબતમાં તેઓ સારી કુશળતા ધરાવનારા હોય છે

આ પુણ્ય પ્રદ તીર્થ ક્ષેત્રમાં નહાયા વિના ચાલે તેમ નહતું. તેથી ' 'यद् भावि तद् भविष्यति, ' જે થવાનું હશે તે થશે, એમ વિચારી યાહોમ કરી યમુનાજીના પાણીમાં ઝીપલાવ્યું. ડૂબકું મારતાંજ જાણે શરીરમાંથી પ્રાણ ચાલી ગયો હોય તેવો પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો, ને ડૂબકું મારી એકદમ ઊભા થતાં હાથ પગ વિગેરે ભાગોમાં આંકડાં આવવા લાગ્યાં, અને ઝટ જળની બહાર નીકળી મૃતઃપ્રાય જેવી બેભાન સ્થિતિમાં એકદમ ચાલી કિનારા ઉપર આવેલા ગરમ પાણીના કુંડમાં ઝપાટા બંધ ઝીપલાવ્યું અહાહા શું આશ્ચર્ય ! એક ક્ષણ વાર પૂર્વે આ ભયાનક, ત્રાસદાયક, આખા શરીરે રગેરગ વ્યાપેલી, બરફ મય જળમાં સ્નાન કરવાથી થએલી અસહ્ય, ચમત્કારી, કષ્ટ પ્રદ અસર, સ્વપ્નવત થઇ ગઇ, અને આનંદથી રમત કરવાની પેઠે તરવાને નહાવા સર્વે લાગી ગયાં તે વખતે અમારા આનંદનો પાર રહ્યો નહિ, અને અત્રેથી જલદી જવાનો વિચાર હોવાથી સર્વેને ઉતાવળ કરવા કહ્યું, પરંતુ તેની અસર ન થતાં, સર્વે આનંદથી બોજા વાળા પ્રતાંપની પેઠે જલ વિહાર કરવા લાગ્યાં. આ કુંડ કરતાં ઉપલી બાજુના બીજા કુંડનું પાણી સહેજ વધારે ગરમ હોવાથી આશરે ૧૫ થી ૨૦ મીનીટ આ કુંડના સ્નાનનો આનંદ મેળવી ઉપલા બીજા કુંડમાં સર્વેએ નહાવાને ઝીપલાવ્યું, તે વખતે બોજા વાળો પ્રતાપ પણ સ્નાનનો આનંદ લઇ રહ્યો હતો લગભગ તેમાં પણ ૧૫ થી ૨૦ મીનીટ સુધી જલક્રીડા અત્યાનંદથી કરી છતાં તેમાંથી કોઈને બહાર નીક-

ળવાનું મન થયું નહિ, છેવટે, વખત થઈ ગએલો હોવાથી, પ્રથમ હું બહાર નીકળી ગયો અને ગોર પાસે મંગાવેલાં વસ્ત્ર કુંડ ઉપર પહેરી લીધાં, એટલે સર્વેએ બહાર નીકળીને વસ્ત્રો ધારણ કર્યાં. અત્રે હરદ્વારમાં ગંગાજીની માફક યમુનાજીને પણ ચંદન પુષ્પ ચડાવી દીપપ્રદાન (યમુનાજીમાં ઘીના દીવા તરતા મુકવા) કરે છે તે સર્વ કર્યું, અને હવે તુરતજ મુકામ ઉપર આવી તૈયાર કરાવેલી તાપણી આગળ બધાં તાપવા બેસી ગયાં. એટલામાં એક બ્રહ્મચારી હિંદુસ્તાની ભાષામાં વાત કરતો અમારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મને સખત તાવ આવે છે, અને મારી સાથ વાળો મારી આવી સ્થિતિ હોવા છતાં ચાલી ગયો છે; અને હું નિરાધાર છું. હું કાળી કામળી વાળા બાવાની ચીઠી લાવેલો છું, તેથી જ્યાં જ્યાં તેમની ધર્મ-શાળાઓ છે, તે તે સ્થળે મને ખાવા પીવા રહેવાની અડચણ પડતી નથી, પણ જ્યાં જ્યાં તેમની ધર્મશાળા નથી ત્યાં ત્યાં મને ખાવા પીવાની અડચણ પડે છે. આજે અમારા સિવાય યમુનોત્રીમાં કોઈ પણ બીજા ગ્રહસ્થયાત્રી હતાજ નહિ તેથી તે અમારી પાસે પોતાને ખાવામાટે ચણાને ગોળની યાચના કરવાલાગ્યો. જ્યારે અમે તેમની જ્ઞાતિ વિગેરે પુછતાં તેમણે કહ્યું કે હું ગુજ-રાતમાં પાટડી ગામનો રહીશ, ને જાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છું, ત્યારે તો અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. દહેરાદૂન છોડયા બાદ કોઈપણ ગુજરાતી યાત્રી અમોને મળ્યો હોય તો આ પહેલોજ હતો, અને અમે પણ ગુજરાતી છીએ એમ જણા-વતાં તેને પણ આનંદ થયો. ત્યારબાદ અમોએ ગુજરાતીમાંજ પરસ્પર વાતચિત કરી. તેમનું શરીર જોતાં શરીરમાં તાવ હતો તેવી અમોને ચોકકસ ખાત્રી થઇ. અમે ખરસાલી મુકામે દવા વિગેરે મૂકી આવેલા હતા ત્યાં તેમને અમારી પાસે આવવા સૂચવી, તાવની દવા આપવા કહ્યું. અને એમને યથાશક્તિ દાનદક્ષિણા આપીને સંતોષ્યા, તેમજ ખાવાને માટે પુરતા પૈસા આપી તેમને અમારા રવાના થતાં પહેલાં ખરસાલી મુકામે

રવાના કર્યા. જેથી તે અમને અંતઃકરણ પુર્વક આશિશ દઈ ખરસાલી જવા નીકળ્યા.

ત્યાંથી અમો યમુનામાતાજીની ત્યાં સ્થાપન કરેલી મૂર્તિનાં દર્શન કરવા ગયા. અત્રે યમુનાજીનું મંદિર નથી, પણ બે ખંડની એક ઓરડી છે, દરેક ખંડ આઠ આઠ ફુટની સમચોરસ પહોળાઈના છે, પહેલો સભામંડપનો ખંડ પુરો થાય છે. ત્યાં આગળ દ્વાર છે, દ્વાર આગળ રૂપાની બે છડીઓ મૂકેલી છે, અને ત્યાં ઉભા રહી યમુનામાતાજીનાં શંકરને ગંગાજી સહીત, દર્શન થાય છે. ત્યાં આગળ પૂજારી ભેટ, બ્રાહ્મણ ભોજન, દક્ષિણા, વસ્ત્ર વિગેરે અર્પણ કરવાનો બોધ કરે છે પરંતુ શ્રી ભગવતી યમુના માતાજીના પતિતપાવિની ગંગાજીની માફક અત્રે ના પૂજારીઓ પુજા શેવા કરતા નથી અને પુરતાં વસ્ત્રાલંકારો પણ છે નહીં. ત્યાં અમોએ યથાકિત ભેટ દાન, દક્ષિણા, અર્પણ કરી સપ્રેમ શ્રદ્ધા ભક્તિથી શ્રી સૂર્યકુમારી પતિત પાવની યમુના માતાજીને ગદ્‌ગદિત હ્રદયે પૂર્ણાનંદથી સાષ્ટાંગ નમસ્કાર કરી, નખશીખ પર્યંત શ્રી યમુનાજીના સ્વરૂપનાં નેત્રોથી નિહાળી નિહાળીને, દર્શન કરી હ્રદયની તૃપ્તિ મેળવી. જીંદગી ધરી આજે અમો આ ગુપ્ત અને ગહન સ્થળમાં તે માતાજીની પૂર્ણ કૃપાથી અત્રે આવવાને શકિતવાન થયા, તે ખરેખર અમોએ એ આત્મોદ્ધારક પરમ કૃપાળુ ભગવતી યમુના મૈયાની સંપુર્ણ કૃપાનુંજ ફળ પ્રાપ્ત કર્યું એમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ જેવું નથી, અમે ગયા ત્યારે મંદિર આગળ બરફ નહતો, પરંતુ પંડયાના કહેવા પ્રમાણે, પટ ખૂલતાં અત્રેનું મંદિર બરફથી ઢંકાએલું રહે છે. તેથી, તેને ખુલ્લુ કરતાં સુધીમાં યમુના મૈયાની મૂર્તિને એક પહાડની ગુફામાં પધરાવી ત્યાંજ તેમની પૂજા કરવામાં આવે છે, જ્યારે મંદિર પરથી બરફ કહાડી નાખી સ્વચ્છ કરવામાં આવે છે. ત્યારે મૂર્તિને મંદિરમાં પધરાવે છે. તેમજ ભર શીયાળામાં જ્યારે યમુનોત્રીમાં પુસ્કળ બરફના થર જામી જાય છે ત્યારે અત્રે રહી શકાતું નથી. તેથી છ માસ શીયાળામાં

ભગવતિ દેવી યમુનોત્તરી.



નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા ।
મુરારિપદપંકજસ્ફુરદમંદરેણૂત્કટમ્ ॥
તટસ્થનવકાનનપ્રકટમોદપુષ્પાંબુના ॥
સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયં બિભ્રતીમ્ ॥ ૧ ॥



બરફમય પહાડોના દેખાવો.

અત્રેથી શ્રી યમુના મૈયાની મૂર્તિને ખરસાલીમાં લઈ જઈ ત્યાં જ તે મૂર્તિની પુજા કરે છે ને જ્યારે બરફ ઓગળે છે ત્યારે મેષ શંક્રાંતિના ૨૦ દિવસ પછી યમુનોત્રીમાં પટ ખોલતાં માતાજીને પધરાવી પછી અત્રેજ પુજા થાય છે.

ત્યાં અમોએ પૂજારીને પૂછતાં તેણે કહ્યું કે બરફનાં શિખરો તૂટી પડતાં માતાજીનું દહેરૂં પડી ગયેલું છે; તે હવે નવું બનાવવાનો આરંભ થાય છે. અને યમુનોત્રી તરફ આવતો ટીહરી રાજ્ય તરફનો મોકલેલો એક મીસ્રી, શ્રી યમુનાજીના તૂટી ગએલા દેવળને નવું બનાવવા માટે, અને ત્યાંનું સવિસ્તર માપ લેવા માટે, યમુનોત્રી જતો અમોને મળ્યો હતો તેણે પણ અમને એમજ કહ્યું હતું, એટલે માજીનું દેવલ નવું બનવાનો સંભવ છે. ત્યાંથી અમો જે કુંડમાં રસોઇ થઇ શકે છે તે કુંડ આગળ ગયાં, અને પંડયા પાસે બટાકા મંગાવી અમારી રૂબરૂમાં એક રૂમાલમાં બટાકા બાંધી કુંડમાં ૧૦ મીનીટ બોળી રાખવાથી ચઢી ગયા, અને તે માતાજીના પ્રસાદ તરીકે અમો સર્વે જમ્યાં. પરંતુ, તેમાં રોટલી કેવી રીતે થતી હશે તે બાબત બૈરાંઓની ખાત્રી કરવાની વાત બાકી રહી તેથી મોદીને ત્યાંથી આટો મંગાવી, પાણીથી બાંધી ચાર પાંચ ભાખરીઓ વણી, પાણીમાં છૂટી નાખી દીધી એટલે તે ભાખરીઓ ખદખદતાં પાણીનાં તળીએ જઇને બેઠી. થોડી વારમાં પરિપક્વ થતાં, તે ભાખરીઓ એકદમ પાણીના ઉપર તરી આવી. ત્યાં કુંડ ઉપર ચીપીઓ કાયમ રહે છે. તે ચીપીઆથી તે ભાખરીઓ અમે બહાર કાઢી લીધી, પરંતુ તેમાંની એક તરીને ઉપર આવી નહિ, જેથી ત્યાં બેઠેલા જ્યોતિષનો અભ્યાસ કરનાર એક બ્રાહ્મણ બાળક વિદ્યાર્થીના કહેવાથી ચીપીઓ ઘાલી પાણીમાં હલાવતાં, અંદરના પડખામાં ભરાઈ રહેલી ભાખરી તરત ઉપર આવી, તેને કાઢી લીધી. પછી તે ભાખરીઓ ફકત બૈરાંઓએ આનંદથી ખાવા માંડી. પણ તે થોડી હોવાથી તેની લૂંટાલૂંટ થઇ અવાઈ ગઈ. અહાહા! તે વખતે સ્ત્રી વર્ગનો આનંદ

જાણે સકલ પદાર્થ સહીત પાંચે પકવાનજ જમવાનાં મળ્યાં હોયની શું. તેવો આનંદ તેમને થયો એમ જણાતું હતું.

વળી ગોરના કહેવા પ્રમાણે, પહાડી લોકો, બરફ ઓગળી ગયો હોય ત્યારે, આડે રસ્તે થઈને, ફકત બેથી ત્રણ દિવસમાંજ યમુનોત્રીથી ગંગોત્રી જાય છે; જ્યારે યાત્રીને સીધે રસ્તે, અત્રેથી ત્યાં જતાં ૧૧ દિવસ થાય છે. અમે હરદ્વારથી યમુનોત્રી દસ દીવસે પહોચ્યા હતા.

અમોને દહેરાદૂનથી યમુનોત્રી આવતાં. ૧૧૨ મૈલ ચાલવું પડયું હતું, જ્યારે હરદ્વારથી દેવ પ્રયાગ ને ટીહરીને રસ્તે થઈ યમુનોત્રી જતાં આટલા ૧૫૪ મૈલ ચાલવું પડે છે.

સૂર્ય કુંડથી પાંચ હાથને છેટે પૂજારી અને બ્રાહ્મણોને રહેવાની ઓરડી હતી, ત્યાંના સર્વ બ્રાહ્મણોને ભોજન અને દાનદક્ષિણા યથાશક્તિ આપી.

હરદ્વારથી યમુનોત્રી રહેવાના મુકામો કે ચટ્ટીયોની સંખ્યા કુલ્લે ૨૪ ની છે, અને હરદ્વારથી યમુનોત્રી જતાં કુલ્લે મૈલ ૧૫૨ થાય છે. તેમાં રેલવે હરદ્વારથી દેહેરાદુન સુધીની ૪૦ માઈલની છે તે ૪૦ મૈલ બાદ કરનાં પગ રસ્તો (૧૧૨) મૈલનો ચાલવો પડે છે.

ત્યાર બાદ મોદીનો હિસાબ ચુકતે કર્યો, અને સર સામાન બાંધી પ્રતાપને પણ યમુનોત્રી આવવાથી બક્ષિસ આપી પ્રથમ વિદાય કરી પંડયાજીને સાથે લેઈ અમો સર્વે પણ ગંગા મૈયાકી જય બોલાવી, પતિત પાવની સૂર્યપુત્રી યમુનાજીનાં સ્નાન ને દર્શન કરી, નિષ્પાપ થઇ, પુણ્યફલ પ્રાપ્ત કરી ફરી એક વખત યમુના મૈયાકી જયનાં ઘોર ગંભીર અવાજે કરી, માજીનાં પુનઃ દર્શન કરી, અત્રેથી ગંગોત્રી જવા માટેની તૈયારી કરવા લાગ્યાં.

## સંકલ્પની બાબત.

અત્રેના દરેક તીર્થોમાં બ્રાહ્મણ ( પંડયા ) લોકો અભણ હોય છે. તે સ્નાન વિધિનો સંકલ્પ કે પૂજન પણ કરાવી જાણતા નથી, કવચિત ભણેલા હોય છે. અમને ફક્ત ઉત્તર કાશીમાં

અને કેદારમાં વિદ્વાન બ્રાહ્મણ મળ્યા હતા, બાકી બધે યોગ્ય વિદ્વાન અમારા પ્રસંગમાં આવ્યા નથી. માટે દરેક બ્રાહ્મણ યાત્રી પોતાની જાતે સંકલ્પ કરે, ક્ષત્રી વિગેરે ત્રણ વર્ણના પંડયા પાસે આ પ્રમાણે બોલાવી સંકલ્પ કરાવે એ હેતુથી સંકલ્પની વિધિ કેમ કરવી તે અત્રે જણાવીયે છીએ.

## તીર્થમાં સ્નાન અને દેવ પૂજન કરવાનો સંકલ્પ.

તીર્થમાં ગયા બાદ તીર્થ સ્નાન કરવા માટે સ્નાન કરવાનુ વસ્ત્ર પહેરીને તથા જ્યાં જ્યાં પૂજન કરી શકાતું હોય ત્યા ત્યાં રેશમી કે ધોએલાં વસ્ત્રો પહેરીને હાથમાં જળ, અક્ષત, તુલસી, પુષ્પ, લેવાં પણ જો અક્ષતાદિનો અભાવ હોય તો ફક્ત જલ સાથે તેમાંનુ હાજર હોય તે દ્રવ્ય લેઈ નીચે પ્રમાણે યાત્રીએ સંકલ્પ ભણવો.

ૐ વિષ્ણુ વિષ્ણુ વિષ્ણુઃ, શ્રીમદ્‌ભગવતો મહા પુરૂષસ્ય વિષ્ણો રાજ્ઞયા પ્રવર્તમાનસ્ય અદ્ય બ્રહ્મણઃ દ્વિતયે પરાર્ધે શ્રીશ્વેત-વારાહકલ્પે, વૈવસ્વત મન્વન્તરે સપ્તમે અષ્ટાવિંશતિ તમે કલિયુગે, કલિપ્રથમ ચરણે, જંબુદ્વીપે ભારતવર્ષે, શ્રીગંગા ગોદાવર્યો ઉત્તરદિગ્‌-ભાગે શ્રીમન લવણાબ્ધે પૂર્વ તીરે, નગરાજ પર્વતે, ઉત્તરાખંડે, ભૂવૈકું-ઠસ્થલે, તપોવને, કેદાર ખંડે, બૌદ્ધાવતારે,* શ્રી વિક્રમાબ્દ **અમુક** સંવત તથાચ શ્રી શાલીવાહન કૃતે **અમુક** શાકે પ્રવર્તમાને, **અમુક** નામ સંવત્સરે, **અમુક** અયને **અમુક** ઋતૌ, **અમુક** માસે, **અમુક** પક્ષે, **અમુક** તિથૌ, **અમુક** વાસરે, **અમુક** નક્ષત્રે, **અમુક** યોગે, **અમુક** કરણે, **અમુક** રાશિ સ્થિતે દેવ ગુરૌ, **શેષેષુ ગ્રહેષુ** યથા યથા રાશિ સ્થાન સ્થિતેષુ સત્સુ, એવં ગ્રહ ગુણ વિશિષ્ટાયાં માંગલ્ય પ્રદ વેલાયાં, મમ આત્મનઃ શ્રુતિ સ્મૃતિ પુરાણોક્ત પુણ્ય ફલ પ્રાપ્ત્યર્થં, મમ ઐશ્વર્યાભિ વૃદ્ધર્થં, ઈહ

* જે દિવસે સંકલ્પ કરતા હોઇએ તે વર્ષમાં જે સંવત્ તથા જે શક ચાલતો હોય તે તેમજ ચાલતા સંવત્ સરનું નામ, અને દરેક ચાલતા અયન રતુ, માસ પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર યોગ કરણ ચંદ્ર સૂર્ય, ગુરૂ.

જન્મનિ જન્માન્તરે વાસકલ દુરિતોપશમનાર્થં, આધ્યાત્મિક આધિભૌતિક આધિદૈવિક ત્રિવિધતાપોપશમનાર્થં, ધર્મ, અર્થ, કામ, મોક્ષ, ફલાવાપ્ત્યર્થં, અશેષ પાપ ક્ષય પૂર્વક કાયિક, વાચિક, માનસિક, સાંસર્ગિક, જ્ઞાતા જ્ઞાત, ભોજન શયનાસન કૃત દોષ **નિવૃત્યર્થં**—યમુનાશ્રમે, યમુનોત્તરિ તિર્થે, યમુનાયાં, પ્રાતર[1] મધ્યાન્હ, અપરાન્હ, સાયં, રાત્રિ, સ્નાન વિધિના સ્નાન મહં કરિષ્યે.

આટલે સુધી સંકલ્પ કરવાના દિવસે જે જે સંવત્ શકાદિ હોય તે પંચાંગમાં જોઇને જેને આવડે તેણે બોલી જવું ને તે **પછીથી શેષેષુગ્રહેષુથી** જે પ્રમાણે લખેલું છે તેજ પ્રમાણે પાછું ભણવું તે છેક **નિવૃત્યર્થં** ત્યાં સુધી લખેલા પ્રમાણેજ ભણવું. તે પ્રમાણે દરેક તીર્થના સંકલ્પમાં ભણવું, ને તે પછી દરેક જુદા જુદા જે જે તીર્થમાં સ્નાન કરતા હોઇયે તે તે તીર્થનું નામ દાખલ કરીને. વધારાનું ભણવાનું તે તીર્થના સંકલ્પમાં જે કહ્યું છે, તે પ્રમાણે ભણીને જળ છોડવું.

તેથી અત્રે યમુનોત્રીનું સ્નાન છે તેથી યમુનાશ્રમેથી શરૂ કરીને તે છેક સ્નાન **મહંકરિષ્યે** ત્યાં સુધી ભણીને જળ છોડવું.

ઉદાહરણ—યમુનોત્રીનો સંકલ્પ સંવત્ ૧૯૮૦ ના વૈશાખ વદી ૧૦ ને બુધવારે કરવો છે, તો તે નીચે પ્રમાણે થાય છે, અને તેજ પ્રમાણે યાત્રાનાં તીર્થોમાં જે દિવસનો સંકલ્પ કરવો હોય તે દિવસે, પંચાંગમાં જોઈને, સંવત્થી ગુરૂ પર્યંતનાં જે જે હોય તે સર્વે નીચે પ્રમાણે ભણવાંઃ—

શ્રી વિક્રમાબ્દ ૧૯૮૦ સંવતે, તથા ચશ્રી શાલિવાહન કૃતે શાકે ૧૮૪૬ પ્રવર્તમાને, રક્તાક્ષિ નામ સંવત્સરે, ઉત્તરાયને, ગ્રીષ્મ ૠતૌ, સન્મહામાંગલ્યફલપ્રદ શુભકારિક વૈશાખ માસે,

૧ પ્રાતર–સવારનું, મધ્યાન–બપોરનું–અપરાન્હ–દિવસના છેલ્લા ત્રીજા ભાગનું, સાયં–સાયંકાળનું રાત્રી–રાતનું એમ દિવસ કે રાત્રે જે વખતે સ્નાન કરતા હોઇયે તે વખત બોલવો.

કૃષ્ણ પક્ષે, દશમ્યાયામ્, પુણ્યતિથૌ સૌમ્યવાસરે, ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રે, પ્રીતિયોગે, વિષ્ટિ કરણે, મીન રાશિ સ્થિતે ચંદ્રે, વૃષભ રાશિ સ્થિતે શ્રી સૂર્યે, વૃશ્ચિક રાશિ સ્થિતે દેવગુરૌ, એટલે સુધી બોલી પછી–**શેષેષુ ગ્રહેષુથી** ભણતાં છેક **નિવૃત્યર્થં** સુધી ભણવું.

પછી જે તીર્થમાં સંકલ્પ કરતા હોઈયે તે તીર્થનુંજ નામ લેઈને આગળ બતાવ્યું છે. તે પ્રમાણે ભણીને જળ મૂકવું.

જેઓને ઉપર પ્રમાણે સંકલ્પ કરતાં ન ફાવે તેઓએ નીચે મુજબ ટુંકમાં સંકલ્પક રવોઃ—

અત્રાદ્ય મહામાંગલ્યફલપ્રદ માસોત્તમ શુભકારિક **અમુક** માસે, **અમુક** પક્ષે, **અમુક** તિથૌ, **અમુક** વાસરે, ઉત્તરા ખંડે, નગરાજ પર્વતે, ભૂવૈકુંઠસ્થલે, તપોવને, કેદાર ખંડ, મમ જ્ઞાતાજ્ઞાત સર્વ પાપક્ષયાર્થં મોક્ષ ફલ વાપ્ત્યર્થં,—આટલે સુધી બોલીને જે તીર્થ હોય તેને માટે નીચે પ્રમાણે વિશેષ બોલવું. યમુનાશ્રમે, યમુનોત્રીતીર્થે યમુનાયાં, પ્રાતઃ ( સવારનું ) સ્નાન–મહંકરિષ્યે.

## શ્રી યમુનાજીની આરતિ.

જય ભગવતિ યમુને, જય ભગવતિ યમુને,
કર્દમ કર્મ વિધર્મે, નિખિલ જન્મ શમુને. જય૦ ૧
કનક ગિરિ શિર શિખરે, જમ્બૂ વિટપ ફલે,
વિગલિત જલભુવિ પૃષ્ટે, મિષ્ટે અપ દ્રષ્ટે. જય૦ ૨
તવ નામા સમ શામા, દદતી રૂપ ધામા,
મધુપુર વામા કામા, ધાવત પદ યમુને. જય૦ ૩
જંબૂ દ્વીપ વિલાસિનિ, કાશિનિ કુંજ વને,
મર્દન કંસ નિકંદન, રાજિત કદમ મૂલે. જય૦ ૪
કુંચિત કુંડલ રમ્યે, સુંદર મુખ નયને,
ઝંઝા તાલ મૃદંગે, બંસી ધ્વનિક મને. જય૦ ૫
રવિ કન્યે ધન મન્યે, અઘન અખિલ દમને.
લુંઠતિ વ્રજભુવિ મગને, કુંઠતિ અજ્ઞ વને. જય૦ ૬

સરલલ સરલલ ગર્જતિ, વિલસતિ વૃંદ વને,
નૃત્યતિ તવ તટ કૃષ્ણે, મુદિત મનોરમણે. જય૦ ૭
ભકતો દ્વારક તારિણિ, કલિકલ કલિકલને,
કાલિંદિનિ ગતિ માલિનિ, લાલિન કૃષ્ણ પદે. જય૦ ૮
ઘુણુ ઘુણુનૂપુર વાજીત, રાજિત ભાનુ સુતે,
વિમલ કમલ સુર શોભા, મોહિત ગોપિ ગુણે. જય૦ ૯
અમૃત સુધા કલાપિત, તવ જલ રસ રસને,
કલયતિ સદા જનાયે, વિહ રતિ વ્રજ વિજને. જય૦ ૧૦
વૃજ ભૂષણ, જગ દૂષણ, મોચન ભકત જને,
ઈશ્વરિ,અખિલ શિરોમણિ, શ્રીપદ વ્રજભુવને. જય૦ ૧૧
તવ જલ રમણી, કમણી, શમની તાપ જને,
સઘન મધુવન રાજિત, ગર્જિત મધુકરિકે. જય૦ ૧૨
કોકિલ કિલ સુખનાદે, વાદે બંસિધુને,
કોમલ સુર લલિતાદિક, ગોપીજન સુમને. જય૦ ૧૩
યમુના આરતિ, સ્વારતિ, પાલિત ભકતજને,
સુનત સુનાવત ગાયતિ, આરતિ જનમનને. જય૦ ૧૪
ગાવિત આરતિ ભારતિ, શ્રી રામજી જનકે,
પૂરણ પૂરી મનોરથ, કરતી શ્રી યમુને. જય૦ ૧૫

### શ્રી યમુનાજીનું અષ્ટક.

મુરારિ કાય કાલિમા લલામ વારિ ધારિણી.
તૃણી કૃત ત્રિવિષ્ટપા ત્રિલોક શોક હારિણી;
મનોનુ કૂલ કૂલ કુંજ પુંજ ધૂત દુર્મદા,
ધુનોતુ મે મનોમલં કલિંદ નંદિની સદા. ૧
મલાપહારિ વારિ પૂરિ ભૂરિ મણ્ડિતા મૃતા,
ભૃશં પ્રપાતક પ્રપંચ નાતિ પંડિતા નિશા;
સુનંદ નંદિનાંગ સંગરાગ રંજીતાહિતા, ધુનોતુ મે૦ ૨
લસત્તરંગ સંગધૂત ભૂત જાત પાતકા,
નવીન માધુરીધુરીણ ભક્તિજાત ચાતકા;
તટાંતવાસદાસહંસ સંસૃતાન્હિ કામદા; ધુનોતુ મે૦ ૩

વિહાર રાસ ખેદ ભેદ ધીરતીર મારૂતા,
ગતાગિરામગોચરે યદીયનીર ચારૂતા;
પ્રવાહ સાહચર્યપૂત મેદિની નદીનદા, ધુનોતુ મે૦ ૪
તરંગસંગ સૈકતાંતરાંતિતં સદાસિતા,
શરન્નિશાકરાંશુમંજુમંજિરી સભાચિતા;
ભવાર્યના પ્રચારૂણાંબુના ધુનાનિશારદા; ધુનોતુ મે૦ ૫
જલાંત કેલિ કારિચારૂ રાધિકાંગ રાગિણી,
સ્વભર્તુરન્યદુર્લભાં ગતાં ગતાંશભાગિની;
સ્વદત્તસુપ્ત સપ્ત સિંધુ ભેદિનાંતિકોવિદા, ધુનોતુ મે૦ ૬
જલચ્યુતાચ્યુતાંગ રાગ લંપટાલિ શાલિની,
વિલોલ રાધિકાકચાત ચંપકાલિ માલિની;
સદાવગાહનાવતીર્ણ ભર્તૃભૃત્યનારદા, ધુનોતુ મે૦ ૭
સદૈવનન્દનંદકેલિશાલિ કુંજ મંજુલા,
તટોત્થ ફુલ્લ મલ્લિકા કદંબરેણુ સૂજ્જ્વલા;
જલાવગાહિનાં નૃણાં ભવાબ્ધિ સિંધુ પારદા, ધુનોતુ મે૦ ૮

ઇતિ શ્રી મચ્છંકરાચાર્ય વિરચિતં યમુનાષ્ટકં સંપૂર્ણમ.

## શ્રી યમુનાજીનું મહાત્મ્ય.

એક વખત હિમાલયના વન પ્રદેશમાં ભગીરથરાજા તપ કરતા હતા. ત્યાં ફરતાં ફરતાં અત્યંત સ્વરૂપવાન બે કન્યાઓ તેમના જોવામાં આવી. તે કન્યાઓ દિવ્યવસ્ત્રાલંકારોથી શણગારાયલી દિવ્ય કુંડલો ધારણ કરેલાં છે જેણે એવી, શ્વેતને શ્યામ સ્વરૂપથી સુશોભિત ને મનોહર લાગતી હતી, તેમને રાજાએ પૂછયું કે આ નિર્જન અરણ્ય પ્રદેશમાં દેવરૂપધારી ઉત્તમ કન્યાઓ તમે કોણ છો? એમ કહી રાજા બોલ્યો કે વિલાસયુકત રાજ્ય વૈભવોનો ત્યાગ કરી, આ પવિત્ર જંગલમાં તપ કરનાર હું ભગીરથ રાજા છું, ત્યારે શ્વેતરૂપ ધારી કન્યા બોલી કે હે રાજા મારૂં સ્વરૂપ તમારાથી બીલકુલ અજાણ્યું નથી. હું સાક્ષાત્ ગંગાજી છું, અને આ મારી સાથે જે શ્યામ સ્વરૂપવાળી દેવી છે તે પોતે સૂર્યનારાયણનાં પુત્રી છે, અને તેનું નામ યમુના

છે. હે રાજા ! આ યમુનાનાં સ્નાન પાન અને દર્શનથી પ્રાણીઓ નાં સર્વ પાપો નષ્ટ થાય છે. એવી તે પતિત પાવની યમુનાનાં અત્રે આવી સ્નાનને દર્શન કરનાર પ્રાણીઓનાં ત્રિવિધ તાપને તે ટાળી દે છે, અને તે પ્રાણીની સદ્ગતિ થાય છે. એવું યમુનોત્તરીનું માહાત્મ્ય છે.

એ પ્રકારે, ખેડા જીલ્લાના કપડવણજ ગામમાં રહેનાર વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ જોશી સોમેશ્વરે, **ભૂવૈકુંઠ ગમન નામના ગ્રંથમાં** વર્ણવેલા નગાધિરાજના ઉચ્ચ શિખર પર **આવેલા કેદાર ખંડાન્તર્ગત પવિત્ર યમુનોત્રી તીર્થની યાત્રા** એ વિષયનો **પ્રથમ કલ્પ** ઉમંગથી સંપૂર્ણ કર્યો.



## યમુનોત્રીથી ગંગોત્રી સુધીની ચટ્ટીઓ.

| ચટ્ટીનું નામ. | મૈલ જમ્યા. ક્યાં રહ્યા. | ચટ્ટીનું નામ. | મૈલ જમ્યા. ક્યાં રહ્યા. | ચટ્ટીનું નામ. | મૈલ જમ્યા. ક્યાં રહ્યા. |
|---|---|---|---|---|---|
| ખરસાલી. | ૫--૧--૦ | નાકુરી | ૪--૧--૧ | સૂકી | ૩--૦--૦ |
| હનુમાન | ૫--૦--૧ | ઉત્તરકાશી | ૬--૧--૦ | ઝાલા | ૩--૦--૦ |
| રાના | ૨--૦--૦ | નૈતાલા | ૫--૦--૧ | હરસલ | ૩--૧--૦ |
| ઓજરી | ૪--૦--૦ | મનેરી | ૪--૦--૦ | ધરાલી | ૨--૦--૦ |
| (બજરી) | | ભટવાડી | ૯--૧--૧ | ડાક બંગલો | ૪--૦--૧ |
| જગનાથ. | ૪--૧--૦ | સુકી. | ૬--૦--૦ | ભૈરવઘાટી | ૨--૦--૦ |
| (ફુટનૂર) | | ગંગાણી. | ૩--૧--૦ | ગંગોત્રી. | ૬--૧--૧ |
| ગંગાણી | ૬--૦--૦ | લુહારીનાગ | ૫--૦--૧ | | |
| સીમલા | ૨--૦--૧ | | | | |
| સીગોદા | ૧૦--૦--૦ | | | | |



॥ ॐ श्रीगणेशाय नमः ॥

# ભૂવૈકુંઠગમન.

## કલ્પ ૨ જો.

## યમુનોત્તરીથી ગંગોત્તરી.

### દશ્ય ૧ લું.

યમુનોત્તરીથી શીમળા ચટ્ટી.



યમુનોત્રીથી—એ પ્રમાણે સંવત ૧૯૮૦ શકે ૧૮૪૬ ના વૈશાખ વદ ૧૦ ને બુધવારે તા. ૨૮, ૫, ૧૯૨૪ ને દિને યમુનોત્તરી તીર્થેથી નીકળી જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે સખત ઉતરઈ ઊતરીને અમો પાછા ખરસાલી-આવ્યા.

**ખરસાલી**—યમુનોત્રીથી ૫ મૈલ છે ને રસ્તો સખત ઊતરાઈનો છે. ગઈ કાલે સખત ચડાઈ ચઢીને યમુનોત્રી ગયા હતા અને આજે સખત ઉતરાઈ ઉતરીને ખરસાલી આવેલા હોવાથી થાક પુષ્કળ લાગ્યો હતો. પગની ફીંચરો પણ અત્યંત દુઃખતી હતી. અત્રે આવી પાટડીવાળા યમુનોત્રીથી અમારા પહેલાં ખરસાલી આવેલા બ્રાહ્મણને તાવની દવા આપી, ત્યાર પછી રસોઈ

કરી જમ્યા અને જેપાની તથા બોજાવાળાઓને પ્રથમથી વરધી આપી હતી કે આજે બપોર પછી અત્રેથી જવાનું છે, તેથી તે લોકો પણ રસોઈ કરી જમ્યા હતા. પહેલે દિવસે જેપાનીયોને શીરાનું સીધું અપાવ્યું હતું તેથી મોદીને તેના પૈસા ચુકવવા માટે અમો તેની દુકાને ગયા તો મોદીએ કહ્યું કે, તમોએ જેપાનીને ચણા લેવા માટે જે પૈસા આપ્યા હતા તે પૈસા તેઓએ ચણા નહીં લેતાં ઉચાપત કરી ગયા છે, અમોએ મોદીનો હિસાબ ચૂકતે કરી જેપાનીને ઠપકો આપી પૂછતાં તે વાત તેમણે કબૂલ કરી. અમે તેમને કહ્યું કે તમોને કંઇ પૈસા વહેંચવા આપ્યા નથી. તમે કહેતા હતા કે અમે ઘણા ભૂખ્યા થયા છીએ અને ચલાતું નથી તો પૈસા મળ્યા પછી તમારી ભૂખ કયાં ગઇ ? આમ કહેવાથી તે લોકો લજવાયા ખરા છતાં વખતો વખત એ પ્રમાણે લાગ ફાવતાં જેપાની લોકો પણ પોતાની મતલબ પુરી પાડવાની યુક્તિઓ કરે છે. જ્યારે જેપાનીને આ પ્રમાણે કહ્યું ત્યારે તેઓ કહે કે ભલે અમે ઠપકા પાત્ર છીએ, પરંતુ અમારા કરતાં મોદી ઘણોજ લુચ્ચો છે. તમોએ અમોને શાક માટે મોદીને ત્યાંથી બટાટા લેવા કહ્યું હતું પણ ભાવ પૂછતાં તેણે અમોને રૂપીઆના ૮ શેરના ભાવે બટાટા આપવા માટે કહ્યું ત્યારે ગામમાંથી અમો રૂપીઆના ૨૪ શેરના ભાવે બટાટા લાવ્યા છીએ. તે વાત અમોએ પંડયાને પૂછતાં પંડયાએ કહ્યું કે અમોને પણ ૨૪ શેરના ભાવે બટાટા મળે છે તે વાત ખરી છે; પરંતુ અત્રેના કાયદા પ્રમાણે યાત્રીને કોઈ પણ લોક સીધું કે બટાટા વિગેરે વેચી શકે જ નહીં તેવો પ્રતિબંધ છે છતાં કોઇ પણ જો વેચે ને તે મોદીને ખબર પડે તો તેને પુષ્કળ કનડગત કર્યા વિના રહે નહીં. તેથી મોદી પોતાની મરજી મુજબ ગમે તે ભાવે યાત્રીને સીધું આપી શકે છે. આવી રીતે જેમ જેપાની પોતાની મતલબ સાધે છે, તેમ આ પહાડી દુકાનદારો પણ યાત્રીને ઘણા મોંઘા ભાવે માલ આપી પોતાનો પુરતો સ્વાર્થ સાધી લે છે. પરંતુ જ્યારે સરકારે ઠરાવી આપેલા ભાવના નિયમોનું લીસ્ટ

યાત્રી તેમની પાસે માગે છે ત્યારે તે ખોવાઇ ગયું છે, બીજી જગ્યાએ મૂક્યું છે, એવાં બાનાં કાઢી પોતાની મરજી મુજબનો ભાવ લે છે. પરંતુ યાત્રી સારો સમજદાર અને જાણુકાર હોય છે ત્યારે તેનું કંઇ પણ ચાલતું નથી. માટે યાત્રીએ પોતાની બનતી તજવીજ કરવી અને આવા મોદીનો બીલકુલ વિશ્વાસ રાખવો નહીં. ત્યાર બાદ પંડ્યાઓને બોલાવી તેમની પાસેથી સુફળ લઈ તેમનો સત્કાર કરી યોગ્ય દક્ષિણા આપતાં તેમજ બ્રાહ્મણ ભોજનનું સીધું અપાવતાં ગોર મહારાજ ખુશી થઈ આશીર્વાદ આપવા લાગ્યા. ત્રણ ચાર ગોર સાથે આવી મંત્રોની ધુન મચાવવા લાગ્યા. પરંતુ ન તો સંસ્કૃત ભાષા, ન તો પહાડી ભાષા, ન તો હિંદી ભાષા, પરંતુ એ ત્રણે ભાષાઓ સેળભેળ કરી એવું તો સપાટામાં બોલી ગયા કે તેની કંઇ પણ આપણને સમજ પડે નહીં અને તેનો અર્થ કંઇ થઈ શકે નહી. ફરીથી તેમને બોલવાનું કહેતાં તેઓ ગભરાયા અને ગભરાટમાં જ કેટલુંક સંસ્કૃત મિશ્રિત બોલ્યા પણ તેમાં કંઇ સાર જેવું જણાયું નહીં. તેઓને કહ્યું કે આ તમે શું કરો છો? તમોને કંઇ પણ સંકલ્પ કે આશીર્વાદ દેતાં આવડતો નથી. આમ નિરક્ષર રહી યાત્રી પાસેથી ધન હરણ કરવામાં અને તેની સેવાવૃત્તિ કરવામાં જ તમે પ્રવીણ જણાઓ છો. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે અમો તીર્થના પંડયા છીએ તેથી "યાત્રીનું કલ્યાણ થજો" એમ અમારૂં કહેવું બસ છે, અને અમારા એમ કહેવાથી તે યમુના માઈ કલ્યાણ કરશે. અમો આ ઘોર જંગલમાં રહેતા હોવાથી અત્રે વિદ્યાભ્યાસ કરવાનું સાધન નથી. તેમજ બ્રાહ્મણ બાલકોને ભણવા માટે પાઠશાળા નથી. તેથીજ અમારી આવી સ્થિતિ થયેલી છે.

અત્રેના બ્રાહ્મણો ખાસ આપણા દેશના ભરવાડની માફક જણાય છે, અને તેમનો પહેરવેશ તેમના જેવો છે. તેઓ દશ પંદર દિવસે પણ ભાગ્યે જ નહાતા હશે. સ્ત્રીઓ પણ બધાં વસ્ત્રો પહેરીને રસોઇ વિગેરેનું કામ કરે છે. પુરૂષો પણ બધાં વસ્ત્રો

પહેરેલાં હેય ને જમવા બેસે છે. કેટલાક તો અમારા ધારવા પ્રમાણે જે વસ્ત્ર અંગ ઉપર સીવડાવેલું પહેરે છે તે વસ્ત્ર જ્યારે ફાટી જતું હશે ત્યારે જ કાઢતા હશે, તો આચાર વિચાર સ્નાન સંધ્યા વિગેરે નિત્ય કર્મને માટે તો તેમને કહેવું જ શું ? અત્રેના લોકો ઘણાખરા હાથના વણાટનાં, ફરકડી ઉપર કાંતેલાં, તારથી ત્યાંની જ પેદાશના ઊનમાંથી તૈયાર બનેલાં વસ્ત્રો ઘણેભાગે પહેરે છે. સુતરાઉ કપડાં ઘણેભાગે હોતાં નથી, તેમજ અત્રે કપાસનો પાક બીલકુલ થતો નથી જેથી હરદ્વાર કે દેહેરાદૂન વિગેરે સ્થળેથી હમણાં હમણાં થોડુંઘણું વેપારીયો કાપડ લાવી પહાડી મોટા ગામોમાં વેચે છે. ત્યાંથી લોકો થોડું ઘણું ખરીદ કરે છે. વિશેષ ભાગે તો ઉનનાં ગરમ કપડાં જ સ્ત્રી અને પુરૂષ વર્ગ પહેરે છે.

અત્રે લગભગ ૬૦ થી ૭૦ ઘરની વસ્તી છે. પંડયાના હસ્તકની અને યાત્રીઓએ ધર્માર્થે બનાવેલી ચાર પાંચ ધર્મશાળાઓ છે. પરંતુ જે ધર્મશાળામાં ઉતરીએ અને તેનો રક્ષક જે પંડયો હોય તેને જ આપણે પંડયા તરીકે માનવો જોઈએ એવો રિવાજ છે. અત્રેના ઘરોની બાંધણી ઘણીજ નીચી અને ટુંકી હોય છે. આપણે ભોંયતળીએથી પહેલા માળ સુધી ઉંચાઈનું ભોંયતળીઉં રાખીએ છીએ તેટલી જ ઉંચાઈમાં તેઓ ભોંયતળીઉં ને પહેલો માળ બનાવી શકે છે. દરેક ઘરને પેસવાના બારણા સિવાયનું કોઇ પણ બારી બારણું હોતું નથી, તેમ છાપરૂં પણ એવું કર્યું હોય છે કે બનતાં સુધી તેમાં પવન કે ટાઢનો પ્રવેશ વિશેષ થઇ શકે નહીં, તેમજ પેસવાનું બારણું આપણી બારીઓ કરતાં પણ ઘણુંજ નાનું હોય છે. પંડયાએ અમોને પહેલે મજલે ઉતારો આપ્યો હતો અને તે ઘરમાં પેસવાનું બારણું બે હાથ ઉંચું ને દોઢ હાથ પહોળું હતું કે જેમાં નમીને વાંકા વળીને પણ જઇ શકાય નહીં. ખાસ બેસીને જ અંદર જઇ શકાય તેવું ભોંયરાના આકારનું હોય છે. માળ પરની બેસવાની જગ્યામાં પણ લાકડાનાં પાટીઆં જડેલાં હોય છે. આ દરેક ઘરો

ઘણેભાગે ત્યાંજ ઉત્પન્ન થતાં દેવદાર અને ચીડના લાકડાનાંજ બનાવવામાં આવે છે. આ સ્થળે કોદા નામનું અનાજ થાય છે. તેના ઉપરનાં છોડાં ખાંડીને કાહાડી નાંખી તે કોદા નામનું અનાજ ખાવાના ઉપયોગમાં લે છે. આજે તે અનાજને પંડયાજીનાં સ્ત્રી ખાંડતાં હતાં તેમને પુછતાં ઊપલી હકીકત કહી તે અનાજ અમને બતાવ્યું હતું. ધરાસુ ચટ્ટી મૂકયા પછીથી પાકી બાંધણીની ચટ્ટીઓ અને આવતાં ગામોમાં ઘણેભાગે યમુનોત્રીને રસ્તે આવાંજ ઘરો બાંધવામાં આવેલાં હોય છે, તેમજ ઉત્તર કાશી શિવાય ગંગોત્રીને રસ્તે પણ પાકી બાંધણીની ચટ્ટીઓનાં બારણાં આવાં જ હોય છે, જયારે કામ ચલાઉ, ઘાસનાં ઝુંપડાં જેવી બાંધેલી ચટ્ટીઓ તો ફકત ખુલ્લી પડાલીઓ જેવી હોય છે. જેમાં બારણાં કે બારીનું નામ નિશાન હોતું જ નથી. કેદાર તરફની આવતી પાકી ચટ્ટીઓનાં બારણાં આથી સહજ મોટાં હોય છે. બદરીનારાયણ તરફની પાકી બાંધેલી ચટ્ટીઓનાં બારણાં ઘણાંખરાં આપણા દેશની માફકનાં હોય છે. તેમજ યમુનોત્તરી, ગંગોત્તરી તરફ દરેક ઘરની બાજુમાં પોતાનો કીંમતી સામાન, વાસણ અને દાગીના કે રોકડ વિગેરે મૂકવા માટે ચારથી પાંચ હાથ સમચોરસ હાથ હાથ ઉંચા લાકડાના પાયા ઉપર ચોકઠું કરી તેના ઉપર આશરે ત્રણ હાથ ઉંચાઈની તદન મજબૂત લાકડાની એક કોટડી બનાવેલી હોય છે. તેને દોઢ હાથનું સમચોરસ બારણું જવા આવવાને માટે મૂકેલું હોય છે. આપણા દેશનું ભંડારીઉં કે કોઠલા જેવો જ તેનો આકાર હોય છે. તેને તેઓ ભંડકીઉ કહે છે, ત્યાંના સર્વ લોકો ઘરની બાજુમાં તેવું ભંડકીઉં બનાવી તેમાં પોતાનો કીમતી સામાન જેમ આપણે તીજોરી કે કબાટમાં મુકીએ છીએ તેમ મૂકે છે. વળી દુકાનદાર કે ત્યાંના ગૃહસ્થ વર્ગના લોકો એથી પણ પોતાની વધારે સલામતીને માટે ચોર કે ધાડપાડુઓથી રક્ષણ કરવા માટે અંગનાણી ચટ્ટીની માફક લોખંડની સાંકળે ઘંટ પણ લટકાવી રાખે છે અને તેથી ચોર વિગેરેની ધાસ્તી રહેતી નથી.

ખરસાલીના પંડયા લોકો શીયાળામાં પડતા સખત બરફના સમયમાં પણ ખરસાલીથી જ્યાં બરફ ન પડતો હોય તેવા ગામોમાં રહેવા જતા નથી અને અત્રેજ રહે છે. તે વખતે ચારે બાજુ બરફ ઝામી ગએલો હોય છે. પોતાનાં ઘરનાં આંગણાઓ આગળ પણ બબ્બે ત્રણ ત્રણ હાથ ઉંચાઇ સુધ્રીનો બરફ ઝાંમી જાય છે; ત્યારે અત્રેના લોકો ઘણેભાગે ભોંયતળીયે નહિ રહેતાં પહેલે મજલે રહે છે. અને બે અઢી માસ સુધ્ધી એક બીજાને ઘેર જવું હોય ત્યારે બરફને ખોદી રસ્તા કરી જાય છે. ઘણેભાગે ખાસ જરૂરીઆત સિવાય તેઓ ઘરની બહાર નીકળતા જ નથી. જ્યારે બરફ પડવો બંધ થાય છે, ત્યારે દરેક કામકાજ ખેતીવાડી વીગેરે શરૂ કરે છે, અને ઘરમાં પણ મધ્યમાં જે ચૂલો ગોઠવેલો હોય છે, તેમાં રાત દિવસ દેવતા (અગ્નિ) તો સળગતો ચાલુ રાખે છે, ત્યારે જ તેઓ ઘરમાં પણ રહી શકે છે અને બેથી ત્રણ માસનો પૂરતો ખોરાક પોતાનાં ઘરમાં ભરી રાખી જે હોય તેના ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. આવી રીતે અત્રેના બરફમય પાહાડો ઉપરના વતનીઓની કષ્ટપ્રદ દુર્દશા ખરેખર દયાજનક છે.

શીયાળામાં બરફ વધારે પડવાથી યમુનોત્રીમાં બીલકુલ રહી શકાતું નથી તે વખતે પંડયા લોકો યુમના માતાજીની મૂર્તિને યમુનોત્રીથી અત્રે લાવી છ માસ સુધી ખરસાલી મુકામે જ પૂજન અર્ચન કરે છે ને; પટ ખુલતાં મેષ શંક્રાંતિની શરૂઆતમાં યમુનોત્રીમાં યમુનાજીની મૂર્તિને લઇ જઈ છ માસ ત્યાંજ પૂજન કરે છે. એ પ્રમાણે દરવર્ષ કરે છે.

અત્રે ઘણેભાગે બ્રાહ્મણની વસ્તી હોવાથી ૫૦-૬૦ બ્રાહ્મણો ભૂરસી દક્ષિણા લેવા માટે આવ્યા હતા. તેઓ દરેકને બે બે પૈસા દક્ષિણા આપી ચાલવા માંડયું તો ગામના છેડા આગળ બ્રાહ્મણથી અન્ય જાતિના સ્ત્રી, પુરૂષો અને બાળકો અમારી આજુબાજુ વીંટાઇ વળીને યાચના કરવા લાગ્યાં. તેઓ સર્વેને પાઈઓ વહેચી અમોએ ખરસાલી છોડી આગળ

મુસાફરી શરૂ કરી. બે મૈલ ઉપર આવતાં વિસામો ખાવા માટે અમો સર્વે બેઠા. એટલામાં બહરી નામના જેપાનીની યમુનાજીનાસામા કિનારે આવેલા પહાડના શિખર પર દ્રષ્ટિ ગઇ, તો ત્યાં એક જબરજસ્ત વિકરાળ પહાડની કઢણોમાં ફરતું રીંછ જોયું. તેણે અમો સર્વેને તે રીછ આંગળી કરીને બતાવ્યું. તે જોતાં જ અમારા તો હાંજાજ ગગડી ગયા; પરંતુ જેપાનીએ કહ્યું કે એ રીંછ નદી ઓળંગીને આ બાજુ આવી શકનાર નથી. એમ કહી હરેક જેપાનીઓએ એક સાથે ચીચીઆરી પાડતાં તે રીંછ પર્વતોની કંદરામાં જોતજોતામાં અદ્રશ્ય થઈ ગયું, સંધ્યાકાળ થતાં અમે હનુમાન ચટ્ટીએ દાખલ થયા.

**હનુમાન ચટ્ટી.** ખરસાલીથી ૨ મેલ છે ને રસ્તો ઘણો ખરો સિધે છે. આ ચટ્ટીમાં અમારા આવતાં પહેલાં ઘણા યાત્રીઓ આવી ગયેલા હતા તેમણે ચટ્ટીની સઘળી જગ્યાઓ રોકી દીધી હતી એટલે અમારે ઊતરવાને માટે બીલકુલ જગ્યા મળી નહિ અમારા જેપાનીઓએ અત્રેના દુકાનદારને કેટલુંક સમજાવ્યું ત્યારે તે દુકાનદારે એક કોટડીમાં બે સાધુ રહ્યા હતા તેમને બીજી કોટડીમાં ઊતરેલા બે સાધુની સાથે રહેવા મોકલી અમોને એક કોટડી આપી; પરંતુ આ કોટડી ફકત નામનીજ હતી, કેમકે તેને કમાડ તો બીલકુલ હતાંજ નહિ, તેમજ એ કોટડીમાં અમો આઠે જણ સુખ પૂર્વક રહી શકીએ એમ પણ ન હતુ. વળી તેમાં સુમાર વિનાની ગંદકી અને ઓઝવાળી જગ્યા કચરાથી ભરેલી હતી જેથી અમોએ જેપાનીઓને બોલાવી તેમની પાસે સઘળો કચરો કઢાવી શેતરંજી પાથરી ફાનસ સળગાવી સુવાનો વિચાર કરવા લાગ્યા.

અત્રે કેટલાક સાધુ સંત અને ભિક્ષુક યાત્રિયો આસપાસના જંગલમાંથી લાકડાં વીણી લાવી તાપણી કરી. તાપતા ચટ્ટીની નજીક ખુલ્લા મેદાનમાં આસન લગાવી ભજન ગાતા બેઠા હતા. આજે ટાઢ સખત લાગતી હતી તેથી પુષ્કળ ગરમ કપડાં પહેરી અમો સુઇ ગયા. મારે જણાવવું જોઇએ કે આ ઘોર જંગલની

પહાડી પ્રદેશની આખી યાત્રા દરમ્યાન માંકડ, ચાંચડ, મચ્છર વિગેરેનો ત્રાસ અમને કોઈ પણ સ્થળે નડયો નથી. કેટલાક યાત્રિ કોઈ ઠેકાણે માંકણના ત્રાસની બૂમ મારતા હતા. પણ અમોને તેવું કષ્ટ કોઈ પણ ઠેકાણે જણાયુંજ નથી તેથી સુખરૂપ નિંદ્રા દરેકને આવતી હતી. ફકત ગંગોતરીના રસ્તે લોહારી નાગવાળી ચટ્ટીએ ભરવાડનાં ઘેટાં બકરાં પૂરવાની જગ્યાએ સુવાથી ચાંચડ કે તેવાં જીવ જંતુ કરડવાનો સંભવ થયો હતો પણ માંકડ તો કોઈ પણ સ્થળે કરડયાજ નથી, તેમજ વિશેષ આશ્ચર્યની વાત એ છે કે અમો જંગલે જંગલ દરરોજના જુદેજુદે ઠેકાણે ફર્યા કે જ્યાં છુટા મેદાનમાં કચરાવાળી જગ્યામાં પહાડોની ખીણમાં નદીના કીનારા નજીકમાં એમ ગમે ત્યાં નિર્ભયપણે સુતા બેસતા, રાંધતાં પણ દિવસે કે રાત્રે કોઈ પણ વખત સાપ કે વીંછી જેવા ઝેરી પ્રાણીયો બીલકુલ અમારા સર્વમાંથી કોઈના જોવામાં કે સાંભળવામાં પણ બીલકુલ આવ્યાં નથી. ફકત જ્યારે હમો બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ થઈ રુદ્રપ્રયાગ આવતાં વચમાં શિવલિંગ ચટ્ટી આવે છે તે ચટ્ટીએ સુતા હતા તે વખતે દલસુખરામ ભાઈની પથારી આગળ નાનો વીંછી જોવામાં આવ્યો હતો. જેથી યાત્રામાં સાપ કે વિંછી જેવા ઝેરી પ્રાણી કરડવાની ધાસ્તી રાખવાનું પણ બીલકુલ કારણ નથી. થોડી વારે પથારીયો કરી છેક નાની ને ગંદી કોટડીમાં અમો આઠે જણ એકમેકના સજ્જડ અડકી ટુટીયાંવાળી સંકોચાઈને સાંકડે મોંકડે સમાસ કરી જેમ તેમ સૂઈ ગયા, ને નિદ્રા આવી ન આવીને આખી રાત્રિ જેમ તેમ પસાર કરી પ્રાતઃકાલ થતાંજ સવારમાં વહેલા ઉઠી મુસાફરી શરૂ કરી. જે રસ્તે થઈને અમો યમુનોત્રી ગયા હતા તેજ રસ્તે છેક સીમલા ચટ્ટી સુધી પાછું જવાનું હતું. તેથી આ પરિચિત રસ્તે જોએલા કુદરતી દ્રષ્યને જોતા જોતા અમો રાણા ચટ્ટીએ આવી પહોંચ્યા.

રાણા હનુમાનથી ૪ મૈલ છે. ને રસ્તો સીધો ને સારો છે. અત્રેથી ગંગનાણી સુધીનાં વિશેષ જંગલ છે, અને તેમાં

ચીડ, દેવદાર વિગેરેથી યુક્ત વૃક્ષ સમૂહવાળો રસ્તો અમો પસાર કરતા હતા તે વખતે દરેક ઝાડો ઉપર આપણા દેશમાં બોલતાં તમરાઓના જેવા અસંખ્ય જંતુઓના એક સાથે થતા શબ્દો કર્ણ પ્રદેશમાં અથડાતાં મનને અત્યંત આનંદ આપતા હતા. આશ્ચર્યની સાથે અજાયબી તો એ જણાતી હતી કે હજારો ને લાખોની સંખ્યામાં જંતુઓ એક સામટાં બોલતાં હોવાથી 'તુંહિ તુંહિ, તુંહિ ' નો સુંદર અવાજ આવતો હતો, તે જાણે કોઇ કુદરતી પદ્ધતિસર અપ્રતિમ ગાયન ગવાતું હોય તેવો આભાસ જણાતો હતો ને તે શબ્દો ઉપરથી, તે જંગલનાં સઘળાં જંતુઓ જાણે પરમાત્માને એમજ કહેતાં હોય કે તું એકજ છે તું એકજ છે, એવું પરમાત્માનું સર્વ વ્યાપી પ્રભુતાનું લક્ષણ હૃદયને સાક્ષાત્કાર થતું દૃષ્ટિગોચર લાગતું હતું. આવા પ્રકારના જંતુઓના દિવ્ય-ગાનથી ગણુગણિત ગુંજારવવાળો ત્રણ ચાર માઇલનો ગીચોગીચ ઝાડીનો રસ્તો પસાર કરતા કરતા અમો પણ ગાયનની ધુન સાંભળી મસ્તદશામાં ચાલ્યા જતાં હતા. રસ્તાની બન્ને બાજુ ભરચક ઝાડો, લતાઓ, ને લીલોતરી આવવાથી અત્રેનો દેખાવ રળીયામણો લાગતો હતો.

આ રસ્તામાં વૃક્ષ સમૂહ (ઝાડના જથ્થા)માં દેવદાર, ચીડ, હરડે, દારૂહરડ, તેમજ અખરોડ, ગૌરીફલ, કીનગોડ વિગેરે અનેક જાતનાં અસંખ્ય ઝાડો રસ્તાની આસપાસના ઘણાં લાંબા વિસ્તારમાં દેખાતાં હતાં.

આ યમુનોત્રી, ગંગોત્તરી જતાં ગંગનાણીથી ખરસાલી સુધી અને ઉત્તર કાશીથી ગંગોત્રી સુધીના રસ્તામાં માખીઓનો પુષ્કળ ત્રાસ વેઠવો પડે છે. રસ્તે ચાલતાં ચાલતાં અસંખ્ય માખીઓ, આપણાં શરીરપર આવીને બેસે છે, ને બેસવાનાં વાહનો, જેપાન, ડંડી, વિગેરેમાં ભરાઈ જાય છે. આસપાસ જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં માખીઓજ નજરે પડે છે. એક બે જગ્યાએ તો એટલો બધો ત્રાસ તેઓ તરફથી વેઠવો પડયો કે આખો વખત માખીઓ

ઉડાડવા માટે હાથ હલાવ્યાજ કરવા પડતા હતા જેથી હાથ થાકી જતા હતા, અને જેપાનીઓની પાસેથી ઝાડની ડાળીઓ તોડાવી. તેનાથી જ્યારે ચમરની પેઠે આસપાસ ઉરાડતા ત્યારેજ કાંઈક શાન્તિ પૂર્વક જેપાનમાં બેસી શકાતું હતું. આ માખી-ઓનું જોર ઘણુંજ હતું. તેને ભોજન કરતાં પણ હમેશાં હાથવતે ઉરાડવી પડતી અને તેની એવી તો કેટલીક વખતે બીક લાગતી કે રખેને ભોજનના ગ્રાસમાં મક્ષિકા ભરાઈ પેટમાં પ્રવેશ કરે તેની ધાસ્તી દર વખતે રાખવી પડતી હતી. એવે વખતે જો સંભાળ ન રાખીએ ને તેમાંની જો એકાદ મક્ષિકા ( માખ્ય ) પેટમાં જાય તો તત્કાલ ઉલટી થતાં હેરાન થવાની ભયંકર ધાસ્તી રહેતી હતી, જેથી ભોજન કરવાના સમયપર આ મક્ષિકાઓથી બચી જવાને માટે યાત્રીઓએ ખાસ સંભાળ રાખવાની આવશ્ય-કતા છે. આ મક્ષિકાઓ રસ્તે ચાલતાં ચાલતાં પણ એટલી બધી શરીરના દરેક ભાગ ઉપર બેસતી હતી કે આપણાં આખા શરીરનો ભાગ જાણે કાળાશ પડતો હોય તેવું જણાતું હતું.

આ માખીઓની માફક બીજા પણ અસંખ્ય ઝેરી ઝીણાં જંતુઓ આ રસ્તામાં છે. તેઓનાથી બચવા માટે બનતાં સુધી શરીરપર વસ્ત્ર પહેરી રાખી હાથને પગપર પણ મોજા પહેરી રાખવા, કારણ કે એવા ઝેરી જંતુઓ ચાલતાં કે સૂતાં હોઇએ ત્યારે શરીરના ઉઘાડા રહેલા ભાગપર ડંખ મારી ઊડી જાય છે. તેમાંના કેટલાક જંતુઓ તો એવા બારીક હોય છે કે તેને આપણે નજરે જોઈ શકતાં પણ નથી, તેઓ એવી રીતે ડંખ મારે છે કે તરતજ લોહી નીકળે છે. ને તેને ખજવાળતાં સોજો આવે છે, અને બીજે કે ત્રીજે દિવસે તે ભાગ ઉપર ફોલ્લા જેવું થાય છે. તે પાકીને ફુટતાં તેમાંથી પરૂ જેવી રસી નીકળે છે ને તેમાંથી અવર નવર દૈવ સંજોગે ભરનીગર જેવી અસાધ્ય પીડા એકાદ કે બે માસ સુધી ભોગવવી પડે છે. ઘણે ભાગે આવા ડંખો પગ ઉપર વિશેષ થાય છે, જેથી પગ તણાય છે ને

ચાલતાં અડચણ પડે છે. આ પ્રમાણેનો એક ઝેરી જંતુનો ડંખ મારી બ્હેન ગંગાને લાગતાં તેની પીડા તેને લગભગ ૨૫ દિવસ સુધી ભોગવવી પડી હતી. આવાં ઝાડ બદ્રીકેદારને રસ્તે ઘણાં થોડાં હોવાથી ત્યાં માખીઓ અને ઝેરી જંતુઓનો ત્રાસ ભોગવવો પડતો નથી.

**ઓજરી અથવા બજરી**—રાણાથી ૪ મૈલ છે ને રસ્તો સીધો ને સારો છે પહાડ નદીને વૃક્ષોનુ અવલોકન કરતાં કરતાં હમોએ ચાલવા માંડયું.

**પાહાડી વસ્તી, પહેરવેશ, રીત રીવાજ, ને ધંધો**—અત્રેના લોકો ઘણે ભાગે નિષ્કપટી તદન સાદું જીવન ગાળનારા ગૌરવરણના ને શરીરે મજબૂત હોય છે. તેઓ હમેશાં ઘણે ભાગે અત્રેની બનાવટનાં ગરમ કપડાંજ પહેરે છે, તેમાં વિશેષે કરીને સ્ત્રીઓ ગૌર વર્ણી, સુશોભિત, અને તેજદાર મુખાકૃત્તિના ભવ્યને સુંદર ઘાટઘટમદાર ચહેરાવાળી વધારે હોય છે પરંતુ સફાઇ સુઘડાઇ, નાહાવું ધોવું, વિગેરે સ્વચ્છતા તો બીલકુલ છેજ નહી, અત્રેની વસ્તીનો ઘણો ખરો ભાગ બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિનોજ છે. વૈશ્ય અને શુદ્રો થોડા પ્રમાણમાંજ છે તેમનાં નામો, તેઓ પાહાડી લોક હોવા છતાં, ગુજરાતમાં વસતા નાગર કે બ્રહ્મક્ષત્રીના નામોને પણ ભૂલાવે તેવાં મનમોહકને સાંભળતા કાનને આનંદદાયક લાગે તેવાં પાડવામાં આવે છે. પુરૂષનાં નામો નયનચંદ્ર, ચંદ્રશેખર, નવનીતરાય, વામદેવ, પ્રદ્યુમ્ન, બલભદ્ર, પ્રમોદરાય, વિગેરે હોય છે. જ્યારે સ્ત્રીઓમાં, ગૌરી, પદ્મિની, ઉર્વશી, તિલોત્તમા, રંભા, દુર્ગા, પાર્વતી, શશિકળા, યશોદા, સૂર્યપ્રભા, પદ્માવતી વિગેરે નામો હોય છે. જો કે ઘણે ભાગે, અત્રે પહાડી ભાષા બોલાય છે, પણ ઘણુંખરૂ દરેક માણસ ઘણે ભાગે હિન્દુસ્તાની ભાષા સમજી શકે છે. પુરૂષ વર્ગમાં ધોતીઉતો કોઇકજ ગૃહસ્થ પહેરે છે, તેમજ પાટલુન પણ કવચિતજ પહેરે છે. બાકીના ઘણાખરા હાથથી દોઢ હાથની લંગોટી પહેરી તેના

ઉપર ઢીંચણુ સુધીનું પહેરણુ પહેરે છે અને કેટલાક છ સાત હાથ લાંબી અને એકથી સવા હાથની પહોળાઈની નાની પોતડી પહેરે છે અને માથાપર એક ખાદીની કે તેને મળતી ટોપી બેથી ચાર આનાની કીંમતની પહેરે છે આ પહેરવેશ ઘણે ભાગે પુરૂષોને હોય છે, અને કેટલાક તીર્થોના બ્રાહ્મણો વિગેરે આપણુને મળતો પોશાક પહેરે છે, પણુ તે સંખ્યા જુજ છે. તેમજ પાહાડી સ્ત્રીઓનો પહેરવેશ ઘણો ખરો ઊનનોજ હોય છે. તેઓ ઘાઘરો, તથા તેના ઉપર ગરમ પાસાબંડી, અને ગરમ માથે ફાળીઉં રાખે છે. તેમજ સખત ટાઢ વખતે ઓઢવાનું પણુ ગરમ સાલ્લાની જગ્યાએ વાપરે છે. સ્ત્રીઓનાં વસ્ત્રો ઘણાં ખરાં ગરમ ઊનનાં કીમતી હોય છે જયારે પુરૂષોનાં વસ્ત્રો થોડાં સૂતરાઉ અને સાધારણુ કીમતનાં ઊનનાં હોય છે પહાડી સ્ત્રીઓ નાકમાં ગોળ વાળી ઘાલે છે તે ખાસ જેમ ગોળાઇમાં મોટીને વજનમાં વધારે હોય તેમ તે સ્ત્રી ગૃહસ્થ કહેવાય છે. તે વાળીની ગોળાઈ સ્ત્રીઓને હાથે પહેરવાની બંગડી જેટલી ઓછામાં ઓછી હોય છે. ને વત્તામાં વત્તી તે બેબંગડીની એક બંગડી બનાવીએ તેટલી ગોળાકાર હોય છે. ને તે ઓછામાં ઓછી એક તોલાથી પાંચ તોલા સોનાની બનાવેલી હોય છે. તેની એક બાજુ પરવાળાંને કીડીઆં જેવું પરોવેલું હોય છે. તે ભારે વજનદાર હોવાથી નાકને પણુ લાંબો વખત પહેરવાથી તોડી નાખે એવી હોય છે, તેથી તેને એક દોરી બાંધી ને તે દોરી માથાના વાળની લટ સાથે પરોવી રાખે છે.

આ દેશના લોકો ઘણે ભાગે નિરૂદ્યમી, દુઃખી, દરિદ્રી અને નિર્ધન છે. તેમનું જીવન ઘણે ભાગે ખેતી ને મજુરી ઉપર અવલંબી રહે છે. કેટલાકો યાત્રિઓની સગવડ સાચવી દુકાન વિગેરે કરી ગુજરાન ચલાવે છે. સમજુ વર્ગના માણસો અત્રેની પેદાશ દેશાવર ચઢાવી દેશાવરનો માલ અત્રે લાવી વ્યાપાર કરે છે. ત્યાંના બ્રાહ્મણો ઘણે ભાગે યાત્રીઓના ગોર હોય છે તે સિવાય બીજો કોઇ પણુ ઉદ્યોગ અત્રે જોવામાં આવતો નથી. પહાડી

મનુષ્યો આચાર, વિચાર, ને રીત રીવાજોમાં જંગલી જેવા હોવા છતાં ઘણા ખરા સ્વભાવે ભોળા, વિશ્વાસુ, મહેનતુ, ને થોડી આવકમાં નિર્વાહ ચલાવી સંતોષ માનનારા હોય છે.

**જગન્નાથ ( ફૂટનૂર )**—ઓજરીથી ૬ મૈલ છે. આ રસ્તો સીધો છે, જેથી આ સીધા રસ્તે ચાલતાં ચાલતાં અમો ઓજરીથી જગન્નાથ આવ્યા. આ જગન્નાથને ફૂટનૂર ચટ્ટી પણ કહે છે. ચટ્ટીની ઉપલી બાજુએ ૦૧ મૈલ ઉપર ગામ છે. આ ચટ્ટી કામ ચલાઉ છાપરાનીજ છે. દુકાનદાર ઉપલા ગામનો વતની છે. ચટ્ટીએ આવતાં હું તથા બન્ને રેવા નામની બાઇઓ ત્રણે સાથે ચાલતાં હતાં. તે ચટ્ટીએ ન જતાં ગામમાં ચઢી જઈ ભૂલાં પડયાં હતાં. ગામમાં જઈ પૂછતાં તેમણે કહ્યું કે આ રસ્તો ચટ્ટીનો નથી આવ્યા તે રસ્તે પાછા જઈ બીજા નીચાણના રસ્તે જતાં ચટ્ટીએ પહોંચાશે એમ તેમના કહેવાથી અમો પાછા ફરી નીચાણને રસ્તેથી ચટ્ટી ઉપર આવ્યા. આ જગ્યાએ પાણી ચટ્ટીની પાસેજ છે. અને તે ચાર હાથની ઊંચાઇથી એક લાકડાની પરનાળમાં થઈને પડે છે આજે ટાઢ વિશેષ નહિં હોવાથી સર્વે ઠંડા પાણીએ નાહ્યાં હતાં અને લૂગડાં પણ ધોયાં હતાં.

અત્રે ગામમાંથી દુકાનદારે દહીં મંગાવી આપ્યું હતું. તે ખાતાં તેનો ઘણો ઉત્તમ પ્રકારનો સુંદર સ્વાદ લાગતો હતો અમે દહીંને ઘી ભરવાનાં વાસણો લગભગ ચિનાઈ બરણીને મળતા આકારનાં બનાવેલાં હોય છે, અને તે જળ પ્રવાહથી ચાલતા સંઘાડા ઉપર અત્રેના લોકોએ ઊતારીને બનાવેલાં હોય છે. ફરક માત્ર એટલોજ કે બરણી નીચેથી ઉપર સુધી સરખીજ ગોળાઈની હોય છે, જ્યારે આ વાસણ નીચેથી જરા વિશેષ ગોળાઈનું અને ઉપર આવતાં એકાદ આંગળની ઓછી ગોળાઈના માપનું હોય છે, તે સિવાય તેનો દરેક આકાર બરણીની માફકનો જાણવો આવાં વાસણો એક પાશેર દૂધ સમાય તેવડા માપથી તે બંગાલી પા મણ દૂધ સમાય તેવડા માપ સુધીનાં

અત્રે બનાવી શકે છે, અને તે અત્રે દરેક ઠેકાણે દૂધ, દહીં, ઘી, મધ, તેલ, વિગેરે પદાર્થો ભરી મૂકવાના કામમાં આવે છે. આ ચટ્ટીએ અમો જમ્યા બાદ થોડો આરામ લઈ સાંજે ચાલતા થયા.

**ગંગાણી**—જગન્નાયથી ૨ મૈલ છે ને રસ્તો સીધો છે. રસ્તાની આજુબાજુની વન લીલા જોતાં જોતાં અમો ગંગાણી ચટ્ટીએ આવ્યા. અત્રેથી સર્વેને આગળ રસ્તે જવાનું કહી હું, દલસુખરામ ભાઇ, ને એક બોજાવાળો ગંગનાણી ચટ્ટીમાં આવ્યા, અને યમુનોત્રી જતાં અત્રે મૂકેલો વધારાનો સામાન મોદીની પાસેથી લઈ તેની નાની દીકરીને બક્ષિસ આપીને અમે ચાલવા માંડયું.

આ ચટ્ટીથી ગંગોત્રી તરફ જતાં યમુનાજીનો કીનારો છેવટનો છોડી પર્વતને રસ્તે જવું પડે છે. તે પછી આખી યાત્રામાં યમુનામૈયાનાં પવિત્રજળના દર્શન કરવાનો સંભવ આવતો નથી, અને ત્યારબાદ છેક નાકુરી ચટ્ટીથી ઘણે ભાગે ગંગાજીના કિનારે કિનારે ચાલતાં છેક ગંગોત્રી સુધી જઇ શકાય છે.

**સીમલા**—ગંગાણીથી ૬ મઇલ છે અને રસ્તો સીધો છે. ચાલતાં જ્યારે સીમલા ચટ્ટી એકજ ફરલંગ બાકી રહી ત્યાં બે રસ્તા આવ્યા. એક રસ્તો ડાબા હાથ તરફનો ગંગોત્રી તરફ જવાનો હતો. તે રસ્તે ન જતાં હમો જમણા હાથને રસ્તે સાંજે ૬ વાગે સીમલા ચટ્ટીએ પહોંચ્યા.

આ એજ ચટ્ટી હતી કે જ્યાં યમુનોત્રી જતાં અત્રેનો દુકાનદાર પ્રેમપૂર્વક અત્રે રહેવા ભલામણ કરી કહેતો હતો કે પાણીની ઘણી સારી સગવડ છે અને તમને સીધું વિગેરે સસ્તા ભાવે આપીશું. હમો તેના કહેવા પ્રમાણે આજે તેનીજ ચટ્ટીમાં આવ્યાં, કારણ કે અત્રેથી ગંગોત્રીનો રસ્તો બદલાય છે, અને એ ગંગોત્રીને રસ્તે બીજા ૧૦ માઈલ સુધી જતાં વચ્ચે ચટ્ટીજ

નથી, તેથી અત્રે રહેવાનો વિચાર તો પ્રથમથી જ હતો. આ દુકાનદાર યમુનોત્રી જતી વખતે જે મીઠુ મીઠુ બોલતો હતો તેનું કારણ એ હતું કે ચટ્ટી ખાલી હતી એટલે યાત્રી કોઈ હતો નહીં, પણ આ વખતે તો તેની ચટ્ટી ભરાઈ ગઈ હતી. અત્રે બીજી ઉતરવાની જગ્યા પણ હતી નહીં. હમો તેને મળ્યા છતાં હમારો જરાએ સત્કાર કર્યો નહીં. જે ધણી યમુનોત્રી જતી વખતે અમારો આદર સત્કાર કરવાને આતુરતા બતાવતો હતો તે ધણી અત્યારે હમારી સાથે વાત પણ કરતો નહોતો. તેને અમે કહ્યું કે ભાઈ તમારા કહેવા પ્રમાણે હમે તમારે ત્યાં આવ્યા છીએ માટે તમે હમારા માટે રહેવા ખાવાનો બંદોબસ્ત કરો. દુકાનદારને ખબર હતી કે સાંજ પડવા આવી છે અને અત્રેથી ગંગોત્રી તરફ યાત્રીઓને બીજી ચટ્ટી નજીકમાં મલતી નથી તેથી યાત્રીઓને અત્રે રહ્યા વગર છુટકો જ નથી. એવી એને ખાતરી થવાથી પુરો જવાબ પણ આપ્યો નહીં અને તે બીજા યાત્રીનું સીધું તોલતો હતો. તેની પાસે હમે બેસવાને ચટાઈ માગી, કારણ કે અમારાં પાથરવાનાં સાધન બોજાવાળા પાસે પાછળ રહેલાં હતાં. તેણે હમોને કહ્યું કે આપું છું. એમ કહી સીધું તોલવા બેઠો. તે પછી બીજો એક કલાક ગયો તો-પણ ચટાઈ આપવાનું તો નામ જ નહીં. અમારા બોજાવાળા આવ્યા અને હમો ખુલ્લામાં શેતરંજી નાખી બેઠા. અમારી સાથેના દરેક જાપાની અને બોજાવાળાઓએ તેની પાસેથી સીધું લીધું અને તેનો મનમાનતો ભાવ પણ તેણે લીધો. યમુનોત્રી જતાં માલ સસ્તે ભાવે આપવાનું એ કહેતો હતો તે વાત અત્યારે જાણે જાણતો જ નથી. ત્યારપછી તેની પાસેથી હમોએ દૂધ માગ્યું તો તેણે વગર ભાવે દૂધ આપ્યું. સમય સાંજના ૬ વાગ્યાનો હતો. તાજું દૂધ અરધા કલાકે તે અમને આપી શકે તેમ હતું, પણ તેમ ન કરતાં સવારનું વાસી ઉકાળેલું ખાટું થવા આવેલું દૂધ અમોને આપ્યું. અને કહે કે તે દૂધ તાજું છે. અમે તેના કહેવાથી તે દૂધ ચહામાં નાખ્યું તો

કાળા રંગની ચહા થઈ અને તેનો સ્વાદ પણ તદન બગડી ગયો. તેથી ચહાનું ભરેલું તપેલું તે દુકાનદારને બતાવ્યું, ત્યારે તેણે કહ્યું કે ભૂલથી માણસે સવારનું દૂધ આપેલું છે. તેથી આમ થયું. જ્યારે એ બાબત માટે અમે તેને ધમકાવ્યો ત્યારે કહે કે ફીકર કરશો નહીં, હું તે દૂધના પૈસા લઇશ નહીં. એમ કહી ચાલતો થયો પરંતુ હમારે ખાંડ, ચહા, સ્ટવમાં બળતું મોંઘા ભાવનું ગ્યાસલેટ વિગેરેની નુકસાની ભોગવવી પડી અને તે બધી ચહા ઢાળી દેવી પડી. હમારે બીજે દિવસે ૧૫ માઈલની લાંબી મુસાફરી કરવાની હતી. અને તેમાં ૫ મૈલનો સખત પહાડ ચઢવાનો હતો. અને જેપાનીઓ ભૂખે પેટે આવા કઠિણ પહાડનો ચઢાવ ચઢી શકે નહીં. તેથી હમારા ખરચે જેપાની અને બોજાવાળાઓને ચણા પાશેર પાશેર હરેકને ખાવા માટે તે ચટ્ટીવાળા પાસેથી અપાવ્યા હતા. બીજે દિવસે સવારમાં ત્યાંથી નીકળતી વખતે હિસાબ કરતાં દુકાનદારે દૂધના પૈસા પણ અંદર દાખલ કરેલા હતા, તેથી તેને કહ્યું કે દૂધ ખરાબ આપેલું હોવાથી તેના પૈસા લેવાની તો રાત્રેજ તમે ના કહી હતી, માટે તે દૂધના પૈસા મલશે નહીં. આ વખતે તો તે ચૂપ બેસી રહ્યો પણ તેની સાથે બેઠેલો તેનો બીજો ભાઇ કહે કે હમે તો દૂધ આપ્યું તેના પૈસા લઈશું. તમારી ચહા ગમે તે કારણથી બગડી હશે તેથી હમે તે પૈસા મૂકી દેનાર નથી. હમે તેને કહ્યું કે તમે સવારનું રાખેલું દૂધ સાંજે આપ્યું તે વાત તમારા ભાઈએ કબૂલ કરેલી છે વિગેરે જ્યારે કહ્યું ત્યારે કહે વારૂ તે પૈસા ન આપશો. એમ કહી ઠગબાજીમાં કુશળ દુકાનદારે અમે લીધેલા ૬॥ શેર ચણાના ભાવમાં તે દૂધનો બદલો વાળવાની પુરી તજવીજ કરી અને ૧ રૂપીઆના બશેર ચણાનો ભાવ ગણ્યો. જ્યારે આ ચટ્ટીથી બે માઇલ પર ગંગનાણી ચટ્ટી છે ત્યાંથી અમે યમુનોત્રી જતી વખતે ૩॥ શેરના ભાવે ચણા લીધા હતા તેથી તેને અમે કહ્યું કે તું આટલો મોંઘો ભાવ લે છે તેનું કારણ શું ? ત્યારે તે કહે કે તે ચટ્ટી

પર તે દુકાનદાર ગમે તે ભાવે આપે પણ હું તો આ ભાવે જ આપીશ. તેથી સસ્તા ભાવે આપીશ નહીં. અમને ખબર હતી કે સરકાર તરફથી દરેક વસ્તુઓના જુદે . જુદા ભાવોનું ભરી આપેલું ફારમ દુકાનદારોને આપેલું હોય છે અને તેજ ભાવ દુકાનદાર લઇ શકે છે, તેમજ તેથી વધારે ભાવ લેવાથી તે રાજ્યનો ગુનેગાર થાય છે. આ વાત ઘણા યાત્રાળુઓનાં જાણવામાં નહીં હોવાથી ગમે તે ભાવ યાત્રાળુઓ પાસેથી લે અને અજાણ્યા યાત્રીઓ પણ તેનો માગ્યો ભાવ આપે છે પણ અમે ઉપલા સરકારી નિયમ પ્રમાણે ચણાના ભાવનું લીસ્ટ માગ્યું તો તે ન બતાવતાં બીજાજમાં જ વાત કરવા લાગ્યો અને કહે કે ભાવ તો હમારી મરજી પ્રમાણે લઇશું ને તમારી બીજી વાત કંઇ પણ સાંભળીશું નહીં. ભલે તમે તમારૂં ચાલે તે કરી લ્યો. જેથી હમને લાગ્યું કે આ નિર્લજ્જ અને અતિ લોભી દુકાનદાર જ્યારે અમને આ પ્રમાણે કનડે છે તો બીજાઓને કેટલું હેરાન કરતો હશે તેનો ખ્યાલ હમને તુરત આવી ગયો. તેથી મેં અને મારા મિત્ર હલસુખરામભાઇએ વિચાર કર્યો કે ભાવ જોઇનેજ પૈસા આપવા, પણ મોદી ભાવ બતાવે શાના એમ રકજક કરતાં અમે બશેરના હિસાબે પૈસા આપવા કબૂલ કર્યા પણ એવી સરતે કે એણે અમને લખી આપવું કે મેં યાત્રીને રૂપીઓના બશેરના ભાવથી ચણા આપ્યા છે. એ પ્રમાણે મોદી જો તે ભાવ લખી આપેને કદાચ તે ભાવ સરકારમાં તેની સહી સાથેનો યાત્રી દાખલ કરે તો મોદીને ઘટતી શિક્ષા થાય અથવા તો દુકાન પણ બંધ કરવાનો વખત આવે, ને તે ચટ્ટીની દુકાન બીજાને સોંપે. તેથી લખી આપવાનીજ પણ તેણે ચોખ્ખી ના પાડી, કેમકે કાયદો તે પુરેપુરો સમજતો હતો, જેથી વગર સહીએ પૈસા લેવાના હોવાથી ક્રોધ કરીને હમોને ડરાવવા લાગ્યો. હમે તેના ગુસ્સા પર ધ્યાન ન આપતાં સહી કરવાથી જ પૈસા આપવાનું નક્કી કર્યું. આખરે તે એકનો બે થયો જ નહીં. જ્યારે અમે તેને વગર સહીએ રૂપીઆના

રાા શેરને હિસાબે આપવા ઘણુંએ કહ્યું તોપણ તેણે બીલકુલ માન્યું નહીં. અને તેનો ક્રોધ એટલો બધો વધ્યો કે તે વખતે બીજાને તે મારવાને પણ ચુકતે નહીં. એવો તે લુચ્ચો હતો પરંતુ અમારી પાસે દરેક પહાડી જેપાની કુલ્લે ૨૩ માણસો હતા, મે તેઓ પાસેથી પણ તેણે લોટના ભાવમાં પૈસા વધારે લીધેલા હોવાથી ચીડાએલા હતા. જેથી મોદીથી મારામારી તો થઈ શકે તેમ નહોતું. અમે તેને કહ્યું કે સહી કરી આપી માગ્યા પ્રમાણે ભાવ લે. અથવા વગર સહીએ અઢી શેરના હિસાબે પૈસા આપીએ. તેમ જ્યારે માન્યું નહીં ત્યારે અમે કહ્યું બશેરના ભાવે જે પૈસા થયા તે તારા નામે હમો અત્રેના ટીહરી રાજ્યાધિકારીને મોકલીશું. પણ તને તો આપીશું નહીં. તો પણ તેણે માન્યું નહીં, અને અમારી પાસેથી ઉઠીને દુકાનમાં જઇને બેઠો, એટલે અમે તે બદમાસને પૈસા આપ્યા વગર ચાલવા માંડ્યું, તો તેની પણ દરકાર તેણે કરી નહીં. એણે ધાર્યું કે યાત્રા કરવા આવેલા છે તેથી પૈસા ડુબાવીને તો તેઓ જશે જ નહીં. પણ હમે તો ચાલતા જ થયાને દુકાનદાર તો જોતો જ રહ્યો. છેવટે દુકાનદારે જાણ્યું કે આમાણસોને કોઇ પણ રીતે પહોંચાતું નથી ત્યારે પોણા માઈલ ઉપર પોતાનું માણસ દોડાવી ભૂલની માફી માગી અઢીશેરના હિસાબે ખુશીથી પૈસા લઇ ગયો.

## દૃશ્ય ૨ જું.




સીમલાથી ઊત્તર કાશી.

ગોઠા—સીમલાથી ૧૦ મૈલ છે. ને રસ્તો ૫ મૈલની સખત ચઢાઈનો તથા ૫ મૈલની સખત ઊતરાઈનો છે.

અત્રેથી ચાલતાં એક હિન્દુસ્તાની બ્રાહ્મણ, કાશી તરફ મીરજાપુર જીલ્લામાં આવેલા ભદોઇ થાણામાં પરશીપુરી થઇ બરવા ગામનો રહીશ

આશરે ૫૬ વરસની ઉમરનો હતો તે અમારી સાથે થયો હતો. તે છેક યાત્રાપુરી કરી રૂષી કેશ સુધી અમારી સાથેજ રહ્યો હતો. તેને અવર નવર ભોજન માટે અમે સીધું અપાવતા હતા અને રહેવાને પણ અમારી સાથેજ બંદોબસ્ત કરી આપવાથી, અને તેને સારી સગવડ પડવાથી તે અમારી સાથેજ રહેતો હતો. ચાલતાં ૦ા મેલ જતાંજ સખત ચઢાઇ શરૂ થઇ. અમો તે ચઢાઇ ચઢવા લાગ્યા. જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ પહાડોપરની ઝાડોની ઘટાદાર શોભા ને કુદરતની ભવ્યતામાં વિશેષ વૃદ્ધિ થતી હતી, પરંતુ આ સખત ચઢાઈ ચઢતાં શ્વાસ ચઢી પગમાં લખ લખાટ થઈ પગ થાકી જતા હતા, અને જયાં એક પહાડની ટોચ પર જતાં જાણે પહાડ પુરો થયો એમ માનતા હતા એટલામાં થોડેક દૂર ચાલી પહાડની ટોચ પર જતાં તે પહાડને ભૂલાવે તેવો વિશાળ, વિકાળ, અને ઝાડીથી ભરપૂર બીજો પહાડ પાછો દેખાતોજ હતો. એમ એક પછી એક ઘણા પહાડો ચઢવા પડતા હતા, ઊતરાઈતો જુજજ હતી તેથી ધીરજ ખુટાડે તેમ બનતું હતું, અને જયાં જયાં અમે દ્રષ્ટિ કરીએ ત્યાં ત્યાં વિશાળ, વિકાળ, ગગન ગામી ઉન્નત પહાડો જે ગીચો ગીચ જામી ગએલાં વિશાળ ઝાડો અને અનેક વનસ્પતિઓથી આ જંગલનો પ્રદેશ રસ્તાની આજુ બાજુના અનેક મૈલોના વિસ્તારમાં ભરપૂરને ભયાનક લાગતો હતો. સર્વત્ર ઘોર જંગલજ દેખાતું હતું, છતાં આશ્ચર્યની વાત તો એ છે કે આ અગમ્ય સ્થળમાંથી પસાર થતાં આખી યાત્રા દરમ્યાન કોઈપણ સ્થળે ચોરી, લૂટફાટ, કે મારામારીનો ભય રાખવાનું હર કોઈ યાત્રીને બીલકુલ કારણ નથી. એજ તે કૃપાળુ સર્વેશ્વરની દયાજ યાત્રીઓ પર છે. હમોએ જયારે આવા વિકટ જંગલમાં આગળ ચાલવા માંડયું એટલામાં અન્ને રેવા બાઇઓ અને ગંગા, એ ત્રણમાંથી પણ ગં-સ્વ રેવાબાઇ સર્વેની આગળ ચાલતાં હતાં તેમનાથી અર્ધો ફર્લાંગને છેટે ઓચિંતો પહાડની ખીણમાંથી ફુદકોમારી એક અતિ ભયંકર વિકાળ વાઘ આવતો તે બાઈની

નજરે પડયો, જેથી તેમના તો હોશજ ગગડી ગયા, પરંતુ ગંગામાઇની કૃપાથી તે વાઘ જોરમાં એકદમ રસ્તો પસાર કરીને એક પહાડપર ચઢીને અદૃશ્ય થઇ ગયો. બાઈની હિંમતતો તદ્દન જતી રહી હતી તે વખતે રેવા અને ગંગા તેને જઈ મળ્યાં. ગં–સ્વ. રેવા બાઇએ કહ્યું કે હમણાંજ મારી નજર આગળથી એક વાઘ પસાર થઇ ગયો એટલે એ ત્રણ જણામાંથી આગળ ચાલવાની કોઇની પણ હિંમત ચાલી શકી નહિ ને ત્રણે જણાં ત્યાં બેઠાં. અમો તેમની પાસે પહોંચતાં આ હકીકત અમને પણ કહી. જેપાનીઓએ કહ્યું કે એ વાત તદન ખરી છે, કેમકે આ જંગલમાં વાઘ રહે છે. ત્યાર બાદ અમે સર્વે જણાએ સાથે સાથેજ ચાલવા માંડયું, અને પાંચ મૈલનો પહાડ એક પછી એક ચઢીને અમે છેક છેલ્લા પર્વતની ટોચ ઉપર આવ્યા. આ સ્થળે ગગનમાં ડોકીઆં કરતાં પર્વત શિખરોપર ચોતરફ ઘનઘોર ઘટામય વિશાળ જંગલ ઉભેલું દેખાય છે. અને કવચિત્ કવચિત્ સિંહ, વાઘ, ચિત્તા, રીંછ, વરૂ, નાહર, વણીયર તથા જંગલી બિલાડા વિગેરે હિંસક પ્રાણીઓ અત્રે વસતા દેખાય છે. ઊંચી ટેકરી હોવાથી પવનના જોરથી ટાઢ સખત લાગતી હતી. ત્યાં અમો વિસામો ખાવા બેઠા, અત્રે જેપાનીઓ પણ તેમને અપાવેલા ચણા ખાવા બેઠા. અત્રે પાણી હતું નહિ તેથી વધારે વખત રોકાયા નહિ. તેવામાં જેપાનીઓએ કહ્યું કે જુઓ આ નીચાણમાં ગંગા નદીના કિનારા પર અહીંથી ૧૧ મૈલપર આવેલું ઊત્તર કાશી દેખાય છે. અમો એટલી બધી ઊંચાઈપર હતા કે ત્યાંથી ઉત્તર કાશી સારી રીતે જોઈ શકાતું હતું. એટલુંજ નહિ પણ પર્વતની ટળેટીમાં જતાં મનુષ્યો વેંતીઆ માણુસ જેવાં છેક નાનાં દેખાતાં હતાં. અત્રેથી સખત ઊતરાઇ ઉતરવાની આવી. પહાડ ચઢવાથી થાકી ગયા હતા અને વળીઆ ઊતરાણુ સખત અને સીધ્ધું હોવાથી હિંમત હારવા જેવું લાગ્યું પરંતુ ગંગા માઈકી જયની ગર્જના કરી મુસાફરી શરૂ કરતાં બીજા ૪।। મૈલની ઊતરાઇએ અમો સીંગોઠા ચટ્ટીએ આવ્યા.

અત્રે કામ ચલાઉ છાપરી છે, સીધુ સામાન વિગેરે પણ ઘણા માણસોને પહોંચી શકે તેવો સંભવ નહોવાથી ચટ્ટીથી અર્ધો ફર્લાંગ પર નદીના કિનારે આવી ત્યાંનો એક લાકડાનો પૂલ ઊતરી પેલી બાજુએ કિનારાપર વિસામો લેવા બેઠા. ત્યાં આગળ ચટ્ટીવાળાના ઢોરને રહેવાનું મકાન હતું, ત્યાં દહીં અને દૂધ મળતું હતુ તે અમોએ પીધું, અને તાજું દહી હોવાથી તે પણ ખાધું પછી જળપાન કરી ત્યાંથી આગળ ચાલતાં રસ્તો ઉતરાઇનો હતો. હું અને દલસુખરામભાઇ જેપાનમાં બેઠા હતા તે વખતે રસ્તાનીનજીક કિનારાપરજ વિછુંનું ઝાડ ઊગેલું હતું તે અમારા બન્નેના હાથને ઘસાયું કે તરતજ વેદના શરૂ થઈ, તે આખો દિવસ તેની વેદના સહન કરવી પડી હતી, જયારે જ્યારે હાથ ધોતાં પાણી હાથને અડકતું તે તે વખતે તેની વેદના વિશેષ લાગતી હતી, તે વખતે તેના ઉપર ઘી ચોપડતાં તે સહજ નરમ પડતી હતી.

## અત્રે ઉત્પન્ન થતા જાતજાતના પત્થરો અને ખનિજ પદાર્થો.

આ પહાડ પર સફેદ, લીલા, લાલ, પીળા, કાળા, નરમ, કઠણ, અને સોનેરી આરસના જેવા, ચળકતા ને સુંવાળા, લીસા, અને રંગબેરંગી રંગના, અનેક પત્થરોની જાતો છે. જે પત્થરોમાંથી ઉપયોગમાં આવતી અનેક વસ્તુઓ તેના સમજદાર કારીગરો બનાવી શકે તેમ છે. પહાડપર સુરમો જથાબંધ મળી શકે છે. તેમજ કેટલીક જગોએ ત્રાંબુ, લોઢુ, કલાઈ, પારો, સોનું, રૂપું, વિગેરે ધાતુઓ પણ છે વળી સિંધા લુણ અથવા લાલમીઠું, કોલસો, સંચળ, નવસાર, ટંકણખાર, વિગેરે અનેક પદાર્થો આ પહાડમાં કેટલેક ઠેકાણે છે, જેમાં લાલ મીઠાનો તો હાલ પણ વ્યાપાર થાય છે.

આજનો રસ્તો ઘોર જંગલમાંથી પસાર થતો હતો અને કેટલેક ઠેકાણે નદીનાળાં, પાણીનાં ઝરણાંઓ, ગીચઝાડો, સુંદર રંગબેરંગી પુષ્પો, વિશેષ પ્રમાણમાં દેખાતાં હતાં, પર્વતની

ટોચ પર ચઢીને પાછું નીચે ઊતરવું પડયું હતું, છેક ડુંગરની ટોચ પરથી કુદરતની લીલાની બલિહારી નિહાળવાની આ ઉમદા તક મળી હતી.

**અત્રેની નદીઓનું વર્ણન**—અત્રેની દરેક નદીઓ હિમથી આચ્છાદિત થએલા ગગનગામી પર્વતના શિખરોમાંથી ઘણે ભાગે નીકળેલી હોય છે. તે નદીઓના બરફમય, સ્વચ્છ, મધુર અને પાચન કરતા પાણીનો પ્રવાહ નીકળીને સપાટ જમીનમાં પથરાતો અને પર્વત પરથી નીચાણની ભૂમિમાં તે પ્રવાહ જતાં પચંડ પર્વતોની મહાન ગુફાઓમાં પ્રવેશ કરીને વેગમાં વહેતો દૃષ્ટિએ પડે છે. તેમજ અત્રેની પવિત્ર અને મોટી નદીઓનું શીતળને નિર્મળ જળ ખળખળાટ શબ્દો કરીને વહેતું, અતિશય સ્વચ્છ દેખાતું, હૃદયાનંદને વિશેષ પ્રફુલ્લિત કરે છે. તેમજ તે નદીઓનું ગંભીરજલ, ધોધબંધ પ્રવાહમાં આડા અવળી પર્વતોને વિંટાઈ વળી, વાંક ખાઈ, અતિ ત્વરિત વેગમાં બલવત્તર બનીને, ગહન ગિરિકંદરાને તોડી. ફોડી, ગંભીર ગર્જના કરતું જોસ બંધ, સડસડાટ, વહ્યું જાય છે. અત્રેની દરેક નદીઓ ઘણે ભાગે ઊંડાણવાલી નથી. કવચિત્ કોઈ જગ્યાએ તેમાં ઊંડાઈ હોય છે. ઘણે ભાગે વિશાલ પટમાં પાણી છાછરૂં રહે છે. ઓછામાં ઓછી એક ફૂટથી વત્તામાં વત્તી ત્રણ ફુટનીજ ઘણી જગ્યાએ ઊંડાઇ હોય છે. કેટલીક જગ્યાએ જ્યાં વેગબંધ પાણી જોરમાં ઘણી ઊંચાઈએથી પડે છે. ત્યાં કદાચ વિશેષ ઊંડાણ હોય તેમ બનવા જોગ છે પરંતુ તેના પટની પહોળાઇ વિશેષ હોય છે. નદીની આજુબાજુ આવેલા બન્ને કિનારાના પહાડો જાણે સોથી ચાર સો ફુટની મોટી ઊભી કરેલી બે દિવાલો હોય તેમ જણાય છે. કોઈ જગ્યાએ નદી સપાટ પ્રદેશમાં વહે છે તો કોઈ જગ્યાએ માત્ર ઘણે ઊંચેથી પડતી જણાય છે, જ્યારે તે ઘણે ભાગે પહાડોની વિશાલ દિવાલોની મધ્યે ગિરિકંદરાના છેક પાતાલ જેવા નીચાણના ભાગમાં વહેતી દૃષ્ટિગોચર થાય છે.

નાકુરી--સીગોઠાથી ૪ માઇલ છે ને રસ્તો ઊતરાઈનો છે, વચમાં એક ગામ આવે છે, પરંતુ તેમાં સીધું સામાન મલતું નથી, અત્રેથી રેણુકાના મંદિર જવાનો રસ્તો આવ્યો હતો. રેણુકા પરશુરામની માતાજી થાય. તેમનું મંદિર અત્રેથી થોડેજ દૂર જતાં આવે છે; પણ અમો ત્યાં ગયા નહોતા.

લગભગ ત્યાંથી ૩ાા મૈલ પર જતાં એક ભરવાડ લોકોનું ૧૫ થી ૨૦ છાપરાનું ગામ આવે છે. ત્યાં અગાડી થોડા નીચાણમાં કાળી કામળીવાળાની ધર્નશાળા ને સદાવૃત્તનું સ્થાન આવ્યું, અને ત્યાંથી ગંગાની સામે પારે જવાનો દોરડાનો ઝૂલતો (ઝોલા) પુલ અમોએ પ્રથમ જ દીઠો. આ કાળી કામળી વાળાની ધર્મશાળાને નૌરંગ ધર્મશાળા કહે છે ત્યાં અમો નહિ ઊતરતાં ત્યાંથી એક ફર્લાંગ ઉપર આવેલી નાકુરી ચટ્ટીએ બપોરે લગભગ ૧ાા થી ૨ વાગે પહોંચ્યા.

## દોરડાનો ઝોલો.

ઘણે ઠેકાણે આયાત્રામાં પ્રથમ કાથાના દોરડાના ઝુલા હતા. તે બેફુટ પહોળા હતા. નદીના બન્ને કીનારા ઉપર સામ સામેના ઝાડને અથવા રોપેલા થાંભલાને અથવા ચણેલા પીલ્લરને તે દોરડા બાંધે છે. બંન્ને દોરડાની વચમાં મુસ્કેલીથી એક માણસ જઈ શકે એટલોજ માર્ગ હોય છે. તે જગ્યા બે ફુટ જેટલી પહોળી હોય છે. તે દોરડા પર ચાલી જવું પડે છે. તે બન્ને દોરડાઓના ઉપર હાથ વતે ઝાલીને ચાલવા માટે બીજાં બે દોરડાં પણ હોય છે. નીચેના ને ઉંચેના દોરડાઓ વચ્ચે પણ બબ્બે ફુટને અંતરે બન્ને બાજુએ ઉભાં મજબુત લાકડાં બાંધી લીધેલાં હોય છે ને તેને દોરડાનો કાચો ઝોલો કહે છે. તે ઝુલા તુટી પડવાનો પણ ઘણી વખત ભય રહે છે. ઉતરનાર જીવને જોખમે ઉતરે છે. દોરડાં ભેગાં થઈ ન જાય તેથી વચ્ચે ફુટ ફુટને અંતરે મજબુત લાકડાં ભેરવી સજડ બાંધી દીધેલાં હોય છે.

## એક દોરડાનો ઝોલો.

એક દોરડાનો ઝોલો જોખમકારક છે. એક દોરડાના ઝુલાને તે દોરડા નીચે છીકુ " કે માંચી બેસવા માટે લટકતું બાંધેલુ હોય છે. તેમાં બેસી જે તરફ જવુ હોય તે તરફનું દોરડુ બેસનાર હાથ વતી ખેંચે છે એટલે તે છીકુ કે માંચી ખસતુ ખસતું આગળ જાય છે જેથી માણસો બેઠાબેઠા સામે પાર જઇ શકે છે. આવા બે દોરડાના કે એક દોરડાના ઝુલા કેટલેક ઠેકાણે પહાડી લોકોને એક કીનારેથી બીજા સાંમા કીનારે જવા માટે હજી પણ મોજુદ છે. અમારે કોઇ પણ ઠેકાણે અત્રેની યાત્રા કરતાં આવા ઝુલા બીલકુલ ઉતરવા પડયા નથી, અને દરેક ઠેકાણે પાકા લોઢાના ઝોલા હોય છે કે જેના ઉપર યાત્રિયો નિર્ભય પણે સુખ રૂપ આ કિનારેથી પેલે કિનારે જઈ શકે છે, એટલુ જ નહિં પણ કેટલાક પાકા ઝોલા પરતો જાપાન વિગેરેમાં બેઠેલા મનુષ્યને ચાર જણ ઉંચકીનેજ આખો ઝોલો પસાર કરી શકે તેવા તે મજબૂત બાંધેલા હોય છે,

**નોરંગ** અથવા **નાકુરી** એ બે એકજ છે. ફરક માત્ર એટલો કે ધર્મશાળાને નૌરંગ ને ચટ્ટીને નાકુરી કહે છે. નોરંગ ધર્મશાળા આગળ જે યાત્રી યમુનોત્રી નહીં જતાં ફક્ત ગંગોત્રી જાય છે. તેનો રસ્તો ધરાસુથી નૌરંગ કે નાકુરી સુત્રી આવતાં, યમનોત્રીથી સીમલા સુધી થઈને આવનાર યાત્રી, એ બન્નેનો મેલાપ અત્રે થાય છે. અત્રે યમુનોત્રીઓનો રસ્તો એકઠો થાય છે, અને બન્ને સાથેજ ગંગોત્તરી જઈ શકે છે. જેમ મસુરીમાં બોજાવાલાઓ સખત ચડાઇને લીધે મોડા આવ્યા હતા તેમ આજે પણ અમો જયારે ૧॥ વાગે નાકુરી દાખલ થયા ત્યારે બોજા વાલાઓ છેક સાંજે ૫) વાગે આવી પહોંચ્યા હતા. જેથી અત્રે આવી રસોઈ વિગેરે કરવા માટે વાસણ વીગેરે દુકાનદાર પાસેથી લેવાં પડયાં હતાં, અને જમણમાં ફક્ત ખીચડીને બટાકાનું શાક કર્યું હતું. પરંતુ અમારી યાત્રામાં યમનોત્રી ગંગોત્રીના રસ્તા દરમ્યાન કેટલેક ઠેકાણે પોરબંદ-

રીને કાનમીંધીને પણ તદ્દન ભુલાવે તેવું, સખત ટાઢને લીધે દાણાદાર, કોદરીવાળું, સીજી જઈ પત્થરની માફક કઠણ બાઝી ગયેલું સુગંધમય અને સ્વાદમાં લહેજતદાર ઘી મલતું હોવાથી, અમો જ્યાં જ્યાં સારૂ ઘી મલતું હતું ત્યાં ત્યાં વધારે પ્રમાણમાં ઘી લઈ તેનો છૂટથી ઉપયોગ કરતા હતા તે પ્રમાણે, આજે પણ ઘણું સ્વાદિષ્ઠને સારૂં ઘી મલવાથી, ખીચડી સાથે ભાવે તેટલું ઘી ખાધું હતું.

એક તો સવારથી મુસાફરી શરૂ કરી હતી, સખત ચઢાઇને લીધે થાક તો અનહદ લાગ્યો હતો, ખાવાને માટે કાચું કોરૂ સંતોષ કારક મલ્યું ન હતું, અને શીંગોઠા ચટ્ટીએ ફક્ત ચણા, દૂધને દહીંનોજ આહાર કર્યો હતો, તેમજ જમવાનું પણ છેક સાંજના ચાર વાગે મળ્યું હતું, જેથી ક્ષુધા પણ અત્યંત લાગી હતી, એટલે આ ઘી ખીચડીને બટાકાના શાકનો સ્વાદ દૂધપાક પુરીને ભજીઆં વિગેરે જમણના કરતાં પણ અત્યંત સ્વાદિષ્ટ લાગ્યો હતો, અને સર્વેએ ખુબ ચાંપી ચાંપીને જ ખોરાક લીધો હતો. હમો જમી રહ્યા પછી બિચારા બોજા વાળાઓ મહા મહેનતે અત્રે આવી પહોંચ્યા હતા, અને તેઓ ઘણાજ થાકી ગયેલા લાગતા હતા. બોજા વાળાઓ આવતાં નેપાળી બોજા વાળો પ્રતાપ બોજો મૂકતાની સાથે અમોને કહેવા લાગ્યો કે " માયજી મર ગયા," " શેઠજી મર ગયા." તેનું બોલવું સાંભળીને અમો સર્વેને એકદમ હસવું આવ્યું ને બોજાવાળાને કહ્યું કે, તું મરી ગયો કે શેઠજી મરી ગયા કે માયજી મરી ગયાં ? ત્યારે તેણે કહ્યું કે " માયજી મર ગયા." એમ બોલીને તેને અત્યંત થાક લાગેલો હોવા છતાં અમારા બોલવાથી બોજાવાળાઓને પણ હસવું આવ્યું. આ પ્રમાણે તેને સમજાવતાં છતાં જ્યારે જ્યારે તે સખત ચઢાઇ ચઢીને થાકી જતો ત્યારે ત્યારે પણ 'શેઠ મર ગયા' ને 'માયજી મર ગયા' તેમ બોલતો હતો, તેથી અમોને તેના બોલવા ઉપરથી ઘણું હસવું આવતું હતું, ત્યારે તે પણ સાથે હસવા લાગતો હતો. અત્રે એક

દુકાનદાર અને કામ ચલાઉ ૧૦ થી ૧૫ હાથની બે ચટ્ટીઓ છે. નૌરંગ ધર્મશાળામાં ઉતરવાની સગવડ સારી છે. ધર્મશાળા આગળ કેળનાં ઝાડ, બગીચા જેવાં ઝાડ પાન પણ છે. અને ત્યાં કાગળ નાંખવાનો ડબ્બો છે. આ ચટ્ટી ખાસ ગંગાના કિનારા પર છે, અને આજે અમોએ અત્રે ગંગા સ્નાન કર્યું હતું, પીવા ને વાપરવાને માટે પાણી પણ જાપાનીઓ પાસે ગંગામાંથી મંગાવ્યું હતું. આજે સાંજની મુસાફરી બીલકુલ કરવાની હતીજ નહિં તેથી ખુલ્લા ચોગાનમાં બેસી રૂદ્રીનો પાઠ કર્યો, અત્રે મોદીની દુકાનમાં ઘણી સારી વસ્તુઓ મલે છે, તેમજ ઝીણા, ચળકતા, સુંવાળા રેશમ જેવા બારીક ઉનના વણાટનું કાપડ અત્રે પહાડી લોકો એ વણીને તૈયાર કરેલું, આ દુકાનદાર વેચતો હતો. તેણે તે કપડું અમને બતાવ્યું. કપડું રેશમની માફક ચળકતું, સફાઈથી વણેલું, ને અત્યંત સુવાળું, કુમાસદાર અને ટકાઉ હતુ. તે કપડાનું નામ પહાડી લોકો **પસ્મીનો** કહે છે. આ કપડું તદ્દન સફેદ, પ્રથમ કહેલા દરેક ગુણવાળું, તદ્દન ઉનનું હોય છે, અને તેમાં બીજા ઉનના કપડાં કરતાં વિષેશ ગરમી ઊત્પન કરવાનો ગુણ સમાયેલો હોય છે, અને તેનું વજન પણ ભારી હોતું નથી, ગમે તેવું ભારે ઉનનું રફ કપડું ઓઢવાથી ટાઢથી રક્ષણ થાય તેના કરતાં વજનમાં હલકુ ને પાતળું આ પસ્મીનાનું કપડું સાલની માફક ઓઢવાથી ગમે તેવી સખત ઠંડીમાં પણ શરીરને વિશેષ ગરમાવો આપી શકે છે, અને ટાઢથી સંપૂર્ણ રક્ષણ મેળવાય છે. કેશ્મીરની ઉંચી સાલોથી પણ આ કપડું વિશેષ ગરમ હોય એમ કહેવાય છે, તેમ તેની કીંમત પણ ભારે લેવાય છે. અમોને દુકાનદારે બતાવેલો પસ્મીનો ૧૦ હાથ લાંબો ને ૨॥ હાથ પહોળો હતો જ્યારે તેની કીંમત રૂ. ૩૦ થી ૩૫ કહી હતી. આ કપડા વિષે અમોએ પણ મુંબાઈમાં સાંભળ્યું હતું પણ નજરે તો આજેજ જોયુ હતું. આગળ ઉપર પસ્મીનાનું કપડું મલશે તેથી અને અત્રે તેની કીંમત વિશેષ લાગવાથી તે કપડું

ખરીદ્યું નહિં. આ સિવાય અખરોટ, બદામ, પીસ્તા, ચારોલી, તેજાના અને, સીગારેટ, ચાહ, નાહાવા ધોવાના સાબુઓ, કોલન વૉટર પેનકીલર. વિગેરે દવાઓ, તેમજ યાત્રાને ઉપયોગી બીજો કેટલોક સામાન પણ આ દુકાનદારે વેચવાને માટે રાખ્યો હતો. આવી સગવડવાળી દુકાન અત્યાર સુધી ને અમારી યાત્રા દરમ્યાન એ પ્રથમજ જોઈ હતી, તેથી અમોને તે દુકાન જોઈ આનંદ લાગતો હતો. અત્રેથી અખરોડ લઇને ખાધાં હતાં રાત્રે સૂતા બરાબર દરેકને મીઠી ને મધુરી ઘાડ નિદ્રા આવી હતી. સવારમાં પાછું અમે ચાલવા માંડયું.

## યમુનોત્રી ન જતાં ફક્ત ગંગોત્રી જનારને ધરાસુથી નાકુરી આવવાનો રસ્તો

ડુંડા—ધરાસુથી ૯ માઇલ છે. રસ્તો ઘણે ભાગે સીધો જંગલનો સહેજ ચઢાઇને ઉતરાઈનો છે.

અત્રે રહેવાને મકાન, ધર્મશાળા, મોદીની દુકાન વિગેરે છે.

**નવરંગ કે નાકુરી** ડંડુંથી ૪ મૈલ છે. તેનું વર્ણન યમુનોત્રીના રસ્તે અમો આવ્યા ત્યાં કરેલું છે. આ રસ્તો નવરંગ કે નાકુરીએ આવતાં યમુનોત્રીના રસ્તા સાથે મળી જાય છે.

સીમલા ચટ્ટીથી જંગલને ટુંકે રસ્તે જેને ન જવું હોય તે યાત્રી સીમલા ચટ્ટીથી ધરાસુ સુધી પાછો આવી ધરાસુ ને ડંડું ચટ્ટી ઉપર થઈ નાકુરી કે નૌરંગ ચટ્ટીએ આવી શકે છે, પરંતું તે રસ્તો લંબાણનો છે, અને ત્યાં પણ કેટલુંક જંગલ આવે છે, માટે યમનોત્રીથી જનાર યાત્રીએ બનતાં સુધી સીમલાથી ધરાસુ ન આવતાં સીમલાથી પરભાર્યાં ૧૪ મૈલ જંગલના રસ્તે ચાલી નાકુરી જવું ફાયદાકારક છે.

**સીમલાથી ધરાસુ** ૨૩ મૈલ છે, અને ધરાસુથી પાછા નાકુરી કે નવરંગ આવતાં બીજા ૧૩ મૈલ ચાલવું પડે છે. સીમલાથી પરભાર્યાં નાકુરી જતાં જ્યારે ૧૪ મૈલ ચાલવું પડે છે, ત્યારે સીમલાથી ધરાસુના મૈલ ૨૩ અને ધરાસુથી ડુંડા

ચઢી થઇ નાકુરી જતાં મૈલ ૧૩, એટલે સીમલાથી ધરાસુ થઇને જતાં કુલ્લે ૩૬ મૈલ થાય છે, ઉપર પ્રમાણે ટુંકા રસ્તાના ૧૪ મૈલ બાદ કરતાં સીમલાથી ધરાસુ સુધીમાં ૨૨ મૈલ વધારે ચાલવું પડે છે, જેથી ઉપલે જંગલને રસ્તેજ ઘણાખરા યાત્રીઓ જાય છે.

**ટીહરી**, આ એક હિમાલયના પહાડી પ્રદેશમાં આવેલા દેશી હિન્દુ રાજાની રાજ્યધાનીનું શહેર છે, આ રાજા ક્ષત્રિય જાતિના પરમ આસ્તિક, હિન્દુ સનાતન ધર્માવલંબી છે. તેમના પુર્વજો સ્વધર્મ નિષ્ટ, ટિહરી રાજ્યની પ્રજાને પાળનાર, પરોપકારી રાજા હતા. મર્હુમ મહારાજાએ અત્રેનાં તીર્થ સ્થળોમાં કેટલીક જગ્યાએ સદાવ્રત ને ધર્મશાળા બંધાવી યાત્રીઓને માટે સગવડતા કરેલી છે. એવા પરોપકારી મહારાજાને તે વખતે લોકો નારાયણનો અવતાર માનતા, અને બદ્રીકેદારની યાત્રાએ જનાર યાત્રી ત્યાં પ્રથમ ટીહરી જઇ મહારાજાનાં દર્શન કરી તેમની આજ્ઞા લેઇ પછીથીજ યાત્રાએ જતા હતા. હાલમાં ધર્મ સંબંધી રાજાની આસ્થા ઓછી થતી જણાયાથી યાત્રીઓ પણ રાજદર્શને જતા નથી. ભાવિની પ્રાબલ્યતાને લીધે હાલમાં હિમાલયના શ્રી કેદારનાથ અને બદ્રીનારાયણનાં સ્થળોમાં અંગ્રેજ સરકારની સત્તા થયેલી છે, એટલે ટીહરી મહારાજાના કબજામાં ફકત યમુનોત્રી અને ગંગોત્રી તરફનોજ પહાડી પ્રદેશ છે.

આ રાજ્યમાં ઘણા મૈલોના વિસ્તારનું વિશાળ જંગલ છે, જેથી મહારાજાને આ જંગલની ઘણી મોટી આવક દર વર્ષે થાય છે. આ રાજ્યની રાજધાનીનું પ્રથમ શહેર શ્રીનગર હતું. અત્રે પણ હાલ બદ્રીનાથનું મંદિર છે. રાજ્યનું સંસ્થાન ગઢવાલ અને રિયાસત ટીહરી કહેવાય છે. આ રાજ્યમાં દારૂ તાડી, તેમજ દરેક કેફી વસ્તુઓનો પ્રચાર ઘણો ઓછો છે, એટલુંજ નહિં પણ દરેક યાત્રીઓના રસ્તામાં તેનાં પીઠાં વિગેરે બીલકુલ નથી આખી યાત્રા દરમ્યાન ફક્ત એકથી બે જગ્યાએ આબકારી ઈન્સ્પેકટરનાં થાણાં છે.

**ઉત્તર કાશી**—નાકુરીથી ૬ મૈલ છે, ને રસ્તો ઘણો ખરો

સીધો ને સહેજ ઊતરાઇનો છે. અમો ચાલતાં જ્યારે ૫ મૈલ પર આવ્યા ત્યારે છુટા છુટા કેટલાક બંગલાના આકારે અને કેટલીક નાની નાની ઓરડીઓ ને ,ઘરોના આકારે પચાસ થી ૬૦ ના આશરે પાકાં ઈંટ ચુનાથી ચણેલાં, ને ટાયલનાં નળીયાનાં છાપરાંવાળાં મકાનો અમોએ દેખ્યાં. તે બધાં મકાનો અમારા ચાલવાના કિનારેથી સામેના કિનારે હતાં, તે લશ્કરી કેમ્પની માફક સફેદ ચુનાથી ભીંતો ધોળીને બનાવેલાં હતાં તેથી દુરથી જોનારને સુશોભિત લાગતાં હતાં. તેમને વિષે અમોએ જાપાનવાલાઓને પુછતાં તેઓએ કહ્યું કે રગતપીતીઆ લોકોને રહેવાને માટે સ્વચ્છ આબોહવાવાળી જગ્યા જોઇએ તેથી, આ જગ્યા ટીહરી રાજ્ય તરફથી તેવા રોગીઓને રહેવા ને માટે પસંદ કરી મકાનો બનાવીને તેમને ઉપયોગી દરેક સગવડો કરી આપવામાં આવી છે. આપ્રમાણે અત્ર લેપરએસાયલમ સ્થાપેલું છે, કારણ આવી સ્વચ્છ હવા, ગંગાનું જળ, અને એકાન્તવાસ વિગેરે કારણોને લીધે લેપરએસાયલમના દરદીમાંના કેટલાક ને અત્ર આરામ થાય છે, એમ કહેવાય છે. તેમજ, આ રોગના હિંદુ દરદીઓ ગંગાને પવિત્ર પૂણ્યપ્રદ માનતા હોવાથી અત્રે ગંગા કિનારે પોતાનું મરણ થવાથી મુકિત મળશે એમ ધારી ઘણે ભાગે અહીંજ રહે છે ત્યાં આગળ અમોએ વિસામો ખાધો ને જાપાની લોકોએ ચલમ ને હોકો પીધા બાદ મુસાફરી શરૂ કરી. અત્રે નાંનાં મોટાં યાત્રીયોને જવાના માર્ગથી દૂર, અનુકુળ પડતી જગ્યાયે ગામડાં હોય છે. જ્યારે ઉત્તર કાશી એકથી દોઢ ફર્લાંગ બાકી રહ્યું ત્યારે, જાપાની લોકોએ બીડી પીવાને બ્હાને બેસીને, અમોને ચાલવાનું કહ્યું. અમોએ ચાલવાની ના કહી તે વખતે જાપાનીઓ કહેવા લાગ્યા કે આ મોટું તીર્થ સ્થાન છે, અને દરેક યાત્રીઓ જ્યારે તીર્થોનાં સ્થાનોથી થોડું છેટું રહેછે એટલે વાહનમાંથી ઉતરી, ચાલીનેજ તીર્થ ક્ષેત્રમાં પ્રવેશ કરે છે, ને શાસ્ત્રમાં પણ ચાલીનેજ તીર્થ સ્થળમાં જવાનુ કહ્યું છે તેથી તમો ચાલીને જશો તો તીર્થોમાં કહેલું વિશેષ ફલ મેલવશો,

આથી અમારી વાહનમાં બેસવાની મરજી હોવા છતાં એટલું પગે ચાલીને, અમો ઉત્તર કાશીએ આવી પહોંચ્યા અત્રે ગંગાના કિનારાપર આવેલી વિશાળ, કાલી કામલીવાલાની ધર્મશાળામાં અમોએ ઉતારો કર્યો. આ ધર્મશાળામાં કાલી કામલીવાલા તરફથી વાપરવાને જોઇતાં કેટલાંક વાસણ, પાથરવાને સેતરંજી વિગેરે સગવડ દરેક યાત્રીને કરી આપે છે. તેમજ વલી હરકોઈ યાત્રીને જરૂર પડતાં, ધર્મશાલાના રક્ષકની પાસે યાચના કરતાં, અત્રેથી ગંગોત્રી જઇ પાછા આવતાં સુધીના વખતને માટે, ટાઢથી રક્ષણ કરવા ઓઢવા માટે ઉનની ગરમ ધાબળીઓ પણ આપવામાં આવે છે, તે પાછા આવતી વખતે અત્રેના રક્ષકને સ્વાધીન કરવી પડે છે. તેમજ ગરીબ યાત્રીઓ અને કાયમ ઉત્તર કાશીમાં વાસ કરી રહેલા સાધુ સંન્યાસીઓ અને મહાત્માઓને; કાચી પાકી રસોઈ, દાળ રોટલીનું સદાવ્રત પણ આપવામાં આવે છે. વળી બિમાર થયેલા યાત્રીઓને સારવાર કરી ઔષધ આપવા કાલીકામલીવાલા તરફથી ધર્માદા દવાખાનું પણ છે, અને દરદીને મફત દવા આપવામાં આવે છે, તે માટે નિસ્પૃહી વિદ્વાન અને વૈદ્યક શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલા વૈદ્યને સારો પગાર આપીને રાખેલો હોય છે, અને તે કાળજીપૂર્વક દર્દીના વ્યાધિની ચિકિત્સા કરી યોગ્ય દવા આપે છે.

અત્રેના રક્ષકે અમોને ભોંયતળીએ બે ઓરડીઓ ખોલી આપી અને અમો જુદે જુદાં રહ્યાં. અત્રે કાળી કામલીવાલાની બે ત્રણ ધર્મશાળાઓ છે, અને તે ઘણી મોટી અને વિશાળ છે. એક એક ધર્મશાળામાં આશરે ૬૦ થી ૮૦ સુધી કોટડીઓ હોય છે, અને વચમાં મોટુ ચોગાન રોકેલું હોય છે. ધર્મશાળાને ફરતો કંપાઉંડ વાળી લીધો છે, ઉતારાની ઓરડીઓથી દૂર રસોઇ માટે પણ જગ્યા રાખેલી હોય છે, ત્યાં રસોઇ બનાવી શકાય છે અમો જ્યારે નાકુરી થી ૩ મૈલ ઉત્તર કાશી તરફ આવતા હતા ત્યારે ઉતર કાશીનો એક બ્રાહ્મણ (પંડયા) અમોને મળ્યો અને ત્યાંથી તે પંડયો નાકુરી ન જતાં અમારી સાથે ઉત્તર કાશીમાં આવવા

તૈયાર થયો. અમોએ તેને સ્પષ્ટ ના કહી. તોપણ અમારી પાછળ પાછળ ઘણા છેટે આવવા લાગ્યો. ઉતર કાશી અમો સવારના આઠ વાગે દાખલ થયા હોવાથી સાંઝે આગળ ચાલવાનો વિચાર હતો તેથી આ સાથે આવેલા બ્રાહ્મણને કેટલાક સંકલ્પ વિગેરે હકીકતો પુછતાં, તે સંકલ્પથી વાકેફ હતો ને અષ્ટાધ્યાય. રૂદ્રી. ભણેલો માલમ પડયો તેથી વિશેષ પડપુછ ન કરતાં. તેનેજ ગોર તરીકે માન્યો. ત્યાર બાદ હજામતો ચડી ગયેલી હોવાથી અને અત્રે ઉત્તરકાશીમાં હજામ મલવાથી દરેક હજામતના બબે આના આપી હજામત કરાવી આવડ વિનાનો પાહાડિ હજામ અને અસ્ત્રો સારો નહીં હોવાથી માથામાં અસ્ત્રો લાગીને લાહ્ય બળતી હતી. ત્યારબાદ અમો સર્વે ગોરમહારાજને સાથે લઈને અત્રે આવેલા મણિ કર્ણિકાના ઘાટ ઉપર સ્નાન કરવા ગયા.

## મણિકર્ણિકા ઘાટના સ્નાનનો સંકલ્પ.

હવે અત્રે સ્નાનો સંકલ્પ કરવા માટે પ્રથમ યમુનોત્રીના સંકલ્પ વખતે બતાવેલી રીત પ્રમાણે સંકલ્પ કરી જવો અને વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો.

કેદારખંડે, કેદારમંડલે, સૌમ્યવારાણસીક્ષેત્રે, ભાગીરથી ગંગાયાં મણિકર્ણિકા તીર્થે* સ્નાનમહં કરિષ્યે.

ગોરે યથા વિધી સંકલ્પ કરાવી, સ્નાન કરવાની આજ્ઞા આપતાં અમોએ મણિકર્ણિકામાં સ્નાન કરી વસ્ત્રો પહેરી, ઘાટ ઉપર આવેલી ધર્મશાળામાં જતાં એક ઓરડીના આકારના મં-

* ટીપ—**મણિકર્ણિકા તીર્થે** એ બોલ બોલવા પછી નીચે પ્રમાણે વચમાં બોલીને પછીથી **સ્નાનમહં કરિષ્યે** બોલવું.

સવારમાં સ્નાન કરતાં, **પ્રાતઃસ્નાન મહં કરિષ્યે;** બપોર હોય તો **મધ્યાન્હ સ્નાનમહં કરિષ્યે;** ત્રીજે પહોર હોય તો, **અપરાન્હ સ્નાન મહં કરિષ્યે;** અને સંધ્યાકાળ હોય તો, **સાયંસ્નાન મહં કરિષ્યે;** રાત્રિ હોય તો; **રાત્રિ સ્નાન મહં કરિષ્યે;** એ પ્રમાણે જે વખતે સ્નાન કરતા હોઇએ તે વખત બતાવનારા ઉપર મુજબના સંસ્કૃત શબ્દો વચમાં ઉમેરીને સંકલ્પ કરવો.

દિરમાં દોઢ હાથ ઉંચાઇની આરસની ગંગાજીની મૂર્ત્તિનાં દર્શન કરી, બ્રાહ્મણુ વિગેરેને દક્ષિણા આપી, અમે સર્વે કાશી વિશ્વનાથ નાં દર્શન કરવા માટે ગયાં. રસ્તામાં પ્રથમ મારવાડમાં આવેલા જોધપુર મહારાજા સાહેબનાં કુંવરીબા અને જયપુર મહારાજાનાં રાણી સાહેબે બંધાવેલા એકાદશ રૂદ્રવાલા દેવળ આગલ આવ્યા દેવળની ચારે બાજુ વિશાળ અને ભવ્ય ફરતી દોઢસો ફૂટની લંબાઈની કોટની માફક બાંધેલી,ધર્મશાળામાં પ્રવેશ કરીને તેની અંદર પેસતાં આવેલા છુટા ચોકમાં દાખલ થયાં. ત્યાં છ હાથનો છુટો ચોક પસાર કરતાં, એકાદશ ( અગીયાર ) રૂદ્રોનાં શિવલિંગોનું જેમાં સ્થાપન કરેલું છે. તેવા ભવ્ય ને વિશાળ દેવળના દરવાજામાં પ્રવેશ કરી અંદર જતાં ત્રણ ત્રણ હાથની સમ ચોરસ જળાધારીમાં, અષ્ટદલ. પદ્માકારની આરસ પથ્થરમાં કહાડેલી આકૃતિઓના મધ્યમાં દશ આંગળની ઉંચાઇને પાંચ આંગળના ઘેરાવાવાળું જેમાં શિવલિંગ સ્થાપન કરેલું છે, એવાં અગીયાર શિવલિંગોને એ ચતુષ્કોણ જળાધારીમાં સ્થાપન કરેલા છે. તે શિવલિંગો ખાસ રાણી સાહેબે શ્રી નર્મદાજીમાંથી મંગાવેલાં છે. મંદિર ને ધર્મશાળા, જયપુરના ઉત્તમ કારીગરોના હાથે જયપુરી પથ્થરોથી ઘણે ભાગે બનાવેલાં છે, તેથી દેવળની રમણીયતામાં ઓર વધારો લાગે છે, અને તેમાં આરસ પહાણનું પણ વિશેષ કામ કરેલું છે. તેનાં સપ્રેમ ભક્તિભાવથી હાથ જોડી મસ્તક નમાવી દર્શન કર્યાં. એ એકાદશ શિવલિંગના બાણોની, ચોકની ને દેવલ વિગેરેની એવી તો સરસ રચના કરેલી છે કે દર્શન કરનાર યાત્રીનું મન, શ્રદ્ધા યુકત ભક્તિભાવમાં ઇશ્વર ધ્યાન પરાયણ થઇ તલ્લીન થઈ જાય તેમ છે તેમાં કાંઈ પણ સંશય જાણવો નહીં. અમો પણ આ એકાદશ શિવલિંગોનાં દર્શન કરી અત્યાનંદ પામ્યા. વળી આ અગીયાર શિવલિંગોપર જયારે ચાંદીનાં મોહોરાં પહેરાવી શણગાર ધરાવે છે. ત્યારે દર્શન કરતાં યાત્રીઓને અલૌકીક આનંદ થાય છે. ત્યાંથી દેવળના પાછળના ચોકમાં જવાય છે, અને તે ચોકને **ભવાની ચોક** કહે છે. તે ચોકથી

પશ્ચિમ તરફ જતાં સુવર્ણ શણગાર, મુકુટને વસ્ત્રો સહીત અંબિકા જી એટલે પાર્વતી દેવી તે દેવળમાં બિરાજેલાં છે. તેમનાં પણ અલૌકીક દર્શનનો લાભ લઈ મનને કૃતાર્થ થયા માની, ત્યાંથી કાશી વિશ્વેશ્વરનાં દર્શનાર્થે ચાલતા થયા. આ જેપુરના મહારાજાએ બંધાવેલું દેવળ સુશોભિત ને જોવા લાયક છે, અને આ મંદિરમાં ભોગ પૂજા વિગેરે વ્યવસ્થા કરવા માટે પૂજારીને નીમી અત્રેનો સર્વે ખરચ જયપુરના મહારાજા તરફથી થાય છે. ત્યાર પછી અમો કાશીવિશ્વેશ્વરના મંદિરમાં દાખલ થયાં. મંદિરની બહાર પેસતાં ડાબી બાજુએ એક વિશાળ ઘંટ સાંકલ બાંધી ઊંચે લટકાવેલો છે. તે ઘંટના ત્રણ ત્રણ અવાજો અમે દરેક યાત્રીએ કર્યા પછી દેવળમાં ગયા ત્યાં શંકરનું શોડષોપચાર પૂજન થઈ શકતું હોવાથી હમો પુરૂષવર્ગે પૂજન કરવાનો આરંભ કર્યો.

## કાશીવિશ્વેશ્વરના પૂજનનો સંકલ્પ.

અત્રે શિવપૂજન કરવા માટે યમુનોત્રી આગળ બતાવેલો સંકલ્પ ભણી જઈ વિશેષ સંકલ્પ નીચે મુજબ કરવો.

કેદારખંડે કેદાર મંડલે સૌમ્યવારાણસીક્ષેત્રે યથાજ્ઞાનેન યથા મિલિતોપચાર દ્રવ્યૈઃ ધ્યાનાવાહનાદિ ષોડશોપચારૈઃ શ્રી કાશી વિશ્વેશ્વરસ્ય પૂજન મહં કરિષ્યે.

## ષોડશોપચાર પૂજનનો અનુક્રમ.

આદ્યમાવાહયે દેવ ઋચા તુ પુરૂષોત્તમમ્
દ્વિતીય આસનં દદ્યાત્ પાદ્યંચૈવ તૃતીયયા
અર્ઘશ્ચતુર્થ્યા દાતવ્યઃ પઞ્ચમ્યા ચમનં તથા
ષષ્ઠયાસ્નાનં પ્રકુર્વીત સપ્તમ્યા વસ્ત્રધૌતકમ્
યજ્ઞોપવીતં ચાષ્ટમ્યા નવમ્યા ગંધમેવચ
પુષ્પંદેયં દશમ્યાતુ એકાદશ્યા મધૂપકમ્
દ્વાદશ્યા દીપકં દદ્યાત્ ત્રયોદશ્યા નિવેદનમ્
ચતુર્દશ્યા નમસ્કારં પઞ્ચદશ્યા પ્રદક્ષિણાઃ
ષોડશ્યોદ્વાસનં કુર્યાત્ શેષકર્માણિ પૂર્વવત્
તસ્ય સર્વે જપેદ્ભૂયઃ પૌરૂષં સૂકતમેવચ.

ભાવાર્થ: પ્રથમ પુરૂષસૂકત એટલે યજુર્વેદી અષ્ટાધ્યાયી રૂદ્રીના બીજા અધ્યાયના ૧૬ સોલ મંત્રો આ ષોડશોપચાર પૂજનમાં પ્રથમથી ૧૬ મા મંત્ર સુધી આવે છે. એટલે પ્રથમ મંત્ર સહસ્ત્રશીર્ષાથી આવાહન વિગેરે સોલ ઉપચારોમાં ૧૬ મંત્ર અનુક્રમે બોલવા. તે સોલ ઉપચારો અનુક્રમે, ૧, આવાહન, ૨ આસન, ૩, પાદ્ય, ૪, અર્ઘ્ય, ૫, આચમન, ૬, સ્નાન, ૭, વસ્ત્ર, ૮, યજ્ઞોપવીત, ૯, ગન્ધ, ૧૦, પુષ્પ, ૧૧, ધૂપ, ૧૨, દીપ, ૧૩, નૈવેદ્ય, ૧૪, તામ્બુલયુકત દક્ષિણા; અને નમસ્કાર, ૧૫, આરતી સહીત પ્રદક્ષિણા, અને ૧૬, મંત્રપુષ્પાંજલી, વિગેરે છે, આ સોલ ઉપચારોને ષોડશોપચાર કહે છે. ને તે દરેક પુરૂષ સૂકતના એકેક મંત્રથી કરવા.

## પુરાણોક્ત ષોડશોપચાર પૂજન વિધી.

### ગણપતિ ધ્યાનમ્

વિઘ્નેશ્વરાય વરદાય સુરપ્રિયાય
લંબોદરાય સકલાય જગદ્ધિતાય
નાગાનનાય શ્રુતિયજ્ઞ વિભૂષિતાય
ગૌરી સુતાય ગણનાથ નમો નમસ્તે.

મહાગણપતયે નમઃ ધ્યાનં, આવાહનં, સ્નાનં, ગંધં, અક્ષતાન્, ચ પુષ્પાણિ, સમર્પયામિ. એ પ્રમાણે બોલી જળ ચંદન અક્ષત પુષ્પ ચડાવવાં.

### પાર્વતીજીનું ધ્યાન.

માયા કુંડલની ક્રિયા મધુમતી કાલી કલા માલીની
માતંગી વિજયા જયા ભગવતી દેવી શીવા શાંભવી
શકિત શંકર વલ્લભા ત્રિનયના વાગ્વાદિની ભૈરવી
ૐમકારી ત્રિપુરાસુરા પરમસિ માતં કુમારીશ્વરી

શ્રી મહાદેવ્યૈ નમઃ ધ્યાનં, આવાહનં, સ્નાનં, ગંધં, અક્ષતાન્, ચ પુષ્પાણી, સમર્પયામિ, ગણપતિની માફક જળ વિગેરે ચડાવવું.

ત્યારબાદ બીજા અન્ય દેવતાઓનાં પૂજન કરીને શંકરનું બે હાથ જોડીને નીચેના શ્લોકથી ધ્યાન ધરવું.

ધ્યાનં, શાન્તાકારં શિખરશયનં નાગહારં સુરેશમ્
વિશ્વાધારં ગગનસદૃશં શ્વેતવર્ણં શુભાંગમ્
ગૌરીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાન ગમ્યં
વન્દે શંભુર્ભવભયહરં સર્વ લોકૈક નાથમ્. ઈ. ધ્યા.સ.*

આવાહનં, એ હ્યેહિ ગૌરીશ વિનાકપાણે શશાંક મૌલે વૃષભાધિરૂઢ દેવાધિ દેવેશ મહેશ નિત્યં ગૃહાણ પૂજાં ભગવન્નમસ્તે. ઈ, આ, સ.

આસનં, રમ્યં સુશોભનં દિવ્યં સર્વ સૌખ્યકરં શુભમ
આસનંચ મયાદત્તં ગૃહાણ પરમેશ્વર. ઈ, અ, સ.

પાદ્યં, ઉષ્ણોદકં નિર્મલંચ સર્વ સૌગન્ધ્ય સંયુતમ્
પાદપ્રક્ષાલનાર્થાય દત્તં તે પ્રતિ ગૃહ્યતામ્. ઈ, પા, સ.

અર્ધ્ય, અર્ધ્યં ગૃહાણ દેવેશ ગન્ધ પુષ્પાક્ષતૈઃ સહ
કરૂણા કરમે દેવ ગૃહાણાર્ધ્યં નમોસ્તુ તે. ઈ, અ, સ.

આચમનં, સર્વ તીર્થ સમાયુક્તં સુગન્ધિ નિર્મલં જલં
આચમ્યતાં મયાદત્તં ગૃહીત્વા પરમેશ્વર. ઈ, આ, સ.

સ્નાનં, ગંગા સરસ્વતી રેવા પયોષ્ણી નર્મદા જલૈઃ
સ્નાપિતોસિ મયાદેવ તથા શાન્તિં કુરૂષ્વમે. ઈ, સ્ના, સ.

જો પંચામૃત સ્નાન કરાવવું હોય તો નીચેનો મંત્ર બોલવો.

પંચામૃત સ્નાનં, પયોદધિધૃતંચૈવ મધુચશર્કરાયુતમ

* ટીપ—ષોડશોપચારના દરેક મંત્રની શરૂઆતે તે કયો ઉપચાર છે. તેનું નામ લખ્યું છે ને મંત્ર પુરો થતાં ઇ. ધ્યા. સ કરેલું છે. એટલે પહેલો મંત્ર ધ્યાનનો છે. ને તેથી મંત્ર પુરો થતાં ઈ. થી ઇતિ મંત્રેણ ધ્યાનથી ધ્યાનં અને સ. થી સમર્પયામિ એમ બોલવું. એ પ્રમાણે બોલતાં ઇતિ મંત્રેણ ધ્યાનં સમર્પયામિ.

તેમજ બીજા મંત્રમાં શરૂઆતમાં આવાહનં લખ્યું છે ને છેલ્લું ઈ. આ. સ લખ્યું છે. તેથી ઇતિ મંત્રેણ આસનં સમર્પયામિ એમ બોલવું. ને તે પ્રમાણે દરેક મંત્રની શરૂઆતમાં જે ઉપચારનું નામ લખ્યું છે. તે ઉપચાર ને ઇતિ મંત્રેણ પછી બોલી—સમર્પયામિ બોલવું. તેમ દરેક મંત્ર માટે જાણવું.

પંચામૃતં મયાનીતં સ્નાનાર્થં પ્રતિ ગૃહ્યતામ્. ઇ, પં, સ.

પછી નીચે પ્રમાણે બોલી શુદ્ધ જળનું સ્નાન કરાવવું.

પંચામૃત સ્નાનાન્તે શુદ્ધોદક સ્નાનં સમર્પયામિ.

તે પછી જો અભિષેક હોય તો મહીમ્નઃ સ્તોત્ર કે રૂદ્રીનો સહસ્ત્ર શીર્ષાવાળો અધ્યાય, ભણી અભિષેક કરવો પુરાં થતાં શુદ્ધોદક સ્નાન કરાવી પૂજન શરૂ કરવું.

વસ્ત્રં, સર્વ ભૂષાધિકે રમ્યે લોક લજ્જા નિવારણે
મયોપપાદિતે તુભ્યં વાસસી પ્રતિગૃહ્યતામ્. ઈ, વ, સ

યજ્ઞોપવીતં નવભિસ્તંતુભિર્યુકતં ત્રિગુણં દેવતામયમ્
ઉપવીતં ચોત્તરીયં ગૃહાણ પરમેશ્વર. ઇ, ય, સ

ગંધં, શ્રીખંડં ચન્દનં દિવ્યં ગન્ધાઢયં સુમનોહરં
વિલેપનં સુરશ્રેષ્ઠ ચન્દનં પ્રતિ ગૃહ્યતામ્. ઈ, ગં, સ

અક્ષતં, અક્ષતાશ્ચ સુરશ્રેષ્ઠ. કુંકુમાકતા સુશોભિતા,
મયા નિવેદિતા ભકત્યા ગૃહાણ પરમેશ્વર. ઇ, અ, સ.

પુષ્પં, માલ્યાદીનિ સુગન્ધિની માલત્યાદીનિ વૈપ્રભો
મયાનીતાનિ પુષ્પાણિ ગૃહાણપરમેશ્વર. ઇ, પુ, સ.

બિલ્વપત્રં ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રંચ ત્રિયાયુધુમ્
ત્રિજન્મપાપસંહાર મેકબિલ્વં શિવાર્પણમ્. ઇ,બિ, સ

સૌભાગ્યદ્રવ્યં, હરિદ્રાંકુંકુમંચૈવ સિન્દૂર કજ્જલાન્વિતમ્
સૌભાગ્ય દ્રવ્ય સંયુકતં ગૃહાણ પરમેશ્વર. ઇ, સૌ, સ

ધૂપં, વનસ્પતિ રસોદ્ભૂતો ગન્ધાઢયો ગન્ધ ઉત્તમઃ
આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોયં પ્રતિગૃહ્યતામ્. ઇ, ધૂ, સ

દીપં, આજ્યં ચ વર્ત્તિ સંયુક્તં વહ્નિના યોજીતંમયા
દીપં ગૃહાણદેવેશ ત્રૈલોકય તિમિરાપહ. ઈ, દી, સ

નૈવેદ્યં, શર્કરાઘૃત સંયુકતં મધુરં સ્વાદુ ચોત્તમમ્
ઉપહાર સમાયુકતં નૈવેદ્યં પ્રતિગૃહનામ્. ઈ, નૈ, સ

આ મંત્ર બોલવા પછી ડાબો હાથ નાક આગળ રાખી જમણો હાથ ભોજન આગળ રાખી ભગવાનને પાંચ આસથી પ્રાશન કરાવવું. તેના મંત્રો પાંચ વખત નીચે મુજબ બોલવા.

ॐ પ્રાણાય સ્વાહા ॐ અપાનાય સ્વાહા ॐ વ્યાનાય સ્વાહા
ઊદાનાય સ્વાહા ॐ સમાનાય સ્વાહા. ઇ, નૈ, સ

તે પછી નીચેના મંત્રથી બોલી દરેક વખતે આચમની ભરીને જળ જળાધારીમાં રેડવું.

ઉત્તરાપોશનં સમર્પયામિ, હસ્તપ્રક્ષાલનં. સ૦ મુખપ્રક્ષાલનં સ૦ આચમનીયં. સ૦ તે પછી કરોદ્વર્તનાર્થે ચંદનં સમર્પયામિ એમ બોલી ચંદન ચઢાવવું.

તામ્બૂલં, પુગીફલંમહદ્દિવ્યં નાગવલ્લી દલૈર્યુતમ્
એલા ચૂર્ણાદિ સંયુક્તં તામ્બૂલં પ્રતિગૃહ્યતામ. ઇ,તાં.સ.

ફલં, ઇદં ફલં મયાદેવ સ્થાપિતં પુરતસ્તવ
તેનમે સફલા વાપ્તિ ર્ભવેત્ જન્મનિ જન્મનિ. ઇ, ફ, સ.

દક્ષિણાં, હિરણ્યગર્ભ ગર્ભસ્થં હેમબીજં વિભાવસો:
અનન્ત પુણ્ય ફલદ મતઃ શાન્તિં પ્રયચ્છ મે. ઇ, દ, સ.

આરાતિક્યં, કદલીગર્ભ સંભૂતં કર્પૂરંચ પ્રદીપિતમ્
આરાતિક્યં મહં કુર્વે પશ્યમે વરદો ભવ. ઇ, આ, સ.

મંત્રપુષ્પાંજલી, વંદે દેવ ઉમાપતિં સુરગુરૂ વંદે જગત્ કારણં
વંદે પન્નગભૂષણં મૃગધરં વંદે પશુનાં પતિં
વંદે સૂર્ય શશાંક વન્હિ નયનં વંદે મુકુંદ પ્રિયં
વંદે ભકત જનાશ્રયં ચ વરદં વંદે શિવંશંકરં.
ઇ, મં, સ.

એ પ્રમાણે મંત્ર પુષ્પાંજલિનો શ્લોક બોલી પુષ્પ બિલીપત્ર ને અક્ષત ચઢાવવા. જેને આવડતું હોય તેણે વેદોકત યજ્ઞેનયજ્ઞમયજંત હોવાથી મંત્ર પુષ્પાંજલી કરવી.

પ્રદક્ષિણા, યાનિ કાનિચ પાપાનિ જન્માન્તર કૃતાનિચ
તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણા પદે પદે. ઇ, પ્ર, સ.

તે પછી બે હાથ જોડી નીચેના મંત્રો બોલી પ્રાર્થના કરવી.

પ્રાર્થના, આવાહનં નજાનામિ નજાનામિ તવાર્ચનમ્
પૂજાંચૈવ ન જાનામિ ક્ષમસ્વ પરમેશ્વર
અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ

તસ્માત્ કારૂણ્યભાવેન રક્ષસ્વ પરમેશ્વર
ગતં પાપં ગતં દુખં ગતં દારિદ્ર મેવચ
આગતાઃ સુંખ સંપત્તિઃ પુણ્યાચ્ચ તવ દર્શનાત્
મંત્રહીનં ક્રિયાહીનં ભકિતહીનં સુરેશ્વર
યત્પૂજીતં મયાદેવ પરિપૂર્ણ તદસ્તુમે
યદક્ષર પદભ્રષ્ટં માત્રાહીનં ચ યદભવેત્
તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર. ઈ, પ્રા, સ.

પછી પૂજનની સમાપ્તિમાં જે દિવસે છેવટનો સંકલ્પ કરતા હોઈએ તે દિવસના માસાદિક બોલી. મમાભીષ્ટ કામના સિધ્યર્થં કેદારખંડે કેદારમંડલે સૌમ્ય વારાણુસી ક્ષેત્રે યથા જ્ઞાનેન યથા મિલિતોપચાર દ્રવ્યૈઃ શ્રી ભગવાન કાશી વિશ્વેશ્વર પૂજન કૃતેન શ્રી ભવાનીશંકર દેવતાઃ પ્રિયતાં નમમ.

ૐ તત્ સત્ બ્રહ્માર્પણ મસ્તુ.

એ પ્રમાણે ગણુપતી આદી સભામંડપમાંના ખંડના દેવોનું પુજન કરી કાશી વિશ્વેશ્વના સ્થાપીત લીંગવાળા અંદરના ખંડમાં દાખલ થયા. આ લીંગ નવ ઇંચના ઘેરાવા વાલુ ને દોઢ ફુટની ઊંચાઈનુ મરકત મણીની આભાવાળું છે. ત્યાં અગાડ પંડયાએ. વીધિ પૂર્વક સંકલ્પ કરાવ્યો અને અમોએ ત્રણુ પુરૂષ વર્ગે ષોડષોપચારથી શ્રી કાશી વિશ્વેશ્વરનુ પૂજન કરી દરેક જણે પોતાનિ શક્ત્યાનુંસાર અત્રેનો બ્રાહ્મણ ( પંડયો). વિદ્વાન હોવાથી તેને રૂદ્રીઓ કરવાનો સંકલ્પ આપ્યો. અત્રે અમારા સર્વેનું મન પરી પૂર્ણ ઈશ્વર પરાયણુ તદલીન થઇ ગયુ અને શીવ સ્મરણુ કરવા લાગ્યા કપુરની આરતી કરી હર હર મહાદેવના શબ્દો ઊચ્ચારી ને ત્યાં બાહારના સભા મંડપમાં બેઠેલા બીજા બ્રાહ્મણોની પાસે પણુ થોડી રૂદ્રીઓનો સંકલ્પ કરાવી. બધાને રૂદ્રીને ભોજનની દક્ષણા આપી ને ઇશ્વર સ્તુતી કરતા અમો દેવળની બહાર આવ્યા આ દેવળ જુનુ છે. ૨૦ હાથની ઊંચાઈ વાલુ છે ને પથ્થરથી બાંધેલું છે. ને ૨૦ હાથ સમચોરશ અને બે હાથ પથ્થરના ઊંચાઈવાળા ઓટલાના મધ્યમાં

બાંધેલુ છે દેવળને ફરતો દરેક બાજુએ પરકંબા કરવા માટે ત્રણ ત્રણ હાથનો ઓટલો રાખીને દેવળ બાંધ્યું છે જમીનથી ૬ પગથીઆં ચઢીને, ઓટલા ઉપર જવાય છે. ને દેવળનું દ્વાર પૂર્વાભિ મુખે છે ઓટલા ઉપરથી પૂર્વ તરફ જોતાં સામે એક મકાનની અંદર અદ્ભુત ભવ્ય દીવ્યને ચમત્કારી શકતી નામનું ત્રીશુળ છે તે છેક ભોયતળીએથી છાપરાની ઉપર બે હાથ ઉચાઇ સુધીનું છે ને તેનો ડંડ છ ઇંચના ઘેરાવા જેટલી જાડાઇના મોભ જેવો છે ને છેક ઉપર ટોચે ૧। થી ૧।। હાથનાં ત્રણ પાંખીયાંવાળું ત્રીશુળ છે અમો દેવળના ઓટલેથી ઉતરી,ત્રીશુલવાળા ખંડમાં દાખલ થયા. આ ત્રીશુલ જમીનથી લગભગ દશથી બાર હાથ ઊંચુ છે તેને સાનંદાશ્ચર્ય સહીત અમોએ જોઈ તેનાં સપ્રેમ દર્શન કર્યાં આ શકતી અષ્ટ ધાતુમય હોય તેમ જણાય છે. આ અદ્ભુત શકતીને દેવીનું ત્રિશુલ કે શકિતસ્થંભ કહે છે. તેને માટે દંતકથા એવી ચાલે છે કે આકાશમાંથી. અંતરીક્ષ માર્ગે એ શકિત આ ભૂમિ પર આવી તેની મેરે સ્થીર થઈ છે. અત્રે પુજારીને ભેટ દક્ષણા આપીને કાશી વિશ્વેશ્વરની જે બોલાવી ત્યાંથી આગળ ચાલતાં અન્નપૂર્ણા માતાજીનાં, પરશુરામ, ભૈરવ, કેદારનાથ અને દત્તાત્રય ભગવાનનાં મંદીરોમાં જઈતે તે દેવનાં દર્શન કર્યાં. અત્રે થાંભલાઓ ઉપર હીચકો બાંધેલો હતો ફરસુરામના મંદીરનું બારણું ઘણું નીચું હોવાથી પેસીને નીકળતાં સંભાળ રાખવી જરૂરની છે; અત્રે ટીહરી રાજ્ય તરફથી વિશાળ ને સુશોભિત બનાવેલી. ઈંગ્રેજી હાઇસ્કુલ દુરથી જોઇ લગભગ. દોઢ વાગે સ્નાન દર્શન પૂજન પરવારી અમો ધર્મશાળામાં અમારે મુકામે આવ્યા, અત્રે કેટલાક યાત્રીયો સાધુ સંતોને ને ભીક્ષુક લોકોને જમવાને સીધુ સામાન અપાવી ને અમોએ પણ મોદીને ત્યાંથી સિંધુ સામાન લીધુ તેમજ મોદીને ત્યાં ખજુર મગફલી અને આફ્રીકામાં થતા મોસંબી નામના ચણા ૪ આને શેર મળતા હતા. તે લઇ મુકામે આવી સર્વેએ થોડા થોડા ખાધા ને જાત્રાળુઓને પણ ખાવાને માટે ચણા અપાવ્યા હતા રસોઈ ચાલુ

કરાવીને અમો પુરૂષ વર્ગ ત્રણે જણ ગંગા જળ ભરવા માટે અત્રે વાસણ મળતાં હોવાથી વાસણ વેચનારની દુકાને જોઈતાં વાસણો ખરીદ કર્યાં અત્રે વાસણની દુકાનો ફક્ત બેજ હતી. ને તે વાસણો પણ પહાડી લોકોને ઉપયોગી જ વેચતો હતો. જેથી મરજી મુજનાં વાસણ મલ્યાં નહીં. માટે યાત્રીયે ઘેરથી કે હરદ્વારથી પોતાને ગંગાજલ ભરવાનું વાસણ સાથે લેવું સલાહ કારક છે. અત્રે ત્રણ ચાર સુતરાઉ અને ગરમ કાપડની દુકાનો પણ છે અને તે સૂતરઉ કાપડ પાહાડી લોકો મોઘી કીંમતે ખરીદે છે અત્રે જ્યારે બજાર ભરાય છે ત્યારે અરસ-પરસ વસ્તુઓનો બદલો કરવો લાભકાર છે તેમજ આ પવિત્ર સ્થલમાં નિસ્પૃહી, પરોપકારી, સાધુ, સંન્યાસીઓ, મહાત્માઓ, તપસ્વીઓ ઉત્તરકાશીની આજુબાજુ કેટલેક દુર એકાન્તવાસ કરી અનેક પ્રકારની સિદ્ધિ મેળવનારાઓ અને મુનીજનો પર્ણ કુટીકાઓ બાંધીને રહે છે, વલી અત્રે સ્નાન કરવાના સ્થલોમાં સૂર્યકુંડ અસીસંગમ ને વરૂણાસંગમ છે. ગંગામાં અસીને વરૂણા નામની બે નદીઓનો જુદો જુદો સંગમ અત્રે થાય છે. અત્રેના ખેતરોમાં ઘહુ બટાકા ને રાજગરાની ખેતી થાય છે અમો મુકામે આવી રસોઈ જમ્યા આજે શાકમાં કોહોરૂ મલ્યું હતું તેને પહાડી ભાષામાં કદ્દુ કહે છે તેમજ ચણાનું વેસણ પણ મલતુ હતુ તેથી. અમે ભજીઆં બનાવરાવ્યાં હતાં ઘણે દીવસે ભજીઆં બનાવેલાં હોવાથી તેમજ અત્રેની ખેતીની ઉત્પત્તી ના બાંસમતી નામના સુવાળાને સુગંધીદાર ચોખા મોઘે ભાવે મલવા છતાં લીધા હતા તે રંધાયા પછી ॥ થી ॥। ઈંચ જેટલો તે ચોખો લાંબો થાય છે ને તે શેવની માફક સ્વાદીષ્ટ આજે જમવા મલેલા હોવાથી ઠીક મજા પડી હતી. યમુનોત્રિ અને ગંગોતરીના રસ્તામાં આ ઊતર કાશી જેવું એકે મોટુ ગામ આવતુ નથી અને આ એક પાહાડી કસબો છે જેથી અત્રેના પહાડી લોકો આને મોટુ શહેર કહે છે ત્યાંની પહાડીભાષામાં ઉત્તરકાશીને બડા હાટ પણ કહે છે એટલે ગુજરાતી ભાષામાં મોટુ બજાર એવો તેમો

અર્થ થાય છે ઉત્તરકાશીનુ બીજુ નામ સૌમ્ય વારણુસી પણ કહેવાય છે આજુબાજુના વિશાળપહાડોની વચમાં ૨૦૦)એકરના વિસ્તારની સપાટ જમીન આ સ્થલે હોવાથી અત્રે આ ગામ વસેલુ છે અત્રે બીજી ધર્મશાળાઓ અને સાત કે આઠ મોદીની દુકાનો પણ છે, અને તેમાંથી બે ત્રણ મોટી દુકાનોમાંથી ત્યાંની ઉપયોગી દરેક ચીજ જથાબંધ તથા છુટક મલે છે ગામની વ્યવસ્થા કરવા માટે મ્યુનીસીપાલીટી સ્થાપેલી છે અત્રે ટીહરી સરકારનું રાજ્ય હોવાથી રાજ્ય તરફથી નીમેલા ડેપ્યુટી કલેકટર અત્રે રહે છે. તેમજ રાજ્ય તરફથી મેજીસ્ટ્રેટની કચેરી, પોલીસનુ થાણુ, વિગેરે પણ છે તેમજ પોષ્ટ ઓફીસ પણ અત્રે છે ને દેશમાં કાગળ પણ મોકલી શકાય છે. આ સ્થલમાં પરશુરામે કઠીણુ તપ કરી શંકરને પ્રસન્ન કરી પોતાના શત્રુઓનો નાશ કરવા માટે વિશ્વનાથ શંકર પાસેથી ફરસી નામનુ અલૌકીક અને અજીત હથીઆર મેળવ્યું હતું આ ગામની વસ્તી આશરે ૧૫૦ થી ૨૦૦ ઘરોની છે બે ત્રણ નાંના નાંના બગીચાઓ છે અને પહાડોના લોકોની સગવડને સાચવે તેવુ વ્યાપારનુ મથક ગણાય છે.

અમો જે ઓરડીમાં ઉતર્યા હતાં તેની બાહારની બાજુયે ખુલ્લી પડાળીમાં તાવની બિમારીથી પીડાતા એક સાધુને સીધું અપાવ્યા ઉપરાંત તાવની દવા બાટલીવાળાની બનાવેલી એગ્યુમિક્ષચરની એક શીશી તેને વાપરવા આપી દક્ષિણા પણ આપી હતી.

આવા પુન્યપ્રદ પવિત્ર સ્થળે બને તેટલુ પુણ્ય દાન કરવુ વધારે ફળદાયક છે તેમાં વળી આવા સખત ઠંડીના પ્રદેશમાં ગરીબ લોકોને તથા બ્રાહ્મણ સાધુઓને જો વસ્ત્રદાન કર્યું હોય તો તે વિશેષ પુણ્યફલદાઇ થશે માટે જેની ઇચ્છા અત્રે વસ્ત્રદાન કરવાની હોય તે યાત્રિએ પોતાના ઘેરથીજ અથવા હરદ્વારમાંથીજ દાન આપવાને વસ્ત્રો સાથે લઇ જવાં તે આપવાના વસ્ત્રોમાં ધાબળી, કાંન ટોપી, અને બંડીઓ આપવી કે જેથી સખત ટાઢમાં તેઓનુ રક્ષણ થાય. અત્રે અધીક ઠંડી પડતી હોવાથી કાળી કામળીવાળા મહારાજ તરફથી ગરીબ ભીક્ષુક કે

સાધુ યાત્રિયોને યાચના કરતાં ઓઢવા માટે એકથી સાત રાત્રિ સુધી કામળ કે ધાબળી આપવામાં આવે છે મુદત પુરી થએ તે વસ્ત્રો પાછાં તેમને સ્વાધીન કરવાં પડે છે.

ઉત્તર કાશી એ શાસ્ત્ર સિદ્ધ યાત્રાનું સ્થલ છે. આ દુર ગમ્ય પહાડી પ્રદેશમાં હિંમત અને દ્રઢતાથી અમો આપવાને ભાગ્યશાલી થયાં તેથી પતિત પાવની ગંગાજી અને શ્રી કાશી વિશ્વેશ્વરની સંપૂર્ણ કૃપાજનુ ફલ અમો સમજીયે છીયે, અત્રેના સૃષ્ટીસૌંદર્યવાળા પ્રદેશમાં પ્રવાસ કરતાં મનને નીવૃત્તી મલવાથી ઊત્કૃષ્ટ વિચારનું સ્ફૂરણ થઈ જપ, તપ, ને પરમાર્થ ભાવ સહેજે ઉત્પન્ન થાય તેમ છે. ત્યારબાદ ગોરના ચોપડામાં નામ લખી આપી રૂદ્રીઓની, બ્રાહ્મણ ભોજનની ને ગોર તરીકેની યથા શક્તિ દક્ષણા આપી છેક સાંજના ચાર વાગે અમોયે જવાની તૈયારી કરી.

## વિશ્વનાષ્ટક.

ગંગા તરંગ રમણીજ જટા કલાપં ગૌરી નિરંતર વિભૂષિત વામ ભાગં ॥
નારાયણ પ્રિયમનંગમદા પહારં વારાણસી પુરપતિં ભજ વિશ્વનાથં॥૧॥
વાચા મગોચર મનેક ગુણ સ્વરૂપં વાગીશ વિષ્ણુ સુરસેવિત પાદપીઠં ॥ વામેન વિગ્રહ વરેણ કલત્રવંતં. વારાણસીઃ ॥૨॥
ભૂતાધિપં ભુજગ ભૂષણ ભૂષિતાંગં વ્યાઘ્રા જીનાંબરધરં જટિલં ત્રિનેત્રં ॥ પાશાંકુશા ભયવર પ્રદશૂલ પાણિ. વારાણસીઃ ॥૩॥
શીતાં શુશોભિત કિરીટ વિરાજમાને ભાલેક્ષણા નલવિશોષિત પંચબાણં ॥ નાગાધિપા રચિત ભાસુરકર્ણપૂરં. વારાણસીઃ ॥૪॥
પંચાનનં દુરિત મત્તમતંગજાનાં નાગાંતકં દનુજપુંગવ પન્નગાનાં ॥
દાવાનલં મરણ શોક જરાટવીનાં. વારાણસીઃ ॥૫॥
તેજો મયં સગુણ નિર્ગુણ મદ્વિતીય માનંદ કંદ મપરાજીતમપ્રમેયં ॥
નાગાત્મકં સકલ નિષ્કલમાત્મરૂપં. વારાણસીઃ ॥૬॥
આશાં વિહાય પરિહૃત્યપરસ્યનિંદાં પાપેરતિં ચ સુનિવાર્ય મનઃ સમાધૌ ॥ આદાયહૃત્કમલ મધ્યગતંપરેશં. વારાણસીઃ ॥૭॥
રાગાદિ દોષ રહિતં સ્વજનાનુરાગ વૈરાગ્ય શાંતિ નિલયં ગિરી-

જાસહાયં ॥ માધુર્ય ધૈર્ય સુભગં ગરલાભિરામં. વારાણસીઃ ॥૮॥
વારાણસી પુરપતેઃ સ્તવનં શિવસ્ય વ્યાખ્યાત મષ્ટક મિદં પઠતે મનુષ્યઃ॥
વિદ્યાં શ્રિયં વિપુલ સૌખ્ય મનંત કીર્તિં સંપ્રાપ્ય દેહ વિલયે
લભતેચ મોક્ષં ॥ ૯ ॥

વ્યાસાષ્ટક મિદં પુણ્યં યઃપઠેચ્છિવસન્નિધૌ ॥
શિવલોક મવાપ્નોતિ શિવેનસહ મોદતે ॥ ૧૦ ॥

॥ વ્યાસ કૃતં વિશ્વનાથાષ્ટકં સંપૂર્ણમ્ ॥

## ઊત્તર કાશી માહાત્મ્ય.

શ્રી કાર્તિક સ્વામી નારદજીને કહે છે કે પૂર્વે જ્યારે ઇન્દ્રાદીક દેવોએ, કાશી નગરીને શ્રાપ આપી કહ્યું કે કલયુગમાં કાશીના મહાત્મનો લોપ થશે એ શ્રાપ જ્યારે મોક્ષાધીકારી રૂષી મૂનીઓના સાંભળવામાં આવ્યો ત્યારે હીમાલયના કૈલાસ ધામમાં તેઓ શીવજીને શરણે જઈ વેદના મંત્રોચ્ચારથી લોકોના કલ્યાણ માટે શીવજીની પ્રાર્થના કરી ત્યારે શીવ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે મહાત્માઓ તમે અત્રે શા કારણથી આવ્યા છો. ત્યારે રૂષીઓએ કહ્યું કે હે ભગવાન્ હે પ્રભુ અમે આપના દરશનથી કૃતાર્થ થયા છીએ કલયુગમાં કાશીના મહાત્મનો લોપ થશે એવો કાશીને ઇન્દ્રાદીક દેવોએ શ્રાપ દીધેલો છે જેથી ધર્મરહિત પાપી જીવોની કાશી વિના કેવી રીતે ઉદ્ધાર ને સદગતિ થશે. હે પ્રભુ, જેનુ પાપ કોઈ પણ તિર્થે નષ્ટ ન થાય તે પાપ કાશી ક્ષેત્રમાં જઇ ગંગા સ્નાન અને વિશ્વનાથ શીવનાં દરશન કરવાથી નષ્ટ થાય છે. એવા ઉત્તમ મોક્ષ દાતા તિર્થના મહાત્મનો લોપ થયો. જેથી ઘોર કલીયુગમાં પાપી મનુષ્યોનો ઉદ્ધાર કેવી રીતે થશે ત્યારે શીવજીએ કહ્યું કે જ્યારે ઘોર કલિયુગમાં વિશેષ પાપો થશે અને પૃથવી ઉપર મ્લેચ્છોની વસ્તિનો વધારો થશે ત્યારે હું કાશીના સર્વે દેવોને તીર્થના માહાત્મ્ય સહીત હીમાલયના કેદાર મંડલમાં આવીને નિવાસ કરી રહીશ હે રૂષીયો અન્ય સ્થલોમાં હું એક અંશ કલા ભાગના ભેદ

વડે રહું છુ જ્યારે કેદાર મંડલમાં હું સંપૂરણ અંશ કળાના ભેદો સહિત હંમેશાં પૂર્ણ સ્થીતીએ રહીશ કે જ્યાં હીમાલયના કેદાર મંડલમા આવેલા, વારણાવત પર્વતમાં ઉત્તર તરફે વહેતી ભાગીરથી ગંગા છે અને ત્યાં અસી અને વરૂણા નામની બે પૂણ્ય પ્રદ નદીઓનો ગંગા નદીના સાથે સંગમ થાય છે તેમજ વલી ત્યાં બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર એમ ત્રણે દેવોની જ્યાં સ્થીતી છે; ને અરકતમણી શાંતિનુ કાશી વિશ્વનાથ નામનું જ્યાં શીવલીંગ છે, અષ્ટ ધાતુ મઈ મહાકાલીની શકિત આકાશ માર્ગેથી ગરીને જ્યાં સ્થીત થયેલી છે તેમજ અનેક રૂષી મૂનિઓના જ્યાં આશ્રમ છે એવી અવીનાશી ઉત્તરકાશીપૂરી મુકિતને આપનાર નિશ્ચય જાણવી. અને કલયુગમાં ખરી પ્રસિદ્ધ કાશી એજ કહેવાશે અને ત્યાંજ મારો સર્વાંશ પરિપૂર્ણ નિવાસ થશે તેમ તમારે જાણવું. આ ઉત્તર કાશી પુરીમાં આવી ફકત વિશ્વનાથ ભગવાનનાં દર્શન કરવા માત્રથીજ માણસ મૂકિત મોક્ષ મેળવી શકે છે; અને પુર્વ પુણ્યના પ્રભાવથી જે કોઈ મનુષ્યનુ આ તિર્થ ક્ષેત્રમાં મૃત્યુ થાય છે તેની અવશ્ય મુકિત થાય છે. તેમાં સંદેહ સમજવો નહિ મનુષ્યની મુકિત થાય તેમાં તો આશ્ચર્ય નથી. પરંતુ પશુ, પક્ષી, કૃમીકીટ, પતંગાદીક હરકોઇ જીવોનો ફકત આ ક્ષેત્રમાં મરણ થવાથી તેનો પણ અવશ્ય મોક્ષ થાય છે પરંતુ કોઇ નિચ માણસ આ ક્ષેત્રમાં આવી પાપ કરે છે તે એક કલ્પ પર્યંત પીસાચ યોની પામી. જ્યાં ત્યાં ભટકતો ફરે છે જે દ્રઢ મનથી સંકલ્પ કરીને આખો મહા મહીનો ગંગા સ્નાન ને વિશ્વનાથનાં દર્શન અત્રે રહી કરે છે તે માણુસ આ લોકમાં સર્વે સુખો ભોગવી એક કલ્પ પર્યંત શીત્ર લોકમાં અત્યાનંદ ભોગવી નિવાસ કરે છે ત્યાર બાદ પૃથવીમાં જન્મીને મોટો રાજા થાય છે. તેમજ ત્રણ રાત્રિ અપવાસ કરી જે માણુસ અહીં શીવ પુજન કરશે તે ગમે ત્યાં મરવા છતાં પણ શીવલોકમાં જશે. આ ક્ષેત્ર અસિને વર્ણા નદીના મધ્યમાં આવેલું છે જેથી અહીઆં નિવાસ, સ્નાન, દાન, જપ, હોમ, યજ્ઞ, વિગેરે

સર્વે કરેલું પુન્યપ્રદ કર્મ મુકિતને આપનારૂં જાણવું. આ મણી-કર્ણીકામાં જે કોઇ પિત્રીઓનું તર્પણ કરશે તેના પીત્રીઓ ૧૦૦) કલ્પ સુધી તૃપ્તિને પામશે આ ઘાટ ઉપર પીંડદાન કરવાથી પોતાની લાખ પેઢીના પીત્રીઓનો ઊદ્ધાર થાય. અત્રે મહારૂદ્ર કરવાવાળો જીવ નિરંતર મારો પારસદ થઇને શીવલોકમાં રહે છે. કેદાર મંડળ વિશે આવેલી મારી સંપૂર્ણ પ્રીય સૈાૈમ્યવારાણશી પૂરીમાં હું સર્વાંશ-રૂપે રહેલો છું. આ તીર્થ સ્થળનો વિસ્તાર ચારે દીશામાં ૩૫ ધનુષપુરનો છે ને તે પુણ્યપ્રદને પ્રસિદ્ધ ક્ષેત્ર કહેવાય છે જે પ્રાણીના હજારો જન્મના સુકૃતથી કરેલી તપશ્ચર્યાના પુણ્યનો જ્યારે ખરે-ખરો ઊદય થયેલો હોય છે તે જીવ આ ઊત્તર કાશીમાં આવ-વાને અધિકારી થાય છે ને અત્રે આવવાથી ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સિદ્ધ થયા તેમ જાણવું.

વળી ફરશુરામે પણ આ સ્થલમાં શીવજીની આરાધના કરી કઠીણ તપ કર્યું હતું તેથી શીવજીયે પ્રસન્ન થઈ તેમને વરદાન આપી અતુલીત બળવાન બનાવી દીવ્ય અને અજીત ફરશી નામનુ હથીઆર આપ્યું હતું તેથી ફરશુરામે ૨૧ વખત નક્ષત્રી પૃથવી કરી પોતાનુ પરાક્રમ દુનીઆને દેખાડી યશ મેળવ્યો હતો.

જે કોઇ આ મહાત્મ વાંચે અથવા સાંભળે છે તે મનુષ્ય આ લોકમાં શ્રેષ્ઠ ગણાઇ સર્વે ભવબંધનોથી છુટી અંતે શીવ લોકમાં જાય છે.

---

## દૃશ્ય ૩ જું.

### ઉત્તર કાશીથી ભટવાડી.



તાલા—ઉત્તર કાશીથી ૫ મૈલ છે, ને રસ્તો ગંગાને કિનારે કિનારે ઘણે ભાગે સીધો છે, લગભગ પોણા માઈલથી એક માઈલના આશરે સહેજ ચઢાવની ટેકરી ઉપર જતાં ટીહરીનરેશ માટે રહેવાને બગીચા સહિત બનાવેલો બંગલો આવ્યો; ત્યાંથી બે માઈલના આશરે જતાં વિ-

સામો ખાવા માટે સર્વે બેઠાં. જાપાનીઓએ હોકોચલમ પીવા માંડયાં, અમારે પીવાને માટે એક જેપાની ગંગાનુ જળ ભરી લાવ્યો તે પીધા બાદ સર્વેએ પાછુ ચાલવા માંડયુ ને ઉત્તર કાશીથી ૪ાા માઇલપર આવતાં એક આજ સાલમાં નવી બનાવેલી ચટ્ટી આવી કે જેના નામની ખબર નથી. ત્યાં હમો સાંજના બે કલાક દિવસ બાકી હતો ત્યારે પહોંચ્યા. અમને આવતા જોઇ ચટ્ટીના મોદીએ કહ્યું કે તમો આ ચટ્ટીયે રહો કારણ કે અત્રેથી બીજી ચટ્ટી પાંચ મૈલ પર હોવાથી ત્યાં પહોચતાં રાત પડી જશે, જેથી આગળની બીજી ચટ્ટીએ જઇ શકાશે નહિં ને જશો તો તમો હેરાન થશો. તેનું કહેવું ખરૂં માની, હમો ત્યાં બેઠા. હમારી સાથેનો ભોમિઓ જેપાન વાળો હતો તેનું જેપાન પાછલ રહી ગયેલું હતું તે ત્યાં આવી પહોંચ્યું એટલે તે જેપાનવાળો ભોમિઓ અમને કહેવા લાગ્યો કે તમો અહીં કેમ બેસી રહ્યા છો ? ચાલો હજી બે કલાક દિવસ છે. ચટ્ટી ૧ાા મૈલ પર છે, માટે અત્રે રહેવાની જરૂર નથી, એટલે દુકાનકાર કહે કે નાની ચટ્ટી ૩ થી ૪ મૈલ પર છે. હમે તે બન્નેનું કહેવું ન માનતાં વિચારમાં પડયા ને દુકાનદાર તો ખાત્રીથીજ કહેવા લાગ્યો, કે આગળ જશો તો પસ્તાશો ત્યારે હમે અમારા બીજા જેપાનવાળાને કેટલેક દૂર એક ખેતરમાં કામ કરતાં પહાડી માણસોને પૂછવા મોકલ્યો. તે ખબર લઇને આવ્યો કે બરાબર ૧ાા મૈલ પર ચટ્ટી છે, જેથી હમો ત્યાંથી ચાલતા થયા તો ખરેખર ૧ાા માઇલ પર તેનાથી સારી ચટ્ટી હતી. આ દુકાનદારને આવું જુઠું બોલવાનું કારણ શું હશે તેના જવાબમાં જાણવું કે હમો ત્રીસથી પાંત્રીસ માણસ હતાં ને જો રાત્રે ત્યાં રહી તેની પાસેથી સીધું સામાન વિગેરે લઇએ તો માલ મોંઘા ભાવે આપવાથી તેને ખુશીથી ત્રણ ચાર રૂપીયાનો નફો થાય તેથીજ પોતાના સ્વાર્થ માટે અમને તે જુઠું બોલી ફસાવતો હતો. હમો નૈતાલા ચટ્ટીએ સંધ્યાકાળ પડતાં પહેલાં જઇ પહોંચ્યાં.

આ ચટ્ટીથી ગંગાના સામે કિનારે નૈતાલા નામનું ગામ

છે તેથી ચટ્ટીનું નામ નેતાલા રાખેલું છે અત્રે ચટ્ટી ઘણીજ નાની ને કામ ચલાઉ બાંધેલી હતી. તેમાં કેટલાક મારવાડી યાત્રીઓ પ્રથમથી આવીને ઉતર્યા હતા. ચટ્ટીવાલાને કહેતાં તે લોકોને જરા દૂર ખસેડી હમોને તેના દુકાનની નજીકની થોડી જગ્યા આપી ત્યાં બૈરાંઓ સુતાં અને અમે સર્વ નીચે સુતાં જ્યારે જાપાનીઓને બોજાવાળાઓએ ઝાડ નીચે આશરો લીધો હતો. અત્રે દુકાનની સામે એક નાની અલાઈદી ઝુંપડીમાં એક ચમાર રહેતો હતો. તે મોચીનુ કામ કરતો હતો. તે અત્રે આવતા યાત્રીઓના જોડા સીવી આપવા ને નવા વેચવાનુ કામ કરતો હતો, આ દુકાનદાર પહાડી હોવા છતાં ઇંગ્રેજી ૬ થી ૭ ચોપડી ભણેલો હતો, ને દુકાનદારના ધંધા ઉપરાંત બાકીના વખતમાં ખેતીનુ કામકાજ કરતો હતો, તેને ત્રણ બૈરીઓ હતી અને ચોથી કરવાના વિચારમાં હતો. અત્રે પણ દીવાને માટે દુ-કાનમાં તેની બૈરીઓ કામ પડતાં ચીડના ઝાડના લાકડાનાં લાંબા કડકાઓને સળગાવીને પોતાનું કામ કરતી હતી, તેમજ સામે દેખાતા ગામમાં પણ કોઈ કોઇ વખતે દીવાનો પ્રકાશ દેખાતો ને બંધ થતો એમ અવાર નવાર થયા કરતું હતું, જેનું કારણ પણ ચીડનાં લાકડાંઓના કરેલા દીવાનુજ હતું. ઘરમાં રાત્રે કામ કરવાની જરૂર પડતી. તે વખતે ચીડનાં લાકડાં સળગાવી કામ કરતા હતા, તેથી અજવાળુ થતું ને કામ પુરૂ થતાં તે ઓલવી નાંખતાં અંધારૂ થતું હતું; હમે દુકા-નદારને પુછયું કે આટલી નાની સરખી દુકાનમાં ત્રણ બૈરીઓએ સાથે રહેવું કેમ પરવડે છે, ત્યારે તેણે કહ્યું કે ત્રણ તો શું પણ છ છ બૈરીઓ રાખી શકાય છે. છતાં તેઓ એક બીજામાં તકરાર કરતાં નથી, અને દરેક સંપ સંપીને રહે છે. વળી દુકાનદાર કહે છે કે વધારે બૈરીઓ કરવાનું કારણ એ છે કે ખેતીવાડીના કામમાં પુરુષ કરતાં બૈરીઓ વધારે ભાગે કામ કરી શકે છે, અને મજુરીના પૈસા આપી કામ કરાવવું પરવડતું નથી, કારણ કે પરણેત સ્ત્રીઓ ફક્ત પેટ પોષણથી દિવસ

રાત તન તોડી ને કામ કરે છે, તેવું કામ મજુરો કરી શકતા નથી અને તેથી હમો નિશ્ચિંત રહી શકીયે છીએ.

અમોએ મોદી પાસેથી કેટલીક વસ્તુઓ લીધી અને તે પછી મોદીએ અમને કહ્યું કે તમારે સેફ જોઇએ છે? પ્રથમ અમને સમજણ પડી નહિ. પછીથી મને લાગ્યું કે આ અંગ્રેજી શબ્દ સફરજનનો છે (પાહાડી ભાશામાં તેને શેવ કહે છે) ત્યારે મેં તેને કહ્યું કે આવા જંગલમાં સેફ મળતાં નથી ને તમો કયાંથી લાવ્યા? લાવો હમો જોઈએ. ત્યારે તે તરત ટોપલી ભરી અમારી પાસે લાવ્યો. તે ઘણાં નાનાં ને બગડી ગએલી હાલતમાં હતાં. અમોએ પૂછયું કે આ સફરજન બગડેલાં કેમ છે? ત્યારે તેણે કહ્યું કે આ સફરજન અત્રેની પેદાશનાં નથી પણ આતો ખાસ મેં સીમલેથી મંગાવેલાં છે, ત્યારે હમને આશ્ચર્ય થયું કે સીમલેથી મંગાવી બે પૈસામાં એક સફરજન દુકાનદાર વેચે છે ત્યારે તેને શું પરવડતું હશે તેથી તેનું કહેલું ખરૂં લાગ્યું નહિ, પરંતુ જ્યારે ત્યાંથી આગળ હરસલ ચટ્ટીએ ગયા ત્યાં અગાડી સફરજના મોટા બે ત્રણ બગીચા હતા અને ત્યાંથીજ સફરજનો લાવી એટલામાંના દરેક દુકાનદારો વેચવા લઈ જતા હતા અને આ ચટ્ટીએ પણ સફરજન ત્યાંનાંજ આવેલાં હતાં એમ હરસલ ચટ્ટીએ ગયા પછી અમારી ખાત્રી થઈ. ત્યારે અમને એમ થયું કે આ દુકાનદારે જુઠુંજ સીમલાનું નામ દીધુ હતું. સવારમાં અત્રેથી ચાલતાં થયાં.

**મનેરી**—નૈતાલાથી ૪ માઈલ છે ને રસ્તો ઘણે ભાગે સીધો ને સરળ આવે છે. કુદરતની બલિહારી જોતાં પાણીનાં ઝરણાંઓ ઝાડો અને પક્ષિઓના મધુર અને મીઠા કલરવ કરતા શબ્દો સાંભળવા સાથે સવારના બાળ સૂર્યનુ દર્શન કરતાં હમો મનેરી ચટ્ટીએ આવ્યા.

આ ચટ્ટીએ બે દુકાનને બે ધર્મશાળાઓ છે, ને તેમાં એક ધર્મશાળા એકમાળ વાળી છે. ચટ્ટી સારી છે. ત્યાં હમોએ થોડીવાર વિસામો લઈ જળ પીધું ને આપાનીયો ચલમ પીવા બેઠા.

## પહાડી લોકોની મુખ્ય યાચના.

અત્રેના મનુષ્યો યાત્રીયો પાસે સોયદોરા, ચાંલ્લા, જનોઈ, વાટવા ને પીતળની વિંટીયો માગે છે. તેહમો જાણતા હોવાથી ચાર ગ્રુસ દોરાનાં ચપડાં ને બે હજારને આશરે સોયો વિગેરે લીધું હતું તે જ્યાં જ્યાં તેઓ અમારી પાસે માગવા આવતા ત્યાં ત્યાં સોય ને દોરા અમો આપતાં તેથી ઘણાજ ખુશી થતા હતા. પણ યમુનોત્રી ગંગોત્રી તરફના ગરીબ લોકો આવતા જતા યાત્રિયોની પાસે જ્યારે સોય દોરા માગે છે તે સ્ત્રીની પાસે માગે છે કે પુરુષની પાસે માગે છે તેનું તેમને બીલકુલ ભાન હોતુ નથી, અને સ્ત્રી કે પુરૂષ વાચક જુદા જુદા શબ્દો નહિં વાપરતાં ફકત સ્ત્રી વાચક શબ્દ 'માય' વાપરે છે, એટલે કે, પુરુષ પાસે માગતાં પણ 'માય સૂયધાગાદ્યો,' એમ 'માય' શબ્દ જ વાપરે છે.

પરંતુ, કેદાર અને બદ્રિનારાયણના રસ્તે માગનારા ગરીબ લોકો તથા નાનાં બાળકો પણ આ ગંગોત્રી યમુનોત્રીના જેવાં અજ્ઞાન નથી. તેઓ પુરૂષ અને સ્ત્રીઓના ભેદો સમજે છે, તેથી જ્યારે તેઓ પુરૂષની પાસે માગે છે ત્યારે 'રાણા' શબ્દ વાપરે છે, એટલે પુરૂષની પાસે માગતાં 'રાણા સૂઇ ધાગાદ્યો' અને સ્ત્રીની પાસે માગતાં 'રાણી સૂઇ ધાગાદ્યો' એમ બોલે છે, એથી વધારે સમજદાર ગરીબ વર્ગ વખતે પુરૂષોને 'શેઠ' અને સ્ત્રીઓને 'શેઠાણી સૂઇ ધાગાદ્યો' એમ પણ કહે છે, તેમજ કપાળમાં ચોઢવાના ચાંલ્લા પણ તેઓ માગે છે, ને તે ચાંલ્લા પાઈના ઘેરાવા કરતાં વધારે મોટા હોય તેવા તેમને ઘણા જ ગમે છે ને તે આપવાથી તેઓ ઘણાંજ ખુશી થાય છે ચાંલ્લાને પહાડી ભાષામાં બિંદી કહે છે. તે ચાંલ્લાઓ હરદ્વારમાં ઘણાજ સસ્તા વેચાય છે. તેમજ બોજાવાળા જેપાન કંડીને ઢંડી ઉચકનારાઓને હરદ્વારમાં ૬ પૈસે કે બે આને ડજનના હિસાબે વિંટીઓ મલે છે તે વિંટી તેમને કે તેમના બઈરી છોકરાં માટે જો આપી હોય તો અત્યંત ખુશ ખુશ થઈ ભારે ઉપકાર માને

છે. તેમજ, બ્રાહ્મણ ને ક્ષત્રિય વર્ણના પુરૂષો જનોઈ જોટા પણ માગે છે, અને જ્યાં વધારે મુલાકાતનો પરિચય આપણી સાથે થાય છે ત્યારે પાકીટની માફક પૈસા વીગેરે મૂકી શકાય તેવા બાટવાની પણ માગણી કરે છે.

**ભટવાડી**—મનેરીથી ૬ મૈલ છે ને રસ્તો સીધો છે. તે રસ્તે ચાલતાં લગભગ ભટવાડી ૧ મૈલ બાકી રહે છે ત્યાં આગળ કામ ચલાઉ ઝુંપડાં બાંધી મોદીની દુકાન નવીજ થએલી હતી તેથી તે ચટ્ટીના નામની ખબર નથી. ત્યાં ચટ્ટી આગળ થઈ જમણા હાથ તરફ ગંગાને સામે કિનારે જવા માટે એક લાકડાનો પૂલ બાંધેલો છે. તે રસ્તો કેદારનાથ જાય છે. ગંગોત્રી થઈ કેદારનાથ જનાર યાત્રીનો રસ્તો અત્રેથી બદલાય છે. અમો ગંગોત્રી જતાં હોવાથી તે રસ્તે ન જતાં ડાબા હાથને રસ્તે સીધા ૧ મૈલ ચાલતાં અમો ભટવાડી આવી પહોંચ્યા, અત્રે કાળી કામલીવાલા મહારાજની ધર્મશાળા છે. ત્યાં આવી ત્યાંના રક્ષકને મળી જગ્યાની સગવડ માગતાં તેણે અમોને એક ઓરડી ખોલી આપી. એટલામાં ત્યાં ભગવાં વસ્ત્ર પહેરી સંન્યાસી જેવો વેશધારી એક પુરૂષ હમારી પાસે આવ્યો ને અમને કહેવા લાગ્યો કે આ ઓરડી તમોને મળશે નહિં, કેમકે મુંબાઈનો એક સદ્ગ્રહસ્થ ગંગોત્રીથી આજે અત્રે તેના ઘણાં માણસો સાથે આવનાર છે તેણે આ ત્રણે ઓરડીઓ આગળથી માણસ મોકલી પોતાને સ્વાધીન રાખેલી હોવાથી તમારે અધવચ ખાલી કરવી પડશે, ને હુ તમને સારી જગ્યા બતાવું ત્યાં ઉતરવાથી કોઈપણ જાતની હરકત આવશે નહિ. આ સંન્યાસી જેવો પવિત્ર માણસ અમને સાચું જ કહેતો હશે એમ ધારી મેં તેને કહ્યું કે ચાલો તમો બીજી સારી જગ્યા બતાવો. એમ કહેતાં અત્રેથી થોડેક એટલે (૨૦૦) કદમ દૂરની ટેકરી ઉપર આવેલા શિવ મંદિરની બાજુમાં પડેલ હાલતની ધર્મશાળામાં લઈ ગયો. તે જોતાં મને તે પસંદ પડી નહિં. એટલામાં હલસુખરામભાઈ કાળી કામલી વાલાની ધર્મશાળાના રક્ષકને કેટલુંક સમજાવતાં તેણે કહ્યું કે

સંન્યાસી તેની મતલબ માટે તમને ત્યાં લઈ જાય છે, કેમકે તે શિવમંદિરનો પૂજારી છે, ને તે ધર્મશાળા તેના કબજાની છે, તેથી યાત્રીઓને આડુ અવળું સમજાવીને યાત્રિઓ તરફથી કેટલોક લાભ મળે તે આશાએ તેને ત્યાં તેડી જાય છે. મેં દલસુખરામભાઈને અત્રે ઉતરવા બોલાવ્યા ત્યારે તેમણે મને ડાક મારી બોલાવી સંન્યાસીની દરેક હકીકત કહી, જેથી હમો શિવ મંદિરની ધર્મશાળામાં ન જતાં કાળી કામલીવાલાની પ્રથમનીજ રાખેલી ઓરડીમાં રહ્યા છતાં તે શિવનો પૂજારી ફરીથી અમારી પાસે આવ્યો અને જોર જુલમ કરી અમોને ડરાવવા લાગ્યો, અને કહ્યું કે આ ઓરડી તમારે ખાલી કરવી પડશે, પણ તેનુ કહેવું હમોએ માન્યું નહિ અને કહ્યું કે મુબાઈવાલો સદ્ગ્રહસ્થ આવશે તે વખતે આ ઓરડી તેને સ્વાધીન કરીશું, ત્યારે તે યતિએ કહ્યું કે તે વખતે તમો ખાલી કરી જશો પણ શિવ મંદિર વાળી ધર્મશાળામાં બીજા યાત્રીઓ આવી જશે તો પછી તમોને બીલકુલ તે જગ્યા પણ મળશે નહિં.

ત્યારે અમે કહ્યું કે ટીહરી રાજ્ય તરફથી અત્રે ડાક બંગલો છે તેમાં તેના માગ્યા પ્રમાણે ભાડું આપીને તેમાં રહીશુ. કદાચ તે બંગલો ભરાઇ ગયો હશે તો છુટી જગ્યામાં રહીશુ, પરંતુ તમારી બતાવેલી જગ્યામાં આવીશું નહિં છતાં તે ઘણી રકઝક કરવા લાગ્યો. ત્યારે તેનુ અપમાન કરી કઠિણ શબ્દો કહેવાથી ન છુટકે તે ચાલી ગયો અને હમો તે ઓરડીમાં સુખરૂપ રહ્યાં, અને મુંબાઈવાળો કોઈ પણ સદગ્રહસ્થ આવ્યો જ નહિં ! અમો જમ્યા બાદ તે સંન્યાસી એક છાપેલો કાગળ લઇ હમારી પાસે આવ્યો અને ટીપમાં પૈસા ભરવા માટે અમને સમજાવવા લાગ્યો. દેવળના જીર્ણોદ્ધાર ને પૂજા સામગ્રીના નામે તે સંન્યાસી યાત્રીઓ પાસેથી પૈસા પડાવતો હતો. પરંતુ તેનું કપટ અને ગુપ્ત પ્રપંચ હમારા જાણવામાં આવવાથી તેને કંઈ પણ રકમ આપી નહિં અને અમારી ખાત્રી થઈ કે તેના કબજાની ધર્મશાળામાં ઉતારી અમારી પાસેથી

હરકોઈ યુક્તિ પ્રયુક્તિથી પૈસા પડાવવાનીજ તેની દાનત હતી તે બાબત ધર્મશાળાના રક્ષકના કહેવાથી અને આ ટીપ લઇ હમારી પાસે તેના આવવાથી અમારી ખાત્રી થઈ. તેથી, યાત્રિઓએ આવા સ્વાર્થી માણસોના બોલવા ઉપર પોતાની ખાત્રી થયા વગર વિશ્વાસ રાખવો નહિં. અત્રે ધર્મશાળાની પાછળ ગંભીર વેગથી ગંગાજી વહ્યા કરે છે અત્યારે બપોરનો વખત હોવાથી અમે સર્વે જણાએ ગંગાસ્નાન કર્યું, અને મોદીની દુકાનના સામીજ છાપરીવાલી મોદીની જગ્યામાં રસોઈ કરીને જમ્યાં.

અત્રે મહાદેવનું મંદિરને કાળી કામળીવાલાની ધર્મશાળા, સરકારી ડાક બંગલો, પોલીસ, વિગેરે છે. અત્રે પણ પંડયા લોકોની પુછપરછ બહુ થતી હતી, તેમાંનો એક પંડયો સુધરેલો, શહેરી ઢબનો, પોશાક પેહેરી ગૃહસ્થ જેવો દેખાતો, અમારી પાસે આવી કેટલીક આડી તેડી વાતો કરવા લાગ્યો, અમો તેની સાથે સભ્યતા પ્રમાણે વાત કરતા હતા, તેવામાં વાતના પ્રસંગમાં તેણે કહ્યું કે હું ગંગોત્રી ને બુદ્ધાકેદાર એ બન્ને તીર્થોમાં ગોરપદુ કરૂં છું, ત્યારે અમને લાગ્યું કે આ તો પંડયાજી પધાર્યા છે. તેથી તેની સાથેનું ભાષણ બંધ કરી તેમને કહ્યું કે મહારાજ, અમારે ગોરની જરૂર નથી. તેમ તેને જણાવી હું મોદીની દુકાન આગળ થઇ ડાક બંગલા આગળ ફરવા લાગ્યો. તો ગોર મહારાજ પણ મારી માફક મારી સાથેજ ફરવા લાગ્યા. તેને મેં ફરી સમજાવીને કહ્યું કે અમારે ગોરની જરૂર નથી ત્યારે તે બોલ્યો કે શું તમને ગોર ઉપર ધિક્કાર લાગેલો છે ? મને લાગે છે કે તમને કોઇપણ ગોરે ઠગ્યા હોય એમ જણાય છે. મેં તેને કહ્યું કે હા તેમજ છે માટે આપ અત્રેથી પધારો. તેમ કહી ડાક બંગલાથી પાછો ધર્મશાળા તરફ વળ્યો એટલે મહારાજ પણ મારી સાથેજ પાછા વળી ચાલવા લાગ્યા. જ્યારે તેને તદ્દન ના કહી ગુસ્સાનો આવેશ ધારણ કર્યો ત્યારેજ મહારાજ મારી પાસેથી પલાયન કરી ગયા. આ રીતે અત્રેના ગોર મહારાજો પણ યાત્રીઓને જ્યાં ને ત્યાં હેરાન કરે છે ત્યાર

બાદ હું એકલોજ ત્યાં ફરવા લાગ્યો, અને પછી ડાક બંગલાથી જરા આગળ જતાં સુંદર, સ્વચ્છ, મધુર, અને મીઠું, જળ જયાં વહી રહ્યું છે એવી નાની નદી ત્યાં સતત વહ્યા કરતી હતી ત્યાંથી નીચાણની ને ઊંચાણની બાજુમાં જળ પ્રવાહથી લોટ દળવાની ચાલતી ચકકીઓ (ઘંટીઓ) પાંચ સાત ચાલતી હતી તે દૂરથી દેખાતાં તેની નજીક હું જોવા ગયો, અને ત્યાંની સપાટ પાણીના બળથી ચાલતી ઘંટીઓ, અને તે ઘંટીને ચલાવવાનાં ફરતાં ચક્કરો, તેમજ ઊંચાઈ પરથી તે ચક્કરપર પડતું જોશબંધ પાણી, તેને માટે ગોઠવેલી પડનાળો, વિગેરે બે ત્રણ જગ્યાએ ફરી ફરી નિહાળીને નિશ્ચિંતપણે જોયું.

**પાણીથી ચાલતી ઘંટીનું વર્ણન**—આ યાત્રામાં જળ ચક્કીથી દળાએલો લોટ વપરાય છે. જ્યાં જ્યાં જળનો પ્રવાહ પૂરતા પ્રમાણમાં વહેતો હોય છે ત્યાં ત્યાં સંખ્યાબંધ એવી ચકકીઓ રાત્રિદિવસ ફર્યાં કરે છે, જ્યારે ઘંટી બગડે છે, અથવા દળવાને અનાજ હોતું નથી, અથવા તો ઘંટીની તપાસ રાખવા બેઠેલો રક્ષક હાજર હોય નહિ ત્યારે, તે પાણી જે નીકમાં જતું હોય ત્યાંથી બીજે રસ્તે વહેતું કરે છે. ઘંટી ચલાવવી હોય ત્યારે ઘંટી ચલાવવાને રસ્તે પાછું જવા દે છે. કે તરતજ ઘંટી ચાલુ થાય છે. ચારથી છ હાથ ઊંચાઈથી પાણીનો ત્રણથી ચાર કોસ જેટલો સતત પ્રવાહ ધોધ બંધ પડતો હોય તેવી જગ્યાએ, તે પ્રવાહનાં નીચાણમાં છાપરી કરી, તેમાં આપણા દેશના જેવી થાળા વિનાની ખુલ્લી ઘંટીઓ ગોઠવી, તે ઘંટીનો ખીલડો છાપરીથી બે હાથ નીચાણમાં એક ગાડીના પૈંડાના આરાવાળું ચક્ર ઊભું ગોઠવેલું હોય છે. ને ઉંચાઇયેથી વેગબંધ જોરમાં પરનાળ કે નીકની મારફતે પડતું પાણી તે ચક્કરના દાંતામાં અથડાય. છે, એટલે ઘડીઆળના ચક્કરની માફક તે ચક્ર ફરવાથી ઘંટી ફરે છે. ઘંટીના ઉપર એક અનાજ પૂરવાનું ટોપલી જેવું પાત્ર ગોઠવેલું હોય છે, જેમાંથી ઘઉં વિગેરે અનાજ ઘંટીમાં પડયા કરે છે. તે પૂરૂં થતાં તેમાં બીજું અનાજ ભરે

છે. તે પ્રમાણે હમેશાં કામ ચાલુ રહી તેમાં લોટ દળાય છે. જળનો પ્રવાહ થોડો હોય ત્યાં નાની ઘંટીથી થોડો, અને જ્યાં મોટો પ્રવાહ પડતો હોય ત્યાં મોટી ઘંટીના પ્રમાણમાં વધારે લોટ દળાય છે.

આ સ્થળે જેમ યમુનોત્રીના રસ્તે ગંગનાણી ચટ્ટીએ વધારાનો સામાન મુકી યમુનોત્રી જઇ પાછા આવી લઈ શકાય છે તેવીજ રીતે, આ ભટવાડીથી ગંગોત્રી જઈ એજ રસ્તે ત્યાંથી પાછા ફરતાં ભટવાડી આવવું પડતું હોવાથી, અમારી પાસેનો વધારાનો સામાન અત્રે મોદીને સ્વાધીન કરી, યમુનોત્રી જઇ અત્રે પાછા ફરતાં સુધીમાં ઉપયોગમાં આવતો સામાન, ને મસાલો, વિગેરે લેઇ બીજેજ દિવસે સવારમાં અમોએ ચાલવા માંડયું.

વળી, યાત્રિઓએ ધ્યાનમાં રાખવું કે હંમેશાં સાંજના વખતે મુકામ કરવાની ચટ્ટીએ સૂર્યાસ્ત થતાં પહેલાં દાખલ થઈ જવું ને ઉતરવાની જગ્યાનો કબજો લેવો, પરંતુ સૂર્યાસ્ત થયા પછી ચટ્ટીએ દાખલ થવામાં આવશે તો આપણા ચટ્ટીમાં દાખલ થતાં પહેલાં જતા આવતા કેટલાક મુસાફરોએ ચટ્ટીની જગ્યા રોકી લીધાથી ચટ્ટીમાં ઉતારો નહિં મલતાં અડચણો ભોગવવી પડશે. માટે, જેમ બને તેમ ચટ્ટીએ વહેલા દાખલ થવું. તેમ ન બને તો, પોતાની સાથેના એક ગોમીઆ માણસને જગ્યા મેળવવા માટે જલદી મોકલી દેવો. તે આગળ જઇ જગ્યા કબજે કરે તો પછી વિલંબથી જતાં સુવા બેસવાની અડચણ ભોગવવી પડશે નહિં.

વળી જે મારવાડી યાત્રીઓ અમોને નૈતાલા ચટ્ટીએ મળ્યા હતા તેઓ, અમે જ્યારે ભટવાડીમાં આવી રસોઇ કરી તેજ દિવસે મનેરી ચટ્ટીથી આગળ આવતાં જ્યાં કેદાર જવાનો રસ્તો બદલાય છે. ને જ્યાં આગળ નવી ચટ્ટી છે તે ચટ્ટીએ રહ્યા હતા. ત્યાં રસોઈ કરતાં ભડકો થવાથી ઘાસનીજ બાંધેલી ચટ્ટી એકદમ બધી સળગી ને બળી ગઇ, તેથી તે ચટ્ટીના દુકાનદારે, ભટવાડીમાં પોલીસ થાણું હોવાથી ત્યાં આવી મારવાડી યાત્રીઓને

પોલીસને સ્વાધીન કરી, પોતાને થએલી નુકશાનીનો બદલો માંગ્યો. તે વખતે દલસુખરામ ભાઈ હાજર હતા તેથી તેમણે મહા મુશીબતે પતાવટ કરીને મારવાડી પાસેથી દુકાનદારને સોળ રૂપીઆ અપાવ્યા, અને ઝગડો પોલીસ કોર્ટે જતો અટકયો, જેથી ગભરાએલા મારવાડી દલસુખરામભાઈનો ઉપકાર માનવા લાગ્યા. માટે, યાત્રીઓએ રસોઈ કરતાં આવી ઘાસની છાપરીઓમાં બહુ સંભાળીને જ કામ કરવું.

## દૃશ્ય ૪ થું.



### ભટવાડીથી ગંગોત્રી.

ભુકી—ભટવાડીથી ૬ મેલ છે ને રસ્તો સીધો છે.

આજે ઠંડી જરા વિશેષ લાગતી હતી છતાં સવારની સુખરૂપ મુસાફરી કરતાં અમો ભુકી ચટ્ટીએ આવી પહોચ્યા.

અત્રે મોદીની દુકાનને નાંની ચટ્ટી છે. જોઈતો સામાન મલે છે. ભુકી ચટ્ટીને સત્યનારાયણ ચટ્ટી પણ કહે છે. આ ચટ્ટિથી અમો આગળ ચાલતા થયા.

ગંગાણી—ભુકીથી ૩ માઇલ છે. ને રસ્તો સીધો છે. અત્રે ઘાડા જંગલમાંથી પસાર થવું પડયું હતું કેટલીક જગ્યાએ પાણીનાં ઝરણાં પણ આવ્યાં હતાં ત્યાંથી આગળ ચાલવા માંડયું ચાલતાં જ્યારે ગંગાણી ૦) મેલ બાકી રહી એટલે જમણા હાથ તરફ એક ઝુલતો પૂલ આવ્યો તે રસ્તે ગંગાજીનો પૂલ ઉતરી ત્યાંથી ૦ાા મેલની ઊંચાઈના પર્વતપરનો ચઢાવ ચડતાં તપ્તકુંડ જવાય છે. અમો ત્યાં પરભાર્યા નહિ જતાં ચાલુ રસ્તે ચાલીને ૦) માઇલ પર ગંગાણી ચટ્ટીએ આવી પહોંચ્યા.

આ ચટ્ટીમાં કાલી કામળી વાલાની ધર્મશાળા છે. ને તેના તરફથી સદાવૃત પણ અપાય છે. અત્રે પાણીની સગવડ ઘણી સારી

છે. બે ત્રણ દુકાનો પણ છે. ઘરો પાકી બાંધણીનાં છે. અમોયે દુકાનદારના મેડા ઉપર રહી દુકાનની સામી પડાલીમાં રસોઇ કરવાની સગવડ કરી સીધું સામાન લીધુ અત્રે દુધ મલતું હોવાથી પાણી ભરી મંગાવી ચા બનાવવાની તૈયારી કરી. જયારે બૈરાંઓ પ્રથમ કહેલા તપ્ત કુંડે નાહવાને માટે ગયાં નાહીને આવ્યા પછી બૈરાંએ રસોઇ ચાલુ કરી જયારે હમો પુરૂષ વર્ગ તપ્ત કુંડે સ્નાન કરવા ગયા આ કુંડનો ચઢાવ પણ છાતી બેશી જવા જેવો છે અત્રે બે ગરમ પાણીના કુંડો છે. બંને કુંડો છ થી સાત હાથ સુધીના સમ ચોરસ છે કુંડની ઉપલી બાજુયે એક દેવળની નાની દહેરી છે અત્રે પારાસર રૂષીનો આશ્રમ કહેવાય છે તે દેવળના નીચે થઇ બે ઈંચિના નળના જેટલું ઘણું ગરમ પાણી સતત વહ્યા કરી તેની બાજુનાં ખુલ્લા કુંડમાં ખપ પુરતુ ગરમ પાણી દાખલ કરે છે. બાકીનું વધારાનું ગરમ પાણી એક કરેલી નીકના રસ્તે બહાર વહ્યું જાય છે. અને આ કુંડમાંનુ પાણી બીજા કુંડમાં જાય છે. તેમાં નાહવા લાયક ગરમ પાણી રહે છે. તે કુંડના ઉપર છાપરૂં બાંધેલું છે. અને ત્યાં ગોર સંકલ્પ કરાવે છે. સં-કલ્પ—યમુનોત્રીના શંકલ્પમાં કહ્યા પ્રમાણે કરી વિશેષમાં–કેદાર ખંડ, કેદાર મંડલે, પારાશર રૂષી આશ્રમે, તપ્ત કુંડે સ્નાન વિધીના સ્નાન મહં કરીષ્યે–ત્યાં છાતિપુર ઊંડું પાણી છે. જેથી અંદર ઉતરી સ્નાન થઇ શકે છે. પહેલા કુંડ કરતાં આ કુંડનું પાણી જરા વધારે ગરમ છે સંકલ્પ કરી નહાતી વખતે અને યાત્રીઓને આવતી વખતે જેમ આપણે કોઇ મોટી મીજલસમાં કે લગ્નના મેલાવડામાં જતા હોઇયે છીએ ત્યારે તે સમારંભના મુખ્ય દ્વાર આગળ બેઠેલા વાજાંવાળા આવનાર મેમાનોને માનથી આવકાર આપવા માટે સુંદર બેંડ વગાડી ને જેમ માન આપે છે. તેમજ તપ્ત કુંડે પહોચતાં સંકલ્પ કરતાં ને સ્નાન કરતાં એમ દરેક વખતે ત્યાં હાજર રહેલા ઢોલ ને સરણાઇઓ વગાડ-નારા યાત્રીઓને આવકાર આપી પૂર જોસથી ઢોલ ને સરણાઈના નાદો સહર્ષ કરે છે.

અમો બન્ને કુંડોમાં સ્નાન કરી કુંડના ઉપરજ સંધ્યા વંદનાદી નીત્યકર્મ કરી દેવળમાં દર્શન કરી બ્રાહ્મણો વિગેરેને દાન દક્ષિણાં આપી બાજુમાં આવેલી એક. કોટડીમાં બેઠેલા એક મહાત્માનાં દર્શન કરીને ઢોલ શરણાઈ વગાડનારને બક્ષીસ આપી ત્યાંથી પાછા ફરી પૂલ ઉતરી. ગંગાણી ચટ્ટી પર આવતાં જ્યારે ચટ્ટી પોણા ફલંગ સુધી બાકી રહે છે. ત્યાં આગલ પર્વતની ટોચ ઉપરથી વિશાળ જલનો પ્રવાહ ધોધ માર ઝડપે સીધો ને સીધો પહાડપરથી પડે છે. તેનો દેખાવ અતિ રમણીય અને નજરે જોનારને ચીત્તાકર્ષ લાગે છે. લગભગ એક ફલંગ જેટલી ઉંચાઇ એથી તે ધારા જોરમાં જમીનમાં એક કુદરતી બનેલા બે હાથ સમ ચોરસ કુંડમાં પડે છે. દરેક યાત્રીઓ આ પાણીનોજ ઉપયોગ કરે છે. જો કે ચટ્ટી છેક ગંગાના કિનારા ઉપર છે. પરંતુ ગંગાજી ઉડાણમાં વહેતાં હોવાથી તેમાં સ્નાન પાન કે પાણીનો ઉપયોગ થઇ શકતો નથી આજે સીધું સામાન પાણી બળતણ ને વાસણો વિગેરેની અત્રે પૂરતી સગવડ હોવાથી અમોએ આજે દાળ ભાતને શીરો પુરીનું જમણ કર્યું હતું આજે પણ જમતાં પૂર આનંદ આવ્યો હતો જમ્યા બાદ થોડો આરામ લઈ પાછું સાંજના ચાર વાગે અમોએ ચાલવાનું શરૂં કર્યું હતું.

**લુહારી નાગ**—ગંગાણીથી ૫ માઈલ છે. ને રસ્તો પણ પત્થર કાંકરાવાલો અને થોડો સીધો છે. તે સર્વે ચાલી જ્યારે ચટ્ટી છેક એક ફલંગ બાકી રહી. ત્યારે એક વિકટ ચડાવ ૩૦૦) કદમ જેટલો ચડ ને ઉતરનો આવ્યો. જેમાં રસ્તો ઘણો સાંકડો પાહાડ કોરીનેજ કાહાડેલો છે. તેથી યાત્રીઓયે સંભાળીને ચાલવું, નહિ તો પડવાનો સંભવ રહે છે. નાનો ને વિકટ રસ્તો હોવાથી જાપાની લોકોએ અમોને અત્રે ઉતારી ચાલવાને કહ્યું. આ રસ્તાના ડાબા હાથ તરફ પહાડને જમણા હાથ તરફ ૮૦ થી ૧૦૦) ફુટની ઊંડાઈમાં ગંગાજી વહેતાં હતાં અને પાહાડ કોરી રસ્તો કરેલો છે તેથી માથા ઉપર જાણે પહાડ લટકતો હોય તેમ લાગતુ હતુ તે રસ્તો પસાર કરી કેટલીક સપાટ જમીનમાં

દાખલ થતાં લુહારી નાગ નામની ચટીની ભર જંગલમાં ધર્મ-શાલા આવી. ધર્મ શાળા પાકી બાંધણીની સ્લેટીયા પત્થરથી છાયેલા છાપરાવાલી જેમાં ચાર ઓરડીઓ હતી. એકમાં દુકાનદાર રહેતો હતો. બીજીમાં યાત્રીઓ ઉતરેલા હતા ત્રીજીમાં દલસુખ-રામભાઇને ચોથીમાં અમોએ ઉતારો લીધો હતો. બોજાવાલા ને જેપાની લોકો આ ઓરડીની બાજુમાં છાપરાવાલી છુટી જમીનમાં રહ્યા હતા. અમો બધા મલી ૨૭ માણુસ હોવાથી દુકાનદારની પાસે લોટ ખુટી ગયો હતો અને તેથી ખીચડી બનાવવા ચોખા દાળ જાપાની લોકોને થોડાં લેવાં પડયાં હતાં "આ દરેક ઓર-ડીમાં દેવતા સળગાવવાનો કુંડના આકારે એક ખાડો કરેલો હતો. તેમાં રાત્રે વિષેશ ઠંડી પડતાં દેવતા સળગાવી રાખવાથી. ટાઢથી રક્ષણુ મળે એ હેતુથી તે ખાડાઓ કરેલા હતા અમો પણુ રાત્રે તેમાં દેવતા શળગાવીને તાપ્યા હતા પરંતુ આ ઓરડીયો યા· ત્રીને રહેવા લાયકની બીલકુલ હતી નહી. અને અત્રે ઘણે ભાગે યાત્રીઓ પણુ રહેતા નહિ હોય તેમ જણાતું હતું અને તેથીજ પુરતા પ્રમાણુમાં દુકાનદાર સીધુ સામાન રાખતો પણુ નહિ હતો આ ઠેકાણે આ ઓરડીઓમાં અત્રેના જંગલમાં વસતા લોકો તેમજ ઘેટાં બકરાં ઉપર માલની આવક જાવક કરનાર ભરવાડ લોકો ઘણે ભાગે ઉતરતા હતા ટાઢપણુ વિષેશ હતી અને રાત્રે તે ઘેટા બકરાને પુરી મૂકવાની જગ્યામાં ભર જંગ-લમાં અમોને સહેજ ધાસ્તિ લાગવાનો સંભવ જણાયો જેથી દરવાજાનાં કમાડ બંધ કરવા જતાં દરેક કોટડીના દરવાજે બીલકુલ બારણું મલે નહિ અમો સુતા ખરા પરંતું આ ઘેટા બકરાને પુરી મૂકવાનુ ઠેકાણુ હોવાથી જુવા વિગેરે જીવાત પુષ્કળ હતી. તેથી દરેકના શરીરના જે જે ભાગો ખુલ્લા હતા તે તે ભાગોમાં તે જીવાત કરડતી હતી સવારમાં ઉઠતાં મારાને દલસુખરામભાઈ શીવાયના દરેકના પગો ઉપર તે જંતુંઓના ડંખથી પગ સૂજી ગયા હતા પણુ અમારા બન્ને જણુને કંઇ પણુ અસર થઇ નહતી. તેનું કારણુ એકે રાત્રે સૂતી વખતે હમોએ હાથે પગે મોજા પહેરી

માથે મંકી કેપ (કાનટોપી) પહેરી લીધી હતી ને મોં શીવાય આખું શરીર ઢાંકી દીધું હતું તેથી અમોને આ જીવાતથી કંઇ પણ અડચણ થઇ હતી નહિ સવારમાં સર્વે બૂમ મારવા લાગ્યાં કે પગે શું થયુ. ત્યારે જેપાની લોકોએ ખુલાસો આપ્યો કે તમારી સુવાની જગ્યા ઘેટાં બકરાંને રહેવાનું સ્થલ હોવાથી ત્યાંના જંતુઓ તમને કરડયા છે.

પ્રાતઃસમયે સૌચ દાતણ કરી કડકડતી ઠંડીમાં અમોયે પ્રયાણ કર્યું પગમાં ને હાથમાં મોજાં, શરીર પર પહેરેલા ગરમ કોટ, ઉપર ઓવરકોટ, તેના તેના ઉપર ગરમ રગ, શરીરપર ઓઢેલું ને માથે મંકી કેપ, ગળામાં ગલ પટ્ટો વિટેલો, છતાં મોંમાંથી વરાળોના ગોટા બહાર નીકળતા દેખાતા હતા વાહનમાં બેસીને જવા છતાં શરીર થરથર ધ્રુજતુ હતુ. અને અસહ્ય ટાઢ સુશવાટા બંધ હાડકાં પાંસરાંને હચમચાવી મુકતી હતી મોજા હોવા છતાં હાથ પગ ઠંડાગાર જેવા થઈ જતા હતા. જ્યાં ત્યાં દ્રષ્ટી કરતાં ઝાકળ પડેલું જણાતું હતું, તેને લીધે પત્થરો પણ ભીંજાયલા જણાતા હતા આકરી ચડાઈ ઉતરાઇ ધ્યાન આપીને ઉતરવા છતાં કેટલીક વખત પગ લપસી જતા હતા જો કદાચ પગ આડો અવળો લપસી જાય તો નીચે ખાઈમાંજ સીધા જઇ શકાય તેમ હતું.

સુકી લુહારી નાગથી ૩ મૈલ છે ને રસ્તો સીધો સપાટ છે. આ રસ્તામાં આલુ, આખરોડ, ચીડ, પદ્મકાષ્ટ, અને દેવદારનાં ઝાડો પુષ્કળ દેખાતાં હતાં બન્ને રસ્તાની બાજુએ ઊંચા વિશાળ પહાડો આવી રહેલા હતા અને રસ્તો ખીણુ વચ્ચેથી પસાર થતો હતો આવા બન્ને બાજુના પહાડોની વચેના રસ્તામાંની ખીણુમાં સૂર્યનો પ્રકાશ આખા દિવસમાં ભાગ્યેજ કલાક કે બે કલાક પડતો હશે. રસ્તામાં અલૌકિક વનલીલા સુશોભિત લાગતી હતી અત્રેના પહાડોમાં અબરખના પત્થરો પણ દેખાય છે.

અત્રે થતા પાકમાં ઘહું વીગેરે નીપજતું અનાજ દહેરાદૂન લઈ જાય છે. અત્રે માલની આવક જાવક કરવાના કામમાં બકરાં

ઘેટાંનો ઉપયોગ કરવામાં આવે છે. એવાં સોથી બસો બકરાંની એક ઝોક થાય છે, અને તે દરેક બકરાંની રખવાળી તેમનો પાળેલો એક કુતરો કરે છે. આ કુતરા કદમાં મોટા બિહામણા ને જોરાવર હોય છે. વખત આવે વાઘ સાથે પણ લડી શકે તેવા જબરા હોય છે. અજાણ્યા મનુષ્યને જોઈને તે ભસે છે. તે વખતે જંગલના પહાડોમાં તેનો ભસવાનો અવાજ ભયાનક ને ગંભીર લાગે છે. તે ટીબેટીયન કુતરા કહેવાય છે.

આ કુતરાના ગળામાં ખીલાવાળો લોખંડનો જાડો મજબુત પટો હોય છે. જ્યારે વાઘ જેવાં કોઇ પણ ઘાતકી પ્રાણી આ બકરાં ઉપર હુમલો કરે છે. તે વખતે આ કુતરા એ જંગલી જનાવરોની સાંમે લડે છે. તે વખતે ખીલાવાળા ગળામાં ઘાલેલા પટાને લીધે કુતરાને કંઇ પણ અડચણ આવતી નથી. અને જંગલી જાનવરને તે બીલકુલ ફાવવા દેતા નથી.

અત્રે આવતાં ઘેટાં બકરાંઓનું ટોળું અમને સામું મળ્યું તે અમારી બાજુમાંથી પસાર થઈ ગયું એટલે અમે ચાલવા માંડયું કે તેવુંજ બીજું ટોળું સામું આવ્યું. એ પ્રમાણે ઉપરા છાપરી ઘણાં ટોળાં અમારી સામે ૦ા મૈલ સુધી આવવા લાગ્યાં આ દરેક ટોળાની પાછળ બે રખવાળો તેની સંભાળ રાખે છે.

**ઘેટાપર મુકવાની ગુણોનું વર્ણન**—તે દરેક ઘેટાં બકરાંની પીઠ ઉપર ભરેલા માલની ગુણો નાખી હતી તે ગુણો બન્ને બાજુએ કુટકુટ ઢળકતી ને નવ ઇંચની પહોળાઈની પીઠ પર મૂકેલી હોય છે આ ગુણો લગભગ ઊનની ગુંથીને બનાવેલી હોય છે. અને કેટલીક ગુણોના બન્ને બાજુના ઢળકતા છેડા અડધા ફૂટ જેટલા ચામડાથી મઢી દીધેલા હોય છે. તે ગુણમાં ઓછામાં ઓછો બંગાળી ૮ થી વત્તામાં વત્તો ૧૬ શેર સુધીનો બોજો બકરાની ઊચકવાની શક્તિના પ્રમાણમાં પીઠપર મૂકી શકે છે. અને વજનના પ્રમાણમાં ગુણો પણ નાની મોટી હોય છે તે ગુણ પડી ન જાય તેથી ગુણને ગળા તરફ અને પૂછડા તરફ પટાથી સજ્જડ બંધ બાંધી દીધેલા હોય છે.

આ પહાડી પ્રદેશમાં ઘણે ભાગે માલ લાવ લઈજા કરવાનું કામ ઘેટાં બકરાંની મારફતેજ કરી શકાય છે. અને કેદાર તથા બદ્રીનારાયણને રસ્તે ઘેટાં બકરાં ઉપરાંત ઘોડા ઉપર પણ થોડી માલની આવક જાવક થઈ શકે છે.

આ ઘેટાં તથા બકરાં માલ લઇ જવા ઉપરાંત ઊન પણ આપે છે અત્રેનું ઊન ઉત્તમ પ્રકારનું રેશમ જેવું સુવાળુ છે તે કાળુ ને સફેત બે જાતનું છે કાળુ ઓછું થાય છે ને સફેત વિશેષ પ્રમાણમાં થાય છે આ પશુઓ ઊનની પેદાશ આપતાં હોવાથી ઘણાં ઉપયોગનાં છે. જેથી તેને ઘણા ધનવાન વ્યાપારીઓ સેંકડો અને હજારોની સંખ્યામાં પાળીને રાખે છે જેની પાસે તેવાં ઘેટાં બકરાંનો ઝોક વધારે હોય તે વધારે ધનવાન અને સુખી ગણાય છે. અત્રે બકરાં ઘેટાં ઉછેરવાનું કામ બીન ખરચાળને સહેલું છે. સફેદ ઊનપર હરકોઈ પ્રકારનો રંગ ચડાવી શકાય છે ને તેનો પશ્મીનો બને છે ને તેથી ઊનનો વ્યાપાર પણ મોટે ભાગે અત્રે થાય છે.

જ્યારે સુકી અરધો મૈલ રહી કે ત્યાંથી સીધે રસ્તે જાપાની લોકો નહિ જતાં આડા પગ કેડીના રસ્તે પહાડ પરની ચડાણમાં અમોને જાપાનમાંથી ઉતારીને ચઢવાનું કહ્યું. જો તે સીધે રસ્તે લઈ ગયા હોત તો ઉતરવાની જરૂર ન હતી, પરંતું તેમના ફાયદાને માટે તે ચડાવ અમોને ચડાવ્યો ને આડો તેડો ખાડા ખડીઆ અને કાંકરા કુકરીનો રસ્તો મુશીબતે પ્રસાર કરી અમો સુકી ચટ્ટીએ આવ્યા.

અત્રે ધર્મશાળા અને બે મોદીની દુકાન છે. ધર્મશાળાને મોદીની દુકાનની બાજુમાં એક પત્થરનો બાંધેલો ૬ થી ૭ હાથ સમ ચોરસ કુંડ છે. તેમાં છાતી પુર ઉચાઈએથી બે ઇંચના જેટલા નળ દ્વાસ પહાડમાંથી નીકળેલી પાણીની ધારા તે કુંડમાં પડે છે. આ સ્થળે કેટલીક ગાયો ભેંશો જોવામાં આવી, તે ગાયો કદમાં નાંની રંગે તદન કાળી ઠીંગણી, શરીરે મોટી રૂવાટીવાળી, કપિલવર્ણી, ને ઘણે ભાગે તેના આંચળ પણ કાળા હોય છે ને કેટલીક ગાયોનાં પુછડાને છેડે ચમરી ગાયના જેવા તદ્દન કાળા વાળનો

ગુચ્છો હોય છે. ભેંશો પણ દેશની ગાયના જેવડી નાંની હોય છે. ને ગાયો ભેંશો દેશના કરતાં દુધ પણ ઘણુંજ ઓછુ દે છે.

ઝાલા સુકીથી ૩ મૈલ છે, ને રસ્તો સીધોને ચડાવનો છે. તે ચડાવ છેક સુકી ગામ સુધીનો સખત છે. આ ગામમાં આશરે ૫૦ થી ૬૦ ઘરની વસ્તી છે, અને ઘરોનાં છાપરાં ઉપર સ્લેટીઆ પત્થરો પાથરી નળીઆની પેઠે છાપરાં છાઈ લીધેલાં હતાં, તેનો દેખાવ દૂરથી રળીયામણો દેખાતો હતો, રસ્તામાં અખરોટના ઝાડો વિશેષ પ્રયાણમાં આવ્યાં હતાં. તે રસ્તામાં સડકપર પણ ઠેક ઠેકાણે ઝરણાનું પાણી વહી જતુ હતું ને તે પાણીમાં થઇનેજ ચાલવું પડતું હોવાથી પગ અકડાઈ જતા હતા, તેવો રસ્તો પસાર કરી અમો ઝાલા ચટ્ટીએ આવ્યા.

અત્રે એક મોદીની દુકાનને ચટ્ટીનું સાધારણ છાપરૂં છે. ત્યાં ચટ્ટીની બહારની બાજુએ મોદીની બૈરી રાજગરાની ધાણી-માં ગોળ નાંખી બનાવેલા લાડુ, ચણા, અને અખરોટને ફોડીને તેમાંથી નીકળેલો ગળ વેચતી હતી. તેનીજ પાસેથી જાપાની લોકોને ચણા અપાવી સવા રૂપીએ શેરના હિસાબે ૧ શેર અખ-રોટનો ગળ લીધો, આ દુકાનદારની દુકાનમાં અત્રેની પેદાશના તાજા બટાકાનો ઢગલો મારેલો હતો. ત્યાં આગળ અખરોટને ચણા ખાઈ, રૂપીઆ ૧ ના ૧૨ શેરના ભાવે સસ્તા બટાકા મોદી આપતો હોવાથી થોડા બટાકા ખરીધ્યા.

## અત્રેના ખેતરો અને તેમાં થતા પાકનું વર્ણન.

આ પહાડી પ્રદેશમાં પણ ખેતી થાય છે. અમોએ ઠેકાણે ઠેકાણે પહાડનાં નાના ગામડાં આવતાં ત્યાં રસ્તાની આજુબાજુએ થતી ખેતી ઘણે ઠેકાણે નજરે જોઇ હતી, આ તરફનાં ખેતરો આપણા ગુજરાત કે કાઠીઆવાડની માફક બહુ વિસ્તારમાં નથી. ખેતરની હદ કોઈ પણ પ્રકારની થોરની કે કાંટાની વાડથી કર-વામાં આવતી નથી, પરંતુ માટીની નાની સરખી દીવાલોથી. અથવા પત્થરો ગોઠવી હદનું અલગ પણું બતાવેલું હોય છે. અત્રેની ખેતી જોવા જેવી છે. જ્યાં બેઠી અને પહોળી જમીન

હોય અથવા પહાડ ઉપર ટેકરી હોય તેના શિખરપરથી તે છેક નીચાણમાં તે પહાડની તલેટી સુધી નદીના બાંધેલા ઘાટની માફક બેથી ચાર હાથ પહોળાં એક ઉપર એક પગથીયાંની કે પરથાળની માફક ઉપરા ઉપરી ચડવા ઉતરવાના પગથીઆં માફકનાં ૮ થી ૧૨ કે ૧૫ હાથની લંબાઇનાં ને બે ફૂટની ઉંચાઈનાં ખેતરો ઘણે ભાગે હોય છે. તેમાં જ્યાં બળદ ફરી ન શકે ત્યાં હાથે ખોદીને, અને જરા વધારે પહોળી જગ્યામાં બળદથી ખેડીને ખેતી કરે છે. પહાડ ઉપરની ખેતીમાં ઘઉ, ચોખા, મગ, તલ, જવ, અડદ, બટાટા, રાજગરો વિગેરેની ખેતી મોટા ભાગે થાય છે, તેમજ યમુનોત્રી ગંગોત્રી તરફ કોદા નામનું રોટલા કરવાનું અનાજ પણ થાય છે. અત્રે પાણીનો દુકાળ કોઇ વખત પડતો નથી. આ ખેતરોમાં અવર નવર વરસાદ ભર ઉનાળામાં પણ વરસે છે, તેના પાણીથી અથવા છેક પહાડની ઉંચાઈએ આવેલા વહેતા પાણીનાં ઝરણોનું પાણી તે ખેતરોમાં વાળી લઈ ને કરેલા પાકને પાણી પાય છે ને ખપ કરતાં વધારાનું પાણી એક નીકને રસ્તે જવાનો નીકાલ કરેલો હોય છે.

યમુનોત્રીને રસ્તે ગંગનાણી, ને ગંગોત્રીને રસ્તે ધરાલી, કેદારનાથને રસ્તે ઉખી મઠ, અને બદ્રિનારાયણના રસ્તે જોશી મઠ સુધી, બારે માસ રહી શકાય છે, ને ત્યાં ખેતી થાય તેવો ફળદ્રુપ પ્રદેશ પણ છે. આ પ્રદેશમાં રહી બે પૈસા ખરચી પહાડોની કઢણોમાં મોટા વિસ્તારમાં ખેતી કરવાથી તમામ ખેતીની ચીજ ઉત્પન્ન કરી શકાય તેમ છે. અત્રે મજુરી પણ સસ્તી છે ને હવા પાણી પણ અવશ્ય આયુષ્યને વધારનારાં છે.

## વ્યાપાર કરવાની મુખ્ય વસ્તુઓ.

ખેતીથી ઊત્પન્ન થતુ થોડું અનાજને પહાડમાં નીપજતી બીજી ઔષધીઓ; કસ્તુરી, ખનીજ પદાર્થો, શિલાજીત, પસ્મીનો વિગેરે થતી ને બનતી ચીજો અત્રેથી વેચવા માટે દેશાવર ખાતે જાય છે. પહાડની વ્યાપારની ચીજ કુદરતી અને કૃતિમ બે પ્રકારની છે. કુદરતી ચીજમાં તેજ બળ પદ્મકાષ્ટ, અગર, તગર,

શુખડ, ઝેર મોહોરો, ભુતખદેરણી, સત્યાનાશી, જટામાંશી, વજ્ર-દંતી, ચમરી ગાયના કેશ ને હરણ, સાબરનાં, શીંગડાં ને ચામડાં જડીબુટીયો, લાકડાં, ઔષધિઓ, વનસ્પતિઓ, કસ્તુરી, ધોળુ ઉત્તમ મધ, ઊન, મોટી હરડે, આંખની દવા મમીરો, જાત જાતના પત્થર, સીધાલૂણ, વિગેરે છે. કૃતિમમાં પથ્થરમાંથી નીકળતો રસ. શિલાજીત, છે. કેટલેક ઠેકાણે બરૂઓની ઘણી ઝાડી પણ છે તેમજ નકકર અને પાતળા વાંસ અત્રે ઘણા થતા હોવાથી તેની સાહડીયો, ટોપલા, ખુરશીયો, વિગેરે પણ બનાવે છે. ખેતિનો લીલો, કુંઆર પાક જોતાં જોતાં અમો અત્રેથી ચાલતાં થયાં.

**હરસલ**—ઝાલાથી ૩ મૈલ છે ને રસ્તો સહેજ ઊતરાણનો આવે છે. તે ઊતરતાં ગંગાજીના વિશાળ પટમાં થઇ જવાય છે ને પટપૂરો થતાં પહેલાં નાળાની ઉપર લાકડાં નાંખી પૂલ જેવું કર્યું છે તે ઉતરી પાછા ગંગાના કિનારે કિનારે થોડી ચડાઇ ચડવા પછીથી સિધે રસ્તે ચાલતાં અમો ગૈલ (૧) જતાં એક નાની નદી આવી તેના ઊપરનો ખરસાલીથી યમુનોત્રી જતાં જેવો બે ફૂટનો લાકડાનો પૂલ હતો તેવોજ આ કામ ચલાઊ પૂલ હતો તેના ઉપરથી અમો ચાલતાં થયાં. આગળ જતાં થોડુ ખુલ્લું મેદાન આવ્યું. ત્યાં નદી નાળામાંથી તેમજ પહાડો ઉપરથી આવેલાં ઝરણાઓ પુષ્કળ હતાં, તેથી આ મેદાનના રસ્તામાંની બે ત્રણ ખેતરવા જેટલી જમીન ભીની ને જળમય હતી તેમાં આજે ચાલવાનું હતું. પાણીના ખાબોચીયાં તથા નાળાનાં ઝરણાં વિગેરેમાં પગરખાં સાથે ચાલી શકાય તેમ નહતું તેથી જોડા અને પગના મોજા કહાડી ચાલવું પડયું હતું; અને આજે પણ સવારના પહોરની ઠંડી સખત હોવાને લીધે ઊઘાડે પગે ચાલવું કઠિણ થઇ પડયું હતું, રસ્તામાં સર્વત્ર અણીદાર કાંકરી, પત્થર વિગેરે પગ સાથે અથડાતાં બહુ વેદના થતી હતી. જેપાન વિગેરે વાહનમાં બેસીને જનારને આ અનુભવ બીલકુલ થતો નથી ને તેઓ સુખરૂપ જઇ શકે છે જ્યારે હરસલ અહી ( ૦। ) માઇલ બાકી રહી ત્યારે એક

ગામ આવ્યું. અત્રે પણ ઘણા માણસો ઉનનાં કપડાં વણે છે. તેમજ પશ્મીના નામનું ઉંચું કાપડ પણ અત્રે વણાય છે, તે અમોએ સફેત, ને કાળું બે જાતનું જોયું. તેની કીંમત ઘણીજ ભારી લાગવાથી તે ન લેતાં અમો આગળ ચાલી થોડે દુર જતાં, રસ્તાની ડાબી બાજુએ હરસલ સાહેબનો બનાવેલો બાગ અને બંગલો આવ્યો તેના સામે સત્યનારાયણનું મંદિર, યાત્રીને ઊતરવાની ધર્મશાળા, ને એક મોદીની દુકાન છે. ત્યાં નહિં રોકાતાં એક નદી ઉપર બાંધેલો લાકડાનો ૮ ફુટનો પૂલ ઓળંગી આગળ ચાલ્યાં; ત્યાંથી ૨૦૦ કદમ દૂર જતાં બીજા નાના નાળાનો લાકડાનો પૂલ ઓળંગી જતાં તરતજ એક મોદીની દુકાન ને લાકડાની એક માળવાલી પાકી બાંધણીની મોદીની માલકીની ચટ્ટી આવી. ત્યાં અમોએ અમારો મુકામ કર્યો. ચટ્ટીના સામેજ ખુલ્લી પડાળીમાં અમોએ રસોઇ કરવાના શરૂ કરી ત્યાં મોદીની દુકાને સીધું લેવા જતાં પ્રથમ જણાવ્યા પ્રમાણે યમુનોત્રી ને ગંગોત્રી તરફનાં છાપરાંને બારણાં નીચાં ને નાના હોવાથી દુકાનમાં દાખલ થતાં મારા માથામાં છાપરાની આગળના મોહોતીયામાં નાંખેલી વળીનો ગોદો લાગવાથી ઘા પડી લોહી નીકળવા માંડયું જેથી સહેજ સેકી કોલનવોટરનાં ટીપાં પાડી, અમારી પાસે રાખેલું કાપુસ તેના ઉપર દાબી દીધું. આ રસ્તાઓમાં ઘરમાં પેસતાં ને નીકલતાં ઘણી જગ્યાએ પુરતી સંભાળ નહિ રાખવામાં આવે તો માથામાં વાગવાનો જરૂરજ સંભવ છે. અત્રે ઘી ઘણું સારૂ મલતું હોવાથી કેટલુંક કાચુ ઘી અમોએ ખાધું હતું. ત્યારબાદ મોદીની સાથે વાતચિત કરતાં અત્રે સફરજનનાં ઝાડો પુષ્કળ વાવવામાં આવ્યાં હતાં. મોદીએ પણ પોતાના ઘરની પાછલ સફરજનનાં ઝાડવાવી બાગ બનાવ્યો હતો, તે બાગ જોયો, મુંબાઈમાં ઘણી વખત સફરજન ખાતા હતા પણ તેનાં ઝાડ નજરે જોયાં ન હતાં તે આજે પ્રથમજ જોવામાં આવેલાં હોવાથી તે સુંદર ઘટાદાર નાજુક દેખાવનાં હોવાથી ચિત્તની પ્રસન્નતા થતી હતી. તે ઝાડ ઉપર સોપારી જેવડાં તૈયાર થયેલાં સફરજનો લાગેલાં અમોએ થોડાં

ચુંટી લીધાં હતાં અને તે ખાતાં સહેજ તુરાશ પડતો સફરજનનો સ્વાદ લાગતો હતો. ત્યાર બાદ મોદીની દુકાનમાં અત્રે સફરજન કેમ ઉત્પન થયાં અને તેનું વાવેતર પ્રથમ કોણે કર્યું તે પૂછતાં મોદીએ નીચે પ્રમાણે હકીકત કહી હતી, કે ટીહરી રાજ્ય તરફથી પરવાનો મેળવી હરસલ નામનો યુરોપીયન ગૃહસ્થ વેપારી અત્રેના દરેક જંગલોમાંથી ચીડ ને દેવદારના લાકડાંઓ કાપી તેને દેશાવર મોકલવા માટે કેટલાક વરસ સુધી અત્રે રહ્યો હતો, અને અત્રે રહી ઝાડો કાપવા વેહેરવા વિગેરે કામને માટે માણુસોની જરૂરી પડતાં પ્રથમ જે ગામ કહ્યું ત્યાં ઘણા માણુસોને બોલાવી ત્યાં ગામ વસાવ્યુ. તે હરસલ સાહેબે વસાવેલું હોવાથી તે ગામનું નામ હરસલ રાખ્યું અને તેથી ચટ્ટિનું નામ પણ હરસલ ચટ્ટી કહેવાય છે, અને ગામના નાકા પર પોતાના રહેવા માટે બંગલાના આકારનું સુંદર મકાનને ડેહેલું બનાવી તે અત્રે ઘણો વખત રહ્યો હતો, તેમણે જંગલમાંનાં લાકડાં દેશાવર ખાતે મોકલી લાખો રૂપીયાની ઉપજ કરી હતી. તેજ સાહેબે પ્રથમ સફરજનનું બીજ લાવીને અત્રે સફરજનની પણ ઉત્પત્તિ કરી હતી. ગરમ દેશોમાં સફરજનો થતાં નથી પણ સખત ટાઢ વાળા કે પડતા બરફ જેવા દેશોમાં સફરજનની પેદાશ થાય તેમ જાણી તેમણે આ પ્રથમ અખ્તરો અજમાવ્યો હતો ને તેમાં તેમણે પુરેપુરી ફતેહ મેળવી હતી. હાલ પણ એમનો સફરજનનો બાગીચો મોજુદ છે; અને તેમાં ઘણો સારો પાક ઉતરે છે. એટલુજ નહિં પણ પ્રથમ વાવેતર તેમણે શરૂ કર્યો પછીથી લોકોને તે ફાયદાકારક માલમ પડવાથી પાણીની જ્યાં જ્યાં સગવડ છે, તેવે તેવે સ્થળે હરસલ ચટ્ટિની આજુ બાજુ દશથી બાર જગ્યાએ સફરજનનું વાવેતર હાલમાં થયેલું છે. હાલમાં હરસલ સાહેબ કે તેનું કોઇ પણ માણુસ રહેતું નથી. તેની સર્વે સ્થાવર મીલકતો અને બગીચો ટીહરી રાજ્યના હસ્તક છે, અને રાજ્ય તરફનો અધિકારી તેની સર્વ વ્યવસ્થા કરે છે. અમોએ આ હકીકત તેના મોઢેથી સાંભળી ખરી પરંતુ

તેમનો બગીચો વિગેરે જોવા માટે આ વખતે ગયા હતા નહિં. ત્યારબાદ મોદીને સફરજન આપવા માટે કહ્યું તો તેણે કહ્યું કે તમે આવતી વખતે તે બગીચામાંથી સફરજન વેચાતા લેશો તો મલી શકશે. મારી પાસે હાલ સફરજન નથી પરંતુ તેની કરેલી શુકવણી થોડી મારી પાસે નમુના દાખલ છે, તે જુઓ એમ કહી તેણે અમને તે સુકવણી બતાવી, અને કહ્યું કે હું એક યુરોપીયન પાસે પરદેશમાં સફરજનના વાવેતરના ખેતરોમાં કામ કરતો હતો ત્યાં આગળ ઘણા પ્રમાણમાં સફરજન થતાં. તે પૂરતા પ્રમાણમાં ખપે નહિં અને તેનો સંગ્રહ કરી રાખવા છતાં જ્યારે તેનો બગડવાનો સંભવ જણાય ત્યારે તેને કાપીને કડકા કરી સુકવી તેની થયેલી કાત્રીને ભરી રાખી દૂરના દેશોમાં વેચવાને માટે મોકલતો ને તેનો ભાવ પણ સારો આવતો હતો. એ પ્રમાણે જોયેલી હકીકતથી મને પણ સફરજનની સુકવણી કરવાની ટેવ પડી; તેથી હું આ પ્રમાણે શુકવણી દર વર્ષે કરૂં છું, અમોએ તેને પૂછયું કે આ સુકવણીનો શું ઉપયોગ કરો છો ? ત્યારે તેણે કહ્યું કે આ સુકવણી સફરજનની માફક ખાઈ શકાય છે, અને મોંમાં આવતાં તે ફુલે છે, અને સફરજનની માફક મીઠો ને મધુર સ્વાદ લાગવાથી ખાવાની મઝા પડે છે. તેમજ વળી, તેને ગરમ પાણીમાં નાંખી, ઉકાળી, તેમાં થોડી સાકર નાંખવાથી સફરજનનો મુરબ્બો થાય છે. અને તે રોટલી વિગેરે દરેક વસ્તુઓની સાથે મેળવીને ખાતાં ઓર મઝા પડે છે. તેમજ, તેમાં થોડા પ્રમાણમાં પાણી નાંખી, ઉકાળી, એલચી અને સાકર નાંખી, ઘટ બનાવી, એક બરણીમાં ભરી રાખવાથી મુરબ્બાની માફક એક મહિના સુધી વગર બગડે અથાણા કે ચટણીની માફક પણ ખાઇ શકાય છે. આ પ્રમાણે સફરજનના ઘણા ઉપયોગો તેણે કહ્યા ને તેની પાસેથી અરધા શેરની આશરેની સુકવણી વગર મૂલે લઇ તેને બક્ષિસ તરીકે આઠ આંના આપ્યા હતા. અત્રે જમી પરવારી થોડો આરામ લઈ અમોએ સાંજના ચાલવા માંડયું.

ધરાલી—હરસલથી ૨ માઇલ છે ને રસ્તો ઘણે ભાગે સીધોને સહેજ ચઢાઈનો છે. શરૂઆતમાં મોદીની દુકાન મૂકી ૨૫ કદમ આગળ ચાલતાં ગંગા નદી ઉપરનો ૨૫ થી ૩૦ ફુટની લંબાઈનો લાકડાનો પૂલ પસાર કરી આગળ ચાલવા માંડયું. અત્યાર સુધી અમારા રસ્તાથી જમણા હાથ તરફ ગંગાજી આવતાં હતાં, જ્યારે હવે હમારા ડાબા હાથ તરફ ગંગાજી રહ્યાં હતાં, અત્રેથી ધરાલી સુધીમાં વચ્ચે કેટલેક ઠેકાણે પાણીનાં ઝરણો ઉપરના લાકડાના પૂલો ઉતરવા પડયા હતા, ને રસ્તાની બન્ને બાજુએ દેવદારનું સુંદર વન ગીચોગીચ છવાઇ રહ્યું હતું, અને તેનો સુગંધ સુખડની માફક ચોતરફ પ્રસરી રહી. મગજને આનંદ દાયક લાગતો હતો. ત્યાંથી આગળ ચાલતાં ગંગોત્રીની યાત્રા કરીને પાછા ફરતાં યાત્રિયોએ અમારી નજીક આવતાં **બોલો ગંગા માઇકી જે** નાકર્ણ પ્રિય ઉચ્ચારો કર્યા કે અમો એ પણ **ગંગા માઇકી જે**ના પવિત્ર શબ્દો સામા કર્યા. અત્રે યાત્રામાં એવો રીવાજ છે કે જતા આવતા યાત્રીઓ એક બીજાને સામા સામી મળે છે તે વખતે જે તીર્થે જતા હોય અથવા નજીકના જે તીર્થેથી આવ્યા હોય તે તીર્થના મુખ્ય દેવની જય બોલાવતા દરેક યાત્રીઓ જયના પોકારો અતિ હર્ષ સાથે કરે છે, અને તે વખતે પરસ્પર દરેકને મનમાં પ્રેમની ઊર્મિનો અત્યંત આનંદ થાય છે.

યમુનોત્રીના રસ્તામાં ચાલતા હોઇએ તે વખતે એક યાત્રી કહે કે બોલો યમુના મૈયાકી જય; તેમજ ગંગોત્રીને રસ્તે જતાં બોલો ગંગા મૈયાકી જય; ત્રિયુગી નારાયણના રસ્તે બોલો ત્રિયુગી નારાયણકી જય; કેદારને રસ્તે, બોલો કેદારનાથસ્વામીકી જય; અને બદ્રીનારાયણના રસ્તે બોલો બદ્રીબિશાલ લાલકી જયના પરસ્પર ગંભીર ગર્જનાની માફકના ઉચ્ચારો હર્ષમાં આવી જઈ બોલે છે. તેનો મધુર ધ્વનિ કર્ણ પ્રદેશમાં અથડાતાં મન તે તે દેવને વિષે તલ્લીન બની જાય છે. એટલુંજ નહીં પણ જે તીર્થે જતા હોઈએ તે તીર્થના દેવની જય પ્રથમ બોલાવી તેની સાથે

જ લાગલાગટ બીજા દેવોની પણ જયની ગગન ભેદી ગર્જનાઓ યાત્રીઓ કરે છે, જેમકે યમુનોત્રીને રસ્તે જતાં હોઈએ ત્યારે પરસ્પર મલતાં બોલો યમુના મૈયાકી જયનો અવાજો પ્રથમ કરી, ત્યારબાદ બોલો ગંગા મૈયાકી જય, બોલો ત્રિયુગી નારાયણકા જય, બોલો કેદારનાથ સ્વાંમીકી જય, બોલો બદરી બિશાલ લાલકી જય, એ પ્રમાણે બધા દેવોની જય પણ ગર્જના સાથે પ્રથમ એક જણના બોલવા સાથે દરેક યાત્રી સપ્રેમ બોલે છે. તે વખતે હૃદયાનંદ રૂપી ઊર્મિના ઉદધિમાં આત્માનંદ રૂપી ઉછાળા ઉછળી રહે છે. ત્યાંથી આગળ ચાલી અમો ધરાલી ચટ્ટીએ આવ્યા. અત્રે જયપુરનાં મહારાણીએ બંધાવેલી કંપાઉંડને છુટા ચોક સહિત ભોયતળીયા ઉપર બીજા બે માળ વાલી તદ્દન લાકડાંથી બનાવેલી વિશાળ ધર્મશાળા સુખ સગવડ વાળી છે, પરંતુ વાસણ, ચટાઇ વિગેરે સાધનોનો અભાવ છે. ધર્મશાળાના કંપાઉંડની બારીની સામે નજીકમાંજ મોદીની દુકાન છે. અને ત્યાં ગંગાજી થોડા ખુલ્લાપટમાં વહે છે. ત્યાં એક શિવ મંદિર છે. દેવળમાં સતત પાણી રહ્યા કરે છે, ને લિંગ પાણીમાં ગુપ્ત રહેલું છે. મંદિરની પાસેજ ગુપ્ત ગંગા કે દૂધ ગંગાનું ઝરણુ વહે છે. આ ચટ્ટીથી સામે કિનારે ગંગોતરીના પૂજારીઓ અને પંડયાઓને રહેવાનુ મુખવા નામનું ૧૦૦) થી સવાસો ઘરોનું ગામ છે. તે ગામને મુખી મઠ પણ કહે છે, અને ત્યાંથી કિનારે કિનારે ગંગોત્રી તરફ જતાં પોણા માઈલથી એક માઈલ પર માર્કંડેય નામના મહાદેવનું દેવળ છે. ગંગોતરીમાં શિયાળામાં બરફ પડતાં જ્યારે ત્યાં રહી શકાતું નથી ત્યારે ગંગાજીનાં મંદિરનો પટ બંધ કરી, ગંગાજીની મૂર્તિને પાલખીમાં પધરાવી, આ સ્થળમાં લાવે છે, અને અત્રે સ્થાપન કરી ૬ માસ સુધી શ્રી પતિત પાવની ગંગાજીની મૂર્તિનુ અત્રેજ પૂજન અર્ચન થાય છે. જ્યારે પટ ખુલવાનો સમય મેષ સંક્રાન્તિમાં શરૂ થાય છે, ત્યારે વળી અત્રેના ગંગાજીના પૂજારીઓ ગંગાજીની મૂર્તિને પાલખીમાં પધરાવીને ગંગોત્રી લઈ જઇ દેવળમાં પધરાવી ૬ માસ સુધી ત્યાં

જ પૂજન અર્ચન કરે છે, અને તેથી પટ ખુલતાં યાત્રીઓ ગંગાજીનાં દર્શનાર્થે ગંગોત્તરીએ જઇ શકે છે.

ડાક બંગલો—થરાલીથી, ૪ મૈલ છે ને રસ્તો ઘણે ભાગે સહેજ ચઢાઈનો ને સીધો છે.

અત્રેથી બે માઈલ ગંગોત્રી તરફ જતા સુધીમાં જયપુર તરફના પાકા ઘડેલા પત્થરો થોડે થોડે દૂરથી થપ્પીબંધ રસ્તા પર ગોઠવેલા માલમ પડતા હતા. તેને વિષે જાપાનીઓને પૂછતાં તેઓએ કહ્યું કે જેપુર મહારાજા તરફથી શ્રી ગંગા માતાજીનું નવું મંદિર હાલમાં બંધાઇ તૈયાર થઇ ગયું છે. તે દેવળ બંધાવા માટે લાવેલા પત્થરો દેવળ બંધાવતાં વધારાના બાકી રહેલા તે આ રસ્તે ગોઠવેલા છે, હરસલ ચટ્ટી મુકયા પછીથી તે છેક ભૈરવ ઘાટી સુધીના રસ્તાની આજુબાજુ ધીચોધીચ આવેલાં ચીડને દેવદારનાં ઝાડોનું ગીચ જંગલ રસ્તાથી ઘણા મૈલોના વિસ્તાર સુધીમાં આવી રહેલું છે. તે ઝાડોમાંથી ચાલતી વખતે આવતો સુગંધમય પવન મનને આનંદ આપી મગજને તર કરી દેતો હતો રસ્તાની બન્ને બાજુએ ઘટા છવાઇ રહેલી હોવાથી જંગલનાં ગીચ ઝાડોની ને રસ્તાના દેખાવો સુરમ્ય ને મનોહર લાગતા હતા, અને ઠેક ઠેકાણે પહાડો પરથી પડતા પાણીના ધો ધો આશ્ચર્ય ઉપજાવતા ખળખળાટ કરતા ઉંચેથી પડતા હતા, અને ટાઢને લીધે પડતાની સાથેજ કેટલેક ઠેકાણે તેનો બરફ જામી જતો હતો. અત્રે ટીહરી રાજ્ય તરફથી મોટા વિશાળ ઝાડોને કાપી તેના ૬ ઇંચિની સમ ચોરસની પહોળાઈના અને ચારથી પાંચ ઇંચ લંબાઈના ટુકડા તૈયાર કરાવીને તેની ઠેકઠેકાણે ગંગાના કિનારાપર થાપીચો ખડકી રાખેલી હોય છે. અને ઝાડ કાપવા વહેરવા, ટુકડા કરવા, ને તેને છેડે ઈંગ્રેજી મારકા કોચીને કરવા, કિનારાપર લઈ થપ્પી મારવા, પાણીમાં તરત કરવા, ને ખરાબે અચકાઈ ગએલા ને કહાડવા માટે, હજારો માણસો તે કામ કરવા નીમી દીધેલા હોય છે, અને તે દૂર દૂરના જંગલોમાંથી એ પ્રમાણે છોલીને તૈયાર કરેલા ટુકડા, ગંગાના કિનારા પર ઠેક ઠેકાણે ગોઠવેલા,

અમારા જોવામાં આવતા હતા. તે કટકા ઘણે ભાગે રેલવેના પાટા નીચે ફુટ ફુટના અંતરે નાખેલા આડા લાકડાના ટુકડા જેવા હોય છે. આજ કામનો કંટ્રાક પ્રથમ હરસલ સાહેબને આપ્યો હતો. તેમાં તેણે લાખો રૂપીઆ પેદા કરેલા હોવાથી તેનાં વર્ષો પૂરાં થતાં ટીહરી રાજ્ય તરફથી નિમાયેલા અધિકારી પોતેજ આ કામ કરે છે અને તેમાં લાખો રૂપીઆની પેદાશ હોવાથી કંટ્રાક્ટ નહિ આપતાં રાજ્ય પોતાને ખરચે કાપવા વિગેરેની વ્યવસ્થા કરી તેમાં ઘણો સારો નફો મેળવે છે. આ કટકાઓને દેશાવર મોકલવા માટે, જ્યારે ઉનાળામાં સખત તાપ પડી પહાડો પરનો બરફ પુરતા પ્રમાણમાં ઓગળે છે ત્યારે અસંખ્ય શિખરો પરથી બરફનું પાણી થઈ ઝરણાંની માફક તે પાણી ગંગા નદીમાં વહી આવે છે. અને ગંગાજીમાં રેલની માફક પૂર આવે છે ત્યારે તે લાકડાંના કટકાઓ ગંગાજીમાં નાખતાં તણાતા તણાતા છેક હરદવાર સુધી ચાલ્યા જાય છે અને ત્યાં નિમી રાખેલા માણસો તે કાઢી લે છે, અને કોઇ કટકાઓ કદાચ પત્થરો સાથે ખરાબે અચકાઇ જાય તો તેમને પાણીના વેગમાં નાખી તણાતા કરવાને બબ્બે ત્રણ ત્રણ માઇલના અંતરે પગારદાર માણસો નીમેલા હોય છે, તેઓ હંમેશાં નદીમાં તપાસ રાખ્યા કરે છે, અને જે લાકડાંના કટકા અચકાઈ ગયા હોય તેમને પોતે પાણીમાં પડીને વહેણમાં તણાતા મુકે છે અથવા તો વાંસના ગોદાથી ધકકેલીને પાણીમાં તરતા કરે છે, એ રીતે જંગલોનાં લાકડાં વગર મહેનતે ને થોડે ખરચે હરદ્વાર પહોંચી જાય છે. ત્યાંથી જ્યારે ડાક બંગલો એક ફર્લાંગ રહ્યો એટલે ગંગા નદીની ઉપર બાંધેલો લાકડાનો પૂલ ઉતરવા પછી ગંગાજી જમણે હાથે રહ્યાં, તે ચઢાવ ચઢતાં અમે ડાક બંગલે આવી પહોંચ્યાં."

અત્રે આવી તેમના રક્ષકને પૂછી, ભાડુ ઠરાવી બંગલાના એક રૂમમાં અમો રહ્યાં ને બીજામાં જેપાનીને બોજાવાળાને રાખ્યા. રાત્રે રહેવાનું ભાડું માણસ દીઠ અરધો આનો આપવું પડયું હતું. અત્રેનો રક્ષક બ્રાહ્મણ હતો, અને તે દુકાનદારનું

કામકાજ કરતો હોવાથી સીધું સામાન પણ વેચતો હતો તેથી દરેક જેપાનીને ઓઝાવાળા સીધું લઇને જમ્યા. રાત્રે ટાઢ સખત લાગતી હતી, અને પાણી છેક પૂલની પેલી બાજુએ વહેતા ઝરણામાંથી લાવવું પડતું હતું, અમોએ પણ મોદીની પાસેથી ચણાને કીસમીસ લીધી ને સર્વેને વહેંચી આપીને ખાધી. યાત્રીની સંખ્યાને ત્યાં રાત રહેવામાં થએલી સુખ સગવડની યાદી તેની નોંધ બુકમાં સવારે અમે લખીને અમારી સહી કરી આપી. આ ડાક બંગલાને ગુજરાતીમાં મુસાફરી બંગલો કહે છે. ત્યાંથી હમોએ પાછી મુસાફરી શરૂ કરી.

અત્રે ઘણે ભાગે ચીડ, દેવદાર, અને સીતા સોપારીનાં ઝાડ છે તે ઝાડ સુશોભિત, ઘણાં જાડાં, ફરતા ઘેરાવા વાળાં અને મજબૂત હોય છે. તેનો દેખાવ અતિ આનંદ દાયક લાગે છે. દેવદારનાં ઝાડ સુગંધમય અને ખુશબોદાર હોય છે. ને મગજને તર કરે તેવાં આનંદદાયક લાગે છે. આપણે ત્યાંનાં સરૂનાં ઝાડ જેવી ચીડ અને દેવદાર જેવાં ભવ્ય ઘટાદાર વૃક્ષોની અનુપમ છાયા હતી પણ સરૂનાં ઝાડ જ્યારે ૫૦ થી ૬૦ ફુટની ઉંચાઇનાં હોય છે ત્યારે આ ઝાડ લગભગ ૧૦૦ ફુટથી ૪૦૦ ફૂટ જેટલી ઉંચાઇનાં હોય છે તે ખજુરી, નારિયેલ, કે તાડનાં ઝાડની ઉંચાઇને પણ વિસરાવે એટલાં કે કોઈ કોઇ તો એનાથી પણ બમણી ઉંચાઇનાં અમારા જોવામાં આવતાં હતાં. આ ગગન ગામી ઝાડના ઝુંડની ઝાઝી ઝાડી જોઈ મનને મોટા વિશાળ વિસ્તારવાળા બાગનું જ ભાન થતું હોય એમ લાગતું હતું. સીતા સોપારીનાં ઝાડની ઉંચાઇ એટલી બધી હોતી નથી, અને દેવદાર કરતાં પણ ચીડનાં ઝાડની કેટલીક વિશેષ ઊંચાઇ હોય છે. તે થડથી તે છેક ટોચ સુધી સીધું દોર જેવું હોય છે, તેથી ઈમારતી કામમાં તે લાકડું વપરાય છે. ચીડનાં ઝાડની સળીઓ જ્યાં જ્યાં રસ્તામાં વેરાયલી હોય ત્યાં ત્યાં સંભાળીને ચાલવું, કેમકે તેના ઉપર પગ પડતાં તે સળી ગોળાકાર હોવાથી, પગ ઠરતો નથી અને લપસી જાય છે, તેથી પડી જવાનો સંભવ છે, ને તેનો આકાર

લીંબડાની પાન વગરનીજ સળી જેવોને તેટલોજ લાંબો હોય છે, રસ્તામાં ચીડનાં ઝાડનાં મોટાં મોટાં ફુલ પડેલાં દીઠાં એ ફુલનું વર્ણન કરવું અશક્ય છે. ફુલ નારિયેલ જેવડુ હોય છે. એની પાંખડી કઠણ હોય છે, છતાં આ ફુલ આકારે બહુ સુંદર હોય છે તે લગભગ સીતાફળના આકારની સમાન હોય છે. એક ડીંટના માથામાંથી આંગળીના ટેરવા જેવડી જેવડી અસંખ્ય પાંખડીઓનો જાણે એક ફુવારોજ ફુટયો હોય તેમજ જણાય છે પણ રંગ કે વાસનું તો નામજ ન પુછો. લાકડાનોજ રંગ અને લાકડાનીજ વાસ છે. અત્રેના પહાડોમાં ઘર બનાવવાનાં કામમાં દેવદાર અને ચીડનું લાકડુ વપરાય છે.

**ભૈરવઘાટી**—ડાક બંગલાથી ૨ મૈલ છે ને રસ્તો એક મૈલનો સહેજ ઊતરાઇનો ને ત્યાર પછી એક મૈલનો ચઢાઈનો સખત આવે છે.ડાકબંગલાથી એક મૈલ જતાં બે રસ્તા આવે છે. જેમાંનો ડાબા હાથ (બાંયે હાથ) તરફનો રસ્તો ટિબેટ ને ભૂતાન તરફ નેલંગ સુધી જાય છે. જેને અત્રેથી ટિબેટ ને ભૂતાન જવાની ઇચ્છા હોય તેને સરકારી પાસ લેવાની જરૂર પડે છે. વ્યાપાર કરનાર ભોટીયા લોકો સરકારી પાસ લેઈ આવ જાવ કરી શકે છે. વગર પાસે આ રસ્તે ચાપરંગ નામની સરકારી ચોકી સુધી જઈ શકાય છે. ત્યાંથી આગળ જનારને પાસ લેવો પડે છે, અને જમણા હાથ (દાહિને હાથ) તરફનો રસ્તો ગંગોત્રીનો હોઇ,ભૈરવઘાટી જાય છે. ભૈરવઘાટીને ભૈરવ ઝાંપો અથવા જાંગલાની ચટ્ટી પણ કહે છે. અત્રેથી ડાબા હાથ તરફના ઉપરના રસ્તે થઈ ભૈરવઘાટીએ પ્રથમ જવાતું હતું, પરંતુ તે રસ્તે જતાં એક ઝોલાપુલ ઉતરવો પડતો હતો, તે ઝોલો મહા ભયાનક ને વિકટ હતો તેથી યાત્રીઓ મહા કષ્ટે ને ધ્રુજતે હૃદયે તે ઝોલો પસાર કરતા હતા. કેટલાક યાત્રીઓ તો આ પૂલ ઉપરનોજ ઝોલો દેખીનેજ ગભરાતા, અને સુખપૂર્વક નિર્વિઘ્ને પૂલ પસાર કરવા માટે ભૈરવનાથને નૈવેદ્ય ધરાવવાની બાધા રાખતા હતા, ને પૂલ ઊતર્યા પછી ભૈરવઘાટીએ ભૈરવનાથનાં મંદીરમાં જઈને તે માનતા પુરી કરતા હતા. આ પૂલ

પાણીની સપાટીથી ૩૦૦ ફુટની ઊંચાઇએ છે. અને નદીના આજુ બાજુ બન્ને પહાડોના ઉપર ગોઠવેલો લોઢાનો ઝુલતો પૂલ છે. આ પૂલ ઉપર એક માણસ જતો હોય ત્યારે બીજો માણસ જઇ કે આવી શકતો નથી, તેમજ જનાર માણસ જ્યારે સામા કિનારે જઇ પહોચે ત્યારેજ બીજો માણસ પૂલ પર ચઢી શકે છે. આવી કષ્ટ પ્રદસ્થિતિને દુર કરવા માટે ટીહરી રાજ્ય તરફથી જમણા હાથના જવાને રસ્તે એક બીજો નાનો પૂલ બાંધવામાં આવ્યો છે. જેથી દરેક યાત્રીઓ હવે તે જમણા હાથને રસ્તે ના ના પૂલ ઉપરથી જાય છે. જ્યારે આપણે ના ના પુલ ઉપરથી પસાર થઈએ છીએ ત્યારે પણ ઉપર વર્ણવેલો ભયંકર પૂલ આપણી નજરે દેખાય છે. ત્યાંથી જોતાંજ જોનારના હાજા ગગડી જાય છે ત્યારે એ પૂલ ઉપરથી જે યાત્રીઓ જતા હશે તેઓની શી દશા થતી હશે તે વાચક વર્ગને વિચારવા જેવું છે. છતાં પ્રથમ કરતાં હવે આ યાત્રામાં પણ રસ્તાઓ ઘણા ખરા સુધરી ગયા છે. જુના વખતમાં આ પહાડી પ્રદેશની યાત્રા કરવાને જ્યારે કોઇ શ્રધાળુ યાત્રી જતા ત્યારે તેઓ પોતાની માલ મીલકત પોતાનાં હકદાર વારસોને બતાવી વહેંચી નાખતા; અને જનાર પોતે મોતનુંતેડુ સ્વીકારીનેજ પ્રયાણ કરતા જેમ ખરો ક્ષત્રી બચ્ચો. કેસરીયાં કરે તેમ, યાત્રાએ જનાર ઘર વિગેરેનો બંદોબસ્ત કરી. કેશરીઆં કરવાની માફક, હિમ્મત કરીનેજ જતા, કેમ જે યાત્રામાં વખતે તબીયત બગડે તો પ્રભુ સિવાય બચાવનાર કોઈ નથી તેમ તે જાણતા હતા. પણ હાલતો કેટલેક ઠેકાણેથી તાર કરી શકાય છે, જરૂર પડવે મનીઓડરથી પૈસા મંગાવી શકાય છે, અને સાજેમાં દે સગાં વહાલાંની મદદ પણ મેલવી શકાય છે, એટલુંજ નહીં પણ કેટલેક ઠેકાણે દવાખાનાં યાત્રીઓ માટે ખોલેલાં છે ત્યાંથી મફત દવા પણ મલે છે. છતાં હજુ પણ યમુનોત્રી ગંગોત્રી તરફના રસ્તે જોઇતી ઘણી ખરી સગવડોની વિશેષ ખામી છે.

ઉપર વર્ણવેલો ભયંકર પૂલ ભોટ દેશથી આવતી ભોટ

ગંગા ઉપરનો છે, ને તે પૂલથી આગળ ૨૫ કદમ દૂર જતાં ભોટ ગંગા ભાગીરથી ગંગા સાથે મળી જઈ તેનો સંગમ થાય છે. આ ભોટ ગંગાનુ વહેણુ પણ ગંગાજીની માફક જોરમાં વહી ગર્જના કરતું કરતું મોટા મોટા પહાડો તોડી ફોડીને આવતું હોય તેવું જણાય છે. અને દેખાતી પાહાડોની પાતાળ જેવી વિશાળ ખીણો અને ચોમેર ઝાડીમાં ઊગેલી તરેહ તરેહની અનેકે વનસ્પતિઓના કુદરતી રમણીય દેખાવો આજે ઠેક ઠેક બો-હોળા પ્રમાણમાં જણાતા હતા. આ ભાગીરથી નદીને ભોટ ગંગાના સંગમથી થોડે દૂર એક ગુફા જેવું જણાય છે. તે ગુફામાં જન્હુ નામના એક તપસ્વી ઋષિ તપ કરતા હતા. જ્યારે ભગીરથ રાજા પોતાના પિત્રીઓના ઉદ્ધારને અર્થે ગંગાજીને પ્રસન્ન કરી તેમને સ્વર્ગથી પૃથ્વી પર લઈ આવીને જ્યારે આ સ્થળે આવી પહોંચ્યા ત્યારે ગંગાજીના જવાન માર્ગમાં પર્ણકુટી પાસે બેઠેલા ઋષિ તપ કરતા હતા. તેમની ભગીરથ રાજાએ પ્રાર્થના કરી કે પ્રભુ, તમે આઘા ખસો, પાછળ ગંગાજી ઝડપથી આવે છે તેમને જવા માટે માર્ગ આપો, નહિ તો આપ ગંગાના જળમાં તણાઈ જશો. એમ રાજાના કહેવા છતાં પણ તે મુનિ પોતાના આસન પરથી ઉઠયા નહિં અને જ્યારે ગંગાજી જોસ ભેર આવતાં જણાયાં તે વખતે બે હાથ પહોળા કરી ખોબામાં ગંગાજીને સમાવી દઈને તેનુ જળ પાન કરી ગયા, જેથી ગંગાજી તરતજ અલોપ થઈ ગયાં, આ પ્રકારની આશ્ચર્ય કારક ઘટના જોઈ ભગીરથ રાજા અત્યંત નિરાશ થયા ને ઋષિને વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા, અને પોતે મહાન પરિશ્રમ કરીને પિત્રી-ઓના ઉદ્ધારને માટે લાવેલાં ગંગાજીને પુનઃ પ્રગટ કરવાની આજીજી કરવાથી, તે દયાલુ તપસ્વી મુનિએ પોતાની જાંગમાંથી ગંગાજીનો અસ્ખલિત પ્રવાહ ચાલુ કર્યો, જેથી જન્હુ મુનિના નામ પરથી ગંગાજીનું નામ પણ જન્હુકન્યા અથવા જાન્હવી ગંગા પડયું.

ત્યાર પછી ભૈરવઘાડીના પહાડ પરથી આવતી ભૈરવોદક

ગંગા કે ભૈરવી ગંગા નામની નાની નદીનો આ પૂલની પાસે સંગમ થાય છે. આ નદીનાં પાણીનો રંગ પીળાશ પડતો છે. ગંગાની સાથે તેનો મેળાપ થતાં પહેલાં આ ભૈરવી ગંગામાંના પત્થરો તથા આજુ બાજુ કિનારાની માટી પણ પીળા રંગની દેખાય છે. એ ભૈરવી ગંગાનું પાણી સહેજ ખરસુરૂ અને સ્વાદમાં કસાયલું લાગે છે. આ પાણીને પીવાથી ઘણા પ્રકારના પેટના રોગ મટી જાય છે, અને જુલ્લાબ થાય છે, જેથી રોગીને ચઢેલા સોજાઓ પણ આ પાણીથી ઉતરી જાય છે. આ પાણીને મુંબાઈ, કલકત્તા, જેવાં મોટાં શહેરોમાં દવાવાળાઓને ત્યાં બાટલીઓ ભરી પેક કરીને મોકલવામાં આવે તો. આ પાણીના ગુણથી. દવા વાળાઓ તેનો ઘણો સારો ઉપયોગ કરી શકે. જેમ વિલાયતથી. ઝરાના પાણીની આવતી બાટલીઓ અમુક રોગો. ઉપર અકસીર જણાય છે તેમ આ પાણી. પણ જરૂર રોગ મટાડવામાં ઘણુંજ ઉપયોગી અને ફાયદાવાળું નીવડે તેમ છે.

ત્યાંથી ભૈરવઘાટી તરફ જતાં સખત ચઢાઈ ચઢતાં ચઢતાં બે જગ્યાએ વિસામો લેઈ, અમો ભૈરવઘાટીએ આવી પહોંચ્યાં. અત્રે મોદીની દુકાન ને કાળી કામળીવાળાની ધર્મશાળા છે, અને એક નાની દહેરીમાં બિરાજેલા ભૈરવનાથનાં દર્શન થાય છે. દેવળની સામે પાંચ હાથને છેટે પાંચ હાથ સમચોરસ અને અડધા હાથની ઊંચાઈનો છાપરા સહીતનો એક સભામંડપ છે. અત્રે વિસામો લેઇ જાપાની લોકોએ બીડી તમાકુ પીવાને તાપણી સળગાવી, ત્યાં અમે સર્વે તાપવા બેઠા. આ વખતે અમારી પાસે અત્રેનો મોદી આવ્યો અને કહેવા લાગ્યો કે તમારા આવવાની વાત મને ગઈ કાલે એક યાત્રીએ કહી હતી તેથી તમારા માટે મેં બે રહેવાના મુકામો તથા સીધા પાણીની સઘળી વ્યવસ્થા કરી રાખી છે, જેથી આપ સર્વે આજે અહીંઆંજ રહી જાઓ. પણ આ વખતે સવારના આઠ વાગેલા હોવાથી ને અત્રેથી છ માઈલ પર ગંગોત્રી જવાનું હોવાથી અમોએ તેની માગણી કબૂલ રાખી નહિં, પણ કહ્યું કે ગંગોત્રીથી પાછા ફરતી વખતે

અમો જરૂર અત્રે રહીશું. એટલે દુકાનદારે કહ્યું કે આપ આવતી વખતે અત્રે જરૂર રહેજો. અમે તેને હા કહી ગંગોત્રી તરફ ચાલવા માંડયું. આ ચટ્ટી ઉપર પ્રથમ પાણીની ઘણી તંગી હતી ને તે ઘણે દૂરથી લાવવું પડતુ હતું, પણ હાલમાં કોઇ ઉદાર સખી ગૃહસ્થ તરફથી કાળી કામળીવાળા મહારાજની મારફતે અત્રેથી ગંગોત્રીના રસ્તે જતાં પોણા મૈલ પર એક પાણીનું ઝરણું છે, તે ઝરણામાંથી પહાડના કિનારે કિનારે લાકડાને કોરી તેમાંથી બનાવેલી પડનાળો એક પછી એક ગોઠવીને તે પાણી એક કુવાના આકારે બનાવેલી ટાંકીમાં સતત પડયા કરે છે. ટાંકી ભરાતાં જો વિશેષ પાણી હોય તો ઉપર થઇ ચાલ્યું જાય છે. આ ટાંકીમાંથીજ સઘળા યાત્રીઓ જોઈતા પાણીનો ઉપયોગ કરે છે. આ પાણી પુરૂં પાડનાર પરોપકારી ગૃહસ્થનાં યાત્રીઓ મુક્ત કંઠે વખાણ કરે છે, અને આવા પરોપકાર માટે તેને આશીર્વાદ આપે છે. ધન્ય છે તેવા ગૃહસ્થોની ઉદાર પરોપકાર વૃત્તિને કહ્યું છે કે 'परोपकराय सतां विभुतयः॥

ગંગોત્રી, ભૈરવઘાટીથી ૬ મૈલ છે; ને રસ્તો ઘણે ભાગે સીધો ને સહેજ ચઢાઇ ઉતરાઈનો છે. જ્યારે ૦। મૈલ ગંગોત્રી દૂર રહી એટલે બન્ને મોટા કિનારાઓના મધ્યમાં વહેતા ગંગાજીના વહેણમાં ગૌરી કુંડવાળું સ્થળ આવ્યું. જેપાનીઓએ અમોને કહ્યું કે અત્રે સામેના કિનારાથી અંદરની બાજુ ગંગાજીના વહેણમાં ગૌરી નામનો કુંડ છે. અને તે કુંડમાં ગૌરીશંકર નામનું શિવલિંગ સ્થાપન કરેલું છે. ત્યાં દર્શન કરવા માટે યાત્રીઓ ગંગોત્રીથી સામે કિનારે પૂલ ઉતરીને જાય છે. અમોએ રસ્તાપરથીંજ સપ્રેમ પ્રણામ કરી ચાલવા માંડયું, ને સાડા અગીઆર વાગ્યાને સુમારે યમુનોત્તરીથી નીકળી ૮ મે દીવસે અમો ગંગોત્રીમાં દાખલ થયાં, એટલે કેટલાક પંડયાઓ ચોપડા લેઇ અમારી પાસે આવ્યા, અને પોતપોતાના હસ્તકની ધર્મશાળાઓમાં ઉતરવાનું અમોને કહેવા લાગ્યા. તે છતાં, અમોએ કાળી કામળીવાળાની ધર્મશાળામાં મુકામ કર્યો, આ ધર્મશાળામાં ભિક્ષુકોને

સદાવ્રત પણ આપવામાં આવે છે તે સિવાય અત્રે બીજી પણ સાત આઠ ધર્મશાળાઓ છે તેમાંની એક અમદાવાદના સુપ્રસિદ્ધ મીલ માલેક મર્હુમ શેઠ **સર. ચીનુભાઇ માધુભાઈ બેરોનેટ** સાહેબની બંધાવેલી છે. તેમજ, અત્રે એક ગંગાજીનો પાકો પત્થરનો ઘાટ પણ તેમનોજ બંધાવેલો છે, આ ઘાટથી ગંગાજીનું જળ હાલમાં તો ૧૦૦ ફુટ દૂર વહે છે. જેથી યાત્રીઓથી તેનો ઉપયોગ થઈ શકતો નથી. ઘાટપર એક ઘંટ લટકાવેલો છે, તે ગંગાજીની સાંજે આરતિ થતી વખતે વગાડવામાં આવે છે. તેમજ એક બીજો ઘાટ પણ હોલકર સરકારનાં મહારાણી અહલ્યા બાઇએ બંધાવેલો છે. અમારો ગંગા સ્નાન કરવાનો વિચાર હોવાથી ગોર સંબંધી ત્યાંના એક પંડ્યાને બોલાવી પૂછતાં, તેણે જણાવ્યું કે હાલમાં અમો સર્વે પંડ્યાઓએ મળીને નવો ઠરાવ કર્યો છે જેથી તમો ચાહે તેને ગોર તરીકે કબુલ કરશો. તેમાં કાંઇ પણ વાંધો નથી, પરંતુ તમારા પુર્વજોમાંથી કોઈએ અત્રે આવી જેના ચોપડામાં નામ લખાવ્યું હશે તે તમારો ગોર કહેવાશે. નહિં તો અત્રેના પંચ ખાતે તમારૂં નામ લખી જે દાન દક્ષિણા આપશો તે સરખે ભાગે બધા વહેંચી લઇશું તેથી અમોએ તેને એક વિદ્વાન બ્રાહ્મણને બોલાવી લાવવાને કહ્યું એટલે તેણે ગંગોત્રીના મંદિરના મુખ્ય પૂજારીને અમારી પાસે સંકલ્પ કરાવવા સારૂ મોકલ્યા. અત્રે ટાઢ સખત લાગતી હતી. ગંગાજીને કિનારે બેસાડી પંડ્યાજીએ એમની પદ્ધતિ પ્રમાણે ચંદન, કંકુ, અક્ષત, ફુલ, વિગેરે ગંગાજીમાં અર્પણ કરાવી, શ્રી ગંગાજીના જળની અમારી પાસે પૂજા કરાવી, ને સ્નાનનો સંકલ્પ કરાવ્યો. જો કે યમુનોત્રીના પંડ્યાં કરતાં અત્રેના ગોર મહારાજ વિશેષ જ્ઞાનવાળા હતા છતાં સંકલ્પતો ઘણોખરો અશુદ્ધજ બોલતા હતા. અત્રેનાં સ્નાનનો સંકલ્પ નીચે પ્રમાણે કરવો, પ્રથમ સંકલ્પ યમુનોત્રી પ્રમાણે કરી, વિવેષમાં '**કેદારખંડે, કેદારમંડલે, ગંગોત્રી ક્ષેત્રે, ગંગોત્રી તીર્થે, ભાગીરથી ગંગાયાં, સ્નાન વિધિના, સ્નાન મહં કરિષ્યે,**' એ પ્રમાણે સંકલ્પ કરીને બે હાથ જોડી

ગંગાજીની સ્તુતિ નીચે પ્રમાણે કરવીઃ—

**नमामि गंगे तव पादपङ्कजं सुरासुरैर्वंदितदिव्यरुपम् ।**
**भुक्तिं च मुक्तिं च ददातु नित्यं भावानु सारेण फलं नराणाम् ॥**

સંકલ્પ પુરો થતાં પંડયાજીએ સ્નાન કરવાની આજ્ઞા આપતાં, અમોએ ગંગાજીમાં સ્નાન કર્યું. અત્રેનું પાણી ઘણું છાછરૂં હોવાથી ડુબકી મારી શકાય તેમ હતું નહિ, જેથી પાણીમાં બેસી, માથાને પીઠપર ખોબે ખોબે પાણી નાખી, જલદી સ્નાન કરી અમો બધા બહાર નીકળ્યા. આજે બપોરનો સમય હોવા છતાં પણ અસય ઠંડી ને લીધે પગે ને હાથે આંકડાં આવી શરીર બહેરૂં ઠુંઠ બની ગયું હતું. ત્યાર બાદ વસ્ત્ર વિગેરે પહેરી મંદિરમાં આવી, પતિત પાવિની ગંગાજી સહીત દેવળમાંના અન્ય દેવોનાં પણ સપ્રેમ શ્રદ્ધા પૂર્વક, નખ શિખ પર્યંત, નિરખી નિરખીને દર્શન કર્યાં, અને યથાશકિત ભેટ દક્ષિણા અર્પણ કરી, આજે જગદોદ્ધારક જાન્હવી શ્રી ભાગીરથી ગંગા માતાજીનાં જીંદગીમાં આ સ્થળે અમોને પ્રથમજ દર્શન થતાં હોવાથી પારાવાર હર્ષ ઉત્પન્ન થયો, અને વારંવાર માતાજીનાં ચરણોમાં શીશ નમાવી નમાવી. શ્રદ્ધાભક્તિ યુકત થઈ, સપ્રેમ નમસ્કાર કરી, અત્યાનંદભેર તે ભગવતી, અધમોદ્ધારિણી, પતિત પાવિની, સર્વ કષ્ટહારિણી, મોક્ષ પ્રદાયિની, માતા ગંગાજીનાં દર્શન કરી, નેત્રોનું અને આ મનુષ્ય જન્મ ધર્યાનું સાર્થક થયું જાણી, હૃદયની અખંડ શાન્તિ મેળવી. શ્રી ગંગા માતાજીનાં દર્શન પ્રેમભકિતમાં વૃદ્ધિ કરનારાં છે. ને ગંગાજીની પૂજા, આરતિ, વસ્ત્રાલંકાર, નૈવેદ્ય વિગેરે પણ સમયે સમયે યથાસ્થિત વ્યવસ્થાપૂર્વક થાય છે. ત્યાંથી મુકામે આવી જમ્યા બાદ થોડોક આરામ લીધો.

તે સાંજે, ગંગા જળ ભરવા માટેનાં વાસણોને ટીનના પતરાનું દરેક વાસણના ચાર આના લેખે દામ આપી, જળ ભરવા નાનું બાકું રખાવી રેણ કરાવી, ગંગાજળ ભરીને મંદિરમાં માતાજીની મૂર્તિ આગળ ધરાવી, પૂજારીએ તે જળપાત્રો અમોને

પાછાં આવ્યાં. અત્રે ગંગાજળ ભરી એક રાત્રિ મંદિરમાં પૂજારી રાખીને પછી બીજે દિવસે સવારે આરતિ થવા બાદ યાત્રીઓને તે ગંગાજળ પાછું આપે છે. તે વાસણને મંદિરથી સામે ૧૦ ફુટને છેટે એક મંડપમાં એક બ્રાહ્મણ બેસે છે તેને પાત્ર દીઠ બબ્બે પૈસા આપી બાકું બંધ કરાવી દીધું, ને સાંજે ગંગાજીમાં ઘીના દીવા તરતા મૂક્યા, તેમ કિનારા ઉપર પણ કેટલીક દીવેટો સળગાવી. શ્રી ગંગા મૈયાને દીપ પ્રદાન કરી ફરીથી ગંગા સ્નાન કર્યું. તે સમયે સાંજનો વખત હોવાથી શરીરને બરફમય પાણીનો સ્પર્શ થતાં ઘણી સખત કંપારી આવતી હતી, તે જાણે દાઝયા હોઈએ તેમ શરીરપર રતાશ ચઢી આવી હતી, છતાં આ ગંગોત્રીના ગંગાસ્નાનનો લાભ ફરી ફરીને કયાં મળવાનો છે, એવી શ્રદ્ધાથી સ્નાન કર્યું હતું. અને ગંગાજીની આરતિનાં દર્શન કર્યાં હતાં.

## ગંગા જળ ભરવા વિશે કેટલીક સૂચના.

અત્રે રેણ કરનાર એકજ ને ઓછી આવડતનો હોવાથી, પાકું રેણ ન કરતાં કાચું રેણ કરે છે, જેથી વખતો વખત રેણ ઉખડી ગંગાજળ બહાર નીકળે છે; ને તેનો ઉઘડેલો ભાગ વારેવારે બંધ કરતાં તે રેણ પાણીમાં પડવાથી જળ કડુંચું થાય છે, ને વખતે ઉઘડેલો ભાગ બંધ પણ થઈ શકતો નથી. તેથી રેણ કરનાર પાસેથી પૈસા આપી બે ત્રણ રૂપીઆ ભાર જેટલું રેણ કરવાનું મીણ લેવું. તે જયાંથી રેણ ઊખડી ગયું હોય ત્યાં મીણવાળો મસાલો મૂકી ગરમ કરેલા ચીપીઆથી દાબી દેવું. પરંતુ, જો હરદ્વારમાંથી જ પાકું રેણ કરાવી અત્રેના જળ ભરવાના બાકાને જ રેણાવી લીધું હોય તો, જળ સહી સલામત રહી શકે, તેમજ, ગંગાજળ પણ છલોછલ ભરવું નહિં. વાસણનાં ગળાથી ત્રણ આંગળ ઊંડું રાખવું. વાસણ છેક પૂરેપુરૂં ભરવાથી બરફ જેવું ગંગાજળ ઊભરાવાથી પણ રેણ ઉખડે છે. વળી રેણનું પતરૂં ટીનનું નહિ વાપરતાં તાંબા કે પીતળનું વાપરવું. ટીનના પતરાંને કાટ ચઢવાથી જળ બગડે છે, માટે તાંબા કે પીતળનાં પતરાનું રેણ, કાચું નહિં પણ પાકું કરાવવું. ગંગો-

ત્રીમાં તાંબા પીતળના કટકા મળતા નથી માટે વાસણના મોઢાના ઢાંકણા જેટલો તાંબા કે પીતળના પતરાનો કટકો લઈ જવો, હરદ્વાર સિવાય આયાત્રામાં બીજા કોઇ પણ સ્થળે રેણ કરનારાની સગવડ નથી માટે બને તો દેશમાંથી કે હરદ્વારમાંથીજ રેણ કરાવી તે વાસણને સાથેજ લેવું.

## ગંગામાતાની મુર્તિ અને દેવળનું વર્ણન.

આ હિમાયલના પહાડી ઘોર જંગલમાં જયાં યાત્રાએ જવું કઠિણ થઇ પડછે, ત્યાં હજારો મૈલથી જેપુરી પાકા પત્થરો મંગાવી ભગવતી ભાગીરથી ગંગાજીનું દેવળ અખંડ પ્રૌઢ પ્રતાવાન જેપુર રાજ્યના મહરાજા સાહેબ બહાદુરે ઘણું દ્રવ્ય ખરચી હાલમાંજ બંધાવીને તેમની અચળ કીર્તિની યાદગીરી લાંબા વખતને માટે આ હિમાલયના પવિત્ર ગંગોત્રી પ્રદેશમાં કાયમ કરેલી છે. માતાજીનાં દેવળના હદેરાનાં શિખર ઉપર સોનાનો કળશ છે, ને તેની બાજુમાં ભૈરવનાથની મૂર્તિ છે. હાલ દેવળનું કામ પૂરૂં થઈ ગયું છે. તે દેવળ ૨૦ હાથની ઉંચાઈનું ને પત્થરના ફરતા ૧૫ હાથ સમચોરસ અને બે હાથ ઉંચાઈના ઓટલાવાળું છે. બહારથી પાંચ પગથીઆં ચઢીને તે ઓટલાના છૂટા સભામંડપમાં જવાય છે. સભામંડપ ૭ હાથ સમ ચોરસ છે. તે પછી અંદરના દેવળમાં જવાનો દરવાજો આવે છે. ત્યાં દરવાજાની બહાર બન્ને બાજુએ બે છડીદારો હાથમાં રૂપાની મોટી છડીઓ ઝાલી છડી પોકારતા ઉભા રહેલા હોય છે. દેવળના અંદરના ભાગમાં બે પગથીઆં ઉતરીને જવાય છે. ત્યાં થોડે દૂર થાંભલા નાખી આડ કરેલી છે. ત્યાં ઉભા રહીને દર્શન થાય છે, ને પૂજારીને દક્ષિણા આપીને ચરણ સ્પર્શ પણ માજીના થઈ શકે છે. ત્યાં જઈ અમોએ પતિત પાવિની, પુણ્ય પ્રદાયિની, અઘમોદ્ધારિણી, ગંગા માતાજીનાં દર્શન કર્યાં. ગંગોત્રીની મૂર્તિ ગૌર વર્ણની છે. મુર્તિના મસ્તક ઉપર ચાર હાંસો

વાળું ચાંદીનું છત્ર છે, તેમ એક સોનાનું છત્ર પણ છે. ચાર હાંસોવાળા છત્રમાં, દરેક હાંસોવાળા ખુણા પડતા ભાગ આગળ, છત્રની અંદર બીજાં હાંસોવાળાં નાનાં નાનાં ચાર છત્રો લટકાવેલાં છે. ત્યાં ગંગાજી કરતાં યમુનાજીની મૂર્તિ સહેજ નાનીને શ્યામ વર્ણની છે, તેમજ શ્રી સરસ્વતી દેવી, શ્રી અન્ન પૂર્ણા દેવી, શ્રી આદ્ય શંકરાચાર્ય, શ્રી નરનારાયણ, શ્રી કુબેરજી, અને ભગીરથ મહરાજાની પણ મૂર્તિઓ અંદરનાજ ભાગમાં ગંગાજીની સાથેજ છે. અને બધી તે મૂર્તિઓને વસ્ત્રાલંકાર પણ ધરાવેલા છે. માતાજી આગળ જે ભેટ ધરવામાં આવે છે તેનો અડધો ભાગ યાત્રીના ગોરને મળે છે, ને અડધો ભાગ ત્યાંના પૂજારી, બ્રહ્મણો વિગેરે વહેંચી લે છે ને તેમાં પણ ગોરને ફાળે પડતો ભાગ મળે છે.

અત્રે શ્રી ગંગાજીની સેવા, પૂજા, નૈવેદ્ય, વિગેરે કરવામાં વપરાતાં દરેક પાત્રો ચાંદીનાં છે. તેમાં સુમેરૂ નામનું ગંગાજળ ભરવાનું પાત્ર ખાસ જોવા લાયક છે. આ એક ઝારીના આકારનું ચાંદીનું પાત્ર છે. તેને હાથથી ઝાલવાને માટે કમંડલના ઉપલા ભાગમાં જેમ અર્ધ ગોળાકાર કમંડલું ઝાલવાનો હાથો હોય છે તેવો હાથો આ સુમેરૂને ઝાલવાનો બનાવેલો છે. તે ઝાલવાના હાથમાં સુંદર ગંગાજીની મૂર્તિ આલેખેલી છે. આ મૂર્તિવાળો ઉપરનો ભાગ ઢાંકણુવાળો હોવાથી તે ઢાંકણું ઉઘેડી શકાય છે, અને તે ઉઘાડેલા મ્હોંના ભાગમાં જાળી જડી લીધેલી છે. તેમાં ગંગાજળ ભરી ઢાંકણું ઢાંકી દેવાથી મ્હોં બંધ કરી શકાય છે. તેમજ, ઝારીના નાળચાની નીચેની બાજુ ચાર મુખ વાળી શ્રી શંકરની મૂર્તિ છે, અને તે ચાર મુખોની ઉપરની બાજુએ એક સુવર્ણનું શિવલિંગ સ્થાપન કરેલું છે. આ સુરમ્ય દેખાતું સુમેરૂનું પાત્ર ચાંદીનું બનાવેલું છે.

ગંગાજીના મંદિરની જમણી બાજુ પાંચ હાથ છેટે બીજું નાનું મંદિર માર્કન્ડેશ્વર મહાદેવનું છે. તેના ઉપર સોનાનો કળશ છે. દેવળના સામેની ભીંતે નંદીપર બિરાજેલી શિવ પા-

ભગવતિ દેવી શ્રી. ગંગોત્રી



નમામિ ગંગે તવપાદપંકજમ્
સુરા સુરૈર્વંદિત દિવ્ય રૂપમ્
મુક્તિચ ભુક્તિચ દદાતુ નિત્યમ્
ભાવાનુસારેણ ફલં નરાણામ્ ॥ ૧ ॥

ભગવતિ દેવી યમુનોત્તરી ને ગંગોત્તરી.



વંતીની આરસની મૂર્તિ ભીંતમાં છે, ને ખુણા પડતા ભાગમાં શિવલિંગ છે. તેમજ, જ્યાં ભગીરથ રાજાએ જેશિલા ઉપર બેસી દારૂણ તપશ્ચર્યા કરી હતી તે શિલા પણ ગંગોત્રીના મંદિરની નીચેની બાજુમાં છે. તેનાથી થોડે દૂર ગણપતિ શિલા છે, ને તે પછી સૂર્ય કુંડ છે. ત્યાંથી આગળ એક નાળું કેદાર ગંગાનું આવે છે. તે ગંગાજીને મળે છે. ત્યાં થઈને ગૌરીકુંડ જવાય છે. તેનો રસ્તો ગંગાપરનો લાકડાનો પૂલ ઉતરી સામે કિનારે છે. તે રસ્તો અખડાબખડીને અગવડવાળો છે. ત્યાંથી જરા આગળ ચાલતાં ગંગાની ધારા જાણે ગંગાના મુખમાંથી પડતી હોય તેમ જણાય છે. તે ધારાની નીચે કુંડના આકારમાં આદ્ય શંકરાચાર્યે સ્થાપિત કરેલું શિવલિંગ છે. તેનાપર તે ધારા પડે છે. આ દેખાવ પણ જોવા લાયક છે. પરંતુ લિંગ જળની અંદર ઊંડાણમાં હોવાથી સ્પષ્ટ દેખાતું નથી, અને ગંગાનું જળ તે લિંગના ઉપર થઈને વહ્યું જાય છે, તેથી અત્રેથી ગંગાજીનાં જળ શિવલિંગને ચઢેલાં કહેવાય છે, અને તેથી તેની ઉપરની બાજુનું ગંગાજીનું જળ શિવને ચઢેલું નહિં હોવાથી તે અત્યંત પવિત્ર મનાય છે, અને વળી શાસ્ત્રકારોએ, એવાં કેટલાંક કારણોથી, હરકોઈ સ્થળેથી લેવાતા ગંગાજળની જે પવિત્રતા વર્ણવેલી છે, તેના કરતાં અત્રેના જળની વિશેષ પવિત્રતા વર્ણવેલી છે, જેથી અત્રેનું અત્યંત પવિત્ર જળ યાત્રીઓ લેઇ જઇ ઝાડખંડી વૈજનાથ, કાશી વિશ્વનાથ, ને કેદારેશ્વરને ચડાવે છે, ને તેથી શંકર અત્યંત પ્રસન્ન થાય છે. એટલુંજ નહિં, પણ તેથી વિશેષ તો એ છે કે કેટલાક ભાવિક પુરૂષો મહાન પરિશ્રમ ઊઠાવી, આ પવિત્ર જળની કાવડભરી, પગે ચાલી, આ હિન્દુસ્તાનના ઉત્તરના છેક છેડેથી તે છેક દક્ષિણના છેડા ઉપર આવેલા તીર્થ ક્ષેત્રમાં લેઇ જઈ ભગવાન રામચંદ્રજીએ સ્થાપિત કરેલા પરમાત્મા શ્રી સેતુબંધ રામેશ્વર મહાદેવને તે પવિત્ર જળ ચઢાવે છે. તેમ કેટલાકોના કહેવા પ્રમાણે ગંગોતરીના એક શેર જળમાં તપાવેલી સોના મહોર નાખવા છતાં પાણી બળી

જઇ બીલકુલ ઓછું થતું નથી, એવો અત્રેના ગંગાજળનો ચમત્કારી ગુણ છે, જ્યારે બીજા હરકોઇ લીધેલા શેર જળમાં તપાવેલી સોના મહોર નાંખતાં તે પાણી બળી જવાથી અવશ્ય ઓછું થાય છે, અને કહે છે કે ગંગોત્રીનાં જળને ગમે તેટલાં વરસ સુધી ભરી રાખવા છતાં તેમાં પોરા કે બીજા જીવજંતુ બીલકુલ પડતાં નથી; તેમજ ત્યાં એ પણ અમોએ પ્રત્યક્ષ જોયું કે, પહાડપરનાં ઝરણોમાં ને બીજી નાની નાની નદીઓનાં પાણીમાં પત્થરોપર લીલ ( સેવાલ ) બાઝી ગએલી હોય છે જ્યારે યમુનાજીને ગંગાજીમાં કોઇપણ જગ્યાએ કિનારાના પત્થરો ઉપર લીલ ( શેવાળ ) બાઝેલી અમારા જોવામાં આવી નથી. હરકોઇ ઠેકાણેથી લીધેલું ગંગાજીનું જળ અત્યંત પવિત્ર ને ઉત્તમ મનાય છે, તેમાં પણ દરેક સ્થળથી લીધેલા જળ કરતાં અત્રેનું જળ વિશેષ પવિત્ર મનાય છે.

આવો અત્યંત અત્રેના જળનો પવિત્ર મહિમા હોવાથી, અસંખ્ય યાત્રીઓ આ પવિત્ર સ્થળેથી અત્યંત સંભાળપૂર્વક હૃદયની શુદ્ધ અને પવિત્ર ભાવનાથી પોતાના દેશમાં આ ગંગા જળ લેઈ જાય છે, અને જીવન પર્યંત તેને સાચવી રાખે છે, અને પોતાના સગા સબંધી કે હેતસ્વીઓના અંત સમયે મરનારને મુકિત મળવાના હેતુથી શ્રદ્ધાપૂર્વક ગંગાનું જળપાન કરવા આપે છે, તેમજ જગદગુરૂ આદ્ય શંકરાચાર્ય ભગવાન પણ પોતાની રચેલી ચર્પટપંજરીકામાં ગંગાજીના મહિમા વિશે લખે છે કે:—

'भगवद्गीता किंचिदधीता गंगाजललवकणिकापिता ।
येनाकारि मुरारेरर्चा तस्ययमः किं कुरुते चर्चाम् ॥

ભાવાર્થ—જેણે ભગવદગીતાનું કિંચિત્ માત્ર પણ અધ્યયન કર્યું હોય, તેમ જેણે ગંગાજલનું ફકત એક ટીપા જેટલું પણ જળપાન કર્યું હોય, તેમ જેણે પ્રભુનું અર્ચન કર્યું હોય તેને યમરાજના દૂત શું કરી શકે ? એ પ્રમાણે ગંગાજળના ફકત

એક ટીપા જલનો મહિમા વર્ણવ્યો છે તો પછી જે મનુષ્ય આ આદ્યતીર્થ ગંગોત્રીમાં આવી. શ્રી પતિત પાવની, સર્વ પાપક્ષય-કારિણી. અધમોદ્ધારિણી,તરણ તારિણી, મોક્ષપ્રદાયિની, ગંગાજીના પવિત્ર તીર્થમાં આવી સ્નાન પાનને દર્શન કરે છે, તેને તો યમ-રાજાનો ભય ક્યાંથીજ હોય ! અર્થાત્ તેનો તો મોક્ષજ થયો એમ જાણવું. આવી અચળ શ્રદ્ધા મોક્ષ પ્રદાઈની શ્રી ગંગા મૈયાના પવિત્ર જળ વિષે ભારત વર્ષમાં વસ્તા હિન્દુ સનાતની ધર્માવલંબીનાં દરેકે દરેક સંતાન રાખે છે. ભારત વર્ષના અસં-ખ્ય મનુષ્યો ' જયગંગે ! જયગંગે ! ' ના પવિત્ર શબ્દોચ્ચાર કરતા, આ પરમ પવિત્ર સ્થળની યાત્રાએ મહા કષ્ટ વેઠીને પણ આવે છે, ને આવનાર આ પવિત્ર તીર્થના સ્નાન, પાન, સ્પર્શ, ને દર્શનાદિ કરવાથી પોતાનાં જન્મ જન્માંન્તરનાં કરેલાં સઘળાં મહા પાપ પણ નષ્ટ થઇ જાય છે એમ અત્યંત અચળ શ્રદ્ધા-પૂર્વક માને છે ને તેથી તે પોતાનું અહોભાગ્ય સમજે છે. એટ-લુંજ નહીં પણ યાત્રાએ જઈ આવનાર યાત્રીનાં શ્રદ્ધાથી દર્શન કરનાર દેશના અન્ય લોકો પોતાને પણ તે યાત્રીનાં દર્શન કર-વાથી નિષ્પાપ થએલા સમજે છે એવો અત્રેના દરેક પવિત્ર તીર્થોનો અત્યંત પુણ્યપદ પ્રભાવ જગવિખ્યાત છે. આવા શાન્તિ-દાયક મોક્ષપ્રદ સ્થળનું વર્ણન મહાન કવિઓથી પણ કરી શકવું કઠિણ છે, તો પછી હું તે કોણ માત્ર કે તેનું યતકિંચિત્ પણ વર્ણન કરી શકું ?

આવા પ્રકારનું ગંગાજીના ચમત્કારિક તીર્થનું, તેનાં માહા-ત્મ્યનું, અને આજુ બાજુનાં આનંદ જનક સૃષ્ટિ સૌંદર્યનું વર્ણન સાંભળતાં, અને જાતે તે પ્રૌઢને પ્રતાપી સ્થળ નિરખતાં એવો કોણ નાસ્તિક છે કે જેને હૃદયની ઉર્મિનો અત્યંત આનંદ થાય નહિ ? અત્રેના સુરમ્ય પહાડોપરની કુદરતી અલૌકિક લીલા, જોનારને અદ્દ્ભુતને આશ્ચર્ય કારક જણાય છે. ગંગોત્રી યમુનોત્રી કેદારનાથ અને બદ્રીનારાયણ એ સર્વ તીર્થ સ્થળો આ સુમેરૂ પર્વતનાં એકજ શિખર ઉપર ત્રિકોણાકારે આવી રહેલાં છે.

જો આ સુમેરૂ પર્વત ઉપર થઇને સીધે રસ્તે દરેક તીર્થે જવામાં આવે તો તે સર્વે તીર્થો લગભગ ફક્ત ૧૦ થી ૧૨ મૈલના અંતરમાં ત્રિકોણાકૃતિથી આવી રહેલાં જણાય છે, જેથી તે ચારે યાત્રા ફક્ત એકજ દિવસમાં કરવા ઇચ્છનાર મનુષ્ય કરી શકે તેમ છે, પણ આ વિશાળ ને દુર્ગમ્ય પહાડપરની અંદર બરફ જામેલો હોવાથી, તે રસ્તે મનુષ્યથી જઈ શકાતું નથી, અને તેથીજ આ ચારે તીર્થની મુસાફરી સુમેરૂ પર્વતની પ્રદક્ષિણા કરીને જ કરવી પડે છે, જેથી યાત્રીને પગે ચાલીને આ તીર્થોની મુસાફરી કરતાં લગભગ ૭૦૦ થી ૮૦૦ મૈલ ચાલવું પડે છે; અને તેથી દંત કથા કહેવાય છે કે આ ચારે તીર્થની યાત્રા કરનાર યાત્રીને લગભગ સવાલાખ હિમાલયના પહાડનાં નાનાં મોટાં શિખરોના દર્શન થાય છે. ધન્ય છે એ શ્રદ્ધા પૂર્વક પર્યટન કરનાર પુરૂષાર્થી મનુષ્યને કે જેણે આવા ઉન્નત, પ્રભુતામય, અલૌકિક તીર્થનાં દેવોનો આનગરાજ હિમાલયમાં આવી પોતાના ચક્ષુથી દર્શન કર્યા હોય વળી શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં પણ કહ્યું છે કેઃ—

महर्षीणां ' भगुरहं ' गिरामस्म्येक मक्षरम् ।
यज्ञानां ' जप यज्ञोस्मि ' स्थावराणां ' हिमालयः ॥

હે અર્જુન જેમ મહર્ષિઓમાં ભૃગુ તરીકે હું છું, સર્વ વાણીમાં ૐ કાર રૂપે હું છું, અને સર્વ યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું, તેમ સર્વ સ્થાવરોમાં હિમાચલતરીકે હું છું. એવી રીતે હિમાલય સ્વરૂપે અત્રે સ્થિત થયેલી આ પરમાત્માની મુખ્ય વિભૂતિનાં જેણે ૮૦૦ મૈલ ફરીને સુમેરૂની પરિક્રમા કરી છે તે પવિત્ર મનુષ્યને ધન્ય છે. એટલુંજ નહિ, પરંતુ તે મનુષ્યોને પૂજનીય ને વંદનીય છે. એમ જાણવું.

બીજે દિવસે. અમારે સવારમાં વહેલું નીકળવાનું. હોવાથી રાત્રે પૂજારીને બોલાવ્યો એટલે ચાર પંડયા અમારી પાસે આવ્યા. તેઓએ મંત્ર આશીર્વાદ આપીને અમોને સુફળ આપ્યું એટલે

અમોએ તેમને યથાશકિત દાન દક્ષિણા અને બ્રહ્મ ભોજન નિમિતે સીધાં વિગેરેના પૈસા આપી સંતોષ્યા. ને તેમણે આપેલો માતાજીનો ધરાવેલો પ્રસાદ લીધો. ત્યાર બાદ મોદીનો હિસાબ ચુકતે કર્યો. બીજે દિવસે. સવારમાં વેહેલું જવું હતુ ને ગંગા સ્નાન કરવાની પ્રબલ ઈચ્છા હતી તે પૂરી પાડવા માટે અમોને ગંગા માતાજીના પ્રતાપે એક યુકિત યાદ આવીને તે તરત રાત્રે અમલમાં મૂકી. પ્રાતઃ કાલનું સ્નાન અવશ્ય કરવાનો નિશ્ચય કર્યો. જેથી રાત્રે લાકડાં પુરતા પ્રમાણમાં મંગાવી ધર્મશાળાના રક્ષક પાસેથી પાણી ગરમ મૂકવાનું લોખંડનું કઢેયું મંગાવી, તેમના નોકરને પૈસાઆપવાના કરીને, તેમનીજ મારફતે સવારના પાંચ વાગતાં ગરમ પાણી અમો આઠ જણ નાહી શકીયે તેટલું તૈયાર રાખવા કહ્યું. તે પ્રમાણે સવારમાં ગરમ પાણીના ચાર હાંડા ભરી ગંગા કિનારે રખાવ્યા હતા ને ત્યાંજ ચાર હાથ-ી સમચોરસ જગ્યાના ચારે ખુણાના ઉપર લાકડાં સળગાવી તાપવા માટે પ્રદીપ્ત અગ્નિ તૈયાર રખાવ્યો હતો. ગરમ કપડાં ને કંતાનના જોડા વિગેરે પુરતા પ્રમાણમાં પહેરી ઓઢીને અમો સર્વે ગંગા કિનારે ગયાં આજની અસહ્ય ઠંડી યમુનોત્રીની ઠંડીનેપણ તદ્દન વિસરાવે તેવીજ હતી. શરીર થરથર ધૂજીને કંપારી છૂટતી હતી. તેમજ સવારનો અતિ-શીતળ, શરીરને વિંધીનાખે તેવો પવન ફુકાઇ રહ્યો હતો. અમો સર્વે કપડાં ઉતારીને સ્નાન કરવા માટે ગંગાજીમાં ગયા, ને પ્રાતઃકાળમાં ગંગાજીના બરફમય જળમાં તો પૂછવુંજ શું ? અમોને જળમાં પગ મૂકતાંજ આખા શરીરમાં ધૂજરી શરૂ થઈ, છતાં જયગંગે! જયગંગે! હરગંગે! હરગંગે! ના પવિત્ર શબ્દોચ્ચાર કરતા, જેમ તેમ કરીને જળમાં બેસી જઇ મોટા લોટા વતી માથાને પીઠપર પાણી નાખતાંજ શરીર અકડાઇને બહેરૂં ઠુંઠ થઈ જીવ જાણે બ્રહ્માંડે ચઢયો હોય તેમ થવાની સાથે, ઝટપટ બહાર નીકળી કિનારે આવતાં, તરતજ જેપાનીએ આખા શરીરપર પૂરતું ગરમ જળ રેડયું ને હાથપગપર વિશેષ ગરમ જળ રેડતાંજ એકાએક શુદ્ધિ ઠેકાણે આવી અને તેથી તે વખતે

જાણે આ હિમાલય પર્વતના પ્રદેશનો બહિસ્કાર કરી ગઈ હોય તેમ અમારા શરીરમાંથી એકાએક તે અસહ્ય ટાઢ અદ્રશ્ય થઈ ગઈ, ને શરીરમાં હુંફવળતાં ચડપોચડપ ચારે બાજુ નીકળેલી તાપણીની વચમાં જઈ ઉભા રહેવાથી અમને ઓર આનંદ થવા લાગ્યો, ને ટાઢના ભયથી અમો તદ્દન મુક્ત થયાં.

આ સ્થળે આવાં કેટલાંક કારણો નવાં જ લાગવાથી જાણે અમો સર્વે અલૌકિક નવી દુનિઆમાં આવી ચડયા હોઈએ એવો સંપૂર્ણ ભાસ થતો હતો.

## ગંગાજીની ઉત્પત્તિ.

નારદમુનિ કહે છે કે; હે કાર્તિકેયજી ! કુબેરની અલકાપુરીમાં શ્રી ગંગાજીની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કૃપા કરીને મને કહો, ત્યારે કાર્તિકેયજી કહે છે કે જ્યારે ભગવાને બલિરાજાના યજ્ઞમાં વામન સ્વરૂપ ધારણ કરી ત્રણ પગલાં પૃથ્વીનું દાન માગી, બલિને છળીને તેને પગવતી દાબી, પાતાળ લોકમાં મોકલ્યો તે વખતે વિષ્ણુ લોકમાં બિરાજતા ભગવાનના પગના અંગુઠામાંથી અત્યંત તેજઃ પુંજના પ્રકાશરૂપ નિર્મળ ગંગાજીની જળરૂપ ધારા નીકળીને સમસ્ત બ્રહ્માંડોના આધાર સ્વરૂપે વહેવા લાગી. જ્યારે તે વિષ્ણુ લોકમાંથી વહેતાં વહેતાં ગંગાજીએ ધ્રુવમંડલમાં બ્રહ્મદ્રવ રૂપ થઈ પ્રવેશ કર્યો ત્યારે ધ્રુવ રાજાએ તે ગંગાજીને પોતાના મસ્તકમાં ધારણ કરી લીધાં. પછી ધ્રુવમંડલથી નીકળી શ્રી સપ્તર્ષિઓએ તે પવિત્ર જળ પોતપોતાનાં મસ્તકોમાં ધારણ કરી લીધું. ત્યાંથી તે જળ મેરૂ શૃંગ વિશે આવેલા બ્રહ્મ લોકમાં બ્રહ્માજીએ પોતાના કમંડળમાં ભર્યું. તે કમંડળમાંથી તેની સીતા, અલકનંદા, ચક્ષુ, અને ભદ્રા, એ નામની ચારે ધારાઓ પૃથ્વીપર આવીને ચારે દિશાઓમાં વહેતી તે ધારાઓ ક્ષાર સમુદ્રમાં મળી ગઇ. સીતા ગંધમાદન પર્વતના નીચા પ્રદેશમાં, અલકનંદા ઇલાવર્ષમાં. ચક્ષુ માલ્યવાન પર્વતના શિખરથી કેતુમાલ વર્ષની નજીક, અને ભદ્રા નામની ચોથી ધારા પૂર્વદિશાના શૃંગવાન પર્વતથી ઉત્તર તરફના કૌબેર વર્ષમાં વહે છે. હે નારદ-

કજી ? દક્ષિણ દિશાથી વહેતી વહેતી અને પહાડ પર્વતોને ભેદતી અલકનંદા નામની ધારા હિમાલયના કૈલાશ પર્વતમાં આવી એ ધારાને મહા તેજસ્વી શ્રી મહાદેવજીએ પોતાનાં મસ્તકમાં ધારણ કરી લીધી. ત્યાર પછી જ્યારે ઇક્ષ્વા કુવંશના સગર રાજાના ૬૦ હજાર પુત્રો કપિલ ઋષિના શ્રાપથી બળીને ભસ્મ થયા હતા. તેમનોમોક્ષ ગંગાજીના જળથીજ થાય તેમ હતું તેથી તેમના વંશમાં ઉત્પન્ન થએલા ભગીરથ રાજાએ કૈલાશ પર્વતમાં હજારો વર્ષ સુધી કરેલા મોટા તપથી અનુષ્ઠાન દ્વારા શ્રીશંકરને પ્રસન્ન કરી, પોતાના પિત્રીઓની મુકિત માટે ગંગાજીની માગણી કરી. ત્યારે શિવજીએ પ્રસન્ન થઈ પોતાની જટામાંથી ગંગાજીને પ્રગટ કર્યાં, તે ધારા હિમાલય પર્વતના ઉચ્ચ શીખર પરથી નીચે નીચે વહેવા લાગી. તે પ્રવાહના જબરા વેગથી પર્વતના બે ભાગ કરી ત્યાંથી પર્વતના નીચાણના ભાગમાં છેક ગંગોત્રીના ગોમુખવાળા શિખર પર આવી. ત્યાં તે ધારાના પાછા બે ભાગ થયા તેમાંની એક ધારા અલકાપુરીમાં શ્રીબદ્રિનારાયણના ક્ષેત્રમાં આવી. તે ધારા પાપના સમૂહોનો નાશ કરવા વાળી અને દરેક પ્રાણીઓને મુક્તિ આપવાવાળી ગંગાજી અલકનંદા નામથીજ વિખ્યાત થઇ; અને મુકિત આપવા વાળી બીજી ધારા ગંગોત્રીના ગોમુખ પર્વત પરથી આગલ જતાં ગોમુખ દ્વારા વહેતી ગંગોત્રી તરફ આવી તે ધારા ગંગા નામથી પ્રખ્યાત થઇ, આ બંન્ને ધારાઓ ગંગોત્રી પરવતમાંથી છુટી પડયા પછી દેવ પ્રયાગમાં પાછો તેમનો સંગમ થાય છે. આકાશ માર્ગે વિષ્ણુ લોકથી નીચે નીચે વહીઆવવાથી તેનુ નામ ગંગાજી પડયું છે. કાર્તિકસ્વામી કહે છે કે અલકનંદા અને શ્રી ગંગા એ બન્નેમાં ભેદ ભાવ રાખવો નહિં એ બન્નેનુ માહાત્મ્ય એક સરખુજ છે, હે નારદ જે પ્રમાણે ગંગાજીની ઉત્પત્તિ થઇ ને તેના જે બે ભાગ થયા તે સર્વે મેં તમને યથાર્થ કહ્યું છે.

## ગંગોત્રીનું વર્ણન

જેમ યમુનાજીના આધતીર્થને યમુનોત્રી કહે છે, તેમ

ગંગાજીના કિનારાપરના તીર્થોમાં પ્રથમ ગંગાજીની મૂર્તિનું દર્શન અત્રેજ થાય છે, તેથી ગંગાજીનું મૂળ અત્રેમાની તેનેજ ગંગોત્રી તીર્થકહે છે. તેમજ, મહારાજા ભગીરથજીએ અત્રે જે પર્વત શિલા ઉપર બેસીને કઠિણ તપશ્ચર્યા કરી હતી ને સાક્ષાત ગંગાજીએ જે સ્થળમાં પ્રત્યક્ષ દર્શન આપ્યાં હતાં, તેમજ આ સ્થળ ગંગોત્રીનો પવિત્ર નામથી ઓળખવામાં આવે છે, જો કે યમુનાજીની માફક ગંગાજીનું આદ્યમૂળ પણ સુમેરૂ પર્વતનાં શિખરમાં અત્રેથી ૧૩ થી ૧૪ માઈલ દૂર છે. ત્યાં હંમેશાં કાયમ બરફ રહે છે. ત્યાં ઊંચેથી ધનુષ્યાકાર ગોમુખનામના તીર્થમાંથી લગભગ હિમાલયથી દક્ષિણ તરફના સપાટ ભૂમિના પ્રદેશ હરદ્વારથી ઉત્તર તરફ જતાં ૧૮૧ મૈલ દૂરપર ગંગાજીની લગભગ ૩૦૦ ફીટના બરફમય પહાડની ઊંચાઈના શિખરપરથી પડતી ધારાનેજ ખરી ગંગોત્રી એટલે ગંગાજીનું મૂળ કહે છે. ભાનુવંશ કુલોત્પન્ન ભગીરથ રાજાએ ગંગાજીને પૃથ્વીમાં આણ્યાં તેથી ગંગાજીનું નામ ભાગીરથી ગંગા કહેવાય છે. ગંગોત્રી પ્રદેશ યમુનોત્રી જેટલો રમણીય નથી, છતાં અત્રેના સ્થળની સૃષ્ટિ સૌંદર્યતાની રમણીયતા જોનારને શાન્તિમય અત્યાનંદ દાયક લાગતી સ્પષ્ટ જજણાય છે. તેમજ, અત્રેની આબોહવા ઇશ્વર પરાયણ ને જનહિત કરનારા મહાત્માઓના ઊચ્ચ વિચાર તત્વોને ઉત્પન્ન કરવામાં સંપૂર્ણ રીતે અનુકૂળ આવે એવી છે. પરંતુ, ફળાહાર કરવા માટે ફલ ઝાડોની અછત, અને અસહ્ય ઠંડી, એ બે કારણો તેમને વિક્ષેપ કરનારાં છે.

આ સ્થળ ઉત્તર અક્ષાંશ-૩૧-અને પૂર્વ રેખાંશ. ૭૯ થી ૮૦ ના ઠેકાણે આવેલું છે, અને તે સ્થાન સમુદ્રની સપાટીથી ૧૩૮૦૦ ફુટની ઊંચાઇપર આવેલું છે, ૫૨૮૦ ફુટનો એક મૈલ થાય છે. તે પ્રમાણે ગંગોત્રીના ગોમુખની શિખરની ટોચ લગભગ દરિયાની સપાટીથી પોણા ત્રણ મૈલ જેટલી ઊંચાઈપર છે. જ્યારે ગંગોત્રીનું સ્થળ ૧૧૦૦૦ ફુટની ઊંચાઇપર આવેલું હોવાથી દરિયાની સપાટીથી તેની ઊંચાઈ આશરે બે મૈલની છે. આ સતત અત્યંત વહયા જતા પ્રબલ જલપ્રવાહના પતન

વખતે થતો કર્ણ પ્રિય પ્રતિ ધ્વનિ જોનારને અત્યંત મનોહર અને આનંદ દાયક લાગે છે, પરંતુ અમો ત્યાં ગયા નથી. ગોમુખ ધારાના ઉપલા ભાગમાંથી ગંગાના બે ફાંટા નીકળેલા છે. એક ભાગીરથી ગંગા અને એક અલક નંદ છે. આ સ્થાન તદ્દન નિર્જન પ્રદેશમાં બરફમય પહાડના શિખરપર આવેલું હોવાથી, ત્યાં જવું વિશેષ કષ્ટ પ્રદ છે; તેથી ઘણા યાત્રીઓ. ત્યાં જઇ શકતા નથી. ફક્ત સાધુ સંતો શરીરની દરકાર કર્યો વગર કવચિતજ ત્યાં જાય છે. ગંગોત્રીથી ત્યાં જતાં. રસ્તામાં ચટ્ટી કે. દુકાન વિગેરે સાધન બીલકુલ નથી. તેમ ગોમુખજ આગળ પણ કંઇ રહેવા ખાવા માટે બીલકુલ. વ્યવસ્થા નથી; જેથી જનારે જોઇતી દરેક વસ્તુઓ સાથે રાખી ઓઢવા પાથરવાનું પુરતું રાખવું આવશ્યક છે. આવી સ્થિતિ હોવાથી જ યાત્રીઓ ત્યાં જઇ શકતા નથી, ને તેથી આ સ્થાનને ગંગોત્રી માની લેવામાં આવ્યું છે. ગંગોત્રીમાં ભાગીરથી ગંગાજીનાં પટની પહોળાઇ આસરે ૨૫થી ૨૭ ફુટની છે, જ્યારે ઉંડાઈ ૧ થી ૧૧ ફુટનીજ છે. ગંગાજી અહીંથી પહાડો અને ખીણોના વિકટ રસ્તામાંથી પસાર થઈ લગભગ ૧૫૦૦ માઇલના લાંબા વિસ્તાર સુધી હિંદુસ્તાનના છેક ઉત્તર પ્રદેશમાં પ્રગટ થઈ ગગન સ્પર્શિત વિશાળ ગિરિ કંદરામાં વહી, હરદ્વાર, પ્રયાગ કાશી, વિગેરે મહાન શહેરો આગળ થઈ, આખા બંગાળ પ્રાંતને પવિત્ર કરી, હિન્દી મહાસાગરના બંગાળના અખાતને મળે છે. તેના માર્ગમાં આવતા પ્રદેશોમાંની બીજી ઘણી નાની મોટી અસંખ્ય નદીઓ જેવી કે, અલકનંદા, રામગંગા, યમુનાં, સરસ્વતી, ગોમતી, રાવતી, ઘોઘરા, ગંડકી કૌશિકી, મહાનંદા, તીસતા, તાનસા, કર્મનાશા, શોણભદ્રા, સરયૂ, ને બ્રહ્મપુત્રા,. ઇત્યાદિ ઉત્તર દક્ષિણથી આવતી કેટલીક સરિતાઓ. (નદીઓ)નો આ પવિત્ર સરિતા સાથે સંગમ થાય છે—

આ પ્રમાણે ગંગાજીમાં ઘણી મોટી મોટી નદીઓ મળી જવાથી, ગંગાજી જેમ જેમ આગળ વહેતાં જાય છે તેમ તેમ

આગળ ચાલતાં તેમાંથી અનેક ફાંટાઓ દ્વારા નહેરો નિકળેલી છે. તે દરેક ફાંટામાં એક ભાગીરથી અને બીજી પદ્મા એ બે મુખ્ય છે. હરદ્વાર પછીથી આગળ જતાં એવા અસંખ્ય ફાંટાઓ નીકળી તેના પ્રવાહો ઠેક ઠેકાણે અનેક સ્થળોમાં વહ્યા જાય છે. એ પ્રમાણે નિકળેલા અનેક ફાંટાઓ દ્વારા ગંગાજી સમુદ્રને મળે છે, એમ ગંગાજી સહસ્ર મુખથી સમુદ્રને મળે છે. તેથી તે સહસ્ર મુખી ગંગા પણ કહેવાય છે. તેમજ ગંગાજી સાથે જ્યાં જ્યાં બીજી મોટી ને પવિત્ર ગણાતી નદીઓ મલી જાય છે. તે બન્ને નદીના થતા સંગમના સ્થળને પ્રયાગ કહે છે. તે સંગમ કે પ્રયાગનું સ્થાન પવિત્ર અને પુણ્ય પ્રદમનાય છે, જેથી ભાવિક વૈદિક સનાતની શ્રદ્ધાળુ હિન્દુઓ પરંપારથી તેવા સંગમ તીર્થોનાં સ્નાન દર્શનાદિ કરવા માટે તે તે સ્થળોએ શ્રદ્ધા પૂર્વક ઉત્સાહથી અવસ્ય જાય છે. તે સંગમ ને તીર્થ સ્થળ ગણી ત્યાં સ્નાન કરી, દાન આપી, પાપનું નિવારણ થયું એમ સમજે છે.

તે પ્રમાણે ભાગીરથી ગંગાને અલકનંદા એ બન્નેનો જ્યાં સંગમ થાય છે, તે સ્થળને દેવ પ્રયાગ કહે છે. તે પછી તેમનું ગંગાજી એવું નામ બોલાય છે. હરદ્વારથી પ્રયાગ પર્યંતમાં તેના પટની પહોળાઈ-૧ ) થી-૧ા ) મૈલની છે, જ્યારે ઉંડાઇ એક માથોડાથી ૧ા માથોડા જેટલી ઘણે સ્થળે હોય છે. ગંગાજીને અલ્લાહાબાદ ( પ્રયાગ ) આગળ યમુનાજી મળે છે. તેને ગંગાજીના દરેક પ્રયાગોમાં મુખ્ય પ્રયાગ કહે છે. આ સિવાય હિમાલયના બીજા મુખ્ય પાંચ પ્રયાગ છે. પરંતુ, ગંગા યમુનાના સગમને મહાન પુણ્યપ્રદ પ્રયાગ કહે છે. ત્યાં અલ્લાહાબાદ દર વર્ષે મકરના સૂર્યમાં મોટો મેળો ભરાય છે. વળી ગંગા સ્નાનથી જન્મ જન્માન્તરનાં પાપ નષ્ટ થાય છે એમ હિંદુસ્તાનના વૈદિક ધર્માવલંબીઓ પૂર્ણ શ્રદ્ધાથી માને છે. તેમજ, તેના કાંઠે મરણ થવાથી પણ મહાપુણ્ય પ્રાપ્ત થાય છે. તેમ, કાશી ક્ષેત્રમાં ગંગાતીરે મરણ થવાથી ગમે તેવા પાપીનો પણ મોક્ષ થાય છે.

એમ સમજવાથી ઘણા દૂર દૂરના લોકો કાશીમાં ગંગાના કિનારે મરણ થવા સારૂ આવીને નિવાસ કરે છે. મરનારની ચિતાની રાખને ગંગાજળનો સ્પર્શ થતાંજ તેના આત્માનો ઉદ્ધાર થયો એમ મનાય છે. જ્યાં સુધી યમુનાજી ગંગાજીમાં મલ્યાં નથી ( અલ્લાહાબાદ સુધી ) ત્યાં સુધી કોઇ કોઇ ઠેકાણે કદાચ બહુ ઊંડાઇ નહિ હોવાને લીધે ગંગાજીમાં ઉતરી આ પારથી પેલે પાર જઈ શકાય છે, પણ અલ્લાહાબાદના પ્રયાગ સંગમ પછીથી ગંગાજીની ઊંડાઇ ઘણીજ વધારે હોવાથી બીલકુલ ઉતરી શકાતું નથી, સમુદ્રથી આરંભી ગંગાજીની આ બાજુની ૬૦૦ મૈલ પર્યંતના પટની પહોળાઈ લગભગ ૨ાા થી ત્રણ મૈલ પર્યંતની છે, ને ઊંડાઇ લગભગ એક માથોડાથી ચાર માથોડાપુરની ઘણે ઠેકાણે છે. આ નદીમાં ત્યાંના પહાડોના શિખરો પર કોઈ કોઇ ઠેકાણે ચોમાસામાં જ્યારે પુષ્કળ વરસાદ પડે છે ત્યારે, જુલાઈથી સપ્ટેમબર પર્યંત ( એટલે ઘણું ખરૂં અશાડથી ભાદરવા સુધી ), પાણી રેલની માફક ચડે છે, તેથી ગંગાના બન્ને કિનારાની નજીકનાં જે જે ગામો આવેલાં છે તે તે ગામો ઘણે ભાગે સર્વ જળમય થઇ જાય છે. તેથી, પછી જ્યારે અકટોમ્બરની શરૂઆત થાય છે ત્યારે જળનો ( ઘણુ ખરૂં આશો માસમાં ) ઊતાર થાય છે તેમજ, એપ્રીલથી જુન પર્યંત, એટલે ચૈત્રથી જેઠ માસના ઉંનાળામાં સૂર્યના પ્રચંડ તાપને લીધે જ્યારે શિખરોપર પડેલો બરફ ઓગળે છે ત્યારે પણ બરફ ઓગળી અત્યંત પાણી વહેતાં કોઇ કોઈ વખત ગંગામાં રેલની માફક પૂર આવે છે.

કહે છે કે ગંગા નદીમાં સન્ને ૧૮૨૨માં મોટી રેલ આવી હતી ત્યારે, ૬ લાખ માણસ તણાઇ ને મરી ગયાં હતાં. તેમજ વળી, જ્યારે સમુદ્રમાં ભરતી આવે છે ત્યારે પણ આ ગંગા નદીમાં, સમુદ્રના સંગમ આગળથી એકદમ સમુદ્રમાં ઉછળતા ઊંચા મોજાની માફક પાણીનાં વહેણ ગંગા નદીમાં છેક લાંબે સુધી જાય છે. તે એટલે સુધી જાય છે કે તે ઉછળતા લોઢની ભરતીનો થોડા વેગ કોઇ કોઇ વખત તો સમુદ્રથી ગંગામાં છેક

૨૦૦ મૈલ પર્યંત ચડી જાય છે. પરંતુ, ગંગા નદિની તે સર્વે નહેરોમાં ભરતી જતી નથી પણ થોડા મોટા ફાંટાઓમાં (નેહેરોમાં) આ પ્રમાણે થાય છે. તે મોજાના ઉછાળા ગંગાના પાણીની સપાટીથી બાર બાર ફુટ પર્યંત ઉંચા ઉછળતા ગંગાના મૂળ તરફ ચાલ્યા જાય છે, અને તે વખતે ઉંચે ચઢેલા મોજાનો મોટો ગંભીર શબ્દ થાય છે, અને તે ચઢતા ઊછાળા મારતા મોજાને કેટલાકો પાણીમાં ઘોડા ચઢે છે અથવા પાણીના લોઢ ચડે છે એમ કહે છે, અથવા ભરતીમાં ઘોડા ચડે છે એમ પણ કહે છે.

આ નદીનું પાણી, બરફ ઓગળીને બનેલા પાણી સાથે વહેતું આવતું હોવાથી, સફેદ ભૂખરા રંગનુ જણાય છે, તે નદીમાં છ માસ સુધી સમુદ્રથી ૧૦૦ થી ૨૦૦ માઈલ દુર સુધી મોહોટાં વાહાણોને આગબોટોથી પણ માલની આવક જાવકને લીધે સારો વ્યાપાર થઈ શકે છે. અને તે વહાણુવટાના ધંધાથી લાખો માણસોનો નિર્વાહ થાય છે.

જ્યારે તેમાં ઘણાજ મોટા પૂરની રેલ આવે છે ત્યારે આ નદીમાંનું દરેક સેંકડે પાંચ લાખ ઘનફુટ પાણી સતત વહ્યું જાય છે, અને જ્યારે બીલકુલ પૂર હોતું નથી ત્યારે નિરંતર ૫૫ હજાર ઘનફુટ પાણી વહે છે, ને તે પાણીના વહેવા સાથે દરેક સેંકડે ૫૭૭ ઘન ફુટ ગાળો (કાદવ પથ્થર કાંકરી કચરો) વહ્યો જાય છે. એની એક વર્ષમાં ગણત્રી કાઢી તો તે વર્ષના ૧૨૨ દિવસ દરમ્યાન ૬૦૮૨૦૪૧૬૦૦ ઘન ફુટ ગાળો વહી ગયો હતો એવી અજમાયસ કહાડવામાં આવી હતી, એટલે એ હિસાબે એક આખા વર્ષમાં પાણી સાથે વહેલા ગાળાનો સર્વ પદાર્થ એક ઠેકાણે જમા થાય ૧૫ માઈલ લાંબી અને તેટલીજ પહોળી સમચોરસ ભાગ જેટલી અને એક ફુટની ઉંચાઇ જેટલી જગ્યા ભરાય એટલો ગાળો દર વર્ષે નદીમાંથી વહી જાય છે.

એક લાયન નામનો યૂરોપીયન ગૃહસ્થ ગ્રંથકાર એમ કહે છે કે, જેમાં ૧૪૦૦ ટન ચીકલ (ગાળો) રહી શકે એવુ એક

મોટુ વહાણુ કે બોટ એ ચીકલ કઢાડવાને માટે રાત્રિ દીવસ રોકાઈ કામ કરે તોપણ એ ગાળાને ખેંચી જવાને માટે ચાર માસ લાગે એટલો ચીકલ પાણી સાથે વહે છે.

સમસ્ત વિશ્વમાં જેનો પ્રભાવ પ્રકાશ માન થઇ રહ્યો છે. એવી આ પરમમનોહર, સૂરમ્ય; તેજસ્વી, તપોભૂમિમાં યાત્રાર્થે અસંખ્ય યાત્રીઓ આવે છે. આવા પરમ અદ્‌ભુત અને આશ્ચર્યકારક સ્થાનમાં આપણા હૃદયને વિશ્વાસ ઉત્પન્ન કરે એવા અસંખ્ય ચમત્કારિક તીર્થો છે કે જેનાં દર્શન માત્રથી મનુષ્યો સર્વ પાપથી નિર્મુકત થઇ જાય છે. તેમજ અત્રેનાં પ્રચંડ હિમગિરિનાં ઉન્નત શિખરો આંખને અત્યંત આહ્‌લાદ ઉત્પન્ન કરે છે. જે ઉન્નત શિખર ઉપર ગંગોત્રીનું મૂળ છે. તે પ્રચંડ શિખરને સુમેરૂ પર્વત કહે છે.

## કસ્તુરી મૃગનું વર્ણન.

આ પ્રદેશમાં વધારે બરફ હંમેશાં રહેતો હોવાથી ઝાડી કે મોટાં ઝાડ ઉગતાં નથી, ને અત્રેના પહાડોમાં કસ્તુરી મૃગ ઘણા હોય છે. આ પ્રાણી આપણે ત્યાંના હરણ જેવું છે. ને તેના શરીરપર જાડી રૂવાંટી હોય છે. તે મૃગો ઘણાખરા બરફવાળી જગાઓમાંજ રહે છે. તેની ( ડુટી ) નાભિમાંથીજ કસ્તુરી ઉત્પન્ન થાય છે. નાના મૃગની થોડી ને મોટા મૃગની વધારે કસ્તુરી નીકળે છે. તે ઓછામાં ઓછી અડધા તોલાથી તે વધારેમાં વધારે પાંચ તોલા સુધી એક મૃગની ( ડુંટી ) નાભિમાંથી નીકળે છે. ડુંટીને સંસ્કૃતમાં નાભિ કહે છે. જ્યાં એ કસ્તુરી મૃગ હોય છે. ત્યાં આજુબાજુ કસ્તુરીના બેહેકાટનો પમરાટ પ્રસરી રહે છે. કેટલાકો તે મૃગને પાળે છે. પાળેલા મૃગની નાભિમાંથી કસ્તુરી નીકળતી નથી. તેમજ નારીજાતિના મૃગની નાભિમાં પણ થતી નથી, એટલે તે જંગલમાં વસતા નરજાતિના મૃગની નાભિમાંજ કસ્તુરી થાય છે. તેવા મૃગનો શિકાર કરીને તેની નાભિમાંથી કસ્તુરી કહાડી લે છે, ને કેટલાક વ્યાપારીઓ જ્યારે ઘરાક લેવા આવે છે તે વખતેજ પોતે કાપી રાખેલી તે

મૃગની નાભિને તે ઘરાકના દેખતાંજ કાપી તેમાંથી કસ્તુરી કહાડી આપે છે, ને તે કસ્તુરીજ ખરી વિશ્વાસપાત્ર કહેવાય છે. નાભિમાંથી કસ્તુરી નીકળતી હોવાથી વેચનાર કહે છે કે જો ચોખ્ખી કસ્તુરી જોઇતી હોય તો નાભી તોડીને આપીશ. આ પ્રાણી અત્રે તથા બદ્રીનારાયણ ને ભૂતાન તરફ વધારે છે. જેથી બદ્રીનારાયણના પ્રદેશમાં બ્રિટિશ રાજ્ય તરફથી, અને ગંગોત્રીના પ્રદેશમાં ટીહરી રાજ્ય તરફથી, તેનો પરવાનો આપવામાં આવે છે ને તે પરવાનો લેનારજ શિકાર કરી શકે છે. વગર પરવાને શિકાર થતો નથી. ને વગર પરવાને શિકાર કરનારની રાજ્યને ખબર પડતાં રાજ્ય તરફથી તેને દંડ અગર શિક્ષા ભોગવવી પડે છે. તેમજ શિકાર કરવાને માટે પણ રાજ્ય તરફથી આપેલા પરવાનામાં જેટલી હદ નક્કી કરી હોય તેટલીજ હદમાં શિકાર કરી શકાય છે. તે સિવાયની જગોએ, એટલે નીમી આપેલી હદ બહાર, શિકાર કરી શકાતો નથી. જૂદા જૂદા જંગલોના જૂદા જૂદા પરવાના લેનારાઓ નક્કી કરેલી હદમાંજ શિકાર કરી શકે છે, અને તે જંગલના ભાગોના સરકારને હરાજીમાં પૈસા આપી ઇજારો રાખે છે.

## ચમરી ગાયનું વર્ણન.

ચમરી ગાયને વનગાય કહે છે, તે ઘણી નાની હોય છે. તેનાં શરીર ઉપર ઘણા વાળ હોય છે. અર્ધા શેરથી વધારે તે દૂધ આપી શકતી નથી. તેના પૂછડામાં ચમ્મરના કેશનો ભાગ હોય છે. તે શુદ્ધ ધોળા, અથવા કાળા અને ધોળા મિશ્રિત હોય છે. જો વધારે ધોળા વાળ હોય છે, તો થોડા કાળા વાળ અંદરથી કહાડી નાખી ફક્ત ધોળા વાળ રાખી સફેદ ચમ્મર બનાવે છે, ને કાળા વાળ વધારે હોય તો તેમાંથી થોડા ધોળા વાળ કહાડી નાખી કાળું ચમ્મર બનાવે છે, પણ કાળા તથા ધોળા વાળ સાથે રહેવા દઇને ચમર બનાવતા નથી. ત્યાંના લોકો તે ગાય ઘેર રાખી પાળી શકે છે.

આ પહાડી પ્રદેશમાં અનેક પ્રકારની વનસ્પતિ થાય છે.

કેટલીક વનસ્પતિ એવી છે કે રોગ ઉપર આબાદ તાત્કાલિક ગુણકારી. નીવડે છે. કેટલાક કંદ સુંઘવાથો ઘણા સુવાસિત અને રૂચિકર લાગે તેવા હોય છે કેટલાક કંદ એવા હોય છે કે તેને ખાધાથી પાંચ સાત કે દશ દિવસ સુધી ભૂખ બીલકુલ લાગતી નથી, એટલે દશ દિવસ સુધી ભૂખ નહિં લાગવાથીં ખાવાની બીલકુલ ઇચ્છા પણ થતી નથી. આવી ઔષધિઓ અહીંઆં અનેક છે. પણ તે બધી ચાલવાના રસ્તાપર છે એમ સમજવું નહિ. આજુ બાજુ પહાડની કંદરાઓમાં ત્યાંના ભૂમિઆ લોકો જે જાણે છે તે શોધ કરીને મેળવે છે, અથવા યોગી મહાત્માઓ તે મેળવે છે.

અત્રે ત્રણચાર મોદીની દુકાનો છે, જેમાં ઘણીખરી ખાદ્ય ખોરાકીની તથા યાત્રીઓને ઉપયોગની વસ્તુઓ ઘણી મોંઘી વેચાવા છતાં જોઇતી ચીજ મળી શકે છે.

ત્યારબાદ અત્રેના કાળી કામળી વાળા તરફથી નીમેલા અધિકારીને ધર્મશાળાની વ્યવસ્થા માટે ભેટ આપી એટલે તેમણે અમોને પાકી રસીદ આપી તે લેઇને હવે અમોએ અત્રેથી કેદારેશ્વર જવાની તૈયારી કરવા માંડી.

યમુનોત્રીથી સીમલા ૨૮ સીમલાથી નાકુરી ૧૪ એટલે યમુનોત્રીથી નાકુરી ૪૨ મૈલ છે. ને નાકુરીથી ગંગોત્રી ૬૧ છે જેથી યમુનોત્રીથી ગંગોત્રીનો રસ્તો ૧૦૪ મૈલનો છે, જ્યારે દેહેરાદુનથી યમુનોત્રી ૧૧૨ મૈલ છે અને હરદ્વારથી દહેરાદુન ૪૦ મૈલ છે. એટલે હરદ્વારથી દેહેરાદુન થઇ યમુનોત્રી જઇ ગંગોત્રી પહોચતાં કુલ્લે મૈલ ૨૫૬ છે. ફક્ત ગંગોત્રી જનારને દેહેરાદુનથી ધરાસુર મૈલ ૬૧, ધરાસુરથી નાકુરી મૈલ ૧૪, ને નાકુરીથી ગંગોત્રી મૈલ ૬૧ છે, ને ૪૦ મૈલ હરદ્વારથી દહેરાદુનના મલી હરદ્વારથી ગંગોત્રી ૧૭૬ મૈલ છે. તેમજ, હરદ્વારથી દેવપ્રયાગ ૫૪, દેવ પ્રયાગથી ટીહરી ૨૪, ટીહરીથી ૧૦૧ મૈલ ગંગોત્રી છે, એટલે હરદ્વારથી દેવપ્રયાગ ને ટીહરી થઈ ગંગોત્રી જતાં ૧૭૯ માઈલ થાય છે. પરંતુ, હરદ્વારથી દહેરાદુનના

ચાલીસ મૈલ રેલ્વેમાં જવાથી તે ૪૦ માઇલ ઓછા થાય છે.

તેમજ, યમુનોત્રીથી સીમલા ચટ્ટી થઈ ગંગોત્રી ન જતાં, ધરાસુર આવી ડુંડા ચટ્ટીને રસ્તે ગંગોત્રી જતાં, યમુનોત્રીથી સીમલા ૨૮, સીમલાથી ધરાસુર ૨૩, ને ધરાસુરથી નાકુરી ૧૪ ને નાકુરીથી ગંગોત્રી ૬૧ છે, એટલે કુલે ૧૨૬ મૈલ છે. તેથી સીમલે થઇ ગંગોત્રી જવાથી ૨૨ મૈલ ઓછું ચાલવું પડે છે, ને ગંગોત્રીથી ગોમુખધારા મૈલ ૧૫ છે. તેના જતા આવતાના મૈલ ૩૦ ઊમેરતાં કુલ્લે ૨૮૬ મૈલ છે.

## ગંગાજીની આરતિ.

ધન ધન ગંગેમાઈ, તુમકો, ધન ધન ગંગેમાઈ. (ટેક).
વિષ્ણુ ચરનસે નિકસી ધારા, શિવને શીષચઢાઈ;
સગર સુત તારણુ કે કારણુ, મૃત્યુ લોક મેં આઈ. તુમકો. ૧
નિર્મલ જલ ગંભીર ચીરકર, ગિર કંદર જીત ધાઇ,
પાવન કિયે અસંખ્યો તીરથ, તારેજન સમુદાઈ. તુમકો. ૨
કલિમલ હરણી, તરણુ તારિણિ, સબ જગમેં લીલાછાઈ,
પાપ પુન્જ ત્રયતાપનસાવન સંતન જન સુખદાઈ. તુમકો. ૩
બેઠ. તુમ્હારે તીરકરેં સાધન સુરનર મુનિઆઇ,
લગી સમાધિ લખે બ્રહ્મકો, જોગી ધ્યાન લગાઇ. તુમકો. ૪
કુષ્ટી ઓર કલંકી તારે, તારે કુટિલ કસાઇ,
તેલી ઓર તમોલી તારે, તારે ધોબીનાઇ. તુમકો. ૫
કોટિન પતિત ઊદ્ધાર દીયે કયમ, કહું એક મુખ ગાઇ,
સારદશેશ સુરેશ થકિત ભયે, લીલા વરણિ નજાઇ. તુમકો. ૬

## ગંગાષ્ટક (ગંગાજીની સ્તુતિ).

યદ વધિ તવ તીરં, પાતકી નૈતિ ગંગે
તદ વધિ મલ જાલૈ, નૈવ મુકતઃ કલૌ સ્યાત્ ॥
તવ જલ કણિ કાડલં, પાપિનાં પાપ શું દ્ધયૈ
પતિત પરમદીનાં સ્ત્વંહિ પાસિ અપન્નાન —૧
તવ શિવ જલ લેશં, વાયુનીતં સમેત્ય
સપદિનિરય જાલં, શુન્યતા મેતિ ગંગે ॥

શમલ ગિરિ સમૂહાઃ, પ્રસ્ફૂટંતિ પ્રચણ્ડા—
સ્ત્વયિ સખિ વિશતાં નઃ, પાપ શંકા કુતઃસ્યાત્ —૨
તવ શિવ જલ જાલં, નિઃ સૃતં યહિં ગંગે
સકલ ભુવન જાલં પૂત પૂતં તદાઽભૂત્ ॥
યમ ભટ કલિવાર્તો, દેવિ લુપ્તા યમોપિ
વ્યધિકૃત વરદે હાઃ, પૂર્ણ કામાઃ સકામાઃ —૩
મધુ મધુ વન પૂગે. રત્ન પૂગે નૃ પૂગે—
ર્મધુ મધુ વન પૂગે, દૈવ પૂગૈઃ સપૂગૈઃ ॥
પુરહર પર માંગે, ભાસિ માયેવ ગંગે
શમયસિ વિષ તાપં, દેવ દેવસ્ય વંદ્યમ્ —૪
ચલિત શશિ કુલાભૈ રૂત્તરંગૈ સ્તરંગૈ—
રમિત નદ નદીના મંગ સંગૈ રસં ગૈઃ ॥
વિહરસિ જગ દંડે, ખંડ યંતી ગિરીંદ્રાન્
રમયસિ નિજ કાંતં, સાગરં કાંત કાંતે —૫
તવ પર મહિમાનં, ચિત્ત વાચાયમાનં
હરિહર વિધિ શકા, નાપિ ગંગે વિદંતિ ॥
શ્રુતિકુલ મભિ ધત્તે, શંકિતં તંગુણાંતં
ગુણ ગણ સુવિલાપૈ, નૈંતિ નેતીતિ સત્યમ્ —૬
તવ નુતિનતિનામા, ન્યપ્યઘં પાવયંતિ
દદતિ પરમશાંતિં, દિવ્ય ભોગાન્ જના નામ્ ॥
ઈતિ પતિત શરણ્યે ત્વાં પ્રપન્નોઽ સ્મિમાત—
ર્લલિત તર તરંગે ચાંગ ગંગે પ્રસીદ —૭
શુભતર કૃતયોગા, ધ્વીશ્વનાથ પ્રસાદાદ્—
ભવહર વર વિદ્યાં, પ્રાપ્ય કાશ્યાંહિ ગંગે ॥
ભગવતિ તવ તીરે, નીર સારં નિપીય
મુદિત હૃદય કુંજે, નંદ સૂનું ભજેઽ હમ્ —૮
ગંગાષ્ટક મિદંકૃત્વા, ભુક્તિ મુક્તિ પ્રદં નૃણામ્ ॥
સત્ય જ્ઞાનાનંદ તીર્થ, યતિના સ્વર્પિતં શિવે —૯

તેન પ્રીણાતુ ભગવા ચ્છિવોગંગાધરો વિભુઃ ॥
કરોતુ શંકરઃ કાશ્યાં, જનાનાં સતતં શિવમ્ —૧૦

## ગંગાજીનું માહાત્મ્ય.

પદ્મ પુરાણમાં કહ્યું છે કે સત્ય યુગમાં નૈમિષારણ્યમાં ત્રેતા યુગમાં પુષ્કર તીર્થ દ્વાપર યુગમાં કુરૂક્ષેત્ર અને કલિયુગમાં ગંગાજી. એ સર્વ તીર્થોમાં મુખ્ય અને વિશેષ પુણ્ય પ્રદ માનવાં. આ ગંગાજલના સ્પર્શથી પીવાથી અને દર્શનથી તથા ઘણે દૂર હોવા છતાં ગંગા શબ્દનો ઉચ્ચાર માત્ર કરવાથકી પણ પુણ્ય ફળ પ્રાપ્ત થાય છે શાસ્ત્રમાં કહ્યું છે કે

गंगा गंगेति योब्रूयात् योजनानां शतैरपि ॥
मुच्यते सर्व पापेभ्यो विष्णु लोकं सगच्छति ॥१॥

હરકોઇ માણસ પ્રેમ ભક્તિથી ગંગા ગંગે એ શબ્દનો ગંગાના તટથી ૪૦૦ ગાઉ છેટે હોવા છતાં જો ઉચ્ચાર કરે છે તો તે મનુષ્યનું સર્વ પાપ નષ્ટ થઈ તે વિષ્ણુ લોક ( વૈકુંઠ ) માં જાય છે. તેમ રામાયણ તથા મહાભારતમાં પણ કહ્યું છે કે નગાધિરાજ હિમાલયને ગંગા અને ઉમા નામની બે પુત્રીઓ હતી તેમાં ઉમા ( પાર્વતીજી ) હતાં તેમણે શંકરની તપશ્ચર્યા કરીને શંકરનેજ વર્યા અને ગંગાજી સ્વર્ગ લોકમાં દેવોનાં કામ કરવા માટે સિધાવ્યાં તે જ્યારે બલીરાજાનો યજ્ઞ થયો તે વખતે વિષ્ણુ લોકમાંથી ભગવાનના ચરણ કમલના અંગુઠા દ્વારા નીકળીને સ્વર્ગથી નીચે ફરતાં ફરતાં કૈલાસમાં શંકરની જટામાં પધાર્યાં ને ત્યાર પછી પોતાના પૂર્વજો અને સગર રાજાના ૬૦ હજાર પુત્રોના ઉદ્ધારને માટે ભગીરથ રાજાએ ૧૦ હજાર વર્ષ તપશ્ચર્યા કરીને શંકર પાસેથી ગંગાજીને પ્રથ્વીપર આણ્યાં તે ગંગાજી જ્યારે સ્વર્ગમાંથી પૃથ્વીના મૃત્યુ લોકમાં પ્રગટ થઇ બિંદુ સરોવર આગલથી વહેતાં થયાં તેની સપ્ત ધારાઓ જુદી જુદી થઈ તેમાં આલ્હાદીની, પાવની; અને નલીની, એ ત્રણ ધારાઓ પૂર્વમાં ગઇ. ચક્ષુ, સીતા, અને સિંધુ, એ ત્રણ ધારાઓ

પશ્ચિમમાં ગઈ. અને સાતમી ક્રેષ્ટ ધારા ભગીરથ રાજાના રથના જવાના માર્ગની પાછલ જઇ તેમના પુર્વજોનો ઉદ્ધાર કરી સમુદ્રમાં મલી ગઈ.

---

### શ્રી મહાભારતમાં આવેલા અનુશાસન પર્વના અંતર્ગત મેઘવાહન પર્વના ૨૬ મા અધ્યાયમાં ભીષ્મપિતામહે વર્ણવેલું ગંગાજીનું મહાત્મ્ય.

વૈશંપાયન કહે છેઃ—રાજા યુધિષ્ઠિરે બાણશૈયાપર સુતેલા ભીષ્મના બંન્ને ચરણોને પોતાના મસ્તકનો સ્પર્શ કરીને ધર્મ વિષે પ્રશ્ન પુછયો કે હે પિતા મહ ! કઇ ભૂમિના વિભાગો, કયા મોટાં દેશો, કયા મોટા આશ્રમો, કયા પર્વતો, અને કઈ નદીઓને અધિક પુણ્યવાન જાણવા ! ત્યારે ભિષ્મે કહ્યું કે આજ પ્રષ્ન એક સિદ્ધ પુરૂષને શિલોચ્છવૃત્તિવાળા જીજ્ઞાસુયે પુછયો હતો ને તે સિદ્ધ તેને જે ઉત્તર આપ્યો હતો તેજ હું તને સવિસ્તર કહું છું.

સિદ્ધ શિલોચ્છવૃત્તિને કહે છે કે જેમની વચ્ચે થઇને નદીઓમાં ઉત્તમ એવી ભાગીરથી ગંગા વહે છે તે દેશો, તે આશ્રમો, ને તે પર્વતો, મહા પવિત્ર ગણાય છે. મનુષ્ય ગંગાજીનું સ્નાન કરીને જે ગતિને પામે છે, તે ગતિ તપ કરવાથી, બ્રહ્મચર્ય પાળવાથી, યજ્ઞા કરવાથી તથા દાન કરવાથી પણ થતી નથી. જેનાં શરીરો ગંગાના પાણીથી ભીજાય છે તથા જેઓનાં હાડકાંઓ ગંગામાં નાખવામાં આવે છે તેઓ નિત્ય સ્વર્ગમાં રહે છે. જેનાં સર્વ કાર્યો ગંગાજળથી થાય છે તે અવસ્ય સ્વર્ગમાં વાસ કરે છે. પૂર્વવયમાં પાપકર્મ કરીને પાછલથી ગંગા સ્નાન કરે છે. તેઓ ઉત્તમ ગતિને પામે છે. જે સાવધાન થઇને ગંગાના પવિત્ર પાણીથી સ્નાન કરે છે તેના જે પુણ્યની વૃદ્ધિ થાય છે તે પુણ્ય સો યજ્ઞા કરવાથી પણ થતું નથી. મનુષ્યના હાડકાં જ્યાં સુધી ગંગાના પાણીમાં રહે છે તેટલા હજાર વર્ષ સુધી તે સ્વર્ગ લોકમાં પુજાય છે. સૂર્ય ઉદય થતાં જેમ અંધારાનો નાશ

થાય છે તેમજ ગંગાના સ્નાનથી પાપનો નાશ થઇને તે શોભે છે. ત્રણે લોકમાં જે કોઇ પ્રાણીઓ છે તે સર્વને ગંગાના જળથી પવિત્ર તર્પણ કરવામાં આવે છે તો તેઓ પરમ તૃપ્તિને પામે છે. જેઓ સૂર્યથી તપી ગએલું ગંગાજળ પીએ છે, તેઓ ગાયના છાણમાંથી નીકળેલા યવ ખાઇ ને વ્રત કરનારા પુરૂષ કરતાં પણ ઉત્તમ ગણાય છે. જે પુરૂષ કાયાની શુદ્ધિ કરનારાં એક હજાર ચાંદ્રાયણ વ્રત કરે છે, અને જે પુરૂષ ગંગાજળનું પાન કરે છે, તે બન્ને સમાન ગણાય કે ન ગણાય ( તે નક્કી કહી શકાતું નથી ) જે પુરૂષ દશહજાર યુગ સુધી ઉંધે મસ્તકે લટકે છે. અને જે પુરૂષ પોતાની મરજી પ્રમાણે ગંગામાં ઉભો રહે છે તે બેમાં ગંગામાં રહેનારો ઉત્તમ ગણાય છે. જેમ અગ્નિમાં પડેલું રૂ ભસ્મ થાય છે તેમ ગંગામાં સ્નાન કરનારાનું પાપ સર્વથા નાશ પામે છે. આ જગતમાં દુઃખથી જેમનું મન ખીન્ન થયું છે એવા પ્રાણીઓ જ્યારે આશ્રયની શોધ કરે છે તે સમયે તેઓને ગંગાના સમાન કોઈ આશ્રય નથી. સર્પો જેમ ગરૂડનાં દર્શનથી ઝેર વીનાના થાય છે. તેમ ગંગાના દર્શનથી મનુષ્યો પણ સર્વપાપોથી મુક્ત થાય છે. આ જગતમાં જે પુરૂષો પ્રતિષ્ટા વિનાના હોય તથા અધર્મ કરનારા હોય, તેઓને ગંગા પ્રતિષ્ટા આધાર રૂપ કલ્યાણ અને રક્ષા કરનારી છે. જે અધમ પુરૂષો અનેક મહા પાપોમાં ડુબી ગયા હોય અને નરકમાં પડવાને તત્પર થયા હોય તે પુરૂષો જો ગંગાનો આશ્રય કરે છે તો તેઓનો મરણ પછી ગંગા ઉદ્ધાર કરે છે. જેઓ નીત્ય ગંગાના તીર ઉપર જાય છે તેઓના ઉપર ખરેખર મુનિઓ, દેવો, અને ઇંદ્ર, પ્રસન્ન થાય છે. એમ જાણવું. જે પુરૂષો વિનયથી તથા આચારથી ભ્રષ્ટ હોય, અપવિત્ર હોય અને અધમ હોય તે પુરૂષો પણ, જો ગંગાનો આશ્રય કરે છે તો તે પવિત્ર થાય છે. દેવોનું જેમ અમૃત હિત કરે છે, પિતૃઓને જેમ સ્વાધા હિત કારક છે નાગોને જેમ સુધા ( અમૃત ) હિત કારક છે તેમ ગંગાજળ મનુષ્યોને હિત કરનારૂં છે. ક્ષુધાથી દુઃખી થએલા

બાળકો જેમ માતાની સેવા કરે છે. જેમ સર્વ સ્થાનોમાં સ્વયંભૂનું સ્થાનક શ્રેષ્ઠ કહેવાય છે, તેમજ સ્નાન કરવાને યોગ્ય એવી નદીઓમાં ગંગા નદી શ્રેષ્ઠ કહેવાય છે, ગંગા નદીના તીર ઉપરથી ઉડતી રેતીથી ભરાઇ રહેલા પોતાના શરીરને જ્ઞાની મનુષ્યો સ્વર્ગમાં રહેલું તથા શોભાયમાન માને છે. જે પુરૂષ ગંગા નદીના તીર ઉપર રહેલી માટીને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે, તે મનુષ્ય અંધારાનો નાશ કરનારૂં નિર્મળ સ્વરૂપ ધારણ કર છે. ગંગાના તરંગની માળાઓથી ભીંજાયેલો પવન જેનો સ્પર્શ કરે છે. તેના પાપનો તરતજ નાશ થાય છે. એક મનુષ્ય વ્યસનોથી ઘેરાઈ ગયો હોય અને નાશ પામવાની અણીએ હોય, તે સમયે તેને ગંગાના દર્શનની પ્રીતી થાય છે તો તે પ્રીતી તેનાં દુઃખોનો નાશ કરે છે. ઘણા હંસોથી તથા જાત જાતના પક્ષીઓથી ઘેરાઈ રહેલી તથા ગાયોનાં ટોળાંથી ભરપુર એવી ગંગા નદીને જોઇને હું સ્વર્ગને પણ ભૂલી જાઉ છું. મનુષ્યોને ગંગા નદીના તીર ઉપર જેવી ઉત્તમ પ્રીતી થાય છે તેવી ઉત્તમ સ્વર્ગમાં રહીને સ્વર્ગના સર્વે ભોગો ભોગવતાં છતાં પણ સ્વર્ગ ઉપર થતી નથી. આલોકમાં મન, વાણી તથા કાયાથી કરેલાં પાપોથી ઘેરાઈ ગએલો પુરૂષ ગંગાનું દર્શન કરીને પવિત્ર થાય છે એમાં મને જરા સંશય નથી. ગંગાનાં દર્શન, ગંગાનો સ્પર્શ, ને ગંગામાં સ્નાન કરીને પોતાના સાત થનારા અને સાત થઇ ગયેલા પિતૃઓને તથા તેની પેલી મેરના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ગંગાનું મહાત્મ્ય સાંભળવાથી બંન્ને વંશનું તારણ કરે છે. ગંગાનું દર્શન, સ્પર્શ, જળપાન, ને સ્નાન કરવાથી, તથા ગંગા, ગંગા એમ કીર્તન કરવાથી, સેંકડો અને હજારો પાપી પુરૂષોને ગંગા પવિત્ર કરે છે. જેને પોતાનો જન્મ, પોતાનું જીવતર, તથા પોતાનો શાસ્ત્રાભ્યાસ સફળ કરવાની ઈચ્છા હોય, તેણે ગંગાજી ઉપર જઇને પિતૃયોને તથા દેવોને તૃપ્ત કરવા જોઇએ. જેઓ ગંગાજી ઉપર જઇને જે ફળ પ્રાપ્ત કરે છે, તે ફળને પુત્રો ઉત્પન્ન કરીને, ધન સંપાદન

કરીને, તેમજ યજ્ઞાદી કર્મ કરીએ પણ કોઇ પ્રાપ્ત કરી શકતું નથી. જેઓ સમર્થ હોવા છતાં પણ પવિત્ર જળથી ભરેલાં કલ્યાણકારી ગંગાજીનાં દર્શન કરતા નથી, તે પુરૂષોને જન્માંધના સમાન, મરણ પામેલા સમાન, તથા લંગડાના સમાન જાણવા. ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળને જાણનારા મહર્ષિઓ, દેવો અને ઇંદ્ર દેવ જેની સેવા કરે છે એવી ગંગાની કયો મનુષ્ય સેવા નહિ કરે ? વિદ્વાન એવા વાન પ્રસ્થો, ગૃહસ્થો, સંન્યાસીઓ ને બ્રહ્મચારીઓ જે ગંગાંનો આશ્રય કરે છે. તે ગંગાનો કયો પુરૂષ આશ્રય નહિં કરે ? જેઓ પ્રાણ જતી વખતે સાવધાન થઇને મનમાં ગંગાનું સ્મરણ કરે છે, તે પરમ ગતિને પામે છે. જે પુરૂષ આ લોકમાં શરીર પડતાં સુધી જેઓ ગંગાની ઉપાસના કરે છે, તેઓનાં બ્રહ્મહત્યાદીક પાપો પણ નાશ થાય છે, તેમ રાજાના તરફથી પણ ભય થતું નથી. મહા પવિત્ર એવી ગંગા નદી આકાશમાંથી નીચે ઉતરી તેને મહેશ્વરે મસ્તક ઉપર ધારણ કરી છે, અને તેનુંજ સ્વર્ગમાં સેવન કરે છે. ( ગંગાએ પણ આકાશમાંથી નીચે ઊતરી ત્રણ લોકને પોતાના નિર્મળ માર્ગો વડે શોભાવ્યા છે. જે ગંગા નદીના જળને સેવે છે, તે પુરૂષ કૃત કૃત્ય થાય છે. સ્વર્ગવાસી દેવોમાં જેમ સૂર્યનું તેજ શ્રેષ્ઠ છે, પિતૃઓમાં જેમ ચંદ્ર શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં રાજા જેમ શ્રેષ્ઠ છે, તેમજ નદીઓમાં ગંગા નદી શ્રેષ્ઠ છે. ગંગાના દર્શન કરવાથી જેવી પ્રસન્નતા થાય છે, તેવી પ્રસન્નતા બ્રહ્મ લોકના વિષયોનો ઉપભોગ કરવાથી, સ્વર્ગના વૈભવો ભોગવવાથી, પુત્રોથી તથા ધનની આવકથી પણ થતી નથી. જેની ગંગા ઉપર શ્રદ્ધા હોય, જેનું ગંગાજ મન હોય, તેની ઉપર નિષ્ઠા હોય, જે ગંગાની સેવામાં પરાયણ રહેતો હોય તે ગંગાને અત્યંત પ્રિય થઇ પડે છે. પૃથ્વી ઉપર રહેનારા, આકાશમાં રહેનારા, અને સ્વર્ગમાં રહેનારા ઉત્તમ તથા મધ્યમ પ્રકારના જીવોએ નિત્ય ગંગામાં સ્નાન કરવું જોઇએ કારણ કે ગંગાસ્નાન સત્પુરૂષોનું ઉત્તમ કાર્ય કહેવાય છે ગંગાનો તેના પોતાના પવિત્રપણાને લીધે સર્વે લોકમાં યશ પ્રખ્યા-

ત થયોછે. કારણ કે ગંગાએ સગર રાજાના ભસ્મ થઇ ગએલા પુત્રાને આ લોકમાંથી સ્વર્ગે મોકલ્યા છે. વાયુએ પ્રેરેલી, ઘણીજ મનોહર, દોડતી, અત્યંત ઉંચે ઉછળતી, અને કાંતિ વાળી ગંગાની લહરીઓથી સંપૂર્ણ રીતે દીપી રહેલા પુરૂષો હજાર કિરણવાળા સૂર્યના જેવા પ્રકાશે છે. દુધવાળી, ઘૃતવાળી, અતિ ઉદાર, યજ્ઞનું ફળ આપનારી, વેગથી વહેતી, દુઃખે કરીને નાહી શકાય એવી, ગંગા નદી ઉપર જઇને જે ધીર પુરૂષો પોતાના શરીરનો ત્યાગ કરે છે, તેઓ દેવતાના સમાન થાય છે. યશ વાળી, શ્રેષ્ઠ, અને સેવા કરવાથી દેવોને સૌભાગ્ય આપનારી એવી ગંગાની દેવો, ઇંદ્ર, મુનિઓ, તથા મનુષ્યો સેવા કરે છે. તે ગંગાની જો સેવા કરવામાં આવે તો તે આંધળાઓની, મુર્ખોની, તથા નિર્ધન પુરૂષોની સર્વ કામનાઓને પૂર્ણ કરે છે. અન્ન તથા ઢોર ઢાંખર વગેરે આપનારી, મહા પવિત્ર, કર્મનાં ફળને આપનારી, ત્રણ માર્ગે વહેનારી, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોકનું રક્ષણ કરનારી, એવી ગંગાનો જે આશ્રય કરે છે, તે સ્વર્ગમાં જાય છે. જે ગંગાના તીર ઉપર નિવાસ કરે છે, અથવા તો ગંગાનાં દર્શન કરે છે, તેને, ગંગાના દર્શનથી તથા તેના જળના સ્પર્શથી મોટાઇને પામેલા દેવતાઓ પણ સુખો આપે છે તથા ઇચ્છીત ગતિને આપે છે. જે પુરૂષો તારણ કરવાને સમર્થ, વાણીરૂપ સર્વ કરતાં શ્રેષ્ટ, કલ્યાણકારિણી સમૃદ્ધિ વાળાં, ઐશ્વર્યવાળાં અત્યંત પ્રસન્ન, પ્રકાશ સ્વરૂપ સર્વ પ્રાણીઓના આધાર રૂપ એવા ગંગાના તિર્થ ઉપર જાય છે, તે પુરૂષો સ્વર્ગમાં જાય છે. જે ગંગાની પ્રખ્યાતિ અર્થાત્ પવિત્ર કીર્તિ આકાશમાં, સ્વર્ગમાં, પૃથ્વી ઉપર, દિશાઓમાં, તથા ખૂણાઓમાં વ્યાપી રહેલી છે તે ઉત્તમ નદીના જળનું સેવન કરીને સર્વે મનુષ્યો કૃત કૃત્ય થાય છે. જે ગંગાનાં દર્શન કરીને બીજાને "આ ગંગા છે" આ રીતે નિયમ પ્રમાણે ગંગાનાં દર્શન કરાવે છે, તેને ગંગા મોક્ષ આપે છે. વળી તે કાર્તિક સ્વામીને તથા સુવર્ણને જન્મ આપનારાં છે. પ્રભાતમાં

ગંગામાં જો સ્નાન કરવામાં આવે તો તે ધર્મ અર્થ કામને આપનારાં છે. વળી જે જળરૂપી ઘીને વહન કરે છે. પાપીઓના પાતકનો નાશ કરનારી છે, તેનું જળ સર્વ જગતને પ્રિય લાગે છે, અને તે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર અવતર્યા છે. વળી આ ગંગા નદી હિમાચલનાં પુત્રી થાય છે, હરનિ ભાર્યા છે, સ્વર્ગના અને પૃથ્વીના અલંકાર રૂપે છે, પૃથ્વી ઉપર સર્વનું કલ્યાણ કરનારાં છે, ઐશ્વર્ય વાળાં છે, તથા હેરાજન ! ત્રણ લોકોને પવિત્ર કરનારાં છે. ધર્મ રૂપી મધુને વહેનારાં છે, પૃથ્વી ઉપર જળની પેઠે તેજની ધારાને પ્રવર્તાવનારાં છે, મંત્રથી મંત્રીને અગ્નિમાં હોમવામાં આવતાં ઘીની કાંતિ તથા શકિતથી સંપન્ન છે, મોટા તરંગોથી તથા સ્નાન સંધ્યા કરનારા, બ્રાહ્મણોથી શોભે છે, સ્વર્ગમાંથી નીચે પડે છે. અને શંકરે મસ્તક વડે ઝીલી લીધેલાં છે, સ્વર્ગની માતા છે અને પર્વત ઉપરથી પૃથ્વી ઉપર પડીને મનુષ્યોને પવિત્ર કરે છે. વળી તે ગંગા સર્વનું પરમ કારણ છે, સર્વ કરતાં શ્રેષ્ઠ છે, નિર્મળ છે, બ્રહ્મની પેઠે અત્યંત સુક્ષ્મ છે. મરણ પામેલા પ્રાણીઓની પવિત્ર શય્યા રૂપ છે. ઝડપથી જળને વહેનારી છે, યશ આપનારી છે, આખા વિશ્વનું પાલન કરનારી છે, સર્વના સમાન આકાર વાળી છે. સિદ્ધ પુરૂષોને વહાલી છે, તથા સ્નાન કરનારા પુરૂષોને સ્વર્ગમાં જવાના એક માર્ગ રૂપ છે; મનુષ્યોનું રક્ષણ કરવામાં ક્ષમાસુર્તિ છે, ધારણ કરવામાં પૃથ્વી મૂર્તિ છે, અગ્નિ તથા સૂર્યના સમાન કાંતીવાળી છે, તથા બ્રાહ્મણોના ઉપર નિત્ય વત્સલતા ધરાવનારી હોવાથી ગુહના કાર્તિક સ્વામીના સમાન છે. ઋષિઓ ગંગાજીની સેવા કરે છે, ( અર્થાત્ તેના તીર ઉપર વાસ કરીને રહે છે ), વળી તે વિષ્ણુનાં ચરણમાંથી ઉત્પન્ન થઇ છે, અત્યંત પ્રાચીન કાળની છે, તેનું જળ અત્યંત પવિત્ર છે; આ જગતમાં જે પુરૂષો મને કરીને સંપૂર્ણ રીતે જાન્હવીને ગંગાને શરણે ગયા છે, તેઓ બ્રહ્માના લોકમાં ગયા છે. સર્વ પ્રકારના ગુણોથી ભરપુર એવા સર્વે લોકોને નાશવંત જાણીને પરબ્રહ્મના પદની ઇચ્છા રાખનારા પુરૂષોએ મનને વશમાં રાખીને, પુત્રો

જેમ પોતાની જનનીની સેવા કરે, તેમ સદાય ગંગાની સેવા કરવી. ગંગા અમૃતને ઝરનારી એક ગાય રૂપ છે, લક્ષ્મી રૂપ છે, સર્વજ્ઞ છે, આખા જગતની ભોગ્ય છે, અન્નથી ભરપુર છે, પર્વતોની માતા છે, ઉત્તમ પુરૂષો તેનો આશ્રય કરે છે, અમૃત રૂપ છે, બ્રહ્માની સ્ત્રી છે, (માટે) સિદ્ધિની કામનાવાળા જ્ઞાની પુરૂષે આવી ગંગાનો આશ્રય કરવો, ( અર્થાત્ તેના કિનારા ઉપર વાસ કરવો ). ભગીરથે મહા ભયંકર તપ કરીને શંકર સાથે સર્વે દેવોને પ્રસન્ન કરીને ગંગાને પૃથ્વી ઉપર આણ્યાં છે. તે ગંગાને શરણે જવાથી પુરૂષોને આ લોકમાં તથા પર લોકમાં કોઇ દીવસ ભય રહેતું નથી; મેં બુદ્ધિ વડે સારી રીતે વિચાર કરી કરીને તેના ગુણોનો એક ભાગ સર્વથા તને કહ્યો છે, પરંતું ગંગાજીના સર્વ ગુણો કહેવાને અથવા તો તેની ગણના કરવાને મારી જરા પણ શકિત નથી. મેરૂ પર્વતના પથ્થરોની સંખ્યા ( ગણતરી ) તથા સમુદ્રના જળની સંખ્યા (ગણતરી) સર્વ પ્રકારના પ્રયત્નોથી કરી શકાય, પરંતુ ગંગાજળના સર્વ ગુણો સર્વ પ્રકારના પ્રયત્નો કરવા છતાં, ગાઇ શકાય નહિ તેમ જ તેનું માપ પણ થઇ શકે નહિ. એટલા માટે મેં મોટી શ્રદ્ધાથી ગંગાના સર્વે ગુણો કહ્યા છે. તે ગુણોને જાણીને સદૈવ ભકિતથી તથા શ્રદ્ધા સંપન્ન થઇને વાણીથી ગાવા, મનથી તેનું ધ્યાન કરવું, તથા તેમાં કર્મ સ્નાન કરવું, તું ગંગાની ભકિત કરવાથી આ ત્રણે લોકમાં તારાયશ ને ફેલાવીશ, દુર્લભ એવી મહા સિદ્ધિને પ્રાપ્ત થઇશ, અને ગંગાની સેવા કરવાથી પ્રાપ્ત થનારા તથા સંકલ્પ સિદ્ધ એવા પુણ્યવાળા લોકોમાં તું મરજી પ્રમાણે વિહાર કરીશ. મોટા પ્રભાવવાળાં ગંગા તારી અને મારી બુધ્ધિને નિત્ય ધર્મના ગુણોવાળી કરો! કારણ કે ગંગા જગતમાં પોતાના માનીતા મનુષ્યોની ઉપર વત્સલતા ધરાવે છે, અને ભકિતવાળા મનુષ્યને સુખી કરે છે.

ભીષ્મ કહે છેઃ—આ રીતે ઉદાર બુદ્ધિવાળો અને ઉત્તમ કાંતિમાન્ એવો તે સિદ્ધ શિલવૃત્તિને (શિલવૃત્તિને) ગણુ માર્ગે જનારી ગંગાના સત્ય એવા સંપૂર્ણ ગુણો અનેક પ્રકારથી કહીને સ્વર્ગમાં ગયો.

સિદ્ધ પુરૂષનાં વચનોથી તે સમયે શિલ વૃતિને જ્ઞાન થયું, અને તે ગંગાની વિધિ પૂર્વક ઉપાસના કરીને અત્યંત દુર્લભ એવી સિદ્ધિને પ્રાપ્ત થયો. હે કુંતીના પુત્ર ! તું પણ તેમપ્રમાણેજ પરમ ભક્તિથી સંપન્ન થઈને ગંગાની નિત્ય ઉપાસના કર. ઉપાસના કરવાથી તને ઉત્તમ સિદ્ધિ મળશે.

વૈશંપાયન કહે છેઃ—ભીષ્મે ગંગાની સ્તુતી સાથેનો ઇતિહાસ કહ્યો, તે સાંભળીને યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાથે અત્યંત પ્રસન્ન થયા. જે મનુષ્ય ગંગાની સ્તુતિ સાથેના આ પવિત્ર ઈતિહાસને સાંભળે અથવા તો તેનો પાઠ કરે, તે સર્વ પાપમાંથી છુટે છે.

॥ શ્રી ગંગોત્રી યમુનોત્તરી મહાત્મ્યઃ ॥

જ્યારે ભગીરથ રાજાના મહાન કઠીણ તપથી પ્રસન્ન થઇને ગંગાજીયે વરદાન માગવા કહયું ત્યારે તેમના અદભૂત દિવ્ય દેવ સ્વરૂપનાં દર્શન અને સ્તુતિ કરી રાજાએ કહ્યું કે હેમાતુશ્રી કપિલ મુનિના શ્રાપથી મારા પિત્રીઓ બળીને ભસ્મ થયા છે તેમનો ઉદ્ધાર કર્યો વિના આપ પાતાલમાં જશો નહીં, ત્યારે ગંગાજી બોલ્યાં કે હે પુત્ર હું તારા પૂર્વજોનો ઉદ્ધાર કરી જ્યારે કલિયુગના બીજા ચરણનો આરંભ થશે ત્યારે જ હું પાતાલમાં જઈશ, આવાર્તા પાતાલ વાસી નાગોના જાણવામાં આવવાથી વિષની જવાલાથી વન, પર્વત, વૃક્ષ, લત્તા, ગુલ્મ, અને નદીઓને બાળતો અનેક નાગો સહીત વાસુકી નામનો નાગોનો રાજા ત્યાં આવ્યો, આ વિઘ્નને જાણી રાજાયે. નારાયણનું ધ્યાન ધર્યું. અને શેષ નાગની પણ નમ્ર ભાવે સ્તુતી કરી ત્યારે નાગરાજ પ્રસન્ન થઇને રાજાને જવા દીધો, અને ગંગાજીને પાતાલમાં લઈ જવા લાગ્યા અર્ધ માર્ગે જતાં ગંગાજીએ શેષ નાગને કહ્યું કે ભગીરથ રાજાને વરદાન આપ્યું છે તેથી મારૂં વચન મિથ્યા ન થાય. માટે હું પૃથ્વીમાં જઈશ. અને રાજાના પિત્રીઓની મુક્તિ કરીશ. ત્યાર બાદ કલીયુગના બીજા ચરણના આરંભ વખતે હું પાતાલમાં અવશ્ય આવીશ. આ પ્રમાણે શ્રી ગંગાજીનું કહેવું શેષનાગે

માની તેમને જવાની રજા આપી, હાલ પણ જ્યાં ભગીરથ રાજાને વરદાન આપ્યું છે ત્યાં સર્પરાજની વિષજવાળાથી અનેક જીવો દગ્ધ થઇ જાય છે. અને એ સ્થલની આજુ બાજુ ચાર જોજન સુધીમાં દેવ, દાનવ, ગંધર્વ, કે મૃગાદીક જીવ રહી શકતા નથી. આ સ્થલે એક અતી સુંદર સ્યામ સરોવર છે તેની દક્ષિણ બાજુએ એક શોભાયમાન શિવલિંગ છે. ત્યાં શ્રી યમુનાજી સહીત ગંગા માતાજી મનુષ્યાકૃતીનું સ્ત્રી સ્વરૂપ ધારણ કરી પધાર્યા તે સમયે ભગીરથરાજા ચિંતા યુકત થઈને. ત્યાં બેઠા હતા એટલામાં આશ્ચર્યમય. ગૌર અને શ્યામ વર્ણની અતી સુંદર બે કન્યાઓ તેમણે દેખી અને તે કન્યઓને પોતે પૃછવા લાગ્યા કે. આ નિર્જન કઠિન પ્રદેશમાં આપ કોણ છો; હું તો અત્યંત દુઃખી ભગીરથ રાજા કાંઈક કારણ વશાત્ અત્રે વનમાં વિચરૂં છું રાજાના પુછવાથી ગૌર વર્ણની કન્યા બોલી કે હે રાજન્! હું બ્રહ્મસ્વરૂપિણી ગંગાજી છું અને આ કૃષ્ણ વર્ણની સર્વ પાપ હારિણી સૂર્યની પુત્રી યમુનાજી છે. તમારા આગળ હમોયે પોતાનાં રૂપ છુપાવ્યાં નથી. હે રાજન્! હવે હું આ હિમાલયમાંથી જુદી જુદી દશ ધારા થઈને નીકળું છું, મારી સર્વથી મોટી શ્રેષ્ટ ધારા તમારી સાથે આવશે. અને મારી બીજી ધારાઓ મારામાં પાછી અનુક્રમથી મલી જશે, પૃથ્વી તલમાં અનેક નામ વાળી મારી પવીત્ર ધારાઓના જલનું જે કોઈ પ્રાણી સ્નાન, પાન, કે દર્શન, કરશે તે અત્યંત પુન્ય અવશ્ય પ્રાપ્ત કરશે. એમાં જરાયે સંશય જાણવો નહીં. આ પ્રમાણે રાજાને કહીને શ્રી ગંગાજી અનેક તરંગ રૂપે ચંચલ પ્રવાહોથી હિમાલયના દક્ષિણ ભાગ તરફ વહેવા લાગ્યાં. તેથી સમગ્ર મુનિ જનોએ સેવેલું એવું પરમ પવિત્ર ગંગોત્તર મહા તીર્થ થયું. અને તેજ પ્રકારે હિમાલયની ડાબી બાજુ તરફ જ્યાંથી કૃષ્ણવર્ણા દેવી યમુનાજી નીકળ્યાં તે સર્વ સિદ્ધિ દાયક યમુનોત્તરી તીર્થ થયું આ બન્ને અદ્વિતીય મોટા તીર્થો કહ્યાં છે. આ બન્ને તીર્થોનું જે મનુષ્ય પ્રાતઃકાલમાં સ્મરણ કરશે. તેનું સર્વ દુઃખ ભગીરથ રાજાની પેઠે દૂર થઇ જશે. ત્યાર પછી ભગીરથ રાજા ગંગાજીને લઇને

અનેક દેશોને અતિક્રમણ કરતા. જ્યાં સગર રાજાના ૬૦ હજાર પુત્રો એટલે પોતાના પૂર્વજો બળીને ભસ્મીભૂત થયા હતા તે માર્ગે ભગીરથ જતાં ગંગાજી, પણ તેમના રથની પાછલ જતાં તે ભસ્મને ગંગા જલનો સ્પર્શ થતાં યોગીઓને પણ દુર્લભ એવી સગર રાજાના પુત્રોની ઉત્તમ મોક્ષ ગતિ થઈ. ભગીરથ રાજા પૂર્વ સમુદ્ર સુધી પહોચ્યા ત્યાં ગંગાજી સહસ્ત્ર ધારા થઇને સમુદ્રમાં મળી ગયાં તેથી ત્યાં સમુદ્ર આગળ પરમપવિત્ર ગંગા સાગર સંગમ નામનું અક્ષય પુણ્ય આપનારૂં પવિત્ર તીર્થ થયું જેના સ્મરણ માત્રથીજ સર્વ પાપો નષ્ટ થાય છે અને મુક્તિ મલે છે. એવું આ ગંગાજીનું માહાત્મ્ય છે.

આ ભાગીરથ રાજાનું આખ્યાન અને (ગંગાવતરણ) જે કોઈ વાંચે, અથવા સાંભળે છે, તેનું સર્વ દુઃખ દૂર થઈ તેનો મોક્ષ થાય છે.

અત્રે એકી દિવસો, એટલે ૧-૩-૫—૭-રાત્રી નિવાસ કરવાનું માહાત્મ્ય છે. અમો યમુનોત્રીથી નીકળી ૮ મે દીવસે ગંગોત્રી પહોંચ્યા હતા.

એ પ્રકારે ગુજરાત પ્રાન્તના ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, જોશી સોમેશ્વર દ્વારકાદાસે ભૂવૈકુંઠગમન નામના ગ્રંથમાં વર્ણવેલા નગાધિરાજના ઉચ્ચ શિખરપર આવેલા કેદાર ખંડાંતર્ગતમાં પવિત્ર ગંગોત્રી તીર્થની યાત્રાના વિષયનો દ્વિતીય કલ્પ ઉમંગથી પૂરો કર્યો.

## ગંગોત્તરીથી કેદારનાથ સુધીની ચટ્ટીઓ.

| ચટ્ટીનું નામ. | મૈલ. ક્યાં જમ્યા ક્યાં રહ્યા. | ચટ્ટીનું નામ | મૈલ. ક્યાં જમ્યા ક્યાં રહ્યા | ચટ્ટીનું નામ | મૈલ ક્યાં જમ્યા ક્ય રહ્યા. |
|---|---|---|---|---|---|
| ભૈરવઘાટી | ૬—૦—૦ | સૌરીગામ | ૩—૦—૧ | ગોત્તુ | ૭—૦—૦ |
| ડાકબંગલો | ૨—૧—૦ | સાલુ | ૨॥-૦—૦ | ગવાણા | ૧—૦—૦ |
| ધરાલી | ૪—૦—૦ | સ્તુણા | ૩॥-૧—૦ | પવાલી | ૯—૧—૧ |
| હરસલ | ૨—૦—૧ | બેલ્કરા | ૫—૦—૧ | મગુ | ૯—૧—૦ |
| ઝાલા | ૩—૦—૦ | પંગરાણા | ૫—૦—૦ | ત્રિયુગી | ૫—૧—૨ |
| સુકી | ૩—૧—૦ | ઝાવા | ૬—૧—૦ | ગૌરીકુંડ | ૫—૧—૦ |
| લુહારીનાગ | ૩—૦—૦ | બુઢાકેદાર | ૫—૧—૧ | રામવાડા | ૫—૦—૦ |
| ગંગાણી | ૫—૦—૧ | તોલા | ૪—૦—૧ | કેદારનાથ | ૩॥-૧—૨ |
| ભુકી | ૩—૦—૦ | હટકુણી | ૩—૦—૦ | | |
| ભટવાડી | ૬—૧—૦ | ગોલભોટ | ૩—૧—૦ | | |



॥ ॐ श्री गणेशाय नमः ॥

# ભૂવૈકુંઠગમન.

## કલ્પ ૩ જો.

## ગંગોત્રીથી કેદારનાથ.

### દશ્ય ૧ લું.

ગંગોત્રીથી ભટવાડી.



રવઘાટી—ગંગોત્રીથી ૬ મૈલનો રસ્તો સીધો ને સહેજ ઉતરાઇનો છે.

એ પ્રમાણે સંવત ૧૯૮૦ શાકે ૧૮૪૬ના જેઠ સુદી ૩ ને ગુરૂવારે તા. ૫-૬-૨૪ ને દિને ગંગોત્રીથી નીકળી જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે તેને તેજ રસ્તે અમો ભૈરવઘાટી આવ્યા. ગંગોત્રી જતાં અત્રેના દુકાનદારને આવતી વખતે અહીં રહેવા કહ્યું હતું. જેથી અમોએ દુકાનદારને અમારે માટે સીધા સામાનને વાસણની સગવડ કરવા કહ્યું, ત્યારેતો દુકાનદારે અમારા સામુ પણ જોયું નહી. દુકાનદારની આ વર્તણુંકની તપાસ કરતાં જણાયું કે ૫૦ થી ૬૦ માણસ આવે છે, એવી ખબર

આવનાર યાત્રીઓના રસોઈઆએ તેને કહી હતી. ને તેથીજ તે દુકાનદારે અમારી બીલકુલ દરકાર કરી નહીં જેથી અમારે અત્રેથી બીજા ૨ મૈલપર આવેલા ડાક બંગલે જવું પડયું. ઘણે ભાગે અત્રેના દુકાનદાર સ્વાર્થીજ હોય છે. જેથી પોતાની ખાત્રી થયા સિવાય તેમના બોલવા પર બીલકુલ ભરોસો રાખવો નહી.

ડાક બંગલો—ભૈરવઘાટીથી ૨ મૈલ, ને રસ્તો ઘણે ભાગે ઉતરાઈનોને સહેજ ચઢાઈનો છે. તે પસાર કરી અમો ડાકબંગલે આવ્યા અત્રે એક હિંદુસ્થાની બાઈ પોતાના સાથથી વિખુટી પડી હતી અને રૂદન કરતી હતી ડાક બંગલાવાળાએ પણ તેના સોબતીથી છુટી પડવાની હકીકત અમોનો કહી જેથી તે બાઈને ખરચીને માટે થોડી રકમ આપી. અત્રે પાણી ઘણું દૂર હોવાથી બીજા અડધા ફર્લાંગની ઉતરાઈ ઉતરવા પછી આવતો **ગંગાનો** પૂલ ઉતરી સામે કિનારે પાણીના ઝરણાઓ વહેતાં હતાં, ત્યાં મુકામ કરી રસોઇ કરી જમ્યાં. કપડાં ધોયાં ને સાંજે ૪ વાગે નીકળ્યાં.

**ઘરાલી** ડાક બંગલાથી ૪ મૈલ છે અને રસ્તો સ્હેજ ઉતરાઈનો સીધો છે જતી વખતે દરેક ઠેકાણે ગંગાનું જળ બરફમય હોવાથી દુધીયાં રંગનું છતાં નિર્મળ જણાતું હતું. જ્યારે આવતી વખતે અત્રે ગંગામાં પુષ્કળ ડોળાએલું જળ જણાતું હતું તેમજ જે જે ગંગામાં મળતાં બીજાં નદી નાળાંમાં તો જાણે વરસાદના વખતમાં જેમ પૂર આવવાથી પાણી ડોળાએલું કચરાવાળુ હોય છે, તેમજ અત્રે દરેક આવતાં ઝરણોનું પાણી બન્ને કિનારે ચડતું ને ડોળાએલું દેખાતું હતું. તેનું કારણ જેપાનીને પુછતાં. તેઓએ કહ્યું કે આજે તાપ વધારે પડયો છે તેની ગરમીથી બરફ ઓગળી ને આ પાણી ઠેક ઠેકાણેથી વહ્યુ આવે છે તેજ કારણ ડોળાએલા જળનું છે. વિશેષમાં તે કહેવા લાગ્યા કે જ્યારે સખત ગરમી પડે છે ત્યારે તો ગંગા નદીમાં વરસાદમાં આવતી રેલની માફક ગંગાના બન્ને કિનારે પાણી ચિકાર થઇ કોઈ વખત આડે રસ્તે પાણી ચાલ્યું જાય એટલું

બરફ ઓગળી પાણી આવે છે. તે જોતા જાતા અમો ધરાલી આવી વિસામો ખાઈને ચાલ્યા.

**હર્શલ—ધરાલીથી** ૨ મૈલ રસ્તો સીધોને સહેજ ઉતરાઈનો છે જતી વખતવાળીજ ચટ્ટીમાં અમે ઉતર્યા ઉત્તરકાશીમાં જે બીમાર સાધુને તાવની દવાની શીશી આપી હતી તે સાધુ અત્રે અમોને મળ્યો હતો. અમને જોતાંજ નમ્ર ભાવે હાથ જોડી વિનંતી કરી કહેવા લાગ્યો કે બાબુજી આપની આપેલી દવા ત્રણ દીવસ લેવાથી મને આરામ થયો છે જેથી ઈશ્વર આપનું ભલું કરશે એમ અંતઃકરણના ઘણા આશીર્વાદ આપીને તેણે કહ્યું કે હવે હું તે ગંગામાયની કૃપાથી ગંગોત્રી જાઉં છું ત્યાર બાદ અમો અત્રેનો હરશલ સાહેબનો બગીચો જોવા ગયા. તેમાં મુખ્ય અધિકારી જે સફરજન વેચતો હતો. તે બહાર ગામ ગએલો હોવાથી અમોને સફરજન મળ્યાં નહી. ત્યાંથી સામેજ આવેલી સત્ય નારાયણની ધર્મશાળામાં જઈ દર્શન કર્યા હતાં. સવારે અત્રેથી વહેલા નીકળ્યા.

**ઝાલા—હરશલથી** ૩ મૈલ રસ્તો સીધોને સહેજ ચડાઈનો છે ત્યાં આવી જેપાની એ બીડી પીમીને આગળ ચાલ્યા.

**સુકી—ઝાલાથી** ૩ મૈલ રસ્તો સહેજ ચડાઈને પછી ઉતરાઈનો છે ૧૧ વાગે સુકી ચટ્ટીએ આવ્યા કે જે ચટ્ટી ઉપર કાળી કામળીવાળાની ધર્મશાળા અને પાણીનો પત્થરનો બાંધેલો કુંડ છે. મોદીની બે દુકાનો છે ત્યાં રસોઈ કરી જમી સાંજના પાછી મુસાફરી શરૂ કરી.

**લુહારીનાગ—સુકીથી**, ૩, મૈલ રસ્તો ઊતરાઈનો છે ત્યાં ન રોકાતાં આગળ ચાલ્યા.

**ગંગાણી—લુહારી** નાગથી ૫ માઈલ રસ્તો ચડ ઉતર ને સહેજ સીધો છે સંધ્યાકાળ પહેલાં અમો આ ચટ્ટીએ આવી પહોચ્યાં મોદીના મેડા ઉપર મુકામ કર્યો, બીજે દીવસે રસ્તામાં ખાવા જેપાનીઓને તથા અમારે માટે સેકેલા ચણા નહિ મલવાથી મોદી પાસેથી ઘઉં સેકાવી લીધા હંમેશાં જેપાનીઓ બે

વખત જમતા હોવાથી મોદી પાસેથી સીધું લીધું જ્યારે હમે મોદી પાસેથી દુધ મંગાવી સર્વેએ પીધું. તેમજ અમારી પાસે ચાહ હોવા છતાં અત્રેના પહાડમાં થતી ચાહનાં પાંદડાં અત્રે મળતાં હતાં. તે લઇ ચા બનાવી પીધી. આ ચા અત્રેના લોકોના કહેવા પ્રમાણે કેફ વીનાની સ્વાદમાં મધુર મીઠી ને લહેજતદાર હોય છે અમોને પણ તેનો સ્વાદ મીઠોને મધુરો લાગ્યો હતો પરંતું આ ચા બમણી નાખીએ ત્યારેજ સ્વાદિષ્ટ થાય છે સવારે ચાલવા માંડયું.

**બુકી**—ગંગાણીથી ૩ મૈલને રસ્તો ચડઉતરનો અત્રે ન રોકાતાં અમોએ ચાલવા માંડયું.

**ભટવાડી**—બુકીથી ૬ મૈલ છે ને રસ્તો સીધો ને સ્હેજ ઊતરાઈનો છે.

અત્રે ધર્મશાળામાં ઉતારો કરી જમ્યા બાદ થોડો આરામ લીધો **ગંગોત્રી** જતી વખતે અમારી પાસેનો વધારાનો સામાન અત્રે મૂકયો હતો તે મોદી પાસેથી લીધો ને અમારા દરેક સામાનનો તેમજ ગંગાજળનો ફરીથી તોલ કરાવ્યો. ગંગોત્રીથી લીધેલું ગંગાજળ ભટવાડી સુધી ઉંચકવાનું કંઇ પણ દામ આપવું પડયું નથી. કારણ કે ગંગોત્રી જતાં કેટલોક સામાન અમોએ ભટવાડી મૂકેલો હોવાથી બોજાવાળાને તે ભાર ઓછો થતો હતો, તેથી ગંગાજળ બોજાવાળાઓનેજ ઉંચકવા આપ્યું હતું. પરંતુ અત્રેથી તેમનો પૂરતો બોજો ઊચકવાનો હોવાથી, તેમજ બધાનું મળી ગંગાજળનું વજન બંગાળી પોણો મણ થતું હોવાથી, બીજો મજુર કરતાં તેણે અત્રેથી હરદ્વાર સુધી આવવા માટે રૂા. ૪૫ માગ્યા. તે દામ વધારે હોવાથી અમોએ જ્યારે ધરાસુમાં બોજો તોલાવ્યો હતો. તેના કરતાં અત્રે તોલાવતાં ૧૫ શેર વજન ઓછું થયું હતું તેથી બાકી ૧૫ શેર જ વજન ઊચકાવાનું રહ્યું તેના જે પૈસા ઉચકામણીના થાય તે આપવા કબુલ કરતાં તેઓનેજ ઉંચકવા આપી દીધું તેથી બીજો વધારાનો બોજો ઉંચકનાર કરવાની જરૂર પડી નહી.



## દશ્ય ૨ જું.

### ભટવાડીથી બુઢ્ઢકેદાર.



**સારી સૌરા અથવા સૌરી.**

**ભટવાડીથી** ૩ મૈલ છે. ને રસ્તો એક મૈલ સીધો ને બે મૈલની ચડાઈ ઊતરાઈનો ને ફક્ત પગદંડીનો નિર્જન વનનો પગ કેડીનો વિકટ રસ્તો છે. રસ્તામાં ઝોક નામનો કીડો પગે ચોંટી ડંખ મારી બહુ લોહી કાઢે છે. માટે પગે મોજાં રાખવાં **ભટવાડીથી** એક મૈલ આવતાં કામ- ચલાઉ બનાવેલી ચટ્ટી કે જે મારવાડી લોકોએ બાળી નાંખી હતી અને જેનો નીકાલ દલસુખરામ ભાઈએ ભટવાડીમાં પતા- વ્યો હતો, ત્યાં સુધી ગંગોત્રીથી નીકળીને તેના તેજ રસ્તે અમો અત્ર આવી પહોંચ્યા અત્રેથી **કેદારનાથનો** રસ્તો બદલાય છે. જેઓને સડકને રસ્તે જવાની ઈચ્છા હોય તેઓ અત્રેથી **ટીહરી** રસ્તે થઈને **શ્રીનગર** આવીને રૂદ્ર પ્રયાગ જઇ, ત્યાં ડાબા હાથના પૂલના રસ્તે ઉતરી **કેદારનાથ** જાય છે. આ રસ્તો સીધો ને સડકનો હોવા છતાં ઘણો લાંબો હોઈ ચક્કર ખાઇને જવાય છે તેથી યાત્રીયો તે રસ્તે જતા નથી, તેથી અમો અત્રેથી બદલાતા ડાબા હાથ તરફના રસ્તે જતાં (૨૦૦) ફૂટ દૂર આવેલો એક લાકડાંનો બાંધેલો ગંગાજીનો પૂલ ઉત- રીને, સામે કીનારે ગયા. આ રસ્તો બીલકુલ સુધાર્યા વગરનો ગંગાજીને કિનારે કિનારે આવેલો છે. તેથી રસ્તે ચાલતાં સં- ભાળવા જેવું છે. જેપાનીઓ કહેતા હતા, કે આ રસ્તો સુધા- રવા માટે ટીહરી રાજ્ય તરફથી નિમણુક થઈ છે.

અને કોઇ એક સખી ગૃહસ્થે આ રસ્તો સુધારવા માટે કેટલીક રકમ ટીહરી રાજ્યને સુપરત કરી છે. તેથી આ અગવડ

ભરેલો રસ્તો વખત જતાં સુધારવાનો સંભવ જણાય છે. હાલ તો આ રસ્તો પગ કેડીનો અખડ બખડી ઊંચો નીચો ને રસ્તામાં પડેલા પત્થર અને કાંકરાવાળો છે, એટલુંજ નહિ, પણ એક બે જગ્યાએ છેક ગંગાજીના કિનારા ઉપર ઊત્તરાઈનો રસ્તો ભય ભરેલો છે કે જ્યાં ખાસ બેસીને ઊતરવું સારૂં છે. ઉતાવળ કરવાથી પસ્તાવું પડે તેમ છે એ રસ્તો અમો પસાર કરી સારી સોરાએ આવી પહોંચ્યા. અત્રે ચટ્ટી નથી પરંતુ ૮૦ થી ૧૦૦ ઘરનું ગામડું છે. પરંતુ મોદીની દુકાન જેવું કંઈ નથી. આ ગામમાં ઘણે ભાગે બ્રાહ્મણોની વસ્તી છે. અને તેઓ ગંગોત્રી વેચવાનું કામ કરે છે. તેમજ જો કોઈ ગૃહસ્થની ઈચ્છા હોય ને પૂરા પૈસા આપે તો પગે ચાલી કાવડમાં ગંગાજળ લઈ જઈ રામેશ્વરને ચડાવે છે. અમને અત્રે ગંગાજળ રામેશ્વરને ચડાવવા લઈ જવા કહ્યું હતું, પણ અમે તેને ના કહી હતી. અમારી સાથેજ અમો ગંગોત્રીથી ગંગાજળ લેતા અવ્યા છીએ, અત્રે ગામ હોવાથી ઉતરવાની જગ્યા મળી નહિ. અત્રે એક જોશી અધ્યાપક, તરીકે બ્રાહ્મણોના બાળકોને સાધારણ જ્યોતિષનો અભ્યાસ કરાવતા હતા. તેમની સાથે વાતચીત થતાં, તેમણે બાળકોને ભણાવવાની જગ્યા અમને ઉતારા માટે આપવા કહ્યું. પણ તે ઠીક ન હતી, તેથી બાજુની ખુલ્લી જગ્યામાં એક બીજા બ્રાહ્મણની પડસાળમાં અમોએ ઉતારો કર્યો ને પીવાને માટે એક હાંડા દીઠ બેઆના લેખે બે હાંડા પાણી તેની પાસે મંગાવ્યું રાત્રે ભંડકીયાના ફરતા લાકડાના ખુલ્લા ચોખટા ઉપર પથારીઓ કરી હતી ને ગાંળનો કાવો કરી સર્વેએ પીધો. જ્યાં બૈરાઓ સુતાં હતાં ત્યાં આગળ સર્વેના જોડા મૂકયા હતા તે ઘર ધણીના જોવામાં આવતાં એકદમ ગુસ્સામાં આવી દરેક જોડા રસ્તામાં ફેંકી દઈ સખત ઠપકો આપી કહ્યું, કે તમોએ તમારાં જુતાં અમારી પડસાળમાં દાખલ કર્યાંજ કેમ? તમો ચટ્ટીમાં રહો ત્યાં ગમે તેમ વરતી શકાય. પરંતુ અમે તે સાંખી શકીશું નહિ. અમોએ મહા મહેનતે કાલાવાલા કરી, સમજાવી રાત

રહેવાના ચાર આના આપવા કહ્યા, ત્યારે તેણે અમોને સુઈ જવાની રજા આપી. આજે જાપાનીઓને બોજાવાળાઓ રસોઈ કરવા માટે તજવીજ કરતાં રૂપૈયાનો ૨ા શેર લેખે લોટ મૂશીબતે મેળવ્યો હતો આજે સર્વે થાકેલાં હોવાથી રાત્રે નિર્વિકલ્પ સમાધિની માફક ઘોર નિદ્રા આવી ગઈ ને સવારમાં પ્રયાણ શરૂ કર્યું.

સાલુ'—સારી સૌરાથી ૨ા મૈલ છે. રસ્તો ચડાઈ ઊતરાઇ વાળો અત્યાર સુધીનો ગંગાના કિનારે હતો અત્રેથી ગંગાજી દેખાતાં બંધ થયાં, ને રસ્તો પહાડની વચમાંથી શરૂ થયો. કેટલીક જગ્યાએ ચાલતાં રસ્તાનું ઠેકાણુંજ જણાતું ન હતું. અત્રે એક પાણીની વહેતી નીકમાં થઈને લગભગ અરધા ફર્લાંગ જેટલુ' જવું પડયું હતું. અજાણ્યા માણસથી આ રસ્તે જઈ શકાય તેમ નથી. અત્રે એક મૈલ સુધીનો રસ્તો અગવડ ભરેલો અને સમજણ નહી પડે તેવો છે. ત્યાર બાદ પહાડપર ચઢવાનું આવ્યુ'. ત્યાં પણ રસ્તો પગ કેડીનો જૂજ જણાતો હતો. અમારી સાથેના જાપાનીઓ જાણીતા હોવાથી અમો તે રસ્તો સુખરૂપ પસાર કરી જઈ ચટ્ટીએ પહોંચ્યાં હતાં. અત્રે સાધારણ ચટ્ટી અને વીશ પચીશ ઘરોનુ ગામડુ' છે. ને તે પહાડની કઠણમાં આવેલુ' છે. ત્યાં અગાડી વીસામો ખાવા બેઠા એટલે જાપાની લોકોએ એક ચીલુનું ઝાડ દેખી તેના પર ચઢી જઈ લાકડીથી ખંખેરતાં પડેલાં કેટલાં એક ચીલુનાં ફળ વીણી લાવ્યા તે અમોએ સર્વે મળી ખાધાં હતાં.

છું'ણા અથવા ગુફા છોણુ'—સાલુથી ૩ા મૈલ ને રસ્તો પકકી ચડાઇનો બાઢા બચીયાનો તથા કાંકરા પત્થરવાળો ભયાનક લાગે તેવો છે અત્રેથી પગે ચાલનાર ટુંકા પગકેડીને રસ્તે ગયા, ને જાપાનીયો જરા ફેરવાળા રસ્તે થઈને પહાડ ચડવા લાગ્યા. તે બન્ને રસ્તા છુંણે જતાં એક થઈ ગયા હતા. આ પહાડ ઉભો ને ઉભો છાતીસેર ચઢવો પડતો હોવાથી, થોડે દૂર જતાં અમોને જાપાનમાંથી નીચે ઉતરી ચાલવાનું કહ્યું. ચાલતાં શ્વાસ ચઢી

છાતી ફેધાવા લાગી. આટલી સખત ઠંડી હોવા છતાં પરસેવો વળી ગયો, જ્યારે ૧। થી ૧।। મૈલ સુધી આ પ્રમાણે ચાલ્યા, ત્યારે પગની ફેચરો દુખવા લાગી. થોડે થોડે અંતરે અમો બેસીને થાક ખાતા હતા.

આજુબાજુ ચારે દીશાએ ઘોર ભયાનક જંગલ લાગતું હતું. ખીચોખીચ અને ગગનગામી ઉંચા ઝાડોની ઘટા જયાં ત્યાં દૃષ્ટિગોચર થતી હતી. આવા ઘાડા જંગલમાં ૧।। મૈલની સખત ચડાઇ ચડીને આ પહાડના શિખરની ટોચ પર આવી થાક ખાવાને બેઠા. અત્રેથી પાછા જાપાનમાં બેસાડયા. ત્યાંથી બીજા બે મૈલનો ચઢાવ ચડતાં જાપાની લોકો પણ થાકી ગયા હતા. તેમને માટે અમે વેચાતા શેકેલા ઘઉં તથા રાજગરાની ધાણીમાં ગોળ નાંખી બનાવેલા લાડું અપાવી અમે પણ ખાધા હતા આ ચટ્ટી તદન જંગલમાં છે, અને કામ ચલાઉ બનાવેલી છે પાણીની સગવડ ચટ્ટી ઉપરજ છે. અને બે દુકાનદાર પણ છે.

**વેલકુરા કે બંગાર**—છુણાથી ૫ મૈલ છે રસ્તો સખત ચડાઇનો અને અખડા ભખડીનો છે રસ્તામાં ચાલતાં જ્યાં ત્યાં નિર્જન ભયાનક જંગલ શિવાય કંઈ પણ દેખાતું નહતુ. ને ચઢચઢ કરતાં સવારે થાકેલા હતા, અને આ પણ ચઢાવ આવતો હોવાથી, મન ગભરાતું હતું. કેટલી જગાએ પડી ગયેલાં ઝાડનાં થડો રસ્તો રોકીને આડાં પડેલાં હતાં. ત્યાં જેપાનમાંથી ઉતરી ને તેના નીચે થઈ વાંકા વળીને જવું પડયું હતું જ્યારે કેટલીક જગોયે તે થડ ઉપર થઇને જવાનું થયું હતું આ પહાડમાં એક વેંતથી એક હાથ ઉંચાઇના ઉગેલા છોડવા પર એક જાતના પુષ્પો મૈલોના વિસ્તારમાં ઠેક ઠેકાણે બગીચાના રૂપમાં ઉગીને પોતાના પૂર જોબન બાહારમાં ખીલી રહ્યાં હતાં તેનો નિર્મળ સુંગંધ ગુલાબના જેવો મધુરો મધુરો આવતો હતો. તેનો આકાર બારમાસીનાં ફુલને મળતો હતો. ને રંગે સફેદ હોવા છતાં, તેમાં ઝાંખી પીળાશની છાંય જણાતી હતી. પાહાડી લોકો તે ફુલનું નામ ફુજો કહે છે. આવી ઇશ્વરની અપરમપાર કુદરતી રચનાનું

અવલોકન કરતાં મન તૃપ્ત થતું ન હતું. આ ભવ્ય નિર્જનને વિશાળ વનમાં જ્યાં જ્યાં દ્રષ્ટિ કરીએ ત્યાં ત્યાં ઈશ્વરી વનલીલાની અગાધ બલીહારી ઠેકઠેકાણે આંખોને નિર્મળ ઠંડક આપતી હતી. આવી અલૌકીક વનલીલા નીરખતાં નીરખતાં અમો બેલ્હકરા ચટ્ટીએ આવી રાત રહી ત્યાંથી સવારે ચાલવા માંડયું.

પંગરાણા કે પગરીયાણા—બેલ્હકરાથી ૫ મૈલને રસ્તો ચઢાઇનો ને સહેજ ઉતરાઇનો છે. થોડે ચઢાઈ ચઢવા પછી એક પહાડની ટોચ ઉપર આવ્યાં અત્રે પણ ગઈ કાલની માફકજ રંગ બે રંગી પુષ્પોનો બગીચો પુર બહારમાં ખીલી રહેલો હોવાથી કુદરતી વન લીલાની શોભામાં અવર્ણનિય ઓર વૃદ્ધિ થઈ રહી હતી. જ્યાં ત્યાં પુષ્પ પુષ્પને પુષ્પજ નજર સમક્ષ દેખાતાં હતાં લીલું કુંજારવન નેત્રોને અત્યંત આનંદ આપતું હતું. બે દિવસના સખત થાકેલા હોવા છતાં, આ રમણિય દેખાવથી ભૂખ, તરસ, અને થાકને વીસરી જઈ અમોને ઓર આનંદ લાગતો હતો, શિખરપર મેદાનમાં આગળ જતાં ગાય ભેંસને ચરાવવાને માટે બાંધેલાં ઘાસનાં છાપરાં આવ્યાં હતાં. આ મેદાનમાંથી ચારે બાજુએ જોતાં હિમાચ્છાદિત શુભવર્ણનાં દેખાતાં નગાધી રાજનાં ઉંચાં ઉંચાં શિખરોથી ચીતોડ ગઢના કિલ્લાનો ભાસ થતો હતો આ સર્વે ઇશ્વરી લીલા જોતાં ને વખાણતાં અમે પગરાણા આવ્યા, અત્રે ચારથી પાંચ મોદીની દુકાન ને ચટ્ટીયો પણ વિશેષ છે. તેમાં એક પાકી બાંધણીની ચટ્ટીને ધર્મશાળા છે. દરેક ચીજ મળે છે. અને અત્રે રહેવાનું સારૂં છે. ને પાણી પણ નજીકજ છે. અત્રેથી દુધ દહિં લઇને પીધું ને ખાધું. તેમજ માવો પણ અત્રે મલતો હતો. કેટલેક ઠેકાણેથી માવો પણ વેચાતો અમે લેતા હતા. તે પછી આગળ ચાલ્યા.

ઝાવા—પગરીયાણાથી ૬ મૈલ છે. ને રસ્તો પ્રથમ ૨ મૈલની ચઢાઇનો પછી સહેજ ચડ ઉતરનો, છેવટે ૨ મૈલનો સખત ઉતરાઇનો છે. આ રસ્તો પણ જંગલનોજ છે, પણ વિશેષ ઝાડી

નથી. જ્યારે ચટ્ટી ૨ મૈલ રહી ત્યાં એક પહાડના શિખર ઉપરથી નીચાણુમાં ૦၊ મૈલ હોય એમ માલુમ પડતી હતી, તેથી જેપાનીઓ ચટ્ટી જ્યારે ૧ મૈલ રહી કે હુક્કો પીવા બેઠા અને અમને કહ્યું કે પેલી દેખાતી નદિના કિનારાપર ચટ્ટી છે ત્યાં તમો ચાલીને જશો તો હરકત નથી. એમ તેમના કહેવાથી અમોએ ચાલવા માંડયું. પરંતુ રસ્તો તો ખાડા ખચીયાને કાંકરા પત્થર વાળો હોવા છતાં એકદમ સીધી ઉતરાઇનો આવ્યો જો ઉતાવળ કરીએ તો લપસી ગબડી જતાં સીધા પહાડની ખીણુમાંજ જઇએ તેમ હતું. ને સીધી ઉતરાઈનો હોવાથી સર્પાકારે વાંક ખાઈ ખાઈને ઉતરવાનું હતું તેથી લાકડીના ટેકે ધીમે ધીમે ચાલતા હતા છતાં અમે ગમે તેટલું ચાલીએ પણ ચટ્ટી તો ၊ માઈલ પરજ હોય એમ દેખાયા કરે આખરે માહા કથા વટીએ કમ્મરના બંધને તોડી નાખે એવી ઉતરાઇ બે ત્રણ ઠેકાણે વીસામો ખાઇને અમો ઝાવા ચટ્ટીએ પહોંચ્યા યાત્રીયે ધ્યાન રાખવું કે આ પહાડી પ્રદેશમાં નીચાણનું રહેઠાણ નજીક દેખાવા છતાં દુર હોય છે તેથી જાપાનીઓના કહેવા પર ભરોસો રાખવો નહી. અત્રે બે દુકાનદાર છે ને ઘણે મોંઘે ભાવે માલ આપે છે. ચટ્ટી છેક ધર્મગંગાના કિનારાપર છે જેથી આજે લુગડાં ધોઈ શેફ્ટી રેઝરથી હાથે હજામત કરી અને દૂધ દહીં લઈ દાળ ભાત ને કઢી બનાવી જમ્યા બાદ ૨၊ વાગે જવાનો વિચાર કર્યો. આજે જેપાનીઓ થાકેલા હોવાથી અત્રે રહેવાનો તેમનો વિચાર હતો ત્યારે આજે અમારે બુઢ્ઢાકેદાર જવું હતું તે એ લોક જાણુતા હતા. તેથી ઘણે દૂર જઇને એવા છુપાઈ ગયા કે અમને તેમનો પતોજ મળે નહિં અમોએ શોધ્યા પણ મળેજ શાના ? જેથી દુકાનદારના માણસને એક આનો આપવો કરી શોધવા મોકલ્યો. તે તે મને શોધી લાવ્યો જેથી ન છુટકે તેઓ તૈયાર થયા.

બુઢાકેદાર—-ઝાવાથી ૫ મૈલ છે રસ્તો ઘણે ભાગે સીધોને સહેજ ચઢાઈ ઉતરાઈનો છે શરૂઆતમાંજ ધર્મગંગાનો પુલ

ઉતરી રસ્તો સામે કિનારે કિનારે છેક બુઢાકેદાર સુધીનો છે. જ્યારે અમો ૧ મૈલ પહોંચ્યા એટલામાં તો દરેક જેપાનીઓને શરીરે પર્શેવાના ઝેએ ઝેબ છુટવા માંડયા આજે તડકો પણ જરા વિશેષ પડયો હતો ને બપોરના સ્ટેન્ડર્ડ ટાઇમ ત્રણ વાગ્યાનો સુમાર હોવાથી તાપ જરા વિશેષ લાગતો હતો. સર્વે વિસામો ખાવા બેઠા, એટલે ગૌરી જેપાની કહેવા લાગ્યો કે આવી કડી ધુપમાં અમને આજે ચાલવું પડે છે તેથી અમો સર્વે ગભરાઇ ગયા છીએ. ને ધુપ સહન બીલકુલ થતો નથી. તમે લોકો આવા સખત તાપમાં કેમ ચાલી શકો છો, અને ગરમ દેશમાં તમે શી રીતે રહેતા હશો, ત્યારે અમે કહ્યું કે અમને તો ઉલટી ટાઢ વાય છે, અને તાપ બીલકુલ લાગતો નથી. જેથી ચાલવાની મઝા પડે છે; કારણ કે અમોએ તો આથી વધારે સખત દેશનો તાપ સહન કરેલો છે. પણ અત્યારે ખરા ઉનાળાનો વખત છે. છતાં અસહ્ય ઠંડી અમારાથી સહન થતી નથી તો તમે ભરશિયાળે સખત પડતા બરફ વખતની ઠંડી શી રીતે સહન કરતા હશો. ત્યારે તેઓ કહે કે અમે ગમે તેવી ઠંડી સહન કરી શકીએ છીએ, પણ ગરમીમાં તો માથું ફરી જઇ ચક્કર આવે છે જેથી અમે ગરમી બીલકુલ સહન કરી શકતા નથી. અત્રેથી વિસામો ખાઈ ચાલવા માંડયું. થોડે દૂર જતાં કીનગોડ નામનાં ફળનાં ઝાડ જવના આકારનાં પણ જવથી બમણાં મોટાં ને તે આપણા દેશના કંથારના ઝાડ જેવાં ઝાડ આવવા લાગ્યાં. તેના કાચા ફળનો રંગ રતાશ પડતો ને પાકાનો રંગ કાળાશ પડતો ભુરો હોય છે. ખાવામાં ખટ મીઠાં લાગે છે તેનાં ડાળખાં જેપાનીઓએ અમોને લાવી આપ્યાં તેમાંથી તોડી તોડીને ખાધાં તેના પાકાનો સ્વાદ ખાવામાં ઠીક લાગતો હતો પણ જેપાનીએ તે વધારે ખાવાની ના કહી કેમ જે તે વધારે ખાવાથી પેટમાં દુખાવો થાય છે તેજ વખતે બુઢાકેદારથી એક પુરુષ આશરે ચાર શેર બંગાલી ચીલુનાં ફગ લઇ આવતો હતો, તેને ચાર આના આપી, તે ફગ લીધાં, ને

જેપાની. બોજાવાળાને અમે સર્વેએ ખાધાં. આ ફળ જરદાલુ કે મોટી સોપારી જેટલું છે પાકેલો તેનો ઉપલો ગર્ભ ખાવાના કામમાં આવે છે તેની અંદર બદામ છે. એનું કાચું ફળ લીલા રંગનું હોય છે. પાકાનો રંગ પીળો થાય છે. તેમજ તે ઘણે ભાગે પીચના ફળને મળતું હોય છે. પાકું ફળ ખાધે સ્વાદિષ્ટ લાગે છે અને સ્વાદમાં મીઠાશ પણ પીચના જેવીજ છે આ ઝાડ આંબાના જેવું મોટું હોય છે. અંદરથી નીકળતી બદામને ફોડવાથી કડવી મીંજ નીકળે છે તેનું નીકળતું તેલ ઘીના જેવું થાય છે. ને તેનાથી પુરી વિગેરે તળાય છે ને માથામાં તે ઘસવાથી ગરમી દૂર થઈ, ઠંડક વળે છે. ત્યાંથી આગળ જતાં ગૌરી ફળના છોડ ઘણાં પ્રમાણમાં આવવા લાગ્યા. અને લચકે લચકા તેના પર ગૌરી ફળ લાગેલાં હતાં જેપાની લોકો જેપાન મૂકીને દોડમ દોડા કરી તે ફળ ખાવાને ચાલ્યા ગયા ને થોડાં અમારે માટે પણ લાવ્યા તે અમો સર્વેએ ખાધાં. આ ફળ ઉપરના ભાગથી ખસખસના દાણા જેવડી ગોળ ગોળ કણીઓવાળા દેખાવનું ગોળાકાર ચણીબોરના જેવડું હોય છે. ને તેનો રંગ સોનેરી પીળાસ પડતો છે. ગૌરી ફળનો કાચાનો સ્વાદ સ્હેજ ખટાસવાળોને પાકાનો સ્વાદ અત્યંત મધુર લાગે છે. તેમાં ઠળીઓ હોતો નથી. ને તેને હાથ વતી ચુંટતાં તેના નીચેના ડીટાનો ભાગ છુટો પડે છે. તેથી તેમાં ખાડો પડે છે ને તે, માખણ જેવાં નરમ ને સુંવાળાં હોય છે જરા દબાતાં તેમાંથી રસ નીકળવા માંડે છે ને ગમે તેટલાં ખાવાથી નડતાં નથી. તેનું મોટું ઝાડ નથી. પણ તુવેરની પેઠે નીચેથી એક થડને ઉપરથી સોટીઓનો ગુચ્છો હોય છે તે સોટીઓમાં સ્હેજ કાંટા હોય છે. આ ફળને મસુરી લઇ જતાં રૂપીએ શેર વેંચાય છે. યુરોપીઅન લોક વિશેષ ખાય છે. ત્યારબાદ નભસ્પર્શીત અત્રેના દેખાવો જોતાં જોતાં હમો સાંજે ૫ વાગે બુદ્દાકેદાર આવી કાળી કામળીવાળાની ધર્મશાળામાં પહેલે માળે મુકામ કર્યો બુદ્ધાકેદારમાં એક રાત્રીનિવાસ કરવાના વિચારથી અમો ઉતાવળ કરીને અત્રે આવ્યા હતા.

આજે દીવસના ૫ વાગ્યા હોવાથી અત્રે સ્નાન કરી દર્શન કરવાના વિચારથી એક બ્રાહ્મણને ગોર કરીને મુકામથી ૧ ફર્લાંગ દૂર પશ્ચિમ તરફ વહેતી બાલગંગા ને દક્ષિણ તરફ વહેતી ધર્મગંગા એ બે નદીનો સંગમ થાય છે ને તે સંગમને ધર્મપ્રયાગ કહે છે, ત્યાં સ્નાન કરવા ગયા. ગોર મહારાજ અભણ હોવાથી અમે જાતેજ સંકલ્પ કર્યો. અત્રેનો સંકલ્પ પ્રથમ યમુનોત્રીના સંકલ્પની માફક ભણી તે પછી વિશેષમાં "કેદારખંડે, કેદાર આશ્રમે, વૃદ્ધકેદાર ક્ષેત્રે બાલગંગા ચ ધર્મગંગાયામ્ સંગમે સ્નાન મહં કરિષ્યે" એમ સંકલ્પ કરી, ગોરની પાસે નહાવાની આજ્ઞા માગી, તે આપતાં અમોએ સ્નાન કર્યું. તેમાં નહાવાનું વિશેષ મહાત્મ્ય છે ત્યાંથી ગામમાં આવ્યા. આ ગામ સાઠથી એંસી ઘરનું છે છથી સાત મોદીની દુકાનો છે જોઈતી ચીજો મળે છે આજે જેપાનીએ કપડા ધોવાને માંગણી કરવાથી તેમને બધા વચે રૂ. ૧ ) નો સાબુ અપાવ્યો હતો. ગામ ધર્મગંગાના કિનારા ઉપર આવેલું છે. દુકાનદારની સામી બાજુ રસ્તા ઉપર કાળી કામળીવાળાની ધર્મશાળાની પાછળની બાજુએ દેવળ આવેલું છે ત્યાં અમો દર્શનાર્થે ગયાં. અત્રે શંકરનો પુજારી ગોશાંઈ છે. શંકરનું દેવળ ઘરના આકારનું છે. છાપરા ઉપર પતરાં જડેલાં છે દેવળનું દ્વાર ઉત્તરાભીમૂખે છે. તેમાં પેશી પછી પૂર્વાભીમૂખના દ્વારમાં પેસી દેવળની અંદર પ્રવેશ કરાય છે. ત્યાં શ્રીવૃદ્ધકેદાર શંકર ભગવાનને સપ્રેમ પ્રણામ કરી, શ્રદ્ધા ભક્તિથી તેમના દર્શન કરી, અમો કૃતાર્થ થયા. અત્રે ટીહરી મહારાજાનાં કુળ દેવી માતા રાજરાજેશ્વરીની પ્રતિમા એક જુના મકાનના બીજા મજલે છે. પણ ત્યાં અમે દર્શન કરવા ગયા નથી.

શાસ્ત્રમાં કહ્યું છે, કે મનુષ્યે અવશ્ય તીર્થયાત્રાદિ સત્કર્મ કરવાં. નહિતો વખત જતાં પસ્તાવું પડે છે. એટલુંજ નહી, પણ સગાં સંબંધીનો સાથ પણ કેટલીક વખત મરજી વિરૂદ્ધ છૂટી જાય છે. તેમજ ઇન્દ્રિયોના વિષય ભોગો પણ વખત

જતાં આપો આપ છુટી જાય છે. અને છેવટે મનુષ્યને કરેલાં પૂણ્ય પાપને લીધે સ્વર્ગમાં કે યમપુરીમાં જવું પડે છે માટે વખત નહિ ગુમાવતાં, સત્કર્મ અવશ્ય કરવું.

**દેવળ અને લિંગનું વર્ણન.**

દેવળના અંદરનો ભાગ છ હાથ ફરતો સમ ચોરસ છે, અને તે ખંડના મધ્યમાં ચાર હાથ સમચોરસ લાકડાનો કઠેરો કમ્મર પૂર ઉંચો બનાવેલો છે. એ કઠેરાની ચારે બાજુએ લીંગની પ્રદક્ષિણા કરવા માટે ફરી શકાય તેવી બબે હાથની જગ્યા રાખેલી છે. કઠેરાની અંદરની બાજુ વૃદ્ધકેદારનું અણઘડ શિવલિંગ છે તે લિંગનો મધ્યની ટોચનો ભાગ છાતીપૂર ઉચો છે. અને છેક કઠેરા તરફ ચારે બાજુએ કઠેરા સુધી ઢોળાવ પડતો લિંગનો આકાર છે, એટલે લિંગના મધ્યથી આજુબાજુએ બબે હાથના ફરતા ઘેરાવાવાળું તે શિવલિંગ છે. તે બુઢાકેદારના લિંગમાં બીજી ૧૧ મુર્તિઓ નીચે પ્રમાણે છે. પ્રથમ પૂર્વાભી મૂખ તરફથી સવ્ય તરફ ફરતાં **પહેલી**–કેદારેશ્વર શંકરની મનુષ્યાકૃતીની મુર્તિ એક હાથની છે, તે પછીનું **બીજું**–કેદારેશ્વરનું શિવલિંગ છે, **ત્રીજી**–ગણપતીની મૂર્તિ છે, **ચોથી**–પાર્વતિજીની, **પાંચમી**–દ્રૌપદીજી, **છઠ્ઠી**–નંદીગણ, **સાતમી**–સહદેવ, **આઠમી**–નકુળની, **નવમી**–અર્જુનની, **દશમી**–ભીમ, અને ટોચમાં ( એટલે લિંગના અગ્ર ભાગમાં ) **અગીયારમી**–ધર્મ રાજાની મૂર્તિ છે. એ પ્રમાણે અનુક્રમે બુઢાકેદારના અણઘડલિંગમાં અગ્યાર મૂર્તિઓનાં દર્શન છે. તે દરેક મૂર્તિઓ એકથી દોઢ હાથની છે. તેમજ કઠેરાની અંદર અને **લીંગથી** આઠ **આંગળને છેટે** ઉત્તર દિશા તરફ ગણેશ અને પાર્વતીજી એ બન્ને મૂર્તિની મધ્યમાં એક હાથનું ત્રિશૂળ અને ભૈરવની મૂર્તિ છે. ત્યાંથી દર્શન કરી, ભેટ ધરાવી પ્રદક્ષિણા કરતાં **દેવળમાં** અંધારૂં હોવાથી દીવો લઈ પુજારીએ લીંગમાંની દરેક મૂર્તિઓ તેનું નામ દઈ દઈને અમને તેમનાં દર્શન કરાવ્યાં હતાં. લીંગના ઉપર ઘણેભાગે ભગવું વસ્ત્ર આચ્છાદન કરી રાખવામાં આવે છે.

ત્યાંથી અમો દક્ષિણ તરફની નાની બારીમાંથી દેવળમાંથી બહાર નીકળતાં એક નાની કોટડીમાં દાખલ થયાં, તે કોટડીમાં વિષ્ણુ ભગવાન અને લક્ષ્મીજીનાં દર્શન કરી દક્ષિણા મૂકી કોટડીના પૂર્વાભી મૂખે બીજા બારણાથી બહાર નીકળ્યાં. ત્યાં ચોગાનમાં બ્રાહ્મણો સાધુસંતો એકઠા થએલા હતા. તેમને ભૂરસી ? દક્ષિણા આપી મુકામપર જઇ ઈશ્વરસ્તવન કરી સૂઇ રહ્યા. બીજે દિવસે પાછા ધર્મગંગાના સંગમ ઊપર સ્નાન કરી આવી, વૃદ્ધકેદારેશ્વરનાં દર્શન કરી, મુકામે આવ્યા. બાદ રસોઈમાં દાળ ભાત શાકને કોહોળાનાં ભજીયાં બનાવી જમ્યા. અને અમે. જેપાનવાળા, ને બોજાવાળા, સર્વેયે લુગડાં ધોયાં તેમજ તેમને જમવાને માટે ફક્ત શીરાનું જમણ અમારી પાસેથી આપ્યું હતું. તેથી ધર્મગંગાના કિનારા ઊપર તેઓ પણ રસોઇ કરીને જમ્યા હતા. આજે લુગડાં ધોવા સાબુ આપવાથી અને જમાડયાથી તેઓ ઘણાજ ખુશી થયા હતા. અત્રે પહાડમાં એવો રિવાજ છે કે મોચી, વણકર, ઢેડ, ચમાર, વિગેરે કોમો ગામની વસ્તીમાં સાથે વસવાટ કરી શકાતી નહિ હોવાથી તેમના ઘરો આ ધર્મ ગંગાના સામા કિનારે હોવાથી ત્યાં એક જુદુ ગામ હોય તેમ લાગતુ હતું. દલસુખરામભાઇનો જોડો ફાટી ગએલો હોવાથી એક મોચી પાસે તે સંધાવી તેને ચાર આના આપ્યા હતા. અને જેપાનીઓએ તેઓ પાસેથી બે ત્રણ જોડ જોડાની ખરીદી હતી. અમો ધર્મગંગાના કિનારા ઉપર સ્નાન કરતાં ગંગાજીની સ્તુતિ વિગેરેના શ્લોકો બોલ્યા હતા. તે સ્તુતિના શ્લોકો ગોરે લખી લેવાની માંગણી કરી તેથી અમોએ ચાર પાંચ તીર્થમાં ઉપયોગી આવતા શ્લોકો લખી આપી શીખવ્યા હતા. ગોરને દાન દક્ષિણા આપી, ધર્મશાળાના રક્ષકને બક્ષિસ આપી ગોર અને રક્ષકને અમારાં નામ વગેરે લખી આપી સાંજના ચાર વાગે અમોએ પાછી મુસાફરી શરૂ કરી.



## દૃશ્ય ૩ જું.

ભુઢાકેદારથી ત્રીયુગી નારાયણ.



તોલા–ભુઢાકેદારથી ૪ મૈલ છે અને રસ્તો બે મૈલની પ્રથમ ચઢાઇનોને બે માઇલ ઉતરાઇ નો છે મૈલ પર ભટીંગ નામે ગામના વીસથી ત્રીસ જેટલાં ઘર છે આ ચડાઈ કઠિન છે આ પાહાડ ઝાઝી ઝાડીવાળો નથી ત્યાં ટોચ ઉપર પાણીનું સદાવૃત છે. ત્યાં વિસામો ખાઇ ચાલતા થયા તે છેક ૬ વાગે અમો તોલા ચટ્ટીએ દાખલ થયા. આ ચટ્ટીઓ જંગલમાં છે. પાણી ચટ્ટીથી ૩૦૦ હાથ દૂર છે. અત્રેનાં જંગલમાં ઘાસની છુટી ચટ્ટીયો હતી. ને ત્રણ ચાર દુકાન હતી રાત્રે દુકાનદાર બદરીનારયણની સ્તુતિ ગાતો હતો. તેની પાસેથી અમે પણ તે લખી લીધી હતી. અત્રે દૂધ મળતું હોવાથી, તે અમે તથા જેપાની બોજાવાળા સર્વેને પાયું હતું અને આ અત્રેનો આજનો પ્રદેશ જ્યાં ત્યાં ઘીચ ઝાડી વાળો હોવાથી ને રહેવાનું છુટી ચટ્ટીમાં હોવાથી રાત્રે વાઘની બીક પણ લાગતી હતી. ચટ્ટીવાળાએ અમોને કહ્યું કે તમે સવારમાં અત્રેથી ઘણા વેહેલા ન જશો. કેમ જે વાઘ જેવાં જંગલી પ્રાણી આ જંગલમાં કોઇ કોઇ વખત નજરે પડે છે, તેથી દરરોજ કરતાં આજે સૂર્ય ઉગ્યો ત્યારેજ અમે મુસાફરી શરૂ કરી.

### હિમાલય પર્વતનું વર્ણન.

હિમાલય એ શબ્દનો અર્થ હિમ×આલય હિમ એટલે બરફ અને આલય એટલે રહેઠાણ ઠેકાણું. બરફને રહેવાનુ ઠેકાણું અથવા ઠંડીનુ ઘર અને ટાઢનુ ઠેકાણુ. તેને હિમાલય કહે છે. આ પર્વત ૧૯૦૦ મૈલ લાંબો ને અને ૧૫૦ મૈલ પહોળો છે. જેટલી જમીન પર આ પર્વત છે, એ પર્વતના પ્રદેશનુ

ક્ષેત્રફળ ૧૬૦૦૦૦ ચોરસ માઇલનું છે એટલો મોટો પર્વત આખી દુનીયામાં કોઇ પણ નથી આનુ ઉંચામાં ઉંચું શીખર દરીયા નજીકની જંમીનની સપાટીથી પાા મેલની ઉચાઇનુ એટલે એટલે લગભગ ૩૦૦૦૦ ફુટની ઊચાઈનું છે. **બદ્રિનાથ** આગળ પર્વતની ઉચામાં ઉચી ટોચનુ શિખર ૨૩૪૫૦ ફુટ ઉંચુ છે, **ચમરાલી** પહાડનું શિખર ૨૬૦૦૦ ફુટ ઉંચું છે. ધવલગિરીનું શિખર ૨૬૯૬૨ ફુટ ઉચું છે. એવરેસ્ટ શિખર ૨૯-૦૦૨ ફુટ ઉચું છે.

આ શિખરો ઉપર બારે માસ બરફ જામેલોજ રહે છે.

આ પર્વત ઉપર પર્વતના ઉત્તર ભાગમાં પડેલા વરસાદનુ પાણી સિંધુ અને બ્રહ્મપુત્રા નદીની મારફતે નદીયોના સંયોગથી હિંદુસ્થાનમાં આવે છે. અને દક્ષિણ ઉત્તર તરફ પડેલા વરસાદનું પાણી ગંગા અને તેને મળનારી અનેક નદીયો ધ્વારા હિદુસ્થાનમાં આવે છે. જેથી સિંધું અને બ્રહ્મપુત્રા એ બે નદીયોનાં મૂળ સરાસરી એકજ ઠેકાણે છે, પણ તે દરેકની દિશા જુદી જુદી છે. સિંધુ હિમાલયના પશ્ચિમ તરફ વહી, કાશ્મીર; પંજાબ, અને સિંધ પ્રાંતને રસ્તે થઇ અરબી સમુદ્રને મળે છે. અને બ્રહ્મપુત્રા ટીબેટમાં આસામ અને બંગાળા પ્રાંતમાં થઈ, બંગાળી ઉપસાગરને મળે છે. બન્નેની યોગ્યતા પૂજ્યતા અને પવિત્રતા હરેક રીતે સરખા મળતા પ્રમાણમાં છે તેજ એક ચમત્કાર રૂપ છે આ પર્વતમાં જવા આવવાનુ ઘણું અશકય છે આ પર્વતનો ઈશાન ખુણા તરફનો જે ફાંટો છે તેને નાગ પર્વત કહે છે. પતકોઇ પર્વત પણ કહે છે અને વાયવ્ય ખુણામાં જે ફાંટો છે તેને **ફ્સફેન કોન, સુલેમાન.** એને હાલા પર્વતો કહે છે.

પર્વતની ઉત્તર તરફજતાં **કંદરીબાલ, તારાલાહ, બુરેન્દો, ક્ષાગતાંગ, ને નેતી,** ઇત્યાદિક ઘાટો આવે છે.

ઉનાળાંમાં વરાળ મારફતે સમુદ્રનું પાણી ઉંચે ચઢે છે, અને તેને વાયુનો યોગ થવાથી બંધાયલું વાદળ ઉત્તર તરફ

જતાં એ પર્વત ઉપર અથડાઈને ઠરી જાય છે અને ત્યાંથી પછી તે વાદળાંની આગળ જવાની ગતી રહેતી નથી.

ચેરાપુંજી નામનું એક ઠેકાણું છે ત્યાં ૧૮૬૧માં ૮૦૫ ઇંચ વરસાદ પડયો હતો તેમાંનો ૩૬૬ ઇંચ ફક્ત એકલા જુન મહી-મહીનામાંજ પડયો હતો આ પર્વત ઉપર હરહંમેશ બર્ફ રહે છે.

હટકુણી—તોલાથી ૩ મૈલને માર્ગ સાધારણ છે. આ ચટ્ટીમાં દુકાનો છે તથા છાપરાં છે. ત્યાંથી આગળ ચાલતા થયા.

ગોલ બોટ—હટકુણીથી ૩ મૈલને રસ્તો સાધારણ ચઢઉ-તરનો છે. લગભગ અગ્યારેકના સુમારે અમો અહિં દાખલ થયા. ત્રણચાર દુકાનોને છાપરાં છે. અને ત્યાં રસોઇ કરીને જમ્યા. બાદ સાંઝના ત્રણેક વાગતે ચાલતા થયા.

ગોત્તુ કે ધત્તુ—ગોલબોટથી ૭ માઇલ, ને રસ્તો સાધા-રણ છે. અત્રે મોદીની બે ત્રણ દુકાનો છે, રહેવાની સગવડ ઘણી સારી છે, અત્રે ટીહરીથી કેદાર જવાનો રસ્તો આવી મળે છે. બે ત્રણ ઝરણાંઓનો અત્રે ભૃગુગંગા સાથે સંગમ થાય છે. પાણીના કિનારા ઉપરજ ચટ્ટી છે અહિં રઘુનાથજીનું મંદિર પણ છે અત્રે ભૃગુ ઋષિએ તપ કર્યું હતું, તે તપના પ્રભાવે ગંગાની ધારા અત્રે આવેલી હોવાથી આ નદીને ભૃગુગંગા કહે છે. અત્રે અમોએ રહેવાનો વિચાર કર્યો, પણ દિવસ સહેજ પહોંચતો હતો, અને બીજા એક માઇલ ઉપર બીજી ચટ્ટી હતી અને બીજે દિવસે પવાલીનો ભયાનક પહાડ ૯ મૈલની ચડાઈનો ચઢવાનો હતો અને વચમાં ૯ માઈલ જવા સિવાય બીજી કોઇ પણ ચટ્ટી હતી નહિં, જેથી આજે એક માઇલ વધારે ચાલી આગળ જવાની જરૂર પડી.

ગવાણા—ગોત્તુથી એક મૈલ રસ્તો સીધો પાછળથી સહેજ ચઢાઈનો નદીના કિનારે કિનારે હતો. ઠેકઠેકાણે પાણીના ઝર-ણાઓ વહ્યાં જતાં હતાં, કુદરતની લીલા જોતાં જોતાં અમો ગવાણા આવ્યા. અત્રે ગવાણા નામનું ગામ ૨૫ થી ૩૦ ઘરનું

છે, ને તેમાં પાકી બાંધણીનાં ઘરો છે. પરંતુ ત્યાં યાત્રીને ઉતરવા દેતા નથી. ત્યાંથી ૨૦૦ કદમ દૂર એક પાકીને ત્રણ કાચી ચટ્ટીઓ છે. અમો ગયા ત્યારે દરેક ચટ્ટીઓ ચીકાર ભરાયેલી હતી. જેથી ઉતરવાની બીલકુલ જગ્યા અમને મળી નહીં. દરેક ચટ્ટીમાં તજવીજ કરતાં ઉતરવાને માટે દુકાનદાર નકારજ પાડતો હતો જેથી ગામમાં જઈ છુટી પરસાળમાં સુઇ રહેવાનો વિચાર કર્યો. પરંતુ કેટલાકોયે કહ્યુ કે ચટ્ટીવાળાને નુકશાન થાય તેથી ગામના લોકો નજીક ચટ્ટીઓ હોવાથી અત્રે ઉતરવા દેતા નથી પાકી બાંધણીની ચટ્ટીવાળાને સમજાવી જે માગે તે ભાડું આપવા કબુલ કરતાં, તેણે એક યાત્રીને પહેલા માળની એક કોટડી ખાલી કરાવી અમોને સ્વાધિન કરી તેમાં અમે રહ્યા. જાપાનીઓએ તેની પાસેથી સીધું સામાન લીધું, તેની પાસે દૂધ મળતું નહતું તેથી હલવાઇની દુકાનેથી દૂધ લાવી ચા બનાવી પીધી. બીજે દિવસે પવાલીની સખત ચડાઇ ચડવાની હોવાથી જેપાનીઓને માટે ચણા દુકાનદાર પાસેથી મોંઘે ભાવે રૂપીઆના ૩ શેર લેખે સાડા ત્રણ રૂપીઆના લઈ રાત્રે સુઇ ગયા સવારમાં ઊઠી પવાલીનો પહાડ ચડવાની શરૂઆત કરી.

**પવાલી**—ગવાણાથી ૯ મૈલ છે, ને રસ્તો બધો સખત સીધી ચડાઈનો તેમ ઘોર જંગલનો ભયાનક વૃક્ષોની ઘટાવાળોને નિર્જન વન પ્રદેશવાળો છે. આ પહાડની ચઢાઈ અતિ વિકટ છે. રસ્તો કેવળ ઊભી ચઢાઈવાળો પત્થરાળ અને ખાડા ટેકરાવાળો છે. આ મહાન કઠિન પહાડ પર આજે અમો હાથમાં લાકડી લઈને, પગમાં જોડા પહેરીને ચઢવા લાગ્યા. જેમ જેમ અમો ચડતા ગયા તેમ તેમ એક પછી એક પહાડનાં ઉન્નત શિખરો આવતાં ગયાં. આ ચઢાઈ સીધી અને ઉભી છાતી ભેર ચઢવાની હોવાથી, થોડે સુધી ચાલતાં તો છાતી ભરાઈ મોઢામાં શ્વાસ ચઢી જઈ પગમાં લખલખાટ થતાં અમો થાકી જતાં હતાં પણ પહાડ ચડયા વિના તો છુટકો હતોજ નહિં. જેથી થોડી વાર બેસી થાક ખાઈ પાછો ચઢાવ ચઢવાની શરૂઆત કરતાં

અમો ચઢતાં ચઢતાં જ્યાં એક ઉંચા પર્વતના શિખર ઉપર આવ્યા. કે તરત પાછો બીજો ગગન સ્પર્ષિત પહાડ ચઢવાનો અમારી દ્રષ્ટીએ દેખાયો કે અમારા તો છકકાજ છુટી ગયા. છતાં તે પહાડ પણ નાકમાં દમ આવે એવી રીતે બેસતે ઉઠતે આસ્તે આસ્તે મહાન્ પ્રયાસે જયાં ચઢી રહેવા આવ્યા અને અમને લાગ્યું કે હવે ટોચ પર આવી પહોંચ્યા છીયે પણ જ્યારે ચાલીને ટોચ પર દાખલ થયા કે અમારાનસીબે ત્રીજો ગગન ગામી પ્રથમના બેને ભુલાવે તેવો વિકરાળ પાહાડ ચઢવાને માટે દેખાયો જેમ કથા સરિત્સાગર, અરેબ્યનનાઈટસ કે પંચતંત્રની એક ચાલતી વાર્તામાં બીજી વાર્તાઓ ફુટી નીકળે છે, તેમ અમારે એક શીખર ઉપર પહોંચતાં બીજું ને બીજા પછી ત્રીજું, એમ એક પછી એક, પહાડ ચડવાનું આવતુંજ હતું. તેથી અમો ગભરાઈને તદન થાકી ગયા. પહેલે દિવસે જેપાની કહેતા હતા, કે આજની ચઢાઇ બધી ચડાઇને ભુલાવે તેવી સખત છે. અને અત્રે જ તમને પહાડ કેમ ચઢાય છે તેની ખબર પડશે. તે ખરેખર કદી પણ ન જોયેલી ને ન અનુભવેલી ચઢાઇ ચડતાં આજે હમોને ધોળે દીવસે તારા દેખાવા જેવું થયું. આમ ત્રણ ચાર વખત લાગ લાગટ આકાશ ગમન કરતાં શિખર ચઢી રહેવા આવ્યા, એટલે અમને એમ લાગ્યું કે આથી તો વધારે ઊંચાઈવાળું બીજું કોઈ શિખર હવે હશે નહિં. એવા વિચાર કરી જ્યાં ટોચપર પહોંચ્યા કે બીજું તેવું મહાન ઊંચું શિખર ચઢવાનું પાછું જણાયું. કે જેથી શિખરના ટોચ પર હોવા છતાં અમો જાણે પર્વતની તળેટીમાંજ ઉભા હોઇયે એમ અમોને લાગતું. આ પવાલીનો પહાડ ચઢવો એટલે હવે તો અમારા મનને પૃથ્વિ પરથી સ્વર્ગમાંજ જવાની ઈચ્છા કરવા જેવુંજ સાહસ કરતા હોઇયે, એમજ થવા લાગ્યું હતું. એટલે અતિશય લાગેલા થાકને લીધે અમારી તો ધીરજજ ખૂટી જવાથી ભગવાનને યાદ કરતા કે પ્રભુ ! હજુ પણ આ પહાડ પાછો ચઢવાનો રહ્યો. આ પ્રમાણે આ પહાડની તેમ કુદરતની વિશાળતા જોઇને અમારૂં હૃદય ઇશ્વરની અગાધ કૃતિ

તરફ ઘણુંજ પામરબની જતું હતું. આજના આ નિર્જન વનમાં ચોમેર દેવદારને ચીડના ઝાડોનું સુંદર અરણ્ય શોભી રહ્યું હતું ભવ્ય, ગંભીર અને આકાશ સુધી દેખાતા• ગગન વેધક અતિ ઉંચા પર્વતોનાં વિશાળ શિખરોના શુશોભિત દેખાવો કુદરતી સુંદરતામાં ઓર વધારો કરતા હતા એટલુંજ નહિં પણ અત્રે ચારે બાજુ જોતાં જાણે અજીત દુર્ગ હોય તેવો ભાસ થતો હતો તેમજ આજે પહાડ પર ચઢતાં ચઢતાં કેટલીક વખત મેઘ ગર્જના પણ થતી હતી, ને તે મેઘ ગર્જનાની સાથે પ્રચંડ વાદળાંઓનો સમૂહ જાણે સામટો અમારી ઉપર તત્કાલ તુટી પડશે• તેવી ભયંકરતા પણ દેખાતી હતી. આવી ભયંકરતા અલ્પ સમય સુધીજ રહી હતી. કેમ જે પહાડ પરનાં વાદળાંઓ થોડાજ વખતમાં વરસાદ વર્ષાવી અથવા વગર વર્ષે પાછાં પવનના જોરથી દૂર ચાલી જાય છે. ખરેખર આ પહાડે જાણે ભયંકર રૂદ્રાવતારજ ધારણ કર્યો હોય ! તેવો આજે તે અમને મહાભયાનક ને પ્રચંડ લાગતો હતો. ને તેથીજ પહાડી લોકો કહેવત કહે છે કે **પવાલીની ચઢાઇને કાબુલની લઢાઇ** બન્ને સરખાંજ છે. તે કહેવત ખરેખરીજ અમે આજે અનુભવી હતી. અમોને જ્યારે મસુરીથી ધનોલટી જતાં વરસાદને કરા પડી બરફનું તોફાન નડયું હતું, તેજ દિવસે અત્રે વાવાઝોડું થતાં સખત બરફ પડવાથી ૧૧ માણસનુ મર્ણ થયું હતું. આવી કઠિન હૃદયના મજબૂત માણસને પણ હંફાવે એવી મહા ત્રાસ દાયક ચઢાઈ ચઢીને અમે આશરે ૪ મૈલ પર આવ્યાં ત્યાં નવી બનેલી કામ ચલાઉ ચટ્ટી આવી, તેમાં જોઇતી વસ્તુના અભાવ વાસણુની અછત ને સગવડ વિનાની હતી. ને વખત પણ પૂરતો હતો, તેથી આ ભયાનક પહાડ જલદી પસાર કરવાના ઈરાદાથી ત્યાં ન રોકાતાં અમે આગળ ચાલ્યાં અત્રે ચોતરફ દ્રષ્ટી કરતાં આ પહાડની ચારે તરફ આકાશ ગામી ઉંચાં ઉંચાં શુમેરૂ પર્વતનાં શિખરો હિમથી આચ્છાદિત દેખાતાં હતાં. ને તેના પર પ્રાતઃકાળનાં પડતાં સૂર્યનાં કિરણોથી તે શિખરો, સુવર્ણ સમાન દેખાવાથી

નેત્રોને અતિ આનંદ દાયક લાગતા હતાં. એ પ્રમાણે અત્રેની વનલીલાલાનું અવલોકન કરતાં કરતાં ૯ મૈલની મહા મુશીબતે સખત ચઢાઈ ચડીને અમો પવાલીચે પહોંચ્યાં.

અત્રે ૬ થી ૭ મોદીની દુકાનો છે ને પૂરતા પ્રમાણમાં ઉતરવાના કાચા પાકા મકાનો પણ તેમના કબજામાં છે. પાણી જરા દૂર છે. તે અમોએ જેપાનીયો પાસે મંગાવ્યું હતું. ઘોર જંગલમાં ચટ્ટી હોવાથી રૂપીયાનો ત્રણ શેર લોટ ઘી રૂા. ૪ ) નું શેર. ખાંડ રૂ. ૧ા ની શેર. દૂધ પાંચ આને શેર, ચોખા સારા ચૌદ આને શેર, દાળ મગની છોડાં વાળી બાર આને શેર, ને ગોળ રૂપીઆનો સવાશેર. લેખે આપતો હતો. જ્યાં જ્યાં માલ લઈ જવાની અગવડ છે ત્યાં ત્યાં ઉપર પ્રમાણે અથવા એથી પણ વધારે મોંઘે ભાવે માલ આપે છે તેવા સ્થળો જુજ છે. બાકી તેનાથી ઉતરતે ભાવે દરેક સ્થળે ચોખા ૬ થી ૧૦ આને શેર. હલકા ભારે ઘી રૂા. ૨ થી ૩ સુધીનું. શેર, લોટ રૂા. ૧) નો ૫ શેર થી ૭ શેર સુધી, એ પ્રમાણે મલે છે. જ્યાં એક ચટ્ટી અથવા માલની અછતને જ્યાં ઘણી ઊંચાઈ હોય ત્યાં મોંઘુ મલે છે. પણ જ્યાં વસ્તી વધારે ગામ કે શહેરની તીર્થની જગ્યા વિગેરેમાં સહેજ સસ્તું હોય છે. આજે સર્વેને અનહદ થાક લાગ્યો હતો અને ભુખનું તો પુછવું જ શું ? જ્યારે મનુષ્યને સ્વાદિષ્ટ ભક્ષ્ય ભોજન પદાર્થોની વિપુલતા હોય છે તે વખતે રૂચીકર પદાર્થો પણ અરૂચીકર થઇ પડે છે. પણ જ્યારે વખતસર ભોજન મળતું નથી, ને ક્ષુધા વ્યાપી જાય છે, તે વખતે ત્રણ દિવસની ટાઢીને સુકી ભાખરી પણ અમૃત સમાન લાગે છે. એ નિયમનો અમને આજે સાક્ષાત્કાર થયો, રસોઇ ક્યારે થાય ને જમીયે એજ વિચારથી સર્વેની દ્રષ્ટી રસોડા તરફજ હતી. થાકને ભુખ બંન્ને કારણથી સ્વાદની દરકાર કર્યાવિના જેવી થઇ તેવી રસોઇ એક સપાટે આરોગી ગયા. ને તે ખરેખર આજના સમયને અનુસરતી અમૃત સમાનજ લાગી હતી. થાકને લીધે સાંજની મુસાફરી નહિં કરવાની હોવાથી જમ્યા બાદ

આરામ લઈ રાત્રિ પણ અહિં જ રહી સવારે નીકળ્યા.

મણું—પવાલીથી ૯ મૈલ છે તેમાં ૪॥ મૈલની સખત સીધી પવાલી જેવીજ ચઢાઇનો ને પછી સહેજ સીધો ને છેવટે ઉતરાઇનો વિકટ ભયાનંક, ઘોર જંગલનો ને નીચા ઉંચી ખાડા ટેકરા વાળો કથોલો રસ્તો છે. આજે હમારે એવે રસ્તેથી પસાર થવું પડયું હતું કે ફક્ત છ થી સાત ફુટની જગાની બંન્ને બાજુ મોટી મોટી ખાઇઓ હતી. ને તેના છ ફુટના ભાગમાં રસ્તો પસાર થતો હતો. એવો બંન્ને બાજુની ખાઈયો વાળો રસ્તો ૧ મૈલ સુધીનો હતો તે રસ્તાને ડુંગરનો બરડો કહે છે. ગઇ કાલે ને આજે રસ્તામાં પડેલા બરફ ઉપરથી ત્રણ ચાર જગ્યાએ ચાલવું પડયું હતું અને તે બરફ દરેકે પ્રસાદ તરીકે ચાખ્યો હતો. અમો તે ૪॥ મૈલની સખત ચઢાઈ ચડી જ્યારે પર્વતના છેક શિખર પર આવ્યાં ત્યારે ત્રિયુગીનારાયણ તરફથી આવતો એક યાત્રિ અમોને સામો મલી પૂછવા લાગ્યો કે તમોયે કોઈ હિંદુસ્થાની બાઈ ભૂલી પડેલી જોઇ છે ત્યારે ગંગોત્રિને ડાક બંગલે મળેલી બાઈની સર્વે હકીકત અમે તેને કહી ત્યારે તેણે કહ્યું કે તે બાઈ આમારી સાથ વાળી છે. અને અમારાથી વિખુટી પડેલી છે મને એમ લાગ્યું કે તે કદાચ અમારાથી આગળ ચાલી ગઈ હશે એમ ધારી હું છેક ત્રિયુગીનારાયણ સુધી આવ્યો પરંતુ તે બાઇનો પત્તો લાગ્યો નથી. અમે તેને કહ્યું કે છેલ્લાં એ બાઇ અમોને ભટવાડીમાં એકઠી થઈ હતી. માટે આજે તે લગભગ બુઢા કેદાર સુધી આવી પહોંચી હશે માટે તમે તેની તપાસ કરતા જાઓ તોતે જરૂર તમને ભેગી થશે જેથી તે યાત્રિ બુઢા કેદાર તરફ ગયો અને અમે મણુ તરફ ચાલતા થઈ ચટ્ટીયે પહોંચ્યા.

અત્રે પણ દુકાનો ચટ્ટીને પાણીની પણ સગવડ પવાલીની પેઠેજ છે આ મણુ ચટ્ટી સુધી ટીહરી રાજ્યની હદ છે ને ત્રિ- યુગીથી બ્રિટીશ ગઢવાલ રાજ્યની સરહદ શરૂ થાય છે. એટલે

મગુને ત્રિયુગીની વચ્ચે બંન્નેની સરહદ છે. સાંઝે અત્રેથી ત્રિયુગી નારાયણ જવા નીકળ્યા.

**ત્રિયુગી નારાયણ**–મગુથી ૫ મૈલ છે બધો રસ્તો સીધી નીચાણુની ઉતરાઇનો કાંકરા પથર વાળો, વિશેષ અગવડતા વાળો ને ઘોર જંગલનો છે સાંઝની આ મુસાફરી પવાલીના પહાડ ચડવા કરતાં ઉતરાઇની વિશેષ ત્રાસદાયક લાગી. કારણ કે યમુનોત્રિના રસ્તે જતાં વરસાદને લીધે કાનાતાલ ચટ્ટી સુધી લાગટ ૩ દિવસ સુધી હેરાન થવું પડયું હતું પણ તે રસ્તો આવી સખત ઉતરાઇનો નહોતો તેથી અમારામાંથી કોઈને પડવા વાગવાનો સંભવ આવ્યો નહોતો કાનાતાલ પછી આજ દિન સુધી અમોને વર્ષાદ કે બરફના કરાનું તોફાન નડયું નહતું, આજે જ્યારે અમો મગુથી ૦॥ મૈલ પર આવી જેમ જેમ આગળ ચાલતાં ગયાં તેમ તેમ રસ્તો સખત ઉતરાઈનો આવતો ગયો ચાલતાં ગબડી પડવા જેવી ધાસ્તી લાગવાથી અમે સંભાળી પગ સામું જોઇ પગ ધીરે ધીરે મુકી તેજ રસ્તે ચાલતા હતા, તેવામાં એકદમ પવનનું જોર વધવા માંડયું ને ચારે દિશાયે નિર્મળ દેખાતું આકાશ જોત જોતામાં ઘનઘોર વાદળાંથી છવાઇ જઈ અકસ્માત્ અત્રે સર્વત્ર અંધકાર વ્યાપી ગયો. ને વરસાદ જોરમાં વરસવો શરૂ થયો, તેથી રસ્તામાં બધે પાણી પાણી થઇ ગયું, ને વળી આ ઠેકાણે માટી ચીકાશ પડતી હોવાથી પગ મુકતાં જ લપશી પડવા જેવું હતું. ગમે તેટલું સાચવવા છતાં વરસાદ ચાલુ રહેલો તેથી ચાલતાં ત્રાસ દાયક થઇ પડયું હતું. પ્રથમ દલસુખરામ ભાઈ આ જગ્યાયે ઉતરતાં લપશી પડવાથી પછવાડેના ભાગમાં સહેજ વાગ્યું હતું. આજે વરસાદનો ઓવર કોટ ઠીક કામમાં આવ્યો હતો. તે પછી થોડે જતાં મારૂં લપશી પડવું થયાથી પગમાં જરા વાગ્યું હતું તે પછી એક કહેડ પુરની ચઢાઇની જગાએ ઉતરતાં સૌ. મહાલક્ષ્મીને જેપાનમાં બેસવા છતાં જેપાનવાળા લપશી જતાં તે પડી જવાથી ગબડતાં છ સાત હાથ જેટલે જઇ પડયાં હતાં. ને તેમને વિશેષ વાગ્યું

હતું. ત્યાર બાદ તેજ પ્રમાણે કાશીરામ ભાઈ બંન્ને રેવાઓ વિગેરેને પણ પગ લપસવાથી થોડી થોડી ઈજા આજે દરેકને થઇ હતી. જયારે ત્રિયુગી અરધો માઈલ રહ્યા તે વખતે વરસાદતો ચાલુજ હતો. છેક સાંઝ પડી જવા આવી હતી અને હું જે જેપાનમાં બેઠો હતો તે જેપાન વાળા લપસવાથી પડી ગયા ને તેમાંના એક જણને પગે સખત વાગવાથી તમ્મર ચડી ગઇ. થોડી વાર ત્યાં બેઠા તેને જરા આરામ થયો પણ હવે તે જાપાન ઊંચકી શકે તેમ નહતું, તેથી મારે ચાલવું પડયું; ને તેમાંના બે જેપાની મારી બગલમાં હાથ ઘાલી ધીમે ધીમે ચલાવતા હતા. આજનો ત્રાસ નભુતો ન ભવિષ્યતિ જેવો. અમોને લાગ્યો વરસાદ પણ ચાલુજ રહ્યો. દરેક જણ હિંમત હારી ગયાં. ને ખરેખર આજે આ રસ્તે તો અમોને તોબાહ પોકરાવી દીધી! રસ્તો ઘોર જંગલનો હતો. આખરે જેમ તેમ ત્રણ વાગ્યાનાં નીકળેલાં સાંઝે સાત વાગે પાંચ મૈલની મુસાફરી કરી, અમો ત્રિયુગી નજીક આવ્યાં. ત્યાં સામે એક બ્રાહ્મણ આવ્યો તેનેજ અમે ગોર માનવાથી તે અમારી સાથે ત્રીયુગી પાછો આવ્યો ને દેવળના દ્વારના સાંમે મોદીની જગ્યાના પેહેલે માળે મુકામ કર્યો.

અત્રે મોદીની ૧૫ થી ૨૦ દુકાન છે. દરેક જોઇતી ચીજ મળે છે. ધર્મશાળા અને સદાવૃત પણ છે. ૬૦ થી ૮૦ ઘરની વસ્તિનું ગામ છે. ઘણે ભાગે બ્રાહ્મણ પંડયાઓની વસ્તી છે. એક નિશાળ ને પોષ્ટ પણ છે કેટલાક મકાનો એક માળનાં ને પાકી બાંધણીનાં પણ હતાં. ત્રણ ચાર મિઠાઈ વાળાની પણ દુકાન છે. યાત્રિયોને માટે બટાકાનું રાંધેલુ શાક અને ઘીમાં તળેલી તૈયાર પુરી પણ અત્રે વેચાતી મળે છે. ને તેજ પ્રમાણે ગૌરી કુંડ, કેદારનાથ, બદરીનારાયણ અને બીજી કેટલીક જગ્યાયે પણ પુરી શાક વેચાય છે. જેની મરજી હોય, તે વેચાતું લઇને ખાય છે. બૈરાઓની અડચણને લીધે દર્શન તેમને થાય નહીં, તેથી અમારે એક રાત્રીને બદલે અત્રે બે રાત્રી રોકાવું પડયું હતું.

અત્રે ઠંડી વિશેષ હોવાથી મોદી પાસે લીધેલા લોખંડના કઢૈયામાં પાણી ગરમ કરીને સર્વે ખુગ થાક ઉતરે તેમ પુષ્કળ ગરમ પાણીથી નાહ્યાં હતાં. સવારમાં બજાર જોવા ગયા હતા. તે ઠીક રોનકદાર છે. આજે મુસાફરી કરવાની ન હતી. તેથી જાપાનીઓને સીધું અપાવી અમોએ પણ રસોઈ કરી જંગલી કોળું અત્રે મલ્યું હતું, તેનું શાક કર્યું હતું. આ કોળુ પણ કોળા જેવું હોય છે. તેની છાલ કોળાને મળતી, પણ વચમાં કાપા હોતા નથી. ને તે અમોએ કાપવા માંડયું તો ચાકુ ભાંગી જવા છતાં, તે ભાગ્યું નહીં તેને પત્થર પર પછાડીને ભાગી, અંદરનો ગર્ભ કહાડી લીધોને છોડીયાં પત્થર જેવાં મજબુત હતાં તે નાંખી દીધાં. તેનો ગર્ભ પણ દોરા દોરા જેવા રેશાવાળો હતો. પણ સ્વાદમાં સાકર જેવું હતું. ખાતાં સ્વાદિષ્ટ લાગ્યું હતું. અમોને જ્યાં જ્યાં કોળું મળતુ હતું, તે આપણા દેશી કોળા જેવું મલતું. પણ આતો કોળાની કોઈ જુદીજ જાત આજે મળી હતી. અમોયે આજે દર્શન કર્યાં હતાં. પણ ઓ વર્ગને બીજે દિવસે દર્શન કરાવ્યાં હતાં. અત્રે કેટલાક સાધુ બ્રાહ્મણ યાત્રીઓને તૈયાર પુરીને બટાટાના શાકનું ભોજન કરાવ્યું હતું. બીજે દિવસે સવારમાં પાંચ વાગે સ્નાન સંધ્યાદિકથી પરવારી દરેક કુંડમાં સ્નાનને આચમન કરી શ્રીનારાયણના દર્શનાર્થે સરવે ગયાં હતાં. દરવાજા આગળ ઉભા રહી કપુરની આરતિ કરાવી પ્રેમ પૂર્વક અત્યાનંદથી સહર્ષ શ્રી ત્રિયુગી નારાયણ ભગવાનનાં દર્શન સર્વેએ કરી નારાયણ આગળ ભેટ ધરી, મુખ્ય પુજારીને રાજી કરી એક પગથીયું અંદર આગળ જઈ, નીરખી નીરખીને દર્શન કરી હૃદયના આત્માનંદને મેળવ્યો હતો ત્યાર પછી અખિલ અગ્નિની વેદીમાં જવ તલનો હોમ બ્રાહ્મણ પાસે કરાવ્યો હતો તે બ્રાહ્મણને દક્ષિણા આપી વેદીના કુંડના અગ્નિમાં બાળવા યથાશક્તિ લાકડાં અપાવી બીજા હાજર રહેલા બ્રાહ્મણોને પણ ભૂરી દક્ષિણા આપી ત્રીયુગી નારાયણની જય બોલાવી દેવળને પ્રદક્ષિણાઓ કરી મુકામે આવ્યા બાદ મારા મનમાં

ઉચ્ચ ભાવના સ્ફુરી આવી કે મારા સ્વદેશી ભાઇ બહેનો આવા અલૌકીક દર્શનનો લાભ મેળવતા નથી. મારવાડી, દક્ષિણી, મદ્રાસી, બંગાલી, મુલતાની, સીંધી, પંજાબી, ને છેક નેપાલી લોકો પણ બદરીકેદારની યાત્રા કરવા આવે છે ને તેઓ સંખ્યાબંધ અમને મલતા હતા. પણ ગુજરાતી વર્ગ તો આખી યાત્રા દરમ્યાન ૨૦ થી ૨૧ માણસોજ મલ્યાં હતાં. પૈસા કમાવા માટે તો તેઓ છેક દરીયા પારના દેશો યુરોપ, અમેરીકા, જેપાન, ને આફ્રીકા સુધી પહોંચી ગયા છે, પણ તિર્થસ્થળોમાં આવવાને તેઓ અશક્ત ને અજાણ્યા છે. તો મારે તેમને આ તરફની હકીકતથી વાકેફ કરવા એ ઉદ્દેશ આજે મારા મનમાં શરૂ થયો. જેને પરીણામેજ આ પુસ્તક લખવાના નિશ્ચય પર આવ્યો. તે ઉંચે ભાવના અત્રેજ નારાયણ સમક્ષ પ્રગટ થઇ હતી, આપણા મહાન સમર્થ ઋષિ મુનિ મહાત્માઓ અને શાસ્ત્રકારોએ આપણને ચારે ધામની યાત્રા કરવાનો ખાસ ઉદ્દેશ કરેલો છે. મનુષ્ય જન્મ ધારણ કરીને યાત્રાયે જઇ પૂણ્ય દાન, તિર્થ સ્નાન ને દેવ દર્શન કરવું. તે આપણી મુખ્ય ફરજ છે. આ તિર્થો કરવાથી પ્રભુના મુખ્ય સ્વરૂપ હિમાચલ પર્વતરાજની ઘણે ભાગે પરિક્રમા થાય છે આ પર્વત ઘણો વિશાળ છે. ને તેમાં ઈશ્વરનો નિરંતર વાસ છે. જેથી અત્રેનાં સ્થળો પવિત્ર, નિર્મળ, સત્યથી તેજોમય, ને પ્રકાશમાન છે. જેથી આ પર્વતમાં પાષાણ બુદ્ધિ કરવી નહિં ને તેનેજ ઇશ્વર તુલ્ય માની દરરોજ સવારે હાથ જોડી નમસ્કાર કરી તેનાં શ્રદ્ધાથી અવશ્ય દર્શન કરવાં.

**ત્રિયુગી-ત્રિવિક્રમા નદીથી** પશ્ચિમ તરફ ૩ મૈલ પર હિમાલયનું આ એક મોટું અતિ રમણિય યજ્ઞ પર્વત નામનું શિખર છે. તે શિખર ઉપર **ત્રિયુગીનારાયણનું** સ્થાન છે. આ સ્થાન ઘણું પ્રાચીન ગણાય છે. અને દેવળનો દેખાવ પણ ઘણોજ પુરાતની હોય, એમ જણાય છે. ભગવાન ત્રિયુગી નારાયણની સ્થાપના શ્રીમદ્ જગદ્ગુરૂ આદ્ય શંકરાચાર્યે કરી, દેવળ પણ તેમણેજ બંધાવેલું છે. તેમજ પુજ્યપાદ શંકરાચાર્યે તપશ્ચર્યા પણ થોડો વખત અત્રે રહી કરી હતી. હિમા-

લય પર્વતની શોભા વિલક્ષણ છે. આ પર્વત સર્વે આશ્ચર્યનું સ્થાન છે. આ જંગલમાં નાના પ્રકારના ફુલ ઝાડ, નાના પ્રકારની વેલી અનેક પ્રકારના રંગ બેરંગી ફૂલો વિગેરે અત્રેના મનહર ને ચિતાકર્ષક દ્રશ્યો યાત્રિયો જ્યારે જુએ છે. ત્યારે તેમના મનમાં અતિશય અનહદ્ આનંદ થાય છે. સર્વજ્ઞ ને સર્વ શકિતમાન પરમાત્માએ રચેલા મોક્ષ પ્રદ એવા અરણ્યના તિર્થ પ્રદેશની કુદરતી અદભૂત અને અવર્ણનિય શોભાનો કરોડમો ભાગ પણ અલ્પ શક્તિવાળા મનુષ્યોથી મહાપ્રયાસે બનાવેલા કૃત્રિમ બગીચામાં કદિપણ લાવી શકાય નહિ. અત્રે અનેક પ્રકારના પક્ષીઓના મધુર શબ્દો સાંભળી મનને સંતોષ થાય છે. તેનું સંપૂર્ણ વર્ણન કરવું અશકય છે. હિમાલયના ઉંચા ઉંચા શિખરો બરફથી આચ્છાદિત છે. તેથી તે પર્વતો ચાંદીના જેવા રૂપેરી દેખાય છે. ને તે બર્ફમય સ્થળોમાં જ્યારે કોઈ કોઈ ઠેકાણે મધ્યાન સમયના સૂર્યના પ્રખર કિર્ણો પડે છે. ત્યારે જે ચમત્કાર દેખાય છે, તેનું વર્ણન મારાથી કરવું અશકયજ છે. એટલુંજ નહિ પણ મહાન કવિયોથી પણ યથાસ્થિત વર્ણવી શકાય તેમ નથી. આ પ્રમાણે મોટો ભવ્ય અત્યન્ત વિસ્તીર્ણ પરમ શોભાયમાન એવો આ હિમાલય પર્વત જોઇને તેને ઉત્પન્ન કરનાર તે પરમેશ્વરનું અપાર સામર્થ્ય અગાધ જ્ઞાન અને અદ્ભુત રચના ચાતુર્ય જોતાં આંખોની દષ્ટિ ઠરી જાય છે. ક્ષણમાત્રમાં પાષાણ જેવા હૃદયવાળા માણસને પણ આ અત્રેના અલૌકીક ચમત્કારો જોઈ ગદગદીત કંઠે તેનું હૃદય તલ્લીન થઈ જાય છે. પહાડો ઉપર નાના પ્રકારની વનસ્પતિઓ છે તેને તરેહ તરેહનાં ફુલ લાગેલાં હોય છે. પણ તે ફુલોથી ઘણેભાગે સુવાસીત હોતાં નથી.

## શ્રીયુગીનારાયણનાં દર્શન ને દેવળનું વર્ણન.

આ દેવળની જમીન રહેવાના મકાનોથી લગભગ ત્રણ ચાર હાથ નીચાણમાં છે. જેથી ૮–૯ પગથીયાં નીચે ઉતરતાં દેવળની ચારે બાજુના ફરતા ચોકમાં જવાય છે. ત્યાંથી ૮ હાથ જતાં સભા મંડપને દરવાજે આવે છે. આ રસ્તો ચાર હાથ

પહોળો છે ને તેની બંન્ને બાજુએ નાની નાની ડેરીઓ આવેલી છે. રસ્તાની જમણી બાજુ ગૌરીશંકર મહાદેવ તથા શાન્ડેશ્વર કે જેમને કેદારનાથના મોટા ભાઈ. કહે છે તેમનું દહેરૂં ૬-૭ હાથ ઊંચુ ને ૫ હાથ સમચોરસ પત્થરનું છે તેમજ ડાબી બાજુ શંકર, પાર્વતિ, લક્ષ્મિજી, ગણેશ, અન્નપૂર્ણા ને શેષશાઈ અનંત ભગવાનની મૂર્તિના ચર્ણ ચાંપતાં લક્ષ્મિજી સહિતની ખંડિત હાલતમાં મૂર્તિ, છે તે ખુલ્લા પટમાં દહેરાની ભીંતમાં છે. જ્યારે શાન્ડેશ્વેર સિવાયના બીજા બંન્ને બાજુના દેવોની ડેરીયો બે હાથના ઉંચા ઓટલા પર ત્રણ હાથ સમચોરસ ને ઉંચાઈની છે. દ્વારની બંન્ને બાજુ જય વિજય નામના પાર્શદો ઉભેલા છે.

દેવળ પાછળ પરિક્રમા કરવા માટે ચારે બાજુએ છ છ ફુટનો રસ્તો દેવળની દરેક દિશાએ છે. તેનો ઉત્તર ને પૂર્વ તરફનો ભાગ ખુલ્લો છે, જ્યારે દક્ષિણ અને પશ્ચિમ તરફનો એક પહાડ કિલ્લાના આકારમાં આવેલો છે. તે આખો ચોક ૩૦ કે ૩૫ ફુટને આશરે સમચોરસ છે. દેવળના સભા મંડપમાં પેસવાનું દ્વાર દિશા પ્રમાણે બરાબર નથી. પણ તે દ્વાર ઘણે ભાગે પૂર્વાભિમૂખે છે. તેમાં પેસવાથી સભામંડપમાં જવાય છે. આ મંડપ ૮ હાથ સમચોરસ છે ને તેમાં નારાયણના દ્વારના સામેજ દ્વારથી ૫ હાથને છેટે મંડપના મધ્ય ભાગે એક વેદીનો દોઢ હાથ સમચોરસ અગ્નિકુંડ છે. જેમાં અહર્નિશ અગ્નિ પ્રગટેલોજ રહે છે.

હિમાલયે પોતાની પુત્રી પાર્વતીજીનાં આ જગોએ લગ્ન કરી શંકરને કન્યાદાન આપ્યું હતું તે વખતે પ્રગટાવેલા અગ્નિનો જે કુંડ હતો તેજ આ કુંડ છે ને તેજ વખતનો પ્રગટાવેલો અગ્નિ હજુ સુધી કાયમજ છે. યાત્રિયો તે અગ્નિને કાયમનો રાખવા માટે લાકડાં અપાવે છે. તે કાષ્ટ ઘણે ભાગે પદમના ઝાડનાં હોય છે, ત્યાં લાકડાં વેચનારો પૈસા લઈ વેચાતાં લાકડાં આપે છે. ને દરેક યાત્રિ પોતાની ઈચ્છા પ્રમાણે વેચાતાં લાકડાં લઈ તેમાં નંખાવે છે. આ અગ્નિને ધનંજય અગ્નિ કહે છે.

એટલે વિવાહ વખતે અગ્નિનું આવાહન કરી વૈવાહિક ધનંજય નામના અગ્નિ દેવનું અત્રે સ્થાપન કરેલું છે. આ કુંડની ભસ્મ યાત્રિયો ઘેર લઇ જઇ બાળકોને લગાડે છે. તેથી ભૂતાદિકનો થતો દોષ દૂર થાય છે. સભા મંડપનું બીજુ દ્વાર પશ્ચિમાભિમુખનું છે તે રૂદ્ર કુંડ ઉપરનું છે. ને ત્રીજું ઉત્તરાભિમૂખનું દ્વાર બ્રહ્મ-કુંડ ઉપર છે. પશ્ચિમ ને ઉત્તરાભિમુખનાં દ્વાર ખાસ કામ પડતાં કોઈકજ વખતે ઉઘાડે છે. પરંતુ હમેશાં પૂર્વાભિમુખના દ્વારથીજ દર્શન કરવા જવાય છે.

સભા મંડપ ઉપર ચતુષ્કોણ છાપરૂં છે, તે પર નળીયાને ઠેકાણે સ્લેટના જેવા કાળા પથરોથી છાપરૂં છાયેલું છે. તેના મધ્ય ભાગમાં અગ્નિથી થતી ધુણી જવા માટે તે છાપરાના ઉપ-રના મધ્ય ભાગમાં ત્રણ હાથ સમચોરસ જેટલી જગ્યાને ખુલ્લી રાખી તેના પર બબ્બે હાથની ઉંચાઇના ચારે ખુણે થાંભલા મૂકી ને પર પૂર્વ પશ્ચિમ નેવાનું પાણી પડે એ રીતે ત્રાંબાના પતરાનું છાપરૂં કરેલું છે.

સભા મંડપમાં દાખલ થયા પછી નારાયણની મૂર્તિવાળા ખંડમાં પ્રવેશ કરવાનું દ્વાર ઉત્તરાભિમૂખનું છે. તેની અંદર સાક્ષાત ત્રિલોકીનાથ ત્રિયુગુનારાયણ વિરાજે છે.

સત્ય, ત્રેતા, અને દ્વાપર એ ત્રણે યુગોમાં અત્રે નારાયણે તપ કરેલું હોવાથી ત્રિયુગીનારાયણ કહેવાય છે. જેમ દેવળ જમી-નથી ચાર હાથ નીચું છે. તેમજ સભામંડપવાળી જમીનથી દેવળની અંદરનો નારાયણના સ્થાનવાળો ભાગ પણ બીજા ૧॥ હાથ જેટલો નીચો છે. જેમાં ઉતરવાનાં પગથીઆં પણ છે.

નારાયણનાં દર્શન દૂરથી દ્વાર આગળથીજ થાય છે. કોઇને અંદર જવા દેતા નથી. ત્યાં અંધારાને લીધે કપુરની આરતી કરાવાથી સારી રીતે દર્શન થાય છે.

પંડયાના કહેવા પ્રમાણે ત્રિયુગી નારાયણની ચતુર્ભુજ અષ્ટ ધાતુની મૂર્તિની નાભિમાંથી સરસ્વતી ગંગાનું જળ નીકળે છે. પણ તે મૂર્તિ ઉપર બીજું ચાંદીનું ભોગ સ્વરૂપ હોવાથી તે

મૂર્તિ કે નાભિમાંથી નીકળતું જળ યાત્રીયોના જોવામાં આવતું નથી. અને દર્શન પણ ધાતુમય મૂર્તિનાં થતાં નથી ચાંદીના ભોગ સ્વરૂપનાં દર્શન કરી શકાય છે.

નારાયણની સુંદર મનોહર અદ્વીતીય મૂર્તિનું દર્શન કરતાં યાત્રીયોનું, મન અભેદભાવે એકાગ્રતાને પામી જઇ તેઓ અત્યાનંદમાં આવી જાય છે.

નાભિકમળનું જળ અંદર ત્યાંજ કરેલા કુંડમાં પડે છે. તેના ઉપર પાટીયાં ઢાંકેલાં છે. છતાં કુંડના જળમાં દેડકાઓનો શબ્દ વારંવાર થતો હોવાથી ત્યાં જળનો કુંડ છે તેથી તે જળ સાક્ષાત નારાયણની નાભિકમળમાંથીજ નીકળતું હોવું જોઈએ એમ યાત્રીયોની ખાત્રી થાય છે.

નાભીમાંથી પ્રગટ થયેલી જળધારા ને સરસ્વતી ગંગા કહે છે તેના માટે લોકો કહે છે કેઃ—

जो पुरूष खावे नारायणकी नाभिकमलका जल
उसी पुरूषका होता है हरवख्त कुशल ॥

નારાયણની જમણી બાજુ લક્ષ્મીજીની અને ડાબી બાજુ સરસ્વતીજીની મૂર્તિ છે. સરસ્વતીની મૂર્તિની પાછળ ઉંચાઈની બાજુ પર નારાયણના વજીર (પ્રધાન) ભૈરવજીની મૂર્તિ છે. નારાયણના ચરણકમળ આગળ ઘણા શાલીગ્રામો બીરાજમાન છે ને તેમના બન્ને હાથની નીચે પણ ચાંદીની આકૃતીના જય અને વિજય દ્વારપાળ છે.

## "દેવળનું વર્ણન."

દેવળ ૩૫ થી ૪૦ ફુટ ઉંચું પત્થરનું બાંધેલું છે. ઉપરના ગોળ શિખરની આજુબાજુના ભાગમાં ચોખંડો લાકડાનો ચતુષ્કોણાકાર છાપરાવાળો મંડપ કે જેના ઉપર ત્રાંબાનાં પતરાં જડેલાં છે ને તેથી તે મંડપના વચમાં શિખર આવેલું છે. મંડપના ચતુષ્કોણ છાપરાના મધ્ય ભાગે એક હાથ ઊંચાઈનો ગોળાકાર મોગરાવાળો સોનાથી રસેલો કળશ છે. નારાયણની

મૂર્તિવાળા ખંડના દ્વારના ઉપરને સભામંડપના છાપરાથી પણ છેક ઊંચે દહેરાની ઉપલી બાજુ (શિખરના ઘુમટથી બે હાથ નીચે દહેરાના ભાગમાં ડેરા તરફની બાજુ સિવાય ત્રણે બાજુયે બબે હાથના ઊંચા ચાર થાંભલા ઉપર જડેલા ત્રાંબાના પતરા વાળા છાપરાના મધ્યે એક હાથની ઉંચાઈની ગરૂડજીની મૂર્તિ હાથ જોડી ઉત્તરાભિમૂખે બેઠેલી છે.

## પવિત્ર પાંચ કુંડોની બાબત.

નાભિમાંથી નીકળેલું જળ નારાયણના ડાબા હાથ તરફની પશ્ચિમ બાજુની ભીંતમાંથી પસાર થઇ દહેરાની ભીંતની બહારની બાજુયે ૩ હાથ લાંબો રા હાથ પહોળો ને એક હાથ ઉંડો એવો સરસ્વતી કુંડ છે તેમાં એ જળ જાય છે. અને તે સરસ્વતી કુંડ ઉપર દેવળની ભીંત સામે મૂખ કરી બેસવાની પત્થરની એક છાટ છે. યાત્રીયો તે ઉપર બેસીને શ્રાદ્ધ કરે છે. ત્યાંજ હિમાચળે શંકર સાથે પાર્વતીજીને પરણાવી તેના કન્યાદાનનો ધર્માર્થ સંકલ્પ કર્યો હતો. જેથી આ શિલાનું નામ **ધર્મશિલા** પડયું છે.

વિષ્ણુ કુંડ આગળથી એક હાથને છેટે ઉત્તરમાં છાપરાસહિત એક ચતુષ્કોણ મંડપાકાર જગ્યામાં ત્રણ હાથ સમચોરસ અને બે હાથ ઉંડો એવો **વિષ્ણુકુંડ** છે.

વિષ્ણુકુંડના લગોલગ પશ્ચિમ તરફ એક હાથ લાંબો પહોળો અને ઊંડો **સૂર્યકુંડ** છે. ને વિષ્ણુકુંડથી ઉત્તર તરફ પાંચ હાથ સમચોરસ ને ત્રણ હાથ ઉંડો **રૂદ્રકુંડ** છે.

રૂદ્રકુંડથી ઉત્તરમાં ૬ હાથ સમચોરસને રા થી ૩ હાથ ઊંડો પીળાશ પડતા પાણીનો **બ્રહ્મકુંડ** છે.

આ પીળાશ પડતા પાણીનું કારણ એમ જણાવવામાં આવે છે કે પાર્વતીજીને પીઠી ચઢાવ્યા પછીથી તેમણે કુંડમાં સ્નાન કરેલું તેથી આ કુંડનું જળ પીળું થયેલું છે.

## કુંડોમાં સ્નાન ને આચમન કરવાનો સંકલ્પ.

પ્રથમ યમુનોત્તરી પ્રમાણે સંકલ્પ કરવો તે પછી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવોઃ—

બ્રહ્મકુંડના સ્નાનનો સંકલ્પ—"કેદારખંડે, કેદારાશ્રમે, ત્રિયુગી નારાયણ ક્ષેત્રે, બ્રહ્મકુંડ તિર્થે સ્નાનમહં કરીષ્યે."

રૂદ્રકુંડના સ્નાનનો સંકલ્પ—"કેદારખંડે કેદારાશ્રમે ત્રિયુગી નારાયણ ક્ષેત્રે રૂદ્રકુંડ તિર્થે સ્નાનમહં કરીષ્યે."

વિષ્ણુકુંડના આચમનનો સંકલ્પ—"કેદારખંડે, કેદારાશ્રમે, ત્રિયુગી નારાયણ ક્ષેત્રે, વિષ્ણુકુંડ તિર્થે આચમનમહં કરીષ્યે."

સરસ્વતિકુંડના આચમનનો સંકલ્પ—"કેદારખંડે, કેદારાશ્રમે, ત્રિયુગી નારાયણ ક્ષેત્રે, નારાયણ નાભિ કમલોદ્ભવ સરસ્વતી ગંગાકુંડ તિર્થે માર્જન ચ આચમનમહં કરીષ્યે."

પ્રથમ બ્રહ્મકુંડ ને પછી રૂદ્રકુંડમાં સ્નાન કરીને વિષ્ણુકુંડમાં ત્રણ આચમન લેવાં પડે છે. ૩ વખત नमो नाराणाय ॥ એ મંત્ર બોલી દરેક મંત્રે આચમન કરવું. એટલે ત્રણ મંત્રથી. ત્રણ વખત આચમન કરવાં તે પછી ૩ વખત नमो भगवते वासुदेवाय ॥ એ મંત્ર બોલી બીજાં ત્રણ આચમન કરવાં તે પછી ૩ વખત **नमः शीवाय** ॥ એ મંત્ર બોલી ફરીથી ત્રણ આચમન કરવાં એ દરેક આચમન જમણા હાથમાં જળ લઈને કરવાં જ્યારે સૂર્ય કુંડમાં ત્રણ આચમન જમણા હાથથી ને ત્રણ ડાબા હાથથી કરવાં પણ મંત્ર તો ૐ **र्य नारायणाय नमः** કે ૐ **नमो सुर्य नारायणाय** ॥ એ પ્રમાણે બોલીને જ દરેક આચમન કરવાં. એટલે ૬ વખત મંત્ર બોલી ૬ આચમન કરવાં.

તે પછી ધર્મશીલા પર બેસીને સરસ્વતિ કુંડમાંનું પાણી હાથવતી શરીરપર છાંટી માર્જન કરવું, અને તે પછી ૐ **नमो नारायणाय** ॥ એ મંત્ર દરેક આચમન કરતાં બોલી ત્રણ આચમન કરવાં ને હાથ જોડી સરસ્વતિ કુંડને ને ધર્મશીલાને નમસ્કાર કરવાં.

## દર બાર વર્ષે થતો યજ્ઞ.

બ્રહ્મકુંડથી પૂર્વ તરફ બીજો એક કુંડ છે. તેના ઉપર પત્થરની છાટ ઢાંકેલી છે. અને તે છાટ દર બાર વર્ષે ઉઘાડી તેમાં મહાન યજ્ઞનો સમારંભ થાય છે. યજ્ઞની પૂર્ણાહુતી થઈ ગયા

પછીથી તે કુંડની ઉપર પાછી પત્થરની છાટ ઢાંકી દેવામાં આવે છે. તે પછી જ્યારે ૧૨ વર્ષે ફરી બીજો યજ્ઞ કરવાનો સમય આવે છે ત્યારે પાછી તે પત્થરની છાટ ઉઘાડી તેજ કુંડમાં પાછો તેવોજ મહાન યજ્ઞ કરે છે એમ દર બાર બાર વરસે યજ્ઞ થાય છે. તે યજ્ઞારંભનો સમય ઘણુંખરૂં મહા માસમાં જ્યારે કુંભરાશીનો સૂર્ય થાય છે ત્યારે નારાયણની વૃશ્ચિકરાશી અને ત્રિયુગી નારાયણ નામની તુલા રાશી થવાથી કુંભના સૂર્ય વખતે તુલા કે વૃશ્ચિક રાશીનો જ્યારે ચંદ્ર થાય છે ત્યારે તે બે રાશીના ચંદ્રો જે દીવસોમાં હોય છે તે દીવસોમાંથી પણ જે દીવસ વધારે સારો હોય છે તે દીવસે યજ્ઞનો સમારંભ કરે છે. આરંભ થયા પછી તે યજ્ઞની ૧૮ મે દીવસે પૂર્ણાહુતી થાય છે. આ યજ્ઞ દર વર્ષે યાત્રાળુઓ તરફથી આવેલી આવકમાંથી મંદિરની સેવા પૂજા વિગેરેનો ખરચ કરતાં બાકી જે રકમ બચે તે નાણું દરવરસે જમા કરતાં બચેલી બાર વરસ સુધીની એકઠી થયેલી નાણાંની રકમ તથા યજ્ઞ વખતે લખણી કરતાં મેળવેલી રકમને ટીહરી રાજ્ય તરફથી તે વખતે આપવામાં આવતી રકમ એમ ત્રણ પ્રકારથી મેળવેલા ધનમાંથી આ યજ્ઞ કરવામાં આવે છે અને એની સર્વ વ્યવસ્થા ટીહરી મહારાજા તરફથી થાય છે. જેથી ટીહરી રાજ્યધાનીમાં રહેનારા કર્મકાંન્ડી સારા વિદ્વાન બ્રાહ્મણો આ યજ્ઞ કરાવવામાટે રાજ્ય તરફથી અત્રે હાજર થાય છે. યજ્ઞ વખતે નવપડનાળો કુંડમાં ઘી હોમવાના કામમાં લેવાય છે. ને ઘણું ઘી તે વખતે યજ્ઞમાં હોમવામાં આવે છે. અને તે સમયે ઘણા યાત્રીયો એકઠા થાય છે ને ૧૮ મે દીવસે યજ્ઞની પૂર્ણાહુતી વખતે કુંડ સહિત દેવળની દરેક મનુષ્યો પ્રદક્ષિણા કરે છે. દેવળની પ્રદક્ષિણા જેમ મનુષ્યો કરે છે તેમ આકાશમાર્ગે અંતરિક્ષમાં ઈન્દ્રાદિદેવ લોકો પણ આ યજ્ઞકુંડની અને નારાયણના દેવળની પ્રદક્ષિણા કરે છે તે સમયે જો કોઈ ભાગ્યવાન પૂણ્યશાળી જીવ હોય તો તેને પ્રદક્ષિણા કરતાં તે દેવોનાં દર્શન થાય છે, ને તે થયેલા દર્શનની વાત જો તે બીજા કોઈને

કહે છે તો તે કહેનારો તરત મુંગો અને આંધળો થાય છે. અને જો દર્શન કરી પોતે સમજી કોઇને કહે નહિ તો તેને કંઈપણ હરકત થતી નથી. ઉપલી હકીકત અમારા પંડયાજી હંસરામ પંચમરામે અમને કહી હતી, તેની ઉમર ૪૮ વર્ષની છે ને તેઓ કહેતા હતા કે મેં આવા ત્રણ યજ્ઞો જાતે જોયેલા છે.

અત્રેના દેવળને લગતી દરેક દેખરેખ આવક ખરચ વિગેરે વ્યવસ્થા ટીહરી રાજ્ય તરફથી હંમેશને માટે નીમેલા મુખ્યાધિકારી કેદારનાથના રાવળ તરફથી થાય છે. ને તેને માટે કાયમનો અત્રે તે રાવળશ્રીયે માણસ નીમેલો હોય છે, તે તપાસ રાખી રાવળશ્રીને સર્વે હકીકત લખી મોકલે છે. અત્રેના હિસાબ વિગેરે રાખનાર અધિકારી પંડયાના મોટાભાઇ નારાયણદત્ત છે. અને તેની પદવી મઠપાતની તથા મેજીસ્ટ્રેટની પણ કહેવાય છે.

## અત્રેના એક આગીયા કીડાનું વર્ણન.

આ કીડાને પહાડી લોકો જોગણુ કહે છે. તેનો આકાર ઘણો ખરો ઈયળ કાનખજુરો કે કામળાના જેવો છે. તેના પૂછડામાં આગીયાના તેજના જેવું પણ તેનાથી ઘણુંજ વધારે ઝમકદાર તેજ હોય છે કે જે તેજ તેના ફરતું આજુબાજુ બબ્બે આંગળ સુધીમાં પૂરતું અજુવાળું આપે છે. ને તેનું તેજ ગ્યાસની બત્તીના જેવું અખંડ કાયમજ રહે છે. આગીયાનું તેજ જ્યારે ક્ષણે ક્ષણે ઉઘડીને મીંચાઇ જાય છે ત્યારે આ તેજ તો અખંડ પ્રકાશીત રહે છે, તે જોગણુનો બદામી રંગ છે. પા ઇંચ જેટલું પહોળાંઇનું ને ચપટું અને ૧ાા થી ૨ ઇંચની લંબાઈનું છે મધ્ય ભાગ કરતાં મોઢા ને પછવાડેના એ બન્ને ભાગથી સહજ સાંકડું હોય છે. આ તેજ તેના પુછડાના પાછલા અગ્રભાગમાં હોય છે. તેનો પ્રકાશ તેને રાત્ર ચારો ચરવાના કામમાં આવે છે.

## ત્રિયુગી નારાયણ માહાત્મ્ય.

શંકર પાર્વતીજીને કહે છે કે કેદારમંડલમાં ત્રિવિક્રમ નદીથી પશ્ચિમે દોઢ કોશ ઉપર યજ્ઞ પર્વતમાં ઉત્તમોત્તમ નારાયણતીર્થ છે, માત્ર તેના દર્શન કરવાથીજ હરિભક્તિની

વૃદ્ધિ થઇ મનુષ્ય નારાયણ તુલ્ય થઈ જાય છે. જ્યાં બ્રહ્માદિક દેવો સર્વદા નારાયણનું પૂજન અર્ચન ઈત્યાદિ કરે છે. જ્યાં અગ્નિ સદા પ્રજ્વલીત રહ્યા કરે છે, કદિપણ બુઝાતોજ નથી. આ ગૌરીશંકરનું વિવાહ સ્થાન હોવાથી આ અગ્નિ વૈવાહિક છે, જેથી અગ્નિ દેવતા અહીંઆં સદા સ્થિત છે. મહાપાતકી પણ જો અહીંઆં દશ રાત્રી ઉપવાસ કરીને પ્રાણ પરિત્યાગ કરે, તો સાક્ષાત વૈકુંઠવાસ પામે છે. અહિંઆં પરમ પવિત્ર **સરસ્વતી ધારા** છે, જે વિષ્ણુ ભગવાનના નામોચ્ચાર કરવાથી પ્રાપ્ત થાય છે. "ૐ **નમો નારાયણ**" આ મંત્રથી જે જળપાન કરે છે, તે ફરીને જન્મ મરણથી છૂટી જાય છે. તર્પણ કરવાથી પિતૃઓ અક્ષય્ય તૃપ્તિ પૂર્વક પરમ પદ પામે છે. નારાયણ મંત્રથી અહીં હવન કરવું જોઈએ. જે આ અગ્નિમાં આહુતી આપે છે તેને મોક્ષ મળે છે.

અહિંની ભસ્મ ધારણ કરવાથી મનુષ્ય સર્વ દેવમય થઈ જાય છે. એ ભસ્મ ધારીનાં દર્શન કરવાથી એક વર્ષ સુધી કરેલાં પાપ દૂર થાય છે. અહિંઆં પરમ પવિત્ર બ્રહ્મકુંડ તિર્થ છે. તેનું જળપીત વર્ણનું છે બ્રહ્મ તિર્થના પૂજન પૂર્વક તેમાં સ્નાન કરવાથી અનંત ઘણુ પૂણ્ય થાય છે. તેની દક્ષિણ બાજુયે રૂદ્ર કુંડ છે, તેના સ્નાનથી દળીદ્ર દૂર થાય છે. તે પછી વિષ્ણુ સાયુજ્ય પદ આપવાવાળું વિષ્ણુ તિર્થ છે. સરસ્વતિ કુંડમાં સ્નાન કરવાથી સર્વ પાપનો ક્ષય થાય છે ભગવાનની પ્રદક્ષિણા કરવાથી અશ્વમેઘ યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે, ત્રિવિક્રમા નદીના તટ ઉપર જળમયપતન છે. ત્યાં સાત રાત્રિ જે મંત્રનો જપ કર્યો હોય તે મંત્રની સિદ્ધિ થાય છે. તેની દક્ષિણ બાજુએ અનંત પૂણ્ય આપનારી હરિદ્રા નામની નદી છે. નંદા પર્વતથી આરંભીને કાષ્ઠપર્વત સુધી શિવમંદિર કેદારક્ષેત્ર છે. રત્નસ્તંભ પર્વતથી આરંભીને હરીદ્વાર સુધી દેશ છે. હિમાલયમાંથી નીકળેલી બધી નદીઓ ગંગાજી તુલ્ય છે જેમ દેવતાઓમાં મહાદેવ શ્રેષ્ઠ છે તેમ સર્વ દેશોમાં હિમાલય પ્રદેશ શ્રેષ્ઠ છે. એટલા

માટે ઉત્તરાખંડમાં તીર્થવાસ કરવાવાળા કૃત્ત કૃત્ય અને ધન્ય છે. જે કોઈ આ માહાત્મ્યને વાંચે છે, અથવા સાંભળે છે તે નારાયણ પદને પામે છે. આ જગ્યાયે રૂદ્રપ્રયાગ થઇ, કેદાર જતા યાત્રીયો ને ગંગોત્રીથી આવનાર યાત્રીયો ભેગા થાય છે. ને અત્રેથી બન્ને કેદારનાથ સાથે જાય છે. તે પછી મોદીનો આંકડો ચૂકતે કરી, ગોર પાસેથી સુફળ લઇ, તેને નામ ઠામ ગામ લખી આપી અત્રેથી રવાના થયા.

## દૃશ્ય ૪ થું.

### ત્રિયુગીથી કેદારેશ્વર.



ગૌરીકુંડ—ત્રિયુગીથી ૫ મૈલ છે. રસ્તો જલમલપુલ સુધી ૨ાા મૈલનો ઉતરાઇનો ને તે પછી ચડાઇનો છે. ત્રિયુગીથી ૧ાા મૈલ જતાં એક શિખર ઉપર **શાકમ્ભરી** દેવીની નાની ડેરી છે, તેમનાં દર્શન કરી આગળ અર્ધો મૈલ જતાં બે રસ્તા આવે છે. ત્યાં જમણા હાથ તરફનો રસ્તો રામપુર થઇ બદ્રીનારાયણ જાય છે ત્રિયુગીથી રામપુર ૨ાા મૈલ છે, તેમજ રૂદ્ર પ્રયાગથી રામપૂર થઇ ત્રિયુગી પણ આજ રસ્તે અવાય છે. જ્યારે ડાબા હાથનો રસ્તો કેદાર તરફનો ઝલમલ પુલ તરફ જાય છે. તે રસ્તે ચાલતાં અમો તે ઝુલતા પુલ પાસે આવ્યાં અત્રે મંદાકિની ગંગા ને વાસુકી ગંગાનો સંગમ થાય છે, વાસુકી ગંગાને **સોનગંગા** કે **સોમગંગા** પણ કહે છે. આ સંગમમાં અમોયે સ્નાન કર્યું નથી. સંગમમાં જવા માટે ઉતરવાનો રસ્તો અગવડ ભરેલો છે, ને ઘણું નીચાણમાં જવું જોખમ ભરેલું છે. ને તેમાં ચંદ્રભાગા પણ મળે છે, તેને સોન કે સોમ અથવા **સોમદ્વાર**, **સોનકપ્રયાગ** કહે છે. કેટલાક ઝલમલપટન પણ કહે છે. સંગમ આગળ નાની મૂર્તિ દ્રૌપદિની

ને ગરૂડજીની છે. વાસુકી ગંગા અત્રેથી ૧૨ મૈલ પર વાસુકી નામે સરોવર છે, તેમાંથી નીકળી અત્રે આવે છે. આ ઠેકાણે સાધારણ ચટ્ટી છે. તેમજ અત્રે કેદાર કંકણ બનાવનારને વેચનારે પણ રહે છે, તેમજ અત્રેથી બદ્રીનારાયણ તરફની કેટલી ચટ્ટીયોમાં પણ કેદાર કંકણ ત્રાંબાનાં બનાવેલાં કડાના જેવાં વેચે છે.

આ પુલ આગળ પણ બે રસ્તા આવે છે. તેમાંનો જમણા હાથ તરફથી રામપુરથી આવે છે; જે યાત્રિ ત્રિયુગીનારાયણ નથી જતા તે રામપુરથી પરભાર્યા જલમલ પુલે આવે છે. તેને ત્રિયુગી થઈ આવનાર યાત્રિ આ ઠેકાણે મળે છે. તે પછી સર્વેનો રસ્તો કેદાર જવાનો એકજ થાય છે, ડાબા હાથે ઝુલતો સોન ગંગાનો પૂલ ઉતરી સામે કિનારે જતો રસ્તો કેદારનાથનો છે. આ પુલ ઈંગ્રેજ સરકારે મજબુત બંધાવેલો છે. ને આ કિનારાથી પેલા કિનારા સુધી આ પુલની લંબાઈ ૧૮૦ ફુટની છે.

## ઝુલતા પૂલનું વર્ણન.

ઝુલતા પૂલને અંગ્રેજીમાં હેગીંગબ્રીજ કહે છે. તેવો પૂલ ગુજરાતમાં નામદાર મહારાજા ગાયકવાડ સરકારની રાજ્યધાનીના વડોદરા શહેરની કમેટીબાગમાં છે. નદીના જળમાં થોડે થોડે છેટે લોખંડના કે ચણેલા થાંભલા વિગેરે નાંખ્યા સિવાય ફક્ત નદીના બંન્ને કીનારાનાજ આધાર પર રહેલો ચિત્રમાં બતાવ્યા પ્રમાણેનો પૂલ હોય છે.

ઝુલતા પૂલની આકૃતિ.



ચિત્રમાં જ્યાં “ અ ” “ અ ” કરેલા છે તે બે મોટા દરવાજા છે. તે દરવાજાની ઉપલી બાજુ લોખંડના તારનું વણેલું એક ઇંચની ગોળાઈનું દોરડું, દરવાજાની આજુ-બાજુ વેહે પાડી તેમાં ઘાલી તે દરવાજાની પાછળની બાજુ કુરજાઓ કરી, તે બન્ને દોરડાં તેમાં બાંધી લઈ મજબૂત ક્રીટ કરી શીમીટથી ચણી વચમાં સ્ક્રુના પેચવાળા લોખંડના મોટા ખીલા ભેરવેલા હોય છે, તેની ચાકી ફેરવવાથી દોરડાઓને નરમ કે સખત કરવાં હોય તો તે પ્રમાણે સ્ક્રુદ્વારા થઇ શકે છે એ પ્રમાણે બન્ને કિનારે મજબુતી કરેલી હોય છે ને તે બંન્ને દોર આ કિનારાથી સામા કિનારા સુધી સલંગ એકજ હોય છે. સડકથી પૂલ પર જવાને ને બહાર નીકળવા માટે તે ચણેલાં પીઠ પૈયાની નીચેના દરવાજામાં થઈ પૂલપરની સડક પસાર કરી પાછા સામા કિનારા પરના તેવાજ દરવાજામાં થઇ સડક બહાર જવાય છે. તે પૂલ પરની સડક ચાર ફુટ પહોળાઇની હોય છે. ઉપલાં ઝુલતાં દોરડાં ને સડક બન્ને વચ્ચે થોડે થોડે અંતરે લોખંડની ૧૦ થી ૧૬ ઇંચની ગોળાઇવાળી લાકડીયો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે નદીની આખી સડક પર ૩ થી ૪ ફૂટને અંતરે જડી લીધેલી હોય છે. ને તે લાકડીયો ને ઉપલા-દોરના આધારથીજ આ પૂલ અધર રહે છે. જ્યારે તેના પર માણુસ જાય છે, ત્યારે તે હાલતો ઝોલા ખાતો જણાય છે, તેથી તેને ઝુલતો પૂલ કહે છે. તે પૂલ ઉપર પાટીયાં પાથરી તેના પર ડામર મેળવેલી કાંકરી પાથરવામાં આવે છે. જ્યાં નદીની પહોળાઈ ૨૦ થી ૩૦ ફુટની હોય છે. ત્યાં લાકડાંના પૂલ કરેલા છે. ને જ્યારે ૪૦ થી ૮૦ ફુટની હોય છે ત્યારે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક દોરડાનો ઝુલતો પૂલ કરેલો હોય છે. ને ૮૦ થી ૧૨૦ ફુટની નદીની પહોળાઈ હોય ત્યાં બબે દોરડાં સાથે નાંખે છે. તે જેમ જેમ વધારે નદીની પહોળાઈ વધતી જાય છે તેમ તેમ એ પ્રમાણે ત્રણ ચાર પાંચ કે છ છ દોરડાં હારબંધ સાથે નાંખીને તે પૂલો બનાવે છે. તેના ઉપર

ગમે તેટલા માણસો સાથે જઈ શકે છે. ને કેટલાક પૂલો તો એવા મજબુત હોય છે કે તેમાં જેપાન ડંડીમાં બેઠેલા મનુષ્યને જાપાનીયો ઉંચકીને લઇ જાય છે. કેટલાક એક દોરડાના પૂલો હોય છે ને જ્યારે નદીની પહોળાઈ વધારે હોય છે. ને ત્યાં એક જ દોરડાનો પુલ હોય છે તેવે ઠેકાણે જેપાન ડંડીમાંથી યાત્રિને ઉતરી પૂલ ઉપર ચાલીને જવું પડે છે. ને જ્યાં નદીની પહોળાઇ વિશેષ હોય ત્યાં ફરવાજાવાળા પીલ્લરો ૩ થી ૪ માથોડા જેટલા ઉંચા ને મજબૂત ચણી, તેમાં તે દોરડાં સળંગ નાંખે છે. ઘણી મોટી પહોળાઇનો પૂલ દેવપ્રયાગનો છે અને તે સર્વેથી પણ વધારે પહોળાઇનો પૂલ ૨૯૦ ફુટની પોહોળાઈનો લક્ષ્મણ ઝોલાનો છે. કેટલીક જગોયે તારના દોરડાંને બદલે છ છ ફુટના લાંબા ને ઈંચ જેટલી જાડાઇના તથા ચાર ઈંચની પહોળાઈવાળા કે જેને એક સ્ક્રુથી એકબીજાને સંધાડેલા ચપટા પાટાવાળા પણ પૂલો હોય છે. આખી યાત્રા દરમ્યાન હવે કોઈ જગ્યાયે નદીઓ ઉતરવાની ધાસ્તી જેવું નથી તેમજ પેહેલાના જેવા અગવડ ભરેલા ઝોલાઓ હવે યાત્રીયોને કોઈ પણ ઠેકાણે ઉતરવાનું રહ્યું નથી.

આ પહાડમાં ખનીજ પદાર્થો ઘણા છે. અબરખના પહાડોની તો કેટલેક ઠેકાણે હારોની હારો લાગી રહેલી જણાય છે. અને કેટલેક રસ્તે અબરખની કાળાશ ને ચળકાટવાળી પતરીયો આપણી નજરે જોવામાં આવે છે, તેમજ અત્રે સ્લેટનો પત્થર એટલો બધો છે કે આ પ્રદેશમાં છાપરાનાં નળીયાંની જગ્યાયે આજ પત્થર વાપરે છે, જેથી અત્રે સ્લેટને પત્થરપેનનો સારો ઉદ્યોગ થાય તેમ છે. વળી યમુનોત્રીના રસ્તામાં બજરીચટ્ટી સુધી મૈલની સંખ્યાના નંબરો બાળબોધ અક્ષરે હિંદુસ્તાની ભાષામાં માંરેલા છે. તે પછીને રસ્તે મૈલની સંખ્યા આપી નથી. જ્યારે ગંગોત્તરીને રસ્તે છેક ગંગોત્તરી સુધી મૈલની સંખ્યાના નંબરો આપેલા છે, પરંતુ તે બન્ને સ્થળોયે એક મૈલમાં આવતાં આઠ ફર્લાગની સંખ્યા દરેક મૈલ વચ્ચે આપવામાં આવી નથી. તેમ

જ હરિદ્વારથી બદ્રીનારાયણ ને કેદાર સુધી મૈલની સંખ્યાના પિલ્લર ચણી તેમાં અંગ્રેજીમાં કાળા અક્ષરથી તકતી બેસાડેલી છે. તેમાં મૈલની સંખ્યાને હરિદ્વારથી બદ્રીનારાયણ અથવા હરિદ્વારથી કેદાર એમ લખેલું છે, ને દરેક મૈલ વચ્ચે આવતા આઠ ફર્લાંગ પણ બતાવેલા છે. જલમલપૂલ પછી કેદાર રસ્તે ફર્લાંગ નથી, અને જોશી મઠ પછી બદ્રીનારાયણ સુધી ફર્લાંગની સંખ્યા આપી નથી. તેમજ બીલ્વકેદારથી હરિદ્વાર તરફ ફર્લાંગ કેટલેક ઠેકાણે મૂકયા નથી.

અત્રેથી કઠણ ચઢાઈ શરૂ થાય છે. અને પહાડોની ઉંચી કંદરામાં થી મંદાકિની ગંગાનો ઘોધ બંધ વેહેતો પ્રવાહ ૨૦૦ ફુટની ઉંચાઈયેથી વેગ બંધ પડે છે. તે દેખાવ જોનારને ભયાનક આશ્ચર્યકારક ને આનંદદાયક લાગે છે. અત્રેથી મંદાકિનીગંગાને કિનારે કિનારે જતાં રસ્તો ખાડા ટેકરા કાંકરા પત્થરવાળોને કેટલેક ઠેકાણેથી તૂટેલો છેક કેદારનાથ સુધીનો છે.

## કેદારના રસ્તામાં કરવાનો યાત્રાનો વિધિ.

શંકર કહે છે કે સોન પ્રયાગથી આગળ આવતા મુંડકટ્ટા ગણેશનું પુજન કરી, ગૌરીકુંડે જઇ મુંડન કરાવી, તે કુંડમાં સ્નાન કરી તેજ ભીના વસ્ત્રે તપ્તકુંડનું સ્નાન કરી પાછા ગૌરીકુંડે આવી ગૌદાન અને ભૂમી દાન શકિત પ્રમાણે કરવું. પછી અત્રેના શંકર અને પાર્વતિજીનું યથાશકતાનુસાર વસ્ત્રાલંકારથી પૂજન કરી નૈવેદ્ય ધરાવી સ્તુતિ વંદના કરી શંકરને પ્રસન્ન કરવા ને પછી ચીરબાસા ભૈરવને પ્રણામ કરી વસ્ત્ર અર્પણ કરીને પછીથી સુક્ષ્મ એવા કેદાર ક્ષેત્રમાં જવું.

**સોનપ્રયાગથી** ૧ મૈલ પર મુણ્ડકટ્ટા ગણેશ એટલે માથા વિનાની પાષાણની ગણપતિની શ્યામ મૂર્તિની જમણી તરફ પાર્વતિજીને ડાબી તરફ શિવલિંગ છે તેમનાં દર્શન કરી દક્ષણા મૂકી હતી.

**મહાત્મ્યઃ**—મહાદેવજીની આજ્ઞાથી પાર્વતિજીયે પોતાના મેલમાંથી ગણપતિ અને ઉષા બે બાળકોને ઉત્પન્ન કર્યા. એક

વખતે પાર્વતિજી સ્નાન કરતાં હતાં ત્યારે બન્ને બાળકોને દ્વાર આગળ બેસાડયાં અને આજ્ઞા કરી કે કોઇને અંદર આવવા દેવા નહિં. એવામાં શિવજી આવ્યા તેમને અંદર જતાં ગણુપતિયે અટકાવ્યા તેથી શિવે ગણુપતિનું મસ્તક ત્રિશુળથી ઉડાવી દીધું. તે જોઇ પાર્વતિ ઘણાં દિલગીર થયાં અને કહ્યું કે તમારી આજ્ઞાથી મેં મારા શરીરના મેલમાંથી આ બે બાળકો ઉત્પન્ન કર્યા છે. જેથી તમે ગણુપતિને કેમ માર્યો? તેથી શિવે પોતાના ગણુ પાસે હાથીનું માથું મંગાવી ગણુપતિના ધડ ઉપર ચોટાડી તેમને જીવતા કર્યા; અને તેમને સર્વ ગણોના સ્વામિ અથવા ગણેશ એ પદ આપ્યું હતું, એવું શિવ પુરાણુમાં છે. અત્રેથી ૧॥ મૈલ ચાલી અમે ૧૨ વાગે ગૌરીકુંડ પહોંચ્યા. રસ્તામાં વિશાળ ઝાડોનું ખીચોખીચ જંગલ આવ્યું હતું.

અત્રે ૧૨ થી ૧૫ દુકાનો ને ચટીયો ઘણી છે. ઘણા માણુસો હોય તો પણ ઉતરી શકાય તેટલાપૂરતી જગ્યા છે. પાકાં મકાનો પણ છે. ને દરેક વસ્તુ મળે છે. તૈયાર પૂરી શાક પણ વેચાય છે. ને મિઠાઈવાળાની પણ દુકાનો છે.

અમો રાંધવાને સીધુ લાવીઆપી હજામત કરાવા ગયા. અત્રે એક હજામ છે ⁒ તે પણ હજામત સાથે દુકાનદારનું કામ પણ કરે છે. ત્યાં જઈ હજામતના બબ્બે આના આપી હજામત કરાવી. ત્યાંજ પ્રથમ છ હાથ સમચોરસ પત્થરથી ચણેલો ને ૫ હાથ ઉંડો તેમાં બે હાથ પાણીથી ભરેલો ઉતરવાનાં પગથીયાં સાથેનો ઠંડા પાણીનો ગૌરી કુંડ છે. તેને અમૃતકુંડ પણ કહે છે તે કુંડ ઉપર બ્રાહ્મણે સંકલ્પ કરાવ્યો એટલે સ્નાન કરી બ્રાહ્મણને દક્ષિણુ આપી બીને વસ્ત્રે તે કુંડથી જરા ઊંચાઇયે ૨૦ [illegible] બીજો કુંડ છે કે જેમાં સ્વામી કાર્તિકજીની ઉત્પત્તિ [illegible] દેવી પાર્વતિજીયે રૂતુ સ્નાન કર્યું હતું તેથી તપ્ત કુંડની [illegible]ત્તિ થયેલી છે તે કુંડમાં પણ ઊતરવાને પગથીયાં છે. તેમાં જરા વિશેષ ગરમ પાણી છે. તેથી પ્રથમના કુંડની પેઠે અંદર ઉતરીને ન નહાતાં; અત્રે બેઠેલા બ્રાહ્મણે સંકલ્પ કરાવ્યા પછી

પરથાર પર બેસી લોટાવતી નાહ્યા. અને બ્રાહ્મણોને દક્ષીણા આપી વસ્ત્ર બદલ્યાં. આ કૂંડમાં કૂંડના પરથારથી આશરે ૩ હાથની ઉંચાઇયે ગૌમૂખમાંથી ગરમ જળની ધારા કૂંડમાં પડે છે, ને તે કુંડમાંથી બાહાર જવાનો પાણીનો નિકાલ કરેલો છે. તે નિકાલને રસ્તે થઈ કુંડનું પાણી બાજુમાં વહેતી મંદાકિની ગંગામાં જાય છે.

કૂંડના સ્નાનનો સંકલ્પઃ—યમુનોત્રિના સંકલ્પ પ્રમાણે પ્રથમ સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો.

" કેદારખંડે, કેદારાશ્રમે, ગૌરીક્ષેત્રે, ગૌરીકુંડ, તિર્થે, સ્નાનમહં કરીષ્યે." " કેદારખંડે, કેદારાશ્રમે, ગૌરીક્ષે , તપ્તકુંડ તિર્થે, સ્નાનમહં કરીષ્યે."

ત્યાંથી ચટ્ટી પર આવ્યા ત્યાંજ ચોગાનમાં પાંચ હાથ સમચોરસ જેટલીજ ઊંચી ડેરીમાં શ્રીપાર્વતીજીના દર્શન કરવા દેવળમાં ગયા. તે વખતે આરતી થતી હતી, તેનાં દર્શન કર્યાં. અત્રે એક નાનો સભામંડપ છે, ને અંદર બે હાથ સમચોરસ માતાજીનું મંદિર છે. તે દેવળ ૬ હાથની ઊંચાઈનું સાધારણ છે સભામંડપથી અંદર જવાના દ્વાર આગળ ઉભા રહી દર્શન થાય છે. દર્શનમાં શિવ પાર્વતીજીનું સ્વરૂપ સાથે છે એવાં જૂદેજૂદાં બે સ્વરૂપો છે તેને ઉમામહેશ્વર કહે છે. શંકરનું લિંગ પેસતાં જમણા હાથ તરફ છે. અત્રે થતી આરતીનાં દર્શન કરી અમે ચટ્ટીએ જઇને જમ્યા.

## દેવી અપરાધ ક્ષમાસ્તોત્રથી ગૌરીદેવીની સ્તુતી.

" નમંત્રં નોયંત્રં તદપિચ નજાને સ્તુતિમહો
નચાહ્વાનં ધ્યાનં તદપિચ નજાને સ્તુતિકથા
નજાને મુદ્રાસ્તે તદપિચ નજાને વિલપનં
પરં જાને માત સ્ત્વદનુ શરણં કલેશ હરણં
વિધે રજ્ઞાનેન દ્રવિણ વિરહેણા લસ તયા
વિધેયા શક્યત્વાત્ તવચરણયોર્યા ચ્યુતિ રભૂત્
તદેતત્ ક્ષંતવ્યં જનનિ સકલાં દ્ધારિણિ શિવે

કુપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ ૨
પૃથિવ્યાં પુત્રાસ્તે જનનિ બહવઃ સન્તિ સરલાઃ
પરં તેષાં મધ્યે વિરલતરલોહં તવસુતઃ
મદીયોયં ત્યાગઃ સમુચિતમદં નો તવ શિવે
કુપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ ૩
જગન્માત ર્માત સ્તવ ચરણુ સેવાન રચિતા
નવા દત્તં દેવી દ્રવિણમપિ ભૂયસ્તવ મયા
તથાપિ ત્વં સ્નેહં મયિ નિરૂપમં યત્પ્રકુરૂષે
કુપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ ૪
પરિત્યકત્વા દેવાન્ વિવિધ વિધ સેવા કુલ તયા
મયા પંચાશીતે રધિકમ પનીતે તુવયસિ
ઇદાનીં ચેન્માત સ્તવ યદિ કૃપા નાપિ ભવિતા
નિરાલંબો લંબો દર જનનિકં યામિ શરણામ ૫
શ્વપાકો જલ્પાકો વિવિધ મધુપાકો પમગિરા
નિરાતંકો રંકો વિહરતિ ચિરં કોટી કનકૈઃ
તથા પર્ણેકર્ણે વિશતી મનુવર્ણે જલમિદં
જનઃ કો જાનીતે જનનિ જનનીયં જપવિધૌ ૬
ચિતા ભસ્માલેપો ગરલમશનં દિક્પટધરો
જટાધારી કંઠે ભુજગ પતિહારી પશુપતિઃ
કપાલી ભૂતેશાં ભજતિ જગદીશૈક પદવીં
ભવાનિ ત્વત્પાણિ ગ્રહણ પરિપાટી ફલમિદં ૭
ન મોક્ષસ્યાકાંક્ષા નચ વિભવ વાંચ્છાપિચનમે
નવિજ્ઞા નાપેક્ષા શશિમૂખી સુખે ચ્છાપિ ન પુનઃ
અતસ્ત્વાં સંયાચે જનનિં જનનં યાતુમમવૈ
મૃડાની રૂદ્રાણી શિવ શિવ ભવાનીતિ જપતઃ ૮
નારાધિતાસિ વિધિના વિવિધોપચારૈઃકિં રૂક્ષ ચિંતન પરૈઃ નંકૃતં વચોભિઃ
ત્વમેવ યદિ કિંચન મય્યનાથે ધત્સે કૃપા મુચિત મંબપરં તવૈવ ૯
આપત્સુ મગ્નઃ સ્મરણં ત્વદીયં કરોમિદુર્ગે કરૂણાર્ણ્વે વેશિ
તચ્છઠત્વં મમભાવ યેથા ક્ષુધા તૃષાર્તો જનની સ્મરંતિ ૧૦

જગદમ્બ વિચિત્રમત્ર કિં પરિપૂર્ણા કરૂણા સ્તિચેન્મયિ
અપરાધ પરંપરા વૃત્તં નહિ માતા સમુપેક્ષતે સુતમ્
મત્સમઃ પાતકી નાસ્તિ પાપઘ્ની ત્વત્સમા નહિ
એવં જ્ઞાત્વા મહાદેવી યથાયોગ્ય' તથા કુરૂ." ૧૧

માહાત્મ્ય—હે દેવિ ! કેદારેશ્વરથી દક્ષિણ તરફ ૬ કોસ ઉપર મંદાકિનીને કિનારે સર્વ સિદ્ધિઓ આપનારૂં એક ગૌરીતીર્થ છે કે જ્યાં તમે કુમાર કાર્તિક સ્વામીના જન્મ નિમિત્તે ઋતુ-સ્નાન કર્યું હતું તે શું ભૂલી ગયાં ? ત્યાંની મૃત્તિકા સિંદૂરના વર્ણ જેવી છે અને જળ કટુ તથા ઉષ્ણ છે. ત્યાં મારૂં નામ ગૌરીશ્વર છે. જે ત્યાં સ્નાન ને શંકરનાં દર્શન કરી આ મૃત્તિકાને મસ્તક ઉપર તિલકરૂપે ધારણ કરે છે. તેનું પ્રીય થાય છે ને તે તમારા જેટલો જ મને અત્યંત વહાલો થાય છે. ત્યાં કીયા કર્મ કોટિગણું થાય છે. ત્યાંથી દક્ષિણ તરફ એક ગોરક્ષાશ્રમ છે. ત્યાં અત્યંત ઉષ્ણ જલ છે. અને સિદ્ધ ગોરક્ષજી સદા રહે છે. સપ્તરાત્રિ પર્યંત મંત્ર જપ કરનાર ગોરક્ષ તુલ્ય સિદ્ધ થાય છે. આ પર્વતમાં દેવિકા, ભદ્રા, શુભ્રા અને માતંગી નામની ચાર પૂજ્ય નદીઓ છે. મિથ્યા સંગથી રહિત થઇ સપ્ત-રાત્રિપર્યંત ષડક્ષર મંત્ર જપ કરનારને અહીંઆં પારસ મળે છે.

### અત્રેના મોદીની ઠગાઇની બાબત

આ ગૌરીકુંડે આવતાં એક મોદીએ પોતાની હટ્ટીમાં ઉત-રવાનો ઘણો આગ્રહ કર્યો, ત્યારે મે કહ્યું કે સીધાનો ભાવ પ્રથમ નક્કી કરો. ત્યારે તે કહે કે અત્રેના બજારના દરેક દુકાનદાર જે ભાવે આપે તે ભાવે હું આપીશ. એમ તેના કહેવાથી સીધું વિગેરે જોઇતો સામાન લીધો, પરંતુ ઘી એની પાસે સારૂ ન હોવાથી તેમજ ૪ રૂપીયે શેરનો ભાવ વધારે પડતો લાગવાથી થોડુંજ લીધું ને અમારે દહી જોઈતું હતું પણ તેની દુકાને નહી હોવાથી તેણે કહ્યું અત્રે દહીંતો કોઇ જગ્યાએ મળશેજ નહી. એમ બોલવાથી અમો એના પર વિશ્વાસ ન રાખતાં બીજી દુકાને ગયા તો દહીં તો મળ્યું, અને સારૂં ચોખ્ખુ ઘી ૩ રૂપીયે શેર

મળ્યું. જાગ્યા પછી ત્રણ વાગે હિસાબ કરતાં ચારનો ભાવ લીધો. તે પ્રમાણે પૈસા ચૂકવી આપી, અમે કહ્યું કે "દરેક સીધાનો ભાવ ભરીને સીધાનો આંકડો ચૂકતે લીધો છે તેમ લખી આપો" અત્રે રાજ્ય બ્રીટીશનું છે. ટીહરી રાજ્યના કરતાં ચટ્ટીવાળાપર તકેદારી સહેજ ઓછી હોય છે. તેથી ચટ્ટીવાળા બહુજ બેપરવા રહે છે. તોપણ રાજ્ય તરફથી ભાવનું લીષ્ટ તો દરેક પાસે હોય છે. આ ચટ્ટીવાળો જરા માથાનો વિશેષ ફરેલ હતો. ગામ મોટું અને પૈસા પહેલેથીજ ચૂકવેલા હોવાથી દરકાર કરી નહિ, ને અમને કહ્યું કે તમારૂ ચાલે તે કરી લ્યો, પણ અમે ભાવ નક્કી કરીને લખી આપીશું નહિ. આ પ્રમાણે જેમ અમારી સાથે વરતેલો તેવીજ રીતે બીજા ત્રણચાર યાત્રીયો સાથે પણ તેણે એમજ વર્તણુંક ચલાવી હતી. તેથી તે યાત્રીયો પણ ત્યાં હાજર થયા અને અમને કહેવા લાગ્યા કે એણે અમારી પાસેથી પણ ચાર રૂપૈયે શેરના હિસાબે પૈસા લઇ લીધા છે. અમે કહ્યું કે તારી સરત બજાર ભાવે આપવાની છે, બજારમાં ૩ રૂપૈયે શેર ઘી મળે છે ને અમુક ઠેકાણેથી અમોએ એ ભાવનું બીજું ઘી લીધું છે. તે વાત તેણે માની નહી ને તે દુકાનદારને અહીં તેડી લાવ્યો તે દુકાનદારે તો સાચુંજ કહ્યું કે મેં ત્રણ રૂપૈયે શેરને ભાવે ઘી આપ્યું છે ને બજારનો ભાવ પણ એજ છે. તોપણ તેણે માન્યું નહી, પણ જ્યારે ચાર બીજા યાત્રીયો એના સામે ફરીયાદ નોંધવા માટે તેઓ પોતાની સહી કરી આપી સાક્ષી આપવાને કબુલ થયા, ને ત્યાંના અધિકારી પર રિપોર્ટ ચારની સાક્ષીથી કરવાનું ઠર્યું ને કાગળપર સહીયો લેવા માંડી, અને બજાર ભાવ પણ નકકી માલમ પડી ગયો, ત્યારે દુકાનદારના હોશ ગગડી ગયા. એટલે નરમ પડી કહેવા લાગ્યો કે મને બજાર ભાવની ખબર નથી. અમે કહ્યું કે તે વાત નહિં માનવા જેવી છે. પણ ત્યાંના બીજા દુકાનદાર અને સાક્ષીયોયે કહ્યું કે જો તમને ભાવની ખબર ન હોય તો કેદારનાથના સોગન ખાસો તો પછી તમારી પાસેથી પૈસા પાછા લેશે નહિ. તે વાત તેણે

કબુલ કરી ને કેદારનાથના સોગન ખુશીથી ખાધા એટલે ટંટો પતી ગયો.

**જ્યાં દરેક ચીજો મળી શકે છે એવી વસ્તીવાળી ચટ્ટીયો ને ગામો.** દેહેરાદુન, રાજપુર, મસુરી, ખરસાલી, ઉત્તર કાશી, ભટવાડી, ગંગોત્તરી, બુઢાકેદારા, ત્રિયુગી નારાયણ, ગૌરીકુંડ, કેદારેશ્વર. નાળા, ઊખીમુઠ, ગુપ્તકાશી, ગોપેશ્વર, ચમોલી, કે લાલસાંગા, પીપલકોટી, જોશીમઠ, પાંડુકેશ્વર, બદ્રીનારાયણ, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, રૂદ્રપ્રયાગ, શ્રીનગર, દેવપ્રયાગ, હૃશીકેશ, હરિદ્વાર, આધ્યબદરી, ધુનારઘાટ, મેલચોરી, ચોખુટીયા, ભીકી-યાશેન, રામનગર, દ્વારાહાટ, રામગઢ, ભીમતાલ, રાણીબાગ ને કાટગોદામ છે.

## તારનું ઠેકાણું.

હરિદ્વાર. દેહેરાદુન, મસુરી, લાલસાંગા, જોશીમઠ, બદ્રી-નારાયણ, કર્ણપ્રયાગ, શ્રીનગર, દેવપ્રયાગ, રામનગર, કાટગોદામ.

## પોસ્ટ ઓફીસો.

હરિદ્વાર, દેહેરાદુન, રાજપુર, મસુરી, ઉત્તરકાશી, કેદારેશ્વર, ગુપ્તકાશી, ઊખીમઠ, કુમારચટ્ટી, ચમોલી, પીપલકોટી, જોશીમઠ બદ્રીનારાયણ, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, ચટવાપીપલ, અગસ્ત્ય, શ્રીનગર, રૂદ્રપ્રયાગ, દેવપ્રયાગ, આધ્યબદરી, મેલચોરી, ધુનારઘાટ, ભીકીયાશેણ, ગણે, મ:શી, રામનગર, કાટગોદામ, છે.

## ફેકત કાગળ નાંખવા માટે પેટી.

ધનોલટી, ધરાસુ, ભટવાડી, ધરાલી, ત્રિયુગી નારાયણ, ગૌરી કુંડને મેલચોરી છે.

## દવાખાનાં.

હરદ્વાર, દેહેરાદુન, મસુરી, ઊત્તરકાશી, ઉખીમઠ, ચમોલી, જોશીમઠ, બદ્રીનારાયણ, કાંડી, કર્ણપ્રયાગ, શ્રીનગર દેવપ્રયાગ, હૃશીકેશ, ચોખુટીયા, ભીકીયાશેન રામનગર કાટગોદામ.

## પોલીશનાં થાણાં.

કેદારનાથ, ચમોલી, જોશીમઠ, બદ્રીનારાયણ, કર્ણપ્રયાગ,

દેવપ્રયાગ, શ્રીનગર, હૃશીકેશ, મેલચોરી, ધુનારઘાટ ભીઢીયાશેન, નટ, ચૌખુટીયા, રામનગર, ને કાટગોદામ.

જેમ યમુત્રીને ગંગોત્રી જતાં વધારાનો સામાન ગંગનાણીને ભટવાડીયે મૂકયો હતો તેમ અત્રે પણ કેદારથી પાછું આવવાનું હોવાથી અમારી ચટ્ટીવાળા મોદી સાથે ખટપટ થઈ હતી તેથી જેને ત્યાંથી દહીં લીધુ હતું તે ઇંદ્રદત્ત મોદીને ત્યાં મૂકી ખપ પૂરતો સામાન અમારી સાથે રાખી અમો ચાલતા થયા.

**રામવાડા**—ગૌરીકૂંડથી ૫ મૈલ છે. ને રસ્તો ઘણો ખરો ચડાઈનોજ છે તેમ વિકટ અને ખાડા ટેકરાવાળો છે.

અત્રેથી ૨ મૈલ પર જતાં ભૈરવની નાની ડહેરી રસ્તાથી જમણે હાથે ચઢાવ ચડી રહેતાં આવે છે, તેને **ચીર બાશા ભૈરવ** કહે છે. અત્રે ભૈરવને વસ્ત્ર અર્પણ કરવાનું શાસ્ત્રમાં લખ્યું છે જો તે વસ્ત્ર ન ચડાવે તો યાત્રા કરીને પાછા ફરતાં અત્રે આવતાં તેની યાત્રાનું ફળ ભૈરવનાથ હરણ કરી લે છે. માટે જ્યાં જ્યાં ભૈરવ, તિર્થ સ્થળ નજીકમાં, ચોકીદાર તરીકે હોય ત્યાં શકિત હોય તો વસ્ત્ર ને ન શકિત હોય તો કોરા કપડાની ફકત એક ઇંચિની પોહોળાઇની ને એક વેંત લંબાઈ જેટલી ચીંદરટી પણ પ્રેમથી તેમને અર્પણ કરી દર્શન કરીને જ અત્રેથી આગળ જવું તેવિ યાત્રિયોયે કપડાની ચીંદરડીયો ભૈરવને ચઢાવેલી એક ઝાડપર સંખ્યાબંધ દેખાતી હતી અત્રેથી આગળ સ્વર્ગની **નિશાની** દેખાય છે. માર્ગમાં કાલી, વાસુકીનાગ ને સેપેશ્વરને પણ નમસ્કાર કરવા.

અત્રેથી બીજા ૧॥ મૈલપર **ભીમ ગોડાનું** સ્થાન છે. ને ત્યાં એક મોટી ઉભી પથરની છાટની શીલાપર ખુલ્લા મેદાનમાં **ભીમની** પ્રચંડ મુર્તિ હાથમાં ગદા ધારણ કરીને **ઉભેલીનાં** દર્શન થાય છે. અને કેદારેશ્વરથી અત્રે સુધી શંકરના પલંગનું સ્થાન કહેવાય છે.

અત્રે અનેક પ્રકારના વિવિધલતા પત્રાદિક વૃક્ષોની ઘટાથી અને પહાડો પરથી નીકળતા પાણીના ઝરણોના દેખાવ વિગેરે-

થી, સુશોભિત તપો ભુમીનું અવલોકન કરતાં કરતાં અને હર હર મહાદેવ હરહર શંભોના પવિત્ર નામોચ્ચાર સાથે સૂર્યના કિરણોથી સુવર્ણ સમાન હિમગીરીના આ અતિ રમ્ય શિખરો ઉપરથી ખળખળાટ નાદ કરી વહેતા એ પ્રબળ જળ પ્રવાહના પતન વખતે થતો કર્ણપ્રિય ધ્વનિ એ સર્વે આ કેદાર ભૂમી તરફ જતાં ભાગ્યવાન યાત્રિયોને અલૌકિક આનંદ ઉત્પન્ન કરે છે.

રામવાડામાં કાળી કામળીવાળાનો માણસ પણ છે. તે ટાઢથી રક્ષણ કરવાને માટે યાચના કરતાં કામળો ઓઢવાને માટે આપે છે અત્રે આવી પાછી તે તેને સ્વાધિન કરવી પડે છે. કેટલાક યાત્રિ કેદારનાથનાં દર્શન કરી રામવાડે આવીને રહે છે. પરંતુ તે તિર્થના નિયમોથી વિરૂદ્ધ છે.

અત્રે ફક્ત કામ ચલાઉ ચટ્ટીઓજ છે, પણ ૮-૧૦ મોદીની દુકાન, કાળી કામળીવાળાની જગા ને ઘણી ચટ્ટીયો છે, તેથી ગમે તેટલા વિશેષ યાત્રિયો હોય તો પણ સમાવેશ થઇ શકે તેમ છે. અત્રે જેપાની રહેવાને કહેતા હતા કારણ કે ત્યાંથી સખત ઠંડીમાં તે લોકોને ઓઢવા પાથરવાનું સાધન નહિં હોવાથી જેમ કેદારમાં વધારે ન રહેવાય તેમ સારૂ. પણ અમારે તો કેદાર ભૂમીના પવિત્ર સ્થળમાં રાત્રિ વિશેષ રહેવા સાથે દર્શનનો લાભ મળે તેથી તેમની મરજી ઉપરાંત તેમને ઘણા અપાવતાં તેઓ આવવા કબુલ થયા.

અત્રે એક કાશી નિવાસી વૃદ્ધાવસ્થાવાળા આશરે ૬૫ વર્ષની ઉમરના એક બ્રાહ્મણ બેઠા હતા. તેની સાથે વાતચીત થતાં તેણે જણાવ્યું કે હું ૨૦ વર્ષથી કાશીમાં નિવાસ કરીને રહેલો છું. અને આ બદ્રીકેદારની યાત્રીયે ૪ થી ૫ વખત આવેલો છું. ત્યારે અમને આશ્ચર્ય લાગ્યું કે મારી આખી જીંદગીમાં આ પહાડી પ્રદેશની યાત્રા ફક્ત એકજ વખત, ને તે પણ જેપાનમાં બેસીને કરતાં અમને કષ્ટપ્રદ જણાય છે. ત્યારે આ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થએલો બ્રાહ્મણ ૨૦ વર્ષથી કાશી નિવાસ કરી, ચાર ચાર વખત આવા કઠીન પ્રદેશની ને વળી તે પણ પગે

આહીને યાત્રા કરનાર પુરૂષ સાક્ષાત મોક્ષાધિકારી મહાત્માજ કહેવાય તેમાં શું આશ્ચર્ય છે ? તેની હકીકત સાંભળતાંજ અમારો તો ગર્વજ ગળી ગયો, કે ફક્ત એકજ વખત યાત્રાએ આવવાથી અમો મહત ભાગ્યવાન છઈએ એમ સમજતા હતા તો આ પ્રતાપશાળી મહાત્માને માટે તો અમારે કહેવુંજ શું ! જેથી અમો સર્વેયે તેના તરફ પુર્ણ પૂજ્ય ભાવની દ્રષ્ટિથી જોઈ બે હાથ જોડી મસ્તક નમાવી, સપ્રેમ નમસ્કાર કર્યા. અમોયે તેમને સારી રકમની દક્ષિણા આપવા માંડી તેનો તેમણે બીલકુલ સ્વિકાર કર્યો નહિં અને કહ્યું કે હું એક સરકારી પેન્સનર છું, હું ભિક્ષુક વૃત્તિથી યાત્રા કરવા આવ્યો નથી. ત્યારે તો તેમના તરફ અમારો પુજ્ય ભાવ વિશેષ વૃદ્ધિ થયો. ત્યાર બાદ તે મહાત્મા ગૌરીકૂંડ તરફ ચાલ્યાને અમો કેદારેશ્વર જવા ઉપડયા.

યાત્રીયોયે હમેશાં જેઓએ ઘણા વચ્ચે એકજ જેપાન કર્યું હોય ને તેમાં અવાર નવાર બદલી કરી બેસતા હોય તેઓએ એ ધ્યાન રાખવું કે સવારમાં ચાલતી વખતે પુરુષ વર્ગે ચાલવું અને જ્યાં જેપાની લોકો બેસે તે વખતે સ્ત્રી વર્ગે ચાલવું. કેમકે તે ધીમાં ચાલતાં હોવાથી અને જેપાનીઓ ઝડપમાં જતા હોવાથી સ્ત્રી વર્ગ પાછળ રહી જાય છે. પરંતુ જેપાની જ્યાં બેસે છે ત્યાં આગળ બધા ભેગા મળી બીડી પીતાં ૦।ા કલાક થાય છે અને તેજ વખતે સ્ત્રી વર્ગ જેપાનમાંથી ઉતરી ચાલવા માંડે તો ૧।ા-૨ મૈલ પર જતાં બધા સાથે થઇ જવાય છે અને ત્યાર બાદ ૦।ા મૈલ જેપાની જ્યારે આગળ જાય છે તે લગભગ ૨ મૈલ જાય તે વખતે સ્ત્રી વર્ગ એક ખેતરવા જેટલે પાછળ નજરે દેખાય તેવી રીતે રહી જાય છે તે વખતે અમે જેપાનમાંથી ઉતરી જેપાનવાળાને થોભવા માટે કહેતા એટલે સ્ત્રી વર્ગ પાછો આવીને જેપાનમાં બેસી જતો.

વળી એ પણ ધ્યાન રાખવું કે જે વર્ષમાં દુકાળ પડયો હોય તે વર્ષમાં ખોરાકી વીગેરે દરેક ચીજ મોંઘી મળવાનો સંભવ હોવાથી તે વર્ષ યાત્રાયે જવું નહિં. તેમજ સરકારે ખબર

આપી યાત્રાયે જવાની જ્યારે મનાઇ કરી હોય તે વર્ષોમાં પણ જવું નહિં; કેમ જે સખત મોંઘવારી અને દુકાનોની અછત ને લીધે મળતી ચીજોના અભાવ તેમજ મર્કી કે કોલેરા ચાલતો હોય તેવા વર્ષોમાં પણ જવું નહિં. આ દરેક બાબતની ઘેરથી નીકળ્યા પહેલાં તપાસ કરીને જ આ યાત્રાર્થે જવું.

વળી અત્રે માલની લાવ લઈ જવાનો ધંધો કરનાર ઘેટાં બકરાં અને ઘોડાઓવાળા આ પોતાના માલના રક્ષણ માટે વરસાદ વખતે મીણ કાપડ જેવું એક મોટું કપડું રાખે છે. જમીનપર પત્થર ગોઠવી જમીનથી વેંત ઉચું પત્થરોપર ગુણોને સામાન ગોઠવે છે ને તેના ઉપર તે મીણ કાપડ ઢાંકે છે, જેથી વરસાદનું પાણી ગુણ ઉપર ન પડતાં મીણ કાપડપર પડી જમીનમાં પડે છે. ને જમીનથી વેંત ઉંચી ગુણ હોય છે તેથી નીચેથી પાણી ચાલ્યું જાય છે ને ગુણ પલળતી નથી.

અત્રેનાં બકરાં ઘેટાં એવાં ખડતલ હોય છે કે માણસ ન જઈ શકે તેવી પહાડની ખીણોમાં પગની ખરીયો ટેકવી ફરતાં ને ચારો ચરતાં અમે જોયાં હતાં. તેમજ અત્રેના દરેક વેપારીયો પોતાને વેચવા માટે જોઈતો માલ બકરાંવાળા પાસેથી ખરીદી ભરી રાખે છે.

**કેદારેશ્વર**—રામવાડાથી ૩॥ મૈલને રસ્તો સખત ચઢાઈનો ચઢવા પછી એક મૈલનો સીધો છે. અને અત્રેથીજ કેદારનાથના તપોવનનો આરંભ થાય છે. અત્રેથી ૨ મૈલ પર સડકથી જમણી બાજુ તરફ **મંદાકિનીગંગાના** સામે કિનારે **કુબેરપર્વત** છે ત્યાં કુબેરનો ભંડાર ને કુબેર ગુફા છે, તેથી થોડું આગળ જતાં ઉત્તર તરફ પત્થરનો હાથી જેવો પર્વતમાંજ આકાર છે તે સ્થાનને ઇંદ્રપર્વત કહે છે. અને હાથીને ઐરાવત કહે છે, તેને અર્જુન લાવેલા એમ કહે છે તે ચાલતાં ફક્ત દેખાય છે. ત્યાં જઇશકાતું નથી. શ્રાવણ ભાદરવામાં જવાય છે. કહે છે કે ત્યાં સહસ્ત્રદળકમળ અને જટામાંશી ઘણે ભાગે થાય છે. જો કે અત્રેથી કેદારપુરી ઘણી નજીક છે છતાં અત્રેથી કઠણ

ચઢાવનો અગવડ ભરેલો રસ્તો છાતી ભેર ચડવાનો હોવાથી, ચડતાં ચડતાં યાત્રિઓની ધીરજ ખુટી જાય છે. જાણે અત્ર ઇશ્વરે કુદરતી બગીચો બનાવ્યો હોય, તેમ આજુબાજુની અતિ અદ્‌ભૂત અને પરમ સૌંદર્યમય વનલીલાના દેખાવો પણ યાત્રિઓના મનને અત્યંત આનંદ આપે છે. તે વખતે યાત્રિઓને જાણે આ પૃથ્વીના કૈલાસ સ્થળના કેદારના રસ્તામાં આવતાં અનેક આશ્ચર્ય કારક અદ્‌ભૂત દ્રશ્યો નીરખતાં સાક્ષાત જાણે ઇંદ્રનું આ નંદનવનજ હોય તેવો પ્રત્યક્ષ ભાસ થઇ એકાગ્ર મને શંકરના ચરણકમળમાં પોતાના મનને લવલીન અને તલ્લીન કરતા જતા દૂરથી શ્રી કેદારપુરીના દર્શન કરી શકે છે. અને ત્યાંથી યાત્રિઓ અત્યંત આનંદના આવેશમાં આવી જઇ. “ બોલો શ્રી કેદારનાથની જય”ના મધુર અને મીઠા ધ્વની ઉત્સાહથી કરે છે.

તેમજ કુબેર પર્વતથી ૦ાા મૈલ પર “દેવદેખની”નું સ્થાન આવે છે દેવદેખની એટલે એ ટેકરી દેવદર્શની કહેવાય છે. કે ત્યાંથીજ પ્રથમ કેદારેશ્વરનાં દેવળનાં યાત્રિને દર્શન થાય છે. તેથી આ ટેકરીને દેવદર્શની કહે છે ને તેને પહાડી ભાષામાં દેવદેખની કહે છે. આવું બીજું દેવદેખનીનું સ્થાન જ્યાં બદ્રીનારાયણમાં કુબેર શીલા છે તેને પણ દેવદેખની કહે છે. ને ત્યાંથી બદ્રીનારાયણના મંદીરના સુવર્ણના શિખરનાં દર્શન થાય છે ત્યાં ગરૂડજીનાં દર્શન છે. આ તપો ભૂમિનુ સ્થળ અનુપમ અને દેદીપ્યમાન છે. હર હર શંકર, હર હર મહાદેવના પવિત્ર નામોચ્ચારથી તે પરમ ભોળાને દયાળુ શ્રીશંકરનું ધ્યાન ધરતા પરમ અદભૂત ભૂવૈકુંઠનું કૈલાસ સ્થળ દેખતાં એકાગ્ર મનથી શંકરના ધ્યાનમાં તલ્લીન થઇ અમો કેદારપુરી તરફ ચાલ્યાં. કેદારનાથની જયની ઘોર ગંભીર ગર્જનાઓ કરતા કરતા તે મહાન કેદારપુરીની પવિત્ર ભૂમિ તરફ ચાલતાં અત્રેથી તપો ભૂમિ, ભૂવૈકુંઠ કે ભૂકૈલાસનું પરમ અદ્‌ભૂત શુશોભિત અને રમણિય સ્થાન જોઇને યાત્રિઓ શંકર ચર્ણાંવિંદ સમક્ષ જવાને અતિ ઉત્સુક બને છે. અત્રેથી કેદારેશ્વરનું મંદિર દેખાય છે તેથી હરિઓમ્,

હરિઓમ્, શાંમ્બસદાશિવ, હરહરશંકર, હરહરમહાદેવ એવા પવિત્ર નામોચ્ચારથી કેદારેશ્વરની જય બોલાવી શ્રી દયાળુ શંકરના પવિત્ર કૈલાસ ક્ષેત્રની અતિ કોમળ ભૂમિમાં યાત્રિયો પોતાના કદમો મૂકી પ્રવેશ કરે છે. અત્રે જે ભૂમિમાં પ્રવેશ થાય છે તે જમીન દળદળાકાર મખમલ માફક સુંવાળી રબ્બર માફક પોચી, સ્થિતિ સ્થાપક સહેજ ભીનાશવાળી પગ મુકતાં ખાડો પડી પુરાઇ જાય તેવી અતિ કોમળ નરમ ભૂમી છે. આજુબાજુની વીશાળ ઉંચાઈથી વહેતાં ખળખળાટ પર્વતો પરના પાણીનાં જોસ બંધ વહેણુને બરફ મય ડુંગરો જોતાં જોતાં અલકનંદાને કિનારે ચાલતાં અમો કેદારપુરીમાં પ્રવેશ કરવા માટે મંદાકિનીગંગાનો એક લાકડાનો પુલ ( કે જેને અત્રેની ભાષામાં સાંગા કહે છે ) તે ઉતરી સામે કિનારે જઈ મહાપ્રતાપી પુણ્ય પ્રદ પાપ હારક, દિવ્ય, શુદ્ધ, અને સુક્ષ્મ એવી પવિત્ર કેદારભૂમિમાં સહર્ષ પ્રવેશ કરતાં બોલો શ્રી કેદારનાથકી જયના પવિત્ર નામોચ્ચારો અમો સર્વેયે કરી ત્યાંથી ૦॥ ફર્લાંગ જેટલો ચઢાવ ચઢતાં પુરીની વસ્તીના ઘરોવાળા ભાગ આગળ દાખલ થયા. અત્રે અમોને કેદારનાથના પંડયાઓ મળ્યા.

ત્રિયુગી નારાયણમાંથી એક બ્રાહ્મણે અમોને પોતાના ઓળખીતા ઉપર ચીઠી આપી હતી તેનું નામ અત્રે દેતાં તેજ માણસ અત્રે આવ્યો હતો તેથી તેને ગોર તરીકે કબુલ રાખી ગામમાં ગયા પરંતુ રહેવાને માટે પંડયાના મકાનમાં ન જતાં કાળી કામળી વાળાની ધર્મશાળામાં પહેલે માળે ઉતર્યા. એટલે ગોરે અમારે માટે પાથરવાને ગાલીચો મોકલ્યો. તેમજ ઠંડીમાં તાપણીને માટે સગડી તથા કોલસાપણ મોકલ્યા. અત્રે ટાઢ અમને બેસતમ લાગી હતી. અહિંના ઘરો યમુનોત્રિને રસ્તે જતાં ખરસાલીના પંડયાના ઘરનું અમોયે જે વર્ણન કર્યું છે તેવાંજ અત્રેનાં પણ છે. ઘરમાં બારી જાળીનું નામજ નહિં. આખી કોટડીમાં ફક્ત એકજ બાજુ એક વેંત સમચોરસ જાળીઉં મુકેલું હતું. આવા ભોંયરા જેવા ઘરમાં પણ અમારાથી બીલકુલ ઠંડીને લઇને

રહી શકાતું નહતું. સર્વે થરથર ધ્રુજતા હતાં. પાણી તો જ્યારે ગરમ કરતા ત્યારેજ પી શકાતું હતું. સારે નશીબે અમને માળ પર જગ્યા મળી ગઈ કારણ કે અત્રે ભોંય તળીયાની જગ્યામાં બરફને લીધે ભેજ હમેશાં રહે છે. એટલું જ નહિં પણ જે ઘરમાં અમે ઉતરેલા હતા તે ઘરની આખી ભીંતે ફુટ ફુટ બરફ જામી ગયેલો અમે જોયો હતો. અને અમે આજુબાજુના ચારે તરફના બરફ મય ડુંગરોની વચ્ચે હોવાથી જાણે બરફમય વિશાળ ગઢના કીલ્લામાંજ હોઈએ એમજ ભાસતું હતુ?

## કેદારક્ષેત્રમાં કરવાનો યાત્રાનો વિધિ.

અત્રે આવી ઉપવાસ કરી ત્રિવેણી સ્નાન તે પછી ક્ષીર ગંગા હંસકુંડ મધુગંગા અને સ્વર્ગદ્વારનાં તીર્થોમાં સ્નાનાદિ પિતૃશ્રાદ્ધથી પિતૃઓને સંતુષ્ટ કરી કેદારલિંગનું વિધિપૂર્વક યથાશકિત મળતા દ્રવ્યોપચારથી પૂજન કરવું. અને કેદારલિંગના અગલની અંદર રહેલા છિદ્રમાં પોતાની શક્તિ અનુસાર ગુપ્તદાન કરવું. અને વસ્ત્રાભૂષણ વિગેરે અર્પણ કરવાં. ત્યાર બાદ **નંદીગણ, નીલકંઠ, અમૃતેશ્વર, ઇશાનેશ્વર, ભૈરવનાથ,** અને **નવદુર્ગા,** વિગેરેનું યથાવિધિ પૂજન કરીને રાત્રે દીપ પ્રદાન કરવું. આ પ્રમાણેના વિધિથી યાત્રા કરનાર યાત્રીની યાત્રા સફલ થાય છે.

## દશ્ય ૫ મું.

કેદાર દર્શન તેમનું પ્રગટ થવું ને માહાત્મ્ય.




રને સાથે લઈ શ્રી કેદારેશ્વર પ્રભુનાં દર્શન કરવા ગયા. ત્યાં આજે તો ફકત દૂરથીજ સર્વે દેવોના દર્શન સાથે શ્રી કેદારેશ્વર પ્રભુને સપ્રેમ નમસ્કાર ને દર્શન કરી અમો અત્યંત આનંદમાં આવી ગયાં ને અમારા જન્મનું સાર્થક થયું. એમજ આજે અનુભવવા લાગ્યા. ઘણા વરસોની આ

જ્યોતિર્લિંગના દર્શન કરવાની મારી તીવ્ર ઇચ્છાને આજે ફળીભુત થયેલી હોવાથી, થયેલા નીજાનંદનું વર્ણન કરવું, તે તો અશક્યજ છે. એવો અનહદ અવર્ણનીય આનંદ આજે આખી જીંદગીમાં પ્રથમજ મારા હ્રદયમાં ઉત્પન્ન થયો હતો. રાત્રે પંડયાના માણસ પાસે દૂધ મંગાવી ચા બનાવી પીને સર્વેયે પથારી કરી, હાથ પગના મોજાં, કાન ટોપી, ગલપટો ને ઓઢવાનાં પૂરતાં વસ્ત્રો ઓઢીને સુઇ ગયા. તે ઉપરાંત ગોરે અમારે માટે બીજી દશ કામળીઓ ઓઢવાને માટે લાવી આપી હતી તેનો પણ અમે ઉપયોગ કર્યો હતો, તેમજ બીજી પણ કામળીઓ ગોર પાસે મંગાવી જે પાની તથા બોજા વાળાઓને ઓઢવાને માટે અપાવી હતી. છતાં પણ અમારાથી નિશ્ચિંતપણે બીલકુલ ઉંઘ લઇ શકાતી નહોતી. આવી અસહ્ય ઠંડી યમુનોત્રિ અને ગંગોત્રિની પણ સખત ઠંડીને વિસરાવે તેવી હતી. તેમાં વળી કર્મ સંજોગે નીચેના ભાગમાં સાધુ લોકો ઉતર્યા હતા તેમનાથી ટાઢ સહન નહિં થઈ શકવાથી તેઓએ નીચે ધુણી ધીકાવી હતી. અત્રે વગર લીંપણના ફક્ત પાટીયાં જડીને મેડા બનાવેલા હોય છે તેથી તે પાટીયાંની ફાટોમાં થઇને તે ધુંણી માળ પર આવવા લાગી જેથી તે ધુણીના સબબે પણ અમોને બીલકુલ ઊંઘ આવી નહિં. જેમ તેમ ટુંટીયાં વાળી પડી રહી રાત પસાર કરી.

## પાંડવો સંબંધી.

યુધિષ્ઠિર વિગેરે પાંડવોએ ગોત્રહત્યા, બ્રહ્મહત્યા, ને ગુરુહત્યાના પાપમાંથી મુક્ત થવા માટે અશ્વમેધ યજ્ઞ કર્યો. અને અનેક તિર્થમાં ફરી દાનધર્મ કરવા છતાં તે પાપોમાંથી તેઓ જ્યારે મુક્ત થયા નહિ ત્યારે વેદવ્યાસજીને શરણે જઈ પુછતાં તેમણે કહ્યું કે બીજા પાપો માટે તો શાસ્ત્રોમાં તેનું પ્રાયશ્ચિત લખ્યું છે. પણ ગુરુગોત્રહત્યા તો કેદારેશ્વર ગયા વિના જશે નહિ એમ કહી પાંડવોને તેમણે કેદારનાથનાં દર્શન કરવાની આજ્ઞા કરી

કહ્યું કે તમે કેદાર યાત્રા કરો. કે જ્યાં આગળ શિવદર્શનની ઇચ્છાથી બ્રહ્માદિક દેવો તપશ્ચર્યા કરે છે. ગંગાજી અનેક ધારાથી વહે છે, પ્રમાદિ ગણો સાથે શંકર ભગવાન પાર્વતિસહિત જ્યાં બિરાજે છે. અને માગસર સુદી ૧૫ પછી જે સ્થળોમાં દેવ, ગંધર્વ, યક્ષ, રક્ષ, પંન્નગાદિક દેવો પ્રત્યક્ષ ક્રીડા કરતા જ્યાં જોવામાં આવે છે. નાના પ્રકારના અનેક વાજીંત્રોના સુર સ્વર સાથે વેદધ્વની પણ મનોહર સંભળાય છે. અને જે પ્રદેશમાં મર્ણથવાથી શિવસાયુજ્ય મુકિત મળે છે અને જે સ્થાનનું સ્મરણકરવાથી પણ મનુષ્ય મુકત થાય છે. અને જેને મહા-પંથ કહેછે. હે પાંડવો એવા ઉત્તમ કેદાર ક્ષેત્રમાં તમે જાઓ એવાં વ્યાસ ભગવાનનાં વચન સાંભળી પાંડવો કેદારક્ષેત્રમાં જઇએ તીર્થનું સેવન કરી કેદારેશ્વરનો સ્પર્શ થતાં મહા પાપોથી મુકતને શુદ્ધ થઇ પરમગતિ મોક્ષ પદને પામ્યા.

વળી એમ પણ કહેવાય છે કે વ્યાસના કહેવાથી પાંડવો મહાકષ્ટ વેઠી અતી પરિશ્રમે કેદારેશ્વરનાં દર્શન કરવા ગયા, પણ કેદારનાથે પાપીઓ જાણી દર્શન આપ્યું નહિ, અને ભેંસનું સ્વરૂપ લઇ ઢોરના ટોળાની અંદર ભળી ગયા. જ્યારે તેમને ભગવાન કેદારેશ્વરનાં દર્શન ન થયાં ત્યારે પાંડવોયે ગભરાઇને શંકરને શોધતાં ઢોરોમાં ભરાયેલા જાણી અર્જુન પગ પહોળા કરી ઉભા રહી ભીમ વગેરે ભાઇઓને તે ઢોરનું ટોળું પોતાના તરફ હાંકી લાવવા કહ્યું, કારણ કે દેવ કોઈ દિવસ કોઇના પગ નીચેથી પસાર થાય નહિ જેથી બીજી ભેંસો તો પગ તળેથી નીકળી ગઈ, પરંતુ ભેંસ રૂપી શંકર તો જમીનની અંદર પ્રવેશ કરી અંતર્ધ્યાન થવા લાગ્યા જેથી મુખનો ભાગ નેપાળ દેશમાં ગયો ત્યાં પસુપતેશ્વર નામથી તેમની સ્થાપના થઈ (ત્યાં ફકત મહા વદી ૧૪ ને દીને મહા શિવરાત્રિએજ રાજ્ય તરફની રજા લઇનેજ જવાય છે.) ને પગ કાશ્મીરમાં જવાથી ત્યાં અમરનાથના નામથી સ્થિત થયા છે ત્યાં શ્રાવણ સુદી ૧૫ એજ જવાય છે પણ કેદાર માહાત્મ્યમાં તો કાશ્મીરના અમર-

નાથના બદલે રૂદ્રનાથ કહેલા છે જ્યારે પાંડવો નિરાશ થઈ ખિન્ન થયા અને તેમણે અત્યંત સ્તુતિ કરવાથી શંકર પ્રસન્ન થઈ અંતર્ધ્યાન થતા અટકી જવાથી પાંડવોયે તેમની પીઠના ભાગનો સ્પર્શ કર્યો જેથી શંકરની પીઠ સહિત હૃદયનો ભાગ અત્રે કાયમ રહ્યો તે ભાગનાં પાંડવોને દર્શન થયાં હતાં તેથી તેમણે અત્રે ધડનું સ્થાપન કરી કેદારેશ્વરનું પુજન અર્ચન કરેલું છે વળી કેટલાકનું કહેવું એમ પણ છે કે લિંગના નીચેની બાજુમાં એક ગળત છે, એ ગળતમાં જે કંઈ વસ્તુ નાંખવામાં આવે છે તે વસ્તુ નેપાળમાં પશુપતેશ્વરની પાસે જાય છે. ને તેને માટે એવી કહેવત ચાલે છે કે નેપાળના વજીરે પોતાની હીરાનીવીંટી આ ગળતમાં નાંખી હતી અને તે નેપાળમાં પશુપતેશ્વર કે પશુપતિનાથ આગળ મળી આવી હતી, આવી દંત કથા છે.

## કેદારેશ્વરનું પ્રગટ થવું.

શિવપુરાણમાં જ્ઞાન સહીતા ૪૭ મો અધ્યાય નરનારાયણની પ્રાર્થનાથી કેદારેશ્વરનું બદ્રીકાશ્રમમાં પ્રગટ થવું.

હે મુનિશ્વરો ! આ ભરતખંડમાં બદ્રીકાશ્રમ વિષે નરનારાયણ રૂપે પરમેશ્વર રહે છે. જે લોકોના હિતને ખાતર નિરંતર તપશ્ચર્યા કરે છે. ત્યાં કેદાર નામે હિમાલયનું શિખર છે. જે વિષે નિરંતર રહેલા નરનારાયણે પાર્થિવ પૂજા કરવા વાસ્તે શિવની પ્રાર્થના કરવાથી ત્યાં શિવ પધારતા હતા. એક વખત પ્રસન્ન થયેલા શંકરે નરનારાયણ ને કહ્યું કે પુજ્ય એવા તમોએ મારી પૂજા કરી એ ઘણું સારૂં કર્યું. પરિપૂર્ણ કામના વાળા તમોને કંઈ પણ કાર્યની ઈચ્છા નથી, તો પણ તમે મારી પૂજા કરી માટે હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. વાસ્તે વર માગો ! એવાં મહાદેવનાં વચન સાંભળી કામના રહિત નરનારાયણે લોકના હિત વાસ્તે કહ્યું કે જો તમારે વરદાન આપવું હોય તો હે શંકર ! તમે જ્યોતિ રૂપે કરી અહિં બિરાજમાન થાઓ ! એ રીતે નરનારાયણના કહેવાથી શિવ કેદાર સંજ્ઞક તે હિમા-

લયના શિખર વિષે જ્યોતિરૂપેકરી અત્રે બીરાજમાન થયા. તેથી નરનારાયણે પૂજન કરેલા સર્વ દુઃખને ટાળનાર એવા શંભુ લોકના ઉપકાર વાસ્તે તથા ભકતોને દર્શન દેવા વાસ્તે પોતે હિમાલયના કેદાર પર્વતના સ્થાનમાં સ્થિત થૈ કેદારેશ્વરના નામથી બિરાજમાન થયા. ત્યાં દેવતાઓ તથા રૂષિઓ અત્રે શિવજીની પૂજા કરતા હતા એ રીતે શિવનું પૂજન કરવા થકી બદ્રીકાશ્રમ વિષે રહેવા વાળા રૂષિઓ પવિત્ર થયા.

ત્યાર બાદ સત્ય યુગમાં કેદારનામના રાજાયે અત્રે ઘણા વરસ સુધી તપ કરી જીવન મુકત થયો હતો તેથી આ તિર્થનું નામ કેદાર ક્ષેત્ર ને શંકરનું નામ કેદારેશ્વર પડયું છે એમ કહેવાય છે.

હે મહર્ષિઓ જે મનુષ્ય બદ્રીવનમાં જઈ નરનારાયણનું તથા કેદારેશ્વરનું દર્શન કરે છે તે જીવન મુકત થાય છે એમાં સંશય સમજવો નહિં.

આ કેદારેશ્વરનું લિંગ જ્યોતિર્લિંગ કહેવાય છે જ્યાં જ્યાં જ્યોતિર્લિંગ છે ત્યાં ત્યાં મહાદેવ સ્વયં પ્રગટ થયેલા છે કોઈના સ્થાપિત કરેલા નથી. જેમ કેદારેશ્વર જ્યોતિર્લિંગ છે તેમ આખા હિંદુસ્તાનમાં બાર જ્યોતિર્લિંગો છે. તે જ્યોતિર્લિંગોના નામો અને તે કયે કયે સ્થળે છે તેના શ્લોકો નીચે પ્રમાણે છે.

॥ દ્વાદશ જ્યોતિર્લિંગઃ સ્તોત્ર ॥

**સોમનાથ**—સૌરાષ્ટ્ર દેશે વીશદે તિરમ્યે જ્યોતિર્મયં ચંદ્રકલાવતંસં॥
ભકિત પ્રદાનાય કૃપાવતીર્ણં તં **સોમનાથં** શરણં પ્રપદ્યે ॥૧॥

**મલ્લીકાર્જુન**—શ્રી શૈલ શૃંગે વિબુધાતિસંગે તુલાદ્રિતુંગેપિ મુદાવસંતં॥
તમર્જુનંમલ્લિક પૂર્વમેકં નમામિ સંસાર સમુદ્રસેતું ॥૨॥

**મહાકાલેશ્વર**—અવંતિકાયાં વિહિતાવતારં મુકિતપ્રદાનાયચ સજ્જનાનાં॥
અકાલ મૃત્યોઃ પરિરક્ષણાર્થં વંદે મહાકાલ મહાસુરેશં ॥૩॥

**ઓમકારેશ્વર**—કાવેરિકા નર્મદયોઃ પવિત્રે સમાગમે સજ્જન તારણાય ॥
સદૈવ માંધાતૃપુરે વસંત મોંકારમીશં શિવમેકમીડે ॥૪॥

ઝાડખંડીવૈજનાથ-પૂર્વોત્તરે પ્રજ્વલિકા નિધાને સદાવસંતં ગિરિ-
જાસમેતં॥ સુરાસુરા રાધિત પાદ પદ્મં શ્રીવૈજનાથં તમહંનમામિ॥૫॥
નાગેશ્વર—યામ્યે સદંગે નગરેડતિ રમ્યે વિભૂષિતાંગં વિવિધૈશ્વભોગૈઃ।
સદ્ભુક્તિ મુક્તિ પ્રદમીસમેકં શ્રીનાગનાથં શરણં પ્રપદ્યે ॥૬॥
કેદારેશ્વર—મહાદ્રિપાર્શ્વેચ તટે રમંતં સંપૂજ્ય માનં સતતં મુનિંદ્રૈઃ॥
સુરાસુરૈર્યક્ષ મહોરગાદ્યૈઃ કેદારમીશં શિવમેક મીડે ॥ ૭॥
ત્રંબકેશ્વર—સહ્યાદ્રિશીર્ષે વિમલેવસંતં ગોદાવરી તીર પવિત્ર દેશે ॥
યદ્દર્શનાત્પાતકમાશુનાશં પ્રયાતિ તં ત્રંબકમીશ મીડે ॥૮॥
રામેશ્વર—સુતામ્રપર્ણીજલરાશી યોગે નિબધ્ય સેતું વિશિખૈ રસંખ્યૈઃ॥
શ્રીરામચંદ્રેણ સમર્પિતં તં રામેશ્વરાખ્યં નિયતં નમામિ ॥૯॥
ભીમેશ્વર—યંડાકિની શાકિનિકાસમાજે નિષેવ્યમાણં પિશિતા શનૈશ્ચ॥
સદૈવ ભીમા દિપદ પ્રસિદ્ધં તં શકરં ભક્તહિતં નમામિ ॥૧૦॥
કાશીવિશ્વનાથ—સાનંદ માનંદ વનેવસંત માનંદકંદં હતપાપ વૃંદં॥
વારાણસી નાથ મનાથનાથં શ્રીવિશ્વનાથં શરણં પ્રપદ્યે ॥૧૧॥
ઘૃષ્ણેશ્વર—ઈલાપુરે રમ્ય વિશાલકેડસ્મિન્ સમુલ્લસંતં ચ જગદ્વરેણ્યં॥
વંદે મહોદાર તરસ્વભાવં ઘૃષ્ણેસ્વરાખ્યં શરણં પ્રપદ્યે ॥૧૨॥
જ્યોતિર્મય દ્વાદશલિંગકાનાં શિવાત્મનાં પ્રોક્ત મિદંક્રમેણ ॥
સ્તોત્રં પઠિત્વા મનુજો તિભક્ત્યા ફલં તદાલોકય નિજંભજેચ્ચ ॥૧૩॥

## દ્વાદશ જ્યોતિર્લિંગાની.

સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનં ॥
ઉજ્જયિન્યાં મહાકાલ મોંકાર મમલે શ્વરં　　॥ ૧ ॥
પરલ્યાં વૈજનાથં ચ ડાકિન્યાં ભીમશંકરં ॥
સેતુબન્ધેતુ રામેશં નાગેશં દારૂકા વને　　॥ ૨ ॥
વારાણસ્યાંતુ વિશ્વેશં ત્ર્યંબકં ગૌતમી તટે ॥
હિમાલયે તુ કેદારં ઘૃષ્ણેશં તુ શિવાલયે　　॥ ૩ ॥

બીજે દિવસે સવારમાં પંડયાના માણસે પાણી લાવી એક કઢૈયામાં અમારા માટે પાણી ગરમ કરી રાખ્યું હતું. અને

અમારે તાપવા માટે સઘડીમાં કોલસા લાવીને પણ મુકયા હતા, પરંતુ આવી સખત ટાઢમાં જ્યાં ઉઠવું જ મુશ્કેલ હતું ત્યાં સૂર્યોદય પહેલાં સ્નાન કરવાની અમારી હિંમત ચાલી નહિં. તેથી જ્યારે સૂર્યોદય થઇ ગયો તે પછી અમોયે ઉઠી મહાકષ્ટે સૌયે જઈયાવી, દાતણ કરી ગરમ જળથી નહાવાનો આરંભ કર્યો. જળમાંથી જોસભેર વરાળો નીકળે તેવું ગરમ પાણી અમો અંગપર રેડતાં હતાં, છતાં અમોને તે વિશેષ ગરમ લાગતું નહતું એ પ્રમાણે પુરતા ગરમ પાણીથી અમો સર્વે નહાયાં ને સંધ્યાવંદન કરી તૈયાર થતાં બરાબર દશનો વખત થયો ત્યારે પંડયાની પાસે ચંદન, અક્ષત, પુષ્પ, સુકાં બીલી- પત્ર વિગેરે અત્રે મળતો પુજાનો દરેક સામાન સાથે લઈ અમો સર્વે ભગવાન કેદારેશ્વરનું પૂજન અને દર્શન કરવાને દેવળમાં ગયાં પંડયાજીને ષોડસો પચારથી પૂજન કરતાં આવડતું નહતું તેથી દેવળની બહારની બાજુ પ્રથમ ગણપતિનું પુજન ષોડસો પચારથી અમે જાતેજ કરી એક એક આનો કર આપ્યા પછી દેવળમાં ગયા, ત્યાં સર્વે દેવોનાં દર્શન કરી તેમને ચંદન, અક્ષત ચડાવી પછી શ્રી કેદારેશ્વરનું પુજન કરવાનો આરંભ કર્યો, કેદારેશ્વર પુજનનો સંકલ્પ પ્રથમ યમુનોત્રિના સ્નાનનો સંકલ્પકર્યો છે તેપ્રમાણે સંકલ્પ કરી વિશેષ નિચે પ્રમાણે સંકલ્પ કરવો:—

"કેદારખંડે, કેદારાશ્રમે, કેદારક્ષેત્રે કેદારતીર્થે; શ્રી કેદારેશ્વર પુજન મહં કરીષ્યે." એ પ્રમાણે સંકલ્પ કરી કેદારેશ્વરનું ધ્યાન બે હાથ જોડી નીચેનો શ્લોક બોલી ધરવું.

शान्ताकारं शिखर शयनं नागहारं सुरेशम्  
विश्वाधारं गगनसदृशं श्वेतवर्णं शुभांगम् ।  
गौरीकान्तं कमळनयनं योगीभिर्ध्यानगम्यम्  
वंदेशंभुर्भवभय हरं सर्व लोकैकनाथम् ॥

પછી આવાહનથી તે મંત્ર પુષ્પાંજલીના વેદોક્ત કે પુરા- ણોક્ત મંત્રોથી આ પુસ્તકના બીજા કલ્પમાં ગંગોત્રિને રસ્તે

## કેદારનાથનું મંદીર.



દારના અસલ મંદીરના દેખાવ સાથે દેવળની અંદર બિરાજેલા પાંડવો વિગેરે અન્ય દેવો સહીત શ્રી કેદારેશ્વરના લિંગનાં ને ભોગ સ્વરૂપનાં દર્શન.

કેદારનાથનું મંદીર.




કેદારના અસલ મંદીરના દેખાવ સાથે પાંડવો વિગેરે અન્ય દેવો સહીત કેદારેશ્વરના લિંગના અસલ સ્વરૂપના દર્શન.

શ્રી ઉત્તરકાશીવિશ્વેશ્વરના પૂજન વખતે કરેલા ષોડસોપચાર પૂજન પ્રમાણે પૂજન કરવું તેથી અમોયે કેશર, ચંદન, પુષ્પ, અક્ષત, બીલીપત્ર, ધુપ, ને આર્તિ કરી ષોડસોપચાર પૂજન કરી, અનન્ય ભાવે શ્રી કેદારેશ્વર ભગવાનને શરણે જઇ, મસ્તક નમાવી બે હાથ જોડી, તેમની શુદ્ધહૃદયથી સ્તુતિ વંદના ને પ્રાર્થના કરી યથાશકિત કેદારેશ્વર સમક્ષ ભેટ દક્ષણા સમર્પણ કરી, પુજારી વિગેરેને પણ યથાશકિત દક્ષણા આપી. ત્યારબાદ પંડયાજીએ અમોને કહ્યું કે તમે આ જ્યોતિર્લિંગને ઘી ચોપડો તે પ્રમાણે લિંગને ઘી ચોપડતાં પંડયાજીએ કેદારેશ્વરના લિંગને બાથ ભીડી ભેટવા કહ્યું. તે પ્રમાણે અમો સર્વેયે લિંગને અમારી છાતી સરસું ચાંપી બે હાથ લાંબા પસારીને ભગવાન કેદારેશ્વરને જેમ દેશમાં દિવાળીના પડવે અથવા શ્રાવણ સુદ પુનમે જનોઈ બદલવા પછી એક બીજાને બાથોબાથ છાતીએ છાતી મેળવીને ભેટે છે તે પ્રમાણે અમે સર્વે કેદારેશ્વરને ભેટવાથી જન્મ મરણનો ફેરો સફળ થયો માની કૃત કૃત્ય ને કૃતાર્થ થયા ત્યારબાદ ભગવાન કેદારેશ્વરને ઘી ચોપડેલા ઘીવાળા ચીકટા હમારા હાથ ગોરના કહેવાથી અમો સર્વેયે પોતપોતાના શરીરે ને મસ્તકે ચોપડી દીધા હતા ને ગોરે અમોને કહ્યું હતું કે ભગવાન કેદારેશ્વરને ઘી ચોપડીને પોતાના હાથે બચેલું ઘી યાત્રિયો પોતાના શરીરે લગાડે છે તો તેના કોઢ જેવા કઠિન રોગો પણ નષ્ટ થાય છે. આવખતનો અમારો આનંદ વર્ણવી શકાય તેમ નથી. અમારાં હૃદય ગદ્ગદીત થઇ ગયાં, અને હર્ષના આંસુ આવી કંઠ રૂંધાઈ ગયો. જેમ કોઇ વહાલા સગાનો ઘણે વરસે મેળાપ થાય, અપુત્રવાનને જેમ પુત્રની પ્રાપ્તિ થાય, તે સર્વેના હૃદયમાં જે આનંદ થાય તેથી પણ અધિક આનંદ અમારા હૃદયગારમાં સચોટ થવા લાગ્યો. ને જાણે અમારી ખાત્રીજ થઇ કે હવે પછી જન્મ મરણનો અમારો ફેરો ટળી ગયો. જેમ ઘી ચોપડી અમે કેદારેશ્વરને ભેટયા હતા તેમજ અત્રે સર્વે યાત્રિઓને નાત જાતના મતફેર વગર દેવળમાં

છેક અંદરના ભાગમાં જવા દઈ પ્રભુશ્રી કેદારેશ્વરને સર્વ કોઈ વિના સંકોચે ભેટી શકે છે. અને આ પ્રમાણે ભેટવાનું શાસ્ત્રોમાં મોટું માહાત્મ્ય પણ વર્ણવેલું છે. અને આ સ્થળ ઊત્તરાખંડની દીશાની શંકરની ઊગ્રપીઠ પણ કહેવાય છે, શ્રી કેદારેશ્વરનું ભક્તિ ભાવથી પુજન અને દર્શન કરવાથી યાત્રીના મનની ચંચળતા દુર થઇ અધ્યાત્મીક પ્રેમ ભાવના પ્રગટી નીકલી જાણે શંકર સાથે તદાકારવૃત્તિ થતી હોય, એમ અનુભવાય છે.

કેટલાક મનુષ્યો વિષ્ણુ ભક્ત હોઇ શિવને માનતા નથી કેટલાકો શિવ મતના હોઈ વિષ્ણુ તરફ અભાવ ધરાવે છે. ખરેખર તેઓ મહાન ભુલજ કરે છે. શિવને વિષ્ણુમાં ભેદ માનવો નહિં, તેને માટે નારદીય પુરાણમાં કહ્યું છે કે.

हरि रुपी माहादेवो लिगरुपि जनार्दन ॥
ईष दप्यंतरं नास्ति भेद क्रन्नरकं व्रजेत् ॥१॥

ભાવાર્થઃ—માહાદેવ હરિરૂપ છે ને હરિ માહાદેવ રૂપ છે. એ બંન્નેમાં યતકિંચિત પણ ભેદભાવ નથી છતાં જે પ્રાણી તે બંન્નેમાં ભેદ બુદ્ધિ કરે છે તે અવશ્ય નર્કમાં પડે છે.

કેદારેશ્વરને ગંગોત્રી વિગેરેનું ગંગાજળ ચઢાવાય છે. જો ઇચ્છા હોય તો પંચકેદાર, ઉત્તરકાશી, અને ગુપ્તકાશીના શિવલિંગોને પણ ગંગાજળ ચઢાવાય છે. તેમજ ષોડશોપચાર પૂજન પણ ઘણાં ખરાં શંકરના દેવળોમાં બ્રાહ્મણથી થઈ શકે છે. કેદારેશ્વરમાં બીલીનું એક પણ ઝાડ નથી. એટલુંજ નહિ પણ ત્યાંથી ૨૦ થી ૨૫ મૈલ દૂર પણ બીલીનું ઝાડ નથી ને તેથી અત્રે લીલાં તાજાં બીલીપત્ર મળતાં નથી. ને વખતે મળે છે તો તે ત્રીદળવાળાં હોતાં નથી. કોઇ એક દળનું તો કોઈ દ્વિદળનું હોય છે. છતાં તેના એક પત્રનો એક પૈસો લે છે તે પૈસા ખરચતાં પણ શંકરને ચઢાવી શકાય તેવાં શાસ્ત્રકથિત બીલીપત્ર મળતાં નથી. માટે જો બને તો પંચ-

કેદારને બીલીપત્ર ચઢાવા માટે વજ્ર ચૂંટેલાં ત્રિદળવાળાં થોડાં બીલીપત્ર સાથે દેશમાંથી લઈ જવાં.

એ પ્રમાણે કેદારેશ્વર શ્રી ભૂવૈકુંઠના કૈલાશવાસી પ્રભુનાં દર્શન કરીને અમો બીજા પૂર્વાભિમુખના દ્વારથી બહાર નીકળી દેવળની પ્રદક્ષિણા કરી. અને દેવળની પાછળ આવેલા અમૃત વિગેરે કુંડોનું વિધિ યુક્ત પંડયાઓએ જળપાન કરાવ્યું. તે કર્યા બાદ અમારો અભિષેકને રૂદ્રી કરાવવાનો વિચાર હતો. છતાં પંડયાજીને રૂદ્રાભિષેક કરતાં આવડતુ નં હતું. જેથી તેને અમોએ કહ્યું કે રૂદ્રાભિષેક કરીશકે તેવો કોઇ બ્રાહ્મણ હોય તો અમોને બતાવો. પંડયાજી જાણતા હતા કે આયજમાનો મારી પાસે રૂદ્રી કરાવે તેમ નથી. તેથી તેમણે એક વિદ્વાન બ્રાહ્મણને બોલાવ્યો તેને હમોએ સંકલ્પ અને રૂદ્રીના કેટલાક મંત્રો પુછતાં તેણે યથાસ્થિત શુદ્ધ વાણીથી બોલી બતાવતાં હમારી ખાત્રી થવાથી, હમો સર્વેએ શકિત મુજબ રૂદ્રીનું કામ તેમને સોંપી દીધું. અમો તરફથી તેને ઘણી રૂદ્રીઓ મળવાથી તે એક દિવસમાં કરી શકે તેમ ન હતું. તેથી તેણે ફરસુદે કરવા કહી, અમો દરેકના નામ અને ગોત્ર તેને સંકલ્પ કરતાં કામ લાગે તેથી લખાવી, શ્રી કેદારેશ્વર શંકરની જય બોલી ત્યાંથી મુખ્ય દેવળની સામે આવેલા રેતોદકકુંડ ઉપર જઇ તેનું વિધિ યુક્ત જળપાન કરી સ્વર્ગદ્વારાદિનદીયોને અને સુમેરૂ પર્વતને હાથ જોડી નમસ્કાર કરી હરહર મહાદેવના કર્ણપ્રિય ધ્વનિનો ઉચ્ચાર કરી, મુકામ ઉપર આવી અમો પુરુષ વર્ગે આ પવિત્ર કેદાર ક્ષેત્રમાં જાતે પણ એકેક રૂદ્રાભિષેક કર્યો. અને સ્ત્રી વર્ગે રસોઈ કરવાનો આરંભ કરવા માંડયો. જ્યારે અમે પંડયાજીને બ્રાહ્મણ ભોજન કરવા માટે સીધાં અપાવ્યાં, અને કેટલાક સાધુ સંન્યાસી જેવા ભિક્ષુક યાત્રિઓને મળતી તૈયાર પુરી અને બટાટાનું શાક અને મિઠાઇ વિગેરેનું ભોજન કરાવી તેઓને દક્ષણા આપી હતી.

॥ મહાદેવ અષ્ટક ॥

શિવં શાંતં શુદ્ધં પ્રકટમકલં ચ શ્રુતિ નુતં
મહેશાનં શંભું સકલસુરસં સેવ્ય ચરણં ॥
ગિરીશં ગૌરીશં ભવભયહરં નિસ્કલમજં
મહાદેવં વંદે પ્રણુતજન તાપોપશમનં ॥ ૧ ॥
સદા સેવ્યં ભક્તે હૃંદિ હૃદિ વસંતં ગિરીશય
મુમાકાંતં ક્ષાંતં કર ધૃત પિનાકં ભ્રમહરં ॥
ત્રિનેત્રં પંચાસ્યં દશ ભુજ મનંતં શશિધરં—મહાદેવં॥૨॥
ચિતા ભસ્મા લિપ્તં ભુજગ મુકુટં વિશ્વસુખદં
ધનાધ્યક્ષ સ્યાંગં ત્રિપુર વધકર્તાર મનઘં ॥
કરોટિ ખટવાંગે હ્યુરૂસિચ દધાનં મૃતિહરં—મહાદેવં ॥૩॥
સદોત્સાહં ગંગાધરમચલ માનંદકરણં
પુરા રાતિભાતં રતિપતિ હરંદીત્પવહનં ॥
જટાજૂટે જુષ્ટં રસમુખ ગણેશા નપિતરં—મહાદેવં ॥૪॥
વસંતં કૈલાશે સુરમુનિ સભાયાં હિનિતરાં
બ્રુવાણં સદ્ધર્મ નિખિલ મનુજાનંદજનકં ॥
મહેશાની સાક્ષાત્સનકમુનિદેવર્ષિ સહિતા—મહાદેવં ॥૫॥
શિવાં સ્વે વાંમાંગે ગુહગણુપતી દક્ષિણુ ભુજે
ગલેકાલં વ્યાલં જલધિગરલં કંઠ વિવરે ॥
લલાટે શ્વેતેન્દું જગદપિદધાનં ચ જઠરે—મહાદેવં॥૬॥
સુરાણાં દૈત્યાનાં બ્રુહલ મનુજાનાં બહુવિધં
તપઃ કુર્વાણાનાં ઝટતિ ફલદાતારમખિલં ॥
સુરેશં વિદ્યેશં જલનિધિ સુતાકાન્ત હૃદયં—મહાદેવં ॥૭॥
વસાનં વૈયાઘ્રીં મૃદુલલલીતાં કૃતીમજરાં
વૃષારૂઢં સૃષ્ટયા હિમુકમલ જાધ્યાત્મ વપુષં
અતકર્યં નિર્માય તદપિફલદં ભક્તસુખદં—મહાદેવં॥૮॥
ઈદંસ્તોત્રં શંભો દુરિતદલનં ધાન્યધનદં
હૃદિધ્યાત્વાશંભું તદનુ રઘુનાથેન રચિતં

નરસાયંપ્રાતઃ પઠતિ નિયતંતસ્ય વિપદ
ક્ષયંયાન્તી સ્વર્ગં વ્રજતિ સહસા સોડપી મુદિત-॥૯॥

### બિલ્વ અષ્ટક

ત્રિદલં ત્રિગુણાકારં ત્રિનેત્રંચ ત્રિયાયુધં ॥
ત્રિજન્મ પાપ સંહારં એક બિલ્વં શિવાર્પણું ॥ ૧ ॥
ત્રિશાખૈ બિંલ્વપત્રૈશ્ચ હ્યચ્છિદ્રૈઃ કોમલૈઃ શુભૈઃ ॥
શિવ પૂજાં કરિષ્યામિ એક બિલ્વં ॥ ૨ ॥
અખંડ બિલ્વ પત્રેણુ પૂજીતે નંદિકેશ્વરે ॥
સુચ્યંતિ સર્વપાપેભ્યો એક બિલ્વં ॥ ૩ ॥
શાલિગ્રામ શિલામેકાં વિપ્રાણાં જાતુ અર્પયેત્ ॥
સોમ યજ્ઞં મહા પુણ્યમ્ એક બિલ્વં ॥ ૪ ॥
દંતકોટિ સહસ્રાણિ વાજપેય શતાનિચ ॥
કોટિ કન્યા મહાદાનં એક બિલ્વં ॥ ૫ ॥
લક્ષ્મ્યાઃ સ્તન ઉત્પન્નં મહાદેવસ્ય ચ પ્રિયં ॥
બિલ્વ વૃક્ષં પ્રયચ્છામિ એક બિલ્વં ॥ ૬ ॥
દર્શનં બિલ્વ વૃક્ષસ્ય સ્પર્શનં પાપનાશનં ॥
અઘોર પાપ સંહારં એક બિલ્વં ॥ ૭ ॥
મૂલતો બ્રહ્મ રૂપાય મધ્ય તો વિષ્ણુ રૂપિણે ॥
અગ્રતઃ શિવરૂપાય એક બિલ્વં ॥ ૮ ॥
બિલ્વાષ્ટક મિદંપુણ્યં યઃ પઠેચ્છિવ સન્નિધૌ ॥
સર્વ પાપ વિનિર્મુક્તઃ શિવલોક મવાપ્નુયાત ॥ ૯ ॥

### શિવની આરતિ.

જય ગંગાધર હર શિવ જય ગિરિજાધીશ શીવ
ત્વંમામ પાલય નિત્યં કૃપયા જગદીશ. હરહરહર મહાદેવ ॥૧॥
કૈલાસે ગિરિશિખરે કલ્પદ્રુમ વિપિને—શીવ
ગુંજતિ મધુકર પુંજે કુંજવને ગહને ॥ હરહર ॥ ૨ ॥
કોકિલ કુંજતિ ખેલતિ, હંસાવન લલિતા–શિવ
રચયયાંત કલાકલાપં નૃત્યતિ મુદ સહિતા ॥ હરહર ॥ ૩ ॥
તસ્મિઁ લ્લલિત સુદેશે શાલામણિ રચિતા–શિવ
તન્મધ્યે હર નિકટૈ ગૌરી મુદ સહિતા ॥ હરહર ॥ ૪ ॥

કીડાં રચયતિ ભૂષાં રંજિત નિજ મીશમ્-શિવ
બ્રહ્માદિક સુરસેવિત પ્રણુમતિ તે શીર્ષમ્ ॥ હરહર ॥ ૫ ॥
વિબુધ વધૂ બહુ નૃત્યતિ હૃદયે મુદ સહિતા.-શિવ
કિન્નર ગાનં કરૂ તે સપ્ત સ્વર સહિતા ॥ હરહર ॥ ૬ ॥
ધિનકત થૈથૈ ધિનકત મૃદં વાજયતે-શિવ
કવણુ કવણુ લલિતા વેણુ મંધુરં નાદયતે ॥ હરહર ॥ ૭ ॥
રૂણું રૂણુ ચરણે રચયતિ નૂપુર મુજવલિતા-શિવ
ચક્રાવર્તે ભ્રમયતિ કુરૂતે તાં ધિકતામ્ ॥ હરહર ॥ ૮ ॥
તાં તાં લુપ ચુપ તાલં મધુરં નાદય તે-શિવ
અંગુષ્ઠાં ગુલિનાદં લસ્યકતાં કુરૂતે ॥ હરહર ॥ ૯ ॥
કર્પુરદ્યુતિ ગૌરં પંચાનન સહિતં-શિવ
ત્રિનયન શશિધર મૌલે વિષધર કંઠયુતં ॥ હરહર ॥ ૧૦ ॥
સુંદર જટા કલાપં પાવક યુત ભાલમ્-શિવ
ડમરૂ ત્રિશૂલપિનાકં કર ધૃત નૃકપાલં ॥ હરહર ॥ ૧૧ ॥
શંખ નિનાદં કૃત્વા ઝલ્લરિ નાદયતે-શિવ
નીરાજય તે બ્રહ્મા વેદ રૂચાં પઠતે ॥ હરહર ॥ ૧૨ ॥
ઇતિમૃદુ ચરણુ સરોજે હૃદિ કમલે ધત્વા-શિવ
અવલોકયતિ મહેશં ઈશં અભિનત્વા ॥ હરહર ॥ ૧૩ ॥
રૂંડ રચિત ઉરમાલા પન્નગ મુપ વીતં-શિવ
વામ વિભાગે ગિરિજા રૂપં અતિ લલિતં ॥ હરહર ॥ ૧૪ ॥
સકલ શરીરે મનસિજ કૃત ભસ્મા ભરણું-શિવ
ઇતિ વૃષભ ધ્વજ રૂપં તાપ ત્રય હરણું ॥ હરહર ॥ ૧૫ ॥
ધ્યાનં આરતિ સમયે હૃદયે ઇતિકૃત્વા-શિવ
રામં ત્રિજટા નાથં ઈશં અભિનત્વા ॥ હરહર ॥ ૧૬ ॥
સંગિત મેવં પ્રતિદિન પઠનં યઃ કુરૂતે-શિવ
શિવ સાયુજયં ગચ્છતિ ભકત્યાયઃ શ્રૃણુતે ॥ હરહર ॥ ૧૭ ॥

## કેદાર મહાત્મ્ય.

કેદાર તીર્થમાં આવેલાં દરેક તીર્થોનું અને કેદારેશ્વરનું માહાત્મ્ય કોણે કહ્યું અને કોણે સાંભળ્યું તે અમો સ્થળે સ્થળે

વર્ણવીશું નહિ પણ જ્યાં જ્યાં માહાત્મ્યની હકીકત આવે, ત્યાં ત્યાં વાંચક વૃંદે સમજી લેવું કે જગજ્જનની શ્રીદેવીપાર્વતીજીના પૂછવાથી ભગવાન શંકરે કહેલું છે, અને ત્યાર પછીથી તે સઘળાં મહાત્મ્ય નૈમિષારણ્યની અંદર નૈમિષેયાદિ ઋષી વર્ગને ભગવાન વાયુદેવે સંભળાવેલાં છે હેદેવિ આ દેવમયી સ્વર્ગ ભૂમિ પૃથ્વીથી જુદી છે, અહીના પર્વત, શિલા, નદીઓ ઈત્યાદિ સર્વ પવિત્ર અને મુકિતપ્રદ છે આ કેદાર માહાત્મ્ય સાંભળવાથી શિવ સાયુજય મુકિત પ્રાપ્ત થાય છે. હે દેવિ! જેમ હું પુરાતન છું તેમજ આ સ્થાન પણ પુરાતન છે. જ્યારે મેં બ્રહ્મરૂપથી સૃષ્ટિ કરી હતી, ત્યારે પરબ્રહ્મ જિજ્ઞાસાથી મેં અહીંઆં સ્થિતિ કરી હતી. નંદી, ભંગી, આદિ મારા ગણો હસ ક્ષેત્રના દ્વાર ઉપર સ્થિત છે.

કેદારેશ્વર તથા કેદારક્ષેત્રમાં આવેલાં દરેક તીર્થોનું માહાત્મ્ય શંકર પાર્વતિને કહે છે કે અત્યંત પવિત્રને મોક્ષદાઇ હિમાલયના શિખર ઉપર તેના પાછલા ભાગમાં કેદારેશ્વર નામે અત્યંત પવિત્ર ને રમણીય તીર્થ સ્થાન છે. આ તીર્થ સર્વે તીર્થોમાં અત્યંત ઉત્તમ તીર્થ છે કે જેને કોઈ પણ ઉપમા ન આપી શકાય એવું સર્વોત્તમ તીર્થ મેં મારા વીર્યવડે ઉત્પન્ન કરેલું છે, ને તે અત્યંત પવિત્ર સમસ્ત પાપને નાશ કરનારૂં દિવ્ય સ્વર્ગાદિ સુખોને તથા મોક્ષને આપવાવાળું મેંજ નિર્માણ કરેલું છે.

ઉપર વર્ણવેલી શ્રેષ્ઠતા કરતાં પણ આ તીર્થના ઉત્તમ અસંખ્ય પુણ્ય પ્રદને મોક્ષપ્રદ ગુણો છે. કે જેનું વર્ણન અસંખ્ય વર્ષો સુધી કરવા બેસું તોપણ થઈશકે તેમનથી. મનથકી પણ કેદાર યાત્રા કરવાની ઈચ્છાવાળો મનુષ્ય મારો ગણ થઈને સુખભોગ ભોગવશે જે કોઇ માણસ કેદાર યાત્રા કરવી જોઈએ એ પ્રકારનો ઉપદેશ આપ્યા કરે છે. તેના દેહની અંદર સઘળી દેવતાઓની સાથે હું નિરંતર નિવાસ કરૂં છું. તેમજ તેના પૂજન વંદનને ભોજનાદિથી મારૂંજ પૂજન વંદન ને મનેજ ભોજન કરાવ્યું કહેવાય છે, તેમજ વસ્ત્રાદિથી જે જે તેની સેવા કરવામાં આવે છે તે તે વસ્ત્રાદિથી મારીજ સેવા કર્યા બરાબર થાય છે.

હે પાર્વતીજી પૃથ્વીને વિષે જેટલાં મહાન પુણ્ય પ્રદ તીર્થસ્થાન છે. તે સઘળાં આ કેદાર તીર્થના સોળમા અંશની તુલ્ય પણ થઈ શકશે નહિ.

આ તીર્થ અને તેના માહાત્મ્યને સ્વયંભુ મનુએ ગુપ્ત રાખ્યું હતું તેને વૈવસ્વત મનુએ પ્રાણી માત્રના હિતને વાસ્તે પ્રકાશિત કર્યું. રેતોદકપાન તથા દશાક્ષરી મંત્રના જાણવાથી મનુષ્ય નિઃસન્દેહ જ્ઞાની થાય છે, અને જે કોઇ ભોગ ચાહે તે સઘળા ભોગો ભોગવવાને શકિતમાન થાય છે, ને જેમ હું સુખપૂર્વક રહું છું તેમ તે પણ મારા શિવલોકમાં અનેક ભોગોથી યુકત અનેક સુખમાં રહે છે. જે કેદારેશ્વરનાં દર્શન કરે છે તેનું દુઃખ રહેતું નથી. દર્શન કરનાર જીવન મુકત થાય છે. કુંભ રાશીના સૂર્ય અને બ્રહસ્પતિ થાય ત્યારે ગુર્વાદિત્ય યોગ થાય છે તે વખતે કેદારના દર્શન કરી સ્પર્શ કરવાથી ગમે તેવા મહાપાપીનો પણ અવસ્ય મોક્ષ થાય છે. હે પાર્વતિ ! આવું આ ક્ષેત્રનું માહાત્મ્ય છે જેનું વિવેચન સેંકડો વર્ષે પણ પૂર્ણ કરી શકું એમ નથી.

એટલુંજ નહિ પણ કેદારેશ્વરનું માહાત્મ્ય, શ્રુતિ સ્મૃતિ પુરાણને ઇતિહાસ એમ દરેક દરેક શાસ્ત્રોમાં પણ ઊત્તમ પ્રકારે વર્ણવેલું છે. કેદારલિંગ જાણે જમીનમાં ઊતરતું હોય તેમ જણાય છે પગ મુખ વગરનું ધડજ છે ભેટ પૂજા ધરાવાય છે આ કેદારનાથ જ્યોતિર્લિંગનું મહાત્મ્ય અત્યંત ભારે છે.

આ તિર્થનું મહાત્મ્ય હમેશાં ભકિત પૂર્વક સાંભળે, સંભળાવે કે પાઠ કરે તેઓ પાપથી મુકત થઇ, હજાર ગોદાનના જેટલું ફળ મેળવી, આનંદથી રૂદ્રલોકમાં કે સ્વર્ગલોકમાં રૂદ્ર રૂપ થઈ નિવાસ કરી અક્ષય પુન્ય મેળવે છે. એટલું જ નહિં પણ તેના ગયા સો જન્મ સુધીના કરેલાં પાપો પણ નષ્ટ થઇ જાય છે. વળી જે કોઇ શ્રદ્ધાપૂર્વક પોતાના સ્થળમાં રહી હંમેશાં કેદારેશ્વરનું અને કેદારમાં આવેલા તિર્થોનું સ્મરણ કરે છે અથવા રાત્રે સુતી વખતે હંમેશ જેઓ કેદાર તિર્થનું સ્મરણ કરે છે તેઓનું મરણ ગમે તે સ્થળે થાય તો

પણ તે શિવનો ગણ થઇ ઉચ્ચ ગતિને પામી કેદાર તિર્થની યાત્રાનું ફળ મેળવે છે. જેઓ કેદારતિર્થમાં જઈ સાક્ષાત કેદારેશ્વરના દર્શન અને સ્મરણ કરે છે. તેઓને ફરી જન્મ ધારણ કરવો પડતો નથી અને અંતે તેઓ શિવ સ્વરૂપ થઈ જાય છે. અને આ જન્મમાં પણ કેટલાંક શુભ ફળો મેળવે છે. ને તેને અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે. તેમજ જ્યાં સુધી બ્રહ્માંડોમાં શંકર ભગવાનની કીર્તિ સ્થિત છે, ત્યાં સુધી તે શિવ લોકમાં રહે છે. પરંતુ જેઓને કેદારેશ્વરના લિંગનો સ્પર્ષ થાય છે તેઓનાં બ્રહ્મહત્યાદિ મહા પાપો પણ નષ્ટ થઇ જાય છે. સો અશ્વ મેધ યજ્ઞ કરનાર, તેમ એક હજાર રાજસૂયયજ્ઞ અને સો સૌત્રામણિ યજ્ઞ કરનાર તથા દેવતાઓના હજારો વર્ષ સુધી પુષ્કર તિર્થમાં તપશ્ચર્યા કરનાર જે ફળ પ્રાપ્ત કરે છે, તેના કરતાં કરોડોગણું ફલ ફકત કૈદાર તિર્થનાં દર્શન અને કેદારેશ્વરના બાણુના સ્પર્શ માત્ર કરવાથી થાય છે. એટલું જ નહિં પણ અનેક જન્મ પર્યંતનાં હરેકે હરેક પાપ નષ્ટ થઇ અંતે સદ્‌ગતિને પામે છે. જેણે સર્વ તિર્થમાં શ્રેષ્ટ એવું કેદાર તિર્થ જ્યાં સુધી સાંભળ્યું નથી ત્યાં સુધીજ અજ્ઞાનતાથીજ તેઓ અન્ય તિર્થોમાં ભમ્યા કરે છે.

સર્વે ક્ષેત્રોમાં શ્રેષ્ઠતમ ક્ષેત્ર અને સર્વે તિર્થોમાં અત્યુત્તમ તિર્થ આ કેદારેશ્વર છે. આ કેદાર ક્ષેત્ર જ્ઞાનીઓનું પરમજ્ઞાન અને ગતિઓમાં ઉત્તમ ગતિ આપવાવાળું છે. જે મનુષ્ય આ ક્ષેત્રમાં આવે છે તે પોતાના કુળને તારી સો પેઢીની સદ્‌ગતિ કરી શકે છે. અન્ય તિર્થોમાં મર્ણ પામનારની જે ગતિ થાય છે, તેના કરતાં કેદારમાં મરનારની અતિ કલ્યાણકારક ગતિ થાય છે. ભૂત અને વર્તમાનકાળમાં જે તિર્થો છે ને ભવિષ્યમાં જે થશે તે સર્વેમાં પરમ તત્વરૂપી કેદાર તિર્થજ સર્વોત્તમ છે. કેદાર દર્શનની ઇચ્છા કરનારને પણ જળ કમળની પેઠે કોઇ પણ પાપ લાગતું નથી.

આ તિર્થ સર્વ પાપને નાશ કરવાવાળું છે. કેદાર તિર્થનું મનમાં સ્મરણ કરીને જે મનુષ્યો ઘર બહાર મારી યાત્રાર્થે

નીકળે છે તે મનુષ્યો શુદ્ર મ્લેચ્છાદિ નીચ જાતીના હોય તો પણ તે મારા સ્વરૂપને માને છે.

જ્યાં સુધી દેવો, સૂર્યાદિ ગ્રહો, પૃથ્વિ, ને પંચ તત્વોની હસ્તી છે ત્યાં સુધી આ કેદાર તિર્થ પણ કાયમજ રહેશે.

કેદાર ક્ષેત્રની પ્રદક્ષિણા કરનારને આખી પૃથ્વિની પ્રદક્ષિણા કરવાથી તથા મહાદાનાદિ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય, તેના કરતાં કરોડોગણું પુણ્ય ફળ પ્રાપ્ત થાય છે.

અત્રે બ્રાહ્મણોને ભોજન અને અન્ન દાન આપવાથી અનંત ઘણુ ફળ મળે છે, અને તે બ્રાહ્મણોના તૃપ્ત થવાથી હું અને દેવ, કિન્નર, ગંધર્વ, અને સઘળા અપ્સરાદિ વૃન્દો પણ અત્યંત પ્રસન્ન થઇએ છીયે.

અત્રે તિર્થવાસી બ્રાહ્મણને આજીવિકા, પૂરતી જમીન, સુંદર ઘર, તથા અલંકારયુકત ગાય તથા તેને જોઈતું સાહિત્ય સહિત જે દાન કરે છે, તેની યાત્રા પરિપૂર્ણ સફળ થાય છે. તેમજ અત્રે શૈયા, આસન, ભુમિ, ગામ, વિગેરે દાન કરનાર પણ અક્ષય સુખ મેળવે છે. કેદાર મહાત્મ્યની લખેલી પોથી (પુસ્તક) જે કોઇ ઘરમાં રાખી તેનું માનપૂર્વક સન્માન કરી પૂજન કરે છે. ત્યાં કેદારનાથના ગણો નિત્ય નિવાસ કરીને રહે છે.

## કેદાર ક્ષેત્રમાં એકથી સાત રાત્રિ રહેવાથી થતું ફળ.

સમસ્ત તિર્થોની યાત્રા અને ગંગા સ્નાન તથા દ્રવ્યવતી પૃથ્વીનું દાન કરવાથી જે ફળ મળે છે તે કેદારમાં એક રાત્રિ રહેવાથી થાય છે, સમસ્ત યજ્ઞો અને ચાન્દ્રાયણવ્રત કરવાથી જે ફળ મળે છે તેના કરતાં કરોડગણું અધિક પુણ્ય બે રાત્રિ રહેવાથી મળે છે. પ્રસૂતિ સમયવાળી ગાય અલંકાર સહિત વાછડા સાથે આપવાથી જે ફળ મળે છે તે ત્રણ રાત્રિ કેદારમાં રહેવાથી મળે છે.

સૂર્ય ગ્રહણના સમયમાં કુરૂક્ષેત્રમાં સુવર્ણથી ભરેલું તળાવ બ્રાહ્મણને આપવાથી જે પુણ્ય થાય, તેનાથી વિશેષ પુણ્ય ચાર રાત્રિ રહેવાથી મળે છે. સર્વ પ્રકારના દાન કરવાથી જે ફળ મળે છે, તે પાંચ રાત્રિ રહેવાથી મળે છે. અને છ રાત્રિ રહેવાથી જે ફળ મળે છે તે વાણી થકી પણ કહી શકવું અસંભવ છે,

તે સાક્ષાત શંકરની સમાન રૂદ્ર રૂપ થાય છે તથા સાત રાત્રિ સુધી જે મનુષ્ય ઉપવાસ કરી ષડાક્ષર મંત્રનો જપ કરે અને શંકરનું ધ્યાન ધરે છે તે શિવ તુલ્ય થઇ જાય છે.

**તીર્થે પહોંચ્યા પહેલાં યાત્રીનું અધવચ મરણ થવા છતાં તેની થતી** ઉત્તમગતિ ફકત યાત્રાએ નીકળીને માત્ર પરમપવિત્ર હિમાલય પર્વતનાંજ શ્રદ્ધાથી દર્શન કર્યાં હોય તોપણ મુકિત થાય છે, તેમ હિમાલયનાં દર્શન કર્યા પહેલાંજ મરણ થાય તો તે પણ મારો ગણ થઈ ત્રણ નેત્ર વૃષભનું વાહન મસ્તકે અર્ધચંદ્ર ને ચતુર્ભુજવાળું મારા જેવું તેનું સ્વરૂપ થઇ અથવા પોતાની ઇચ્છાનુ સાર દિવ્ય કાન્તિવાળું સ્વરૂપ ધારણ કરી બ્રહ્મલોકાદિ જે લોકની ઇચ્છા કરે તે લોકમાં તેનો વાસ થાય છે. તે વિશેની કથા કહું છું તે સાંભળો.

પૂર્વે **ધર્મશર્મા** બ્રાહ્મણના **સુધર્મ** નામના પુત્રે કેદારેશ્વરની યાત્રાએ જવાની પોતાના માતાપિતા પાશે આજ્ઞા માગી તે રજા તેમણે આપી નહિ. ત્યારે તે રાત્રે છાનોમાનો શ્રી કેદારેશ્વરનુ ચિંતન કરતો કરતો યાત્રા કરવા નીકળ્યો. ગામના દરવાજા આગળ જતાં કોટવાલે તેને ચોર સમજી બાણ મારી મારી નાખ્યો. તે પછી કોટવાલે જઇને જોતાં તેણે ધર્મશર્માના પુત્ર સુધર્માને ઓળખવાથી ગભરાઇને તેના મુડદાને અશ્વશાલામાં ખાડો ખોદી દાટી દીધું. સવારમાં જ્યારે તેના માતાપિતાયે પોતાના પુત્રને ન દીઠો ત્યારે રૂદન કરવા લાગ્યાં ને તેની તપાસ કરવા બે સત્પુરૂષોને કેદાર ક્ષેત્ર તરફ મોકલ્યા. તેમણે કેદારક્ષેત્રમાં પણ સુધર્માને દીઠો નહિ. ને ઘેર પાછા આવતી વખતે રસ્તામાં આકાશવાણી થઈ કે હે બ્રાહ્મણો જેને તમે શોધો છો તે સુધર્મા હું પોતેજ છું. ને મને સ્વર્ગનું અક્ષય સુખ મળ્યું છે. અહીં સ્વર્ગમાં મને અનેક પ્રકારના ભોગ વિલાસ સાથે. મન વાંચ્છિત આપનારા વિમાનમાં રહેવાનુ મળે છે. આ સાંભળી આશ્ચર્યથી બ્રાહ્મણોએ કહ્યું કે તમે એવું તે કયું શુભ કર્મ કર્યું કે જેથી તમને સ્વર્ગ સુખની પ્રાપ્તિ થઈ? ત્યારે તે ઉચ્ચાત્માએ

કેદારેશ્વર જવા પોતે અડધી રાત્રે નીકળ્યો ત્યાંથી તે મરણ પર્યંતની સર્વે હકીકત કહી, ને કહ્યું કે મારી તીર્થ કરવાની ઉચ્ચ ભાવના અને મરણ વખતે શ્રી કેદારેશ્વર પ્રભુના સ્મરણના પ્રભાવથી મારી આવી ઉત્તમ ગતિ થઇ છે; અને મારૂં સ્વરૂપ પણ હવે દિવ્ય થયું છે. એમ કહી પોતાના દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં. એવા મનોહર દિવ્ય સ્વરૂપનાં દર્શન કરી બન્ને બ્રાહ્મણો આશ્ચર્ય ચકિત થઈ કહેવા લાગ્યા કે તમારા કેદાર યાત્રાના ગમન કરવાના પવિત્ર વિચારથીજ આવી ઉત્તમગતિ થઇ છે. એમ અમે તો નિશ્ચય માન્યું. પણ તમારા માતાપિતા તે અમારૂં કહેલું કેમ માનશે? ત્યારે તે આત્માએ પોતાના મરણથી કોટવાલની હકીકત સાથે જે સ્થળે મડદું ડાટયું હતું. તે સર્વે નિશાની કહી ને કહ્યું કે તમે મારા પિતાને લઇને તે સ્થળે જઇને મારા દેહને કાઢી બતાવજો, કે જેથી તેમની ખાત્રી થશે. હું રૂદ્રભાવને પ્રાપ્ત થઈ રૂદ્રલોકમાં રહું છું. ને તેમને કહેજો કે આપણા ૧૦૧ પૂર્વજોની સાથે રહીને નાના પ્રકારના ભોગ્ય પદાર્થો ભોગવીને અપ્સરા ગણોથી અનેક સુખોને ભોગવતો થકો હું રૂદ્રલોકમાં રહું છું, એમ તેમને અવશ્ય જણાવજો. એમ કહી તે આત્મા અંતર્ધ્યાન થઇ ગયો. એટલે તે બ્રાહ્મણોએ દેશમાં જઇ ધર્મશર્માને આકાશ વાણીથી સુધર્માના આત્માએ કહેલું સર્વવૃત્તાંત કહ્યું. તે સાંભળી તેઓએ અશ્વશાળા આગળ જમીન ખોદીને સુધર્માના મૃત શરીરને બહાર કાઢી તેને અગ્નિદાહ કર્યો. ને તેમને અત્યંત આનંદ થયો.

## ( કેદાર ક્ષેત્રમાં પ્રવેશ કરવાથી થતું ફળ )

કોઇ એક ગામની સીમમાં મૃગોને મારી ખાવાવાળો એક ભયંકર પારધિ રહેતો હતો એક વખત તે પારધિ ઘણા મૃગોને મારતો મારતો કેદાર તીર્થમાં આવી પહોંચ્યો મુનિ જનોએ સેવેલા એ કેદાર વનમાં તેણે સુવર્ણ મૃગનું રૂપ ધારણ કરીને આવેલા નારદમુનિને જોયા, ચકિત અને પ્રસન્ન થઈને તેણે વિચાર્યું કે હું આ સુવર્ણ મૃગને મારીને બહુજ ધનવાન થઈ જઈશ એમ કહી

જેવો તે ધનુષ્ય બાણુ સજ્જ કરીને મુનિરૂપ મૃગને મારવાને તૈયાર થયો. કે તુરત તે મૃગ અદૃશ્ય થઇ ગયો. આવું આશ્ચર્ય જોઇ વિસ્મિત થઇ તે પારધિ જ્યારે આગળ ચાલ્યો ત્યારે શું જોયું કે એક બખોલમાં એક દેડકો છે, તેને એક કાળા સર્પે પકડી રાખી તે દેડકાને ગળતો હતો. એટલામાં તો તે દેડકો સર્પની જનોઇ ધારણ કરી જટાજૂટથી શોભિત કૈલાસ કાન્તિ ચંદ્રશેખર ગણોથી સેવાતો સાક્ષાત્ શિવરૂપ થઇ ગયો. ફરીને બીજી વખત પણ તે પારધિ ચકિત થઇને વિચારમાં પડી ગયો કે આ સર્પવીંટાએલો દેડકો આવો દિવ્યરૂપ ધારી કેવી રીતે થઇગયો શું હું સ્વપ્નતો જોતો નથી. નહીં નહીં હું તો જાગ્રત છું શું આ ભૂત ઉપદ્રવ ( માયા ) તો નહીં હોય ? હું જાણું છું કે હવે મારૂં મૃત્યુ નજીક છે. કેમકે હું વિપરીત જોવા લાગ્યો છું. હવે હું શું કરૂં ! કયાં જાઊં ! કોણ મારૂં રક્ષણ કરશે ! મારા દેખતાં આ દેડકાની આવી દશા કેવી રીતે થઇ ગઇ ? હે મહેશ્વરિ આવી ચિંતામાં પડેલો તે પારધિ ભયભીત થઇને નાસવા લાગ્યો એટલામાં તો ફરીને શું જોયું કે એક સુંદર મૃગને વાઘ મારી રહ્યો છે, અને ગભરાઇને ફરીથી જોયું તો તે મરી ગયેલો મૃગ સાક્ષાત પંચ મુખવાળો ને ત્રણ નેત્રવાળો શિવરૂપ થઈ ગયો એટલામાં તો શિકારીઓએ વાઘનો પણ શિકાર કર્યો કે વાઘ બળદ બની ગયો તેના ઉપર શિવ સ્વરૂપ થયેલો મૃગ બેસીને કૈલાસમાં ગયો. આવું અદ્ભુત કૌતુક દેખીને પારધિના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સર્વાંગે રોમાંચિત થઈને આજુબાજુ જોવા લાગ્યો તો મનુષ્ય રૂપે નારદજીને જોયા. નારદજીએ કહ્યું કે હે પારધિ તું સાધુ અને અસાધુ છે, પણ આ વન તો પરમ સાધુ છે.તે સાંભળી પારધિ કહે છે કે હે બ્રાહ્મણ હું સારોયે છુંને બુરોયેછું, એ તમે શાથી કહો છો ? અને આ વનને તે સર્વથી શ્રેષ્ટ કેમ કહો છો ? તેનું કારણ મને કહો. નારદજી હસીને કહેવા લાગ્યા કે આ સર્વ શ્રેષ્ટ વનમાં આવી તે શિવજીનાં દર્શન કર્યાં તેથી

શ્રેષ્ટ છે અને તે આવા ઉત્તમ તીર્થમાં દેડકાને ને મૃગને શિવ સ્વરૂપ થએલા જોયા છતાં આ વનનો મહિમા તે બીલકુલ જાણ્યો નથી તેથી તું દુષ્ટ અને મૂર્ખ છે. અને જે વનના પ્રતાપે દેડકોને મૃગ શીવ સ્વરૂપ થયા તે વનને અત્યંત ધન્ય છે. ને તેથી તે વન સર્વથી શ્રેષ્ટ છે. આ પ્રમાણે નારદનું વચન સાંભળી મસ્તક નમાવી કહેવા લાગ્યો કે હે પ્રભો આપના દર્શનથી કૃત કૃત્ય થયો છું અને હું આપને શરણે આવેલો છું જેથી મને આ દુઃખ રૂપ સંસાર સાગરથી તારો, હું મુનીજનનો ઘાત કરનારો મહા પાપી છું. નારદજીએ કહ્યું કે હે પારધિ તું આ કેદાર વનમાં રહે તેથી તારી અવશ્ય મુકિત થશે. એમ કહી નારદજી અંતર્ધ્યાન થઈ ગયા ને પારધિ કેદાર વનમાં રહેવા લાગ્યો ને અંતે તેની મુકિત થઇ. આ માહાત્મ્ય જે કોઇ સાંભળે છે તેની પણ ઉત્તમ ગતિ થાય છે.

વળી જે કોઈ મનુષ્ય શુદ્ધ અંતઃકર્ણથી શ્રદ્ધા ભક્તિ યુકત થઈ, નિશ્ચય કરી, કહે કે હું કેદાર યાત્રાયે જઈશ તો પણ તેનાં ત્રણસો કુળ શીવ લોકમાં નિવાસ કરે છે.

---

## દશ્ય ૬ ઠું.

### મંદાકિનીનું સ્નાન, દેવ,કુંડ, સ્થળ, ગામ, દેવળનું વર્ણન ને રેતોદક માહાત્મ્ય.




કેદારપુરીમાં મંદાકિની ગંગાનો લાકડાનો પુલ ઉતરી પ્રવેશ થાય છે ત્યાં લાકડાના પુલથી ઉપલી બાજુયે ૩૦૦ વારને છેટે પ્રથમ સ્વર્ગદ્વારી ગંગાનો મંદાકિની સાથે સંગમ થાય છે. જયારે પુલથી ઉપલી બાજુએ ૧૦૦ વાર પર મહોદધી કે મધુગંગાનો મંદાકિની સાથે સંગમ થાય છે એ બન્ને સંગમોમાં જુદુ જુદું સ્નાન કરવાનું મહાત્મ્ય વર્ણવેલું છે. પરંતુ ઘણે ભાગે યાત્રિઓ ફરવા જતા નથી. પરંતુ પુલથી ફકત ૧૦ વાર ઉંચાણમાં ફુગો-

ગંગા ને ક્ષીરગંગાનો સંગમ થાય છે. જેથી પુલથી ૩ વાર આજુબાજુ નીચાણુ તરફ સાધારણુ ઘાટ બાંધેલો છે ત્યાં આગળ **મંદાકિની, સ્વર્ગદ્વારી, દુગ્ધ ગંગા અને મહોદ્ધી** એ ચારે ગંગાનો સંગમ ભેગો થઇ પુલ આગળ આવતાં હોવાથી, યાત્રિઓ જુદા જુદા સંગમમાં સ્નાન ન કરતાં આ સ્થળેજ સ્નાન કરે છે. આ સ્થળને **બ્રહ્મતિર્થ** કહે છે. અત્રે સ્નાન કરી દાન દક્ષણુા આપનાર અક્ષય પુન્ય મેળવે છે. અને અત્રે પીંડદાન કરવાથી પિત્રિઓનો મોક્ષ થાય છે.

અત્રે ચાર ગંગાનો સંગમ ભેગો થતો હોવાથી ત્યાં આગળ એક નાની ડેરીમાં **સંગમેશ્વર** નામના શંકરનું શિવલિંગ પણુ સ્થાપન કરેલું છે.

અત્રેની મંદાકિની ગંગા કૈલાશથી આવી કેદાર પર્વતમાં થઇ રૂદ્ર પ્રયાગ આગળ અલકનંદા ગંગાને મળે છે. રૂદ્ર પ્રયાગથી મંદાકિનીને કિનારે કિનારે યાત્રાળુઓ **કેદારનાથ** જાય છે. **પરંતુ અગસ્ત, ભીરીકુંડ, ગૌરીકુંડ, રામવાડા ને કેદારનાથ** ત્યાંજ મંદાકિની ગંગામાં જઇ શકાય છે.

અત્રે સ્નાન કરવા માટે આજીવલેણુ ઠંડીમાં ગંગા સ્નાન કરતાં ગંગોત્રિની માફક પુરતાં કપડાં અને ગરમ જળ સાથે લઈ જઇ તેમજ તાપણુી કરાવીને નહાવું વધારે સારૂં છે તેમજ વળી કોરૂં વસ્ત્ર પહેરી બરફ જેના શીતળ જળથી નહાતાં તે કોરૂં વસ્ત્ર જલદી ભીનું થઇ શકતું નથી તેમજ ભીનું થતાં સુધી જળમાં બેશી શકાતું નથી એટલામાં તો ટાઢથી શરીર સંકોચાઇ ધ્રુજરી છુટે છે, જેથી નહાતી વખતે ગરમ પાણુીમાં પલાળી નીચોવેલું વસ્ત્ર પહેરી કિનારે બેશી માણુસ પાસે ગંગાજીના ઠંડા પાણુીની બે ગાગર અંગ ઉપર રેડાવી નહાવું અને તે પછી તરતજ તૈયાર રાખેલા ગરમ પાણુીથી નાહિ ને સાથે રાખેલા વસ્ત્રો પહેરી કરેલી તાપણુીએ તાપવું. તેથી અસહ્ય ઠંડીનું દુઃખ વધારે વખત સહન કરવું પડશે નહિં કેટલાકો એમ કહેશે કે જ્યારે કિનારાપર બેશી ગંગાસ્નાન જળ

લઈ કરીયે તો એજ ગંગાજળ મુકામે લઈ જઈ ગરમ કરી તેનાથી નાહીયે તો ઉપર કહેલી બધી અડચણો ભોગવવી પડતી નથી. પરંતુ તે સમજવું ભૂલ ભરેલું છે કારણ કે એજ ગંગાજળ મુકામે લાવીને નાહીયે તેવીજ રીતે એજ ગંગાજળ દેશમાં લઈ જઇને નાહનાર ને ગંગામાંજ નહાવા જેટલું જેમ ફળ થતું નથી, તેવી જ રીતે ગંગાજળ મુકામે લઇ જઇ નહાવાનું પણ જાણવું, એટલે કેદારખંડમાં આવેલા કેદારક્ષેત્રમાં આવેલી મંદાકિની ગંગા કે જ્યાં તેની સાથે બીજી ત્રણ ગંગાઓ મળી જઇ મંદાકિની ગંગા સહિત ચાર ગંગાનો સંગમ થાય છે તે સંગમનું સ્નાન તેજ સ્થળે કરવું જોઇએ, તોજ તે સ્નાન કરવાથી શાસ્ત્રમાં કહેલું સંપૂર્ણ ફળ મળી શકે છે તેવું સંપૂર્ણ ફળ મુકામે કે દેશમાં લઇ જઈ નહાવાથી મળતું નથી તેમજ તે જળને ગરમ કરવાથી પણ તેના અસલ તત્વોમાં ફેરફાર થાય છે તેથી ગરમ કરી નહાવાથી પણ શાસ્ત્રમાં કહેલું સંપૂર્ણ ફળ મળી શકતું નથી તેમજ જે મનુષ્ય ગંગાના વહેતા જળમાં પ્રવેશ કરી સ્નાન કરે છે. અને તેથી જે ઉત્તમ ફળ મેળવે છે તે પુણ્ય ફળ કિનારા ઉપર બેસીને નાહનાર પણ મેળવી શકતો નથી.

હમારે મંદાકિની ગંગાનું સ્નાન ઘણા વખત કરવાનો વિચાર હતો. પરંતુ અત્રે અસહ્યને અત્યંત ટાઢું બરફ મય જળ હોવાથી છેક બપોર પછી કિનારા પર બેસી ફકત એકજ વખત મોટાઘડાથી શરીર ઉપર પાણી રેડી સ્નાન કર્યું હતું.

### મંદાકિની ગંગા સ્નાન સંકલ્પ.

" કેદારખંડે, કેદારા શ્રમે, મંદાકિની તિર્થે, મંદાકિની, દુગ્ધગંગા, સ્વર્ગદ્વારી ચમહોઢી એવં ચત્વારી ગંગાયાં સંગમે સ્નાન મહંકરીષ્યે."

ત્યારબાદ અમો બધાં મંદાકિની ગંગાનું સ્નાન કરીને મુકામે આવ્યાં, પરંતુ રેવાબાઈ તથા લક્ષ્મી બાઈ પાછળ રહી ગયાં હતાં. લક્ષ્મીબાઈ નાહ્યાનું લુગડું તારવતાં હતાં તે તેમના

હાથમાંથી છુટી ગયું તેને લેવા જતાં બાઈ પાણીમાં તણાયાં જો કે પાણી કુટથી દોઢ કુટ જેટલુંજ ઉડું હતું. પરંતુ આ બરફ-મય જલનો તેમના શરીરે સ્પર્શ થતાં હાથ પગ લાકડા જેવા થઇ ગયા અને ઉઠીને નદીની બહાર આવવાની શકિત રહી નહી અને પાણીમાં પગ આગલ અને માથુ પાછલ એ રીતે છતાં તણાવા લાગ્યાં તેથી મોઢાનો ભાગ પાણીથી સહેજ ઉચો રહ્યો હતો છતાં કેટલુક પાણી પી જવાયું હતું. રેવાબાઈ જ્યારે નદી તરફ જોવા લાગ્યાં અને લક્ષ્મીબાઇને દેખ્યાં નહી અને નાહાવાની જગ્યાએથી લગભગ દસેક હાથ દુર તણાતી જતી લક્ષ્મીબાઇ તેના જોવામાં આવી એટલે મોટી મોટી બૂમો તેણે પાડવા માંડી તે બૂમો એક સાધુના સાંભળવામાં આવતાં ને લક્ષ્મી બાઇને જોતાંજ એકદમ તે સાધુ પાણીમાં કુદી પડી લક્ષ્મી બાઇનો ચોટલો પકડી લીધો પરંતુ તેના પણ પગ ઠરી જવાથી બાઈને લે બહાર આવવાની પુરતી શક્તિ રહી નહી આ બાજુ રેવા-બાઈની બુમો સાંભલી એક બીજો સાધુ તે સાધુની મદદે જઇ પહોચી તે બાઇને કિનારા ઉપર લાવીને મૂકી તે વખતે બાઈ સાંન શુદ્ધ વિનાની થઇ ગઈ હતી. પાંચ સાત મીનીટ જતાં સુર્યના તાપને લીધે તેનામાં જરા સ્કુરતી આવી, આ વખતે રસોઈ તૈયાર થઇ ગઈ હતી. અને અમો જવાને માટે તેમની રાહ જોતા હતા, તેટલામાં અમારા ગોરને આ વાતની ખબર પડવાથી તે વહેલો વહેલો આવી લક્ષ્મીબાઇની બનેલી હકીકત કહી દલસુખરામ ભાઈને તેડી ગયો. ત્યાં જઇ તેઓ તેમને ઉચકી લાવ્યાને પૂરતી સારવાર કરી. કેદારેશ્વર પ્રભુની ભેટ થએલી હોવાથી અમોને ઘણો હર્ષ હોવા છતાં આ બનાવથી અમારા મન પર ઘણી માઠી અસર થઇ હતી. માટે યાત્રીઓએ આવી જગ્યોએ સ્નાન કરતી વખતે હંમેશાં સાવધાની રાખવી એ અમારૂં કહેવું છે.

## મંદાકીનિ ગંગાનું મહાત્મ્ય

મંદાકિની ગંગાનું સ્નાન કેદાર ભગવાનના દર્શન અને કુંડોમાં સ્નાન કરવાનું ઘણું મોટું મહાત્મ્ય શાસ્ત્રોમાં વર્ણવેલું

છે. શંકર કહે છે જે મનુષ્ય મંદાકિની ગંગામાં સ્નાન કરીને ભગવાન કેદારેશ્વરનું પૂજન કરે છે, તે માણુસ મારા ગણુનો અધિપતિ થાય છે, અને તેના સો ( ૧૦૦ ) કુલનો ઉદ્ધાર કરી શકે છે આ પુન્યપ્રદ મંદાકિની ગંગા આ ક્ષેત્રમાં અનેક પ્રકારથી સ્તુતિ કરાએલી એવા સર્વ પાપનો નાશ કરવા વાળી છે. સ્વર્ગમાંથી આવેલી આ ગંગામાં સ્નાન કરીને પવિત્ર થએલો મનુષ્ય ડાબા હાથથી ગંગાના જળનું પાન કરે તે મનુષ્ય ત્રિશૂળથી અંકિત થઈ તેના લલાટમાં ત્રીજુંનેત્ર ઉત્પન્ન થઈ લલાટે અર્ધ ચંદ્રવાળો થઈ શિવ લોકમાં નિવાસ કરે છે.

હે દેવી ! અન્ય તિર્થોમાં વિધિ પૂર્વક સ્નાન કરવાથી જે ફળ મળે છે તેના કરતાં વિશેષ ઉત્તમ ફળ કેદાર ક્ષેત્રમાં આવેલી મંદાકિની ગંગાનું સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. મંદાકિની ગંગામાં જે કોઇ વિધિ પૂર્વક સ્નાન કરે છે, તેના સો જન્મ સુધી કરેલાં સઘળાં પાપોનો ક્ષય થઈ જાય છે.

અત્રે સ્નાન કરીને પોતાના પિતૃઓને પિંડદાન કરે છે તેના પિતૃઓ કલ્પ પર્યંત તૃપ્ત રહે છે. તેમજ અત્રે કપીલા ગાયનું દાન આપે તો તેની ૭૧ પેઢીની સદ્દગતિ થાય છે. અને ૧ એલચીના દાણા જેટલું સોનાનું દાન બ્રાહ્મણ ને જે કોઈ આપે છે તે બ્રહ્મ લોકમાં જાય છે.

**સ્વર્ગદ્વારી મહાત્મ્યઃ**—સઘળી નદિઓમાં સ્વર્ગદ્વારી નદી જ્યારે આ કેદાર તિર્થમાં આવી ત્યારે સ્વર્ગલોકથી દેવતાઓ પણ તે વખતે જોવાને માટે આવેલા હતા. જેથીજ તે દેવતાઓએ તે નદિનું નામ સ્વર્ગદ્વારી એવું રાખ્યું. તેમાં ભકિત પુરઃસર સ્નાન કરી શંકરનું પૂજન કરે છે તે શિવ લોકમાં જાય છે.

**મુકતેશ્વર પ્રયાગઃ**—સ્વર્ગા રોહણુથી આવેલી સ્વર્ગદ્વારા ગંગાનો મંદાકિની સાથે જ્યાં સંગમ થાય છે તેને મુકતેશ્વર પ્રયાગ કહે છે અનેક પાપ કર્મો કરવાથી કોઇ પણ તિર્થમાં જેની મુકિત ન થતી હોય તેવા મહાપાપીની પણ અત્રે પિંડ દાન કરવાથી મુકિત થાય છે.

**ઈશ્વર પ્રાયગઃ**—મંદાકિની ને મધુગંગાના સંગમ સ્થાનને ઈશ્વર પ્રાયગ કહે ને છે ત્યાં તિર્થ ઉપર સ્નાન કરવાથી કોઢ જેવા રોગો મટી જાય છે, ને ઉત્તમ ગતિ થાય છે.

**શિવકુંડ ને તેનું મહાત્મ્યઃ**—રેતકુંડથી નીચાણમાં સરસ્વતિ અને મંદાકિનીના સંગમ ને ત્રિવેણીતિર્થ ને શિવકુંડ પણ કહે છે તેમાં ત્રિવેણીશઃ શંકર લિંગાકારે રહે છે તે મંદાકિની ગંગાના તરંગોથી મનુષ્યોને સદા દેખાતા નથી ફકત કોઈ કોઈ વખત પુણ્યાત્માઓની નજરે પડે છે. આ કુંડનું સ્નાન પાન અને દર્શન શિવલોકને આપવા વાળું છે. ત્યાં સાત રાત્રિ ઉપવાસ કરી પ્રાણ ત્યાગ કરનારને શિવસા યુજ્ય મુકતી મળે છે.

**વૈતરણી ગંગા મહાત્મ્યઃ**—આ પુન્ય નદી વૈતરણીના જલથી જે મનુષ્યો તલ લઈ તર્પણ કરે છે. તેના પિતૃઓ અખંડ તૃપ્ત રહે છે. અને એક રતિભાર સોનાનું દાન આપે છે તો તેને સાત દ્વીપ સહિત પૃથિવ આપ્યાનું ફલ મલે છે.

**ચોરા વાસા પ્રયાગઃ**—મંદિરના પશ્ચિમ ભાગમાં આ તિર્થ છે જેઓ ઝાડપરથી કે વીજળી પડવાથી, સર્પાદિના વિષથી આપઘાતથી, કે વિષપાન વગેરેથી મરી ગયેલા હોય છે તેનું અત્રે શ્રાદ્ધ કરવાથી તે મોક્ષ ગતિને પામે છે. અહિ આ કેદાર ગંગા છે કે જેમાં સ્નાન કરવાથી શિવસાયુજ્ય મુકિત થાય છે.

હે મહેશ્વરી! ત્યાંથી બહુજ નીચે **માધવી ગંગા અને મંદાકિનીના** સંગમ ઉપર **બ્રાહ્મતિર્થ** છે ત્યાં આગળ સ્નાન કરવાથી મનુષ્ય મારા ગણ સમાન થાય છે.

## દેવળમાંના દર્શનનું વર્ણન.

દેવળના મુખ્ય દ્વારના બહારની બાજુ ખુલ્લા મેદાનમાં બે હાથની ઉંચાઈના ને ૨॥ હાથ સમચોરસ પત્થરના ચોતરા ઉપર ૧॥ હાથ લાંબો અને ૧॥ હાથ ઉચાઈનો પાષાણનો પોઠીઓ બ્વારના સામે જીર્ણ હાલતમાં કેદારેશ્વર સામું મૂખ કરીને બિરાજેલો છે. ત્યાંથી વચમાં ૪ હાથની જગ્યા છોડીને દેવળમાં

જવાના પગથીયાં શરૂ થાય છે. ૪ પગથીઆં ચડતાં ૧૫ હાથ લાંબો અને ૪ હાથ પહોળો પત્થરનો ઓટલો આવે છે. ત્યાંથી દ્વારમાં પેસતાં જમણા હાથ તરફ ખુલ્લા મેદાનના ઓટલા ઉપર સિંદુર મચિત એક હાથની ઉંચાઇની ગણપતિની મુર્તિ છે. ત્યાંથી ૩ પગથીયાં ચડતાં દેવળના મુખ્ય દ્વાર આગળ જવાય છે. આ દેવળનું મુખ્યદ્વાર છે. ને તે દક્ષિણાભિમુખનું છે. આ દ્વાર ૧।। પુરૂષ પુર ઉંચુ અને એક મોટા ડહેલાના બારણા જેટલું પહોળું છે દ્વારમાં પેસતાં પહેલાં બહારની બાજુએ દ્વારના મધ્યમાં આવે એવો એક મોટો ઘંટ લટકાવેલો છે.

ત્યાંથી અંદર પેસવાનો કર એક આનો એકજ વખત લેવાય છે. દ્વારથી બે પગથીઆં નીચે ઉતરી મંદીરમાં દાખલ થવાય છે, તે ભાગને સભામંડપની ચારે બાજુની ભીંતોના ગોખલાઓમાં **નારદજી યુધિષ્ઠિર વિગેરે પાંડવો દ્રૌપદી ને કુંતાની** મોટી પાશાણની મુર્તિઓ છે અને ગણપતિજી પણ છે. ને મધ્ય ભાગે જમીનથી ૧ હાથની ઉંચાઇની બેશણીના ૧।। હાથ પથ્થરના સમચોરસ ચોતરા પર ૧।। ફુટ લાંબોને ૧ ફુટ ઉંચાઇનો પીતળનો નંદી શંકર સામે મુખ કરી બેઠેલો છે. આખંડમાં કેદારેશ્વરની ભોગ મૂર્તિ અને લક્ષ્મીજી પણ છે. સભામંડપ અને કેદારેશ્વરના દેવળનો ખંડ એ બેના વચ્ચેનો જે ખંડ છે તેને જગન્નમોહન કે દેવગઢ કહે છે જેમાં પૂર્વ તરફ પાર્વતિ અને ગણેશ છે અને પશ્ચિમ તરફ લક્ષ્મીજીની મુર્તિ છે કેદારેશ્વરવાળા ખંડમાં અંધારૂ રહેવાથી હંમેશાં દીવો કાયમ રહે છે. કેદારનાથની શણગાર મૂર્તિ એક મુખી અને પંચ મુખી એમ બે પ્રકારની છે, તેને સર અવસરે વસ્ત્રાભૂષણો પહેરાવી લિંગ આગળ મૂકે છે જેને ભોગ મૂર્તિ કહે છે. સભામંડપમાં એક બીજું દ્વાર પુર્વાભિમૂખનું પણ છે તે દ્વાર દક્ષિણા ભિમૂખના મુખ્યદ્વાર કરતાં ઘણું નાનું છે, આ .મંદિરના ત્રણ ખંડ છે જગન્નમોહન ખંડમાં થિક કેદારેશ્વરમાં પેસવાના દ્વાર આગળ ઉભા રહી, યાત્રિઓ દર્શન કરી શકે છે તે ત્રીજા ખંડમાં ભગવાન

કેદારનાથનાં સ્વયંપ્રકાશિત જ્યોતિર્લિંગનાં દર્શન છે. આ સભા મંડપનો ખંડ અંદરથી ૧૨ હાથ સમચોરસ જગ્યામાં છે.

જગમોહનમાં દાખલ થતાં ડાબા હાથે પાર્વતીજી અને જમણા હાથે સરસ્વતિજીની મૂર્તિ છે અને લક્ષ્મીનારાયણની પણ મૂર્તિ છે. ત્યાં ઉભા રહી યાત્રિઓ કેદારેશ્વર શંકરનાં દર્શન હંમેશાં કરી શકે છે. પરંતુ જ્યારે શુદ્ધ વસ્ત્ર પહેરી તેમને ભેટી સેવા પૂજા કરી ભેટદક્ષણા મુકવાને યાત્રિને સમય પ્રાપ્ત થાય છે, ત્યારે પંડયા તેમને અંદર લઈ જઈ પૂજન વિગેરે સારી રીતે કરાવે છે. તે વખતે યાત્રિ અંદર જઈ શકે છે. બાકી બીજે વખતે તો યાત્રિ તે ખંડમાં રહીનેજ દર્શન કરી શકે છે લિંગ આશરે ત્રિકોણા કારે છે. ગોળાકારે નથી. ને કુદરતી પાષાણ શીલાનું ઉત્પન્ન થએલું લિંગ છે ને તે લિંગના પીઠ ભાગનાં દર્શન કલ્પેલાં છે. સ્થાન ઘણું પ્રાચીન કહેવાય છે. નાના સરખા ઢગલાનો આકર છે. ૪ ફુટ ઊંચુ ૪ ફુટના ઘેરાવા વાળું એવું અર્વો ત્કૃષ્ટને સ્વયં પ્રકાશ લિંગ શંકરનું હૃદય કહેવાય છે. હંમેશાં દેવળમાં પાણી રહે છે. અને તે ઘણુંજ ઠંડુ હોવાથી પગને અડકતાં તે સહન થઇ શકાતું નથી. કેદારનાથના દેવળની દરેક ભીંતો છ છ હાથ પહોળાઈ વાળા ચણતરની હોવા છતાં પણ અંદર પાણી ભર્યું રહે છે તેનું કારણ અમો જ્યારે ઉખી મઠમાં હતા, ત્યારે રાવળ મહોદયને પૂછતાં તેમણે ખુલાસો કર્યો કે પહેલાં જ્યારે ઘણા વખત અગાઉ ધ્રતિકંપ થયેલો ત્યારે આ દેવળના આવડા મોટા પહોળા પાયા હોવા છતાં પણ તેની દિવાલો જમીનની અંદર ઉતરી ગયેલી છે જેથી પાણી દેવળમાં ભરાતુંજ રહે છે. ને તેને નીકળવાનો બીજો રસ્તો નથી. માટે હંમેશાં તે પાણી ઉલેચી કાઢવા સારૂ ચાર માણસો કાયમના નીમેલા છે. એમ તેઓ શ્રી કહેતા હતા, તેમજ દેવળના ઉપલા ભાગમાં થીપણ સદાકાળ જળ ટપકતું જ રહે છે. અને તે જળ ક્યાંથી આવે છે તેની કોઇને ખબર પડતી નથી તેજ આશ્ચર્ય કારક છે એવું કેટલાકોનું કહેવું છે પરંતુ દેવળમાંથી

ટપકતું જળ અમારા જોવામાં આવ્યું નથી. જ્યારે યાત્રિ કેદારેશ્વરને પોતાના હાથ પસારી આલીંગન કરી ભેટે છે ત્યારે તે વખતે યાત્રિયોના મનની જે સ્થિતિ થાય છે તે સ્થિતિ અકથનીય છે. કેદારેશ્વર વાળા ખંડમાં લિંગની પાછળ જમીનથી ૧ાા હાથ ઉંચેના ગોખમાં પાર્વતીજીની મૂર્તિ છે.

લિંગ ભેંસની ગર્દન જેવું છે. તેને ફરતી જળાધારી કરેલી છે. હંમેશાં સાંઝને સમયે લિંગના ઉપર ભગવી ગુલાબી કે લાલ ચાદર ઓઢાડવામાં આવે છે પુજારી હર હંમેશ શંકરની આરતી નીચે પ્રમાણે કરે છે પહેલી આરતી કપુરની, પછી એક બત્તીની, પછી પાંચ બત્તીની, પછી ત્રણ બત્તીની, અને છેવટે પાછી પાંચ બત્તીથી કરવામાં આવે છે. કેટલાકો કેદારનાથને ધોતીઉં કે ચાદર ઓઢાડે છે પરંતુ પુજારી તે તરતજ બે મિનિટમાં કહાડી નાંખે છે એટલે તેનો જોઇએ તેવો ઉપયોગ થતો નથી લિંગ ઉપર નવ ઇંચના ઘેરાવાનું ચાંદીનું છત્ર લટકે છે છે ચાંદીનું અભિષેકનું પાત્ર પણ ઘડાથી મોટું છે. પુજા કરી મેવો મિઠાઈ ધરાવી દક્ષણા મૂકાય છે ગોર લોકો યાત્રાળુઓ પાસે શ્રાવણમાં કમળના ફુલ ચડાવવાનો સંકલ્પ કરાવે છે. કુબેર પર્વત ઉપર કમળ થાય છે, ત્યાંથી લાવી તે કમળ કેદારનાથને ચડાવે છે. કમળ ચડાવવાથી થતું ફળ નીચે મુજબ છે, તિર્થવાસી બ્રાહ્મણો પાસે એક હજાર કે લાખ કમળ ચડાવવાથી મનની સઘળી સંપૂર્ણ અભિલાષાઓ પૂરી થાય છે. જે જે મનની અંદર ઇચ્છાઓ રાખે તે તે સઘળી ઈચ્છાઓ ભગવાન કેદારનાથ પૂરી કરે છે જેથી ચઢાવનારના ચારે પુરુષાર્થ સફળ થાય છે.

તેમજ કડાં વીંટી, કંકણ, કેદારનાથને અડકાડી યાત્રિ ઘેર લઈ જઈ તેને પુજામાં રાખે છે. મંદિરની અંદર ભગવાન શિલારૂપે સ્થિત છે. આ સ્થાન પરમ પુનિત અને અલૌકિક છે. જેનું માહાત્મ્ય ઇંદ્રાદિ દેવતાઓ પણ વર્ણવતાં થાકી ને ચકિત થાય છે ગોત્રહ ત્યા, બ્રહ્મહત્યા, બાળહત્યા, સ્ત્રીહત્યા, ને વિશ્વાસઘાત જેવાં મહાપાપો પણ કેદારેશ્વરના દર્શન અને સ્પર્શ માત્રથી મુક્ત

થઇ જાય છે. આ તિર્થની પવિત્ર ભૂમિમાં ડગલે ને પગલે જ્યાં ત્યાં તિર્થોજ આવી રહેલાં છે જેથી આ ભૂમિ તિર્થમયજ દેખાય છે આ હિમાલયમાં આવેલી યાત્રાને પંચ કેદારની યાત્રા પણ કહે છે ને આ કેદારેશ્વરના દર્શનની માફક બીજા ચાર કેદારેશ્વર પણ છે. ને તે પાંચે કેદારેશ્વરના પવિત્ર ધામો બદ્રીનારાયણ જવાના રસ્તામાં જ આવે છે. તે પંચ કેદાર નીચે પ્રમાણે છે

" केदारं मध्यमं तुंगं तथा रूद्रालयं प्रियं ।
कल्पकं च महादेवि सर्वं पाप प्रणा शनं ॥

ભાવાર્થ—પ્રથમ કેદાર, ૧ હેલા-કેદારેશ્વર કે કેદારનાથ, દ્વીતીય કેદાર-૨ જા, **મધ્યમેશ્વર** કે મદ્મહેશ્વર, તૃતીય કેદાર ૩ જા, **તુંગેશ્વર** કે તુંગનાથ, ચતુર્થ કેદાર-૪ થા, **રૂદ્રેશ્વર** કે રૂદ્રનાથ, પંચમ કેદાર-૫ મા, **કલ્પેશ્વર** કે કલ્પનાથ આ પાંચે કેદારેશ્વરનાં બ્રહ્મહત્યાદિ મહાપાપોનો નાશ કરનારાં અલૌકિક અદ્ભુત પરમપવિત્ર ધામો છે ને તેના ફકત દર્શન માત્રથીજ મહાપાપાદી નષ્ટ થાય છે. જેણે જન્મ ધારણ કરી એકવાર પણ આ કૈલાસ ભુમીની યાત્રા કરી કૈલાસ પતિનાં દર્શન કર્યા છે, તેના જન્મને ધન્ય છે. અત્રે અનેક ચમત્કારોનો પ્રત્યક્ષ અનુભવ થયા વિના રહેતો નથી આ યાત્રા કરવાથી અનેક જન્મોના પાપોની નિવૃત્તિ થાય છે જ્યારે શ્રી કેદારેશ્વર ભગવાનનો અત્રે પટબંધ થાય છે ત્યારે બદ્રીનારાયણના માફક બ્રહ્માદી દેવો અત્રે પણ પુજન કરે છે. તેથી બારે માસ કેદારેશ્વર શંકરની પૂજા થાય છે અત્રેથી કેદારનાથનો પટબંધ થતાં પુજારીયો ઊખી મઠમાં અને પંડયાઓ શોણિતપુરમાં ચાલ્યા જાય છે, કેદારનાથના મુખ્ય અધિકારીને રાવળ મહોદય કહે છે મંદિરના ખર્ચને માટે ટીહરી રાજ્ય તરફથી મોટી જાગીર મળેલી છે, અને યાત્રિઓ તરફથી આવતી આવકમાંથી ખર્ચની વ્યવસ્થા થાય છે કેદારનાથના રાવળને જાગીરની અને યાત્રિઓની આવતી પેદાશ

લેવાનો સ્વતંત્ર અધિકાર છે કેદારનાથમાં ખાસ રાવળ શ્રી પૂજા કરવા રહેતા નથી પણ તેમના તરફથી નીમેલો બીજો અધિકારી પૂજા સેવા કરવા ત્યાં આગળ રહે છે.

## દેવળનું વર્ણન.

આ મંદિર ઘણું પુરાતની, રમણીય, ભવ્ય, અને વિશાળ દેખાવનું, કાળા પથરનું અને સાધારણ કારીગરીવાળું ગોથીકઢબ મુજબ બાંધેલું અતિ વિશાળ ને સુંદર છે.

આ દેવળ દ્વાપર યુગમાં ખાસ પાંડવોએ બંધાવેલું છે દેવળનો પરીઘ ઘણો મોટો છે. તેની એક ભીંત ચારથી પાંચ ગજની પહોળાઈની મજબૂત પથ્થરથી ચણેલી છે. આખું દેવળ પથરનુંજ છે, જેમાં નકશીનું કામ બીલકુલ કરેલું નથી. પરંતુ દેવળની મજબુતી અનહદ કરેલી છે. નજરે જોનારને આ દેવળ ઘણુ પ્રાચીન સમયનું જુનું હોય એમ સ્પષ્ટ જણાય છે.

તેની લંબાઇ આશરે ૬૦ ફુટની ને પહોળાઇ ૨૫ ફુટની છે તે દેવળ ગોળાકારે નથી, પણ ચતુષ્કોણાકારે છે, તેની ઉંચાઈ પણ આશરે ૫૦ થી ૬૦ ફુટની છે.

આ વિશાળ દેવળના ઉપર સુશોભિત ને તેજદાર સુવર્ણનો કળશ પણ છે.

## મંદિરની પરિક્રમામાં થતાં દેવનાં દર્શન અને તિર્થ.

સવ્ય માર્ગે એટલે આપણો જમણો હાથ હંમેશાં પ્રદક્ષિણા કરતાં દેહરા તરફની બાજુએજ રહે એવી રીતે પ્રદક્ષિણા કરવામાં આવે તેને સવ્ય પ્રદક્ષિણા કહે છે. અને હંમેશાં દેવળો યજ્ઞ વિગેરેની જ્યાં જ્યાં પ્રદક્ષિણાઓ કરવાનો પ્રસંગ આવે છે ત્યાં ત્યાં સવ્ય માર્ગથીજ પ્રદક્ષિણા થાય છે. તો પ્રથમ દેવળથી પશ્ચિમ તરફ પશ્ચિમાભિમુખે ખુલ્લા ભાગમાં વાંસળી વગાડતા **શ્રી કૃષ્ણ ભગવાન** અને બાજુમાં **લક્ષ્મિજીનાં** દર્શન કરી તે પછી વેંત વેંતના સમચોરસ અને ઉંડા એવા સાધારણ ગુપ્ત કુંડ ને દ્રૌપદી કુંડમાં આચમન કરી, આગળ પ્રદક્ષિણા કરતાં દેવળની પાછળ ઉત્તર બાજુએ દેવના મધ્ય

ભાગ આગળ **અમૃત** કુંડ છે અને તેમાં બે શિવલિંગો પણ છે ત્યાંથી પૂર્વ તરફની બાજુમાં ઈશાન ખૂણે ઈશાનેશ્વર મહાદેવનું શિવલિંગ અને સુફલ કુંડ છે. અમૃત કુંડ અને સુફલ કુંડ બન્ને ૨ ફુટ સમચોરસ અને ૨ એક ફુટની ઉંડાઈનો છે. આ સર્વે દેવો અને તિર્થો દેવળની પશ્ચિમથી ઉત્તર દિશા સુધીમાં દેવળની બહાર આવેલા પરિક્રિમા કરવાના રસ્તાથી જમણી બાજુ દેવળની ભીંત તરફ કૃષ્ણને લક્ષ્મિજી બિરાજમાન છે. જ્યારે સર્વે કુંડો અને **ઈશાનેશ્વર મહાદેવ** એ સર્વે પ્રદક્ષણા કરતાં રસ્તાને ડાબે હાથે આવે છે, દેવળ અને આ કુંડો વચ્ચે યાત્રિને પરિક્રમા કરવાનો રસ્તો પહોળાઈમાં ૫ ફુટનો છે.

આ પરમ પવિત્ર કેદારક્ષેત્રની ભૂમિની ચારે બાજુએ મોટાં મોટાં બગલાની પાંખ જેવાં ધોળાં બરફથી ઢંકાએલાં અને તેમાં કોઈ કોઈ જગોએ દેખાતાં કાળાં ધાબાં વાળાં શિખરો આવી રહેલાં છે અને તેથી કૈલાસનો વૈભવ અત્રે સાક્ષાત માલમ પડે છે. ને તે શિખરોના મધ્યમાં એક મૈલના વિસ્તારના આશરાનું સપાટ ભૂમિનું મેદાન છે. તેના મધ્યમાં ભગવાન કેદારનાથનું દેવલ આવેલું છે અભ્ર પ્રવેશ કરતા હોય એવા આ બરફાચ્છાદિત હરેક શિખરો રૂપાના જેવાં ચકચકિત તેજદાર દેખાય છે તેથી કેદારપુરીના આજુબાજુના પર્વતોનાં શિખરોની શોભા અવર્ણનિય છે. અત્રેના પહાડોમાં જડીબુટ્ટીઓ વિગેરે ઉપયોગી દવાઓ ઘણીજ છે. પણ બરફને લીધે ઝાડો બીલકુલ ઊગતાં નથી. બરફ સિવાયની જમીનમાં થોડી થોડી લીલોતરી છે. અત્રેની આજુબાજુના પહાડોની ગુફાઓમાં કેટલાક સંત મહાત્માઓ પણ ધ્યાન યોગમાં પરાયણ થઈ નિવાસ કરી રહ્યા છે. પરંતુ ત્યાં રહી તેઓની શોધખોળ કરે, તોજ તેઓના દર્શનનો લાભ મળી શકે તેમ છે. કેદારેશ્વરના દેવળ પાછળથી ૭ મૈલ દૂર સૂવર્ણ સમાન તેજસ્વી અને સુશોભિત બરફથી છવાએલો સફેદ દૂધ જેવો દૂરથી દેખાતો સુમેરૂ પર્વત તેના ગગન ચુંબીત શિખરો સાથે દેખાય છે. અને તેને લીધેજ કેદારક્ષેત્રમાં સખત

ટાઢ અને અતિ શિતળજળ સદાકાળ રહે છે. આ વિશાળ અને બરફાચ્છાદિત સુમેરૂ પર્વત જાણે આકાશમાં ગમન કરતો હોય અને આકાશ સાથે એકાકાર થઈ ગયો હોય તેવો અનુપમ અને અગમ્ય દેખાય છે. અને તેને જ મહાપંથ કહે છે.

તે તરફ આગળ જતાં મહા પાપીઓને પણ મુક્તિ આપવા વાળો ભૃગુકુંડ છે ને ત્યાં આગળ કેદારનાથના દેવળના પાછળ અગ્નિ ખુણા તરફ એક પહાડમાં જતો રસ્તો છે. તે પહાડને ભૃગુતુંગ કહે છે ને તેના નીચે શીલા છે. તેને શ્રીશીલા કહે છે. ત્યાં જઇ દેહત્યાગ કરનારને કૈલાશ પ્રાપ્ત થાય છે, એમ કહેવાય છે, એ દેહત્યાગ કરવાના સ્થાનને ભૃગુપતન કે ભૈરવજવ ખાવાનું સ્થાન કહે છે ભૈરવજવ ખાઈ આત્મહત્યા કરનારને પાપ લાગતું નથી અને તે ભૈરવજવ ખાનારની અંત વખતની ઇચ્છા ( વાસના ) જે હોય તે પૂર્ણ થાય છે. જ્યાં જ્યાં તિર્થસ્થળોના પહાડ પર ઉંચામાં ઉંચુ શિખર હોય ને તે શિખરનો એક ભાગ ઢળાવ વાળો નહોવા છતાં ઘણા નીચાણ સુધી સીધોને સીધો હોય કે જેના પરથી પડતાં વચમાં કયાંય પણ અથડાવું કે અચકાવું ન પડતાં ટોચ પરથી પડયાની સાથે જ હજારો ફીટ સીધા નીચે ખીણમાં પડાય, એવું ભૈરવજવ ખાવાનું સ્થળ હોય છે ને તેને ભૈરવઘાટી પણ કહે છે.

જુના વખતમાં ને કોઈ કોઈ વખત આજે પણ ભૈરવ સંપ્રદાયના લોકો આવે ઠેકાણે જઇ પોતાની જે ઇચ્છા હોય, તેનું સ્મરણ કરતાં ભૈરવ મંત્રનો જાપ જપતાં, છેક ટોચ ઉપરથી ભુસકો મારે છે. આ રીતે આત્મહત્યા કર્યા છતાં કાંઈ પણ પાપ લાગતું નથી અને ગમે તેવા મહાપાપી ગૌહત્યારો, કૃતઘ્ની, વિસ્વાસઘાતી, બ્રહ્મહત્યારો પણ જો ભૃગુંતુગ ઉપરથી શ્રી શીલામાં પડી પ્રાણ ત્યાગ કરે છે, તે પરબ્રહ્મરૂપ થઈ જાય છે. અને મરનારની દરેક ઇચ્છા પુરી થઇ છેવટે તેનો મોક્ષ થાય છે.

ને તે મનુષ્યના *મસ્તક ઉપર ઈંદ્ર છત્ર ધારણ કરે છે. ને રૂદ્ર લોકમાં જાય છે. ને તે ત્રીશુળની છાપ ધારણ કરનાર તે દેવતાઓથી પણ અવધ્ય છે.

આ ભૃગુતુંગથી ચાર કોસ ઉપર પરમ ગોપ્ય બુદ બુદાકારનું રક્તજલ છે. કે જેના સ્પર્શથી જ લોહ ઇત્યાદિ ધાતુ સુવર્ણ થઈ જાય છે અહીઆં એક સ્ફટિક શિવલિંગ છે કે જેના પૂજનથી શિવ સાયુજ્ય મુક્તિ મળે છે. એનાથી સાત કદમ પૂર્વે વન્હિતિર્થ છે હીમના અંદરથી અગ્નિમય ઉષ્ણજલ નીકળે છે તેમાં ઘીની આહુતી આપવાથી અગ્નિદેવ પ્રસન્ન થઇને મનોવાંછિત ફળ આપે છે એના ઉત્તર ભાગમાં ઉંચા શિખર પરથી પૃથ્વી ઉપર આશ્ચર્યમય જલનું ઝરણુ પડે છે, તેનાં જલબિંદુઓનાં મોતી થાય છે એ મોતીઓથી એક દિવસ ભીમસેને કેદારેશ્વરની પૂજા કરી હતી ત્યાંથી પરવાળાં સહિત મોતીઓની પરંપરાઓ છે જેમાં ગંધર્વ અને અપ્સરાઓ આનંદચિત્તથી પ્રસન્ન થઈ શિવભજનને ગાનતાન કરે છે.

હે પાર્વતી એથી આગળ મહાપંથ છે કે જ્યાં જઇને ફરી શોક રહેતોજ નથી. જેમાં ઘૃત અને દૂધ વિગેરેના ઢગલા પડયા છે રત્નમયી સુવર્ણની ભૂમિ છે. સુવર્ણના પક્ષિઓથી સુશોભિત અને વિદ્રુમલતાઓથી વીંટાએલા વૃક્ષો પણ સુવર્ણમયજ છે, ત્યાં ગરૂડ જેવા અનેક મહાગીધો અને મોટા મોટા સર્પ છે. હે મહેશ્વરિ ! ત્યાં સપ્ત પ્રાકાર મારૂં ધામ છે. બ્રહ્માદિક દેવતાઓ મારી સેવા કરવા સદાં હાજર રહે છે. મહા ભૈરવના હુકમમાં ભૂત, પ્રેત, વૈતાલ, કૂષ્માંડ, જંભક, નંદી, ભૃંગી, ઇત્યાદિ ગણ સુખપૂર્વક ક્રિડા કરે છે. આ મહાપથ મને અત્યંત વહાલો છે જે મહાપથમાં પ્રાણ ત્યાગ કરવાની ઇચ્છા કરે છે તે પણ મને વહાલામાં વહાલો છે જે સર્વ સંગનો ત્યાગ કરી મારૂ ધ્યાન ધરીને મહાપથમાં જાય છે, તેનાથી વહાલું મને કોઇ પણ થઈ શકતું નથી. સ્વર્ગારોહણ પર્વતના શિખરમાં મારૂ મોટું સ્થાન છે. આ પર્વત સર્વ તિર્થમય છે. જેના દર્શનથી સર્વ પ્રકારનાં મોટાં પાપો પણ દૂર થઇ જાય છે.

વળી અત્રે બરફમય પહાડોમાં બરફથીજ ઉત્પન્ન થતાં કાળાં કમળો પણ થાય છે તેને શ્યામ કમળ કહે છે. તે કમળ

ઘણાંજ મોટાં હોય છે, અને કહે છે કે તે કમળ લગભગ ફરતા ઘેરાવામાં એક હજાર પાખંડીનું હોય છે, તે કમળના કુલનો ફરતો ગોળાકાર ઘેરાવો એક હાથનો હોય છે. આ કમળ ઘણુંજ દેદીપ્યમાન તેજ પુંજથી સુશોભિત અને અતિ રમણીય હોવા ઉપરાંત મઘમઘાટ કરતો તેમાંથી નીકળતો સુગંધનો પમરાટ કમળથી દશ દશ હાથ પ્રસરી તે જગ્યાને સુગંધમય બનાવે છે. આ દિવ્ય કમળો તેમજ બીજા અત્રેના ચમત્કારો જોતાં પ્રભુની સૃષ્ટિ રચના અલૌકિક અને આશ્ચર્યકારક છે એમ સ્પષ્ટ જણાય છે ખરેખર આ પુણ્ય ભુમિ તો તપ કરવાની કૈલાસભૂમિજ છે એવો યાત્રીયોને પોતાના હૃદયમાં નિશ્ચય થાય છે અમે જ્યારે ઊખીમઠ ગયા હતા ત્યારે કેદારનાથના ૧૦૮ શ્રી રાવળ મહોદયના દર્શનાર્થે જઇ વાતચિત કરતાં તેમણે કહ્યું કે કેદારનાથને સુમેરૂ પર્વત વચ્ચે એક બીજું શિખર દેખાય છે તે શિખરને ઊબળસાગર કહે છે આ ઉબળસાગર પર્વતનું શિખર દરવર્ષે ઉંચું વધતું જાય છે અને તેઓશ્રીયે પોતાના ઘણા વખતના અનુભવથી ખાત્રી કરેલી છે તેથી જ્યારે તે શિખર વધતાં વધતાં તેની પાછળના મહાન ગગન વેધક સુમેરૂ પર્વતનું જે ઉંચું શિખર કે જે અલંઘનીય છે તેના કરતાં આ ઊબળસાગર પર્વતનું શિખર ઉંચાઈમાં જ્યારે વધી જશે ત્યારે પૃથ્વી પ્રલય થઈ જશે એમ તેઓશ્રીનું કહેવું છે.

આ મહાન સુમેરૂ પર્વતનું શિખર કેદારનાથની સપાટ ભૂમિથી લગભગ ૨।। મૈલ જેટલું ઊંચું છે. એમ કહેવાય છે. એટલે તે શિખર દરીઆની સપાટીથી ૨૨૮૦૦ ફુટ સુધીની ઉંચાઇએ આવેલું છે. આ પર્વતની આબાજુએ કેદારનાથ ને પેલીબાજુએ બદ્રીનારાયણનું પવિત્ર ધામ છે. અને ત્યાં જવાનો જો સીધો રસ્તો હોય તો ફક્ત એકજ દિવસમાં કેદારનાથથી બદ્રીનારાયણ જઈ શકાય તેમ છે. પરંતુ આ સુમેરૂનું શિખર હમેશાં વધતું જાય છે, અને બરફ પણ હમેશાં જામેલો રહે છે, તેથી તે રસ્તે જઈ શકાતું નથી. તેથી યાત્રા કરનારાઓને

કેદારનાથથી બદ્રીનારાયણ જતાં લગભગ ૯ થી ૧૦ દીવસ થાય છે. એટલો ફેર ખાઇને જવું પડે છે. કેટલાકનું કહેવું એમ પણ છે કે ઘણા પ્રાચીન સમયમાં. કેદારનાથ અને બદ્રી-નારાયણ એ બન્નેની પુજા એકજ પુજારી કરતો હતો. પરંતુ કાળક્રમની વિચિત્ર ગતિને લીધે તે સુમેરૂ પર્વત વધતો જાય છે, અને તેના પર સદાકાળ બરફ રહે છે. જેથી હાલ તે રસ્તો બંધ થવાથી તે ધામોની પૂજા જુદા જુદા પુજારીઓ કરે છે.

વળી આ સુમેરૂ પર્વતમાં થોડે દૂર ધર્મરાજાનું ધામ છે. ત્યાં શ્રાવણમાસમાં બરફ ઓગળવા પછી જવાય છે. ત્યાં સોનેરી રંગના કમળો થાય છે. તે કમળોથી શંકર કેદારેશ્વરની પૂજા કરવામાં આવે છે, આ કમળો કુબેર ? ગંગના કમળો જેવાં હોતાં નથી, ત્યાં સુમેરૂના પહાડમાં વિશેષ આગળ જતાં થોડે દૂર વાસુકી તળાવ આવે છે.

આ સરોવર પર ઘણી વખત શ્રાવણ ભાદરવા માસમાં ઘણી મુસીબતે સાધુ મહાત્માઓ ઘણાં કષ્ટો વેઠી જાય છે. અને ત્યાં અપ્સરાના નૃત્ય સહિત ગંધર્વોનાં મધુર ગાયનો સાંભળ-વામાં આવે છે; એમ તેઓનું કહેવું છે. અને કહે છે કે ગાય-નનો સ્પષ્ટ અવાજ સંભળાય છે. પણ આવા નિર્જન વનમાં આવું કર્ણપ્રીય મધુર મનમોહક ને અલૌકીક દિવ્ય ગાનાર કોણ હશે ? તે નજરે બીલકુલ જોવામાં આવતું નથી તેમજ આ સરોવરથી આગળ જતાં કેટલેક દૂર વાસુકીગંગા છે. ને તેની રેતી સોનેરી રંગની છે.

તે સ્થાન આગળ એક પવિત્ર ધારાનું જળ વહે છે ત્યાંથી ઉપર હિરણ્યગર્ભ તિર્થમાં રકતવર્ણનું જળ નીકળે છે, જેનો સ્પર્શ થવાથી લોઢું વિગેરે ધાતુનું સોનું બની જાય છે ત્યાંથી ઉત્તરે સ્ફાટીકનું લીંગ ને ત્યાંથી ઉત્તરે પર્વતના, ઉંચા શિખરમાંથી પૃથ્વિ ઉપર પાણી પડે છે. ને શરીર ઉપર પડવાથી મનુષ્ય મુક્ત થાય છે. ત્યાં કોઇ જઇ શકતું નથી. ને કદાચજ કોઇ

ત્યાં જાય છે, તો ત્યાં ગયા પછી પાછા આવી શકતા નથી. કેમ જે જનારનો દેહ ૧૦ થી ૧૫ મૈલ જતાં બરફમાં ગળી જાય છે અથવા મોટાં ગરૂડ જેવાં બરફમાંજ રહેનારાં પક્ષીઓ તેને ઊચકી જઈ ફાડી ખાય છે. ત્યાં પણ સાત મહાદેવજીનું ધામ છે ભૈરવ દંડ લઇને ગણોનું પાલન કરે છે.

કેદારથી થોડે દૂર કુબેરની નગરી અલકાપુરી છે. ત્યાં એક સુંદર સરોવર છે. તેમાંથી કુબેર ગંગા નીકળે છે ને તેનો મંદાકીની ગંગામાં સંગમ થાય છે. ત્યાં તે સરોવરમાં પણ સુવર્ણ જેવાં રંગના અત્યંત સુગંધવાળાં અને સુવાસિત કમળો થાય છે. તે કમળો કોઇ વખત ત્યાંથી છૂટાં પડી કુબેરગંગાના જળમાં તણાતાં મંદાકીનીના સંગમમાં આવે છે. અને મંદાકીનીના જંળના પ્રવાહમાં તે તણાતું જાય છે, તે કોક ભાગ્યશાળી પૂણ્યવાન મનુષ્યને મળે છે, એમ ત્યાંના લોકોનું કહેવું છે. અને તે અલકાપુરી આગળ યક્ષ, રક્ષ, ને ગંધર્વોના પણ ઘણીવાર સંચાર થયા કરે છે. અને તેના બરફમય શિખરો પર તે યક્ષાદિકોના મોટાં પડેલાં પગલાંઓ ત્યાંના લોકોના જોવામાં આવે છે.

કેદારની પેલી બાજુની ભૂમિને કૈલાશભૂમિ કહે છે. એટલે કેદારપુરીથી કૈલાશભૂમિની શરૂઆત થાય છે.

## કેદારપુરીના સ્થળનું વર્ણન.

આ પરમ પવિત્ર સ્થળ દરીયાની સપાટીથી ૧૧૫૦૦ ફૂટની ઉંચાઇ પર આવેલું છે. અને તેને કેદારપુરી કહે છે. જ્યારે દેવળની પાછળ મહાન દેખાતા સુમેરૂ પર્વતની ટોચની ઉંચાઈનું ઉન્નત ગીરીશ્રંગનું શિખર પુરીનાસ્થળથી બીજા ૧૧૩૦૦ ફૂટની ઉંચાઈ પર છે એટલે સુમેરૂના ઉચા શિખરની ટોચ દરીયાની સપાટીથી ૨૨૮૦૦ ફૂટની ઉંચાઇ પર છે. જ્યાં સદાકાળ બરફ રહ્યાજ કરે છે. પુરીથી અને ગંગોત્રીથી પણ કૈલાસ પર્વત દેખાય છે. આ કેદારનાથપુરીના મેદાનની ચારે બાજુએ પર્વતોની અખંડ પંક્તિના હિમરાશી સમુહથી આચ્છાદિત ગગનગામી મહાન પર્વતો અત્યંત શોભાયમાન આવી રહેલા

છે. આ સ્થળની દક્ષિણ સિવાયની બીજી ત્રણે દિશાઓમાં આવી રહેલા પર્વતો અલંઘનીય છે. અને તેને સુમેરૂ અને કૈલાસના નામથી ઓળખવામાં આવે છે. અને તે વિશાળ વિકાળ અને ભયાનક પહાડો પર જ્યારે પ્રખર સૂર્યનાં કિરણો પડે છે, ત્યારે ત્યાંનો દેખાવ ખરેખર નેત્રોને ચિત્તાકર્ષક અને દેદીપ્યમાન અતિ રમણિય લાગે છે. તેમજ અત્રે ચારે બાજુએ આવી રહેલા સ્વચ્છ ચાંદી જેવા લાગતા બરફમય પહાડોના દેખાવો ને શુદ્ધ આબોહવા એ સર્વે કારણોથી આણુમી ઈશ્વર ધ્યાનપરાયણ રહી, ઈશ્વરના ગુણગાન કરી, યોગાભ્યાસને લાયકની જણાય છે. અહીંઆં વનસ્પતિઓ બરફ અને પાણીના ઝરણાઓ ઠેક ઠેકાણે વહેતા હોવાથી, ખરા બપોરના પડતા સૂર્યના તાપથી જરાપણ ગરમી લાગતી નથી. અને અનેક જાતના પક્ષીઓના મધુર અવાજો આ ઘોર વનમાં શાંતપણે સાંભળવામાં આવે છે. તે પક્ષીઓનો ઉચ્ચાર જાણે હારમોનીયમ, ઝાલર, શંખ મૃદંગ વિગેરે એક સાથે સામટાં વાગતાં વાજીંત્રોના અવાજ સાથેનો સોહં સોહમ્ કે તુંહી તુંહીના ગાનને ગાવા જેવો સ્પષ્ટ સંભળાતો આનંદદાયક લાગે છે. અત્રેના સ્થલને કેદારક્ષેત્ર અને અને કેદાર પર્વત કહે છે. સુમેરૂ પર્વત કે જેને ભગુ પતન કે મહાપંથ પણ કહે છે. તે પર્વતની નીચેની તળેટીમાં અને મંદાકિનીને સરસ્વતિ એ બંન્ને નદીઓની વચ્ચેની જમીનમાં આ સ્થળ આવેલું છે, તેને કેદારપુરી કહે છે, ગામની હદ પુરી થયા પછી ઊત્તર તરફ જતાં સુમેરૂ પર્વતની છેક તળેટી નજીક કેદારેશ્વરનું મહાન ઊત્તમ અને ભવ્ય દેવળ આવી રહેલું છે.

ગંગા દ્વારથી શ્વેત પર્વત પર્યંત તમસા નદીના તરફથી પૂર્વ બૌદ્ધાચલ સુધી ૫૦, યોજનાની લંબાઇનો ને ૩૦, યોજનની પહોળાઇના આણુસ્વર્ગના કૈલાસ અને વૈકુંઠસ્થલના ભાગને કેદારખંડ કે કેદાર મંડલ કહે છે તેમાં આ પરમપવિત્ર કેદારક્ષેત્રની શીમાની ઊત્તર દક્ષિણ લંબાઈ ૨૦, મૈલ ને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૨, મૈલના વિસ્તારની છે. પતિત પાવની

કેદારપુરી અતિ પ્રાચીન છે. શિવજીએ સૃષ્ટીની ઊત્પત્તિ વખતે બ્રહ્માકાર મુર્તિ ધારણ કરવાની ઈચ્છા કરી તે વખતે આ સ્થલે નિવાસ કર્યો હતો. અને તે સમયથી આ તિર્થની ઊત્પતિ થઈ છે. તેમજ કેદારપુરીથી તે ભીમ શીલા સુધીના સ્થળનો ભાગ મહાદેવજીની શય્યા (પલંગ) નો કહેવાય છે. અત્રે આજુબાજુના સ્થળોમાં સેંકડો તિર્થો વિદ્યમાન છે. કેદારેશ્વરના મંદીરની ડાબી બાજુએ ઇંદ્રને તપ કરવાનું સ્થાન છે. તેને પૌરંદર પર્વત કહે છે. તેમાં જે શિવલિંગ છે. તેના દર્શન માત્રથી ભુકતી, મુક્તિ મલે છે.

## કેદારપુરી ગામનું વર્ણન.

કેદારપુરી આશરે ૧૨૫ ઘરનું ગામ છે ૩૦૦ થી ૪૦૦ માણુસોની વસ્તી છે. ૧૫ થી ૨૦ મોદીની દુકાનો છે. ૫૦ ઘર પંડયાઓના છે. કાળી કામળીવાળાની ધર્મશાળા ને સદાવ્રત છે તેમજ ઇંદોરના મહારાજાની પણ અત્રે ધર્મશાળા છે. તે શિવાય બીજી ૧૮ થી ૨૦ ધર્મશાળાઓ છે. જ્યારે શરૂઆતમાં દેવળનો પટ ખુલે છે ત્યારે આખી પુરી બરફથી ઢંકાયેલી હોય છે. તે વખતે એક બે ઘર ઉંપરથી અને દેવળ ઉપરથી પ્રથમ બરફ ખસેડવામાં આવે છે. તેમ જ દેવળના દ્વાર આગળથી પણ બરફ ખોદી કાઢી દ્વાર ખુલ્લાં કરવામાં આવે છે. ત્યારબાદ રસ્તા ને બીજા ઘરો ઉપરથી ધીમે ધીમે બરફ ખસેડવામાં આવે છે. તેમજ વખત જતાં સુર્યના તાપથી પણ ઘણી જગ્યાયેથી પડેલો બરફ ઓગળી જાય છે. શરૂઆતમાં કેટલી જગ્યાયે તો ૧॥ થી ૨ ફીટ બરફ ઉપરથી જ્યારે નીચા ઉતરીયે ત્યારે ઘરમાં દાખલ થવાય છે. તેવી સ્થિતિ કેદારપુરીની પટ ખુલતી વખતે હોય છે. અત્રે પોષ્ટ ઑફીસ પણ છે.

અત્રે ઘણા યાત્રિયોયે ધર્મશાળાઓ બંધાવી છે. પરંતુ તે દરેક ધર્મશાળા બંધાવનારના નામના લેખના પથ્થરની તકતી ભીંતોમાં જડેલી હોતી નથી. પણ તે આરસની તકતી ધર્મશાળા માંજ છુટી રાખવામાં આવે છે. તેનું કારણ એ છે જે તે એકજ

ધર્મશાળાને અત્રેના પંડયાજી ઘણાઓ પાસેથી ધર્મશાળા બંધાવવાના નામે પૈસા લઇ તે સર્વેને તે એકજ ધર્મશાળા બતાવી શકાય તેવી યુકિત રાખેલી છે. જે જે ગ્રહસ્થો પાસેથી તેઓ ધર્મશાળા માટે પૈસા લાવેલા હોય તે તે ગ્રહસ્થોના નામની આરસ પર કોતરેલી તકતીઓ તે ધર્મશાળામાં પંડયાજીએ તૈયાર રાખેલી હોય છે, તે જ્યારે આવનાર યાત્રિ અમુક નામની ધર્મશાળા પુછે ત્યારે પંડયાજી બીજી તકતીઓ બાજુ પર મૂકી જેનું નામ પુછવામાં આવેલું હોય તે તકતી બતાવે છે. પણ જો દ્વાર પરજ તે તકતી જડી દેવામાં આવી હોય તો પછી જેટલાની પાસેથી ધર્મશાળા બંધાવા પંડયાજીએ પૈસા લીધા હોય તે બધાની જુદી જુદી ધર્મશાળા બંધાવવી પડે તેથી તે પૈસા પંડયાજીના ઘરમાં ન રહેતાં ધર્મશાળામાંજ વપરાય પણ છુટી તકતી રાખવાથી ફક્ત એકજ ધર્મશાળા બંધાવી તે હરેકને બતાવી પંડયાજી ધર્મશાળાના નામે અંધ શ્રદ્ધાળુ યાત્રિયોના પૈસા ઉચાપત કરી જાય છે, એટલુંજ નહિ પણ ધર્મશાળા પોતાની માલીકીના કબજાની કરી, તેમાં પોતાના યજમાન સિવાય અન્ય યાત્રિ કે ગરીબ વર્ગને ઉતરવા દેતા નથી. જેથી પણ આવી ધર્મશાળાનો સાર્વજનિક ઉપયોગ થઇ શકતો નથી. માટે યાત્રિઓએ સાર્વજનિક ઉપયોગ થઇ શકે તેવા પ્રકારનું દાન પૂરતી સંભાળથી પોતાની દેખરેખ નીચે કરવું કરાવવું વ્યાજબી છે. નહિં તો આવા લોભી પંડયાઓની હગલબાજીમાં પૈસાની બરબાદી હોઈ તેનો દુરૂપયોગ થાય છે.

અત્રે જોઇતી હરેક વસ્તુ મળે છે. જે લોકોને પક્કી રસોઇ ખપી શકે છે તે લોકો અત્રે તૈયાર પુરીને શાક લઇને ખાય છે. હરેક ઘરના મધ્યમાં ઘણે ભાગે એક ફુટ સમચોરસ પત્થરનો ઘરની જમીનની સપાટીથી ૩ થી ૪ આંગળ ઉંચો ઓટલો હોય છે. તેના ઉપર કોલસા કે લાકડાં સળગાવી રાખવાથી કે સગડીમાં દેવતા રાખવાથી આખા ઘરમાં તેની થતી ગરમીના આધારે અત્રેની અસહ્ય ઠંડીમાં થોડું ઘણું રક્ષણ થાય છે.

અમારે બંન્ને દિવસો સખત ટાઢને લીધે કષ્ટથીજ પસાર કરવા પડ્યા હતા. અત્રે મકાનની બહાર ખુલ્લામાં રાત્રે કોઇથી ન રહી શકાય એવી સખત ટાઢ પડે છે અને ઘરમાં પણ સઘડી સળગતી રાખવી પડે છે. સખત ટાઢને લીધે લોહી ઠંડુ પડી બંધાઇ જાય છે. સાંધા અકડાઈ જાય છે તેથી હંમેશાં નાકને ગરમ રાખવાની વિશેષ જરૂર છે. આવા કારણોને લીધે યાત્રિયો બહુ દિવસ અહિં ટકી શકતા નથી. જો બને તો અત્રે એક ઉપવાસ કરી એક રાત્રિ પણ નિવાસ કરવો અતિ ફળદાયિ છે. તેથી આવેજ સ્થળે જો રબરની ગરમ પાણીની કોથળી જેને હૉટવૉટરબૅગ કહે છે તે સાથે રાખવામાં આવે તો તે અવશ્ય વધારે ફાયદાકારક નિવડશે. અત્રે રાત્રિ દિવસ અગ્નિ ચાલુ રાખવો પડે છે. અને ભોંય તળીયાની જમીન તો બરફની માફક ઠંડીગાર જેવી રહે છે અમે જ્યારે હરદ્વારમાં હતા. ત્યારે કેદારનાથથી યાત્રા કરીને આવેલો એક યાત્રિ પ્રથમ અમને મળ્યો, અમે તેને યાત્રાની હકીકત પૂછી, ત્યારે તેણે અમને કેદારનાથના બરફનું વર્ણન કહી બતાવી કહ્યું હતું, કે અમો પટ ખુલવા પછી થોડાજ દિવસમાં કેદારનાથ પહોંચ્યા હતા તે વખતે ખાસ ઘરો પર ને જ્યાં જોઇએ ત્યાં બરફનાજ ઢગલા નજરે દેખાતા હતા એટલું જ નહિં પણ ઠેક ઠેકાણે અમારે બરફમાંજ ચાલવું પડતું હતું. એવી અસહ્ય ટાઢનો સમય હોવાથી ઘણુ માણસો ત્યાં મરણ પામ્યાં હતાં, ને મારા પણ પગ હાથ અકડાઇ ગયા હતા. માટે જે યાત્રિઓ પટ ખુલતાં તરતજ કેદારેશ્વર જાય છે, તેને બરફને લીધે અત્યંત ટાઢનું કષ્ટ સહન કરવું પડે છે. જેથી પટ ખુલવા બાદ ૨૦—૨૫ દીવસે કેદાર જવાય તો તેવું ઘણું કષ્ટ સહન કરવું પડશે નહીં. તેમજ ગમે ત્યારે જવા છતાં અત્રેની દરેક તિર્થ યાત્રા કરતાં કેદાર તિર્થની યાત્રાએ કેદાર ક્ષેત્રમાં ટાઢ વિશેષ તો અવશ્યજ સહન કરવી પડશે.

દરરોજ ૨૦૦—૩૦૦ યાત્રિઓ પટ ખુલવાથી તે બંધ થતા સુધીમાં આવજાવ કરે છે. અત્રે ટાઢ અત્યંત ને અસહ્ય

હોવાથી કેટલાક યાત્રિયો એકજ દિવસમાં યાત્રાનું કામ આ ટોપી લઈ અત્રેથી નીકળી રામવાડે ટાઢ ઓછી પડતી હોવાથી ત્યાં ચાલ્યાં જાય છે. પરંતુ તે તીર્થના નિયમથી ઉલટુ લેખાય છે. કેદારેશ્વરમાં મુંડન કરાવી શ્રાદ્ધ કરવાનો રિવાજ નથી. પરંતુ કેદાર મહાત્મ્યમાં અત્રે શ્રાદ્ધ કરી પિત્રિઓને પિંડદાન આપવાથી તે પિત્રીઓને અક્ષય ફળ મળે છે, એમ કહ્યું છે.

હંસકુંડ—દેવળના મુખ્ય દક્ષિણાભિ મુખના દ્વારના સામે ૬૦ ફૂટ દૂર દક્ષિણમાં પુરીના રસ્તા તરફ જતાં સુવર્ણ કળશવાળા ચાર હાથના સમચોરસ અને ૮ હાથની ઉંચાઈના દેવળના મધ્યમાં બે હાથ સમચોરસ ને બે હાથ ઉંડો ઊદક કુંડ છે. અને આજ કુંડને હંસ કુંડ પણ કહે છે. કારણ કે એક વખત શંકરની આજ્ઞાથી બ્રહ્મા સિવાયના બધા દેવોએ રેતોદક પાન કરવાથી તેઓ સર્વે દેવો શિવ સ્વરૂપ થયા. આ ચમત્કાર જોઈને બ્રહ્માએ ગુપ્ત રીતે હંસનુ રૂપ ધારણ કરી ચોરીથી રેતોદક પાન કર્યું. તે જાણી નંદીગણે તેમને પકડયા હતા. બ્રહ્માએ હંસરૂપે આ તીર્થનું જળ પીવાથીજ આ તીર્થનું બીજું નામ હંસકુંડ તિર્થ પડયું.

## હંસકુંડપર પીંડદાનનું મહાત્મ્ય.

જે મનુષ્ય આ કુંડના જળનું સ્નાન કરીને પિતૃઓને પિંડદાન કરી બ્રાહ્મણ ભોજન કરાવી, દાન દક્ષિણા આપે છે, તો જ્યાં સુધી કેદાર તીર્થ અને મંદાકિની ગંગા રહે, ત્યાં સુધી તેના પિતૃઓ તૃપ્તી મેળવે છે, એટલુંજ નહી, પણ તેના ગમે તેવા અધોગતિને પામેલા પિતૃઓની પણ સદ્‌ગતિ થાય છે. ને તે પિતૃઓ પોતાના ઉદ્ધાર કરનારના વંશની રક્ષા કરવાની શંકરને પ્રાર્થના કરે છે. આ કુંડમાં પણ મંત્ર બોલી ૧૨ વખત જળપાન ત્યાં બેઠેલા પંડયાજી કરાવે છે. એ કુંડની પાછલી બાજુએ દેરાથી એક હાથ છેટે ઇશાન ખુણામાં કેદારેશ્વર જવાના રસ્તાથી ડાબી બાજુયે દોઢ હાથનો સમચોરસ એક કુંડ છે તેનું પાણી મીઠું સ્વચ્છ અને પાચક હોવાથી, અત્રેના લોકો તેને પીવા વિગેરે દરેક કામમાં વાપરે છે.

રેતોદક કુંડ—કેદારેશ્વરના મંદિરમાંથી નીકળતાં દેવળથી ડાબે હાથે દક્ષિણ દિશામાં ૨૦૦ હાથ દૂર જતાં એક પાંચ હાથની ઊંચાઇના ત્રણ હાથ સમચોરસ નાના દેવળની અંદર મધ્યમાં ૧॥ હાથ સમચોરસ અને તેટલીજ ઊંડાઇનો પારાના ભાગ વાળો ને સરસ્વતિ ગંગાના ડાબે કિનારે પુર્વમાં પર્વત તરફ રેતોદક નામનો પવિત્ર કુંડ છે. અને તેના તળીયામાં પારાના ભાગ વાળો અને ઘણુાજ ઠંડા પાણીથી ભરેલો છે. ત્યાં એક પૈસો લીધા પછી દેરાની અંદર કુંડ પાસે જવા દે છે. આ કુડમાં એક ચમત્કાર આપણા જોવામાં આવે છે અને તે એકે યાત્રિઓ ત્યાં આગળ ઓમ્ ઓમ્ હરહર મહાદેવ હરહર શંભૂના અવાજ કરી હાથવતી ગાલવગાડે છે એટલે કુંડના અમૃતમય જળના બુદ્બુદાકાર પરપોટાઓ કુંડના તળીએથી પાણીની સપાટી સુધી આવતા આપણા જોવામાં આવે છે. થોડી થોડી વારે બુદ્બુદાકાર નાના નાના શીવલિંગ સમાન નીરમળ પરપોટા આવ્યાજ કરે છે અને તેથી પાણી ઉછળતું હોય તેમ જણાય છે. અને તે સાક્ષાત શંકરના સ્વરૂપમય છે. એ ચમત્કાર જોનારને ત્યાં પ્રત્યક્ષ થાય છે.

## રેતોદક કુંડની ઊત્પત્તિ.

અત્રે જ્યારે શંકરપાર્વતિને ક્રીડા કરતાં સો અયુત વર્ષ વીતી ગયાં. ત્યારે સર્વે દેવો ભયથી ચિંતા કરી કહેવા લાગ્યા કે આ કાર્ય કોઈ મહાન દેવેશનું હોવું જોઇએ, એમ વિચાર કરતાં મનુષ્ય ને દેવો જ્યારે અત્યંત મૈથુન કર્મમાં પ્રવૃત્ત થવા લાગ્યા ત્યારે ભયભીત થએલા દેવોએ સર્વ બીના બ્રહ્માજીને કહી, તેથી બ્રહ્માજીએ સર્વ દેવોને શાંન્ત કરી કહ્યું કે આ કાર્ય સાક્ષાત શંકરનું છે ને તે દયાળુ શંકરનું આ કાર્ય જગતનું કલ્યાણ કરશે.

જેથી દેવોયે થતી ક્રીડાની નીવૃતી કરવા માટે અગ્નિદેવને શંકરની પાસે મોકલ્યા. તેમને જોતાં શંકર પાર્વતીજી લજ્જીત થઇને ઊભાં થયાં તે સમયે ક્રોધથી નીકળેલા વીર્યમાંનું થોડું

વીર્ય શંકરે અગ્નિના મૂખમાં મૂકયું ને બાકીનું વીર્ય જે ભૂમી ઉપર પડયું તે જગોએ મહા પુણ્યદાયી સર્વ તીર્થોમાં ઊત્તમ એવું તે રેતોદક તીર્થ થયું. ને તે રેતોદક અત્રે કુંડ કરીને તેમાંજ ગુપ્ત રાખેલું છે. તે જલરૂપ મારા રેતોદકનું જે કોઈ પાન કરશે તેને દુર્લભ એવી મુક્તિ પ્રાપ્ત થશે.

## રેતોદકપાન કરવા પહેલાં અને કર્યા પછી પાળવાના નીયમો.

આ રેતોદક પાન કરવા પહેલાં ૬ માસ બ્રહ્મચર્ય પાળી જમીનપર સુઇ જન્મનું ને મરણનું આવતુ સુતક પાળી કેદાર ક્ષેત્રે જઈ કેદારોદક વિધીયુક્ત પીવું. ને જે તીથીયે જલ-પાન કર્યું હોય તે દરેક માસની જ્યારે જ્યારે સુદી કે વદીની તે તીથી આવે તે દીવસે ઊપવાસ કરવો ને તે દીવસે પતિતોની સાથે બોલવું નહિ તેમજ મદ્યપાન, પરસ્રીગમન, ગુરૂસ્રીગમન, મિત્રદ્રોહ, કરવાવાલાને, ગાય, બ્રાહ્મણ, સ્રી, તથા પોતાના સ્વા-મીઓને મારવા વિગેરે પાપ કરવા વાળાઓ સાથે, તે રેતોદક કરવાની તીથીએ આપત્તિના સમયે પણ ભોજન કરવું નહિ. તેમજ કેદારોદક પાનથી તૃપ્ત થએલા મનુષ્યે જન્મ કે મરણ સંબંધિના સૂતક વાળાનું કે સૂતકીએ રાંધેલુ કે તેનું અડકેલું તથા રજસ્વળાનું અડેલું ને પતિતનું અન્ન કદાપિ ખાવું નહી છતાં જો કોઈ પણ પ્રકારના લોભને વશ થઇને તથા જીંહાના સ્વાદને વશ થઇને તે પતિતનું અન્ન ખાવામાં આવે તો તેના હૃદયની અંદર કેદારોદક પાન કરવા થકી જે શંકરનું લિંગ ઊત્પન્ન થાય છે તે લિંગને શંકરના ગણો તેના મરણ વખતે તેના હૃદયમાંથી કાઢી લે છે. જેથી મરતી વખતે તેની ઉત્તમ ગતિ થતી નથી. માટે દરેક મનુષ્યે વર્જીત કરેલા પતિતાદિના અન્નનું બીલકુલ ભક્ષણ કરવું નહીં.

**રેતોદક પીવાનો મંત્ર ને તેનો વિધિ**—કુંડ આગળ દાખલ થતાં કુંડાધીકારી પંડયાજી કુંડના જળમાં બધા મળી ૧૨ આચમન કરાવે છે. ને તે દરેક આચમન મંત્ર બોલીને જ કરાવે છે.

પ્રથમ ત્રણ આચમન જમણા હાથે કરાવે છે, તે પછી ઇશાન તરફ મોં રખાવી ત્રણ ડાબા હાથે કરવાં પછી બન્ને હાથના ખોબાથી ત્રણ આચમન કરાવે છે. તે પછી જેમ ચાર પગે ઉભેલું ઢોર પોતાના મોઢાવતી પાણી પીએ છે, તેમ પગના ઢીચણુ અને હાથ જમીનમાં રાખી મોઢાવતી ત્રણ વખત આચમન કરાવે છે તે પછી યાત્રીએ બન્ને હાથથી તાલી વગાડીને મનમાં ભાવના કરવી કે આ રેતોદક પીવા થકી હું બ્રહ્મા છું, વિષ્ણુ છું; રૂદ્ર છું, મહેશ્વર છું, એવી હૃદયથી મનમાં શુદ્ધ ભાવના કરવી. અને વળી ધારવું કે મારા સમાન ત્રણે લોકમાં કોઇ નથી પછી વિધી પૂર્વક તીર્થોદકથી સ્નાન કરી પિત્રાદિકને તર્પણથી તૃપ્ત કરવા.

## રેતોદક પાન કરવાનો મંત્ર ને તે કરવાથી થતું ફળ.

આ દશાક્ષરી મહાવિદ્યાનો મંત્ર ભોગ તથા મોક્ષને દેવા વાળો છે. જેને સાંભળવા માત્રથી બ્રહ્મહત્યા છુટી જાય છે.

મંત્ર—ૐ હૂઁ ક્ષૂઁ હૂઁ ક્ષૂઁ હૂઁ ક્ષૂઁ હૂઁ હૂઁ ૐ

જે મનુષ્ય આ દશાક્ષરી મંત્રને હૃદયમાં રાખી મનન કરે છે તેને રાક્ષસ, પિશાચ, ગુહ્યક, ડાકિની, શાકિની. ભૂત, પ્રેત, ગન્ધર્વ, તથા કિન્નરાદી કોઇ પણ મારી શકતા નથી. આ દશાક્ષરી મંત્ર વિશેષ જ્ઞાન આપવાવાલો છે. જેણે લોકોમાં આમંત્રનો પ્રકાશ કર્યો તે કેદારની સમાન જાણવો. આ તીર્થ અનેક રક્ષકોથી રક્ષિત છે. આ મંત્રનું માહાત્મ્ય જે કોઈ સાંભળે છે તેના જન્મ જન્માતરનાં કરેલાં સર્વે પાપોનો નાશ થાય છે, ભય દૂર થાય છે. તેમજ ગણપતી ને કાર્તિક સ્વામીની પેઠે મારા પુત્ર તુલ્ય થઈ જાય છે. એટલુંજ નહી પણ પદ્મ પત્રની પેઠે પોતે કરેલાં પાપ પુણ્યના ફળથી નિર્લેપ રહી પરમ મોક્ષગતિને પામે છે. જીવન પર્યંત તેને આ દુનીઆનો ભય રહેતો નથી ને હું જેમ સર્વનો પૂજ્ય છું, તેમ તે મનુષ્ય આ લોકમાં ને અંતે સ્વર્ગમાં તેમજ સુર્ય ચંદ્રાદિક લોકમાં પુજનીય

ને વંદનીય ગણાય છે. ને આધિ, વ્યાધિ, ઉપાધિ રહિત થઈ સદ્‌ગતિને પામે છે. અથવા અંતે ઈચ્છાનુંસાર રૂપ ધારણ કરી મારા તેજના પ્રતાપવડે અત્યાનંદ ભોગવે છે.

## મંત્ર સ્વદેશમાં વિધીયુકત જપવાથી થતું ફલ.

આ મંત્રને કોઈ પણ દેશમાં રહીને અન્ય જલાશયના જલને દશાક્ષરી મંત્રથી મંત્રિત કરીને જે કોઈ એક વર્ષ સુધી બ્રહ્મચર્ય યુક્ત ઊપલા નિયમો પાળીને પીએ છે તેને કેદારમાં છ રાત્રિ સુધી રહી વ્રત કરી કેદારોદકપાન કરવાથી જે ફલ મલે છે, તે ફલ પ્રાપ્ત થાય છે. આ મંત્ર દરેક વિદ્યાઓમાં મહાન વિદ્યા છે. આના અનુષ્ઠાનથી બ્રહ્મહત્યાદિ નાશ પામે છે. જેવી કેદારમાં ગતિ મળે છે તેવી આ મંત્રથી ગતિ મળે છે. ને અંતે મુકિતને પામે છે. જે સ્થાનમાં આ વ્રત કરેલું હોય તેજ સ્થાનમાં વ્રત ધારીયે બ્રાહ્મણોને પૃથ્વી, શય્યા, સુવર્ણ, વસ્ત્ર, ધન, અન્ન, ગાય, ઘોડા, ભેંસ, છત્રી, અને જોડા વીગેરેનું દાન કરવું. અને બ્રહ્મભોજન પણ કરાવવું જોઈએ. તેમજ સન્યાસીઓ, વૃધ્ધો, સ્ત્રીઓ અને બાળકોને વિશેષ કરીને ભોજન કરાવવાથી મનુષ્ય અત્યંત પુણ્યભાગી થાય છે.

અત્રે સોનાનું દાન આપવાનો મહીમા છે. તે પંડયાજી પણ તે પ્રમાણે દાન કરવા જણાવે છે. જે મનુષ્ય કહેલી રીત પ્રમાણે વિધિ યુકત શ્રદ્ધા ભકિતથી આ કુંડનું જળપાન કરે છે, તેના હૃદયમાં શિવલિંગ ઊત્પન્ન થાય છે. અને તે શિવલિંગ નિરંતર પોતાના મરણ પર્યંત યાત્રિના હૃદયમાં રહે છે. છ દિવસ અપવાસ કરી જે માણસ આ રેતોદકનું પાન કરે છે તે અવશ્ય મોક્ષ પામે છે. અથવા ઈચ્છિત લોકમાં જાય છે. યાત્રીથી બને તો અપવાસ કરીને રેતોદકનું પાન કરવું વધારે શ્રેયસ્કર છે.

કેદારોદક પાન કરનારને જન્મ મરણને વૃદ્ધાવસ્થામાં સઘળાં દુઃખો બાધ કરતાં નથી ને તે મારો ગણ થઈ જાય છે ને તેની ઈચ્છાનુસાર બ્રહ્મલોકને વિષ્ણુ લોકમાં પણ જાય છે. પ્રલ-

યને અંતે પણ મારો ગણુ થઇ સુખ ભોગ ભોગવી આનંદથી રહે છે. બાર સૂર્યોની પ્રભા સમાન સુવર્ણની કાંતિ વાળા અને અત્યંત સુખ પૂર્વક રહેવા વાળા ગણુપતિજી જેમ મારા લોકની અંદર ફર્યા કરે છે તેમ કેદારોદક પાન કરનાર પણ નિર્ભય થઇ ફરી શકે છે ને તેને દેવ, દાનવ, માનવ, યક્ષ, પિશાચ, ભૂતાદિકો કે બ્રહ્માદિ પણ મારી શકતા નથી જેથી આ રેતોદક જેમ સર્વે દેવોમાં હું શ્રેષ્ઠ છું તેમ સ્નાન ને પાન કરવાનાં સર્વે તિર્થોમાં મારા આ રેતોદકનું પાન સર્વથી અત્યંત શ્રેષ્ઠ છે. એ પ્રમાણે ઇંદ્રાદિ દેવતાઓએ ઉપરનું મારૂં વચન સાંભળીને રાગ દ્વેષ વિનાના થઈ રેતોદક કુંડનું યથાવિધિ પાન કર્યું જે પાન કરવા થકી તે સઘળા દેવતાઓ ત્રિનેત્ર વાળા વૃષભા રૂઢા હાથમાં ત્રિશુલ ધારણુ કરવા વાળા મારા સ્વરૂપ થયા. જેથી જેમ હું સુખ પૂર્વક વિચરૂં છું તેમ તે સઘળા દેવતાઓ પણ સુખ પૂર્વક વિચર્યા કરે છે.

અનેક જન્મોમાં હજારો વર્ષ સુધી તપશ્ચર્યા કરવાથી જે ફળ મળે તે ફળ રેતોદક પાન કરનારને મળે છે એ કુંડની અંદર જે જલ છે ને જ્ઞાન અને શકિત છે અને કેદાર સંજ્ઞા વાળો હું શંકર પણ તેમાં સાક્ષી તરીકે રહું છું હમેશાં કઠણ તપશ્ચર્યા કરીને પંચાગ્નિ તાપવાથી અથવા હમેશાં જટામુકૂટ ધારણ કરીને ખપ્પરમાં ભોજન કરવાથી જે ફળ મળે છે તેથી હજાર ગણું વધારે ફલ રેતોદક પાન કરનાર મેળવે છે.

જે પુરૂષ હજારો તિર્થોમાં ફરીને સ્નાન કરવાથી પવિત્ર થાય છે તેના કરતાં રેતોદક પાન કરનાર પુરષ કરોડો ઘણો સારો મનાય છે આ રેતોદક પાન એ મોક્ષફલને આપવા વાળું છે. પૃથ્વિને વિષે જેણે રેતોદકનું જ્ઞાન બીજા માણસોને આપ્યું હશે તે પુરૂષ શંકરની સમાન પુજ્યને વંદનીય ગણાશે. તેવા પુરૂષનો અન્ન અને ધનાદિથી સત્કાર કરવો કેમકે સદગુરૂને જે કંઈ પણ આપીએ તેનું અક્ષય ફલ પ્રાપ્ત થાય છે.

નિર્જન વનમાં પંચાગ્નિ તાપી તપશ્ચર્યા કરવાથી જે ફળ

થાય તેથી વિશેષ ફળ કેદારોદકપાન કરનારને મળે છે. ક્રોધ રહિત થઈ બ્રહ્મચર્ય પાળીને નિરંતર કાશીવાસ કરવાથી થવી ગતિ કરતાં પણ ઉત્તમ ગતિ કેદારોદકપાન કરનારની થાય છે.

આ ઉદકકુંડમાં હમેશાં મારો વાસ હોવાથી નંદી ને મહાકાલ મુખ્ય ગણો આ કુંડની રક્ષા કરે છે. આ કુંડ ક્ષેત્રના મધ્યમાં છે. મનુષ્યની ઉત્તમ પ્રકારની કલ્યાણને દેવાવાળી ગતિ આ કેદાર ક્ષેત્રમાં થાય છે. ને ભવબંધન ટળી જાય છે. મારા જેવા સ્વરૂપથી ત્રિશુલ ધારણ કરી મસ્તકે ચંદ્રને વ્યાઘ્રચર્મ ધારણ કરનાર મહા બલવાન મારા પુત્ર થાય છે, તેમજ હિમાલય પર્વત જેટલા સોનાનું દાન કે અનેક રત્નોથી ભરેલી પૃથ્વિનું દાન કરે તેને જે ફળ પ્રાપ્ત થાય છે તેનાથી અધિક ફળ કેદારોદકપાન કરનારને થાય છે.

જે મનુષ્ય ભક્તિ ભાવથી મારા રેતકુંડનું જલપાન કરે છે. તેને આ લોકને પર લોકનાં ઉત્તમ સુખો મળે છે. ને જો નિષ્કામનાથી રેતોદક પીએ છે તો તેનો અવશ્ય મોક્ષ થાય છે આ વાત હું સત્ય કહું છું એમ જાણવું. ફલની ઇચ્છાથી જલપાન કરે છે તે આ દુનિઆનાં સુખો ભોગવી અંતે જેના હાથમાં ત્રિશુલ, લલાટમાં અર્ધ ચંદ્ર, તથા વૃષભ વાહન સહિત મારા જેવા સ્વરૂપવાળો મારો ગણ થઈ મારી પાસે શિવલોકમાં રહે છે.

આ કેદારોદકપાન કરવા ધર્માત્મા મનુષ્યો આવે છે. તે દર્શન પામીને મુક્ત થાય છે. હે દેવિ ! આ કેદાર તિર્થ મેં મારા નિવાસના માટે બનાવ્યું છે. આ તિર્થમાં જવાથી સવ પાપોનો નાશ થાય છે. અને પુણ્યનો વધારો થાય છે. હે દેવી ! આ તિર્થની અને કેદારોદક પાનની નીંદા કરે તો જ્યાં સુધી સૂર્ય ચંદ્ર રહે છે ત્યાં સુધી તેનો નર્કવાસ થાય છે.

હે દેવિ ! મનુષ્ય કેદારોદકપાન કરીને પોતાના દેશમાં જાય છે તો પોતાનો દેશ પણ પવિત્ર થાય છે તો પછી તેનાં સગાં કુટુંબીઓને સ્નેહીઓ પવિત્ર થાય તેમાં તો કહેવાનું જ શું હોય.

રેતોદક પીવા થકી મનુષ્ય શુદ્ધ દેહવાળો થઇ સર્વ કાર્ય

કરવામાં શકિતવાળો મહાન બુદ્ધિમાન મેધાવી થાય છે. અને તે શુદ્ધ દેહવાળો થઇને જે જે કામનો આરંભ કરે છે તે સઘળાં કામ તેનાં ફળીભૂત થાય છે. શ્રાવણ કે ભાદરવાની વદી. ૧૪ ને દિવસે આ કુંડમાં સ્થિર દૃષ્ટિ રાખીને મધ્યાન્હ સમયે જોતાં કુંડની સામે શંખ ને કુંદપુષ્પના જેવા અંદર થતા બુદ્‌બુદ્ પરપોટાઓ જળમાંથી ઊછળીને ઊંચા થાય છે. તે પરપોટા શંકરના વીર્યના છે અને તે વીર્યનું પાન ભોગ તથા મોક્ષને આપે છે ભકિતભાવપૂર્વક શંકરમાં મન લગાવીને તે કેદારોદકપાન કરવું.

હે દેવિ ઉપર વર્ણવેલી શ્રેષ્ઠતા કરતાં પણ આ તીર્થના ઉત્તમ અશંખ્ય પુણ્યપ્રદને મોક્ષપ્રદ ગુણો છે કે જેનું વર્ણન અસંખ્ય વર્ષો સુધી કરવા બેસું તો પણ થઈ શકે તેમ નથી. મન થકી પણ કેદાર યાત્રા કરવાની ઇચ્છાવાળો મનુષ્ય મારોગણ થઇને સુખભોગ ભોગવશે જે કોઇ માણસ કેદાર યાત્રા કરવી જોઇએ એ પ્રકારનો ઉપદેશ આપ્યા કરે છે. તેના દેહની અંદર સઘળા દેવતાઓની સાથે હું નિરંતર નિવાસ કરૂં છું. જેથી મારૂં આ રેતોદક જેમ સર્વ દેવોમાં હું શ્રેષ્ટ છું. તેમ સ્નાનને પાન કરવાના સર્વે તીર્થોમાં મારા આ રેતોદકનું પાન સર્વથી અત્યંત શ્રેષ્ઠ છે.

હે પાર્વતીજી પૃથ્વીને વિશે જેટલા મહાન પુણ્યપ્રદ તીર્થસ્થાન છે તે સઘળાં આ કેદાર તીર્થના સોલમા અંશની તુલ્ય પણ થઈ શકશે નહિ.

હે દેવિ ! બ્રહ્માદિ દેવતાઓએ મને કેદારોદક મહાત્મ્યનો પ્રશ્ન પૂછયો હતો ત્યારે મેં તેમને કહ્યું હતું કે જે કેદાર ધામ છે, તે બ્રહ્મ છે અને રેતોદક છે તે પરબ્રહ્મ છે. જેને જાણવાથી મનુષ્ય મુકત થઇ જાય છે.

જે રેત કુંડનાં દર્શન કરવાથીજ પરમગતિ મળે છે. તેનું વિધિ પૂર્વક જળપાન કરવાથી જે ફળ મળે છે, તે હું કહી શકતો નથી. અનેક જન્મમાં હજારો વર્ષ તપશ્ચર્યા કરીને જે ફળ મેળવે છે, તે ફળ ફકત કેદારોદક પાન કરવાથી મળે

છે. આ કેદારક્ષેત્રને કેદારોદક કુંડ તપશ્ચર્યાનો ખજાનો છે. દેવતાઓને પણ આ કેદારક્ષેત્ર દુર્લભ છે.

જે મનુષ્ય સાત રાત્રિ પર્યંત નિરાહાર રહી, ઉપવાસ કરી, કેવલ રેતોદક પાન, ભક્તિ તથા શ્રદ્ધા પૂર્વક કરે છે, તથા ૐ નમઃ શિવાય એષડાક્ષર મંત્ર વડે તથા ૐ હં ક્ષં એ મંત્ર વડે કરીને લિંગાકાર શંકરનું સ્વરૂપ હૃદયની અંદર જે સર્વદા ધારણ કરે છે, તે મનુષ્યને દુર્લભ એવી મુક્તિ પ્રાપ્ત થાય છે. અને શિવલોકની અંદર પ્રસન્નતાથી નિવાસ કરીને રહે છે જે મનુષ્યે પોતાના હિતની ઇચ્છાથી આ કેદારોદકનું પાન કર્યું હોય તે મનુષ્ય દેવતાઓથી પણ અવધ્ય છે, અને તે પોતાની ૧૦૧ પેઢીઓને તારીને તેઓની સાથે શિવલોકમાં સુખ પૂર્વક વસે છે.

કેદારોદક પીવા થકી મનુષ્ય રૂદ્રપણાને પામે છે. એટલે સાક્ષાત રૂદ્રની સમાન થાય છે, ને કલ્પના અંત સુધી મારી આજ્ઞાથી રૂદ્રભાવને પામે છે. અને સ્વર્ગની અંદર નાના પ્રકારના ભોગો ભોગવે છે. તેની આગળ અનેક અપ્સરાઓ નાચે છે કિન્નરો બાજાં વગાડે છે. ગંધર્વો ગાન કરે છે. અને રૂદ્ર કન્યા ગણો ઉત્તમ રાગો વતી નાના પ્રકારના આલાપ કરે છે. એ પ્રકારે અનેક રમણીઓનાં સુખો ભોગવે છે.

કેદારોદક પીનાર મહાત્મા પોતાના આત્માને શ્રેષ્ઠ માની પોતાને સિદ્ધ જાણી અત્યંત હર્ષ પૂર્વક પોતાને પરિપૂર્ણ માને છે. તેમ પોતાને અત્યંત જ્ઞાન વાળો બીજા શંકરની સમાન સમજે છે. અને તેની બ્રહ્માદિ દેવતાઓ તથા તત્વદર્શી મુનીઓ પ્રશંસા કરે છે. અને કેદારક્ષેત્રની, તેમ તેની અંદર વાસ કરીને રહેવા વાળાઓની, તથા રેતોદક કુંડની અને નદીઓના સંગમની (પ્રયાગ તીર્થોની) તથા હૃદયમાં સ્થિર રહેલા લિંગ વિગેરેની દેવતાઓ પણ પ્રશંસા કરે છે.

હે મહેશ્વરિ! જે કેદારનાથનું દર્શન કરીને રેતોદક પાન કરે છે. તેના હૃદયમાં શિવલિંગ ઊત્પન્ન થાય છે તે કોઈ પણ

ઠેકાણે જ્યારે પણ મરણ પામે છે ત્યારે સાક્ષાત્ શિવલોક પ્રત્યે જાય છે.

**હૃદયમાં ઊત્પન્ન થતા શિવલીંગનું આખ્યાન.**

પૂર્વે એક બ્રાહ્મણ કન્યા બાલવિધવા થઈ પોતાના પીયરમાં રહેતી હતી. તે કેદાર ક્ષેત્ર જઈ રેતોદક પાન કરીને ઘેર આવી બ્રહ્મભોજન કરાવવા પોતાના ભાઈઓને બોલાવતાં તેઓ કહેવા લાગ્યા કે તું જુઠું બોલે છે, એવા કઠિન પહાડી પ્રદેશના જંગલમાં તારાથી કદી જઈ શકાયજ નહી. ને તું જે કહે છે કે કેદારોદક પાન કરવા થકી મારા હૃદયમાં શિવલિંગ ઊત્પન્ન થયું છે. તે વાત તદ્દન જુઠી છે. અમને લાગે છે કે તું જ્યાં ત્યાં ભટકી અઘટિત કર્મ કરેલું છુપાવવાને ખાતર આ પ્રપંચ કરે છે ત્યારે તે બાઈ અત્યંત ચિંતા કરવા લાગી. રાત્રે તેને સ્વપ્નામાં શંકરે દર્શન આપી કહ્યું, કે હે પતિવ્રતે ! તારી કેદાર યાત્રાને ઊદક પાનના પ્રભાવે તારા હૃદયમાં શિવલિંગ ઊત્પન્ન થયું છે. તે સત્યજ છે. તેથી બીજે દીવસે સવારમાં પોતાના અન્ય સંબંધીઓ અને નગરવાસિઓને બોલાવી તેઓના સન્મુખ પોતે કરેલા કેદાર દર્શનની ખાતરી બતાવવા સર્વેને બોલાવી તેઓના દેખતાંજ ગાયનું દૂધ પી જઈ તે દૂધની સાથે હૃદયમાંથી સુંદર એવું શિવલીંગ બહાર કાઢીને લોકોને બતાવ્યું તેથી તે લિંગ જોઈને આશ્ચર્યની સાથે કહ્યુ કે હે સાધ્વિ આ લિંગ બહાર રહેવાથી તેને તૂટવા ફુટવા કે અપવિત્ર થવાનો ભય રહે છે. માટે તારા હૃદયમાં તેને ધારણ કર. એ પ્રમાણે સર્વેના કહેવાથી ગાયના દૂધ સાથે તે લિંગ ગળી જઈ પોતાના હૃદયમાં સ્થાપન કરતાંજ દિવ્ય દેહ ધારણ કરી વિમાનમાં બેસીને રૂદ્રલોકમાં ગઈ એટલે તેના ભાઈઓ પોતાની બહેનને કરેલા તીરસ્કારથી પસ્તાવા લાગ્યા.

કેદાર દર્શન અને કેદારોદકપાન વિધિયુક્ત કરવા પછી પાપાચરણ કરનારનો પુનર્જન્મ થતો નથી, ને તેની સદ્ગતિ થવા ઉપરાંત તેના મરણ બાદ અગ્નિનો ધુમાડો બીજાઓને લાગવાથી તેઓની

પણ સદગતી થાય છે ને પછીથી પાપ કરવા છતાં તે પાપથી ન લેપાતાં જળ કમળવત્ નીર્લેપ રહે છે, તે વિષેનું એક આખ્યાન.

પૂર્વે એક બ્રાહ્મણે કેદારેશ્વર જઇ વિધિયુકત કેદારેશ્વરનાં દર્શનને પૂજન કરી, નીરાહાર રહી, રેતોદકનું પાન કરી પોતાના દેશમાં ગયો. ને યાત્રા નિમિત્તે બ્રાહ્મણ જમાડવા માટે જોઈતું ધન લેવા રાજા પાસે જતાં, રસ્તામાં ચાણ્ડાલનું કુટુંબ ગાયન ગાતું દીઠું. તેમાં મધુર અને મીઠું ગાયન ગાનારી જે સ્ત્રી હતી, તેના ઉપર બ્રાહ્મણ અત્યંત મોહીત થવાથી, તેને કાલાવાલા કરી કહ્યું કે તું મારી સ્ત્રી થા. હું તારૂં પોષણ કરીશ. તે સ્ત્રીએ સમજાવી ઘણુંએ ના કહેવા છતાં પણ બળાત્કારથી તેનો ઉપભોગ કર્યો. તે પછી તે બન્નેની પ્રીતિ વધતી જવાથી બન્ને સાથે રહેવા લાગ્યાં. ને બ્રાહ્મણ ચાણ્ડાલની માફક ચાણ્ડાલનાં સર્વ કામ કરવા લાગ્યો. તેને અત્યંત રૂપાળી એક પુત્રી થઈ. તેને યુવાવસ્થાવાળી એકાન્ત સ્થાનમાં જોતાં તેની સાથે પણ તે બ્રાહ્મણ રતિક્રીડા કરવા લાગ્યો. એમ કરતાં જ્યારે તે મરણ પામ્યો, ત્યારે તેની સ્ત્રીએ બ્રાહ્મણના પિતાને અગ્નિસંસ્કાર કરવાનું કહ્યું. પરંતુ તેણે ના કહેવાથી પોતાના બાપને અગ્નિ સંસ્કાર કરવા કહ્યું. તેણે પણ જ્યારે ના કહી ત્યારે તે સ્ત્રીએ ક્રોધાવેશમાં બ્રાહ્મણ સહિત આખા ઘરને સળગાવી મૂકી બ્રાહ્મણને અગ્નિસંસ્કાર કર્યો.

## દુર્વાસાના શાપથી થએલા પિશાચોનું ઊપાખ્યાન.

એક સમયે ગંધર્વ કિન્નર અપ્સરાઓ વિગેરે એ હિમાલય પર જઇને પૂજ્ય દુર્વાસા મુનિની અવજ્ઞા કરી. તેથી ક્રોધે ભરાઇ દુર્વાસાએ તેમને શાપ આપ્યો, કે તમે સઘળા પિશાચો થઈને રહો, શાપથી ભયભીત થએલા સર્વે મુનીના ચરણોમાં નમસ્કાર કરી, કહેવા લાગ્યા. કે અમારા કરેલા અપરાધની ક્ષમા કરો. ત્યારે દુર્વાસા મુનીએ કહ્યું કે કેદારોદક પીનાર મનુષ્યનું જ્યારે સેવન ને દર્શન કરતાં અંતે તેના મડદાની ચિતાના અગ્નિનો ધુમાડો જ્યારે તમને લાગશે ત્યારે તમો મુક્ત થઈ અસલ સ્વ-

રૂપને પામશો. તેથી તે પિશાચો કેદારોદક પીનાર આ બ્રાહ્મણને ચાણ્ડાલના ઘરમાં જોતાં કહ્યું કે જેણે કેદારોદક પાન કર્યું હોય તેનાં બ્રહ્મહત્યાદિ મહાપાપો નાશ પામે છે. તેથી આ બ્રાહ્મણ ચાણ્ડાલના ઘરમાં છે. પણ તેના સેવનથી આપણું પિશાચપણું છૂટી જશે. તેથી ત્યાં વડના ઝાડ ઉપર આવીને રહ્યાં ને અહર્નિશ આ પિશાચો ગુપ્ત રીતે બ્રાહ્મણનું સેવન ને દર્શન કરવા લાગ્યાં. છેવટે ચાણ્ડાલણીએ જ્યારે ઘર સહીત બ્રાહ્મણના શબને બાળી દીધું, ત્યારે તે શબનો ગંધ અને ધુમાડો તે વડના ઝાડની ચારે બાજુએ ફરી વળી તેમાં રહેલા પિશાચોને તે લાગતાં તેઓ મુક્ત થઇ અસલ સ્વરૂપને પામ્યા, તે વખતે એક પિશાચ હાજર ન હતો તેથી તેની મુક્તિ થઈ નહિ. જેથી જેનું રૂદન રસ્તે જતા બે બ્રાહ્મણોએ સાંભળ્યું. પણ કોણ રડે છે તે જણાયું નહિ. તેથી આશ્ચર્ય પામી, તેઓ બોલ્યા કે રોવાવાળું અત્રે કોણ છે. અને શા માટે રડે છે ? ત્યારે તે પિશાચે દુર્વાસાના શાપથી પિશાચ થવાનું કારણ ને આ બ્રાહ્મણને કરેલા અગ્નિસંસ્કાર પર્યંતની સર્વે હકીકતને તે વખતે પોતાની ગેરહાજરી કહી બતાવી. બોલ્યો કે હે બ્રાહ્મણો જો તમે તે બ્રાહ્મણનું બચેલું હાડકું ખોળી કાઢીને ફરીથી તેને અગ્નિસંસ્કાર કરો તો તેની સુગંધીથી હું પણ શ્રાપ મુક્ત થઈશ. તે બ્રાહ્મણોએ તેથી હાડકાને ફરી અગ્નિસંસ્કાર કરતાં પિશાચે બળતા અગ્નિમાં પ્રવેશ કર્યો ને શ્રાપથી મુક્ત થતાંજ, તેનું દિવ્ય સ્વરૂપ થઇ ગયું. તેના કપાળમાં ચંદ્રમા ને વૃષવાહન સહીત દેદીપ્યમાન વિમાનમાં બેસી દસ હજાર સૂર્યના જેવી પ્રકાશમાન્ કાન્તિવાળો થઇ આકાશ માર્ગેથી કહેવા લાગ્યા કે હે બ્રાહ્મણો હું રૂદ્રલોકમાં જાઉં છું. આવું જોઇને તેઓ આશ્ચર્ય ચકિત થઈ ગયા. ને તે બ્રાહ્મણો પણ તેની બળતી ચિતામાં કૂદી પડ્યા. જેથી તેઓ તેમના અનેક જન્મોના પાપથી મુક્ત થઇ પેલા પિશાચની માફક દિવ્યસ્વરૂપ ધારણ કરીને વિમાનારૂઢ થઈ શિવલોકમાં ગયા. ને ત્યાં રૂદ્રના ગણ થઇ કલ્પ પર્યંત નિવાસ કરી ઉત્તમ ભોગ ભોગવવા લાગ્યા.

**કેદાર યાત્રાએ નીકળી રેતોદક પાનનો માત્ર મંત્ર વાંચવાથી થતું ફળ**—પૂર્વે કાશીનગરમાં રહેનાર વિશ્વકર્મા બ્રાહ્મણનો મહાનીચ અને પાપી પાપ નામનો નોકર હતો તેની સાથે વિશ્વકર્મા બહાર ગામ જતાં રસ્તામાં ઉંઘી જવાથી તે નોકરે લાગ જોઇ તેને મારી નાખ્યો અને ઘેર જઈ બ્રાહ્મણની સર્વ મિલ્કત પોતાને કબજે કરી એક વખત તેને વિચાર આવ્યો કે મેં ઘણાં અઘોર પાપ કર્મ બ્રહ્મહત્યાદિ કર્યા છે. તે સઘળાં પાપોનો નાશ કરવા માટે તીર્થયાત્રાએ જવું જોઇએ એમ વિચાર કરીને તે કેદાર તીર્થની યાત્રાએ નીકળ્યો. કેદાર તરફ યાત્રાએ જતાં રસ્તામાં એક જળાશય ઉપર પાણી પીતાં ત્યાં એક પત્થર પર લખેલો કેદારોદક પાનનો મંત્ર જોવામાં આવ્યો તે તેણે મોઢથી બોલીને વાંચ્યો જેથી મહા પાપી એવા પાપ નામના પુરૂષની બ્રહ્મહત્યા છુટી ગઇ અને કેદાર યાત્રાએ નીકળેલો હોવાથી તેણે પરમ પવિત્ર એવા કેદારતીર્થનાં અલૌકિક દર્શન કર્યાં.

આજે ચિંતાને લીધે જે પાનીયોને અમોએ સીધું અપાવ્યું હતું પણ તેના પૈશા મોદીયે યાદ કર્યા નહીં તેમ અમને પણ યાદ આવ્યા નહિં ને જે પાનીયોયે પણ તે બાબત અમને બીલકુલ જણાવી નહીં એટલુંજ નહીં પણ જે પાનીયોયે પોતે મોદીને અમને પુછયા શિવાય પૈશા પણ ચુકવી આપ્યા હતા ને તે સર્વે હકીકત કેદારપુરીમાં હમને જણાવી જ નહીં પણ તે પછી જ્યાં બીજી ચટ્ટીયે મુકામ કર્યો, ત્યાં અમને તે પૈશા ચુકવ્યાની વાત કરી. અમે કહ્યું કે તમે અમને પુછયા વિના આપ્યા તેનું કારણ શું તો તેઓ કહે કે તમે ચિંતામાં હતા તેથી જણાવ્યું નહિ. પણ અમને લાગે છે કે તેમણે મોદી પાસેથી પાંચ આને શેર લોટ લીધેલો ને અમારી પાસેથી મોદીયે શેરના છ આના લીધેલા તેથી પોતે પાંચ આને શેરના હિસાબે મોદીને પૈશા ચુકવી અમારી પાસેથી છ આનાના શેરના હિસાબે પૈશા લેવા માટે જ મોદીનો હિસાબ પોતે ચુકવ્યો હશે એમ જણાય છે.

આજે સાંજને વખતે હસુખરામભાઇ અને ગંગા સ્વરૂપ

બાઈ રેવાબાઈ એ બંન્ને જણુ લક્ષ્મિબાઈની સારવાર કરવાથી દર્શન કરવા આવી શકયાં નહતાં. બાકી અમો સર્વ કેદારેશ્વર પ્રભુનાં દર્શનાર્થે ગયાં હતાં. રાત્રે થતી આર્તિના સમયનાં દર્શન કરી નીજાનંદમાં મગ્ન થઈ હરહર મહાદેવના પ્રેમ સહિત ભકિત ભાવથી પવિત્ર નામોનુ વારંવાર ઉચ્ચારણ કરી જય શંભૂ હર-શંભૂ, જય ઉમાપતે, જય કૈલાસવાસી, જય ગીરીજાપતિ, અને ૐ નમઃ શિવાય, ૐ નમઃ શિવાય એમ ષડાક્ષર મંત્રનો જપ કરતાં મુકામે આવી ચાહા પી મોદીના સીધાનો આંકડો ચુકવી આપ્યો. તે પછી પંડયાજીને બોલાવી તેમના ચોપડામાં નામ ગામ ઠેકાણું વિગેરે લખી સહીઓ કરી આપી તેમની પાસેથી સુફલ લઇ તેમને યથાશકિત સંતોષકારક દક્ષણા આપી સર્વે સુઈ ગયાં. કેદારેશ્વરમાં અમો બે રાત્રિ રહ્યા હતા ત્રિજે દિવસે પ્રાતઃકાળમાં વહેલા ઉઠી શૌચાદિકથી પરવારી ફકત દાતણુ કરી કાળી કામળીવાલાની ધર્મશાળાના મુખ્ય અધિકારીને યથા શકિત ભેટ આપી તેમનો ઉપકાર માની અત્રેથી બદ્રીના-રાયણુની યાત્રાર્થે નીકળ્યા.

દહેરાદુનથી યમુનોત્રી ૧૧૨ મૈલ છે ત્યાંથી ગંગોત્રી ૧૦૪ મૈલ અને હરદ્વારથી ગંગોત્રી સુધીના ૨૫૬ મૈલ છે ને ગંગોત્રીથી કેદારનાથ સુધીના મૈલ ૧૨૧॥ છે એટલે દહેરાદુનથી યમુનોત્રી ગંગોત્રી અને કેદારેશ્વર જતાં ૩૩૭॥ મૈલ થાય છે. જેમાં ગોમુખ ધારાના જતા આવતાના મૈલ ૩૦ ઉમેરતાં કુલ્લે ૩૬૭॥ મૈલ થાય છે.

યમુનોત્રીથી ગંગોત્રી ૮, મા દીવસે ને ગંગોત્રીથી કેદા-રનાથ ૧૦ દીવસે જાત પરંતુ ત્રીયુગી નારાયણુમાં અડચણુને લીધે ૧ દિવસે રોકાવું પડેલું હોવાથી અમો ૧૧ મેજ દીવસે પહોંચ્યા હતા. અમો હરદ્વારથી યમુનોત્રી દીન ૧૦ શે પહોંચ્યા હતા.

એ પ્રકારે ગુજરાત પ્રાંન્તના ખેડાજીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ જોશી, સોમેશ્વરે

" ભૂવૈકુંઠગમન " નામના ગ્રંથમાં વર્ણવેલા નગાધિ રાજના ઉચ્ચ શિખર પર આવેલા કેદારખંડાંતર્ગતમાં પવિત્ર તિર્થ કેદારેશ્વરની યાત્રાના વિષયનો તત્રીય કલ્પ ઉમંગથી પુરો કર્યો.



## કેદારનાથથી બદ્રીનાશયણની ચટ્ટીઓ.

| ચટ્ટીનું નામ. | મૈલ. | કયાં જમ્યા | કયાં રહ્યા |
|---|---|---|---|
| રામવાડા | ૫ | ૦ | ૦ |
| ગૌરીકુંડ | ૫ | ૧ | ૦ |
| રામપુર | ૫ | ૦ | ૦ |
| બદલ | ૨ | ૦ | ૦ |
| ફાટા | ૩ | ૦ | ૧ |
| મૈખંડા | ૨ | ૦ | ૦ |
| વ્યુગ | ૨ | ૦ | ૦ |
| નારાયણ | ૨ | ૦ | ૦ |
| ભેંતા | ૨ | ૦ | ૦ |
| નાળા | ૧ા | ૦ | ૦ |
| ગુપ્તકાશી | ૧ | ૧ | ૦ |
| ઉખીમઠ | ૩ | ૦ | ૧ |
| ગણેશ | ૩ા | ૦ | ૦ |
| શીરોલી | ૨ | ૦ | ૦ |
| દુર્ગા | ૧ | ૦ | ૦ |
| કુંડા | ૧ | ૦ | ૦ |
| ગોત | ૧ | ૦ | ૦ |
| પોથીવાંસા | ૧ | ૧ | ૦ |
| ચટ્ટીનું નામ | મૈલ | કયાં જમ્યા | કયાં રહ્યા |
| દબડીબીટા | ૧ | ૦ | ૦ |
| બનીઆકુંડ | ૦ાા | ૦ | ૦ |
| કુંદન | ૨ | ૦ | ૧ |
| ચોપત્તા | ૧ | ૦ | ૦ |
| તુંગનાથ | ૩ | ૦ | ૦ |
| ભુલકના | ૧ | ૦ | ૦ |
| બીમગોડા | ૩ | ૦ | ૦ |
| જંગલ | ૨ | ૧ | ૦ |
| મંડલ | ૩ | ૦ | ૧ |
| ભેરંગણા | ૨ | ૦ | ૦ |
| ખોલટી | ૨ | ૦ | ૦ |
| શેટણા | ૨ | ૦ | ૦ |
| ગોપેશ્વર | ૨ | ૦ | ૦ |
| ચમોલી | ૨ | ૦ | ૦ |
| મઠ | ૨ | ૧ | ૦ |
| છીનકા | ૧ | ૦ | ૦ |
| બોલા | ૧ | ૦ | ૦ |
| શીયા | ૨ | ૦ | ૧ |
| હાટ | ૧ | ૦ | ૦ |
| ચટ્ટીનું નામ | મૈલ | કયાં જમ્યા | કયાં રહ્યા |
| પીપલકોટી | ૨ | ૦ | ૦ |
| ગરૂડગંગા | ૪ | ૦ | ૦ |
| ટંગણી | ૨ | ૧ | ૦ |
| પાતાળગંગા | ૨ | ૦ | ૦ |
| ગુલાબકોટી | ૨ | ૦ | ૦ |
| કુમાર(હેલંગ) | ૩ | ૦ | ૧ |
| પૈની | ૨ | ૦ | ૦ |
| જરકુલા | ૧ | ૦ | ૦ |
| શીંગા | ૧ | ૦ | ૦ |
| જોશીમઠ | ૧ | ૦ | ૦ |
| વિષ્ણુપ્રયાગ | ૨ | ૦ | ૦ |
| બલદોડા | ૧ | ૦ | ૦ |
| ઘાટ | ૩ | ૧ | ૦ |
| પાંડુકેશ્વર | ૨ા | ૦ | ૦ |
| રામવાડા | ૩ | ૦ | ૧ |
| હનુમાન | ૩ | ૦ | ૦ |
| વરંગણા | ૧ાા | ૦ | ૦ |
| બદ્રીનાથ | ૨ાા | ૪ | ૩ |



॥ ॐ श्री गणेशाय नमः ॥

# ભૂવૈકુંઠગમન.

## કલ્પ ચોથો.

## કેદારનાથથી બદ્રિનારાયણ.

### દૃશ્ય પહેલું.

કેદારનાથથી રામપુર.



રામવાડા કેદારનાથથી ૫ મૈલ ને રસ્તો ઉતરાઈનો છે.

ગવરીકુંડ, રામવાડેથી ૫ મૈલ ને રસ્તો ઉતરાઇનો ને થોડો સીધો છે. અને કેદાર જતાં જેને ત્યાં અમોએ વધારાનો સામાન મૂક્યો હતો તેની ચટ્ટીમાં મુકામ કર્યો. અત્રે ચાર હાથને છેટેજ પાણીનું ઝરણું હોવાથી નહાવા ધોવાની સગવડ મળી હતી. અત્રે મૂકેલો સામાન લઈ સાંજના ત્રણ વાગે ચાલતા થયા.

રામપુર, ગવરીકુંડથી ૫ મૈલ છે. રસ્તો ઝલમલ પૂલ સુધી ઉતરાઇનો ને પછી થોડી ચઢાઈનો છે. ઝલમલ પુલથી બે

રસ્તા બદલાય છે, જેમાંનો જમણા હાથ તરફનો રસ્તો ત્રિયુગી નારાયણ તરફ જાય છે, જયારે ડાબા હાથ તરફનો રસ્તો રામપુર તરફ જાય છે. અમો બદ્રિનારાયણ જતાં હોવાથી, રામપુર જવા માટે ડાબા હાથ તરફને રસ્તે જતાં ૨ા મૈલ પર પાછા બે રસ્તા આવ્યા, તેમાંનો જમણા હાથ તરફનો રસ્તો રામપુરથી ત્રિયુગીનો છે, તેથી અમે ડાબા હાથ તરફને રસ્તે રામપુર તરફ ચાલ્યા. ત્યાંથી આગળ અરધા મૈલ પર જતાં પાટીગાડ નામનું ગામ અને ચટ્ટી આવી. અત્રે ૭-૮ દુકાન અને તેના તાબાની ચટ્ટીઓનાં છાપરાં અને ૩૦ થી ૪૦ ઘરનું ગામ છે. અત્રે પાટીગાડ નદી ઉપર લાકડાનો પૂલ છે, અને થોડે દૂર આગળ શાકમ્ભરી દેવી કેમારા વસ્તી પાસે છે. તે મૂર્તિ એક નાના મંદિરમાં તાંબાના પત્રામાં છે, બીજી પણ પત્રામાં બનાવેલી ઘણી મૂર્તિઓ છે, અહિં ભગવતીએ દરવર્ષે એક મહિનો શાક ખાઇને હજાર વર્ષ તપ કર્યું હતું, તેથી તેમનું નામ શાકમ્ભરીદેવી પડયું છે. હિરણ્યાક્ષ વંશમાં ઉત્પન્ન થયેલા દુર્ગ નામના દૈત્યે દેવોને ત્રાસ આપવા માંડયો તેથી દેવીએ તેને અહિં મારી નાંખ્યો હતો તેથી દેવીનું નામ દૂર્ગાદેવી પણ પડયું છે. તેનાં દર્શન કરનાર પરમ પદને પામે છે.

---

## દૃશ્ય ૨ જું.

---

### રામપુરથી ગુપ્ત કાશી.



ભટપોંગા, રામપુરથી એક મૈલ છે. ને રસ્તો સહેજ ચડાઇનો ને સીધો છે. અત્રે ચાર પાંચ છાંપરાં ને મોદીની દુકાન છે. પાણીની સગવડ અત્રે સારી છે.

બદલ, ભટપોંગાથી એક મૈલ ને રસ્તો ચડાઇનો છે.

ફાટા, બદ્રલથી ત્રણ મૈલ છે, ને રસ્તો સીધો છે. વચમાં પટના, ઢાવા, બ્રહ્મકોટી ને કાલુડંડી નામની સાધારણ ચટ્ટીઓ આવી, અત્રે ચટ્ટીઓ મોદીની ૨૫ થી ૩૦ દુકાનના પ્રમાણમાં છે, તેથી જાણે કામ ચલાઉ એક ગામ વસ્યું હોય તેમ દેખાય છે. અત્રે ધર્મશાળા તથા બે ત્રણ પાકાં મકાનો પણ છે અને ઈશાનેશ્વર શંકરનાં દર્શન પણ છે. આજે અમોને ૨૦ મૈલની મુસાફરી કરવી પડી હતી, પરંતુ તે ઘણે ભાગે ઉતાર અને સહેજ ચડાઈનો રસ્તો હોવાથી વિશેષ થાક લાગ્યો ન હતો, અને જેપાનીઓ ને બોજાવાળાઓએ પણ પોતાની ખુશીથી ૨૦ મૈલની મુસાફરી કરી હતી. અત્રે ગ્યાસલેટ મળતું હોવાથી સ્ટવમાં ને ફાનસમાં ભરાવી લીધું હતું, અત્યાર સુધીમાં ચટ્ટીઓ પુરતા પ્રમાણમાં ન હતી અને એક ચટ્ટીથી બીજી ચટ્ટીની વચ્ચે ઘણા માઈલનું અંતર પણ રહેતું હતું, પરંતુ હવે પછીની દરેક ચટ્ટીઓ દર બબે ત્રણ ત્રણ મૈલે આવે છે, અને તે પણ જાણે કામ ચલાઉ ગામ વસ્યું હોય તેવી જણાય છે, તેમજ ઠેક ઠેકાણે જોઈતી ચીજો પણ પુરતા પ્રમાણમાં મળી શકે છે, અને કેટલીક ચટ્ટીમાં તો મોટાં શહેરોમાં જેમ નળોથી પાણી મળે છે તેવીજ રીતે અત્રે ડુંગર ઉપરથી આવતા ઝરણાં આગળ નળની પાઈપો ગોઠવી છેક ચટ્ટીઓ આગળ એક પત્થરનો પીલ્લર ચણી તેમાં જળનો નળ ઘાલી તેનું પાણી બીજા નીચાણના પત્થર પર પડે તે રીતે યુક્તિ પૂર્વક ગોઠવેલા હોય છે. ફરક માત્ર એટલો કે શહેરોના નળોને પીત્તળનો કાક અથવા ચકલી લગાડેલી હોય છે, જેથી જોઈતું પાણી લઇ તે નળ બંધ કરી શકાય છે; જ્યારે આ નળને બંધ કરવાને માટે કાંઈ પણ સાધન મૂકેલું નથી, તેમજ શહેરોના નળ અમુક કલાક પાણી આપી બંધ થાય છે, જ્યારે આ નળ રાત દિવસ સતત વહ્યાજ કરે છે. કેટલીક જગ્યાએ જ્યારે નળ હોતા નથી ત્યાં પાણીનાં ઝરણાં આગળ દેવદાર કે ચીડનાં લાકડાંની પડનાળ બનાવી તે પડનાળ એક પછી એક ગોઠવી છેક ચટ્ટીઓ સુધી

પડનાળ દ્વારા પાણી લાવેલું હોય છે.

મેખુંડા, ધામાકોટી, કે દુર્ગા-ફાટાથી ર મૈલ ને રસ્તો ઘણે ભાગે સીધો છે. અહીં પણ મોદીની દુકાન ને તેના તાબાની ચટ્ટીઓ છે. ને વસ્તીવાળું બાજુમાં નાનું ગામ પણ છે, તેમજ અત્રે મહિષમર્દિની દેવીનું મંદિર પણ છે. તેમાં અષ્ટ ભુજા દેવીનાં દર્શન છે. ત્યાં લોખંડની સાંકળોવાળો હીંચકો છે કહે છે કે જ્યારે મહિષાસુરને યુદ્ધમાં મારીને દેવી નિવૃત્ત થયાં ત્યારે આ હીંડોળે હર્ષથી ઝુલ્યા હતા. કેટલાક ગૃહસ્થ યાત્રિઓ પાસેથી પૈસા લઇ ત્યાં હિંચકા ખાવા દેછે. પૈસો આપે કે ન આપે તો પણ હીંચકે બેસી હિંચકા ખાઇ શકે છે, પરંતુ હિંચકાનો રક્ષક પૈસો માગે છે ખરો, આ હિંચકો એવી રીતે બનેલો છે કે એક થાંભલેથી બીજો થાંભલો જે એક બીજાથી ૮ ફૂટના અંતરે ને ૩૦ ફૂટની ઉંચાઈના છે. ત્યાં તેની ટોચે બન્ને થાંભલા ઉપર આડો એક બીજો થાંભલો જડી દીધેલો છે. મધ્યમાં બે કડાં લટકાવી બે આંગળના જેવી જાડી સાંકળો જમીનથી ૩ ટ ઉંચી રહે તેમ ભેરવેલી છે. તેના નીચે બેસવા માટે એક વેંતનું પહોળું ને બે હાથ લાંબું પાટીઉં સાંકળોની વચમાં જડેલું છે. તેના ઉપર બેસીને હીંચકો ખવાય છે. સર્વેએ દર્શન કરી પૂજારીને દક્ષિણા આપી. મોદીની દુકાનેથી દૂધ લઇ તેનેજ ત્યાં ચા બનાવી પીધી હતી.

માહાત્મ્ય—વારાહ પુરાણમાં કહ્યું છે કે મહિષાસુર રાક્ષસે તપ કરી બ્રહ્માજી પાસે પોતે કોઈથી જીતાય નહિ એવું વરદાન મેળવ્યું હતું તેથી તે દેવોને પીડવા લાગ્યો. ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રે પોતાનાં તેજથી એક દેવીને ઉત્પન્ન કરી, તે દેવીએ મહિષાસુરને મારવાથી મહિષાસુર મર્દિની એ નામથી તે દેવી પ્રસિદ્ધ થયાં હતાં. તે આ સ્થળે નિવાસ કરે છે. જે તેનાં અહીં દર્શન કરે છે તે શિવલોકને પામે છે.

બ્યુગ, મેખંડાથી ર મૈલ ને રસ્તો સીધો છે. અત્રેથી ૦॥ મૈલ પર જતાં બે ત્રણ મોચીનાં છાપરાં રસ્તા ઉપરજ હતાં.

ત્યાંથી જે પાની લોકોએ પોતાને માટે જોડાની ખરીદી કરી, ફાટેલા જોડા સંધાવ્યા હતા. આ ચટ્ટીએ લાકડાનાં વાસણ ઘણાં સારાં મળે છે, અને બે ત્રણ ખરાદીનાં ( સંઘાડીયાનાં ) ઘર છે તેઓ આ વાસણ ઉતારી અત્રે વસતા પહાડી લોકોને તેમજ જતા આવતા યાત્રીઓને વેચે છે; પરંતુ તે વાસણો લીલા લાકડાનાં બનાવતા હોવાથી ઠંડીના મૂલકમાં તે આખાં સહી સલામત રહી શકે છે, પણ તેને આપણા દેશમાં લાવતાં તેને ગરમ હવા લાગતાં તરડાઇને ફાટ પડી જાય છે જેથી વિશેષ ઉપયોગી થઇ શકતાં નથી, તે વાસણ એક નાના પ્યાલાથી એક હાથ ઉંચાઇની બરણી સુધીના બનાવે છે, અને પહાડી લોકો તે વાસણો ઘી, તેલ, દહીં, દૂધ, ભરવાના કામમાં ઘણે ભાગે વાપરે છે.

નારાયણ, વ્યુગથી ૨ મૈલ છે, ને રસ્તો સહેજ ચડાઇનો ને ઘણે ભાગે સીધો છે. ૨૦–૨૫–દુકાનો અને ચટ્ટી પણ છે. અત્રેથી એક જંગલને રસ્તે થઇને કાળી મઠે જવાય છે તેમજ નારાયણ અને તેની ડાબી બાજુએ વિરજેન્દ્રશંકર, એ બેઉ વચ્ચે ફકત હાથની જગ્યા છે, એવાં ૧૨ હાથની ઉંચાઈનાં શિખરદાર બેઉ મંદિરો છે. તેનાથી રસ્તાની બીજી બાજુ ૧૦ હાથના દૂરના ખાંચામાં જાણે ઉડતી હોય તેવા દેખાવની ગરૂડના ખભા-પર બિરાજેલી લક્ષ્મી નારાયણની એક પાશાણમાં બે સુંદર મૂર્તિઓ છે. તેમજ, પાંચ પાંડવોને નવ ગ્રહોની મૂર્તિઓ પણ છે, અને ત્યાં દશથી પંદર દેરાં જીર્ણ અને પડત હાલતમાં છે. કેટલાકમાં શંકરનાં લિંગ છે. ને કેટલાકમાં બીલકુલ નથી. તેનાથી ૭ હાથ આગળ જતાં ૫–હાથ લાંબો પહોળો અને તેટલોજ ઉંડો પત્થરનો બાંધેલો કુંડ છે. તે કુંડમાં પૂર્વાભિમુખે ૪–હાથ ઉંચેથી બે ગૌમુખમાંથી એક બીજાથી ત્રણ હાથ છેટેથી જુદી જુદી બે ધારા નીકળી આ કુંડમાં પડે છે. કુંડ પણ જીર્ણ હાલતમાં છે.

ભેંતા—નારાયણથી ૨ મૈલ ને રસ્તો સીધો છે. અત્રે બદ્રીશ્વર ને મહાદેવનાં ઘણાં દેવળો પણ છે, અત્રે બ્રહ્માસુરે

શંકરનું તપ કરી શિવના વરદાનથી ભસ્મ કંકણુ મેળવ્યું હતું. તે કંકણુ જેને માથે અડકે તે બળીને ભસ્મ થાય તેમ હતું, તેથી શિવને માથેજ મૂકવા માંડયું. શિવે વિષ્ણુને કહ્યું એટલે માયા રૂપી સ્ત્રીનો વેશ ધારણુ કરી વિષ્ણુએ તેનેજ માથે તે કંકણુ મૂકાવી તેને બાળીને ભસ્મ કર્યો હતો.

**નાળા કે નિલાભેત**—સેંતાથી ૧ા મૈલ છે, ને રસ્તો સીધો છે, જે યાત્રી રુદ્રપ્રયાગથી ગુપ્તકાશીને રસ્તે થઈ કેદારનાથ જાય છે તેનો વધારાનો સામાન, જેમ ગંગોત્રીથી કેદારનાથ જનાર યાત્રી ગૌરી કુંડે મૂકી શકે છે તેમ, અત્રે તેવો વધારાનો સામાન મૂકી કેદારનાથથી અત્રે પાછા આવી મૂકેલો સામાન લઇ અત્રેથી પરભાર્યાં ડાબા હાથને રસ્તે ઊખી મઠે જાય છે, પરંતુ ગંગોત્તરીથી આવનાર, યાત્રી નાળાથી પરભાર્યાં ઉખી મઠે ન જતાં જમણા હાથના ઊંચાઇને રસ્તે ગુપ્તકાશી થઈને ઊખી મઠે જાય છે. અત્રે ચટ્ટી ઘણી સારી ને ગામ જેવું પણુ છે. તેમજ દુર્ગાદેવીને લલિતાદેવીનું મંદિર પણુ છે. લલિતા દેવીની જમણી બાજુ શિવની મૂર્તિ છે ને ગરૂડનું પણુ મંદિર છે.

**ગુપ્તકાશી કે ગુહ્યવારાણુશી**—નાળાથી ૧ મૈલ છે, ને રસ્તો પ્રથમ સહેજ ચઢાઇનો, પછી સીધો, ને છેવટે સહેજ ઉતરાઇનો છે. અમારે ગુપ્તકાશી જવાનું હતું તેથી જમણે હાથે ચાલ્યાં. અત્રેથી શાક કરવાને માટે આખું કોળું ૬ આનામાં ખરીદયું હતું. રસ્તે ચાલતાં જ્યારે ગુપ્તકાશી ૦ા મૈલ રહી એટલે ઊખી મઠના રાવળશ્રીનો સુશોભિત બંગલો આવ્યો. ત્યાંથી આગળ ચાલતાં ઘણી જગ્યાએ બાગ બગીચા જેવાં ભરપુર વનસ્પતિનાં શુશોભિત સ્થલો રસ્તાની બંન્ને બાજુએ આવવા લાગ્યાં, ને બગીચાઓમાં કોથમીર, લીલોકુદીનો, ચા, ને અળવીનાંપાન વિગેરેનાં વાવેતરો પણુ અત્રે કરેલાં હતાં, તેથી ગુપ્તકાશીના આજુબાજુના દેખાવો ઘણા રમણીય અને શુશોભિત લાગતા હતા. જ્યારે અમે ગુપ્તકાશીમાં દાખલ થયાં તે વખતે એક યાત્રિ તદન મરણુ હાલતમાં બીમારી ભોગવતો પડયો હતો,

અને તેની સ્ત્રી તેની સારવાર કરતી હતી. તે માણસ એકાદ દિવસ પણ બચી શકે તેમ નહતું. ત્યાંથી હમો આગલ છેક કાશી વિશ્વનાથના મંદિર સુધી આવ્યા અને ત્યાં મોદીએ મંદિરની આજુબાજુ ફરતા કમ્પાઉંડના તેના તાબાના મેડે અમોને ઉતારો આપ્યો. જગ્યા ઘણી સારી હતી. તેણે શેતરંજી પણ બીછાવી હતી. આ સ્થળ એક પાહાડી શહેર તરીકે કહેવાય છે. ૧૦૦ થી ૧૨૫ ઘરની વસ્તી છે. મોદીની દુકાન ૫ થી ૬ છે. જોઇતી દરેક વસ્તુ પણ મળે છે. કાપડ, વાસણ, પણ મળે છે. અત્રે મોચી, ચમારની વસ્તી હોવાથી જોડા પણ વેચાય છે, જગ્યા મનને આનંદદાયક લાગતી રળીયામણી છે. ત્યાં એક બ્રાહ્મણને પંડયાજી માની, તેની પાસે પૂજાપાનો દરેક સામાન મંગાવી, અત્રેના મણિકર્ણીકા કુંડનું સ્નાન અને શિવપૂજા કરવાને માટે કુંડમાં સ્નાન કર્યું. પ્રથમ સંકલ્પ યમુનોત્રીના બતાવ્યા પ્રમાણે કરી વિશેષ સંકલ્પ નીચે મુજબ કરવો. કેદારખંડે, બદ્રિકાશ્રમે, ગુપ્ત કાશીક્ષેત્રે, મણિકર્ણિકા કુંડે, ગંગાધારાયાં, સ્નાન મહં કરીષ્યે. એ પ્રમાણે બોલી મણિકર્ણિકાકુંડની અંદર ગંગાની ધારા નીચે ઉભા રહી સ્નાન કરવું, ત્યારબાદ મણિકર્ણિકા કુંડે ત્યાં સુધીનો પુરો સંકલ્પ કરી, વિશેષમાં યમુના ધારાયાં સ્નાન મહંકરીષ્યે એ પ્રમાણે ભણી, યમુનાની ધારા નીચે જઇ તેના જલથી સ્નાન કરવું. ત્યારપછી મણિકર્ણિકા કુંડે ફરીથી પાછો સંકલ્પ કરી જઈ વિશેષમાં દ્વી ધારાયાં મિશ્રજલે મણિકર્ણિકા કુંડતીર્થે સ્નાન મહંકરિષ્યે, એ પ્રમાણે સંકલ્પ કરી કુંડના જળમાં સ્નાન કરવું, ત્યારબાદ અમો ચંદન વિગેરે પૂજાપો લઇ દેવળમાં દાખલ થયાં, અને પ્રથમ ગણપત્યાદિ અન્યદેવોની ચંદન, અક્ષત; પુષ્પો. વિગેરેથી પૂજા કરી ષોડશોપચારથી શિવપૂજન શરૂ કર્યું, શિવપૂજનનો સંકલ્પ યમુનોત્રીના સંકલ્પ પ્રમાણે ભણી, કેદારખંડે, બદ્રિકાશ્રમે, ગુપ્ત વારાણસી ક્ષેત્રે, કાશી વિશ્વેશ્વરસ્યપૂજન મંહકરિષ્યે, એમ સંકલ્પ કરી ષોડશોપચારથી ભગવાન કાશી વિશ્વેશ્વરનું શ્રદ્ધા ભક્તિથી પૂજનાર્ચન કરી,

સપ્રેમ નમસ્કાર કરી, રુદ્રી કરવા આપી. તે પ્રભુનાં અલૌકિક દર્શન કરી ચિત્તની પ્રસન્નતા મેળવી અમારાં અહો ભાગ્ય માની. આ સ્થળે તે પ્રભુની કૃપાએ આવી પહોચ્યા. તે પુણ્યના પ્રતાપથી આ જન્મ ધરવાનુ સાર્થક થયું સમજી અમો કૃતાર્થ થયાં. જ્યારે અમો શંકરની આરતી ઉતારતાં હતાં તે વખતે એના અલૌકિક પ્રભાવથી અમારી તદાકાર વૃત્તિ થઈ, અમો ધ્યાન નિમગ્ન બની ગયાં હતાં. શંકરનાં દર્શન કરી તેમને પત્ર, પુષ્પ, ભેટ, દક્ષિણા, સમર્પણ કરી બહાર આવી, બીજા અન્ય દેવોનાં દર્શન કરવાથી થયેલો અલૌકિક આનંદ મેળવી મુકામે આવ્યા.

## ॥ શિવાષ્ટક ॥

પ્રભું પ્રાણનાથં વિભું વિશ્વનાથં જગન્નાથનાથં સદાનંદ ભાજં,
ભવદ્દભવ્ય ભૂતેશ્વરં ભૂતનાથં શિવંશંકરં શંભુ મીસાન મીડે. ॥૧॥
ગલે રૂંઢ માલંતનૌ સર્પ જાલં મહાકાલ કાલં ગણેશાધિપાલં,
જટા જૂટ ગંગોત્તરં ગૈવિશાલં શિવંશંકરં. ॥૨॥
મુદા માકરં મંડનં મંડયંતં મહામંડલં ભસ્મ ભૂષાધરંતં ॥
અનાદિ હ્યપારં મહામોહમારં શિવંશંકરં. ॥૩॥
તટાધો નિવાસં મહાટ્ટાટ્ટહાસં મહાપાપનાશં સદાસુપ્રકાશં ॥
ગિરીશં ગણેશં સુરેષં મહેશં શિવંશંકરં. ॥૪॥
ગિરીન્દ્રાત્મજા સંગૃહીતાર્ધ દેહં ગિરૌ સંસ્થિતિં સર્વદા સન્નગેહં ॥
પરબ્રહ્મ બ્રહ્માદિભિ ર્વંધ્યમનં શિવંશંકરં ॥૫॥
કપાલં ત્રિશૂલં કરાભ્યાં દધાનં પદાંભોજ નમ્રાય કામંદદાનં ॥
બલી વર્દયાનં સુરાણાં પ્રધાનં શિવંશંકરં ॥૬॥
શરચ્ચંદ્ર ગાત્રં ગુણાનંદ પાત્રં ત્રિનેત્રં પવિત્રં ધનેશસ્ય મિત્રં ॥
અપર્ણા કલત્રં ચરિત્રં વિચિત્રં શિવંશંકરં ॥૭॥
હરં સર્પ હારં ચિતાભૂ વિહારં ભવં વેદસારં સદા નિર્વીકારં ॥
શ્મશાને વસન્તં મનોજં દહન્તં શિવંશંકરં ॥૮॥
સ્તવંયઃ પ્રભાતે નરઃ શૂલપાણેઃ પઠેત્સર્વદા ભર્ગ ભાવાનુરક્તઃ ॥
સ પુત્રં ધનં ધાન્ય મિત્રં કલત્રં વિચિત્રઃસમાસાદ્ય મોક્ષંપ્રયાતિ॥૯॥

## ॥ શિવજીની આરતી ॥

જય શિવ શિવ શિવશંકર, જયગિરિજાધીશા;
જય જય કરૂણાસાગર, પશુપતિ જગદીશા—જયદેવ જયદેવ.૧
જટા જૂટ શિર ઉપર, સુરસરિ ધાર ચલે;
ચંદ્રકલા મસ્તકમેં, મુંડન હારગલેં—જયદેવ. ૨
ભાલ વિલોચન સુંદર, કુંડલ કાનનમેં;
ભૂષણ નાગ વિરાજીત, વાઘાંબર તનમેં—જયદેવ. ૩
અંગ વિભૂતિ મનોહર, ગૌર શરીર લસે;
કર ત્રિશૂલ પરશુવર, ગિરિજા સંગ બસેં—જયદેવ. ૪
ગિરિ કૈલાસ શિખર શુભ, સિંહાસન રાજે;
નંદી ગણ ગણનાયક, શોભિત દરવાજે—જયદેવ. ૫
ઋષિ મુનિ સુરગણ મીલકર, મહિમા ગાન કરે;
યોગી જન હિરદેમેં, નિશદિન ધ્યાન ધરે—જયદેવ. ૬
સકલ મનોરથ દાયક, દિનજન દુઃખ હર્તા;
જન્મ મરણ ભવ બંધન, હારણ, સુખ કર્તા—જયદેવ. ૭
પુરણ બ્રહ્મ નિરંજન, નિર્ગુણ ગુણ રાશિ;
સકલ જગત પ્રતિપાલન, કારણ અવિનાશી—જયદેવ. ૮
જો જન શિવકી આરતી, ગાયન નિત્ય કરે;
બ્રહ્માનંદ સહજમેં, સોભવ સિંધુતરે—જયદેવ. ૯

## ગુપ્તકાશી માહાત્મ્ય.

જ્યારે કલિયુગના અંતે જાતિવર્ણ ભેદ રહેશે નહિ, સર્વ ધર્મ નષ્ટ થશે, પૃથ્વી અધર્મથી વ્યાપ્ત થશે, ત્યારે મનુષ્યોને પાપરહીત કરી પવિત્ર કરનારાં તીર્થો પાતાલમાં જશે, અને કાશીક્ષેત્રનો મહિમા ઘટી શંકર કૈલાસમાં જશે, તે વખતે આ ક્ષેત્રનું ગુપ્ત માહાત્મ્ય શંકર પ્રગટ કરી મહા પાપી જીવોનો આ સ્થળે ઉદ્ધાર કરશે.

શંકર કહે છે કે હે દેવી, આ મારૂં પ્રિય ગુપ્તકાશી નામનું સ્થાન અત્રે ગુપ્તજ છે જેનાં સ્મરણ માત્રથીજ પાપપુંજનો નાશ થઈ જાય છે. હે પ્રિયે અહિં ઋષીઓએ મહા તપ કર-

વાથી સિદ્ધેશ્વર મહાદેવની અહીંયાં આવવાની પ્રસન્નતા થઈ છે. તેમજ, ગંગા તથા યમુના પણ અહિંયાં ગુપ્તરૂપમાં વહે છે, જેમાં સ્નાન કરવાથી મનુષ્ય મુક્તિનો લાભ મેળવે છે, અને અહિં શાસ્ત્રમાં કહ્યા મુજબ સોનું ને રત્નનું દાન કરવાથી અનંત ફળ મળે છે.

વળી એમ કહેવાય છે કે આ લિંગ કાશી વિશ્વનાથનું છે, જે ઔરંગજેબ બાદશાહના સમયમાં કાશીથી ગુપ્તપણે અત્રે લાવેલા હોવાથી આ સ્થાનનું નામ ગુપ્તકાશી પડયું.

**દેવ સ્થળનું વર્ણન**—આ દેવળની શરૂઆતમાં, સો ફુટ લાંબી પહોળી ફરતી કોટની માફક પૂર્વ અને ઉત્તર દક્ષિણ ધર્મશાલા છે, જ્યારે પશ્ચિમની બાજુએ બે પુરૂષ પુર ઉંચો કોટ ચણેલો છે અને તેની ચારે દિશાએ દરવાજા પણ છે સાત પગથીઆં ચઢતાં પૂર્વાભિમુખનું પ્રથમ દ્વાર ડેહેલા જેટલું લંબાઇ પહોળાઈમાં છે, તેમાં થઇ પાંચ પગથીઆં નીચે ઊતરતાં મણિકર્ણિકા કુંડ, કાશીવિશ્વનાથનું દેવળ, અને અર્ધનારીનટેશ્વરનાં એ ત્રણે દેવળના આજુબાજુના ફરતા વિશાલ ચોકમાં જવાય છે. આ બધા ચોક આસરે ૮૦ ફુટ સમચોરસ જગ્યામાં છે.

## મણિકર્ણિકા કુંડનું વર્ણન.

તે ચોકની શરૂઆતથી ૪ હાથ દૂર ચોકના મધ્યમાં ને દેવળના દ્વારના સામે દ્વારથી પૂર્વ તરફ ૬ થી ૭ હાથ દૂર એક મણિકર્ણિકા નામનો આઠ હાથનો સમચોરસ ચતુષ્કોણાકારનો કુંડ છે. તેમાં પૂર્વાભિમુખે બે ધારાઓ પડે છે. કુંડના મથાળાથી એક હાથની નીચાઇયે વાવ્ય ખુણા તરફની ગૌના મુખમાંથી જે ધારા પડે છે તેને ગંગાજીની ધારા કહે છે. ને નૈરૂત્ય ખુણા આગળ હાથીના મુખ જેવા ગણપતિનાં મુખમાંથી જે ધારા પડે છે તેને યમુનાજીની ધારા કહે છે, એમ કેદાર માહાત્મ્યમાં લખ્યું છે, ને તે પીતળના મુખવાળી બન્ને ધારાઓ છે. જ્યાંથી તે ધારાઓ નીકળે છે ત્યાંથી ત્રણ હાથની નીચાઈએ તે ધારાઓ આ કુંડના જળમાં પડે છે એ બન્ને ધારાઓના, મધ્યમાં દેવ-

ળના દ્વારથી પૂર્વ તરફ મોઢું રાખી ઉતરાય એવાં ૫ હાથ લાંબાં ને વેંત પહોળાં ચાર પગથીયાં છે, ફક્ત આજ માર્ગ કુંડમાં જવાનો છે, ને બન્ને ધારાઓ કુંડમાં ઉતરવાના પગથીયાંની બન્ને બાજુએ છે. કુંડમાં જલ છાતીપુર કાયમ રહે છે ને તેથી વધારે જલને બહાર નીકળી જવા માટે નૈરૂત્ય તરફ રસ્તો રાખેલો છે. ૪ પગથીયાં ઉતર્યા પછી કુંડની બન્ને બાજુ હાથ હાથના ગોર (પંડ્યા) લોકોને બેસવાના પરથાર પત્થરના કરેલા છે, જેથી પગથીયાંનો ભાગ સાંકડો બે હાથનો થાય છે. એવાં બીજાં પાંચ પગથીઆં ઉતરતાં કુંડના જલમાં નહાવાને જઇ શકાય છે. જલથી આરંભીને કુંડના મથાળા સુધી કુંડની ઉચાઇ બીજા ત્રણ હાથની છે. આ કુંડની સામી બાજુ પૂર્વમાં પશ્ચિમાભિમુખે પત્થરની, પૂર્વ દક્ષિણને ઉત્તરમાં એમ ત્રણે બાજુએ કુંડના મથાળાથી એક હાથ નીચી ને એક હાથ પહોળી એવી ફરતી કિનાર છે પશ્ચિમ દિશાની તે કિનારના મધ્યમાં પુર્વાભિમુખ કરી દેવળના દ્વારના સામો બેઠેલો નંદી છે. જેથી કુંડના ઉપલા માપ કરતાં તે કીનારથી નીચેના કુંડનુ માપ લંબાઇ પહોળાઇને ઉંડાઈમાં એક હાથ ઓછું થાય છે તે ફરતી કિનારથી બે હાથ નીચે કુંડમાંનુ જલ છે. ને તે પુર્વ સિવાયની ત્રણે દિશાઓમાં ૧ હાથ લાંબાંને વેંત પહોળાં એવાં દરેક દીશાના મધ્યમાં કુંડના મથાળેથી કિનાર સુધી આવી શકાય તેવાં ત્રણ પગથીઆં છે પરંતુ તે કિનાર પછીથી ત્રણે દિશાએ કુંડના જળમાં જવાનો રસ્તો નથી.

## કાશી વિશ્વનાથના દેવળનું વર્ણન.

કુંડ પૂરો થયા પછીથી ૮ હાથની જગ્યા વચ્ચે છોડી પ્રથમ કહેલાં બન્ને દેવળો આવે છે, આ દેવળોની દરેક બાજુએ પરિક્રમા કરવા માટે પાંચ પાંચ હાથની જગ્યાનો ફરતો ખુલ્લો ચોક આવી રહ્યો છે.

આ દેવળ ૩૨ થી ૩૫ ફુટની ઉંચાઈનું શિખરદાર ને સોનાનાં કળશ સહીતનું છે દેવળની લંબાઇ ૨૦ અને પહોળાઈ ૧૨ હાથની છે.

ત્રિયુગી નારાયણની માફક શિખર ઉપર ચારે દિશાના મળી સોળ સ્થંભનો તાંબાનાં પતરાં જડેલો ચતુષ્કોણ છાપરાવાલો મંડપ છે, તેના ઉપર સોનેરી મોગરો છે ને સફેત ધ્વજા પણ છે. તેમજ બીજું અર્ધનારી નટેશ્વરનું દેવળ સહેજ ઉંચાઈમાંને લંબાઈ પહોળાઈમાં કાશી વિશ્વનાથના દેવળથી નાનું છે. તે પછી પશ્ચિમમાં જતાં દેવળમાં જવા માટે ચઢવાનો ઓટલો ત્રણ હાથ* સમચોરસને વેંત ઉચો છે તેના ઉપર બીજું દોઢ હાથ સમચોરસને વેંત ઉંચું પગથીઉં છે. તે પછી દેવળનો ભાગ શરૂ થાય છે, દેવળમાં પ્રથમ પૂર્વાભિમુખનું પેસવાનું સભા મંડપવાળું દ્વાર આવે છે, તે દ્વાર બે હાથ પહોળું અને ત્રણ હાથ ઉંચું છે. દ્વારની બન્ને બાજુએ દિવાલમાં ગોળાકાર બે હાથ ઉંચા એક હાથ પહોળાને ત્રણ ઇંચ ઉંડા ખાલી ગોખલા છે. તે ગોખલાની નીચે બબ્બે મૂર્તિઓ સાથે, વેંત વેંતની ઉંચાઈવાળી ફકત કમ્મરને પગ વિનાની, માથાને છાતીના ભાગવાળી છે.

સભા મંડપમાં પેસવાનાં દ્વારના બાર શાખની ઉપર તેનાં મધ્યમાં પ્રથમ અષ્ટદલ કમલની આકૃતિ એક શુભ ચિન્હ તરીકે કહાડેલી છે ને દ્વારનું ચોકઠું પાકા પત્થરનુ બનાવેલુ છે. તેની ઉપલી બાજુ દોઢથી બે હાથની ઉંચાઇએ ભૈરવનાથનું ફકત મુખારવિંદ ચહેરાના ભાગમાં સ્થાપિત કરેલું છે.

ત્રિયુગીનારાયણની પેઠે અત્રે પણ ગરૂડની માફક મંડપથી ઉંચે મુખ્ય દેવળના ઉપર મધ્ય ભાગે પૂર્વાભિમુખે દિવાલમાં બે હાથના ગોળમેહેરાપના ચાર થાંભલા ઉપર છાપરૂં ને શિખર છે, તેવા મંડપમાં વાઘનું સ્વરૂપ સ્થાપન કરેલુ છે, મુખ્ય દ્વારની બન્ને બાજુએ જય ને વિજય દ્વાર પાલો છે, દેવળના દ્વારમાં પેસતાં સભામંડપમાં જવાય છે તે ૫ થી ૬ હાથનો સમચોરસ છે, ત્યાંથી શંકરના લિંગવાળા દ્વારમાં પેસતાં પહેલાં દ્વારની જમણી બાજુએ જમીનથી ૧ાા હાથની ઉંચાઇએ એક હાથની પહોળાઇનાને ૨ હાથ ઉંચાઈવાળા ગોખલામાં ગણપ-

તિની મૂર્તિ છે, અને દ્વારની ડાબી તરફ તેટલેજ ઉંચે તેટલાજ માપના ગોખલામાં કાર્તિકસ્વામી બિરાજેલા છે.

અત્રેના શંકરને કાશીવિશ્વનાથ કહે છે અને મંદીરને કાશીવિશ્વનાથનુ મંદીર કહે છે, કાશીવિશ્વનાથનાં લિંગ ઉપર લિંગથી બે હાથ ઉંચે ચાંદીનું સોળ આંગળના કંપાસના ઘેરા વાવાળું છત્ર લટકાવેલું છે. તે છત્રના નિચેની કિનાર ઉપર પાંદડીના આકારની ફરતી ઝુલતી ઝાલર ગોળાકારે મુકેલી છે, તેમજ જેમાં બંગાળી ૧॥ શેર જળ ભરી શકાય એવડી ચાંદીના છત્રની નીચે શંકરના લિંગની ઉપર ગળતી (અભિષેકીયું) લટકાવેલું છે તેમાંથી લિંગ ઉપર જળ ટપકયા કરે છે. લિંગને ફરતી જળાધારી ચાંદીની છે. જળાધારીના આગળ લિંગથી પૂર્વતરફ દ્વારના સન્મુખ પૂર્વાભિમુખે, યાત્રિઓ દર્શન કરી શકે એમ, એક હાથના સમચોરસ પથ્થરના બનાવેલા બાજઠ ઉપર ચાંદીની ઉત્તમ મુખારવિંદવાળી કાશીવિશ્વનાથની ભોગમૂર્તિ શણુગારીને મૂકેલી છે. લિંગની પાછલી બાજુએ ભીંતમાં એક હાથ ઉંચાઈએ બે હાથ સમચોરસ ગોખમાં ચાંદીથી મઢેલી એક હાથ ઉચાઈની પાર્વતીજીની પાષાણુની મૂર્તિ છે તેનો દેખાવ, દેદીપ્યમાન, ભવ્ય અને સુંદર લાગે છે. શંકરનું લિંગ સ્વયંભૂ છે, એટલે કોઇએ ત્યાં લાવીને સ્થાપિત કરેલું નથી, પણ પોતેજ ત્યાં ઉત્પન્ન થએલા કહેવાય છે. તેની ઉંચાઈ વેંત એકની અને સોળ આંગળના કંપાસના ઘેરાવા જેટલી છે.

**અર્ધનારી નટેશ્વર**—શ્રી કાશીવિશ્વનાથના દેવળથી ડાબી બાજુના એક દેવળમાં અર્ધનારીનટેશ્વર નામના શંકર બિરાજે છે. દેવળના સભા મંડપમાં એક નાનો નંદી અર્ધો ફુટનો, પીતળનો, અર્ધો હાથની બેસણીના ઉપર છે, સભામંડપની બહાર દ્વારથી પૂર્વ તરફ ચાર હાથના છેટે હાથની ઊંચી બેસણી ઉપર સવા હાથ ઉંચાઈનો અને તેટલીજ લંબાઈનો બીજો નંદી પણ છે, દેવળની અંદર પછીત તરફ પશ્ચિમમાં ત્રણ હાથ લાંબી એક હાથ ઉંચી ને એક હાથ પહોળી, આરસપહાણની, વૃષભ

(પોઠીયા) ઉપર બેઠેલી શંકરનાં સ્વરૂપની તેજસ્વી, દેદીપ્યમાન, મનમોહક. ચિત્તાકર્ષકને અતિ સ્વરૂપવાન અર્ધનારી નટેશ્વરની મૂર્તિ બિરાજે છે. આ મૂર્તિમાં પુરૂષાકાર અર્ધું જમણુ અંગ શંકરનું અને સ્ત્રીના આકારનું અર્ધું ડાબું અંગ પાર્વતીજીનું એમ બન્ને અંગ સાથેજ મળીને એક સ્વરૂપ દેખાય છે. શંકરના જમણા અંગના માથામાં જટા અને દરેક વસ્ત્ર પુરૂષને છાજતાં જેવાં કે જામો. દુપટ્ટો ધોતીયું વિગેરે પહેરાવેલું હોય છે. મસ્તકે અર્ધચંદ્રમા છે અને તેમની જટામાંથી ગંગાજી નીકળી શંકરના જમણા હાથ તરફ થઈ વહેતાં હોય તેવો આકાર પણ દેખાય છે, અને ગળામાં તેમજ જટા આગળના કપાળના ભાગમાં એમ દરેક સ્થળે સર્પોનુ આભૂષણ પણ શંકરસ્વરૂપને છે; જ્યારે ડાબું પાર્વતીજીનું આખું અંગ સ્ત્રીના દરેક અંગના શણગારોથી સુસજ્જીત છે. તેમના લલાટમાં ચાંલ્લો, નાકમાં નથ, પગમાં ઝાંજર છે, ને તેમને બીજાં વસ્ત્રાભૂષણો વિગેરે સર્વ સ્ત્રીનોજ શણગાર પહેરાવેલો છે, આ મૂર્તિ જોનારને ચિત્તાકર્ષક અને તેજોમય સ્વરૂપવાનને જાણે તાદ્રશ્ય હમણાંજ બોલશે એવી દર્શન દેતી જણાય છે. શંકરની જમણી બાજુએ બદ્રિનારાયણની ચાંદીના પત્રાં ઉપર સોનેરી ઢોળ ચડાવેલી ઢાલ સહિતની મૂર્તિ છે.

**પાંડવ વિગેરે દેવો**—અર્ધનારી નટેશ્વરના દેવળની ડાબી બાજુએ ૪ ફુટના રસ્તાની જગા છોડી, એક ત્રણ હાથ ઉંચા ઓટલા ઉપર છુટી અડાળીવાળી જગ્યામાં જતાં, ઉત્તર તરફનાં પાંચ પગથીયાં છે તે ચડતાં, સન્મુખ દક્ષિણાભિમુખની ભીમની પાષાણની મૂર્તિ છે, તેમના જમણા હાથ તરફ વસ્ત્રાલંકાર પહેરાવેલી દ્રૌપદીની મૂર્તિ છે, તેમની જમણી બાજુએ કુંતાજી પણ વસ્ત્રાલંકાર સહિત છે, ને ત્યાં બદ્રિનારાયણની મૂર્તિ પણ છે. તેમની જમણી બાજુએ ગણેશ, ને ડાબી બાજુએ લક્ષ્મીજીને ગરુડજી છે, તે પછી જમણા હાથ તરફ પુર્વાભિમુખે બેઠેલી યુધિષ્ઠિર, અર્જુન, સહદેવ, અને નકુલની મુતિઓ છે.

પૂજા કરવા માટે અત્રે પણ બિલિપત્ર મળતાં નથી, જેથી

સૂકાં બિલિપત્રો ત્રિદળવાળાં પોતાની પાસે રાખવાં, ને રાખ્યાં હોય તો તેનો આવે સ્થળે ઉપયોગ કરવો.

અત્રે ગુપ્તદાન કરવાનો મહિમા છે. કાંસાની થાળીઓમાં કે નાળીએરના સુકા ગોટાની ડગરી ઉખેડી તેમાં જે દાન કરવું હોય તે રકમ મૂકી થાળીઓ બંધ કરી ઉપર સુતર વીંટી દેછે; અથવા તે નાળીયેરના ગોટાને ડગરી મારી, તે થાળી કે નાળી-યેરનો ગોટો બ્રાહ્મણને દાન તરીકે આપે છે.

વળી અત્રેથી કેદારનાથના રસ્તામાં ઘડી ઘડી વાદળાં ચઢી આવી વરસાદનાં ઝાંપટાંઓ કેટલીક વખત પડયાજ કરે છે અને હવા બહુજ શરદી વાળી રહે છે.

અત્રે સને ૧૯૦૫ થી ગંગોત્રી યમુનોત્રી તરફના ભાગ સિવાય બધે ઠેકાણે અંગ્રેજી અમલ શરૂ થયો છે.

અત્રે અમોએ રસોઇ ચાલુ કરી અને ત્યાં આગળ મળતી ફુદીનાની મોટી ૫ થી ૬ જુડી પૈસે પૈસે લઈ સુકવણી કરી હતી તેનો દરેક વખતે ચા બનાવતાં ઘણોજ સારો ઉપયોગ થતો હતો, અને ચામાં ફુદીનાનો સુગંધ આવતો હતો. આજે નાળા ચટ્ટીથી લીધેલું કોળાનું શાક અને ભજીયાં પણ કર્યાં હતાં. અત્રે મોદીની દુકાનમાં કાપડ, વાસણ, ને ઘણી જાતના સુકા મેવાઓ મળતા હતા. તેમાં અમે તેને ત્યાંથી જેને **ચીનગુજા** કે **નેજાં** કહે છે તે ચીનાઈ મેવો વેચાતો ૧) રૂ. શેર લીધો હતો, ને મોદીનો આંકડો ચુકતે કરી, ગોરને ભોજન વિગેરે દક્ષિણા આપી, તેના ચોપડામાં નામ ઠામ લખી આપી, અમારી સહી કરી, સાંજે અમે બધા અત્રેથી ઉખી મઠ જવા નીકળ્યા.



## દૃશ્ય ૩ જું.

### " રૂદ્ર પ્રયાગથી ગુપ્ત કાશી. "



યાત્રિ ગંગોત્તરીને યમુનોત્રી ન જતાં ફક્ત કેદારનાથ જઈ બદ્રિનારાયણ જાય છે તેઓ દહેરાદુનને રસ્તે ન જતાં પરભાર્યો હરદ્વારથી હૃશીકેશને લક્ષ્મણ ઝોલાને રસ્તે દેવપ્રયાગ થઇ રુદ્ર પ્રયાગ આવે છે. રુદ્ર પ્રયાગથી જમણા હાથને રસ્તે જતાં બદ્રિનારાયણ જવાય છે, જ્યારે ડાબે હાથે અલકનંદા ગંગાનો ઝુલતો પુલ ઉતરી કેદારનાથ જવાય છે, અને તેજ રસ્તે જતાં વચ્ચે ગુપ્ત કાશી આવે છે. આ પુસ્તકમાં ગુપ્ત કાશીથી કેદારનાથ સુધીની હકીકત આવી ગએલી છે, જ્યારે રુદ્ર પ્રયાગથી હરદ્વાર સુધીની માહીતી બદ્રિનારાયણથી હરદ્વાર જતાં આપવામાં આવશે, જેથી અત્રે ફક્ત રૂદ્રપ્રયાગથી ગુપ્તકાશી સુધીની હકીકત લખીયે છીએ. અમો રુદ્રપ્રયાગથી ગુપ્તકાશીને રસ્તે ગયા નથી કેમકે યમુનોત્તરીથી ગુપ્તકાશી બારોબાર જવાય છે. રુદ્રપ્રયાગને પુનાડ પણ કહે છે.

રુદ્રપ્રયાગથી ૨ મૈલ પર પગકેડીને જુદે રસ્તે શ્રી કોટેશ્વર મહાદેવનાં દર્શન છે. એ રસ્તે જતાં ચમોલીકે લાલસંગે જવાય છે, પણ ગુપ્તકાશી જવાનો રસ્તો નીચે પ્રમાણે છે.

**છતોલી,**—રુદ્રપ્રયાગથી–૫ મૈલને માર્ગ સીધો છે. વચમાં ૨ મૈલ પર એક પાણીની ધારા ઉંચેથી પડે છે. ત્યાં ધર્મશાળા ને દુકાન છે.

**તીલવાડા,**—છતોલીથી ૧ મૈલ છે ત્યાં ૮ થી ૧૦ છાપરાંને દુકાન છે.

**મઠ,**—તીલવાડાથી ૧ મૈલ છે. રસ્તો સહેજ ચડ ઉતર ને સીધો છે. આ પ્રમાણે બીજી મઠ નામની ચટ્ટી બદ્રિનારાયણને રસ્તે લાલસંગથી આગળ જતાં ૨ મૈલ પર છે.

**અગસ્ત્ય કે અગસ્ત્ય મુનિ,**—રામપુરથી ૧॥ મૈલ છે. રસ્તામાં ત્રિપુરેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાંથી આગળ ચાલતાં માર્ગની આજુ બાજુની સુંદર વન લીલા મનોહર લાગે છે. ત્યાં ૧૫ ૧૬ છાપરાંને દુકાનો છે. આ દરેક ચટ્ટીઓનો રસ્તો સાધારણ ચડ ઉતરનો છે અને સીધો છે. અગસ્ત્ય ચટ્ટીમાં સરકારી ધર્મશાળા ને અગસ્ત્ય મુનિનું મંદિર છે. તેમજ, નવ ગ્રહો, ગણેશ, શંકર, યજ્ઞશાળા કે જેમાં દર બારવર્ષે યજ્ઞ કરવામાં આવે છે તે, વિગેરે દર્શનીય સ્થાનો છે. તેમાં અગસ્ત્ય મુનિની ત્રાંબાની મોટી મૂર્તિની બગલમાં કટાર છે. તેમની પાસે બે શિષ્યો પણ છે. મંદિર આગળ ગણેશને દેવળની જમણી બાજુ શિવલિંગ છે. ત્યાંથી આગળ પગકેડીને રસ્તે ૨ મૈલ પર શીલેશ્વર મહાદેવ છે. ત્યાં અગસ્ત્ય મુનિએ તપ કર્યું હતું. ત્યાં પોસ્ટ ઑફીસ પણ છે. આ ચટ્ટી ગંગા કિનારા ઉપર છે.

**મહાદેવપુરી,**—અગસ્ત્યથી ૧ મૈલ ને-૪-૫ છાપરાં ને દુકાન છે. માર્ગ સીધો છે.

**ચંદ્રપુરી,**—મહાદેવપુરીથી ૧ મૈલ ને-૧૫-૧૬ છાપરાં ને દુકાન છે, ને શ્રી ચંદ્રેશ્વર મહાદેવનું અણઘડલિંગ મંદિરમાં છે. આગળ ચાલતાં મેદાનનો રસ્તો શરૂ થાય છે.

અત્રેથી કુંડ ચટ્ટી સુધી સહેજ ચડ ઉતરનો ને સીધો રસ્તો છે, સૌન્ડી, ચંદ્રપુરીથી ૦॥ મૈલ છે.

**ભીરી કે ભીમઝુલા,**—સૌન્ડીથી ૪ મૈલ છે, ત્યાં ધર્મશાળા ને દુકાન છે, ને ત્યાં લોઢાનો પૂલ છે, ને ભીમસેનની ને સત્યનારાયણની મૂર્તિઓ છે, અને ત્યાં પત્થરોમાં કોતરેલી નાની મોટી ૩૨ મૂર્તિઓ છે. આગળ ચાલતાં બળભદ્રજીનું મંદિર છે.

**પોખરી કે કોણીયા,**—ભીરીથી ૧ મૈલ છે. ૭ ૮ છાપરાં ને દુકાન છે.

**કુંડ,**—પોખરીથી ૩ મૈલ, માર્ગ ઉતરાઇનો છે. ૮—૧૦ છાપરાં ને દુકાન છે. ત્યાંથી ૧ મૈલ જતાં ભિક્ષુકની કોટડીનું સ્થળ આવે છે, ત્યાં પર્વતપરની ચઢાઇના, અચલ સડકથી પગ

કેડીને રસ્તે ૩ મૈલ જતાં, આંખાના બાપ બાણાસુર દૈત્યનું શોણિપુર ગામ આવે છે, ને કેદારનાથના દરેક પંડયાઓ ત્યાં રહે છે બાણાસુરના કિલ્લાની ને ઘરની હજી પણ નિશાની છે, ને બાણાસુર, અનિરૂદ્ધ, પંચમુખી બાણેશ્વરમહાદેવ, વગેરેનાં દર્શન પણ અત્રે છે.

ગુપ્ત કાશી,—કુંડથી ૨ મૈલ. માર્ગ ૧ માઇલ ચડાઇનો ને સહેજ સીધો છે, વચમાં એક પાણીની ધારા પર્વતપરથી પડે છે. એ પ્રમાણે રૂદ્ર પ્રયાગથી ગુપ્ત કાશી ૨૪ મૈલ છે. રૂદ્ર પ્રયાગથી ગુપ્ત કાશીનો રસ્તો ગંગોત્તરીથી કેદારનાથ થઇ ગુપ્ત કાશીએ આવનાર યાત્રીને આવતો નથી તેથી અમારે તે રસ્તે જવું પડયું નથી.

## દૃશ્ય ૪ થું.



ગુપ્તકાશીથી ઉખીમઠ.

ઉખીમઠ,—ગુપ્તકાશીથી ૩ મૈલ. રસ્તો અખડા બખડીનો, સીધી ઉતરાઇનો. અને પગદંડીનો છે. એવો ૧॥ મૈલનો રસ્તો પસાર કરી અમો મંદાકિની ગંગાના પૂલ આગળ આવ્યા. આ રસ્તો ઘણોજ અગવડ ભરેલો હોવાથી જેઓને જાપાનમાં બેસી સુખરૂપ મુસાફરી કરવી હોય તેણે અત્રેથી પરભાર્યા ઉખીમઠે ન જતાં એક મૈલ પાછા નાળા ચટ્ટીએ જઇ ત્યાંથી પ્રથમ કહેલા ડાબા હાથના ઉખીમઠને રસ્તે જવું ફાયદાકારક છે. તેમાં એક મૈલનો રસ્તો વધારે ચાલવો પડે છે, પરંતુ, તે બધો સડકનો સુખરૂપ રસ્તો હોવાથી યાત્રિ વિના તકલીફે જઇ શકે છે. આ પૂલ આગળ નાળા ચટ્ટીથી આવનાર અને ગુપ્તકાશીથી પરભાર્યા આવનાર એ બન્ને યાત્રિઓ એકઠા થાય છે. અત્રે મંદાકિની ગંગા પરનો ઝૂલતો પૂલ છે.

તે પૂલ સને ૧૯૧૩માં કરાવ્યો છે. તે ઉતરી સામે કિનારે જઈ દોઢ મૈલની સખત ચડાઇ ચડી છેક સાંજના અમો ઉખીમઠે આવી પહોંચ્યા. જ્યારે મઠ અર્ધા ફર્લાંગ દૂર રહ્યો કે ૧૧ થી ૧૨ સમાધિ મંદિરો ૩ થી ૪ હાથની ઉંચાઈનાં એકજ જગ્યો-એ રસ્તાથી જમણી બાજુએ દવાખાનાની પાસે દેખાયાં ત્યાંથી ચાલી અમે દેવળની નજીકમાંજ મોદીએ બંધાવેલા પાકા મકાનમાં ઉતારો કર્યો. આ સ્થળ કેદારનાથથી ૩૫ાા મૈલ દૂર છે. ને મંદાકિની ગંગાના કિનારા ઉપર ગંગાનાં જળથી ૧ાા મૈલના ચઢાવવાળા પર્વતના શિખરની ટોચ ઉપર આવેલું છે. તેમજ, સામે કિનારે ગુપ્તકાશી પણ એજ રીતે મંદાકિની ગંગાના જળથી પર્વતપર ચઢતાં પહાડના ઉંચા શિખરની ટોચ પર આવેલું છે. બન્ને સ્થળો સીધી લીટીમાં એક બીજાની સામ સામે હોઈ અરસપરસ જોઇ શકાય છે, અને ત્યાં જો સીધી સડકથી જવાનું હોય તો બેથી ત્રણ ફર્લાંગ જેટલુંજ દૂર જણાય છે, છતાં તે ૩ મૈલ થાય છે. આ ગામ નાનું પણ ઘણું શોભાયમાનને રળીયામણું દેખાય છે, ને હવા ખાવાની ઉત્તમ જગ્યા છે. પોસ્ટ ઑફીસ, દવાખાનું, ને સદાવ્રત પણ છે, ૧૦ થી ૨૦ મોદીની દુકાનો અને વસ્તીવાળું છે. બજાર સારો છે. પાકાં મકાનો ઘણાં બંધાવેલાં છે. વાસણ, કાપડ, અને યાત્રિને ઉપયોગી વસ્તુઓ તેમજ અત્રેના પહાડી પ્રદેશનાં બરની દરેક ચીજો અત્રે મળી શકે છે. ગુપ્તકાશીમાં પણ દરેક ચીજો મળે છે ખરી પરંતુ તે અત્રેથીજ ખરીદી જાય છે. અત્રે શ્રી કેદારનાથની ગાદીના મુખ્યાધિકારી રાવળ શ્રી ૧૦૮ રહે છે. અત્રે કેદારેશ્વરનુ લિંગ છે ૬ માસ પટ બંધ થતાં આ લિંગની પૂજા અત્રેજ ૬ માસ સુધી કરવાથી કેદારેશ્વરનું પૂજન કર્યું મનાય છે, અને કેદારેશ્વરના પૂજારીયો પણ તે ૬ માસ અત્રેજ આવી રહે છે, ને તે અરસામાં બદ્રિનારાયણની માફક કેદારેશ્વરનું પૂજન બ્રહ્માદિ દેવો કરે છે, તેથી જ્યારે પટ ખુલે છે તે દિવસે કેદારેશ્વરનું પૂજન જાણે હમણાજ કર્યું હોય એમ સ્પષ્ટ જણાય છે.

અત્રેથી થોડે દૂર રુદ્રનાથ શિવજીનું લિંગ એક ગુફામાં છે. ત્યાં શ્રાવણ માસમાં કમળ પૂજા કરવાથી મન વાંછિત ફળ પ્રાપ્ત થાય છે. મુકામની સગવડ કરી અમો દર્શન કરવાને માટે મઠમાં ગયા. અત્રેનાં દર્શન પણ અલૌકિક, મનની, પ્રસન્તાને વધારનારાં છે. સખત ટાઢ અને પહાડી પ્રદેશમાં ફરવાથી થએલા અસંતોષ છતાં, આવાં રમણીય અને શુશોભિત સ્થળોએ બિરાજતા દેવોનાં દર્શનો કરતાં તે પડેલો પ્રયાસ ને થએલો અસંતોષ તદ્દન ભૂલી જવાય છે, અને હૃદયમાં અલૌકિક આનંદ ઉત્પન્ન થાય છે, ઓમ્કાર નાથનાં મંદિરમાં જઈ અમોએ દર્શન કર્યાં. અત્રે ઘણા દેવ દર્શન હોવાથી જાતે દર્શન કરતાં પૂરી સમજણ પડી શકે તેમ નહતું જેથી ઓમકારેશ્વરના પૂજારીના પુત્રને સારી દક્ષિણા આપવાની કરી તેને સાથે લઈ દરેક દેવોનાં દર્શનોના સ્થળનું તેને જે જે ખબર હતી તેની અને તેટલી માહીતી મેળવીને દર્શન કર્યાં હતાં.

## ઉખી મઠ.

પ્રથમ મઠમાં અને દેવળમાં પેસવાનું દક્ષિણાભિમુખનું, કે જેમાં હાથી પણ પ્રવેશ કરી શકે તેવું, અઢી પુરૂષ પુર ઉંચું અને પાંચ ફુટ પહોળું, પત્થરના બાર શાખવાળું અને લાકડાના બંન્ને કમાડવાળું, મોટું મુખ્ય દ્વાર છે. તેમાં પ્રવેશ કરતાં તરતજ ત્રણ ચાર પગથીઆં ઉત્તરાભિમુખે, તે પછી બીજાં ચાર પશ્ચિમાભિમુખે, બીજાં ત્રણ પગથીઆં પાછાં ઉત્તારાભિમુખે, ચઢતાં, એક મોટા છૂટા ચોકમાં જવાય છે. તે પછી ૫૦ થી ૬૦ હાથ પૂર્વથી પશ્ચિમ સુધી લાંબો અને ૨૦ હાથ દક્ષિણોત્તર પહોળો પત્થરથી જડેલો એવો એક વિશાળ ચોક આવે છે. તે ચોકમાં પ્રથમના દરવાજાની ઉપર પૂર્વથી પશ્ચિમ સુધી ૬૦ હાથ બારી બારણાં વાળી કોટની માફક દરવાજાના બહારથી ભવ્ય દેખાતી બે માળની ધર્મશાળા છે આ ચોક પછી ઉત્તર તરફથી આશરે દશ પગથીઆં ચઢતાં બીજો છૂટો ઓટલો આવે છે.

**ઓખાનું દેવળ**--તે ઓટલાપર જતાં જમણા હાથે પૂર્વ તરફ ઓખા ( ઉષા )નું મંદિર છે. ત્યાં ચાર પગથીઆં ચઢતાં છૂટી આંશરીમાં જવાય છે, ને તેમાં ત્રણ હાથ આગળ જતાં મંદિરના સભા મંડપમાં પ્રવેશ પૂર્વાભિમુખે કરવાનું દ્વાર આવે છે. તે દ્વારની જમણી બાજુએ ભૈરવનાથ ગણપતિ, અને બભ્રુવાહનનાં સ્વરૂપ છે. દ્વારની બહાર બંન્ને બાજુ બે વાઘની ચોકીઓ છે. ત્યાં પૂર્વાભિમુખે સભા મંડપમાં જવાય છે. તેમાં દાખલ થયા પછી પાછું ઉત્તરા ભિમુખનું ઓખાનાં મંદિરમાં પ્રવેશ કરવાનું દ્વાર છે, આ દેવળ ૧૫ હાથ ઉચાઇનું શિખર દાર સુવર્ણ કળશ સાથેનું ઉપર ૧૬ સ્તંભના છાપરાવાળું છે. ને તેનાં શિખર ઉપર ધજા ફરફરે છે. સભા મંડપમાં ઓખાની મૂર્તિવાળા ખંડના દરવજા બહાર દ્વારમાં પેસતાં ડાબી બાજુએ ને નીકળતાં જમણી બાજુએ ભીંતની નજીકમાં દક્ષિણથી ઉત્તર તરફ અનુક્રમે પ્રથમ અન્નપૂર્ણા દેવી ને બ્રહ્મા વિષ્ણુ, શંકર, એ ત્રણે દેવો લિંગાકાર છે. તે પછી કેદારનાથ, મધ્યમેશ્વર, તુંગનાથ, રૂદ્રેશ્વર, ને કલ્પેશ્વરનાં જળા ધારી સહિત લિંગો છે. આ દરેક લિંગ ફરતા ચાર ઇંચના ઘેરાવાવાળાં અને પોણા ફુટથી એક ફુટની ઉચાઇ વાળાં છે એ પ્રમાણે અત્રે પંચકેદારનાં દર્શન કરી ઓખાના મંદિર વાળા ભાગમાં પ્રવેશ કરતાં, ઓખા-માઈનાં દર્શન છે. ઓખાની ડાબી બાજુએ ચિત્ર લેખાની મૂર્તિ છે, ત્યાં ભીમની નાની ગદા છે. ઓખાના ચરણ આગળ નીચે વરાહની તાંબાના પત્રા પર કોતરેલી આકૃતિ છે. તેમજ વારાહની બંને બાજુએ બીજી બે તાંબાના પત્રાપર ચીતરેલી ક્ષેત્ર પાળની મૂર્તિઓ પણ છે.

**ૐકારેશ્વરનું દેવળ**—ઓખાના મંદિરનાં દર્શન કરી પાછા ઓટલાપર આવી પશ્ચિમ તરફ જતાં દશ હાથને છેટે ૐકારેશ્વર નાંદેવળની બહારની બાજુએ છૂટી જમીનમાં ચાર હાથ સમચોરસ જગ્યા ઉપર ચાર થાંભલા મૂકી બનાવેલો છાપરાવાળો મંડપ આવે છે. તેના મધ્યમાં પાશાણનો નંદી એક ફુટની બેશણી

ઉપર ૧ હાથની લંબાઇનો ને એક હાથની ઉંચાઇનો છે. તે નંદીની પાછળ અર્ધા ફુટને છેટે એક હાથનો સમચોરસ ને ઉંડો હવનનો કુંડ તેની ઉપર પત્થરની છાટ ઢાંકેલી છે. તે ઉઘાડીને તે કુંડ અમોને બતાવ્યો હતો, તે મંડપમાં પ્રવેશ કરી નંદીના મુખ આગળથઇ દક્ષિણાભિમુખના દ્વારમાં ઉત્તમ તરફ પ્રવેશ કરી સભામંડપમાં જવાય છે. દ્વાર આગળ ઉંચે ઘંટ લટકાવેલો છે. આ ખંડ ૭ હાથ સમચોરસ છે. આ દ્વારની બહાર બન્ને સાખો આગળ પેસતાં જમણે હાથે વિષ્ણુની ને ડાબે હાથે બ્રહ્માની મુર્તિઓ છે, અને સભામંડપમાં દાખલ થયા પછીથી ૐકારેશ્વરનું અંદરનું મુખ્ય દ્વાર પશ્ચિમાભિમુખે હોવાથી આપણે પૂર્વ તરફ મુખ કરતાં મુખ્ય દ્વાર આગળ ઉભા રહીને લિંગનાં દર્શન થઇ શકે છે. કોઇને અંદર લિંગવાળા ખંડમાં જવા દેતા નથી ને પૂજન પણ કરવા દેતા નથી.

**સભા મંડપના દેવોનાં દર્શન**—ૐકારેશ્વરના સભામંડપ પછીના અંદરના મુખ્ય દ્વારની જમણી શાખની બાજુએ, એટલે દ્વારમાં પેસતાં ડાબે હાથે ને બહાર આવતાં જમણે હાથે, ભીંતમાં જમીનથી દોઢ હાથ ઉંચાઇના ને એક હાથના લાંબા પહોળા ગોખમાં પશ્ચિમાભિમુખે ગણપતિ, તે પછી તેની જમણી બાજુએ ઉત્તર દિશામાં દક્ષિણાભિમુખે અનુક્રમે આદ્ય બદ્રીબિશાલ, તેમની સાથે જમણી બાજુ ઉદ્ધવજી ને ડાબી બાજુ લક્ષ્મીજી છે. બદ્રીનારાયણની મુર્તિને વસ્ત્રાલંકારથી શણગારેલી હોવાથી દેદીપ્યમાન દેખાય છે. તે પછી કેદારનાથ છે ને તેમની સાથે પાર્વતીજી પણ છે. ત્યાં ધાતુના પત્રામાં ત્રિયુગી નારાયણ, ગંગોત્રી, મહારૂદ્ર, ભૈરવનાથ, અષ્ટ ધાતુના છે, ને તે પછી મોરકળાના ઘુમટમાં તુંગનાથની ધાતુની મૂર્તિનાં અલૌકિક દર્શન વસ્ત્રાલંકાર સહિત છે, તે પછી ગૌરીશંકર બે હાથ ઉંચા ગોખમાં છે. તેની નીચે સત્યનારાયણ ને બાજુમાં ત્રિશૂલ છે. તે પછી પશ્ચિમ દિશામાં પૂર્વાભિમુખે ગૌરીશંકર ને ૐકારેશ્વરના મુખ્ય દ્વારની સામે ૧॥ હાથ ઉંચાઇએ દેવળની ભીંતોમાં પૂર્વાભિમુખે ૨॥

હાથની ઉંચાઇની ઉભેલી અનિરૂદ્ધની મૂર્તિ છે. તેમાં બદ્રીનારાયણ, કેદારનાથ, તુંગનાથ, ગૌરીશંકર, અને અનિરૂદ્ધ, એ મૂર્તિઓ વસ્ત્રાલંકાર સહીત છે, તે પછી સભામંડપમાં પેસવાના દ્વારમાં પેસતાં જમણે હાથે દક્ષિણ દિશામાં ઉત્તરાભિમુખે અન્નપૂર્ણા, ને ઓમકારેશ્વરની, અને મુખ્ય દ્વારની ડાબી શાખ તરફ પૂર્વમાં પશ્ચિમાભિમુખે વિષ્ણુ ભગવાનની શંખ, ચક્ર, ગદા, પદ્મ, ધારણ કરેલી ચતુર્ભુજ સ્વરૂપમાં, દોઢ હાથ ઉંચાઈના ને લાંબા પહોળા ગોખલામાં, એક હાથની ઉભેલી મૂર્તિ છે; ને સભામંડપના મધ્ય ભાગમાં ૐકારેશ્વરના લિંગની સામે મુખ કરીને ડમરૂના આકારના ઘડેલા એક હાથના લાંબા પહોળા ને ઉંચા પત્થરપર બેઠેલો પીત્તળનો નંદી, નવ ઇંચ જેટલો છે, નંદીના મુખ આગળ લાડુ ભરેલું પીત્તળનું પાત્ર મૂકેલું છે, અને લાડુના પાત્રની પાસે છ આંગળની ઉંચાઇનો પિત્તળનો શિવગણ ઉભો રહીને નંદીને લાડુ ખવડાવતો હોય તેવો દેખાવ તાદ્રશ્ય દેખાય છે, ને ઊંચે છતમાં લૂગડાંનો ચંદરવો મઢેલો છે.

**ૐકારેશ્વરનાં દર્શન**—ત્યાંથી એક પગથીઉં ચઢીને દ્વારની અંદર બે પગથીઆં ઊતરી દેવળના મુખ્ય ભાગમાં જવાય છે. આખંડ ૪ હાથ લાંબો ને ૭ હાથ પહોળો છે. આ દેવળમાં પંચમુખી ૐકારેશ્વર મહાદેવનું એક હાથ ઉંચુ અને બાર આંગળના ઘેરાવવાળું સુંદર લિંગ છે, ને તેનાપર પાંચ મુખારવિંદ સુવર્ણનાં ધરાવેલાં હોય છે. દેવળમાં અંધારૂ રહે છે તેથી કપુરની આર્તિ કે દીવો પ્રગટાવાથી લિંગ વિગેરેનાં દર્શન થઈ શકે છે.

**ૐકારેશ્વરનાં પાંચ મુખારવિંદનાં નામો**—દ્વાર તરફ પશ્ચિમાભિમુખનું ૧ લું તત્ પુરૂષ, તે પછી સવ્ય માર્ગે ઉત્તરાભિમુખે. ૨ જું. અઘોરેશ્વર, તે પછી લીંગની પાછળ માન્ધાતા તરફ પૂર્વાભિમુખે ૩ જું. વામદેવેશ્વર તે પછી દક્ષિણાભિમુખે ૪ થું સદ્યોજાત, અને આકાશ તરફ ઉર્ધ્વમાં ઉર્ધ્વ મુખે ૫ મું ઇશાનેશ્વર, નામનું મુખારવિંદ છે દેવળના અંદર

લિંગની પાછળ દેવળની ભીંતમાં મનુષ્ય પુરથી પણ સહેજ ઉંચાઈવાળી માન્ધાતાની શ્યામ સ્વરૂપ ઉલેલી મૂર્તિ છે. માન્ધાતાના જમણા હાથ તરફ ગોળઘુમટમાં શિખરાકારે દેરાના આકારનું સિંહાસન સહીત એક ફૂટની ઉંચાઈનું નીચેની બેશણિમાંથી આઠ આંગળ સમચોરસ એવું આખું દેવળ ચાંદીનું બનાવેલું છે, ને તે દેવળમાં પંચ કેદારનું સ્વરૂપ છે. માન્ધાતાના હાથ ચાંદીના છે, અને જમણા હાથમાં ચાંદીનું કમલ છે. તે કમલ જાણે શંકરને ચડાવવાના વિચારમાં નિમગ્ન હોય તેવો તાદૃશ્ય દેખાવ સ્પષ્ટ જણાય છે. દેવળમાં દાખલ થવાના દ્વારના બારણાં પણ લાકડાનાં છે, સભામંડપના દરેક દીવાઓ તેલથી પ્રગટાવેલા હોય છે, જ્યારે ૐકારેશ્વરના અંદરના ભાગમાં ઘીની બત્તી અખંડ બળ્યા કરે છે.

**ૐકારેશ્વરનાં દેવળનું વર્ણન**—કહે છે કે આ દેવળ ભીમસેને બંધાવેલું છે, અને ૐકારેશ્વરનાં દેવળની બહારની બાજુ ગાદી વાળા મકાનની ભીંતમાં પૂર્વાભિમુખે ઉલેલી દેવળના સામી, જમીન દળથી પાંચ હાથ ઉંચે, મનુષ્યપુર પત્થરમાં કોતરેલી ભીમની મૂર્તિ પણ છે, આ દેવળ પાકા પત્થરનું બંધાવેલું છે અને પ્રાચીન હોય તેમ સ્પષ્ટ જણાય છે ને તે એક મોટા ૪૦ હાથ ફરતા સમચોરસ ઓટલા ઊપર, ઓટલાથી ૪૫ હાથનું ઉંચુ દેવળ છે, ને ઓટલા પર તે દેવળની લંબાઇ પહોળાઇનો વિસ્તાર ૨૦ હાથનો છે. તેની પાછળ પ્રદક્ષિણા કરવા માટે પાંચ હાથની દરેક દિશામાં છૂટી જગ્યા પણ છે, ને દેવળની બહારની બાજુ દેવળનીજ દિવાલમાં, પશ્ચિમ શિવાયની દરેક દિશામાં, ઉત્તરા ભિમુખે મોરલી વગાડતા કૃષ્ણ, પૂર્વાભિમુખે વિષ્ણુ, અને દક્ષિણાભિમુખે બ્રહ્માની મૂર્તિ, એ દરેક એક એક હાથ ઊંચાઈની ગોખલામાં જમીનદળથી ચારથી પાંચ હાથની ઉંચાઇએ છે. આ દેવલના ઉપર સોનેરી કળશ છે. તે કળશના નીચેના ભાગમાં પૂર્વને પશ્ચિમ તરફ કળશથી નવ ઇંચની છેટાઇએથી ત્રિકોણાકારે કળશના અગ્રભાગને અડકાડેલી સોનેરી બે લાકડીઓ એક એક ફૂટની

મૂકેલી છે, જેથી જોનાર યાત્રીઓને તે વિશેષ શોભાયમાન ને દેદીપ્યમાન દેખાય છે.

**રાવળાની ગાદીને પંચકેદારનાં સ્વરૂપો**—ઉખીમઠમાં રહેતા કેદારનાથના મુખ્ય અધિકારીજી રાવલ શ્રી ૧૦૮ ની ગાદી અત્રેજ ૐકારેશ્વરનાં દેવળથી પશ્ચિમ તરફ આવેલા બે માળ વાળા મકાનના પહેલે માળે છે, તેઓ શ્રી ઘણે ભાગે ઉખી મઠમાંજ રહે છે, ને અત્રેજ બીજે માળે રાવળશ્રીનું નિવાસસ્થાન છે તેઓ શ્રી આદ્યશંકરાચાર્યની જ્ઞાતિના નંબુરી (નિંબોરી) બ્રાહ્મણ છે. કેદારનાને પંચ કેદારના પહાડ પરના બધા દેવોની પૂજા આજ બ્રાહ્મણો કરે છે. તેમના મુખ્ય અધિકારીને રાવલ શ્રી ૧૦૮ કહે છે, કેદાર વિગેરે પંચ કેદાર ગુપ્ત કાશી, ગોપેશ્વર, ઉખીમઠ, ઇત્યાદિ ૨૨ દેવળોની પૂજા, નૈવેદ્ય, દીપ, વિગેરેનો બંદોબસ્ત કરવાનો અધિકારી રાવલ શ્રીનો છે. એ સર્વે દેવળોનો પટ ખુલવાથી બંધ થતાં સુધીનો દરેક ખર્ચ, તે ચલાવવા માટે ટીહરી રાજ્ય તરફથી મળેલા જાગીર અને યાત્રીઓ તરફથી મળતા દ્રવ્યની આવકમાંથી થાય છે, અને પટ બંધ થાય છે ત્યારે તે સર્વે દેવોની છમાસ સુધી પૂજા, નૈવેદ્ય વિગેરે વ્યવસ્થા ઉખીમઠમાંજ થાય છે, અમો તેમને બીજે માળે જઈ મળ્યા હતા. તેઓ સ્વભાવે દયાળુ, તદન સાદા, નિર્લોભી, ને નિરભિમાની પૂછનારને શાન્તિથી દરેક બીના કહેનાર, માયાળુ, ને મીલનસાર છે, તેમણે કેટલીક ગુપ્ત બાબતો અત્રેના સ્થળનાં તીર્થો વિષે અમોને કહી હતી. ઓમ્કારેશ્વરનાં દેવળથી પશ્ચિમ તરફ ચોકમાં ૬ પગથીઆં નીચે ઉતરી ચોકમાં થઇ એક જીનામાં નિસરણીયે ચડી પહેલે માળે જઈ બન્ને બાજુની દીવાલો વચ્ચે ફક્ત ત્રણ હાથની પહોળાઇનો ૭ હાથ લાંબો રસ્તો પુરો થતાં, જમણા હાથ તરફના પાંચ હાથના સમચોરસ છુટા ખંડમાં એક હાથના સિંહાસનપર એક ફુટના સમચોરસને ૩ ફુટના ઉંચા થાંભલાના આકારના સ્થાનના અગ્રભાગે સુવર્ણનાં છત્ર સહિત પંચ મુખી શંકરનાં સ્વરૂપ સ્થાપિત કરેલાં છે તેનું સર્વોપરી ઉપરનું મુખ અને તે મુખની

નીચેનું મુખ એ બે મુખો સુવર્ણનાં છે, અને બીજાં બે ફરતાં ત્રણ દિશામાં ત્રણ મુખ ચાંદીનાં છે. એ પાંચ મુખો તે પંચમુખી પંચકેદાર કહેવાય છે. સર્વોપરી ઉપરનું સુવર્ણનું મુખ કેદારનાથનું તેની નીચે ઉત્તરાભિમુખનું સુવર્ણનું મુખ મધ્યમેશ્વરનું, તે મુખથી જમણી બાજુ પૂર્વાભિમુખની દિશાનું મુખ તુંગનાથનું, પૃષ્ઠ ભાગનું દક્ષિણાભિમુખની દિશાનું મુખ રૂદ્રનાથનું, ને ગાદી તરફ પશ્ચિમાભિમુખની દિશાનું મુખ કલ્પેશ્વરનું છે, એ પ્રમાણે પંચ કેદારનાં પાંચ સ્વરૂપમાં પાંચે કેદાર સ્થાપિત કરેલા છે. આ પંચ કેદારના ઊર્ધ્વ મુખની પાછલી બાજુએ રૂદ્રનાથનાં મુખ તરફ, એક ચાંદીની જળાધારી ચાર આંગળના ઘેરાવાની દક્ષિણાભિમુખની છે. તેમાં એક સ્ફાટિકનું તેજદારને દેદીપ્યમાન દર્શનીય શિવલિંગ છે, ને ત્યાં ગાદી આગળ રાવલશ્રીનો એનલાર્જ કરેલો અઢી ફુટનો સમચોરસ ફ્રેમમાં જડેલો ફોટો મૂકેલો છે. અત્રે રાવલ મહોદયના તરફથી ત્યાં ગાદી આગળ બેઠેલા દર્શન કરાવનાર અધિકારીજીના કહેવા પ્રમાણે, જેઓ પાંચે કેદાર જઈ શકે તે મહત્પુન્યવાન, દૈવી જીવોનાં ધન્ય ભાગ્ય છે, પરંતુ જેઓ જઈ શકતા નથી તેઓને પણ તે તીર્થોનો લાભ અત્રે મળે તે કારણથી અત્રે પાંચે કેદારનાં સ્વરૂપોનું દર્શન કરાવવામાં આવે છે, જેથી પંચ કેદાર ન જઈ શકનાર ને પણ આ પંચસ્વરૂપી પંચમુખી પંચકેદારનાં દર્શન કરવાથી પંચકેદારની યાત્રાનું ઘણે ભાગે ફળ મળે છે. પંચકેદારની યાત્રા ઘણે ભાગે અત્રેનાં દર્શન કરવાથી પૂરી થએલી મનાય છે. એમ તેઓ કહેતા હતા અત્રે આદ્યશંકરાચાર્યની મૂર્તિ પણ છે, અને રાવલ શ્રી ૧૦૮ની પણ ગાદી પંચકેદારની બાજુમાં છે, યુવનાશ્વનાપુત્ર માંધાતાએ અત્રેજ રહીને મહા કઠિણ તપ કરી અષ્ટ મહા સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેમજ, નળરાજાયે પણ રાજરાજેશ્વરી દેવીનું આરાધન ને તપશ્ચર્યા અત્રેજ કરી હતી એમ સ્કંદ પુરાણમાં કહ્યું છે.

**અન્ય દેવોનાં દર્શનઃ**—ત્યાંજ માળ પર આગળ બીજા ખંડમાં જતાં તે પાંચ હાથના સમચોરસ ખંડમાંજ, કુન્તામાતા

દ્રૌપદી ચારે યુગની ચાર ચંડી દેવીઓ, અન્નપૂર્ણા, યમુનાજી ભૈરવ, ગંગામાતાજી, ને નીચે તાંબાના પત્રામાં પાંચે પાંડવોની મૂર્તિઓ છે. તે ખંડ અંધારો છે. તેથી આ દર્શન અમોને દીવો શાથે રાખીને કરાવવામાં આવ્યાં હતાં, પંચકેદારની સામે ઉત્તર તરફ આઠ હાથનો સમચોરસ ચોક છે. તેના છેક ભોંય તળીએ ચોકના મધ્યમાં હોમ કુંડ છે, ને તેના ઉપર પત્થરની શિલા ઢાંકેલી છે, પંચકેદાર પછી ચોક મુકી ઉત્તર તરફના સામા મકાનમાં બીજે માળે સામી બારી છે. તેની બાજુમાં દક્ષિણાભિમુખે લગભગ પંચકેદારનાં મુખની સન્મુખ મુખ કરી ગરૂડજીની મૂર્તિ હાથ જોડીને ધ્યાન ધરતી, મનુષ્યા કારે, મનુષ્ય પુર ઉંચી, વસ્ત્રાલંકાર સહિત ઉભેલી છે, તેના ચરણુ આગળ ડાબી બાજુ વાઘ અને જમણી બાજુ નંદીગણુ છે.

આ મઠમાં પણુ શંકરાચાર્યની ગાદી છે પાર્વતીજીના શ્રાપથી ઓખાએ અત્રે તપ કર્યું હતું તેથી આ ઉખી મઠ કહેવાય છે, બાણાસુરની કન્યા. ઓખાએ અત્રે શિવનું તપ કરવાથી તેને શિવપ્રસાદથી પાર્વતીજીની પુત્રીના મહા પદની પ્રાપ્તિ થઇ હતી, જ્યારે કેદારેશ્વરનો પટ બંધ થાય છે. ત્યારે છ માસસુધી અત્રે કેદારેશ્વરની પૂજા થવાથી કેદારેશ્વર ધામમાં પૂજા થયા તુલ્ય ગણાય છે. અત્રેથી બીજા પગ રસ્તે ૬ મૈલ પર કાલિકા દેવીનું મંદિર છે. જવાનો રસ્તો થોડો વિકટ છે. આ મંદિર ઘણુંજ પ્રાચીન ગણાય છે. કેદારથી આવતાં જેને દેવીનાં દર્શન કરવાં હોય તેણે નાળા ચટ્ટિથી જવું ને આવતાં ઉખી મઠે આવવું. કાલિકાના મંદિરથી આગળ જવાતું નથી. લોકો કહે છે કે તેની પેલી મેર અઘોરી લોકો રહે છે અને તે મનુષ્યનું માંઊંસ ખાય છે; પણુ એ વાત માનવા જેવી લાગતી નથી.

**દ્વિતીય કેદાર, મધ્મમેશ્વર કે મદ્મહેશ્વર**—ઉખી મઠથી સડકના રસ્તાની ડાબી બાજુ ઇશાન ખુણા તરફ પગ કેડીને ચડાઈ ઉતરાઇના ભયંકર રસ્તે ૧૮ મૈલ જતાં દ્વિતીય કેદારેશ્વર મધ્યમેશ્વર જવાય છે. ત્યાં ભયાનક જંગલ છે. રસ્તામાં

અગસ્ત્ય રૂષિનો આશ્રમ થોડેક દૂર છે, ત્યાં તે મંદિરમાં અગસ્ત્ય મુનિ અને તેમનાં સ્ત્રી લોપા મુદ્રાની બે મૂર્તિઓનાં દર્શન છે. આશ્રમ આગળ વૈતરણી નદી છે. ત્યાં સ્નાન દર્શન કરી જે શ્રાદ્ધ કરે તેના પિતૃઓને યમનો ભય દૂર થાય છે, ત્યાંથી આગળ જતાં ઉખીથી ૧૩ મૈલ પર કાલી મઠમાં કાલી માતાનાં દર્શન છે. તેના દર્શનથી અભીષ્ટ સિદ્ધિ થાય છે, ત્યાં કાલશીલાને રાશિ દેવીનું મંદિર પણ આવે છે, ને તે પછી મધ્યમેશ્વરે જવાય છે. રસ્તામાં કે ત્યાં ખાવાનું મલતું નથી, ચટ્ટી કે દુકાન દાર પણ નથી, તેથી સીધું વિગેરે ઉખી મઠથી સાથે લઈ જવું પડે છે. ત્યાં ઉતરવાને ધર્મશાળા છે ને ત્યાં બે ત્રણ મકાન છે તેમાં શંકરનો પૂજારી અને તેને મદદગાર બે ત્રણ માણુસોજ રહે છે. દર્શન કરી પાછા ઉખી મઠેજ આવવું પડે છે. અમો મધ્યમેશ્વર ગયાનથી. અહીનાં સર્વ શિખરો ઘણાં ઉંચાં અને અતિ રમણીય છે, ને તેવાજ રમણીય શિખરપર આ દેવળ છે, અત્રે બરફમાં પેદા થનારાં કેટલાંક ઝાડોમાં તરેહ તરેહના રંગના પુષ્પો દેખાય છે. ત્યાં તુંગગંગા અથવા સરસસ્વતી ગંગા નામની નદીનો પ્રવાહ સતત વહે છે. તેમાં સ્નાન કરવાનું માહાત્મ્ય છે. તેના બન્ને કિનારાના કાંઠાપર નાના પ્રકારની પ્રફુલ્લ વનસ્પતિ હોવાથી દેખાવ અત્યંત રમણીય લાગે છે. આ દરેક દશ્ય જોવાથી પ્રભુએજે આપણુને નેત્ર આપ્યાં છે તેનું સાર્થક થયું એવી ભાવના ઉત્પન થાય છે. તીરપર મધ્યમ પ્રકારનું મંદિર શંકરાચાર્યે બંધાવેલું છે તેમાં શિવલીંગ છે, પાછલ શંકરાર્યની મૂર્તિ છે. ત્યાં મનુષ્યની વસ્તી નથી. અત્રેથી કૈલાસ પર્વતનું શિખર દેખાય છે એમ કહે છે. ત્યાં નજીકમાં એક ટેકરી છે તેના ઉપર બીજું શિવસ્થાન છે. ત્યાંથી હિમાલયપર્વતની અત્યંત રમણીય અલૌકિક શોભા દેખાય છે. તે સ્થાનની આગળ રાવણે તપ કરી પોતાનાં દશ મસ્તક શિવને અર્પણ કરેલાં તેથી શંકરે પ્રસન્ન થઈ રાવણુને પોતાના ગણોનું ઉપરીપણું આપ્યું હતું.

આ સ્થળ બહુ અલૌકિક છે એમ શ્રીમાન્ રાવલ મહોદય કહેતા હતા ને હરેકને ત્યાંજ રહેવાનું ગમે તેમ છે અને તેઓ શ્રી પણ કહેતા હતા કે મને પણ તે સ્થળ આનંદદાયક અને મનપસંદ રહેવાલાયક લાગે છે.

ઉખી મઠથી સ્વાર્ગાદિક ઉચ્ચ લોકોમાં જવાનો રસ્તો છે, જેને ત્યાં જવાની ઇચ્છા હોય તેણે જ્યાં મધ્યમેશ્વરથી નીકલેલી સરસ્વતી અને અલક નંદા ગંગાનો સંગમ થાય છે ત્યાં જઇ ઉપવાસ કરી સૂઇ રહેવું, અને રાત્રે સ્વર્ગાદિક લોકોમાં જવા માટે સ્વપ્નામાં જવાની રજા મળેતો, ત્યાંથી રજા લઈ એજ રસ્તે ચાલતાં સ્વર્ગાદિક ઉચ્ચ લોકમાં જવાય છે. અત્રેથી એવી ઉચ્ચ કોટિની ભૂમિઓ શરૂ થાય છે. તેમજ, અત્રેથી ૫ મૈલપર પગ રસ્તેજતાં ઇંદ્રાદિ સ્વર્ગ લોકોમાં જવાનો પણ માર્ગ છે. આ પ્રમાણે પણ રાવલ શ્રી ૧૦૮ કહેતા હતા.

## શિવ સ્તુતિ.

પશૂનાં પતિં પાપનાશં પરેશં ગજેન્દ્રસ્ય કૃતિંવસાનં વરેણ્યં ॥
જટા જૂટ મધ્યે સ્ફુરદ્ગંગવારિં મહાદેવમેકં સ્મરામિ સ્મરારિં ॥૧॥
મહેશં સુરેશં સુરા રાતિ નાશં વિભું વિશ્વનાથં વિભૂત્યંગ ભૂષં ॥
વિરૂપાક્ષ મિંદ્વર્ક વહ્નિ ત્રિનેત્રં સદાનંદ મીડે પ્રભુ પંચ વક્ત્રં ॥૨॥
ગિરીશં ગણેશં ગલે નીલવર્ણું ગવેંદ્રાધિ રૂઢં ગુણાતીત રૂપં ॥
ભવં ભાસ્વરં ભસ્મના ભૂષિતાંગં ભવાની કલત્રં ભજે પંચ વક્ત્રં ॥૩॥
શિવાકાંત શંભો શશાં કાર્ધ મૌલે મહેશાન શૂલિન્ જટાજૂટ ધારિન્ ॥
ત્વમેકો જગદ્વ્યાપકો વિશ્વરૂપ પ્રસિદ પ્રસીદ પ્રભો પૂર્ણરૂપ ॥૪॥
પરાત્માનમેકં જગદ્બીજ માદ્યંનિરીહંનિરાકાર મોંકાર વેદ્યં ॥
યતો જાયતે પાલ્ય તે યેન વિશ્વં તમીશં ભજે લીયતે યત્ર વિશ્વં ॥૫॥
નભૂમિ ર્નંચાપો ન વહ્નિ ર્નવાયુર્નચાકાશ માસ્તે ન તંદ્રા નનિદ્રા ॥
નગ્રીષ્મો નશીતં નદેશો નવેષો નયસ્યાસ્તિ મૂર્તિ સ્ત્રિ મૂર્તિં તમીડે ॥૬॥
અજં શાશ્વતં કારણં કારણાનાં શિવં કેવલં ભાસકં ભાસકાનાં ॥
તુરીયં તમઃ પારમાદ્ય તહીનં પ્રપદ્યે પરંપાવન દ્વૈતહીનં ॥૭॥

નમસ્તે નમસ્તે વિભો વિશ્વમૂર્તે નમસ્તે નમસ્તે ચિદાનંદ મૂર્તે ॥
નમસ્તે નમસ્તે તપોયોગ ગમ્ય નમસ્તે નમસ્તે શ્રુતિજ્ઞાન ગમ્યા ॥૮॥
પ્રભો શૂલ પાણે વિભો વિશ્વનાથ મહાદેવ શંભો મહેશ ત્રિનેત્ર ॥
શિવાકાંત શાંતસ્મરારે પુરારે ત્વંદન્યો વરેણ્યો નમાન્યો ન ગુણ્યઃ ॥૯॥
શંભો મહેશ કરૂણામય શૂલપાણે ગૌરીપતે પશુપતેપશુપાશ નાશિન્ ॥
કાશીપતે કરૂણયા જગદેતદેકસ હંસિપાસિ વિદધાસિ મહેશ્વરોસિ॥૧૦॥
ત્વત્તો જગદ્ભવતિ દેવભવસ્મરારે ત્વય્યેવતિષ્ઠતિ જગન્મૃડવિશ્વનાથ ॥
ત્વય્યેવ ગચ્છતિલયંજગદેતદીશ લિંગાત્મકંહરચરાચર વિશ્વરૂપિન્॥૧૧॥

**મધ્યમેશ્વર માહાત્મ્ય**—શ્રીમહાદેવજી કહે છે, હે પાર્વતિ ! ૧ કેદારેશ્વર, ૨ મધ્યમેશ્વર, ૩ તુંગનાથ, ૪ રૂદ્રનાથ, ૫ કલ્પેશ્વર, આ મારાં પાંચ કેદારક્ષેત્ર ભુક્તિ-મુક્તિ આપવા વાળાં છે. કેદારનાથથી ત્રણ યોજન એટલે ૧૧ કોસ દૂર ત્રણ ભુવનમાં ગોપ્ય શ્રી મધ્યમેશ્વર નામનું ક્ષેત્ર છે જેના દર્શન માત્રથીજ મનુષ્ય સર્વ પાપથી મુક્ત થઇ જાય છે.

પુર્વે એક વિદ્વાન બ્રાહ્મણ શાસ્ત્રોકત વિધિથી ગણપતિ પૂજનાદી ઘેરથી કરી મધ્યમેશ્વર તીર્થે જવાને નીકળી હરદ્વારથી વચમાં આવતાં દરેકે દરેક તીર્થનાં દર્શન, સ્નાન, પાન, દાન વિગેરે કરતો કરતો કરતો તે મધ્યમેશ્વરમાં ગયો જો તે બીજાં તીર્થ કર્યા સિવાય મધ્યમેશ્વર જાય તો રસ્તામાં બરફનું વરસવું વજ્રપાતનું થવું, પર્વતનું તુટવું વિગેરે અકસ્માત થાય, તેથી વિધિ પ્રમાણે યાત્રા કરીને ગયો હતો, ત્યાં મધ્યમેશ્વરનાં દર્શન કરી ત્રણ રાત્રિ ઉપવાસને જાગરણ કર્યું. ચોથે દિવસે પૂજા કરી સરસ્વતીમાં તથા ઋષિકુંડમાં સ્નાન તર્પણ વિગેરે કરીને ક્ષેત્રની પરિક્રમા કરી, હાજર હતું તે દ્રવ્યથી શિવજીની પૂજાને પ્રાર્થના કરી, દેશ તરફ ચાલ્યો. રસ્તામાં મોટી મોટી દાઢો વાળો વિકાળ, ભયંકર, શ્યામ વર્ણનો, હાહાકાર કરતો એક બ્રહ્મરાક્ષસ તેની આગળ આવ્યો, તેથી બ્રાહ્મણ અત્યંત ભયભીત થઈ પોતાના મનમાં વિચાર કરતો હતો કે મારાં કયાં પાપોથી આ બ્રહ્મરાક્ષસ મારી આગળ આવ્યો

એમ વિચાર કરે છે એટલામાં તે બ્રહ્મરાક્ષસ આ બ્રાહ્મણનાં દર્શનથી તત્કાલ શુદ્ધ થઈ બ્રાહ્મણને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે, હે પુણ્યશીલ બ્રહ્મદેવ ! તમે મને દેખીને ડરશો નહીં આપના દર્શનથી મારો મોહ રૂપી ભાર દૂર થઇ ગયો છે ને આપની દયાથી હું ધન્ય, કૃતકૃત્ય થયો છું, ને આપનાં દર્શનથી મારાં બધાં પાપ દૂર થયાં છે. આવાં વાક્ય સાંભળી નિર્ભય થઇને બ્રાહ્મણ પૂછવા લાગ્યો કે, આ પવિત્ર વનમાં તું કયા પાપથી આવી દુર્ગતિ પામ્યો છે ? તારો આહાર અને આધાર શો છે ? તારૂં પાપ આજે કઇ રીતે દૂર થયું છે ! આવું પૂછવાથી બ્રહ્મરાક્ષસ બોલ્યો કે, હે દ્વિજ હું એક પંડીત બ્રાહ્મણ હતો. પરંતુ અઘટિત એવું બમણું અને ચોગણું વ્યાજ લઇને હમારી આજીવિકા ચલાવતો હતો. શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી રસ આદિ વસ્તુઓનો વિક્રય પણ કરતો હતો, સ્નાન, દાન, તીર્થ, વ્રત, વિગેરે પણ મેં ઘણાં કર્યાં, છતાં એ પાપથી મારાં સર્વે પુણ્ય નિષ્ફળ થયાં. અંતે જલમાં ડુબીને હું મરી ગયો અને આવી દુર્દશાને પ્રાપ્ત થયો છું. પચાસ હજાર વર્ષ સુધી દુર્ગતી ભોગવી ને આજે આપનાં દર્શનથી પવિત્ર થયોછું. આટલું કહીને તે બ્રહ્મરાક્ષસનો દેહ છોડી દઈ દિવ્ય શિવસ્વરૂપ ધારણ કરીને કૈલાસમાં ચાલ્યો ગયો. આવો મધ્યમેશ્વર તીર્થનો અદ્ભુત મહીમા જોઇ આશ્ચર્ય સાથે તે બ્રાહ્મણ પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. ને આલોકનાં અનેક સુખો ભોગવી અંતે બ્રહ્મ સાયુજ્ય મુકિતને પામ્યો. જ્યારે મધ્યમેશ્વર યાત્રા કરનાર બ્રાહ્મણનાં માત્ર દર્શનથીજ બ્રહ્મરાક્ષસ પણ મુક્ત થયો તો વિધિપૂર્વક ત્યાં જઇને સ્નાન દાનાદિક કરનારનાં પુણ્યનો મહિમા કોણ વર્ણન કરી શકે એમ છે ? હે દેવિ ! મધ્યમેશ્વર ક્ષેત્રમાં સરસ્વતી નદીનાં દર્શનથી સમસ્ત પાપ દૂર થાય છે, અને તેમાં સ્નાન કરવાથી પુનર્જન્મ થતો નથી. જેટલાં જલબિંદુઓ શરીર ઉપર લાગે છે તેટલા કલ્પ સુધી સ્વર્ગસુખ મળે છે, અને કદાચિત્ જન્મ થાય તો શિવભકત રાજા થાય છે. આ મહાવનમાં પહેલાં એક શંબૂક નામનો પારધિ કૂલશાને

સાથે લઈ શિકાર ખેલતો ફરતો હતો. ઘણા મૃગોને મારીને પણ તેની તૃષ્ણા પુરી થઈ નહીં, તેથી બીજા મૃગોને મારવા માટે કૂતરાની સાથે મધ્યમેશ્વર ક્ષેત્રમાં પહોંચ્યો. ભાગ્યવશાત્ એ પારધિએ ત્યાં યાત્રીઓ દેખ્યા, કે જેઓ દર્શન વિગેરે કરી રહ્યા હતા. એટલે તો મોટા આશ્ચર્ય સાથે પારધિ પણ યાત્રીઓની સાથે સાથે સરસ્વતી નદી ઉપર ગયો. ત્યાં યાત્રીઓને સ્નાન કરતા દેખીને હસ્યો અને મશ્કરીથી કૂતરાને ઉઠાવી સરસ્વતીના જલમાં ફેંકી હાંસી કરતો કિનારાપર બેઠો. કૂતરો શીતથી ગભરાઈને એકદમ જલદી દોડતો દોડતો પાછો પારધિ પાસે આવી પોતાનાં ભીંજાએલાં અંગોને કંપાવ્યાં એટલે તે જલના થોડાક છાંટા ઉડીને પારધિના ઉપર પડયા. ત્યારપછી તે પારધિ મૃગના માંસનો ભાર લઈ કૂતરાની સાથે પોતાને ઘેર ગયો. એક દિવસ અરધી રાત્રે પારધિના દેખતાં તેનો કૂતરો મરી ગયો કે તરત સુંદર વિમાન લઈને શિવજીના દૂત આવ્યા. દિવ્ય શરીરધારી, ત્રિનેત્ર, ચંદ્રશેખર, વ્યાઘ્રચર્મથી સુશોભિત, ત્રિશૂલધારી, શિવસ્વરૂપી તે કૂતરાના જીવને તે વિમાનમાં બેસાડી ગંધર્વ અને અપ્સરાઓનાં ગીત તથા નૃત્ય સાથે વાજતે ગાજતે તેને કૈલાસમાં લઈ ગયા.

આવું આશ્ચર્ય દેખી પારધિ ગભરાઈને વિચાર કરવા લાગ્યો. અહા ! આ સ્વપ્ન છે કે શું છે ? નીચ યોનિનો કૂતરો દિવ્ય દેવગતિ કેવી રીતે પામ્યો ! આ વાત જાણવા માટે તે નિર્જન વનમાં ચાલ્યો ગયો. અને પ્રભુનું ધ્યાન ધરી પ્રતિજ્ઞા કરી કે જ્યારે કોઈ પણ ત્રિકાલ જાણનાર મહાત્મા આનું કારણ મને બતાવશે ત્યારે જ હું અન્ન જળ ગ્રહણ કરીશ અને તેમ નહી થાય તો અહીંઆંજ હું પ્રાણ ત્યાગ કરીશ. એવી રીતે એ ભયંકર વનમાં અન્નજળ લીધા વિના તેને પાંચ દિવસ વીતી ગયા. છઠ્ઠી રાત્રિએ સ્વપ્નમાં એક સાધુએ કહ્યું કે, અરે પારધિ ! તું નિષ્પાપી છે. શું તું પોતાની કરણી ભૂલી ગયો ? તે દિવસે મધ્યમેશ્વર સરસ્વતીમાં યાત્રીઓને સ્નાન કરતાં દેખીને તેં પણ

આ કૂતરાને સરસ્વતીના જલમાં ડૂબાવ્યો હતો. એ સ્નાનથી કૂતરો નિષ્પાપી થયો. ને તે પ્રસંગે મધ્યમેશ્વરનાં દર્શન પણ થયાં હતાં. એ કારણથી આ કૂતરો સદ્ગતિ પામ્યો છે. તે વખતે કૂતરાનાં અંગથી જે છાંટા જલબિંદુઓના તારા અંગપર પડયા હતા તેથી તું પણ નિષ્પાપી થયો છું. જો તું પણ પરમગતિ ચાહે છે તો મધ્યમેશ્વર ક્ષેત્રમાં ચાલ્યો જા સ્વપ્ન દેખીને સવારે તે પારધિ ઉઠયો, અને દરેક કાર્યો છોડીદઇને મધ્યમેશ્વર ચાલ્યો ગયો ત્યાંના દરેક તીર્થોમાં સ્નાન વિગેરે કરીને શિવજીનાં દર્શન ભક્તિપૂર્વક કર્યાં, તેથી તે નિષ્પાપી થઇને પરમપદ પામ્યો.

જેણે આ શ્રી મધ્યમેશ્વરમાં સ્નાન, દાન, જપાદિક કર્યાં તેમણે દરેક તીર્થોમાં જઇને સર્વ કરી લીધું એમ જાણવું. ત્યાં આગળ એક માસ માત્ર સુવર્ણ દાન આપનાર કદી પણ દરિદ્રી થતા નથી. જેમણે ત્યાં પુણ્ય, દાન, તર્પણાદિક કર્યાં તેમણે માતાના અને પિતાના સો પૂર્વના અને સો પછીના પિતૃઓનો ઉદ્ધાર કર્યો એમ જાણવું. આવું શ્રી મધ્યમેશ્વરનું માહાત્મ્ય માત્ર શ્રવણ કરવાથી પણ શિવલોક મળે છે.

અત્રેથી બદ્રીનારાયણ થઈ હરદ્વાર સુધી પહોંચતાં થોડે થોડે અંતરે ઘણી ચટ્ટીઓ આવે છે, અને દરેક ચટ્ટીઓએ દુકાનદારો અને યાત્રીને રહેવા માટે પાકી કે કાચી ચટ્ટીઓ હોય છે, તેથી દરેક સ્થળે કેટલી ચટ્ટીઓ કેટલા દુકાનદાર વિગેરે હવે પછીના લખાણમાં લખવામાં નહીં આવે, પરંતુ સાધારણ ચટ્ટીઓથી જે ચટ્ટીમાં કાંઇક વિશેષતા હશે અથવા તો તેમાં ખુબી કે ખામી હશે યાને કેટલાક બનાવો જે ચટ્ટીએ જાણવા જેવા બન્યા હશે તે સર્વે હકીકતોજ હવે પછી લખવામાં આવશે.



## દૃશ્ય ૫ મું.

### ઊખીમઠથી ભીમગોડા.



ગણેશ કે કંથા—ઉખીમઠથી ૩ા મૈલ ને રસ્તો થોડો સીધો અને ઉતરાઈનો છે. અત્રેથી પોથી વાંસા ચટ્ટી સુધી આકાશ ગંગાનો રસ્તો આવે છે **શિરોલી કે ગ્વાલીયાબગડ,** ગણેશથી બે મૈલ, ને રસ્તો સહેજ ચઢ ઉતરનો છે.

દુર્ગા કે દેડા—શિરોલીથી ૧ મૈલ, ને રસ્તો ચઢાઈનો તેમજ અત્રેથી ચોપત્તા સુધીનો રસ્તો ચઢાઈનો છે પણ માર્ગ સારો હોવાથી ચાલવાને સુગમ પડે તેમ છે.

કુંડા—દુર્ગાથી ૧ મૈલ ગોત—કુંડાથી ૧ મૈલ **પોથીવાંસા** ગોતથી ૧ મૈલ એ પ્રમાણે અમો ઉખીમઠથી પોથીવાંસા ચટ્ટીએ આવ્યા અત્રે રસોઈ કરીને જમ્યા સાંજે ૪ વાગે ઉપડયા.

**દખડી બીટ્ટા**—પોથી વાંસાથી ૧ મૈલ **બનીયા કુંડ**—દખડી બીટ્ટાથી ૦ાા મૈલ.

કુંદન—બનીયા કુંડથી ૨ મૈલ સાંજે કુંદન ચટ્ટીએ આવી અમો જે દુકાનદારની ચટ્ટીમાં રહ્યા હતા તે દુકાનદાર ઘણી વસ્તુઓ વેચતો હતો, તેની પાસેથી મોટી સુકી દરાખ, ખારેક, ટોપરાં, બદામનીમીંજ, અને પીસ્તાં, વગેરે વેચાતાં લીધાં. અત્રે આ પ્રદેશમાં આંબલીનાં ઝાડ નહોવાથી બીજી કોઈ જગ્યાએથી અમને આંબલી મલી શકી નહોતી, પણ અત્રે તે મળતી હોવાથી અમોએ થોડા દિવસ ચાલે તેટલી આંબલી ખરીદી હતી. આ દુકાનદાર શોખીન જીવડો જણાતો હતો જ્યારે અમો સુવાની તૈયારી કરતા હતા ત્યારે ત્યાંની વતની એક બૈરી દુકાનદારને દૂધ આપવાને આવી તેને અમોએ કહ્યુ કે અત્રેની સ્રીઓ પાસે સાડી કે સાલ્લો કાંઈ પણ હોતું નથી અને અત્રે ઘણીજ ગરીબાઈ જણાય છે, ત્યારે તેને ટકોરમાં કહ્યું કે ગરીબાઈ અમારે ત્યાં નથી પણ

તમારે ત્યાંજ જણાય છે. જુઓ પેલાં તમારાંમાંનાં બૈરાંઓ બેઠેલાં છે તેમનાં અંગ ઉપર સાલ્લો, ઘાઘરો, ને બદન એ સર્વે વસ્તુઓ ભાગ્યે ૮ થી ૧૦ રૂપીયાની હશે અને તે પણ તદ્દન સૂતરાઉજ છે, જ્યારે અહિંના ગરીબમાં ગરીબ માણસોનાં અંગ ઉપર પણ ૩૦ થી ૪૦ રૂપીયાનાં કપડાં તો અવશ્ય હોયજ છે, અને આ મારી પાસે ગરમ ઉનનાં કપડાંનો ફક્ત ૩૫ રૂપીયાનો ઘાઘરો, માથે બાંધવાનું કપડું ૨૦ રૂપીયાનું, પહેરવાનું બદનને ઓઢવાની કામળી મળીને પણ ૪૫ રૂપીયાનું છે. જ્યારે તમારી સ્ત્રીઓને ૧૦ રૂપીયાનો પોષાક ભાગ્યે હોય છે ત્યારે મારી પાસે ૧૦૦ થી ૧૨૫ રૂપીયાનાં કપડાં હર હંમેશ ચાલુ વપરાશનાંજ છે, માટે ભલે તમે પૈસાદાર હોઈ વધારે સુખી માનતા હો, પરંતુ અત્રેના પહેરવેશ આગળ તમારા દેશની સ્ત્રીઓનો પહેરવેશ કાંઇ વિસાતમાં નથી. અમો તેની સાથે ગરીબાઇની વાત કરતાં, જાણે હાજર જવાબી હોય, અને જાણે નાટકનો એકટર બધું શિખવેલુંજ બોલતો હોય એવું સચોટ અને બંધ બેસ્તું તે બાઈનું ભાષણ સાંભળી અમો તો દિંગજ બની ગયા. એમ વાતમાં અમને આશ્ચર્ય ઉત્પન્ન કરી તે બાઈ ત્યાંથી ચાલી ગયા બાદ, અમો સર્વે સૂઈ ગયાં. તે પછી કલાક બે જતાં આ દુકાનદારે જમી પરવારીને વાજાંની પેટી લઇ ગાયન ગાવાનું શરૂ કર્યું એટલે તેના બે ચાર દોસ્તદારો પણ ત્યાં આવી લાગ્યા. દુકાનદાર રાગ રાગણી સાથે વાજું વગાડવામાં હોંશીયાર હતો, જ્યારે ત્યાં આવેલા તેના દોસ્તદારો સારી ગમ સહિત તાલાસુરથી ગાયન ગાવામાં હોશીયાર હતા. તે સાંભળવાને માટે બીજી અટ્ટીઓના દુકાનદારો અને ત્યાંના માણસો પુરતા પ્રમાણમાં હાજર થઈ ગયા અને વાજીંત્રના તાલસૂર સાથે મધુર ગાયન શરૂ થયું. ગાનારનો કંઠ સારો હોવાથી સુસ્વર સહિત પહાડી ભાષાનાં ગાયનો એક પછી એક લલકારવા માંડ્યા કે અમો સર્વેની ઊંઘ એકદમ અદ્રશ્ય થઈ ગઈ, અને ગાયન સાંભળવા પર સર્વેનું ચિત્ત ગયું તેમાં દલસુખભાઇ વાજું વગા-

ડવાના તથા ગાંવાના શોખીન હોવાથી દુકાન હાર પાસેજ જઈને બેઠા, અને પોતે પણ એક ગાયન તાલ સુર સહિત લલકાર્યું રાત્રે લગભગ ૩ વાગ્યા સુધી આ પ્રમાણે જલસો જામેલો રહ્યો. ત્યારબાદ અમો સર્વે સૂઇ ગયા.

સવારમાં અમોએ શૌચ, દંતધાવન કરી, જાપાનીઓને પૂછ્યું કે, અમારે તુંગનાથ જવું છે માટે ત્યાં આવવાનું દામ તમો શું લેશો ? કારણ કે, હરદ્વારમાં જેપાનનું દામ પૈઠતી વખતે અમોને ખબર ન હોવાથી તુંગનાથ જવાની શરત કરી નહોતી. જવાબમાં તેઓએ જેપાન દીઠ દશ દશ રૂપીયા લેવાના કહ્યા.

તે દશ રૂપીયા વધારે હોવાથી અમોએ ચાલીને જવાનોજ વિચાર કર્યો હતો, એટલામાં એક માણસે આવીને અમને કહ્યું કે તુંગનાથ જવાને જેપાન કરવું હોય તો અમે આવીયે. તેની સાથે જેપાન દીઠ રૂ. ૫ ) ના હિસાબે ૨ જેપાન નક્કી કરી અત્રેથી ચાલવા માંડયું.

ચોપત્તા—કુંદનથી ૧ મૈલ ને રસ્તો ચડઇનો અખડાબખડીનો, કાંકરા પત્થરોવાળો છે વચમાં સાધારણ ચટ્ટી છે અત્રેથી સડકનો સીધો રસ્તો બદ્રીનારાયણ તરફનો ચોપત્તાથી બારોબાર ભૂલકણા ચટ્ટીપર થઈ ભીમગોડા ચટ્ટીયે જાય છે. તેથી જે યાત્રી તુંગનાથ જતાનથી તેઓને ચોપત્તાથી જમણે હાથને રસ્તે ૧ મૈલ ભૂલકણા અને ત્યાંથી ૩ મૈલ ભીમગોડા ચટ્ટીએ સડકને રસ્તે જવું થાય છે. જ્યારે તુંગનાથ જનાર યાત્રી તે ૪ મૈલને રસ્તે ન જતાં તુંગનાથના સડક વિનાના ડાબા હાથને રસ્તે જાય છે, અને તુંગનાથથી પાછા ફરતાં ચોપત્તાએ નહિં આવતાં બીજો ત્રણ મૈલનો ઉતારનો રસ્તો ઉતરીને ભીમગોડા ચટ્ટીએ આવે છે. તુંગનાથ નજતાં ચોપત્તાથી પરભાર્યો સડકનો રસ્તો ને તુંગનાથથી નીચે ઉતરતો રસ્તો, એ બન્ને રસ્તા ભીમગોડાએ સાથે મળી જઈ ત્યાંથી બન્નેનો એકજ રસ્તો થાય છે. અમોએ જ્યારે તુંગનાથ જવા માંડયું ને જેપાનીઓ પોતાની રમેલી યુક્તિમાં જ્યારે ફાવ્યા નહીં ત્યારે તેઓ પણ અમારી

સાથે પાંચ પાંચ રૂપીએ આવવાને કબૂલ થતાં. પ્રથમના અમારા પાંચ જેપાન ને નવાં કરેલા આ બે મળી આઠ યાત્રી વચ્ચે ૭ જેપાન કરી અમોએ તુંગનાથ તરફ મુસાફરી કરવા માંડી.

**ત્રતિય કેદારેશ્વર તુંગનાથ કે તુંગેશ્વર**—અત્રેથી એક બ્રાહ્મણ અમારી સાથે તુંગનાથ આવવા મંડયો. તેનેજ અમોએ પંડયા તરીકે કબૂલ કર્યો. પ્રથમના હરેક જેપાનીઓ બ્રાહ્મણ ને ક્ષત્રી જાતિના હતા. જ્યારે આ જાપાનીઓ લુહાર જાતના હતા, જેથી પ્રથમના જેપાનીયોએ અમોને કહ્યું કે અમો તેમની સાથે ચાલીશું નહિં માટે એ જાપાન જૂદાં ચલાવો; ત્યારે અમને લાગ્યું કે અમારી પાસેથી પૈસા કઢાવવાની યુકિતમાં આ લોકો ફાવ્યા નથી તેથી આ નવા જેપાનીઓ ઉપરની અદેખાઈને લીધે પોતાનો દ્વેષ બતાવે છે, છતાં પણ તેમનું સમાધાન કરવા અમોએ બે જેપાનો તે જેપાનવાળાઓથી અલગ ચલાવવા માંડયાં. આ રસ્તો ઘણો વિકટ અને ઘણીજ સખત ચડઈનો હોવાથી થોડે થોડે અંતરે જતાં હરેક જેપાનીઓ થાકી જતા હતા. સવારનો પહોર હતો, છતાં તેઓને શ્વાસ ચડી શરીરે પસીનાનાં ટીપાં ટપકતાં હતાં, એવી સખત ત્રાસદાયક ચડાઇ અમોએ ચડવા માંડી. જ્યાં ૧ મેલ ગયા કે અતિ વિશાળ તાડથી બમણી ઉંચાઈના ઝાડોની ગીચોગીચ ઝાડી રસ્તાની બન્ને બાજુએ આવવા માંડી. જેમાં સૂર્યનો ખરા બપોરે તાપ પણ પ્રવેશ કરી શકે નહિં એવું ઘોર જંગલ આવવા લાગ્યું. આવાં મોટાં ઝાડોની વચમાં પણ કેટલીક બીજી વનસ્પતિઓ ઉગી રહેલી હતી, એટલે આ વન એક સુંદર ઘટાદાર અલૌકિક લાગતું હતું. અત્રેના પહાડનો પ્રદેશ બહુ રમણીય ને સુંદરતાથી ભરપૂર દેખાય છે. તેની ખરી ખૂબી નજરે જોનારજ સમજી શકે છે, છતાં આ વનમાં વાઘ જેવાં હિંસક જનાવરનો કે સાપ જેવાં ઝેરી પ્રાણીનો બીલકુલ ભય છે જ નહિં.

વળી આવા ઘોર જંગલમાં ધોળે દિવસે લૂંટ થવી જ જોઇયે, પરંતુ આ પહાડી પ્રદેશના ગરીબ માણસો પણ નીતિ-

માન કોઈ ચોરી કે લૂંટફાટ બીલકુલ કરતા નથી, જેથી આવા ભયાનક વનમાં પણ યાત્રિ નિર્ભયપણે યાત્રા કરી શકે છે, અત્રે એક જાતની વનસ્પતિ ઘણા પ્રમાણમાં છે. તેની વાસ આવવાથી કેટલાકોને ઘેન કે મુચ્છી જેવું જણાય છે. યોગાભ્યાસીને સમાધિ દશા પ્રાપ્ત કરવા આ સ્થળ બહુ જ ઉત્તમ છે, ને સહજ સમાધિ સાધ્ય કરી શકાય તેમ છે, તેથી આ સ્થળને સ્વપ્નવન કહેવામાં આવે છે, યાત્રીઓને આ ઠેકાણે ચાલતાં ઊંઘનાં ઝોકાં ખાવા જેવું થાય છે, અને જેપાનમાં બેસીને જનારાઓને તો આજુબાજુની વનસ્પતિઓની આવતી સુગંધને લીધે જાણે ઘેનમાં હોય એમ ઝોકાં ખાતાં, જાણે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થઈ હોય તેવો પ્રત્યક્ષ ભાસ પણ કોઈકને થાય છે. આ સ્થિતિ કેદારેશ્વર ને રસ્તે રામવાડાથી કેદારનાથ જતાં પણ કોઇ કોઇને થાય છે, ને તેથી યાત્રીને મગજમાં ઘેન ભરાઇ મગજ ભમે છે, એટલે યાત્રીઓ પોતાનો થાક અને ઘેન ઉતારવાની ઇચ્છાથી ત્યાંજ સૂઇ જાય છે અને તેથી આજુ બાજુની આબોહવા અને ત્યાંની વનસ્પતિની થતી ઘેનની અસરને લીધે યાત્રીને વધારે ને વધારે ઘેન ચડે છે. માટે, જે યાત્રીને એવો પ્રસંગ બન્યો હોય તેણે તેવી જગ્યાએ નહિ થોભતાં ત્યાંથી ચાલ્યા જવું, જેથી આબોહવાની ને ત્યાંની કેફયુક્ત વનસ્પતિની અસર ઓછી થવાથી આપો આપ યાત્રિના શરીરમાં સ્ફૂર્તિ આવી જાય છે, પણ ત્યાંજ બેસી રહેનાર યાત્રિને વધારે હેરાનગતિ ભોગવવી પડે છે અત્રે નાગ ફણી નામનાં ફૂલો થાય છે. તેનો આકાર નાગની ફેણના જેવોજ હોય છે. આવી અનેક પ્રકારની વનલીલાઓ જોતાં, કઠિણ પહાડ ચઢી પર્વતની ટોચ ઉપર અમો તુંગનાથ આવી પહોંચ્યાં. અત્રે એક મીઠાઈવાળાની દુકાન છે, ને તેજ મોદીનું કામ પણ કરે છે, તેની ચટ્ટીમાં ઉતારો કર્યો. મંદિરથી ૩૦૦ હાથ દૂર આકાશ ગંગા નામની નદીની ધારા ને કુંડ છે. ત્યાં કેટલાક શ્રાદ્ધ તર્પણ કરે છે. આ પવિત્ર નદીમાં નાહાવાનું પુણ્યમય માહાત્મ્ય પણ ઘણું વર્ણવેલું છે, પરંતુ હજુ તો સવારના ૮ા પણ

વાગ્યા નહતા અને છેક આ પવિત્ર સ્થળ ૧૦૦૦૦ ફૂટની ઉંચાઇ પર હોવાથી અસહ્ય ટાઢ લાગતી હતી અને સાથે પવનનું જોર પણ આજે હદ બહાર હતું જેથી આકાશગંગામાં સ્નાન કરવાની કોઇની પણ હિંમત ચાલી નહિ, અત્રે પણ યમુનોત્રી પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે ભણુવોઃ—કેદારખંડે, બદ્રિકાશ્રમે, તુંગેશ્વર ક્ષેત્રે, તુંગનાથ પૂજન મહં કરિષ્યે ॥

એ મુજબ સંકલ્પ ભણી ઉત્તર કાશીમાં ષોડશોપચાર પૂજન જે પ્રમાણે કાશી વિશ્વેશ્વરનું કર્યું છે તે પ્રમાણે કરવું, તેમજ અત્રે ગંગાસ્નાન કરવા માટેનો સંકલ્પ; "યમુનોત્રીની માફક" ભણી જઇ, વિશેષમાં કેદાર ખંડે, બદ્રિકાશ્રમે, તુંગેશ્વર ક્ષેત્રે, શ્રીઆકાશગંગાયાં સ્નાનમહં કરિષ્યે ॥ એ પ્રમાણે કરવો. અત્રે શ્રાદ્ધ કરવાનું પણ માહાત્મ્ય છે, જેથી ગંગામાં સ્નાન ન કરતાં દુકાનદાર પાસેથી લાકડાં લઇ પાણીનું વાસણ મંગાવી, મજુરને પૈસા આપવા કરી, આકાશગંગાનું પાણી મંગાવી તેને ગરમ કરી તે પાણીથી અમો સર્વે નાહ્યા. પંડયાજીએ ચંદન, અક્ષત ને અત્રે ઉત્પન્ન થતાં ફૂલ, સૂકાં બિલિ પત્ર, વિગેરે પૂજાની સામગ્રી તૈયાર કરી આપી હતી, અને અમારો વિચાર શંકરનું ષોડશોપચારથી પૂજન કરવાનો હતો, છતાં પ્રભુની અકળગતિ અદ્દભૂત હોવાથી માણસનું ધારેલું પાર પડી શકતું નથી તેનો અમોને આજે પ્રત્યક્ષ અનુભવ થયો. જ્યાં અમો પૂજા કરવાના વિચારથી દેવળમાં જતા હતા કે એક મારવાડી સ્રી જ્યાં અમો બેઠા હતા ત્યાં આગળ આવી. તે અમારાથી સાત આઠ હાથને છેટે દૂર હતી અને, ચટ્ટીમાં વાંસની વણેલી બે ચટાઇઓ પાથરી હતી. જે ચટાઈપર અમો બેઠા હતા તેનાથી બીજી ચટાઈપર તે બાઈ આવીને બેસી ગઇ, ત્યાર બાદ તે અસ્પૃશ્ય છે એવી અમોને ખબર પડી, અને આ બે ચટાઇઓ એક બીજાને અડકેલી હોવાથી, અમો સર્વેને અભડાયા હોઇએ એમ લાગ્યું, જેથી અમારા સર્વેનાં મન અત્યંત ખિન્ન થઈ ગયાં. અમો પુરૂષ વર્ગે ફરીથી સ્નાન

કરી શંકર પૂજન કરવાનો વિચાર કર્યો, પરંતુ અમારાં સર્વે વસ્ત્રો બોજાવાળાને સોંપી અમો છડે છડાજ તુંગનાથ આવેલા હતા, અને બોજાવાળાઓ ચોપત્તાથી તુંગનાથ નહી આવતાં પરભાર્યા ભીમગોડા ચટ્ટીએ ગયા હતા, જેથી બીજાં વસ્ત્રો પણ અમારી પાસે પહેરવાનાં હતાં નહીં તેથી અમારૂં મન અત્યંત ખિન્ન થયું અને શંકર પૂજન કરવાનું માંડીવાળી, આકાશ ગંગાનું પવિત્ર જળ મંગાવીને તે પવિત્ર જળ અમારા દરેકના શરીર અને વસ્ત્રો પર છાંટી તેજ પવિત્ર જળથી મુખ માર્જનને આચમન કરી, અમો દેવળમાં દર્શનાર્થે જઈ દૂરથીજ દર્શન કરી ભેટ દક્ષણા ધરી, સપ્રેમ પ્રણામ કર્યો, આવી પવિત્ર ભૂમિમાં આવવા છતાં આજના બનાવથી અમો દીલગીર થયા. ત્યારે ગોર મહારાજે કહ્યું કેઃ આકાશ ગંગાનું એક ટીપું જળ પણ તમારા અંગમાં જવાથી જે પવિત્રતા થઇ છે, તેનાથી બ્રહ્મહત્યાદિ મહા-દોષો દૂર થઇ જાય છે એવું આ ગંગાનું માહાત્મ્ય છે, તો પછી આ અસ્પૃશ્યતાનો દોષ તમોને લાગેજ શાનો? માટે તમો મનમાં કાંઇ પણ ખીન્ન ન થતાં શંકર પૂજન કરશો તો કાંઇ પણ હરકત નથી, શંકરનાં દર્શનથી પણ બ્રહ્મહત્યાદિ દોષથી મુક્ત થવાય છે તો તમે શંકરનાં દર્શન કરશો એટલે અસ્પૃશ્યતાથી થએલો દોષ રહેવાનો બીલકુલ સંભવ નથી એ વાત તદ્દન ખરી જ હતી, છતાં અમે પુજન ન કરતાં દૂરથી દેવલમાં જઇ દર્શન કર્યાં. અમારે પૂજન કરવા માટે ચંદન, અક્ષતને ત્યાંનાં વન પુષ્પ પંડયાજી લાવેલા હતા, અને આશરે બંગાલી બશેર વજનની ચાંદીની એક મોટા લોટાના આકારની નાળચાવાલી ઝારી પણ દેવળમાંથી પંડયાજી લાવ્યા હતા તે વડે જળ ચઢાવી શંકર પૂજન પંડયાજીએ કર્યું. આવી ઝારીઓ અત્રેના ઘણાખરા દેવલોમાં છે. ને તે ઝારીઓ નેપાળનાં મહારાણી સાહેબે ખાસ તે દેવોની પૂજા કરવા અર્પણ કરેલી છે, ને તે ઝારી પર બાલબોધ અક્ષરે રાણી સાહેબનું નામ પણ લખેલું હતું. તેમજ, બદ્રીકેદાર જેવા મુખ્ય દેવળોમાં તો પૂજા કરવાના થાળા વિગેરે આખા સટ

માહારાણીએ અર્પણ કરેલા છે, અત્રે તુંગનાથનું દેવળ તેમજ બીજાં કેટલાંક નાનાં નાનાં દેવલો છે. પ્રથમ રા હાથ ઉંચાને બે હાથ સમચોરસ દેવળમાં ગણપતિજી છે. શંકરનું દેવલ બાર હાથ ઉંચું બાર હાથ લાંબું ને છ હાથ પહોળું પશ્ચિમાભિમુખે છે. આ દેવલ શંકરાચાર્યે બંધાવેલું છે. દેવળમાં પેસતાં પહેલું સભામંડપમાં દાખલ થવાય છે. ત્યાં જૂનો નંદીને ગણેશજી છે, ને પછી લિંગવાળા ખંડમાં જવાય છે. દહેરૂં શિખરાકારે છે, શંકરનું લિંગ એક હાથથી સહેજ નાનું અને ચાર આંગળના કંપાસના ઘેરાવાવાળું અણઘડ, તેજદાર, દેદીપ્યમાન લાગે છે. તેના ઉપર આસપાસ ત્રણ આંગળની પટીની દરવાજાની માફક મેહેરાપ દાર કમાન વાળેલો, દોઢ હાથની ઉંચાઇનો, ચાંદીનો શણગાર ધરાવેલો હોય છે. તેને ત્યાં ( પર્વો ) કહે છે. એ કમાનથી નીચે શંકરના લિંગના ઉપર ચાંદીનો મુગટ પહેરાવેલો છે, અને એ પર્વોના મધ્યભાગમાં ઉપર ચાંદીની શંકરની મૂર્તિ આલેખેલી છે. લિંગની જમણી બાજુ ચાંદીનાં ત્રણ સ્વરૂપો, અનુક્રમે કેદારનાથ, મધ્યમેશ્વર અને કલ્પેશ્વરનાં છે. તુંગનાથની પણ ભોગ સ્વરૂપની ચાંદીની મૂર્તિ છે. તે ભોગ મૂર્તિની ડાબી બાજુએ પાર્વતીજી બિરાજેલાં છે, ને લિંગ પાસે સ્ફટીકનું બીજું લિંગ પણ છે. શંકરના પાછલા ભાગમાં જમણી બાજુ તરફ વદ વ્યાસની મૂર્તિ ચાંદીના પર્વોમાં છે તેનાથી ડાબી બાજુએ ભીંતને અડીને પાષાણની શંકરાચાર્યની બે હાથ ઉંચી મૂર્તિ છે, તુંગેશ્વરના લિંગની બરાબર પાછલ ભૈરવનાથની મૂર્તિ છે. આ સ્થળેથી ચંદ્રશેખરનું દેવળ પણ દેખાય છે, પર્વત આગળ ધૂમાડી જેવાં વાદળાં હંમેશાં દલાંજ કરે છે. ત્યાં વરસાદનાને પવનના તોફાન વખતે માણસોને આસરો લેવાની એક પર્વતમાં ગુફા જેવું છે. પૂર્વને રસ્તેથી ચઢીને દક્ષિણને રસ્તે ઉતરાય છે, અત્રે પટ બંધ થતાં પૂજારી મકુમઠમાં જાય છે.

## દારિદ્રદહન શિવસ્તોત્ર.

વિશ્વેશ્વરાય નરકાર્ણવ તારણાય,કર્ણામૃતાય શશિશેખરધારણાય ।
કર્પૂરકાંતિધવલાય જટાધરાય,દારિદ્રય દુઃખદહનાય નમઃશિવાય ॥૧॥

ગૌરીપ્રિયાય રજનીશ કલાધરાય, કાલાંતકાય ભુજગાધિપ કંકણાય ॥
ગંગાધરાય ગજરાજ વિમર્દનાય. દારિદ્રય૦ ॥૨॥
ભકિત પ્રિયાય ભવરોગ ભયા પહાય ઉગ્રાય. દુર્ગ ભવસાગર તારણાય ॥
જ્યોતિર્મયાય ગુણનામ સુનૃત્યકાય, દારિદ્રય૦ ॥૩॥
ચર્મામ્બરાય શવભસ્મ વિલેપનાય, ભાલે ક્ષણાય મણિ કુંડલ મંડિતાય ॥
મંજીરપાદ યગુલાય જટાધરાય, દારિદ્રય૦ ॥૪॥
પંચાનનાય ફણિરાજ વિભૂષણાય, હેમાં કુશાય ભુવનત્રયમંડિતાય ॥
આનંદ ભૂમિ વરદાય તમોમયાય, દારિદ્રય૦ ॥૫॥
ભાનુ પ્રિયાય ભવસાગર તારણાય, કાલાંતકાય કમલાસન પૂજીતાય ॥
નેત્ર ત્રયાય શુભ લક્ષણ લક્ષિતાય, દારિદ્રય૦ ॥૬॥
રામપ્રિયાય રઘુનાથ વરપ્રદાય, નાગ પ્રિયાય નરકાર્ણવ તારણાય ॥
પુણ્યેષુ પુણ્ય ભરિતાય સુરાર્ચિતાય, દારિદ્રય૦ ॥૭॥
મુક્તેશ્વરાય ફલદાય ગણેશ્વરાય, ગીત પ્રિયાય વૃષભેશ્વર વાહનાય ॥
માતંગ ચર્મ વસનાય મહેશ્વરાય, દારિદ્રય૦ ॥૮॥
વશિષ્ઠેનકૃતંસ્તોત્રંસર્વરોગનિવારણં,સર્વસંપત્કરંશીઘ્રંપુત્રપૌત્રાદિવર્ધનં
ત્રિસંધ્યંયઃ પઠેન્નિત્યં સહિસ્વર્ગં મવાપ્નુયાત્. ॥૯॥

## શ્રી તુંગનાથ મહાત્મ્ય.

શ્રી શંકર કહે છે કે, મહારાજા માન્ધાતાના ક્ષેત્રમાં દક્ષિણ તરફ સર્વ મનોરથ પૂર્ણ કરનારૂં અને પાપ હરનારૂં એવું તુંગનાથ ક્ષેત્ર છે, જે દર્શન કરવાથીજ શિવ સાયુજ્ય મૂકિત આપે છે. ભૈરવને નમસ્કાર કરી ત્યાં જઈને જે તુગેશ્વર લિંગની પૂજા કરે છે, તેને ત્રણ લોકમાં કાંઈ પણ દુર્લભ નથી; ત્યાં બ્રહ્માદિક દેવો હંમેશાં મહેશ્વરની સ્તુતિ કરે છે ત્યાં, જે, જલ, બિલ્વ, પત્ર, પુષ્પ અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, ચડાવે છે યા દક્ષિણાદિક અર્પણ કરે છે, તે અસંખ્ય વર્ષ પર્યન્ત સ્વર્ગાદિ સુખ ભોગવે છે, જે તુંગનાથમાં શરીર છોડે છે ને જેટલા દિવસ સુધી તેનાં હાડકાં ત્યાં પડી રહે છે તેટલા હજાર યુગ સુધી તે શિવલોકમાં પૂજિત રહે છે, આ ક્ષેત્રનું માહાત્મ્ય એવું છે કે અગમ્યાગમન કરનારો વ્યભિચારી એક અધમ બ્રાહ્મણ પણ યોગીઓને દુર્લભ એવી

સદ્‌ગતિ પામ્યો હતો. કર્મશર્મા નામનો અભણ, દુરાચારી, જુગારી, ચોર, ભાંગ વિગેરે માદક પદાર્થ પીનારો, વ્યસની ને વ્યભિચારી એક બ્રાહ્મણ હતો. તેને એક અત્યંત રૂપવાળી બેન હતી. તે પણ કમનસીબે મહા વ્યભિચારિણી થઇ. આ દુષ્ટ કર્મશર્મા ઘરની દરેક સંપત્તિ વ્યસનોમાં નષ્ટ થવાથી, જ્યારે સર્વ કુટુંબ બંધુઓએ તેનો ત્યાગ કરી દીધો ત્યારે, બીજા દેશોમાં ફરવા લાગ્યો. તેની બહેન પણ વેશ્યા બનીને કોઈ એક અતિશૂદ્રની સાથે ફરતી ફરતી ઘણેલાંબે વખતે જ્યાં આ કર્મશર્મા બ્રાહ્મણ હતો ત્યાં આવી પહોંચી. અકસ્માત એ બન્નેની પરસ્પર આસક્તિ થવાથી તે બ્રાહ્મણ પોતાની બેન નહિં ઓળખવાથી ને તે વેશ્યા છે એમ જાણી તેની સાથે વિષયભોગ રમવા લાગ્યો. તે વેશ્યાએ પણ તેને નવો યાર જાણ્યો. આવી રીતે બંને જણ પરસ્પર પશુતુલ્ય ભોગવિલાસ કરતાં અને ચોરીથી આજીવિકા ચલાવતાં ઘણાં વર્ષ વીતી ગયાં. હે દેવિ ! પછી એક દિવસ વનમાં આ પાપી કર્મશર્માને એક સિંહ મારીને ખાઇ ગયો ને તેને ભયંકર યમદૂતો લઈ જતા હતા એટલામાં એક ભૂખ્યો કાગડો તેનું એક હાડકું પોતાની ચાંચમાં ઘાલીને ઉડી ગયો. દૈવયોગે તુંગનાથમાં જઈ હાંડકા ઉપરનું માંસ ખાઇને તે હાડકાંને તુંગનાથની પાસે ફેંકી દીધું. હે પાર્વતિ ! જ્યારે તેનું હાડકું મારા ક્ષેત્રમાં પડયું ત્યારે તે નિષ્પાપ થયેલો જાણી તેને લેવા માટે નંદીગણ વિગેરે મારા દૂતો પણ તરતજ ત્યાં ગયા અને યમદૂતોની ફાંસીથી છોડાવી તેને કૈલાસમાં લઈ આવ્યા. ઘણા કાળ સુધી મારી પાસે રહીને પછી તે કર્મશર્મા બ્રાહ્મણ બીજા અવતારમાં એક ધર્માત્મા રાજા થયો. એવું તુંગનાથનું માહાત્મ્ય છે. એક વખત પણ જે તુંગનાથનાં દર્શન કરે છે તે પરમપદ પામે છે. હે દેવિ ! ત્યાં આકાશગંગા છે તેમાં જે તર્પણ કરે છે તેના માતા પિતાના વંશના એકવીસ કુલના પિતૃઓ કૃતકૃત્ય થઇ જાય છે. શ્રાદ્ધ કરી પિંડદાન કરવાથી મહાપ્રલય સુધી પિતૃઓ શિવલોકમાં આનંદપૂર્વક નિવાસ કરે છે. જે ત્યાં આગળ યથા

શક્તિ સુવર્ણદાન, પૃથ્વીદાન, ગોદાન, વિગેરે કરે છે તે અનંત, અક્ષય, પુણ્ય ફળ પામે છે. ત્યાં ત્રણ ઉપવાસ કરીને જે પોતાનું શરીર ત્યાગ કરે છે તે સાક્ષાત્ શિવ સ્વરૂપ થઈ જાય છે. તુંગનાથના પશ્ચિમ ભાગમાં ઉત્તમ સ્ફાટિકનું શિવલિંગ છે. લિંગની દક્ષિણ તરફ ગરૂડતીર્થ છે. ત્યાં સ્નાન કરવાથી વૈકુંઠ મળે છે. ત્યાંથી પશ્ચિમ બાજુ પા કોસ ઉપર કમળથી સુશોભિત એક માનસરોવર છે. તેની ઉત્તર બાજુએ ભુક્તિ મુક્તિ આપનાર મર્કટેશ્વર છે. ત્યાંથી દક્ષિણ ભાગમાં કંડુ મુનિના આશ્રમમાં મહેશ્વરી દેવી છે. ત્યાં ત્રણ રાત્રિ મૌન થઈને રહે તો ચોથી રાત્રિએ આશ્ચર્યકારક મહા કૌતુક દેખવામાં આવે છે. જે વસ્તુની ઇચ્છા કરે તે વસ્તુ મળે છે. હે સુંદરિ ! એવું તુંગનાથનું માહાત્મ્ય મેં સંક્ષેપથી કહ્યું; જે આ માહાત્મ્યને વાંચે અથવા સાંભળે તેને સર્વ તીર્થે જવાનું ફળ મળે છે. એ પ્રમાણે શ્રદ્ધાભક્તિથી ભગવાન તુંગેશ્વરનાં દર્શન કરી કૃતાર્થ થઈ, પંડયાને દાન દક્ષિણા આપી, સુફલ લઇ, ચાલતા થયા.

ઉતરવાનો રસ્તો બીજો હોવાથી તે રસ્તે ચાલવા માંડયું. શરૂઆતમાંજ બેશી બેશીને ઉતરવાનું આવ્યું. રસ્તાનું નામ નિશાન હતું જ નહી, અને જરા નજર ચૂક થતાં અત્રે સોએ વર્ષો પૂરાં થાય તેમ હતું. યમુનોત્રી નજીકનો જેવો કઠિણ રસ્તો હતો તેનાથી પણ આ રસ્તો વધારે કઠિણ હતો. આ રસ્તે જેપાનમાં બેસી ઉતરવું તે મૃત્યુને તેડું કરવા જેવું હતું. કેટલીક જગ્યાએ અમારે ઉતરીને પરાણે પગટેકવી બેસી બેસીને જવાનું આવ્યું. ડગલે ને પગલે ધાસ્તી તો લાગ્યાજ કરતી હતી. વધારે સહીસલામત તો એ કે, આવા રસ્તે ઉતરવા કરતાં જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા ચોપત્તે જઇ સડકને રસ્તેજ જવું. પરંતુ, તેમાં ત્રણ મૈલ વધારે ચાલવું પડે તેમ છે, જેથી યાત્રિયો ઘણે ભાગે આ અગવડ વાળે રસ્તે મુસીબત વેઠીને પણ જાય છે. અર્ધો મૈલ એ પ્રમાણે ઉતર્યા કે વરસાદે શરૂઆત કરી. સર્વેનાં કપડાં ભીંજાઇ ગયાં. સાચવીને ઉત-

રવા છતાં પણ પગ લપસી જતા હતા, ને છત્રી ઓઢતાં તે પવનમાં ઉડી જતી હતી. સારે નસીબે કોઈને કાંઇ પણ પડવા વાગવાનો અકસ્માત આજે થયો નહોતો. એ પ્રમાણે ત્રણ મૈલનો કઠિણ રસ્તો પસાર કરી અમો ભીમગોડા ચટ્ટીએ આવ્યા. આ ચટ્ટીને ભીમઊદાર પણ કહે છે. ચોપત્તાથી આવતા એક મૈલ પછી ભૂલકના અને બીજા ત્રણ મૈલ પછી ભીમગોડા ચટ્ટીએ અવાય છે. બોજા વાળાઓ પણ અત્રે દાખલ થયા હતા. આવી સખત ચડાઈને ઉતરાઇ પસાર કરવાથી સર્વેને થાક ને ભૂખ લાગ્યાં હતાં, જેથી જેપાની અને બોજાવાળાને ખાવા માટે ચણા અપાવી અમે પણ ચણા ખાધા. આમાંના બે જેપાન જે વધારાનાં હતાં તેમને પૈસા આપી વિદાય કર્યાં, અને અમોએ ચાલવા માંડયું. તેમાંનો એક જેપાનવાળો અમને કહેવા લાગ્યો કે જો આપ અમને બદ્રીનારાયણ લઇ જાઓ તો તમારી સાથે આવવાને ખુશી છીએ જેથી મેં મારે માટે બદ્રીનારાયણથી કર્ણ પ્રયાગ સુધી લૈ જવાના ૬૦ રૂપીઆ નક્કી કરી તેમાંના એક જાપાનવાળાને સાથે લીધો.

---

## દશ્ય ૬ ઠું.

### ભીમગોડાથી મંડલ ચટ્ટી.



ગલ અથવા પાંગરવાસા—ભીમગોડાથી ૨ મૈલ, ને રસ્તો ૧ મૈલની ઉતરાઈનો ને ૧ મૈલનો સીધો છે, ત્યાં અમે દાખલ થયાં. અત્રે જમ્યા બાદ નવા જાપાનવાળા સાથેનું પરસ્પરનું લખાણ રાજ્ય તરફના જંગલ ચટ્ટીમાં રહેતા કારકુનને ચાર આના આપી કર્યું હતું. વરસાદ તો આજે ચાલુ જ હતો.

**ગોંડી કે બવન**—જંગલથી ૨ મૈલ, ને રસ્તો સીધો છે. અત્રે બાલાસોતા નામની નદી છે.

અત્રેથી અમારો નવો જેપાની જલદી તૈયાર થયો અને તે

જેપાન સૌથી આગળ ગયું. અમારા પ્રથમના જેપાનની બરાબર તેઓ ચાલી શકતા નહોતા. ગમે તેટલા તે આગળ જતા તો પણ અમારા જુના જેપાનીઓ તેમને જોત જોતામાં પકડી પાડી તેમનાથી આગળ થઇ જતા આ પ્રમાણે ઠેઠ કર્ણ પ્રયાગ સુધી હમેશાં બનતું હતું પરંતુ ભોગ જોગે તેમનું જ્યારે સૌથી છેલ્લું ઉપડવું થાય ત્યારે તો મુકામે પહોંચતાં, તેમના કરતાં લગભગ બે કલાક જેટલા મોડા આવી શકતા હતા, તેમજ પ્રથમના જેપાની એક ખભેથી બીજે ખભે જેપાન બદલતી વખતે કાંઇ પણ આધાર વગર પોતાની જાતે બદલી શકતા હતા ત્યારે આ જેપાનીઓ, પાલખી ઉચકનારા વિસામો ખાતાં જેવી ઘોડી રાખે છે તેવી ઘોડીનો ટેકો રાખ્યા શિવાય એક ખભેથી બીજે ખભે જેપાન બદલી શકતા નહતા, તેમજ, તેમનું જેપાન પણ લાકડાનું બનાવેલું, ટુંકા માપનું, અને ઉંડુ હોવાથી બેસવામાં ઘણી અગવડ પડી પગ પણ અકડાઇ જતા હતા; જેથી યાત્રીને જેપાન કરવાનીજ ઇચ્છા હોય તો ગામ વચ્ચેથી જેપાન ન કરતાં હરદ્વારથીજ માપસર બનાવેલું જેપાન કરવુંજ ફાયદા કારક છે. તેમાંનો લાટા નામનો જેપાની અમને કહેતો હતો કે હું યુરોપની મોટી લડાઈ વખતે મીસર બગદાદ; બસરા, મોસલ, કેરો, વિગેરે શહેરોમાં જઇ આવેલો છું અને તે શહેરોની તેમજ લડાઇની કેટલીક વાતો પણ તે અમોને કહી બતાવતો હતો.

**મંડલ**—ગોંડીથી ૧ મૈલ છે, ને રસ્તો સીધો છે, છેક સાંજ પડતાં અમે મંડલ ચટ્ટીએ આવી રાત્રી રહ્યા. અત્રે ધર્મશાળા પણ છે, ચટ્ટી આગળ રૂદ્રનાથથી આવતી રૂદ્રગંગામાં અનસૂયા નામની નદી અમૃતકુંડમાં થઈને મળે છે. અત્રે તે બંનેનો સંગમ થાય છે. આ તીર્થને બ્રહ્મકોટિ તીર્થ કહે છે, ને સંગમને સોમપ્રયાગ કહે છે; અહિંયાં સગર રાજાએ અશ્વમેધયજ્ઞ કર્યો હતો.

## ચતુર્થ કેદારશ્રી રૂદ્રનાથજી.

અત્રેથી બીજા પગકેડીને રસ્તે ૩ મૈલની ચડાઈપર અનસૂયા દેવીનું મંદિર છે, કહે છે કે આ દેવીનાં દર્શન કરનાર વંધ્યા

ઓને પ્રજાની પ્રાપ્તિ થાય છે, રહેવાની ધર્મશાળા ને વૈતરણી નદીનું સ્નાન છે, ત્યાંથી આગળ પગરસ્તે ૧૩ મૈલની કઠિણ ચઢતાં ૪ થા (ચતુર્થ) કેદારેશ્વર શ્રી રૂદ્રનાથજીએ જવાય છે. અત્રે શંકરનાં મુખારવિંદનાં દર્શન છે, ને તે સંપૂર્ણ વસ્ત્રાલંકારાદિ આભૂષણોથી વિભૂષિત કરેલા હોવાથી યાત્રીઓને અતિ રમણીય ને આનંદદાયક લાગે એવાં શંકરનાં મુખારવિંદનાં અલૌકિક દર્શન છે ને રૂદ્ર-ગંગા નદી આ સ્થળેથી નીકળે છે. ત્યાંથી પાછું મંડલ ચટ્ટીએ ન આવતાં પરભાર્યા બીજે રસ્તે ગોપેશ્વર કે હાટચટ્ટીએ જવાય છે, તેમજ રૂદ્રનાથથી ઘરભાર્યા પંચમ કેદાર કલ્પેશ્વરે પણ જવાય છે, પણ રસ્તો ઘોર જંગલનો હોવાથી તે રસ્તે કોઇ જતું નથી, ત્યાં રસ્તામાં નાનું ગામ પણ છે કલ્પેશ્વરનો રસ્તો હવે પછી લખવામાં આવશે, રૂ નાથના પૂજનનો સંકલ્પ. પ્રથમ યમુનોત્રીના સંકલ્પ મુજબ ભણી વિશેષ નીચે પ્રમાણે ભણવો—કેદાર ખંડે, બદ્રા-કાશ્રમે, રૂદ્રનાથક્ષેત્રે, રૂદ્રનાથ પૂજન મહં કરિષ્યે, અમે રૂદ્રનાથને કલ્પેશ્વર ગયા નથી.

॥ રુદ્રાષ્ટક ॥

ૐ નમામીશમીશાન નિર્વાણ રૂપં વિભું વ્યાપકં બ્રહ્મવેદ સ્વરૂપમ્ ॥
અજં નિર્ગુણં નિર્વિકલ્પં નિરીહં ચિદાકાર મોંકાર વાસં ભજેહમ્ ॥૧॥
નિરાકાર મોંકાર મૂલં તુરીયં ગિરાજ્ઞાન ગોતીત મંએશમીશમ્ ॥
કરાલં મહાકાલ કાલં કૃપાલું ગુણાગાર સંસાર પારંનતો હમ્ ॥૨॥
તુષારાદ્રિ સંકાસ ગૌરં ગભીરં મનોભૂત કોટિ પ્રભાસચ્છરીરમ્ ॥
સ્ફૂરન્મૌલિકલ્લોલિની ચારૂ ગંગં લસદ્ભાલ બાલેન્દુ કંઠે ભુજંગમ્ ॥૩॥
ચલત્કુંડલં શુભ્રનેત્રં વિશાલં પ્રસન્નાનનં નીલકંઠ દયાલુમ્ ॥
મૃગાધીશ ચર્મામ્બરં મુંડ માલં પ્રિયં શંકરં સર્વનાથં ભજામિ ॥૪॥
પ્રચંડં પ્રકૃષ્ટં પ્રગલ્ભં પરેશં યજદ્ ભાનુ કોટિ પ્રકાશચ્છરીરમ્ ॥
ત્રયી શૂલ નિર્મૂલનં શૂલ પાણિં ભજેહં ભવાનીપતિં ભાવગમ્યમ્ ॥૫॥
કલાતીત કલ્યાણ કલ્પાન્ત કારિન્ સદા સજ્જના નંદ દાતાપુરારે ॥
ચિદાનંદ સંદોહ મોહાપહારિન્ પ્રસીદ પ્રસીદ પ્રભો મન્મથારે ॥૬॥
નયાવદ્ ઉમાનાથ પાદારવિંદં ભજન્તીહલોકે પરેવા નરાણામ્ ॥

નતાવત્સુખં શોક સંતાપ નાશં પ્રસીદ પ્રભો સર્વ ભૂતાધિ વાસં ॥૭॥
નજાનામિ યોગં જપં નૈવ પૂજાં નતોહં સદા સર્વદા શંભુ મેકમ્ ॥
જરા જન્મ દુઃખાદિના તપ્યમાનં પ્રભો પાહિદાસં નમામીશ શંભો ॥૮॥
રુદ્રાષ્ટકમિદંપ્રોક્તંવિપ્રેણહરતુષ્ટયે યેપઠન્તિ નરાંભક્ત્યા તાન્હશંભુ પ્રસીદતિ

## શ્રી રૂદ્રનાથ મહાત્મ્ય.

શ્રી મહાદેવજી બોલ્યા કે હે પાર્વતી! તીર્થોમાં ઉત્તમ એવું મારૂં ચોથું ધામ રુદ્રાલય છે. રુદ્રાલયમાં નિવાસ કરે છે. અને શીવ વિષ્ણુમાં ભેદ રાખતા નથી તે શ્રેષ્ઠ છે, હે પ્રિયે! જે વાસુદેવમાં અને મારામાં ભેદ રાખે છે તેની કોટિ કલ્પ સુધી પણ સદ્ગતિ થતી નથી. જ્યાં હું છું ત્યાં સનાતન વિષ્ણુ ભગવાન છે. જ્યાં વિષ્ણુ છે ત્યાં હું હંમેશાં છું. જે વિષ્ણુ-ભક્ત છે, તે નિઃસંશય મારા ભકત છે. વિષ્ણુના ભકતોએ મને વિષ્ણુ માનવો જોઇએ. અને મારા ભકતોએ વિષ્ણુ સાક્ષાત્ શિવ માનવા જોઇએ. જો એમ ન માને તો તેને શિવ હત્યાનો અને વિષ્ણુ હત્યાનો દોષ લાગે છે. જેને ભેદબુદ્ધિ નથી. તેને ધન્ય છે. શ્રી રુદ્રનાથશંકરનાં દર્શન કરવાથી કોટી જન્મ સુધી કરેલાં પાપ નષ્ટ થઈ જાય છે. રુદ્રનાથજીમાં ગંધ, પુષ્પાદિકથી જે મારી પૂજા કરે છે. તે મનવાંછિત ફળ મેળવી છેવટે તેની શિવ-સાયુજ્ય મુકિત થાય છે. દેવો જ્યારે અંધકારસુરથી હારી ગયા. ત્યારે આ રુદ્રાલયમાં આવી તેમણે તપાનુષ્ઠાન કરવાથી શંકર પ્રસન્ન થયા તેથી પ્રત્યક્ષ થઈ દર્શન આપીને વરદાન માગવા કહ્યું, ત્યારે દેવતાઓએ કહ્યું કે હે, પ્રભો! અંધકાસુર દૈત્યે હમોને સ્વર્ગમાંથી કાઢી મૂકયા છે. માટે હમારી રક્ષા કરો. ને આ ઠેકાણે હમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં છે માટે આપ સંપૂર્ણ સ્વરૂપે અહિંજ રહો. શંકરે પ્રસન્ન થઈ કહ્યું કે, હું અંધકા-સુર દૈત્યને મારીશ અને આ સ્થાનમાં હું પૂર્ણભાવથી પાર્વતી અને મારા સર્વ ગણો સહિત હંમેશાં રહીશ. તેથી, હે દેવી! આ ક્ષેત્ર મને અત્યંત વહાલું છે. અત્રે વૈતરણી નદી છે. અહિંયાં પિંડદાન આપ્યાનું ફળ ગયા શ્રાદ્ધથી પણ કરોડ ગણું વધારે

છે. હે પ્રિયે ! અહીં આગળ ખાસ મારૂં મુખ છે. જેનાં દર્શનથી સર્વે પાપો દૂર થઈ જાય છે, પાંડવોએ કરેલી બ્રહ્મને ગોત્ર હત્યાનું પાપ દૂર કરવા માટે વ્યાસ મુનીના કહેવાથી તેઓએ કેદારક્ષેત્રમાં આવી મારાં દર્શન કરવાની ઈચ્છા કરી, પણ તેમને દર્શન નહિં આપતાં હું દૂર જતો ગયો પણ તેઓએ મારી પાછળ પાછળ દોડી આવી છેક મારી નજીક આવ્યા એટલે મેં પૃથ્વીમાં અંતર્ધ્યાન થવા માંડયું પૃથ્વીમાં પ્રવેશ કરતાં તેઓએ મારા પ્રષ્ઠ ભાગનો સ્પર્શ કરી લીધો, તે મારો પ્રષ્ઠભાગ હજુ સુધી સમસ્ત પાપને હરણ કરનાર કેદારેશ્વર કહેવાય છે, સ્પર્શ કરતા માત્રમાં તેમની ગોત્રને બ્રહ્મહત્યા છુટી ગઈ ને તેઓ સર્વ પાપોથી નિર્મુક્ત થયા, તેજ મારો પૃષ્ઠ ભાગ ત્યાંજ સ્થિત છે, અને મારૂં મુખ પૃથ્વીની નીચેથી નીકળીને અત્રે રુદ્રનાથ નામથી પ્રસિદ્ધ છે, ને મારા ચરણનો (પગનો) ભાગ નેપાલમાં ભગવાન પસુપતેશ્વર નામથી સ્થિત થયેલો છે. આ ત્રણે સ્થાનોએ જઈ માત્ર દર્શન કરવાથીજ જીવ મુક્તિને મેળવે છે.

શ્રી રુદ્રનાથના દેવળથી પશ્ચિમ તરફ અર્ધા કોસપર એક લાલ રંગનું માનસ તીર્થ છે, તેની પૂર્વે સારસ્વત સરોવરમાં મારાં દર્શનની લાલસાથી મૂકંડુ નામનો મચ્છ રહે છે, કૃષ્ણપક્ષીની ચતુર્દશીને મંગળવાર હોય ત્યારે આ મારો ભક્ત ચાલતો અને ફરતો પ્રત્યક્ષ દેખાય છે, તેમાં સ્નાન કરવાથી મૂર્ખ પણ બૃહસ્પતિના જેવો વિદ્વાન્ થાય છે, તેની દક્ષિણ બાજુએ મગ જેવા લીલા રંગનું એક ઉત્તમ શિવલિંગ છે. તેનાં દર્શન માત્રથીજ સાયુજ્ય મુક્તિ મળે છે, તેના ઇશાન કોણમાં પીતવર્ણું (પીળા રંગનું) જળ છે. અહીં મણિભદ્ર ગણ તપ કરી મારા ગણોના અધીપતિપણાને પામ્યો હતો, અહી ત્રણ રાત્રિ રહી મારા ષડક્ષરી મંત્રનો જપ કરવાથી ખેચરી ગુટિકા મળે છે. અહી વિષ્ણુ ભગવાને મારી સ્તુતિ કરી હતી. તેની પશ્ચિમ તરફ સૂર્યે તપ કરી મારૂં નેત્ર સ્થાન મેળવ્યું હતું. હે પ્રિયે ! રુદ્રનાથમાં આવી દર્શન કરવાથી પંચકેદાર યાત્રાનું ફળ મળે છે ને હિમાલયની

પરિક્રમા થાય છે, ને તે ભવબંધનથી મુકત થાય છે. જે આ રુદ્રનાથનું માહાત્મ્ય સાંભળે તેનો રુદ્રલોકમાં વાસ થાય છે.

આ સ્થાન અતિ રમણીય અને શોભાયમાન છે. હજામત કરાવી શ્રાદ્ધ પણ કરાવાય છે. સંપુર્ણ આભૂષણોથી વિભૂષિત અતિ રમણીય શિવનાં મુખારવિંદનાં અતિ ઉત્તમ દર્શન અત્રે થાય છે. અત્રે રૂદ્ર ગંગામાં સ્નાન કરવાનું પણ માહાત્મ્ય છે, અત્રેનો સંકલ્પઃ—પ્રથમ યમુનોત્તરીના સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો–કેદારખંડે, બદ્રીકાશ્રમે, રૂદ્રનાથ ક્ષેત્રે, રૂદ્રેશ્વર પૂજન મહંકરિષ્યે તે પછી ગંગોત્રિને રસ્તે કાશી વિશ્વનાથના કહેલા પૂજન પ્રમાણે અત્રે પણ પૂજન કરવું. અત્રે રૂદ્ર ગંગા સ્નાનનો સંકલ્પઃ–કેદારખંડે, બદ્રીકાશ્રમે, રૂદ્રનાથ ક્ષેત્રે, રૂદ્ર ગંગા તીર્થે, રૂદ્રગંગાયાં સ્નાન મહંકરિષ્યે."

ત્યાંથી પાછા મંડલ ચટ્ટીયે ન આવતાં પરભાર્યા બીજે રસ્તે, ૭ મૈલનો ઉતાર ઉતરી, તોલીશેરા અને મેંકોટા ગામે થઈ, છીંનકા ચટ્ટીએ કે ધોબી ઘાટે જવાય છે. તેમજ વળી એક બીજા માર્ગે કુંજણી, તોલી, ખર્ક ને કલગોટ ગામે થઈ ૫ મા (પંચમ) કેદાર કલ્પેશ્વરે પણ જવાય છે. પરંતુ, તે રસ્તો ઘણોજ કઠિન છે. વળી ત્રીજો રસ્તો ૭ મૈલની ઊતરાઇનો ઊતરતાં, ગોપેશ્વરે પણ જવાય છે. તેમજ રૂદ્રનાથ ન જનાર યાત્રિ સીધી સડકને રસ્તે ગોપેશ્વર જાય છે, જ્યાં આગળ રૂદ્રનાથ જઈ આવેલા યાત્રિયોનો મેલાપ થાય છે. મંડલથી ૧ મૈલ પર વીર ચટ્ટી આવે છે, ને ત્યાં વીર નંદી વહે છે.



## દૃશ્ય ૭ મું.



મંડલથી ગોપેશ્વર.

ભેરંગણા કે વરંગણા મંડલથી ૨ મૈલ ને રસ્તો સહેજ ચઢ ઉતરનો છે.

ખોલતી કે કોલટી, ભેરંગણાથી ૨ મૈલ, ને રસ્તો સહેજ સીધો છે. અત્રેથી આગળ ચાલવા માંડયું કે આજુબાજુના વિશાળ પહાડોની ઊંડી ખીણોમાં જ્યાં ત્યાં આળસુ વાદળાંઓ સ્થિર થઈ પડયાં જણાતાં હતાં, છતાં આકાશ નિરભ્ર હતું, જેથી અમોને પૂર્વ તરફના બબ્બે મૈલ દૂર સુધીના ક્ષિતિજના દેખાવો સ્પષ્ટ જણાતા હતા, એટલામાં એકાએક ઘોરગંભીર સંખ્યાબંધ વાદળાંઓ તે ક્ષિતિજ તરફથી અમારી તરફ આવવા લાગ્યાં, અત્રેના પહાડોનાં ઉંચા દેખાતાં શિખરો હિમાચ્છાદિત હોવાથી જાણે આરસપહાણનાંજ તે શિખરો હોય તેવો ભાસ થતો હતો, અને તે આવતાં વાદળાં તે પર્વતનાં દરેક શિખરોની આજુબાજુ વીંટળાઇ વળેલાં હોવાથી થોડાજ સમયમાં તે પર્વતો વાદળાંથી કાંઇક ધૂમ્રચ્છાદિત જેવાં થઈ ગયાં, અને ત્યાંથી તે વાદળાં નીચે નીચે ઉતરી અમારી આજુબાજુ પણ ફરી વળ્યાં તેથી અમો સર્વે પણ ધૂમ્રચ્છાદિત બની ગયાં. ત્યાંથી પણ તે વાદળાંઓ નીચેની ખીણોમાં ઘણે નીચે પ્રવેશ કરી પ્રથમ કહેલાં તે ખીણોનાં આળસુ વાદળાંઓ સાથે મળી જઈ એકરૂપ થઈ ગયાં અને તેમાં ભરાઇ ને સ્થિર થયેલાં હોય તેમ દેખાતાં હતાં. જેમ જેમ અમો આગળ ગયા તેમ તેમ રસ્તાપર પણ અમારી આજુબાજુ વાદળાં ફરી વળી અંધકારમય કરી દીધું આવો દેખાવ ઠેઠ શેટના ચટ્ટી સુધી કાયમ રહ્યો હતો દરેક પર્વતનાં દેખાતાં શિખરોમાં ને ઘણેજ દૂર દેખાતી વિશાળ ખીણોમાં પણ જ્યાં ત્યાં આળસુ વાદળાંઓ એમ

અથડાયાંજ કરતાં હતાં, જેથી અમારી આજુબાજુ છ છ હાથ પછીનાં જતાં આવતાં માણસોને પણ અમો જોઈ શકીયે નહિં એવી રીતે અમો ઢંકાઈ ગયાં હતાં, ને ચોમેર દ્રષ્ટિ કરતાં ફક્ત વાદળાં સિવાય. પહાડ કે તેનું શિખર, ઝાડ, નદી વિગેરે આજુ-બાજુના કોઈપણ દેખાવો અમારા જોવામાં બીલકુલ આવતા નહોતા, એવો અંધકાર સર્વત્ર ફેલાઇ ગયો હતો.

**શેટના કે સ્યુટના**—ખોલટીથી ૨ મૈલ, ને રસ્તો સીધો છે.

**ગોપેશ્વર**—શેટનાથી ૨ મૈલ ને રસ્તો સહેજ ઉતરાઇનો ને સીધો છે. શેટનાથી અમે ૦॥ મૈલપર ગયા ત્યાં એક પર્વ-તનું શિખર તુટી પડેલું હોવાથી લગભગ બે ફર્લાંગ જેટલા વિસ્તારમાં વગર રસ્તે ચાલવું પડયું હતું. ત્યાંથી જ્યારે ગોપેશ્વર એક ફર્લાંગ બાકી રહ્યા એટલે તે સડકના રસ્તાથી ડાબા હાથે ૧૦૦ વાર નીચાણમાં વૈતરણી નામનો પાંચ હાથ સમચોરસ કુંડ છે ત્યાં અમો સ્નાન કરવાને ગયા. આ કુંડમાં મથાળાથી બે હાથ નીચે જળનું લેવલ છે તેથી ત્રણ પગથીયાં ઉતરી પાણી લઇ જો ઈચ્છા હોય તો સ્નાન થઇ શકે છે, પરંતુ પાણી અવાવરૂ ને અવોડ હોવાથી અમોએ ફક્ત આચમનજ કર્યું હતુ અને ઘણાખરા યાત્રિ સ્નાન ન કરતાં તે કુંડનું ફક્ત આ-ચમનજ કરે છે. આ કુંડમાં પુષ્કળ કીચડ હોવાથી અંદર ઉતરી સ્નાન થઇ શકતું નથી. કુંડના મથાળે પુર્વ તરફ બે હાથનો પહોળો ને સાત હાથ લાંબો એવો પરથાર છે. પરથારથી ૧॥ હાથ ઊચઈએથી ત્રણ જલની ધારાઓ, હાથીની સૂંઢ જેવા કરેલા પથ્થરના આકારના બે ઈંચ જેટલા નલદ્વારા, તે પરથારમાં અલગ અલગ પડે છે. તે દરેકની નીચે બેસી માણસથી નાહી શકાય છે ને તેમાંથી સતત જલ પડયાજ કરે છે. એ પ્રમાણે એક પછી એક આ ત્રણે ધારાઓમાં યાત્રિઓ સ્નાન કરે છે, અને તેજ ધારાઓનું પાણી એ વૈતરણી નામના કુંડમાં પડે છે, તેથી ધારાઓમાં કરેલાં સ્નાનથી વૈતરણીમાં સ્નાન કર્યું એમ કહેવાય છે. તે ત્રણ ધારાઓમાં આજુબાજુની બે ધારાઓમાં જમણી ગંગા-

જીની ડાબી સરસ્વતીજીની, અને વચલી ધારાને યમુનાજી-ની કહે છે. અત્રેનો સંકલ્પ કરાવનાર બ્રાહ્મણ કહેતો હતો કે આ ત્રણે ધારાઓ રુદ્રનાથના સ્થલમાંથી આવે છે,. અને ત્રણે ધારાનું એકઠું નામ સ્વર્ગદ્વારી છે. ને તેને ત્રિવેણીગંગા પણ કહે છે, જેથી આ ધારામાં નહાવાથી રુદ્રનાથ જવાની યાત્રાનું કેટલુંક ફલ પ્રાપ્ત થાય છે. અત્રેના હરેક સંકલ્પ યમુનોત્રી પ્રમાણે કરી વિશેષ સંકલ્પ નીચે મુજબ કરવો:—

પહેલો, "કેદાર ખંડે, બદ્રીકા શ્રમે, ગોપેશ્વર ક્ષેત્ર; વૈતરણી તીર્થે, વૈતરણી કુંડે, આચમન મહંકરિષ્યે"

બીજો, "ગોપેશ્વર ક્ષેત્રે, વૈતરણી તીર્થે, ગંગા ધારાયાં, સ્નાન મહંકરિષ્યે."

ત્રીજો, "વૈતરણી તીર્થે, યમુના ધારાયાં, સ્નાન મહંકરિષ્યે."

ચોથો, "સરસ્વતી ગંગા ધારાયાં, સ્નાન મહંકરિષ્યે,"

અત્રે બેઠેલા બ્રાહ્મણો અત્રે શ્રાદ્ધ કરવાનું માહાત્મય છે એમ પણ કહે છે. બ્રાહ્મણોને દક્ષિણા ભોજન, વિગેરેના પૈસા આપી ત્યાંથી આઠ હાથ ઊંચાઇએ ગોપેશ્વર તરફ જતાં કેટલીક પાંચ હાથ સમચોરસ અને તેટલીજ ઉંચી દેરીઓ છે. તેમાંની કેટલીક જીર્ણ હાલતમાં છે, કેટલીકમાં મૂર્તિઓ છે, કેટલીક દેરીઓનાં શિખર તૂટી ગયેલાં છે અને તેમાં મૂર્તિઓ છે, અને એક બે મૂર્તિઓ તદ્દન ખુલ્લા મેદાનમાં પણ છે. તેમજ, એક જીર્ણ દેરીમાં સિદ્ધેશ્વર, અને બીજીમાં કલ્પેશ્વર પણ છે. ત્યાંથી બે હાથની ઉંચાઇએ પાર્વતીજી અને આગળ, ગણપતિજી અને લક્ષ્મીનારાયણનાં પણ તેવાંજ જીર્ણ હાલતનાં દેવળો છે.

ત્યાં સ્નાન અને દર્શન કરી અમો એક ફર્લાંગ ચાલી ગોપેશ્વરમાં આવ્યા. અત્રે ચટ્ટી નથી પણ લગભગ ૨૦૦ ઘરનું ગામ છે, અને શંકરનું નામ ગોપેશ્વર હોવાથી ગામને પણ ગોપેશ્વરજ કહે છે. પહાડી પ્રદેશનું આ શહેર કહેવાય છે. અત્રે ૪૦ થી ૫૦ પાકાં મકાનો અને ૩૦ થી ૪૦ મોદીની દુકાનો, છે. તે ચોખ્ખી વસ્તીવાળું છે, અને ત્યાં જોઈતી હરેક વસ્તુઓ

વિગેરે મલી શકે છે. બજાર સુશોભિત છે આ સ્થળને કેદાર માહાત્મ્યમાં ગોસ્થળ કહેલું છે ને શંકરને **ગોપાલેશ્વર, ગોપેશ્વર,** કે **ગોપીનાથ,** પણ કહે છે અત્રે પાણીની અડચણ છે. લગભગ ૦ાા મૈલ પરથી પાણી લાવવું પડે છે.

બજારમાંથી દેવળ તરફ જતાં પ્રથમ ૨૫ હાથના સમચોરસ ખુલ્લા ચોકમાં દાખલ થવાય છે. ત્યાંથી ડાબા હાથ તરફ ચોક પૂરો થતાં એક માળના પાકા મકાનના પહેલે મજલે જતાં અત્રેના રાવળશ્રીની ગાદીનાં દર્શન છે, ત્યાં બે હાથ સમચોરસ અને તેટલીજ ઊંચાઇના એક સિંહાસનપર લક્ષ્મીજીનાં દર્શન છે, અને બાજુમાંજ નંદીપર બેઠેલી સિદ્ધેશ્વર શંકરની મૂર્તિ પણ છે. ત્યાં અમો સર્વેએ દર્શન કરી ભેટ દક્ષિણા મૂકી, પાછા ચોકમાં આવી દેવળ તરફ પૂર્વમાં જતાં, રસ્તાની ડાબી બાજુએ પ્રથમ ગણપતિ એક નાની દેરીમાં છે, તેની સામે ખુલ્લી જગ્યામાં કેદારેશ્વર, મધ્યમેશ્વર, તુંગેશ્વર, રૂદ્રેશ્વર ને કલ્પેશ્વર એવાં પંચ કેદારનાં પાંચે લિંગોનાં દર્શન છે. ત્યાંથી આગળ જતાં રસ્તાની જમણી બાજુએ બે મોટાં લિંગનાં દર્શન છે. તે લીંગોનો નીચેથી તે એક હાથની ઉંચાઇ સુધીનો ભાગ ષટ્કોણાકારે છે. તે પછી બીજા એક હાથની ઉંચાઇનું ગોળાકાર લિંગ છે. એમ બંન્ને લિંગો બબ્બે હાથની ઊંચાઇનાં એક વેંતના કંપાસના ઘેરાવાવાળાં છે. પ્રથમ લિંગ બુઢ્ઢા કેદારનું, અને બીજું સિદ્ધેશ્વરનું છે, તે બંન્ને લિંગોના મધ્યમાં લક્ષ્મીજીની મૂર્તિ બિરાજમાન છે. ત્યાંથી બે હાથ આગળ જતાં એક ચમત્કારી લિંગ અમારા જોવામાં આવ્યું. તે લિંગ પણ એક વેંતના કંપાસના ઘેરાવાવાળું, સવા હાથની ઉંચાઇનું, ગોળાકાર છે, ને તે લિંગમાંજ આંગળ આંગળનાં ઉપસી આવેલાં અસંખ્ય લિંગો આખા લિંગમાં ભરપૂર જણાય છે, જેથી તે લિંગને **સહસ્રલિંગેશ્વર** કે **કોટિલિંગેશ્વર** કહે છે. તે લિંગની ચારે બાજુ હાથ હાથને છેટે ખૂણા ઉપર એક એક ફૂટની ઊંચાઈનાં અને છ છ ઇંચના ઘેરાવાવાળાં એવાં ચાર લિંગો છે, તેમજ રસ્તા તરફના બન્ને બાજુના

ખૂણાનાં બે લિંગોના મધ્ય ભાગમાં કોટીશ્વર શિવલિંગની સામે પણ એક પાંચમું લિંગ તેટલાજ માપનું છે. આ સર્વે લિંગો એક આઠ હાથ સમચોરસ ખુલ્લી જગ્યામાં સ્થાપિત કરેલાં છે. ત્યાંથી આગળ જતાં હાથમાં ફરસી (પરશુ) ધારણ કરેલી પરશુરામજીની મૂર્તિ છે. ત્યાં આગળ એક પાંચ હાથ ઉંચું, અને જેના ઉપર હાથ હાથના ત્રણ પાંખીયાં છે એવું, અદ્ભુત, ચમત્કારી બે હાથના ઘન માપના ઓટલા ઉપર ત્રણ ઇંચના ઘેરાવાવાળું, ત્રણ હાથની લંબાઇનું ત્રિશૂળસ્થાપિત કરેલુંછે. તેના મધ્યભાગમાં રાા હાથની ઉંચાઇએ ફરશીનો આકાર પણ છે, તેથી તેને ફરસુરામની ફરસી પણ કહે છે. દંતકથા એવી છે કે આ ત્રિશૂલ અંતરીક્ષથી આવી એની મેળેજ સ્થિત થયું છે હાથથી હલાવે તે બીલકુલ હાલતું નથી, પણ ફક્ત ટચલી આંગળી અડકાતાં સહેજ હાલતું હોય એમ જણાય છે. તેની અંદર અક્ષરો કોતરેલા છે પણ તે પ્રાચીન લિપિના હોવાથી કોઇથી વાંચી શકાતા નથી. તેની સામી બાજુએ એક મોટી પાંચ હાથ પહોળી ને ૩૦ હાથ લાંબી એવી વિશાળ પડાળીની નાની ઓરડીમાં હનુમાનજીની મૂર્ત્તિ છે, અને ત્યાંથી ચાર હાથને છેટે પડાળીની ભીંતમાં રુદ્રનાથજીનું ૧ાા હાથની ઉચાઇએ ફક્ત મુખારવિંદજ છે. જેમ પડાળીની આ બાજુએ હનુમાન છે તેમ પડાળીના છેક પેલે છેડે દક્ષિણમાં એક નાની કોટડીમાં નવદુર્ગા દેવીનાં અનુક્રમે દર્શન છે. અત્રેના સર્વે દેવોનાં એવાં અદ્ભુતને આશ્ચર્યકારક દર્શન કરતાં કરતાં અમે દેવળ આગળ આવ્યાં. આ દેવળ ઘણું પ્રાચીન અને પૂર્વાભિમુખનું છે. તે ૩૫ થી ૪૦ હાથની ઉંચાઈનું અને જીર્ણ હોય એમ જણાય છે. અને તે ભોતળીયાંના ભાગથી ૧૨ હાથ પહોળું અને ૨૫ હાથ લંબાઇનું ચતુષ્કોણાકારે છે, દેવળના શિખર ઉપર ત્રિભુવનારાયણમાં શિખરને ઢાંકેલું જેવું ૧૨ સ્તંભનું છાપરૂં છે તેવું અને ૧૬ સ્તંભવાળું લાકડાના ચોકઠા ઉપર છાપરૂં છે. તે છાપરાના મધ્યભાગે ત્રાંબાનો કલશ સોનેથી રસેલો છે ને તે કળશનો ઉપરનો મોગરો ૭ આંગળની ઉંચાઇનો છે.

તે દેવળના બારણા વિનાના ભાગમાં દાખલ થતાં યજ્ઞનો કુંડ છે, તે કુંડની આગળ ધર્મશીલા છે. તે પછી નંદીના દર્શન છે. તે પછી દ્વાર ઓળંગી અંદરના બીજા ખંડમાં જવાય છે, દ્વાર આગળ લક્ષ્મીનારાયણ અને અન્નપુર્ણાની મૂર્તિઓ છે. દરવાજાના ઉપરના ભાગમાં ગણેશની મૂર્તિ છે, તેને ચિંતામણિગણેશ કહે છે.

અમોએ તે સભા મંડપમાં જઈ કૈલાસવાસી ગોપેશ્વર શંકરનાં દર્શન કર્યાં. અત્રે પૂજા કે લીંગનો સ્પર્શ યાત્રીઓને કરવા નહીદેતા હોવાથી અમોએ દૂરથી પૂજાપો પૂજારીને આપી દર્શન કર્યા હતાં. લિંગ અલૌકિક અને મનની શાંતિને ઉત્પન્ન કરનારૂં તેમજ ભક્તિભાવને વધારનારૂં, તેજસ્વી છે. છ ઇંચિના ફરતા ઘેરાવાવાળું અને દોઢ વેંતની ઉંચાઈનું આ તેજોનય લિંગ છે. લિંગના ઉપર ચાંદીનો શણગાર બંગલાના આકારનો ચડાવેલો હતો એટલે લિંગની આજુબાજુએ ચાંદીનોજ બંગલો બનાવેલો હોય તેવુંજ દેખાતું હતું અને બંગલાના દરવાજાના ભાગમાંથી શંકરના લિંગનાં દર્શન થતાં હતાં. તે ચાંદીનો બંગલો એક હાથનો ઉંચો ઉપરથી દેરાના ઘુમટની આકૃતિવાળો, ને ૯ ઇંચની સમચોરસ બેસણીવાળો હતો, લિંગની પાછળ પશ્ચિમમાં પાર્વતીજી છે. લિંગ પાસે ચાંદીની શંકરની ભોગમૂર્તિ પણ છે. શંકરના લિંગની પાસે જમણી બાજુએચાંદીના પત્રામાં પાંચે પાંડવોની આકૃતિ છે, ડાબી બાજુએ કૃષ્ણ ભગવાનની મૂર્તિ છે. દેવળમાંથી નીકળી ડાબા હાથ તરફના બીજા ખંડમાં જવાય છે. ત્યાં શંકરનાં ઘણાં લિંગો છે. પહાડી ભાષામાં ખંડને "કમરો" કહે છે એ ખંડમાં ચતુર્મુખીબ્રહ્મા પણ લિંગાકારે છે. ચંડી દેવી અને ગણેશનાં દર્શન પણ અત્રેજ છે.

એ પ્રમાણે અન્યદેવો સહિત ગોપેશ્વર શંકરનાં સપ્રેમ ભક્તિ શ્રદ્ધાથી દર્શન કરી,ભેટ દક્ષણા સમર્પણ કરી, ગોપેશ્વર શંકરની જય બોલાવી, અમો દેવળ બહાર આવ્યા, આ સ્થળે શિવજીએ કામદેવને બાળીને ભસ્મ કર્યો હતો, તે પછી રતિની પ્રાર્થનાથી બીજે જન્મે કામને રૂપવાન કર્યો હતો તે ઠેકાણે રતિ કુંડ પણ છે.

અત્રે એક પીપળાના ઝાડના થડમાં **અમરવેલી** નામની વેલ છે. તેને બારે માસે ફુલ થાય છે. કેદારખંડમાં તેને **કલ્પલતા** કે **કલ્પવૃક્ષની** ઉપમા આપેલી છે. આ સ્થળમાં હરકોઈ સાવધાન થઈને શુદ્ધ હૃદયથી, પાંચ રાત્રી, જે મંત્રના જપથી જે દેવની ઉપાસના કરે તેને તે મંત્ર સહજ સિદ્ધ થઈ જે દેવોને પણ દુર્લભ એવી સિદ્ધિ મેળવે છે.

## દૃશ્ય ૮ મું.

### ગોપેશ્વરથી પીપળકોટી.



**ચમોલી** અથવા **લાલસાંગા**—ગોપેશ્વરથી ૨, મૈલ, રસ્તો પ્રથમ સીધો ને પછી ઉતરાઇનો છે. આ ઉતરાઈ યમનોત્રિ તરફ જતાં ભલહાણ ચટ્ટીએ વર્ણવેલી ઉતરાઈના જેવીજ કઠિણ ઉતરાઇ છે. ગોપેશ્વરથી આગળ ॥ મૈલ પર જતાં, બદ્રિનારાયણથી આવતી અલકનંદા ગંગાનાં અત્રે અમને પ્રથમ દર્શન થયાં એટલે અમો સર્વેએ બદ્રિબિશાલ લાલકી જય બોલાવી અલકનંદાગંગાને દૂરથી નમસ્કાર કરી અલકનંદાગંગામાયકી જયનું પવિત્ર નામોચ્ચાર કરી અમો ચમોલી કે (લાલસાંગા) આવ્યા. અત્રે અલકનદાગંગાજીમાં સ્નાનપાન પણ થઇ શકે તેમ છે, ને તેના કિનારે ડુંગરપરજ ગામ વસેલું છે. આ બ્રીટીશ ગઢવાલ જીલ્લાનું આજુબાજુના ઘરો મળીને ૪૮૦–૫૮૦ ઘરની વસ્તીનું મુખ્ય ગામ છે, જેથી અત્રે પાકી બાંધણીની દુકાનો સુશોભિત મકાનો, કાળી કામળીવાળાની ધર્મશાળા અને ડાક બંગલો પણ છે, ને અત્રે સદાવ્રત પણ મળે છે, તેમજ, ઉપલી બાજુની ટેકરી ઉપર **અમોલીનાથ** મહાદેવજીનું દેવળ છે. દરેક જોઈતી વસ્તુઓ મળે છે, તેમજ પાહાડની પેદાશની દરેક મૃગચર્મ, કસ્તુરી, વિગેરે ચીજોને કપડાં પણ વેચાતાં મળે છે. અત્રે હવા ખાવા લાયકની જગ્યા છે. ગામ સુશોભિત છે અને અલકનંદા

ગંગાના છેક કિનાર પર આવેલું હોવાથી ભવ્યને રળીયામણું લાગે છે. અત્રે સરકારી ઇંગ્રેજી સ્કુલ પણ છે. ગઢવાલ જીલ્લાનો ચીફ મેજીસ્ટ્રેટ અહીં રહે છે. દિવાની ને ફોજદારી અદાલતો, પોલીસ ચોકીનું થાણું, જીલ્લાના હેડકવાટર તરીકે મેજીસ્ટ્રેટ ને કલેકટરની કચેરી, ન્યાય ખાતું, સરકારી તિજોરીનો ખજાનો, જંગલખાતાના ફોરેસ્ટ ઓફીસરનું હેડકવાર્ટર, ડાક-બંગલો, વિગેરે સરકારી પ્રબંધ અત્રે ઘણો સરસ છે; તેમજ પોષ્ટ, તાર, દવાખાનું, વિગેરેની વ્યવસ્થા પણ સારી છે; વળી કુલી, જેપાન, દંડી, વિગેરે કરી આપનારની એજન્સી પણ અત્રે છે. ગંગોત્રીનું ગંગાજળ પણ વેચાતું મળી શકે છે. રૂદ્ર પ્રયાગથી લાલસાંગા ૧૧૦ મૈલને લાલસાંગાથી બદ્રીનારાયણ ૪૭ મૈલ છે. કેટલાક યાત્રિઓ ગોપેશ્વરથી આવી ઘણે ભાગે ચમોલીચેજ મુકામ કરે છે, જેઓને અત્રે મુકામ કરવો હોય તેમણે અલકનંદા ગંગાનો ઝુલતો પૂલ ઉતરી સામે કિનારે જમણા હાથ તરફ જવુ પડે છે, પરંતુ જે યાત્રિઓ અત્રે ન રોકાતાં આગળ જવા ઇચ્છે છે તે પૂલ ઉતર્યા વગર ડાબા હાથની સડકે બદ્રિનારાયણ તરફ જાય છે. જે યાત્રિઓ અત્રે મુકામ કરે છે તેઓ બદ્રિનારાયણ જતી વખતે પોતાની પાસેનો વધારાનો સામાન અત્રેજ મૂકી ખપ જોગો સાથે લઈ જાય છે; પરંતુ જે યાત્રિઓ અત્રે ન રોકાતાં આગળ જાય છે તેઓ પોતાનો વધારાનો સામાન મૂકતા નથી પણ જ્યાં મુકામ કરે છે તેજ ચટ્ટીએ વધારાનો સામાન મૂકી જાય છે, અત્રે હરદ્વારથી આવનાર યાત્રિ જમણા હાથ તરફથી અલકનંદાનો પૂલ ઉતરીને જ્યારે આવે છે ત્યારે કેદારનાથ તરફથી ડાબા હાથને રસ્તેથી આવનાર યાત્રિ એબંન્નેનો મેળાપ પૂલ આગળ થાય છે, અને ત્યાંથી હરદ્વાર ને કેદારનાથથી આવેલા સર્વે યાત્રિઓ સાથેજ બદ્રિનારાયણ જાય છે. બદ્રીનારાયણથી અત્રે પાછા આવતાં પૂલ ઉતર્યા સિવાયના જમણા હાથ તરફને રસ્તે ગોપેશ્વર થઇ કેદારેશ્વર, ને ડાબે હાથે પુલ ઉતરી લાલસાંગે થઇને રામ-

નગર કે હરદ્વાર જવાય છે. ચમોલીથી આગળ ૪ મૈલપર વિરહી નદીનો અલકનંદા સાથે સંગમ થાય છે. ત્યાં રેતીનું મેદાન છે. સન્ને ૧૮૯૩ના સપ્ટેમ્બરની છઠ્ઠી તારીખે એક પર્વતનું શિખર તુટી પડયું તેથી એક સુંદર સરોવર બની ગયું. ૧૮૯૪ ના ઑગષ્ટની ૨૫ મી તારીખે આ સરોવર ફાટયું અને ગંગામાં રેલ આવી, તેથી અનેક ગામોનો નાશ થયો તે વખતે આ લાલસાંગા પણ તણાઈ ગયું હતું, તેથી આ નવું ચમોલી વસ્યું છે. આ રેલની અગમચેતી આગલથી રાખવામાં આવી હતી અને ગોહના ગામે સરકારી એન્જીનીયરોએ ત્યાંથી સર્વ ઠેકાણે તારના વહેવારની વ્યવસ્થા કરેલી હોવાથી, તલાવ ફાટતાં બધે તારથી ખબર આપવાથી મનુષ્યનું થતું નુકશાન અટકયું હતું પરંતુ બીજું ભારે નુકશાન થયું હતું. તે વખતે ૮૫૦ ફીટની ઉંચાઈ સુધી પાણી ચડયું હતું. આ વિરહી ગંગાનાં સ્થળપર પુર્વે મહાદેવજીએ સતી પાર્વતીના બળીમરવાથી તેમના વિરહને લીધે તપ કર્યું હતું, તેથી આ નદીનું નામ **વિરહવતી** કે **વિરહી** પડયું છે. ત્યાં **વિરહેશ્વર** મહાદેવનું નાનું દેવળ છે ને ત્યાં સ્નાન દાન કરવાનું માહાત્મ્ય પણ કહેલું છે.

અત્રેથી પાકો રસ્તો બાંધેલો છે, ત્યાંથી ટિબેટ તરફ જરૂર પડતાં લશ્કર મોકલી શકાય છે. તેમજ અત્રેથી બેસવાને ભાડુતી ઘોડા મળે છે તે જોશીમઠ સુધી જાય છે, અને કર્ણપ્રયાગથી ઘોડા મળે છે. તે રશીકેશ (હૃષીકેશ) સુધી જાય છે.

**મઠ કે બામ**—ચમોલીથી ૨ મૈલ, ને રસ્તો સીધો સહેજ ચડાઈ ઉતરાઇનો ને અલકનંદા ગંગાના કિનારાનો છે. આ ચટ્ટીની આજુબાજુની જગ્યા ઘણી ફળદ્રુપ છે. યમુનોત્રિ ને રસ્તે ગંગનાણી ચટ્ટીએ ત્રણ આંબાના ઝાડ જોવામાં આવ્યા હતાં ત્યારબાદ કોઈપણ જગ્યાએ આંબાનું વૃક્ષ જોવામાં આવ્યું નહોતું ફક્ત આજે આ મઠ ચટ્ટીયે ૩૦ થી ૪૦ આંબાના ઝાડો કે જેને કેરીઓ લાગેલી એવાં જોવામાં આવ્યાં તેમના માલીક પાસેથી બે આના આપી કાચી કેરીઓ લીધી પરંતુ અમને તેણે

કહ્યું કે આ કેરી વધારે ખાશો નહીં. આ પહાડી કેરી વધારે ખાવાથી લખલખાટ થઈ ધ્રુજારી ચડે છે જેથી અમોએ સહેજ ચટણી કરીને તેમજ છુંદો કરીને ખાધી હતી. અમને કંઇ લખલખાટ જેવું લાગ્યું નહોતું, પણ વધારે ખાવાથી તે અસર થતી હોવી જોઇએ. અત્રે શાકભાજી વિગેરે પણ ઠેકઠેકાણે વાવેલાં હતાં. પહાડો પરથી ઠેકઠેકાણે પાણીનાં ઝરણાઓ વહેતાં હતાં તેને વાળી લઈને ઘણા દુકાનદારોએ પોતપોતાની કબજાની જગ્યામાં બગીચાઓ બનાવ્યા હતા. જેમાં કેળાં, અળવીનાં પાનાં, દાડમ, મીઠાંલીંબુ, જામફળ તેમજ મુળા, ભીંડા, રીંગણાં, ટમાટાં, કોથમરી, ફુદીનો, લીલાં મરચાં, વિગેરે પણ પુરતા પ્રમાણમાં અત્રે વાવેલું હતું, જેથી અમોએ તાજા મૂળા, ભીંડા વિગેરેનું શાક કર્યું હતું. ત્યારબાદ એક જગ્યાએ બગીચામાં અળવીનાં પાંનાં હતાં ત્યાં અમો જોવાને માટે ગયા, ને પૈસાના છ લેખે અળવીના ૫૦ પાનાં વેચાતાં લીધાં. ચટ્ટી મોટી હોવાથી ચણાનું વેસણ પણ અત્રે મલતું હતું તેથી આજે અળવીના પાનાનાં ભજીયાં પણ બનાવ્યાં હતાં. આજે જમતાં અનહદ આનંદ આવ્યો હતો. મુંબઇ જેવી નગરીમાં અળવીનાં પાનાં જમણવારમાં કે ઘરમાં કરીને ખાઇએ છીયે તેનો સ્વાદ કુછ વિસાતમાં નહિં એવો સ્વાદ આ અળવીના પાનાનો અમોને લાગતો હતો, અને દરેક જણે તે પાનાં હોંસે હોંસે ખાધાં હતાં. અળવીના પાનાંનો આવો સ્વાદ અમે કદીપણ ચાખ્યો નહતો, એટલુંજ નહિં પણ સાંભળ્યો પણ નહોતો, વાંચનારને આ મારૂં લખાણ કદાચ અતિશયોક્તિ ભરેલું લાગશે, પરંતુ અમોએ ખાઇને જે અનુભવ મેળવ્યો છે તેથીજ અમો કહીએ છીએ કે તે અમૃત તુલ્ય સ્વાદની મજા ઓરજ હતી, અને તેથી અમોએ ફરી ત્યાંથી બીજાં પાનાં વેચાતાં લીધાં. અમો ધારતા હતા કે તર્તનાં તાજાં પાનાં ચુંટીને બનાવવાથી આવો ઉત્તમ સ્વાદ લાગે છે, પરંતુ ચુંટયા પછી એક બે દિવસે તે પાનાં બનાવવાથી સ્વાદમાં ઘણો ફેરફાર પડશે, છતાં તેજ પાનાં અમોએ

સાથે લઈ બીજે દિવસે ટંગણી ચટ્ટીએ જઈને કર્યાં તો પણ તેનો સ્વાદ જેવો ને તેવોજ હતો. ખાતાં મોંમાં સ્વાદ રહી ગયો. પાનાં અત્યંત કોમળ ને નસો વિનાનાં હતાં તે જાણે માવોજ ખાતાં હોઈએ તેવોજ અનુભવ થતો હતો. અમારે બદ્રીનારાયણથી અત્રેજ પાછું આવવું પડતું હોવાથી વધારાનો સામાન પાઠક હરિરામ રાધેકૃષ્ણ દુકાનદારને સોંપી ખપ પુરતો સાથે રાખી નીકળ્યા.

**છીનકા**, મઠથી ૧ મૈલ, ને રસ્તો સહેજ ચઢઉતરનો.

**બૌલા**, છીનકાથી ૧ મૈલ, ને રસ્તો સહેજ સીધો ઉતરચઢનો અત્રે એક બે દુકાન ને ધર્મશાળા છે. ત્યાંથી જરા આગળ પૂલ ઉતરીને પેલી બાજુએ જતાં વિરહીગંગાને અલકનંદાનો સંગમ થાય છે, શડકને ડાબે કિનારે હાટ નામનું ૨૫–૩૦ છાપરાંનું નાનું ગામ છે, અને એક નાનું **બિલ્વેશ્વર** શંકરનું મંદિર છે.

**શીયા કે શિયાસેન**, બૌલાથી ૨ મૈલ, ને રસ્તો ઘણે ભાગે સીધી સડકનો છે. અત્રે એક બ્રાહ્મણ દુકાનદારની ચટ્ટીમાં અમો રહ્યા. અત્રે દૂધ, દહીં, વિગેરે પૂરતા પ્રમાણમાં મળે છે. અમો એક વખત જમતા હોવાથી સાંજે જે જે મોદીની ચટ્ટીમાં ઉતરતા હતા તેને ત્યાંથી પૂરતા પ્રમાણમાં સીધું સામાન લેવામાં ન આવે તો તે દુકાનદારનો જીવ જરા કચવાતો હતો, અને કોઈ કોઈ વખત તેઓ અમને કહેતા પણ હતા કે તમો અમારી ચટ્ટીમાં ઉતર્યા ખરા પરંતુ અમને કંઇ નફો મળ્યો નહિં. યમુનોત્રિ ગંગોત્રિ તરફ આવી મુશીબત પડતી નહોતી, કારણ કે ત્યાં એકજ દુકાનદાર હોવાથી અમારી સાથેના જાપાનવાળા અને બોજાવાળાને પણ તેની દુકાનેથીજ સીધું લેવાની ફરજ આપોઆપ પડતી હતી, જેથી ૨૦–૨૫ માણસનું સીધું તેને ત્યાંથી લેવાતું હોવાથી અમો થોડો ઘણો સામાન લઇએ તો પણ તેને બોલવાનું કાંઇ કારણ મળતું નહોતું, જ્યારે અત્રે તો ઘણી ચટ્ટીઓ અને ઘણા દુકાનદાર હોવાથી જે ચટ્ટીમાં જેપાનીઓ ને બોજાવાળાઓને સુવાની જગ્યા સગવડ ભરેલી મળે અને જે મોદીનો સીધાનો ભાવ સસ્તો હોય તેવું શોધીને તેઓ ફાવે ત્યાં

ચાલ્યા જતા, તેથી અમો મોદીનો અસંતોષ દૂર કરવા માટે ચણા, સૂકો મેવો, દહીં, દૂધ, સાકર, વિગેરે તેને ત્યાંથી ખરીદતા, અથવા તો તેમાંની કોઇ પણ વસ્તુ તેને ત્યાં ન હોય તો થોડું સીધું તેની પાસેથી ખરીદી સાથે રાખતા અને જ્યાં રસોઈ કરવાની ચટ્ટી હોય ત્યાં પછી ઓછા પ્રમાણમાં સીધું લેતા, તેમજ વળી અમારે સીધાની જરૂર નહોય તો યાત્રાએ નીકળેલા ભિક્ષુક, ગરીબ, સાધુ, સંતો, બ્રાહ્મણ, અને અભ્યાગતને, જમવાને માટે દુકાનદાર પાસેથી સીધું અપાવતા, જેથી મોદીને અસંતોષ થવાનું કારણ દૂર થઇ જતું. હાટ કે **ધોબીઘાટ, સીયાથી** ૧ મૈલ, ને રસ્તો મેદાનનો છે, ને પુલ સુધી સીધો તે પછી ચઢાઇનો ૦। મૂલ પર પૂલ ઉતરી અલંક નંદાની પેલી બાજુએ જતાં, અલંકલંદા જમણા હાથ રહે છે તે વખતે જાણે આપણે હરદ્વાર તરફ જતા હોઈએ તેમ ૦। મૈલ સુધી જણાય છે. તે પછી પાછા રસ્તાની દિશા બદલાઈને બદ્રીનારાયણ જતા હોઇએ તેમ લાગે છે. ત્યાંથી ૦॥ મૈલ ઉપર બિલવાડા ગામ છે ને ત્યાં બિલિનાં ઘણાં ઝાડ છે. સડકથી ડાબે હાથે નીચાણમાં **બિલ્વેશ્વર** નામના શિવનું મંદિર છે. ત્યાંથી થોડે આગળ જતાં પકકો પુલ આવે છે ત્યાં બ્રાહ્મણની વસ્તીનું ગામ છે, જ્યાં નરનારાયણનાં દર્શન છે.

**પીપલકોટી,**-હાટથી ૨ માઇલને રસ્તો સીધો મેદાનનો, ને છેક પીપલકોટી આગળ થોડી ચડાઇનો છે. પીપલકોટીથી ૧ મૈલ માર્ગથી નીચે બીજા પહાડની ગુફાની અંદર દંડેશ્વર મહાદેવ છે. ત્યાં અમે ગયા નથી. ઉતરવાનો રસ્તો અગવડ ભરેલો છે દર્શન કરનારે સાથે ભોમિયો લઈને જવું. ગુફામાં ત્રણ ખંડ છે અને ત્યાં પાણીનો કુંડ પણ છે, અત્રે કેટલાક વેપારીઓ પૈસા પાત્ર છે. અત્રે નોટ, ગીની, વિગેરે વટાવી શકાય છે. ચટ્ટીમાં પણ મહાદેવનું મંદિર અને બગીચો છે, તેમજ વિશ્રામ કરવાનો એક ચોતરો છે. દર્શન સડકપરથી રસ્તે ચાલતાં થઇશકે છે. આ ચટી પર્વતના એક ઉંચા શિખરપર આવેલી,

ઘણી મોટીને સારી છે. ત્યાં ઘણાં પાકી બાંધણીમાં ઘરો છે, ને ચટ્ટી તથા ગામ મળીને વસ્તી પણ વધારે છે. બજાર ઘણું સારૂં છે. જોઈતો દરેક સામાન મળી શકે છે યાત્રીને ઉપયોગી પુસ્તકોની બે ત્રણ દુકાનો પણ છે. પહાડોની જડીબુટ્ટીઓ, શીલાજીત, કસ્તુરી. ચમરીગાયના કેશ, હરણનાં શીંગડાં, દેવોના ફોટાઓ, મેગની ફાઇંગ ( બારીક છીદ્રમાં મોટો ફોટો દેખાડે તેવા ) કાચ સાથેની કાચ ઉપર દેવદર્શનના ચોટાડેલા ફોટાવાળી વીટીંઓ તથા કલમો તેમજ નારાયણને ચડાવવા માટે જોઈતા વસ્ત્ર વાઘા, આભુષણો, પ્રસાદને મીઠાઈ પણ મળી શકે છે.

અત્રે પોસ્ટ ઓફિસ તથા ધમશાળાને ડાક બંગલો પણ છે, પણ તે ધર્મશાળા જુની સડકપર છે જે હાલમાં નવી બનેલી સડકથી દૂર હોવાથી તે ઘણી ખરી યાત્રિયોના ઉપયોગમાં આવતી નથી, બજારની નજીક કિનારા પર પીપળનું ઝાડ છે, ને તેથી ચટ્ટીનું નામ પણ પીપળચટ્ટી પડયું છે ને ત્યાં નાના મંદિરમાં ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ છે.

---

## દશ્ય ૯ મું.

---

### પીપળકોટીથી કુમારકોટી.



ગરૂડગંગા કે ગરૂડચટ્ટી, પીપલ કોટીથી ૪ મૈલ, ને રસ્તા સીધો છે અત્રે ધર્મશાળા છે ને સદાવ્રત મળે છે, તે ધર્મશાળા આગળ ગરૂડ ગંગાનો લાકડાનો પૂલ છે, યમુનોત્રી ને ગંગોત્રીના રસ્તે દરેક પૂલને નાળાં ટીહરી રાજ્ય તરફથી બનાવેલાં છે, જ્યારે કેદાર અને બદ્રીનાથના પૂલ બ્રીટીશ સરકાર તરફથી બનાવેલા છે. ગરૂડગંગા અલકનંદાને મળે છે. તે ઉતરી સામે કિનારે ચટ્ટીએ જવાય છે. અત્રે ગરૂડગંગામાં સ્નાન કરવાનું

માહાત્મ્ય છે. કેટલાકના કહેવા પ્રમાણે અત્રે ગંગામાં પીઠ પાછળ અવળા હાથ રાખી ડુબકી મારી મોઢાવતી કાઢેલો પત્થર દેશમાં લઇજઈ ઘરમાં રાખવામાં આવે તો તે ઘરમાંથી સાપ વિગેરે ઝેરી જાનવરોનો ભય દૂર થાય છે, તેમજ સાપ કે વીંછી કરડતાં આ પત્થર ઘશીને તેનું પાણી પીવાથી ઝેર ઉતરી જાય છે. ભગવાનનું વાહન થવા માટે ગરૂડજીયે અત્રે તપશ્ચર્યા કરી હતી તેથીજ નદીનું નામ ગરૂડગંગા પડયું છે. આ નદીને કુંડના આકારે બાંધી લીધેલી હોવાથી તેટલા ભાગમાં જાંગ પૂર ઉંડું પાણી રહે છે, તેથી યાત્રિઓથી ડુબકી મારી નાહી શકાય છે. ગરૂડગંગા આગળ ગામ છે. તેનું નામ પાથેસ, અને ચટ્ટીનું નામ ગરૂડચટ્ટી છે. નદીના કિનારા ઉપર ગરૂડજીની શ્યામ સ્વરૂપ એક નાંના દેવળમાં વસ્ત્રાલંકાર સહિત બે હાથની ઊંચી પાષાણની ઉભેલી મૂર્તિનાં દર્શન છે. ત્યાં આગળ રસ્તાની સામી બાજુયે ૧૦ ફુટને છેટે લક્ષ્મીનારાયણનું ૪ હાથ ઉંચાઇનું નાનું મંદિર છે ને તેમાં લક્ષ્મીનારાયણની મૂર્તિનાં દર્શન છે, ને તેમને વસ્ત્રાલંકાર ધરાવેલા છે.

ગરૂડગંગાનો ઘાટ બાંધેલો છે. ગરૂડજીના મંદિરથી ૧૫ પગથીયાં ઉતરતાં ગંગાના જળમાં જવાય છે. અત્રે અમોએ ત્યાં બેઠેલા બ્રાહ્મણ પાસે સંકલ્પ કરાવી, સ્નાન કરી, તેને દક્ષિણા આપી. અત્રેના સ્નાનનો સંકલ્પ પ્રથમ યમુનોત્રિમાં કહ્યા પ્રમાણે સંકલ્પ ભણી નીચે પ્રમાણે વિશેષ સંકલ્પ કરવો:—

કેદારખંડે, બદ્રીકાશ્રમે, ગરૂડગંગા તીર્થે, ગરૂડગંગાયાં સ્નાન મહંકરિષ્યે. અત્રે ગરૂડ ભગવાનને પ્રસાદ ધરાવવાનું અને પિત્તલની થાળીમાં પેંડા મૂકી બ્રાહ્મણને દાન આપવાનું માહાત્મ્ય છે, જેપાનીઓ અમોને ગરૂડભગવાનને દરરોજ સાંજે પ્રસાદ ધરાવવા માટે તેમજ ગરૂડભગવાનની જેમ બંન્ને તેમ જય બોલાવવાનું કહેતા હતા કે જેથી બધાંને ઠોકર વાગે નહિ, પડવાથી બચી જવાય ને થાક ઓછો લાગે આ જગ્યામાં ગરૂડભગવાન રક્ષણ કરી બચાવે છે તેથી તેમને ધરાવેલો પ્રસાદ વહેંચવો

જરૂરી છે તેઓએ કહ્યું કે આજે ગરૂડભગવાનને પ્રસાદ ધરાવી જરૂર વહેંચવોજ પડશે જેથી મીઠાઈવાળાની દુકાનેથી કળીના લાડુ લઈ, ગરૂડજીને ધરાવી, દરેક જેપાનીને તથા બોજાવાળાને એક એક લાડુ પ્રસાદ તરીકે વહેંચી આપ્યો હતો, તેમજ બીજાઓ પ્રસાદ ધરાવે તેમાંથી હમોને પણ ગોળ તથા કીસમીસનો એક એક દાણો આપ્યો હતો. તે અમોએ પણ લીધો હતો. ત્યારબાદ ચણાને મગફળી પણ તેમને ખાવાને માટે અપાવ્યાં હતાં.

જેપાની લોકોને રસ્તે ચાલતાં જ્યારે પોતાના ઓળખીતા મળે છે ત્યારે આપણે જેમ એક બીજાને નમસ્કાર જય શ્રીકૃષ્ણ, રામ રામ, નમસ્તે, જયજય, એમ પરસ્પર બોલીએ છીએ તે પ્રમાણે આ લોકોમાં નાની ઉમરનો માણસ અથવા બેમાંથી જે ઉતરતો હોય તે પ્રથમ કહે છે કે **ભાઇજી, છે માન્યા ?** ત્યારે તેનાથી ચઢતો કે મોટા દરજ્જાનો માણસ **છ માન્ય** એમ પરસ્પર બોલે છે, વળી જેપાની લોક તે પછી કહે છે કે **અચ્છેતો ?** ત્યારે પેલો પણ **અચ્છેતો** કહે છે, એટલે તમારાં બાલબચ્ચાં કુશલ છે ? એમ તેઓ પુછે છે. પહાડી લોકો અને જેપાનીઓ **પાણીપીઓના** બદલામાં **પાણી ખાલ્યો કે તમારે પાણી ખાના હે** એમ બોલે છે **ચાંલ્લાને બિંદી** કહે છે. જેમ ચાંલ્લો મોટો હોય તેમ તેમને વધારે પસંદ પડે છે. લગભગ પાઇકે અરધા પૈસા જેટલો ગોળ તેઓ વધારે પસંદ કરે છે અને તેથી નાના હોય તે પણ માગે છે ને ખુશીથી લે છે, પરંતુ જો મોટો ચાંલ્લો મલ્યો હોય તો તેઓ ઘણાજ ખુશી થાય છે.

ટંગણી ગરૂડઅંગાથી ૨ મૈલ, ને રસ્તો નજીવી ચઢઉતરનો ને સીધો છે. અત્રે ઊનાળામાં પાણીની તંગી રહે છે. એક નાના મંદિરમાં ગણેશની મૂર્તિ ને ધર્મશાળા છે જમ્યા બાદ સાંજે ચાલવા માંડયું.

પાતાળગંગા, ટંગણથી ૨ મૈલ, ને રસ્તો સહેજ ચઢાઇનો ને સીધો છે, ચટ્ટીએ પહોંચતાં પહેલાં, આજુબાજુની બે વિશાળ પર્વતોની વચ્ચે દષ્ટિ પહોચાડતાં પહોચે નહી એવી

ઘણીજ ઊંડી નિચાણની, પાતળ જેવી ખીણમાં નદી વહે છે, અને તે એટલી બધી નિચાણમાં વહે છે કે તેને પાતાળગંગા કહે છે, પરંતુ તે નદીનું ખરૂ નામ ગણેશગંગા છે, ને ગણેશજીનું નાનું મંદિર પણ છે, ત્યાં પાતાળગંગાંનો પૂલ ઉતરી સામે પાર જતાં, ચટ્ટીએ પહોચાય છે, ને તે ચટ્ટી પછી બીજા ડુંગરપર જવાય છે. તે ૩૦ મા મૈલના પીલ્લર પછી શરૂ થાય છે.

ગુલાબકોટી પાતાળગંગા થી ૨ મૈલ, ને રસ્તો ચડાઇનો છે. અત્રે ડાકબંગલો છે. પાતાળ ચટ્ટીથી બદરી તરફ ૦ાા મૈલપર જતાં એક મોટી ભેખ્ખડને છેક કિનારે થઇને જવું પડે છે, પણ તેની છેક કિનારથી ૨ ફુટ જેટલી ઉંચાઈ સુધી પથ્થર ચણી લીધેલા છે, તે ૪ થી ૫ ફુટ પહોળો રસ્તો હોવાથી કશી હરકત આવતી નથી. નહીંતો, કદાચ તે ઠેકાણે નીચે પડવું થાયતો બીલકુલ બચી શકાય નહીં, એટલુંજ નહીં, પણ ૪૦૦ થી ૫૦૦ ફુટ ઉંચાઇએથી પડે તો પડનારનાં હાડકાં સુદ્ધાં હાથ આવી શકે નહીં, એવી મોટી પહાડની ખાઈ છે. આ ચટ્ટીની આજુબાજુ કેટલાક પહાડી લોકોનાં છાપરાંની વસ્તી છે. અને ત્યાં નારાયણની મૂર્તિનાં દર્શન છે કુમાર, કુમારકોટી. કુર્મક્ષેત્ર કે હેલંગ–ગુલાબકોટીથી ૩ મૈલ, ને રસ્તો ચઢાઇનો છે. અત્રે પાકી બાંધણીનાં ઘરો, પોસ્ટ ઓફીસ, ને ધર્મશાળા છે, આ ચટ્ટી ઘણી મોટી છે. અત્રેથી પગકેડીને ડાબાહાથને રસ્તે ૨ મૈલ જતાં ખનોટી નામનું થોડાં છાપરાંનુ ગામ આવે છે. ત્યાંથી અલકનંદાના સામે કિનારે ૧ મૈલ જતાં લાકડાંનો પૂલ ઉતરી બીજે મૈલનો ચડાવ ચડતાં ઉર્જમ ગામે જવાય છે, અત્રે ઊર્જમ મુનિએ તપ કર્યું હતું.

ધ્યાનબદ્રી—આ પ્રસિદ્ધ અને સુરમ્ય સ્થાનમાં તૃતીયબદ્રી, ધ્યાનબદ્રી નારાયણ દેવનુ દર્શન છે, . ત્યાંથી પાછું ખનોટીએ આવવું પડે છે, આ યાત્રામાં ઠેકઠેકાણે અસંખ્ય તીર્થો દેવસ્થાનો ઋષિમુનિના આશ્રમો, ને મોટા સિદ્ધોની જગ્યાઓ પણ છે.

**પંચમકેદારેશ્વર કલ્પેશ્વર**—ધ્યાન બદ્રીથી ૧ મૈલ આગળ જતાં પંચમકેદાર, કલ્પેશ્વરે જવાય છે. રસ્તો મેદાનનો છે. ત્યાં કેટલાક દેવસ્થાનો પણ છે, અત્રેનો સંકલ્પઃ—

પ્રથમ યમનોત્રી માફક સંકલ્પ કરી વિશેષમાં નીચે મુજબઃ-

કેદારખંડે, બદ્રીકાશ્રમે, કલ્પનાથ ક્ષેત્રે, કલ્પેશ્વર પુજન મહંકરિષ્યે. તે પછી ઉત્તર કાશીના, કાશીવિશ્વનાથના પુજન પ્રમાણે અત્રે પણ પુજન કરવું. ત્યાં દર્શન કરી કુમારચટ્ટીએ કે ખનોટીએ પાછા આવવુ પડે છે અમે ત્યાં ગયા નથી.

## શિવ પંચાક્ષર સ્તોત્ર.

નાગેન્દ્ર હારાય ત્રિલોચનાય, ભસ્માંગ રાગાય મહેશ્વરાય ॥
નિત્યાય શુદ્ધાય દિગંબરાય, તસ્મૈ નકારાય નમઃ શિવાય ॥૧॥
મંદાકિની સલિલ ચંદન ચર્ચિતાય નંદીશ્વર પ્રમથનાથ મહેશ્વરાય ॥
મંદાર પુષ્પબહુ પુષ્પ સુપૂજિતાય,તસ્મૈ મકારાય નમઃશિવાય ॥૨॥
શિવાય ગૌરીવદનાબ્જ વૃંદ સૂર્યાય દક્ષાધ્વર નાશકાય ॥
શ્રી નીલકંઠાય વૃષધ્વજાય, તસ્મૈ શિકારાય નમઃશિવાય ॥૩॥
વસિષ્ઠ કુંભોદ્ભવ ગૌતમાય મુનીંદ્ર દેવાર્ચિત શેખરાય ॥
ચંદ્રાર્ક વૈશ્વાનર લોચનાય, તસ્મૈ વકારાય નમઃશિવાય ॥૪॥
યક્ષ સ્વરૂપાય જટાધરાય, પિનાક હસ્તાય સનાતનાય ॥
દિવ્યાય દેવાય દિગંબરાય, તસ્મૈ યકારાય નમઃશિવાય ॥૫॥
પંચાક્ષર મિદં પુણ્યં, યઃપઠેચ્છિવ સન્નિધૌ ॥
શિવલોક મવાપ્નોતિ, શિવેન સહમોદતે ॥૬॥

## શ્રી કલ્પેશ્વર માહાત્મ્ય.

શંકર કહે છે કે પાંચમું સ્થાન મારૂં કલ્પેશ્વર છે. દુર્વાસાના શ્રાપથી ઐશ્વર્યથી નષ્ટ થએલા ઇંદ્રે અત્રે મને પ્રસન્ન કરી કલ્પવૃક્ષ મેળવ્યું હતું, તેથી અત્રે મારૂં નામ કલ્પેશ્વર થયું. એક વખત ઇંદ્ર કૈલાસમાં મહાદેવજીનાં દર્શન કરવા માટે ગયો ત્યાં દુર્વાસા મુનિ પણ આવ્યા હતા. તેમને કોઈ દિવ્ય સ્ત્રીએ અત્યંત સુગંધવાળી માળા આપી હતી તે માળા દુર્વાસાએ પ્રસાદી

તરીકે ઇંદ્રને આપી. મદોન્મત્ત ઇંદ્રે તેનો પોતે ઉપયોગ નહિં કરતાં તે માળા પોતાના ઐરાવત હાથીના મસ્તકે પહેરાવી, તેથી ક્રોધાયમાન થએલા દુર્વાસાએ ઈંદ્રને શ્રાપ (શાપ) દીધો કે રાજ્યલક્ષ્મીથી ગર્વ પામેલા હે મૂર્ખ ઇંદ્ર ! તારી ત્રૈલોકયલક્ષ્મી નષ્ટ થઈ જશે. આ શ્રાપથી ખિન્ન થએલા તે મદોન્મત્ત ઇંદ્રે ગદ્‌ગદ વાણીથી પ્રાર્થના કરી કે હે મુનિરાજ ! અજ્ઞાનવશ થઇને મુર્ખતાથી મેં આપનું અપમાન કર્યું છે હે દયાળો ! ક્ષમા કરો ત્યારે દુર્વાસાએ શાન્ત થઇ કહ્યું કે મારો શ્રાપ તો તું જ્યારે શિવજીની આરાધના કરીને તેમને પ્રસન્ન કરીશ ત્યારેજ જશે ને તારી ગએલી લક્ષ્મીને તું ફરીથી પ્રાપ્ત કરી શકીશ.

તે શ્રાપથી ઇંદ્રની જ્યારે ત્રૈલોકયની લક્ષ્મી નષ્ટ થઇ ગઇ ત્યારે ગભરાઇને સર્વ દેવો બ્રહ્માજીને સાથે લઇને ક્ષીર સમુદ્રમાં ગયા ત્યાં ભક્તવત્સલ વિષ્ણુ ભગવાનની તુતિ કરવા લાગ્યા ત્યારે ભગવાને કહ્યું કે ચાલો આપણે બધા શિવજી પાસે જઇએ. તમે બીલકુલ ગભરાશો નહીંને ઇંદ્રને શોધી લાવો, કારણ તેને દુર્વાસા મુનિનો શાપ છે કે શિવજીની આરાધના કરવાથી ગયેલી લક્ષ્મી ફરીને હાથ આવશે તેથી દેવોએ સર્વ વ્યાપક વાયુદેવને ઇંદ્રની શોધ કરવા માટે મોકલ્યા. વાયુએ અલકનંદાજીના ઉત્તર કિનારે શ્રીનગર ક્ષેત્રમાં બિલ્વ કેદાર આગળ ઊંદરનું સ્વરૂપ ધારણ કરીને સંતાએલ ઈંદ્રને દેખ્યો. ઇંદ્ર અહીં એકલો સંતાઈ રહેલો હોવાથી આ પર્વતનું નામ **ઈંદ્રકીલ** પડયું. અહીંથી ઇંદ્રને બોલાવી લઇને વાયુદેવ આવ્યા. બ્રહ્માજીએ ઇંદ્રને સમજાવ્યો કે ખબરદાર હવેથી કોઇ પણ બ્રાહ્મણનું અપમાન કરવું નહીં, કારણ બ્રાહ્મણ સર્વ દેવમય છે. ત્યારે ઇંદ્રે પણ ઊંદરનું સ્વરૂપ છોડી દઈને દશ હજાર વર્ષ સુધી તપ કરીને શંકરની આરાધના તથા સ્તુતિ કરી. હે પ્રિયે ! તે વખતે હું પ્રસન્ન થઈ આ સ્વરૂપે જં પ્રત્યક્ષ પ્રગટ થયો. ત્યાર પછી બ્રહ્માજીએ કહ્યું કે હે પ્રભો ! તે દિવસે મેં આપનાં લિંગનું અંત જોવા ઇચ્છા કરી અને કરોડ વર્ષ સુધી ઉપર ઉપર લિંગ શીર્ષ જોવા માટે ચાલ્યો ગયો પરંતુ લિંગાગ્ર

દેખ્યું નહીં. લિંગનું અંત નહીં જોવાથી બહુ ગભરાયો અને એક મોટું આશ્ચર્ય જોયું તો જેમ ઝરૂખાઓમાં પડતા સૂર્યનારાયણના કિરણોમાં અનંત પરમાણુઓ દેખાય છે તેમ એ લિંગમાં કરોડો બ્રહ્માંડ જોવામાં આવ્યાં ત્યાં આગળ કોઈ એક સ્ત્રીએ ચતુર્મુખ, દંડ પુસ્તકધારી મને દેખ્યો એટલે મને કીડો સમજીને પકડી લીધો, ત્યારે બીજી સ્ત્રીઓએ પણ મને વિલક્ષણ દેખીને પરસ્પર હાથોહાથ ઉઠાવી લીધો, જેથી હું અતિ વ્યાકુળ થયો. કેટલીક મુહતે મને છોડી પણ દીધો. જ્યારે ત્યાંથી મારો પિંડ છૂટયો ત્યારે ખેદ યુક્ત અત્યંત વિરક્ત થઇને મે આપની સ્તુતિ કરી અને જાણે નિદ્રામાં હોઉં એવો થઈ ગયો. ફરી જાગ્રત થઇને જ્યાં આગળ હું મોહ પામ્યો હતો ત્યાં આપનાં પ્રત્યક્ષ દર્શન પામ્યો. હે પ્રભો ! આપની માયા અનંત છે. સર્વદા, સર્વથા, સર્વરૂપે આપને નમસ્કાર છે. હે દયાલો ! જ્યારે જ્યારે વિપત્તિ પડી છે ત્યારે ત્યારે હમારી આપે રક્ષા કરી છે. આ વખતે વિલંબ કરશો નહીં. લક્ષ્મી વિના સર્વે હમે દુઃખી છીએ માટે સર્વેનું દુઃખ દૂર કરો. આવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, અને ઇંદ્રાદિક દેવતાઓએ જ્યારે પ્રાર્થના કરી ત્યારે હે પાર્વતી ! પ્રસન્ન થઇને મેં તેમને અભય વરદાન આપીને કહ્યું કે હે ઇંદ્ર ! આ મારાં નેત્રનું જળ લઈ જાઓ અને તેને ક્ષીરસાગરમાં નાખો, વાસુકિનાગની રસી કરી, મંદરાચલ પર્વતનો દંડ બનાવીને સમુદ્રનું મંથન કરો. સર્વશક્તિમાન્ મહાવિષ્ણુ એ મંદરાચલ પર્વતને કાચબાનું સ્વરૂપ લઇને ધારણ કરશે, કેમકે જો તેમ ન થાય તો તે પાતાલમાં ચાલ્યો જાય. એમ કરવાથી સમુદ્રમાંથી લક્ષ્મી અને કલ્પવૃક્ષ ઇત્યાદિક રત્નો નીકળશે. એ કલ્પવૃક્ષથી તમે બધા તૃપ્ત થઈ જશો. જે જે ઈચ્છા કરશો તે બધું કલ્પતરૂથી પામશો, અને મહાલક્ષ્મી સમગ્ર ભાવે વિષ્ણુ ભગવાનની થશે. એ લક્ષ્મી મારી કૃપાથી ત્રિલોકીમાં આવશે. હે દેવિ ! આવી રીતે મારી આજ્ઞાનુસાર દેવોએ અને દૈત્યોએ સમુદ્રમંથન કર્યું જેથી લક્ષ્મી, ને કલ્પવૃક્ષ વિગેરે રત્નો પામ્યા. તે વખતથી હું

કલ્પેશ્વર કહેવાયો જે આ કલ્પેશ્વરનાં દર્શન કરે છે તે પરિપુર્ણ મનોરથ પામી કૃતકૃત્ય થઇ જાય છે. જે આ કથા સાંભળે છે તેની દરેક કામનાઓ પુર્ણ થાય છે. કલ્પેશ્વરની દક્ષિણ બાજુએ શિવસાયુજ્ય મુક્તિ આપનારૂં એક કપિલલિંગ છે. કપિલલિંગની નીચે હૈરણ્યવતી નદીના દક્ષિણ કિનારાપર **ભૃંગીશ્વર** છે. ત્યાંથી કલ્પેશ્વર ક્ષેત્ર બે કોસ છે, ત્યાં **અગ્નિતીર્થ** છે અને અનેક શિવલિંગ છે. એ તીર્થની પશ્ચિમ તરફ ગોસ્થલ તીર્થ ઉપર **ગોપેશ્વર** છે. ત્યાં આગળ આશ્ચર્યકારક ચિન્હ ત્રિશૂળ છે. જે ભક્તિથી નાની આંગળીથી હલાવે છે તો હાલે છે, પરંતુ ભક્તિવિના ઘણા ઘણા બલનો પ્રયોગ કરવા છતાં પણ હાલતું નથી. ત્યાં એક પુષ્પવૃક્ષ (કુંજ) છે. જે હમેશાં સમય વિનાપણ પુષ્પોવાળું રહે છે. ત્યાં પાંચ રાત્રિ જપ કરવાથી મંત્ર ઈત્યાદિ સિદ્ધ થાય છે. વિધિપુર્વક પ્રાણત્યાગ કરવાનું ત્યાં મોટું માહાત્મ્ય છે. આ ક્ષેત્રની પુર્વ બાજુએ કામારિશિવજી છે ત્યાં એક દિવસ મેં કામદેવને ભસ્મ કર્યો હતો. ફરી મેં પ્રસન્ન થઈ તેને પુનર્જન્મમાં સ્વરૂપ આપ્યું હતું. ત્યાં **રતીશ્વર** કરીને મારૂ ધામ છે. ત્યાં **રતિકુંડ** પણ છે આવી રીતે કેદાર, મધ્યમેશ્વર, તુંગેશ્વર, રુદ્રાલય, અને કલ્પેશ્વર, એ પંચકેદારનું માહાત્મ્ય મેં તમને કહ્યું, જે ભકિતપુર્વક પંચકેદારની યાત્રા તથા દર્શનાદિક કરે છે, તેના જેવો પુણ્યાત્મા, ધન્યાત્મા, પુતાત્મા કે ધર્માત્મા બીજો કોઇપણ થઈ શકતો નથી. તેનાં દર્શનથી બીજો પાપી પણ પવિત્ર થઇ જાય છે, અને તેતો આલોકનાં સુખ ભોગવીને પછી મુકત થઈ જાય છે. આ પંચકેદારનું માહાત્મ્ય જે સાંભળે છે. તેપણ સર્વ પાપથી મુકત થઇને પરમપદ પામે છે.

ત્યાંથી અસલ સડકે આવીને આગળ જતાં **કર્મનાશા** નદી આવે છે. તેમાં સ્નાન કરવાથી પાપકર્મનો નાશ થાય છે. આ ચટ્ટીએ હમો રાત રહ્યા હતા.

---

## દશ્ય ૧૦ મું.

### કુમારથી જ્યોતિર્મઠ.



પૈની કે ખનોટી, કુમારથી ૨ મૈલ ને રસ્તો સીધો અત્રેથી સડકની નીચે કેટલેક દૂર જતાં પંચમ વૃદ્ધબદ્રીનાં દર્શન થાય છે આ ઉત્તમ સ્થાનક છે. સર્વે ચીજો ત્યાંજ મળે છે. પૂર્વે આ વૃદ્ધબદ્રીના સ્થાનમાંજ બદ્રીનારાયણની યાત્રા થતી હતી, તેમજ હજુ પણ કેટલાક શ્રદ્ધાળુ યાત્રિઓ આ વૃદ્ધબદ્રીનેજ સાક્ષાત બદ્રીક્ષેત્રને બદ્રીનારાયણ માની અત્રેજ દર્શન કરી બદ્રીનારાયણ નજતાં અત્રેથીજ સ્વદેશ પાછા જાય છે. આ સ્થળને પૈની મઠ કહે છે. ત્યાંથી ખનોટી પાછા આવવું પડે છે. અસલ રસ્તાની સડકે રસ્તો પાછો ચડાઈનો આવે છે.

બદ્રીકેદારનાથની યાત્રાએ છેક નેપાળ સુધીના યાત્રિઓ આવે છે, અને તે આવનાર કેટલાક નેપાલી સ્ત્રી પુરૂષોને આ યાત્રામાં આવેલાં પણ અમે જોયાં હતાં. યમુનોત્રીને ગંગોત્તરી સિવાય ફક્ત બદ્રીકેદારની યાત્રાએ—૬૦ થી ૭૦ વર્ષના ઘરડાઓ; નેત્રાંધો, અને ૧૦થી ૧૨ વર્ષનાં છોકરાંઓ પણ પગે ચાલીને સુખરૂપ યાત્રા કરી શકે તેમ છે, તેમજ અત્રે વાહનમાં બેઠા કરતાં ચાલીને યાત્રા કરવાથી વિશેષ આનંદદાયક લાગેછે, તેમજ વાહનનું ખર્ચ વિશેષ પડવાથી બેસીને યાત્રા કરનારની સંખ્યા જુજ હોય છે, જ્યારે ચાલીને યાત્રા કરનારની સંખ્યાનુંજ વધારે પ્રમાણ હોય છે. એટલુંજ નહિં. પણ કેટલાક તો જાતે બોજો ઉપાડીને ચાલી શકે છે, જ્યારે કેટલાક સ્ત્રી પુરુષો પોતાનાં બાળકને કમ્મર, પીઠ, કે ખભા ઉપર બેસાડીને ચાલતાં યાત્રાએ જાય છે.

ઝરકુલા કે ઝરકપુર, પૈનીથી ૧ મૈલ, ને રસ્તો ચઢાઈનો અત્રે ફોટા, ચોપડીઓ, શીલાજીત, ચમ્મર, કસ્તુરી, વિગેરે વેચાય છે. જ્યાં જ્યાં મોટી મોટી ચટ્ટીઓને મોટાં ગામો હોય

છે ત્યાં ત્યાં, પહાડમાં પેદા થતી દરેક જડી બુટ્ટીઓ, વનસ્પતિઓ, શીલાજીત, ચમ્મર, કસ્તૂરી, વિગેરે ઠેક ઠેકાણે વેચાય છે.

સીંગા કે સ્યુગંધરા, ગરકુલાથી ૧ મૈલ, ને રસ્તો મેદાનનો છે.

**જોશીમઠ કે જ્યોતિર્મઠ,** સીંગાથી ૧ મૈલ, ને રસ્તો સીધો છે. જ્યારે જ્યોતિર્મઠ અર્ધો મૈલ રહે છે ત્યાં ૧૯ મા મૈલનો પિલ્લર છે. ત્યાંથી નીચાણમાં ડાબા હાથને રસ્તે જતાં, પરભાર્યો વિષ્ણુ પ્રયાગે બે મૈલની સખત ઉતરાઈએ જવાય છે, જ્યારે જમણા હાથનો સડકનો રસ્તો જોશીમઠે જાય છે. અત્રે રસ્તામાં પહાડી કુમડાની જાતનો એક પુરૂષ અમને જોતાંજ ઢોલકને નગારૂં વગડવા લાગ્યો, ને **જે બદ્રીબિશાલકી** કરીને માગવા લાગ્યો તેને અમો દરેક જણે બશીક્ષ આપી ચાલવા માડયું. યાત્રાનાં મુખ્ય સ્થળો આગળ કેટલેક ઠેકાણે આવા વગાડનારા બેસી માગીને પોતાનો ગુજારો ચલાવે છે ત્યાંથી અમો જોશીમઠે પહોંચ્યા. આ સ્થાન ઘણું પ્રાચીન, ઉત્તમ, સુપ્રસિદ્ધ, ને શોભાયમાન છે. એને પૂર્ણપીઠ અને ઊજાગ્ર સ્થળ પણ કહે છે. બજાર પણ સારો છે. બજારના મધ્યમાં **નવગંગા** નામે નાની નદી વહે છે, ને તે નદીને **પાપનાશિની** પણ કહેછે, પરંતુ સ્નાન કરવાનું મહાત્મ્ય તો **દંડધારાએ** હોવાથી યાત્રીયો દંડધારાએ સ્નાન કરે છે. શીતકાળમાં બદ્રીનારાયણનો પટ બંધ થતાં, બદ્રીનારાયણની ખુદ પૂજા કરનાર મુખ્યાધિકારી કે જેઓશ્રીને **રાવલમહોદય** કહે છે તેઓશ્રી છ માસ અત્રે આવી રહે છે, તે છ માસ નારાયણના ભોગ સ્વરૂપનું પૂજન અત્રેજ કરે છે. જ્યારે પટ ખુલે છે ત્યારે તેઓશ્રી બદ્રીનારાયણની પુજા કરવા માટે બદ્રીનારાયણ જાય છે અત્રે તેમનું મકાન દેવળની પશ્ચિમ તરફ છે અત્રે શ્રીજગતોદ્ધારક જગદ્‌ગુરૂ **આદ્ય શંકરાચાર્યની** ચારે દિશાની ચાર ગાદીમાંની ઉત્તર દિશાની ઉગ્રપીઠની ગાદી પણ છે, તે ગાદી ઉપર હાલ કોઈ પણ શંકરાચાર્ય બિરાજમાન નથી, તેથી ગાદીના અધિકારી

પણ બદ્રીનારાયણના ૧૦૮ રાવળશ્રીજ છે, ને આ મઠ પણ શંકરાચાર્યનોજ સ્થાપેલો છે.

વળી, આદ્યશંકરાચાર્ય પોતે જે શાલિગ્રામની પુજા કરતા હતા તે શાલિગ્રામ હાલ અત્રે મોજુદ છે, ને તેની પુજા નૃસિંહ ભગવાનની સાથે થાય છે. જોશીમઠમાં પાણીની તંગી હતી તેથી આદ્યશંકરાચાર્યે દંડ પછાડી પાણીની ધારા પ્રગટ કરી તેથી તેનું નામ દંડધારા પડયું છે, ને તે સિંહમુખના પિત્તળના નળદ્વારા પડે છે. જ્યારે આચાર્યશ્રી સ્વધામ પધાર્યા ત્યારે તેમના મુખ્ય ચાર શિષ્યોમાંના હસ્તામલક નામના શિષ્યને આ સ્થાનના મઠાધીશ નીમ્યા. અત્રે શ્રીબદ્રીશનો દ્રવ્ય રાખવાનો લક્ષ્મી ભંડાર છે. તેમાં સર્વે દેવ દ્રવ્ય રહે છે. તેને પાકી બાંધણીથી બનાવેલો છે તેમજ અત્રેથી શરૂ થતી તપોવનની ભૂમિ એકાન્ત વાસ કરી રહેનારને તથા યોગ, તપ, ધ્યાન પરાયણ રહી, નિવૃત્તિનું શેવન કરનારને અત્યંત અનુકુળ થઈ પડે તેમ છે, ને કેટલાક સ્થળોમાં અત્રેના બ્રાહ્મણો આ તીર્થોનું માહાત્મ્ય સંભળાવવા માટે યાત્રીઓ પાસે આવે છે.

ગામનું વર્ણન—અત્રે પાકાં ચણેલાં સારાં સારાં ઘણાં મકાનો છે ૨૫૦–૩૦૦ ઘરની વસ્તી છે. બજાર પણ સારો છે અને જોઈતી દરેક વસ્તુઓ મળી શકે છે, તેમજ વાસણ, કપડાં, ફોટા, ચોપડીઓ વિગેરે પણ વેચાય છે. અત્રે ગીની, નોટો, વિગેરે વટાવી શકાય છે, તેમજ જ્યાં જ્યાં મોટાં ગામો અને મોટી મોટી ચટ્ટીઓ આવે છે ત્યાં ત્યાં પણ નોટો અને ગીનીઓ વટાવી શકાય છે. અહીં દવાખાનું, પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ, પોલીસનું થાણું, ધર્મશાલા, ને સદાવ્રત છે. તેમજ બદ્રીનારાયણના દરેક દરેક વહીવટની પેઢી પણ અત્રેજ છે, ને તેમાં જમા ઉધારનો સર્વે હિસાબ રહે છે. ગામ આગળ સડકથી ૪૦૦ ફુટ દૂર જ્યોતેશ્વરનું દેવળ છે, ને તેમાં સ્વયંપ્રકાશ થયેલું અખંડ શંકરનું લિંગ છે. તે ઉપરથીજ આ સ્થળને જ્યોતિર્મઠ કહે છે. અહીંઆં એક ત્રેતાયુગનું વિચિત્ર ઝાડ જોવા લાયક છે, એમ કહે છે. અમો જ્યોતેશ્વર ગયા નથી.

**અત્રેનો ચોક ને ડંડધારા**—રસ્તાથી પ્રથમ પશ્ચિમમાં નૃસિંહજીના મંદિર તરફ જતાં છ પગથીઆં ઉતરવાથી સાત હાથનું ઉચું ને ત્રણ હાથ સમચોરસ એવું ડાબા હાથ તરફ ડેરૂં છે, તેને બે હાથનું કમાડ વિનાનું બારણું છે. તેમાં ધાતુની વસ્ત્રાલંકાર સહિત છ આંગળની સત્યનારાયણની મૂર્તિ છે.

તે દેવળથી પશ્ચિમ તરફ બીજાં ચાર પગથીઆં ઉતરતાં નાહાવાનું એક માળનું ઉત્તરાભિમુખનું મકાન છે. ત્યાં બે ધારાઓમાં સ્નાન કરવાનું માહાત્મ્ય છે. ત્યાં ગોર પાંચ હાથના પહોળા ને ત્રણ હાથના ઉંચા ઓટલા ઉપર ધારાઓની ઉપલી બાજુએ બેસીને સંકલ્પ કરાવે છે. જમીનમાં દોઢ હાથ ઉંચી, એક બીજાથી ત્રણ હાથ છેટે, પિત્તળના સિંહમુખવાળી જલધારા હોવાથી તેની નીચે બેસીને સ્નાન કરી શકાય છે, ને તેને ડંડધારાઓ કહે છે, તે ખુલ્લા ચોકથી દક્ષિણ તરફના છાપરામાં ચોકથી બે હાથની ઉંચાઇના ઓટલાપર છે. તે ધારાવાળા છાપરાની નીચે ઉત્તર તરફ નીચે ૨૦ હાથનો લાંબો પહોળો છૂટો પથ્થરથી જડેલો ચોક છે, ને તેની આજુબાજુ મકાનો છે. તે ચોકમાંથી પાંચ પગથીઆં દક્ષિણ તરફ ચઢતાં સ્નાન કરવા દંડધારાએ જવાય છે.

## નૃસિંહજીનું મંદિર.

ચોકમાંથી પશ્ચિમ તરફ એક દરવાજામાં દાખલ થઈ મકાનની નીચે ૧૦ હાથ ચાલી બીજા દરવાજામાંથી બહાર નીકળી છુટા ચોગાનમાં દાખલ થવાય છે. તેના મધ્યમાં નૃસિંહજીના મંદિરમાં જવા માટે પ્રથમ ચાર સ્તંભનો સભામંડપ ચતુષ્કોણ, છાપરાવાળો, ચાર હાથ સમચોરસ ને દરેક બાજુએ ખુલ્લો છે, તેમાં બે ઘંટ લટકાવેલા છે, ને તેમાં થઇ દક્ષિણાભિમુખના દ્વારમાં પ્રવેશ કરી બે હાથનાજ રસ્તાની ઘરની નીચેની સાંકડી ગલીમાં પૂર્વાભિમુખે જમણા હાથ તરફ જવાય છે. ત્યાં જતાં બીજું દ્વાર દક્ષિણાભિમુખનું આવે છે, તે દ્વાર આગળ ઉભા રહીનેજ ભગવાનનાં દર્શન થાય છે. અંદર જવા દેતા નથી તેમાં

દોઢ હાથના ઉંચા સિંહાસનપર પશ્ચિમાભિમુખે, નૃસિંહ ભગવાનની નાની મૂર્તિ બિરાજમાન છે. પંચબદ્રમાંના આ ચતુર્થ નૃસિંહ ભગવાનને **નૃસિંહબદ્રી** કહે છે. આ મૂર્તિ ચમત્કારી ને તેજોમય છે. તેમના ઉપર સોનાનો મુગટ ને સોનાનું છત્ર છે. તેમની જમણી બાજુ બદ્રીનારાયણની મૂર્તિ છે. જમણી બાજુ ગોખમાં ઊદ્ધવજી છે, ને ડાબી બાજુ રામલક્ષ્મણ ને જાનકીજી છે. તેમજ અત્રે ચંદીદેવી ને શેષશાઇ ભગવાનનાં પણ દર્શન છે. દેવળ ઉપર સુવર્ણરંગીત ત્રણ કળશ છે. આ જ્યોતિર્મઠમાં નૃસિંહરૂપે ભગવાન ભુક્તિ મુક્તિદાતા પોતે નિરંતર નિવાસ કરે છે. કહે છે કે નૃસિંહ ભગવાનની જમણી ભુજા (જમણો હાથ) ક્ષીણ થતી જાય છે, અને તે દિવસે દિવસે વધારે ક્ષીણ થતી જઇ કેટલોક ભાગ ખરી પડે છે. આખો હાથ જ્યારે આ પ્રમાણે ખરી જશે ત્યારે દુનીયામાં કાંઈ નબનેલો નવોજ બનાવ બનશે અમોએ તે હાથ જોયો નથી. સ્કંદપુરાણમાં કહ્યું છે કે જ્યોતિર્ધામમાં નૃસિંહ ભગવાનને પ્રલ્હાદજી નિવાસ કરે છે, ને દર્શન કરનારની ઇચ્છા પૂર્ણ થાય છે.

દર્શન કરી પાછાવળી જે દ્વારે પેઠા હતા તે દ્વારે નીકળતાં છેક પશ્ચિમ તરફના દ્વારની બહાર નીકળ્યા પછી પરિક્રમા કરવાના રસ્તાની સાંમેના ઘરના ભોંયતળીયે છુટી રવેશમાં લક્ષ્મીજીની એક ફુટની ઉંચાઇની વસ્ત્રાલંકાર સહિતની પૂર્વાભિમુખે બેઠેલી મૂર્તિ છે.

**વાસુદેવનું મંદીર**—જેમ રસ્તાથી પશ્ચિમ તરફ ડંડધારાના ચોકમાં જવાય છે તેમ રસ્તાથી પૂર્વ તરફ એક ચોતરા ઉપર ગરૂડજી છે ત્યાંથી ૧૦ હાથ દૂર જતાં ૭ પગથીઆં ચડી પ્રથમ કમાડ વિનાના ને પુરૂષ પુર ઉંચા પશ્ચિમાભિમુખના ખુલ્લા દ્વારમાં પ્રવેશ કરાય છે. ત્યાંથી ૨ પગથીઆં નીચે ઉતરવું પડે છે ત્યાં બંને બાજુ હાથ હાથના ઉંચા ઓટલા છે, અને વચમાંના રસ્તે થઇને અંદર જવાય છે. ત્યાંથી ૪ હાથ ચાલી બીજું એક પગથીઉ ઉતરતાં વાસુદેવના મંદિરની ચારે બાજુએ પરિક્રમા કરવાનો ચોક આવે છે. તે ચોક દરેક દિશામાં વીસ

હાથ લાંબો ને પાંચ હાથ પહોળો છે. તે પછી અર્ધ પદ્માકાર એવા ૧ હાથની ઉંચાઈના પત્થરપર ચઢતાં બીજે પગથીએ દ્વારમાં પ્રવેશ થાય છે. તે દ્વારને પણ બારણું નથી. તે પછી બીજા ચાર હાથના લાંબા પહોળા ચોકમાં ઊતરી તે ચોક પૂરો થતાં ૨ પગથીઆં ચઢતાં બે હાથના સમચોરસ સભા મંડપમાં જવાય છે. તેને પતરાં જડેલું છાપરૂં છે. તે પછી વાસુદેવની મૂર્તિવાળા દેવળના ખંડના લાકડાના કમાડવાળા દ્વાર આગળ જઈ મૂર્તિનાં દર્શન કરી શકાય છે. અંદર દેવળના મધ્ય ભાગે, એક હાથ લાંબા બે હાથ પહોળા ને એક હાથ ઉંચા એવા ચોતરા ઊપર, મનુષ્ય પ્રમાણ ઉંચી **વાસુદેવ** ભાગવાનની (કૃષ્ણ) શ્યામ સ્વરૂપની ઉભેલી મૂર્તિ છે. તેમના જમણા હાથ તરફ ખુણામાં બલદેવજીની ઉભેલી મૂર્તિ છે. મૂર્તિઓ પુરાતની જણાય છે ને તેમને શંકરાચાર્યે સ્થાપન કરેલી છે. તેમની સન્મુખ ચાંદીનો લોટો, પંચપાત્ર, ને ચાંદીની થાળી છે. આ મંદિર જૂનું છે. ૧૫ હાથ ઉચાઇનું નીચેથી પાંચ હાથ પહોળુ ને ૬ હાથ લાંબુ છે તેના ઉપર ૧૨ હાથ સ્તંભનો ત્રિયુગી નારાયણના જેવો લાકડાનો શિખરપર મંડપ છે. તે દેરામાં દ્વારની ઉપર બે હાથ ઉંચે મધ્યમાં બભ્રુવાહનનું મુખ છે. વાસુદેવના ડાબા હાથ આગળ નરનારાયણ, જમણા હાથ આગળ ભૂદેવી અને શ્રી દેવી (લક્ષ્મી)નાં સ્વરૂપો છે નીચે લક્ષ્મીનારાયણની નાની મુર્તિ છે.

**ચોકમાંના દેવનાં દર્શન** ઊત્તરે વાવ્ય ખુણામાં દક્ષિણાભિમુખે ધાતુની મૂર્તિ છે અષ્ટભુજા ગણેશ છે તથા બીજી નાની મૂર્તિઓ છે. પાછળ ઈશાન ખુણે પશ્ચિમાભિમુખે બ્રહ્માજીની મૂર્તિ ૧ વેંતની છે. અગ્નિખુણે સૂર્યના- રાયણની મૂર્તિ પશ્ચિમાભીમુખે છે; અગ્નિ અને નૈરૃત્ય ખુણાની વચ્ચેની દક્ષિણ દિશા વચ્ચેના મધ્યભાગમાં નવદુર્ગાનું જીર્ણદેરૂં ૨૦ થી ૨૨ હાથ ઉંચાઈનું છે. તેના ઊપર ઘડા જેવડો સોનાથી રસેલો કળશ છે. તે કળશપર વગર થાંભલાનો મંડપ અને ચારે બાજુ ફરતો કઠેરો છે. દેવળનો સભામંડપ ચાર હાથનો સમચોરસ

ને ફક્ત ચાર થાંભલા ઊપર ત્રણે બાજુથી ખુલ્લો છે. તે પરના છાપરાનો પૂર્વ પશ્ચિમ તરફનો ઢોળાવ છે. દેવીનું દ્વાર ઉત્તરાભિમુખનું છે. સભામંડપમાં ત્રણ ઘંટ છે. દ્વારપર નાની નાની ૧૦–૧૨ ઘંટડીઓનું તોરણ લટકાવેલું છે. દ્વારને લાકડાનું સાદું વાસવાનું એકજ બારણું છે, ને અંદરનો ખંડ ફક્ત ૪ હાથ સમચોરસ છે, મંદિરમાં પેસતાં જમણે હાથે પ્રથમ ગણપતિ અને તે પછી નવેદૂર્ગાઓ છે ને તેમનાં નામો નીચે પ્રમાણે અનુક્રમે છેઃ—૧–શૈલપુત્રી, ૨–બ્રહ્મચારિણી, ૩–ચંદ્રઘંટા, ૪–કૂષ્માંડા, ૫–સ્કંદમાતા, ૬–કાત્યાયની, ૭–કાળરાત્રી, ૮–મહાગૌરી, ને ૯–સિદ્ધિદાત્રી એ પ્રમાણે નવે દેવીઓ બિરાજમાન છે, તે પછી ચોકના નૈરૃત્ય ખુણા આગળ ગૌરીશંકરની એકજ પાશાણમાં બન્નેની મૂર્તિ છે, ને તેને તાંડવશિવ કહે છે. આ દેવળ ચારે ખુણાની દેરીઓ કરતાં બે હાથ વધારે ઉંચાઈનું છે, ચારે ખુણાની ચારે દેરીઓ ૧૦ હાથ ઉંચાઇની છે, ને ચાર હાથ સમચોરસ જગ્યામાં છે, ને તે દરેકને બારણાં નથી, ચોકના પાછળ ફરતો ૫ હાથ ઉંચો કોટ છે. વાસુદેવનાં દેવળની બહાર, દેવળના દ્વાર સામે, પૂર્વાભિમુખે ઉઘાડા ચોતરા પર રસ્તા તરફ પીઠ કરીને ઉભેલી; બે હાથની પિત્તળની ગરૂડની મૂર્તિ છે. એક પગ ડાબો વળેલો, ને જમણો ઉભો, એમ ઉભેલી છે. હાથ જોડેલા, પાંખો વાળી, ને પાછલા ભાગમાં ગળાથી તે માથા સુધીનો ગોળાકાર મુગટ ધારણ કરેલો, એવી વસ્ત્રાલંકાર સહિત છે. જ્યારે શીતકાળમાં બદ્રીનારાયણનો પટ બંધ થાય છે ત્યારે પોતાના નોકરોને સમસ્ત કારભારી મંડળ સાથે રાવળ મહોદય શ્રી ૧૦૮ અત્રે આવીને રહે છે, અને તે–૬–માસ સુધી નારાયણનાં ભોગ સ્વરૂપનું અત્રેજ પૂજન અર્ચન કરે છે.

**તપોવન, અને ભવિષ્ય બદ્રિ**—અત્રેથી જમણા હાથ તરફનો ૬ મૈલનો એક માર્ગ **તપોવને** જાય છે. માર્ગ ચઢાઇનો છે, ત્યાં ગરમ જળના બે કુંડ છે, ત્યાં સ્નાન ને પુણ્યદાન કરવું. તે સ્થળે હનુમાનજીએ કાળનેમિ રાક્ષસને માર્યો હતો.

અત્રેજ ભગવાનં વ્યાસજીએ તપ કર્યું હતું, અને પોતાના શિષ્યોને અત્રેજ વેદપુરાણ ભણાવ્યાં હતાં. તપોવનથી ૪ મૈલપર ધવલગંગાના કિનારા ઉપર ચતુર્થ ભવિષ્યબદ્રિનું મંદિર છે. તેમાં ભગવાન્ ભવિષ્યબદ્રિનાં દર્શન આનંદદાયક છે. તેને તપબદ્રિ પણ કહે છે, અહિં મહર્ષિ અગસ્ત્યમુનિયે તેમજ અગ્નિયે તપ કર્યું હતું. પૂર્વે ધવલરાજાયે અહિં ગંગાની સેવા કરવાથી તેનુ નામ ધવલગંગા પડયું છે, ને તે ટીબેટના માનસરોવરમાંથી નીકળી અત્ર આવેલી છે. એવું સ્કંદપુરાણમાં કહ્યું છે. ત્યાં ચટ્ટી નથી પણ નજીકમાં એક ગામ છે. અત્રેથી બે રસ્તા નીકળે છે. એક રસ્તો કૈલાસ તરફ માનસરોવર જાય છે, ને બીજો રસ્તો ભોટ દેશમાં થઈ રામનગર કે કાઠગોદામે જાય છે. ને તપોવનથીજ ભોટ દેશનો આરંભ થાય છે. ત્યાંથી પાછું જોશી મઠે આવવું પડે છે. હમો ભવિષ્ય બદ્રિ ગયા નથી.

ભવિષ્ય બદ્રિને માટે કહે છે કે જ્યાંસુધી ગંગાની ધારા હિમાલયપર વહ્યા કરશે ત્યાંસુધી બદ્રિનારાયણનાં ક્ષેત્રમાંજ બદ્રીનારાયણ સ્થિત રહેશે, અને ગંગાની ધારા વહેતી બંધ થશે ત્યારે બદ્રીનારાયણ પણ અત્રેથી અંતરધ્યાન કે અગમ્ય થઇ જશે, જેથી અત્યારે સ્વર્ગારોહણ ને શતપથ વિગેરે સ્થળોમાં જેમ યાત્રીઓથી જઈશકાતુ નથી તેથી તે સમયે આ ગંધમાદન પર્વતના દક્ષિણ ભાગમાં ભવિષ્યબદ્રિક્ષેત્રમાં તપોવનના ગરમ જળના કુંડો આગળ ધવલગંગા નદીને કિનારે બદ્રીનારાયણનું સ્વરૂપ બિરાજશે. આ સ્થાન ઉપર અગસ્ત્યમુનિએ તપશ્ચર્યા કરી વિષ્ણુ ભગવાનની આરાધના કરવાથી ભગવાને દર્શન આપી તેમનો ઉદ્ધાર કર્યો હતો અને અગસ્ત્યમુનિના માગવાથી ભગવાને વરદાન આપ્યું હતું કે ઘોર કલિયુગમાં જ્યારે મનુષ્યો બદ્રીનારાયણ જવાને અશક્ત થશે ત્યારે હું આ સ્થાનમાં બિરાજીશ, અને અત્રેજ મારી મૂર્તિનીને બદ્રીપુરીની સ્થાપના થશે. અત્રેની યાત્રાથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાંથી પાછું જોશીમઠે આવવું.

**જ્યોતિર્મઠથી યાત્રાનો વિધિ**—અત્રે જ્યોતિર્મઠ (જોશીમઠ)માં આવી ત્યાંની દિવ્ય મૂર્તિ નૃસિંહ ભગવાનને નમસ્કાર કરી વિષ્ણુ પ્રયાગમાં સ્નાન કરી પાંડુકેશ્વરમાં યોગધ્યાની શ્રીબદ્રીનાથજીની પૂજા કરી ક્ષેત્રપાલ સહિત શેષભગવાનને નમસ્કાર કરી હનુમાન ચટ્ટીમાં ઉપવાસ કરીને એક રાત્રિ રહેવું. બીજે દિવસે ત્યાંથી નીકળી વૈખાનસ તીર્થમાં સ્નાન કરી કુબેર શિલાનાં દર્શન કરી દાનદક્ષિણા આપી શિલાની પરિક્રમા કરી નરનારાયણ નામના પર્વતોને નમસ્કાર કરવા પછી બદ્રીક્ષેત્રમાં જવું.

## દૃશ્ય ૧૧ મું.

### જ્યોતિર્મઠથી પાંડુકેશ્વર.



વિષ્ણુપ્રયાગઃ—જોશી મઠથી ૧॥ મૈલને રસ્તો સડકની પહોળાઈનો હોવા છતાં ખાડા ટેકરા ને કાંકરા પત્થરનો ને સીધી સખત ઉતરઈનો અગવડવાળો છે, જ્યારે વિષ્ણુપ્રયાગ ૧૦૦ વાર દૂર રહે છે ત્યાંથી આગળ ધવલ ગંગા અથવા વિષ્ણુ ગંગા ઉપરનો લાકડાનો પૂલ આવે છે તે ઉતરી સામે કિનારે જતાં અમો વિષ્ણુપ્રયાગ પહોંચ્યા. આ ચટીનું નામ પણ વિષ્ણુપ્રયાગજ છે. અત્રે મીઠાઈવાળાની દુકાન છે અત્રે અલકનંદા અને ધવલગંગા એ બંન્ને ગંગાનો સંગમ થાય છે ને તે તીબેટમાં કૈલાશ માનસરોવરથી નીકળી નીતી પાસ આગળથી, ૫૦ મૈલ પર આઇનખંડા આગળથી વહી અત્રે આવેલી છે. તે ધવલગંગાને વિશ્નુગંગા કહે છે તેથી અત્રેના સંગમને પણ વિષ્ણુ પ્રયાગ કહે છે. અત્રેના પંચ પ્રયાગોમાનો આ પાંચમો વિષ્ણુ પ્રયાગ છે. ઘણીજ ઉંચાઇના પર્વતપરથી સડ-

સડાટ આવતી આ બંન્ને ગંગાઓ એક બીજીને જોરમાં અફળાઈ બંન્ને નદીઓનો સગમ થતાં દરીઆના પાણીમાં આવતી ભરતીના મોજાંની પેઠે ઉછાળા મારે છે અને ઘણીજ વેગવાન થઈને ઘુઘવાતું પાણી સડસડાટ વહ્યું જાય છે, અત્રે સ્નાન કરવાનું કામ મહા ભયંકર છે સ્નાન કરતાં પૂરતી સાવચેતી રાખવાની જરૂર છે. અંદરથી જળ મંગાવી કિનારાપર બેસી નહાવુંજ સલામતી ભરેલું છે.

## વિષ્ણુ પ્રયાગ.

અત્રે વિષ્ણુ ગંગા ને અલકનંદા બંન્નેના સગમમાં સ્નાન કરવાનું છે. ચટ્ટીથી ૭૦ પગથીઆં ઉતરતાં નાનું મંદિર છે. ત્યાંથી ૨૦ પગથીઆં ઊતરતાં સંગમનું સ્થાન આવે છે. ત્યાં સાંકળ ૩૦ હાથની લંબાઈની લટકાવેલી છે તે ઝાલીને ઊતરાય છે. જ્યાં સગમ થાય છે ત્યાંથી બે હાથની ઉચાઈથી પગથીઆં બીલકુલ નથી, જેથી છેવટે કમ્મરપુર પગથીઆં વિના લોખંડની સાંકળ ઝાલી નીચે ઊતરાય છે. બંન્ને ગંગાની છોળો દરીઆની માફક ઉછળે છે જેથી અંદર ઉતરી નાવું જોખમકારક છે. માણસ પાસે ઘડામાં પાણી મંગાવી પગથીઆં ઉપર બેસી નાહાવું ઠીકછે. અત્રે ગં,બૈ. રેવાનો પીતલનો લોટો ગંગાના સંગમથી દશ પગથીઆં ઉચે હતો. તેને અમારી સાથેના મહારાજ રામતવંકલની સહેજ અડફેટ વાગવાથી તે લોટો પાણીમાં ગયો કહાડવાની કોઈની હિંમ્મત ચાલી નહિ; જોતજોતામાં લોટો પાણીમાં ડૂબીને ક્યાં જતો રહ્યો તેનો પત્તોજ લાગ્યો નહિ એવે વખતે લોટો લેવા જવું એ જોખમ ભરેલું છે. આ ઘાટ રાજ્ય કે કોઇ ગૃહસ્થ તરફથી દરેકથી નાહી શકાય તેવી રીતે બાંધવામાં આવે તો તે અતિ પુણ્યપ્રદ લેખાશે દરેકે બનતાં સુધી પાણી મંગાવી નાવું, પણ સંગમમાં નાહવાનું જોખમ ખેડવું નહિ. પાણી વિશેષ કહાડવાનું હોય તો વાસણ દુકાનદાર પાસેથી માંગી લેવું, અથવા તો આચમન કરી ચલાવી લેવું, તેમજ બૈરાં છોકરાંએ તો બીલકુલ અંદર નહાવા જવુંજ નહિં. કદાચ નાહાતાં તણાયા તો જેમ લોટાને કહાડી શક્યા નહિ તેમ માંણસનું પણ

જાણવું, કારણ કે પાણીનું તાણ એટલું બધું વેગ બંધ છે કે ગમે તેવા તરનારની પણ અંદર જવા પછી બહાર નીકળવાની આશા ફોકટજ છે. અત્રેના સ્નાનનો સંકલ્પ યમુનોત્રીના સંકલ્પની પેઠે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો કેદારખંડે, બદ્રિકાશ્રમે અલકનંદાચ વિષ્ણુગંગાં સંગમે વિષ્ણુપ્રયાગ ક્ષેત્રે વિષ્ણુ-પ્રયાગતીર્થે સ્નાન મહંકરીષ્યે. સંગમથી ૨૦ પગથીઆં ઉંચે ચઢતાં એક નવું બનાવેલું વિષ્ણુંનું મંદિર આવે છે. આ મંદિર નાનું છે. તેની સામી બાજુએ ગરૂડજીની મૂર્તિ છે, તેમજ મંદિરના સામે સંગમમાં ઉતરવાની બાજુએ ભગવાનના પારસદની મૂર્તિ છે ત્યાં દર્શન કરી ઉપર જતાં ચાલવાના રસ્તાની નજીક એક બાજુ જૂનું ને પ્રથમનાથી મ્હોટું વિષ્ણુભગવાનનુ મંદિર આવે છે તેમાં બદ્રીનારાણુને બીજા અન્ય દેવોની મૂર્તિઓ પણ છે. અહી નારદે વિષ્ણુની ઉપાસના કરી હતી, ત્યાં જળમાં વિષ્ણુ કુંડ છે. વિષ્ણુ પ્રયાગના સ્થાનથી વિષ્ણુ લોક મળે છે. વિષ્ણું પ્રયાગથી આગળ બદ્રીનારાયણ જતાં અડધા મૈલપર અલકનંદા ઉપરનો ઝુલતો પૂલ ઉતરી સામે કિનારે જવું પડેછે ત્યાંથી બદ્રીનારાયણ તરફ ચાલતાં પહાડની ચડાઈ ચડવી પડે છે તે કઠિણ ચડાઇ બે ફર્લાગ જેટલી છે. તે પછી પહાડની અર્ધા ફર્લાગ જેટલી સખત ઉતરાઈ છે.

બલદોડાઃ—વિષ્ણુપ્રયાગથી ૧ મૈલ, ને ઘાટ ચટ્ટી સુધીનો રસ્તો સહેજ ચઢાઇ ઉતરાઈનોને કંઇક સીધો છે. અત્રે કાળી કામલીવાળાની ધર્મશાળા છે.

ઘાટ—બલદોડાથી ૩ મૈલ છે. અત્રે આવી મુકામ કરી રસોઇ કરી જમીને સાંજે ચાલતા થયા.

પાંડુકેશ્વરઃ—ઘાટથી ૨ા મૈલ, ને રસ્તો ચઢાઈનો ને સીધો છે. અત્રેથી ૧ મૈલ જતાં અલકનંદાગંગાનો લાકડાનો પૂલ ઉતરી જવાય છે. આ પૂલને ફેયાપૂલ કહે છે. પૂલ ઉતરી સામી બાજુએ સડકથી ડાબા હાથ તરફ એક પગ રસ્તો જાય છે. તે પગ રસ્તે ૮ મૈલ જતાં લોકપાલ નામનું અદ્-ભુત તીર્થ આવે છે. તીર્થનું જળ તળાવમાં એક તરફ વહે છે.

જતાં જળમાં નાહનારને તે બીજી તરફ ધસડી જાય છે. ત્યાં લક્ષ્મીજીનાં દર્શન ને વચમાં **ભીમઉડાર** નામે નાનું ગામ છે, તેમજ અત્રેથી બીજો પણ પગ રસ્તો છે. તે રસ્તે જતાં ૧૫ મૈલપર **કાકભૂષંડી** તીર્થે જવાય છે. આ બન્ને તીર્થોએ જવું ઘણુંજ કઠિણ છે. ત્યાં ચટ્ટી, દુકાન કે રહેવાની જગ્યા નહિ. હોવાથી કાંઈપણ સીધું સામાન મલતુ નથી, અને ત્યાંથી દર્શન કરીને પાછા ફર્યા પૂરેજ આવવુ પડે છે. ત્યાં જતાં આવતાં ૬ દિવસ થાય છે. અમો ત્યાં ગયા નથી ત્યાંથી આગળ ચાલતાં એક સાધારણ ચટ્ટી ાા મૈલપર નંદકેશરી નામની આવે છે. ત્યાંથી ૧ મૈલ જતાં **પાંડુકેશ્વર** પહોંચાય છે. અત્રે કાળીકામલીવાળાની ધર્મશાળા છે. ૨૦–૨૫ મોદીની દુકાનો અને સારૂ વસ્તીવાળું ગામ છે. આ સ્થલ અલકનંદા ગંગાના કિનારાપર છે.

**દ્વિતીય યોગબદ્રિ**—અત્રે બજારમાં કાળીકામલીવાળાની ધર્મશાળાની નજીકમાં યોગબદ્રી નામના નારાયણનું સ્થાન છે. ત્યાં શરૂઆતમાં ૮ પગથીઆં નીચે ઉતરતાં ચોક આવે છે. તે ૨૦ હાથ પહોળોને ૮ હાથ લાંબો છે. તે ચોકની ચારે બાજુ ફરતી ધર્મશાળા છે તે પછી મનુષ્યપૂર ઉંચા દ્વારમાં પ્રવેશ કરી ૧૦ પગથીઆં પાછાં ઉતરી અંદર બીજા ચોકમાં જવાય છે. તે પ્રથમના ચોકથી સહેંજ નાનો છે. તેને ફરતી પણ ધર્મશાળા છે. ચોક પૂરો થતાં ૪ પગથીઆં ચઢી યોગબદ્રીના દેવળના સભા મંડપમાં દાખલ થવાય છે. તે ૧૫ હાથની ઉંચાઈનું, શિખરદાર સોનેરી કળશવાળું, જીર્ણ અને પ્રાચીન મંદિર છે. તેમાં એક હાથ ઉંચાને સમચોરસ એવા આસનપર યોગબદ્રિની અષ્ટધાતુની ચતુર્ભુજ સ્વરૂપની દિવ્ય મૂર્તિ છે. આ મૂર્તિ તદ્દન સોનાની હોય તેવું સ્પષ્ઠ જણાય છે. મૂર્તિ બેઠેલા મનુષ્ય જેટલી ઉંચાઇની છે, ને અત્યંત લાવણ્યમય તેજ પુંજ. સાથે ધ્યાન કરતી હોય એમ જણાય છે, ને તે વસ્ત્રાલંકાર સહિત છે. તેના ચાર હાથમાં અનુક્રમે શંખ, ચક્ર, ગદા, અને પદ્મ, ધારણ કરેલાં છે. મસ્તકે સોનેરી મુગટ ને તેપર સુશોભિત

છત્ર પણ લટકે છે. દેવળના બે ખંડ છે. સભા મંડપમાં ઉભા રહીને દર્શન થાય છે. દેવળમાં અંધારાનો ભાગ વિશેષ છે તેનો સભામંડપ ૬ હાથ સમચોરસ છે ભગવાન સમગ્ર ભાવથી અત્રે સ્થિત થએલા છે. આ મૂર્તિ વિશે એમ કહેવાય છે કે ઇંદ્રે બ્રહ્માજીનું તપ કરી તેમને પ્રસન્ન કર્યા ત્યારે આ યોગબદ્રિ વિષ્ણુભગવાનની મૂર્તિ બ્રહ્માજીએ પ્રસન્ન થઇને ઇંદ્રને પૂજા કરવા આપી ત્યારબાદ જ્યારે અર્જુનને પશુપતાસ્ત્ર જ્યારે શંકરે આપ્યું ત્યારે બીજા લોકપાલ દેવોએ પણ પોતપોતાનાં અસ્રોની વિદ્યા અર્જુનને શીખવી તે પછી જ્યારે અર્જુન સ્વર્ગમાંથી પૃથ્વીમાં આવવા તૈયાર થયા તે વખતે ઇંદ્રે આ નારાયણની બ્રહ્મા પાસેથી મળેલી મૂર્તિપૂજા કરવાને આપી ને માથાનો મુગટ પણ આપ્યો. તે મુગટને સંસ્કૃતમાં કિરીટ કહે છે. ઈંદ્રે મુગટ આપવાથી અર્જુનનું બીજું નામ કિરીટી પડ્યું અર્જુન પૃથ્વી ઉપર આવતાં યુધિષ્ઠિરે પૂજા કરવા તે મૂર્તિ માગતાં તેમને તે આપી જેથી તેની નિરંતર ધર્મ રાજા પૂજા કરતા હતા, જ્યારે શ્રીકૃષ્ણ નિજધામમાં પધાર્યા અને પરિક્ષિત રાજા હસ્તિનાપુરની ગાદીએ બેઠા. એટલે ક્ષત્રિય ધર્મને યોગ્ય એવો વીર સંન્યાસ લઇને પાંડવો આ હિમાલયના પ્રદેશમાં આવ્યા તે વખતે આ મૂર્તિ તેમની પાસે હતી. તે પછી પાંડવોને સ્વર્ગારોહણ કરવાનો સમય જ્યારે પ્રાપ્ત થયો ત્યારે ધર્મરાજાએ તેમૂર્તિને આસ્થાનમાં સ્થાપન કરી, તેજ આ નારાયણની મૂર્તિ છે ને તેને ધ્યાનબદ્રિ પણ કહે છે. તે યોગબદ્રિના મંદિરની ડાબી બાજુના તેવાને તેવડા મંદિરમાં ને તેવડાજ આસનપર વાસુદેવ (કૃષ્ણ)ની પણ અષ્ટધાતુની શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધારણ કરેલી એવી ચતુર્ભુજ મૂર્તિ છે ને તેને પણ સોનેરી ઝીકનો મુકુટ અને રૂપેરી છત્ર ધારણ કરાવેલાં છે અહિં પાંડુરાજાએ મૈથુનમાં આશક્ત થયેલા બ્રાહ્મણ અને બ્રાહ્મણીરૂપ મૃગ અને મૃગલીને બાણથી મારવાને લીધે તે મૃગરૂપી મુનિએ પાંડુરાજાને શ્રાપ આપ્યો કે અમોને મૈથુન વખતે

તે બાણુ મારી અમારૂં મરણ નિપજાવ્યું છે તેથી તું વિષયાશક્ત થઈ સ્રીસંગ કરશે તેજ વખતે તારૂ પણ મૈથુન કરતાં મૃત્યુ થશે. તે શ્રાપથી પાંડુરાજાનું માદ્રિ નામની પોતાની સ્રી સાથે વિષય સુખ ભોગવતાંજ અત્રે મરણ નીપજ્યું હતું આ પર્વતને શતશ્રૃંગ પર્વત કહે છે, ને આ ઠેકાણેજ પાંડુ, માદ્રિ, ને કુંતીજીએ, તપશ્ચર્યા પણ કરી હતી, અને મંત્રશક્તિના બળવડે કુંતિથી પાંડુને ધર્મ વિગેરે પાંચ પુત્રો અત્રેજ ઉત્પન્ન થયા હતા, કે જેમને પાંડવો કહે છે. વળી, પાંડુરાજાએ અત્રે મહાદેવના લીંગનું સ્થાપન કરેલું હોવાથી તેનું નામ પાંડુકેશ્વર કહેવાય છે. તે લિંગ યોગબદ્રિના મંદિરમાં પેસતાં યાત્રીના જમણા હાથ તરફ દ્વાર આગળ હાલ પણ નાની ત્રણ હાથની શિખરદાર ડેરીમાં છે ને લિંગ ઉપર ત્રાંબાની જળાધારી છે તે ઉપરથી આ ચટ્ટીનું નામ પણ પાંડુકેશ્વર પડયું છે. આ ઠેકાણે પાંડવના વખતની ૧।। હાથ લાંબીને એક હાથ પહોળી ત્રાંબાની ત્રણ પાટીઓપર લેખ લખેલા છે. અત્રેના તે તામ્રપત્રના લેખો તેમજ ગોપેશ્વરના ત્રિશૂળવાળા લેખો તામીલ, ચીનાઈ, કે દેવનાગરી, ભાષાને મળતા અક્ષરોથી લખાએલા છે. આ લેખ હિંદુસ્તાનમાં તેમજ બ્રિટિશ સરકારે વિલાયતમાં વંચાવવા માટે મોકલ્યા હતા પરંતુ તેમની લિપિ જૂદી જૂદી જાતની હોવાથી કોઇથી વાંચી શકાઈ નહિં જેથી વિલાયતથી તે લેખો પાછા અત્રેજ મોકલાવેલા છે, ને તે હાલ દેવળમાં મોજુદ છે, અને તેનો પુજારી તે લેખો સર્વને બતાવે છે, અને ત્યાં દક્ષિણા મુકવા કહે છે. આ તાંમ્રપત્રની પાટીઓ પાંડવોની લખેલી છે એમ કહે છે. આ લેખો પાસે ભીંતમાં બે હાથ ઉંચે એક વેંતની પિત્તળની ગરૂડની મૂર્તિ છે અત્રેથી સામેના પહાડના ઉંચા શિખર ઉપર એક ધજા ફરકતી જોવામાં આવે છે. તે પાંડવોનુ રમત ગમ્મત કરવાનું મોટું ચોગાન છે એમ જણાવે છે.

## દશ્ય ૧૨ મું.




પાંડુકેશ્વરથી ઋષિગંગા ને બદ્રીપુરી પ્રવેશ.

મવાડા, લામબગડ, કે લંબગઢ, એ ત્રણે નામ એકજ ચટ્ટીનાં છે, ને તે પાંડુકેશ્વરથી ૩ મૈલ છે, ને રસ્તો ચઢાઈનો ને સીધો છે.

અત્રેથી ૦ાા મૈલપર જળની ધારા એક ઉંચા પર્વતમાંથી પડે છે તેને શેષધારા કહે છે ત્યાં શેષશાઈ ભગવાન છે. ત્યાં ૧ાા હાથ ઉંચું અણઘડ શિવલિંગ છે. તેને પણ શેષજી કહે છે. અમે ત્યાં ગયા નથી. રીવાવાળા મહારાજાની ધર્મશાળા અને સદાવ્રત પણ છે. અત્ર ગમ્યને અગમ્ય સ્થળોપર સેંકડો શિવલિંગો સ્થાપન કરેલો છે. ત્યાંથી થોડે દૂર એક ઝુલતો પૂલ ઉતરવા પછી રસ્તે ચાલતાં અલકનંદા ગંગા આપણા ડાબા હાથ તરફ રહે છે. ત્યાંથી રાા મૈલ જતાં રામવાડે પહોંચાય છે. અત્ર પર્વતોની ઉંચી ઉંચી હાર માળાઓ દેખાય છે. કાળી કામળીવાળાની ધર્મશાળા પણ છે. અધે આવી અમે મુકામ કર્યો આ જગ્યાએ અમે દૂધ મંગાવતાં ૮ આને શેર મળ્યું હતું. ચટ્ટીની પાસેજ એક નાની નદીનું નિર્મળ જળ વહ્યાં કરે છે. અમો જ્યારે દૂધ લઈને આવતા હતા ત્યારે એક ઘોડાવાળો અમોને મળ્યો તે ઘોડા ઉપર ખાંડ લાવ્યો હતો. તેને ભાવ પૂછતાં રૂ. ૧ ની ૧ાા શેરની ખાંડનો ભાવ કહેવાથી વેચાતી લીધી હતી જ્યારે અમારા મોદીએ અમને રૂ. ૨ ની શેર આપી હતી.

હનુમાન–રામવાડાથી ૩–મૈલને રસ્તો ૧ાા મૈલની ચઢાઈનો ને ૧ાા મૈલની ઉતરાઈનો છે. અત્રેથી નારાયણ સુધીમાં અલકનંદાગંગાના બે ત્રણ વખત ઝુલતા પૂલો ઉતરવા પડે છે, અને અત્રેથી છેક હનુમાન ચટ્ટી સુધી ધાડું જંગલ આવી રહેલું હતું, અત્રે મોટાં ઝાડો નથી પરંતુ રંગબેરંગી સુંદર શુશોભિત વનસ્પ-

તિની અવર્ણનીય શોભા જ્યાં ત્યાં દેખાય છે, તેમજ મોટા મોટા પર્વતોનાં શિખરો સડકની બન્ને બાજુએ સંખ્યાબંધ આવી રહેલાં, જાણે આસ્માન સાથે વાતોજ કરતાં હોય તેવા બગલાની પાંખની માફક શુભ્રવર્ણા દેખાય છે. હિમગિરી પરની આ અપાર કુદરતી રચના જોતાં યાત્રી આશ્ચર્ય સાગરમાં ડુબી જાય છે!

જ્યારે હનુમાન ચટ્ટી ફર્લાંગ બાકી રહે છે ત્યાં બદ્રીનારાયણને રસ્તે હનુમાન ચટ્ટીના સામે કિનારે જ્યાં ઘૃત ગંગા ને ક્ષીર ગંગાનો સંગમ થાય છે, ત્યાં પૂર્વે વૈખાનસ મુનિએ આશ્રમ કરી તપ કર્યું હતું તેથી આ સ્થળને **વૈખાનસતીર્થ** કહે છે અને આ સ્થળેજ મરૂત્ત રાજાએ જે વખતે યજ્ઞ કર્યો તે વખતે બૃહસ્પતિ આદિ સર્વે દેવો આ હિમાલયના સુવર્ણ શિખરપર હાજર થયા હતા. એ મોટા યજ્ઞનું હાલ પણ ત્યાં પ્રમાણ મળે છે. ત્યાં પહાડમાં અત્યારે પણ ખોદતાં અર્ધ દગ્ધ જવ, તલ, અને બળેલા કોલસા નીકળે છે. એટલે યજ્ઞની ભસ્મનાજ મોટા મોટા પર્વતો થઇ ગયા છે. આ સ્થળને મરૂતરાજાની યજ્ઞભુમી પણ કહે છે. યજ્ઞભૂમિ આગળ એક છાપરીમાં યજ્ઞની વેદી કરી એક બ્રાહ્મણ બેસે છે. ત્યાં વાસુદેવની મૂર્તિ છે. અત્રેના ચારે બાજુના ચાર પર્વતોને **ચારવેદ** કહે છે. પૂર્વના પર્વતને **ઋગ્વેદ**, દક્ષિણને **યજુ**, પશ્ચિમને **સામ**, અને ઉત્તરને **અથર્વવેદ** કહે છે. અત્રે બજરંગબલી હનુમાનજીનાં દર્શન છે. અત્રેથી જ્યાં ત્યાં બરફ નજરે દેખાય છે. કાળી કામળીવાળાનું સદાવ્રતને ધર્મશાળા પણ છે.

**વરંગણા-હનુમાનથી** ૧।। મૈલ, ને રસ્તો ચઢાઇનો, અખડાના ખખડીનો, ખાડા ટેકરાને કાંકરાવાળો, તેમજ કેટલીક જગ્યાએથી **તૂટીગયેલી** સડકવાળો હતો, અત્ર સાધારણ ચટ્ટી ને એક દુકાન છે.

**બદ્રીનારાયણ**—વરંગણાથી ૩।। મૈલ ને રસ્તો ચઢાઇનો, અખડાબખડીનો છે. તે પછી અલકનંદા ગંગાનો પુલ ઉતરતાં ગંગા ડાબે હાથે રહે છે. તે પછી નિરંકાર પર્વત આવે છે. ત્યાં ઝાડનું નામ નથી. ને બરફમય છે ત્યારબાદ કઠિન ચડાઇ ચડવી પડે છે.

વચમાં કાંચનગંગા નદી આવે છે તે વરંગણાથી ૧ મૈલપર છે, તે વગર પુલે ઉતરવી પડે છે. ત્યાંથી ૫૦૦ ફુટના બરફના ભુગદ્દામાંથી નીચે ગંગાજી વહેતાં હતાં, તે જોનારને નાશકકે ખંડાલાના ઘાટના ભુગદામાં સડસડાટ જોશભેર જતી અને નીકળતી ગાડીયોનો ચિતાર ખડો કરે છે. તેમાં સ્નાન કરવાનું માહાત્મ્ય છે, તે નદી કેટલીક જગ્યાએ બરફથી ઢંકાયેલી જણાય છે, વચમાં યોગેશ્વર ભૈરવશિલાનાં દર્શન આવે છે. અમોએ કાંચન ગંગામાં આચમન કર્યું હતું અત્રે આચમન, સ્નાન, માર્જન, ને દર્શન, કરનારનાં દારિદ્રયનો નાશ થાય છે ત્યાં કુબેરશિલા અને કુબેરગંગા આવે છે. કુબેરશિલાનો સ્પર્શ અને દર્શન કરવાથી દરિદ્રતાનો નાશ થાય છે અત્રેથી જેમ જેમ બદ્રીનારાયણ તરફ આગળ જઇએ છીએ તેમ તેમ તદાકાર વૃત્તિમાં વધારો થાય છે. ને નારાયણનાં દર્શન કયારે થશે એ વિચારની લેહ લાગીને જીવ તલપાપડ થઈ રહે છે. અત્રેથી કેટલાક યાત્રીયો વાહનમાંથી ઉતરી પગમાંથી જોડા કહાડી નાખીને બદ્રિપુરીમાં જાયછે, તેમજ કેટલાક તો મુનિવ્રત ધારણ કરી કોઇનીસાથે વાતચીત પણ નહિં કરતાં વગર બોલે બદ્રિનારાયણ જઈ દર્શન કર્યા બાદજ બોલે છે; ને આજ સ્થાનને દેવદેખની એટલે દેવદર્શની કહે છે કે જ્યાંથી પ્રથમજ બદ્રિ બિશાલના ભવ્ય સુવિશાલ એવા સુવર્ણથી મઢેલા દેવળના પવિત્ર શિખરનાં દર્શન થાય છે ને ત્યાંજ વિઘ્ન વિનાશક ગણુપતિનાં દર્શન છે. આ વખતે યાત્રીયોના મુખમાંથી પુરીમાં આવવાથી પોતાને ધન્ય છે એવા ઉદ્ગારો નીકળે છે. તેઓ બદ્રિબિશાલ લાલકી જય! બોલાવતા આગળ વધે છે. અત્રેથી ૧ માઈલનો રસ્તો વગર ચઢાઈનો સીધો છે. પૂર્વના અનેક જન્મ જન્માંન્તરોનાં શુભ પુણ્યનો જેનો ઉદય થયો હોય તેજ પ્રાણી આ પૃથ્વીના સાક્ષાત ભૂવૈકુંઠસ્થળમાં પ્રવેશ કરવાને ભાગ્યશાલી થઈ શકે છે. ત્યાંથી આગળ ચાલતાં એક નાની દેરીમાં એક ગરૂડજીની ચોકી છે. તેનાં દર્શન કરી અલકનંદા ગંગાનો પુલ ઊતરવો પડે છે. અને ત્યાંથી ઋષિ

ગંગા ઉપરનો બીજો લાકડાનો પૂલ ઉતરી ત્યાં આચમન કરી સૂક્ષ્મ અને કોમલ એવી બદ્રીપુરીમાં દાખલ થવાય છે. આ ઋષિગંગા અત્રેથી ૫૦ હાથને છેટે જતાં અલકનંદાગંગાને મળે છે. ત્યાં ઋષિગંગાને અલકનંદાનાથતા સંગમને ઋષિસંગમ કે ઋષિપ્રયાગ કહે છે તેમાં સ્નાન કરવાનું અત્યંત પુન્યપ્રદ ફળ વર્ણવેલું છે.

વળી અત્રે ઋષિગંગાનો પુલ ઊતરવા પછી પાંચ હાથ દુર ચાર હાથના પરથારની પશ્ચીમ બાજુ ત્રણ હાથ ઊંચાઈના પથ્થરની ચણેલી ભીતમાં જમીનથી બે ફૂટની ઊંચાઈયેથી ગૌમુખમાંથી જુદે જુદી બે ધારાઓ તે પરથારમાં એક બીજીથી ત્રણ હાથના અંતરે પડે છે તેમાંની ઋષિગંગાના તરફની વિષ્ણુને પુરી તરફની લક્ષ્મીધારા કહેવાય છે જેની પંચતીર્થોમાં ગણતરી કરેલી છે.

અત્રે ઋષિગંગાની ઊપલી બાજુ ૧ મૈલ પરવતપર બ્રાહ્મણી ગામ છે તેમજ અલકનંદાગંગાના ટટપર ખાખચોક ને શેષ નેત્રનું સ્થાન પણ અત્રેજ છે.

**નારાયણનાં દર્શન, અન્ય દેવોનાં દર્શન,ને તીર્થસ્નાનનો વિધિ**—સનતકુમાર નારદઋષિને કહે છે કે ક્ષેત્રમાં પ્રવેશ કરતાં, પ્રથમ ઋષિગંગામાં સ્નાન કરી પવિત્ર થઈ, જૂનાં વસ્ત્રો પ્રસન્નતાથી યાચકોને આપી, નવાં વસ્ત્રો પહેરી, નારાયણના સૂક્ષ્મ ક્ષેત્રમાં જવું. ત્યાં કુર્મ ધારાએ આચમન કે સ્નાન કરી, ધારાને પ્રણામ કરી, જેઓ કેદારેશ્વરની યાત્રા કરીને આવ્યા હોય તેમણે નારાયણનાં દર્શનાર્થે જવું; પણ જેઓ કેદારેશ્વર ગયા ન હોય તેમણે અત્રે **આદિકેદારેશ્વર**નાં પ્રથમ દર્શન કરીને તે પછીજ બદ્રિનારાયણના મંદિરમાં જઈ દ્વારની બંન્ને બાજુએ ઉભેલા દ્વારપાલ જય વિજયને નમસ્કાર કરી, બદ્રિનારાયણનાં દર્શન કરવા માટે તે દ્વાર ઓળંગી અંદર મંદિરમાં પ્રવેશ કરી બે હાથ જોડી પ્રાર્થના કરવી કે હે દયા સાગર નારાયણ મારા

ઉપર પ્રસન્ન થાઓ ! એમ શ્રદ્ધા ભક્તિથી સપ્રેમ સ્તુતિ કરી, નેત્ર વડે સહર્ષ નખશિખ પર્યંત નિરખી, દર્શન કરી, મસ્તક નમાવી હૃદયમાં તેમનું ધ્યાન ધરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી યથા શક્તિ ભેટ દક્ષિણા અર્પણ કરવી. પછી શ્રીબદ્રિનારાયણ નરનારાયણ, કુબેર, ઉદ્ધવ, વિગેરે અન્ય દેવતાઓનાં દર્શન કરી, તેમને પણ સપ્રેમ પુરઃસર નમસ્કાર કરી, દેવળની બહાર લક્ષ્મીજી સહિત બીજા દેવોનાં પણ દર્શને જઇ, તેમને પણ સાષ્ટાંગ નમસ્કાર કરી તે પછી તપ્તકુંડમાં સ્નાન કરી, તીર્થસ્નાનની વિધિથી વિધિવત્ શ્રીઅલકનંદામાં સ્નાન કરી, યથાશક્તિ દાન કરી ભગવદ્ભજન પૂર્વક કામ્યોપવાસ કરીને બીજે દિવસે સવારે તપ્તકુંડ અને નારદાદિ કુંડોમાં સ્નાન કરી, પંચશિલાઓને પણ નમસ્કાર કરવા, ને ફરીથી પણ નારાયણનાં દર્શન પ્રથમ કહ્યા પ્રમાણે કરવાં. પોતાના વૈભવને અનુસાર શ્રી નારાયણનું પૂજન કરી ભેટ સમર્પણ કરવી તે પછી પ્રથમ મસ્તકના મુગટથી આરંભી ચરણ પર્યંત નારાયણની અલૌકિક મૂર્તિનું એકાગ્ર ચિત્તે મનન કરી, સ્વરૂપ અંતરમાં ઉતારી, ધ્યાન ધરવું. પછી શ્રી લક્ષ્મીદેવી અને દેવળની અંદર બીજા અંગ દેવતાઓનું પૂજન, દર્શન, નારાયણનું નૈવેદ્ય, નિર્માલ્ય, તુલસી, ચંદન, ગ્રહણ કરીને ચરણામૃત લેવું, અને બ્રહ્મકપાલશિલાતીર્થે જઇ દેવર્ષિ મનુષ્ય પિતૃતર્પણ કરી શ્રાદ્ધ કરવું. ને તે પછી બીજાં તીર્થોમાં જઇ દાન આપવું.

શ્રી સનત્કુમાર નારદઋષિને કહે છે કે બદ્રીક્ષેત્રમાં દરેક યાત્રિએ હજામત કરાવવી નહિ તેમ ઉપવાસ પણ કરવો નહિ. હજામત કરાવવાની ઇચ્છા હોય તો બદ્રિક્ષેત્રની બહાર જઇને હજામત કરાવવી. શ્રાદ્ધ કરનારે પણ હજામત કરાવવી નહિ, અને હજામત કર્યા સિવાયજ અવશ્ય શ્રાદ્ધ કરવું.



## દ્રષ્ય ૧૩ મું.

### બદ્રીસ્થળનું ને પુરીનું વર્ણન તથા પંડયા બાબત.



અત્રેના સ્થળનું વર્ણન—જે પવિત્ર ધામ જવા માટે આ પહાડી પ્રદેશના વિકટ રસ્તાઓમાં પરિભ્રમણ અને નિરીક્ષણ કરતા કરતા સતત્ પ્રવાસ કરી આ પુણ્યપ્રદ અને અત્યંત પવિત્ર અલકાપુરીના બદ્રીનારાયણ ક્ષેત્રમાં કેદારનાથથી નીકળી અમો ૮ મે દિવસે જેઠ વદી ૮ ને મંગળવારે અત્રે દાખલ થયાં હતાં. અત્રે આવતાંજ યાત્રીને હૃદયમાં અત્યાનંદ ઉત્પન્ન થવા સાથે દુઃખ, કષ્ટ, અને ત્રિવિધિ તાપનું નિવારણ થઇ આત્માની અખંડ શાંતિ અનુભવાય છે. અત્રેથી અતિશુદ્ધ બદ્રીપુરીના ક્ષેત્રની મર્યાદા શરૂ થાય છે. આ બદ્રીપુરીની મર્યાદા નંદપ્રયાગ સુધીની છે, ને તે મર્યાદા પાંચ પ્રકારની છે, તેમાં નંદપ્રયાગથી ગરૂડગંગા સુધીની સ્થુલ, ને ગરૂડગંગાથી વિષ્ણુપ્રયાગ સુધીની મર્યાદા સૂક્ષ્મ, વિષ્ણુ પ્રયાગથી કુબેરશિલા સુધીનું ક્ષેત્ર અતિસૂક્ષ્મ, ને કુબેરશિલાથી બદ્રીપુરીથી આગળ સરસ્વતીગંગા સુધી શુદ્ધ કહેવાય છે, તેમાં પણ ઋષિગંગાથી પુરીની ભૂમિ અતિશુદ્ધ કહેવાય છે એમ બદ્રીમાહાત્મ્યમાં કહ્યું છે. બદ્રીનારાયણના પુણ્યપ્રદ ક્ષેત્રનો વિસ્તાર નંદપ્રયાગ (કણ્વાશ્રમથી) લઇને શતપથ સુધી લંબાઇમાં ૯૬ મૈલને પહોળાઇમાં ૨૪ મૈલનો છે. કેટલાકના કહેવા પ્રમાણે ૪૮ કોશ લાંબુ ને ૧૨ કોશ પહોળું આ ક્ષેત્ર છે. આ સ્થળ સમુદ્રની સપાટીથી ૧૦૫૦૦ ફીટની ઉંચાઈ યે આવેલું છે ને તેના અત્રેથી દેખાતા સર્વથી ઊંચા શિખરની ટોચ ૨૩૨૦૦ ફીટની ઊંચાઇની છે ને ત્યાં નિરંતર કાયમનો બરફ જામેલો હોવાથી ત્યાં જઇ શકાતું નથી ને તેને મંદરાચળ પર્વત કહે છે. અત્રે ચારે બાજુએ પહાડોપર નિરંતર બરફ જામેલોજ રહે છે તે પર્વતનાં

શિખરો શુભ્રવર્ણા તેજસ્વી દેખાય છે. આશા તૃષ્ણા ને મોહમાયાનો ત્યાગ કરીને કેટલાક નિઃસ્વાર્થી પરોપકારી સાધુમહાત્માઓ ઈશ્વરના ધ્યાનપરાયણ થઈ અત્રે આવીને રહેલાછે, કારણ કે અત્રે ધ્યાનને અનુકૂળ ઠંડી હવાને લીધે વિષય વાસના ઉત્પન્ન થતી નથી. અત્રે સુમેરૂ પર્વત અને ગંધમાદન પર્વત છે. હિમાલય સર્વત્ર એકજ પર્વત છે, પણ દરેક શિખરોનાં જૂદાં જૂદાં નામો હોય છે, તેમજ કેટલાંક જૂદાં જૂદાં સ્થળોનાં પણ જૂદાં જૂદાં નામો હોય છે, પણ તે સર્વે ઠેકાણે પર્વત તો હિમાલયજ છે એમ જાણવું, પૂર્વ અને પશ્ચિમ તરફના પહાડોને જય વિજય કહે છે અહિં એક તરફ સુમેરૂં પર્વત હિમથી આચ્છાદિત છે અને બીજી બાજુ ગંધમાદન પર્વત છે. આ તપોભૂમિ કહેવાય છે. સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ વિગેરેમાં આ ભૂમિ, અત્રેના દેવો, અને તીર્થોનું ઘણું પુણ્યપ્રદ વર્ણન ઠેકઠેકાણે વર્ણવેલું છે, અલકનંદાગંગાજીના બન્ને બાજુના કિનારા પરના પર્વતોને નર ને નારાયણના પર્વતો કહેછે. આ ડુંગરો જ્યારે ઉંચા વધી બન્ને એકરૂપ થઈ જશે ત્યારેઅલકનંદાગંગા સ્વર્ગમાં જશે એમ કહેવાય છે. આ નારાયણનાં સ્થાનનો મહિમા હિંદુ સનાતન ધર્માવલંબીઓમાં તો છે, એટલુંજ નહિ પણ આખી હિંદુ કોમના દરેક મનુષ્યમાં જગ જાહેર છે, અને એની પવિત્રતા માટે નીચે પ્રમાણે કહેવત ચાલે છે.

જે જાય બદ્રી, તેની કાયા દદરી,
જે જાય બદ્રી, તેની કાયા સુધરી;
જે જાય બદ્રી, તે ફરી ન આવે ઉદરી,
જો આવે ઉદરી તો કદિ ન રહે દરિદ્રી,

ભાવાર્થ—જે બદ્રીનારાયણ જાય છે તેની તબીયત બગડવાનો સંભવ છે, કારણ કે પહાડનાં પાણી લાગવાથી, અનિયમિત રીતે ખાવા પીવાની અડચણોથી, રહેવા સુવાની અગવડોથી, અને અસહ્ય ટાઢથી યાત્રિ બિમાર પડે છે, તેથી કાયા

(શરીર) દદરી, એટલે નરમ થાય છે. તેમજ, જે બદ્રાનારાયણ જાય છે તેની કાયા સુધરી, એટલે તેણે કાયાનું કલ્યાણ કર્યું જાણવું, ને તેને જન્મવારૂપી ગર્ભવાસનું દુઃખ વારંવાર ભોગવવાનું મટી જાય છે એટલે તેને મોક્ષજ થાય છે, છતાં કાંઈ પુણ્યમાં ખામીને લીધે જો મોક્ષ થતો નથી તો પછી તે બીજે જન્મે મોટું રાજ્યપદ મેળવે છે એટલે તેને કદીપણ દરિદ્રતા નથીજ ભોગવવી પડતી વળી હિંદુઓના સનાતન ધર્મના શાસ્ત્ર સિદ્ધ પવિત્ર ચારે ધામોમાં આદ્ય, અતિ શ્રેષ્ટ, પુણ્યપ્રદ, ને પરમ પવિત્ર ધામ, બદ્રીકાશ્રમજ છે. તે સ્થળને સાક્ષાત ભૂવૈકુંઠ કહે છે, તે ચારે ધામો નીચે પ્રમાણેની દરેક દિશામાં છે, અને તે ચાર મોટાં દેવતાઈ ધામ કહેવાય છે. આખા હિંદુસ્થાનમાં દરેક દિશાને છેડે એક એક પવિત્ર ઉત્તમ ધામ આવેલું છે, તેમાંનું આ એક પરમપવિત્ર ધામ છે.

## ચારે ધામ નીચે પ્રમાણે છે.

ચલો હો સાધુ ચલો હો સંતો, શ્રીગંગા સાગર ન્હાઈયે ।
દર્શનદો શ્રીજગન્નાથ સ્વામિ, આવાગમન મિટાઇયે ॥ ચલો ૧
કોણ દિશામેં જગન્નાથસ્વામિ, કોણ દિશામાં રામનાથહે।
કોણ દિશામેં રણછોડત્રિકમ, કોણ દિશામાં બદ્રિનાથહે ॥ચલો૨
પૂર્વદિશામેં, જગન્નાથ સ્વામિ, દક્ષિણમેં રામનાથહે ।
પશ્ચિમમેં રણછોડત્રિકમ, ઉત્તરમેં બદ્રીનાથહે ॥ ચલો ૩
કોણ કારણ જગન્નાથસ્વામિ, કોણ કારણ રામનાથહે ।
કોણ કારણ રણછોડ ત્રિકમ, કોણ કારણ બદ્રિનાથહે ॥ ચલો ૪
ભોગકારણ જગન્નાથસ્વામિ, યોગ કારણ રામનાથહે ॥
રાજકારણ રણછોડત્રિકમ, તપકારણ બદ્રિનાથહે ॥ ચલો ૫
કહા ચઢત જગન્નાથસ્વામિ, કહા ચઢત રામનાથજી ।
કહા ચઢત રણછોડ ત્રિકમ, કહા ચઢત બદ્રિનાથજી ॥ ચલો ૬
અટકા ચઢત જગન્નાથસ્વામિ, ગંગાચઢત રામનાથજી ।
માંખનમિસરી રણછોડત્રિકમ, ફૂલચઢત બદ્રિનાથજી ॥ ચલો ૭

ચાર ધામકી પંચ આરતિ, જે કોઈ નિશ દિન ગાત હૈ ।
ધ્યાન, જપ, તપ, પૂર્ણ સિદ્ધિ, આપમેં આપ સમાત હૈ ॥ ચલો–૮

વળી, આ ક્ષેત્રને જ્ઞાન દ્વારા અત્રે સ્થુલને સૂક્ષ્મ શરીરનો લય કરવાથી, **ભુક્તિપ્રદા** કહ્યું છે, મોક્ષ વર્ષિણી હોવાથી મુક્તિપ્રદા બદ્રી કહ્યું છે. અને સર્વેતીર્થોનો, સર્વે દેવોનો તથા ઋષિઓનો નિવાસ હોવાથી **વિશાલા** કહ્યું છે. **બદરી** (બોર)નાં વૃક્ષ નીચે બેસી ભગવાને આ સ્થળે તપ કર્યું હતું તેથી આ સ્થળ **બદ્રીનારાયણુનાં** નામથીજ ઓળખાય છે. વળી અત્રે શંકરાચાર્યની સિદ્ધ ભૂમિ છે. નર નારાયણુ દેવે પણુ અત્રે હજારો વર્ષ સુધી તપશ્ચર્યા કરી આક્ષેત્રમાં તેમણે નિવાસ કરેલો છે. આક્ષેત્ર બ્રહ્મહત્યાદિજે પાપ મરણાંત પ્રાયશ્ચિત્ત કરવાથી પણુ ન જાય એવાં અનેક મહા પાતકનો નાશ કરી સત્વર મુક્તિને આપનારૂ, ઈચ્છિત મનકામનાને પૂર્ણ કરનારૂં, સર્વ શ્રેષ્ઠ આ બદ્રીનારાયણુનું ધામ કહેવાય છે. વેદ અનાદિ છે તેમ બદરી પણુ અનાદિસિદ્ધ ક્ષેત્ર છે, ને એના નાથ સાક્ષાત્ નારાયણુ પોતે છે. આ સ્થાનમાં કેદાર કરતાં ટાઢ સહેજ ઓછી છે. એકી રાત્રી નિવાસ કરવાનું મહાત્મ્ય છે, જેથી અમો ત્રણુ રાત્રી રહ્યા હતા. દેવતાઓને પણુ દુર્લભ એવા અતિસૂક્ષ્મ બદ્રીક્ષેત્રમાં ભાગ્યશાળી યાત્રીયોનો પ્રવેશ થાય છે આવા સુરમ્ય મંનોહર લાગતા સાક્ષાત શ્રી નારાયણુના નિવાસરૂપ પવિત્ર એવા બદ્રીક્ષેત્રમાં અખંડ શાંતિ પ્રદાયક આત્મોન્નતિ મેળવવાનું આ ઉત્તમોત્તમ સાધન છે. આવાં સર્વ શિરોમણિ તીર્થના મહિમાની અગાધ વિભૂતિનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. આવનાર યાત્રિ અત્રેના તીર્થોમાં સ્નાન, અને નારાયણુસહિત અન્ય દેવોનાં દર્શન કરી કૃત કૃત્ય થઇ જન્મ મરણુનો ફેરો સફળ કરી શકે છે.

પૂર્વનાં અનેક જન્મ જન્માન્તરોનાં મહત પુણ્ય પુંજનો ઉદય થવાથી જે નિર્ભય સ્થળ શોધવાને માટે યાત્રિઓ મહાકષ્ટ વેઠી હિમાલયના દુર્ગમ્યસ્થાનોમાં પરિભ્રમણુ કરે છે તેજ આ સર્વશ્રેષ્ઠ, ચારે ધામોમાં કૈલાસ ખંડમાં આવેલું નિર્ભય સ્થળ

બદ્રીકાશ્રમ ધામ છે, જેને પૃથ્વીનું ખાસ વૈકુંઠ કહેવામાં આવે છે, એટલુંજ નહિ પણ ખરેખર તે વૈકુંઠજ છે. આ સ્થાનમાં પ્રવેશ કરી સદ્‌ભાગી યાત્રિ કાયમની અખંડ શાંતિ મેળવે છે. આજે અમો સુક્ષ્મતર, કોમળ અતિ પવિત્ર ભૂમિમાં પ્રવેશ કરવાને ભાગ્યવાન થયા છીયે. હે પરમ પવિત્ર યાત્રિ ગણો તમે જન્મ જન્માંત્તરોના અનેક પુણ્ય પ્રભાવથી આ વૈકુંઠધામમાં નારાયણ સમીપ આવી પહોંચ્યા છો હવે સાક્ષાત નારાયણનાં દર્શન કરી જન્મ મરણનો ફેરો ટાળવો એજ તમારૂં કર્તવ્ય છે, અત્રેનો આનંદ કોઇ ઓર અને અવર્ણનીય છે. જાતી અનુભવ શિવાય કહ્યાથી કે વર્ણવવાથી તે આનંદ બીજાને મલી શકવો મૂશ્કેલ છે, ઝાઝું શું કહેવું ? જેના મહિમાનું વર્ણન કરવાને શેષ સહસ્ર મુખથી પણ સમર્થ નથી અસિતગિરિની શાહી બનાવી, કલ્પ વૃક્ષની કલમવડે, પૃથ્વીરૂપી પત્ર (કાગલ) ઉપર સાક્ષાત્ શારદા દેવી અનન્તકાળ સુધી લખ્યા કરે તોપણ જેના ગુણોનો પાર આવે તેમ નથી તેના ગુણનું હું શું વર્ણન કરી શકું. ફક્ત એટલુંજ કહેવું બસ છે કે જે પ્રાણીનાં ધન્ય ભાગ્ય હશે તે ભલે ભક્તિ જ્ઞાન, અને વૈરાગ્યરૂપી સાધન રહિત હશે તોપણ તે મનુષ્યદેહ પામી એકવાર પણ આ પૃથ્વીના કૈલાસને ભૂવૈકુંઠની યાત્રા કરી આનંદ સાગરમાં તરતો તે જીવ જીવનમુક્તપણું પ્રાપ્ત કરશે એજ હમારૂં કહેવું છે, તેથી એકવાર સહર્ષ બોલો **બદ્રીબિશાલ લાલકી જય !**

## બદ્રીપુરી ગામનું વર્ણન.

આગળ ચાલી જયારે અમે પોષ્ટઓફીસે આવ્યા ત્યાં આગલ પંડયાઓનું ટોળું અમારી આસપાસ વિંટાઈ વળ્યું જેમાંથી હલસુખરામભાઇ જેની સાથે વાતચિત કરતા હતા તે માણસ અમોને ઠીક લાગવાથી તેનેજ પંડયો સ્થાની, પોષ્ટ ઓફીસની સામેજ સડકથી બે હાથ નીચેના તેના મકાનમાં અમોએ મુકામ કર્યો.

આ ગામને પતિતપાવન ભૂવૈકુંઠસ્થળ, ભૂવૈકુંઠપુરી, **બદ્રીપુરી, વિશાલાપુરી, કે અલકાપુરી,** પણ કહે છે, ને તે નાના ગામડા જેવું જણાય છે. બદ્રીનારાયણની પુરીનું દક્ષિણોત્તર પાગડીપને લાંબુ મેદાન છે. ત્યાં બદ્રીકાશ્રમની બદ્રીપુરી, બ્રીટીશ હદના ઘઢવાલજીલ્લામાં, અલકનંદાના જમણા કિનારે, પૂર્વને પશ્ચિમમાં આવેલા જય વિજય પર્વતોની વચમાં આવેલી છે. લોકો ઘોડા, ઘેટાં, બકરાં, ઉપર લાદીને માલ લાવે છે. પ્રથમ અલકનંદાનોને ઋષિગંગાનો પૂલ ઉતરી આગળ જતાં અલકનંદા યાત્રિના જમણા હાથ તરફ રહે તેમ પુરી તરફ જવાય છે. ત્યાંથી બદ્રીપુરી ગામની હદ શરૂ થાય છે. બદ્રીનારાયણના ઘણા ઘરોનાં છાપરાં ઉપર (ભુજપત્ર ( ભૂર્જપત્ર ) ઢાંકેલાં છે. ને તેના ઉપર લાકડાં માટી વિગેરે ભૂર્જપત્ર ઉડી ન જાય તે માટે રાખેલાં છે. પ્રથમ મેં ૨ થી ૩ મૈલ પર બદ્રીનારાયણથી દૂર એક છાપરાપર ૪ થી ૬ આંગળના માટીના થર પાથરેલા જોયા ત્યારે મને લાગ્યું કે, છાપરાપર માટી નાખેલી છે તેથી કોરા દિવસોમાં તો કાંઇ હરકત નથી પરંતુ વરસાદના દીવસોમાં માટી ભીંજાઇને વરસાદનું પાણી છાપરાંની અંદર જશે તેથી માટી નાંખવાથી કાંઈપણ ફાયદા જેવું નથી પણ જ્યારે અત્રે પુરીમાં દાખલ થતાં ઘણા ઘરોના છાપરાંપર ભુજપત્ર પાથરી લાકડાંથી બાંધી લીધેલાં જોવામાં આવ્યાં ત્યારે મારી ખાત્રી થઈ કે પ્રથમ માટીના થર લાકડાની જગ્યાએ ભૂર્જપત્ર ઉડી ન જાય તેથીજ પાથરેલા હતા.

**ભૂર્જપત્રનું વર્ણન—ભુજપત્રનું લાકડું અને ભુજપત્ર અહીઆં ઘણાંજ છે, તે એટલે સુધી કે છાપરાંપર નાખવામાં અને જમતી વખતે થાળી કે પતરાવળી તરીકે પણ તેજ વાપરવામાં આવે છે, કેમકે અત્રે કોઈ ઠેકાણે પત્રાળાં કે પડીયા મળતા નથી, અને પરદેશથી મંગાવવામાં પણ આવતા નથી તેમ અત્રે આખી યાત્રા દરમિયાન ખાખરાનું ઝાડતો અમારા જોવામાં**

આવ્યુંજ નથી..અત્રે ભુજપત્રમાંથી શ્રીનગર વિગેરે કેટલેક સ્થળે કારખાનાં કરી કાગળો બનાવે છે અને આ પ્રદેશમાં તેજ કાગળો વપરાય છે. આ કાગળ ચીકટાઈમાં બેંક પોસ્ટને મળતા આવે છે. માત્ર રંગ બદામી હોય છે સફેદ કાગળો અત્રે બનતા નથી અમોએ પણ રૂષિગંગા તરફ જતાં ગામને નાકે ભુજપત્ર વેચનારની દુકાનેથી દેશમાં લઇ જવા માટે બે રૂપૈયાના ભુજ-પત્ર વેચાતાં લીધાં હતાં તે હાથ હાથના સમચોરસ આખા કડકા નીકળી શકે તેવાં ચોખ્ખાં પડેપડ બાઝેલાં હતાં જેટલાં ભુજ-પત્ર અત્રે એક રૂપૈયાનાં મળ્યાં હતાં તેટલાં મુંબાઈમાં ૧૫ રૂપૈ-યા આપતાં પણ તેવાં ચોખ્ખાં મળે તેમ નથી ત્યારબાદ આગળ જતાં લાકડાં વેચનારનો ઠેકો છે.

તેમજ યાત્રિયોની સંખ્યાની નોંધ ગામમાં પેસતાં સરકાર તરફથી કરવામાં આવે છે જેમાં પુરૂષ સ્ત્રીઓ ને બાળકોની જુદી જુદી સંખ્યાની નોંધ રાખવામાં આવે છે, જેથી દર વર્ષે કેટલા યાત્રાળુ આવે છે તે જણાય. નોંધ કરનાર અધિકારીને પુછતાં જણાયું કે અત્રે પટ ખુલે ત્યારથી તે બંધ થતા સુધીમાં એટલે વૈશાખથી કાર્તક સુધીના અરસામાં આ યાત્રામાં લગ-ભગ દર વર્ષે ૬૦ થી ૭૦ હજારને આશરે યાત્રિઓ યાત્રાર્થે આવે છે, અને દરવર્ષે તે યાત્રિઓની સંખ્યામાં વધારો થતો જ રહે છે.

ત્યાંથી ૧૦૦ કદમ દૂર જતાં પોષ્ટઓફીસ, તારઓફીસ, તેમજ દવાખાનું, ડાકબંગલો, ને પોલીસચોકી છે, અને ઑનરરી મેજીસ્ટ્રેટની કચેરી પણ છે. પોષ્ટઓફીસથી ૫૦ કદમ દૂર જતાં બજારનો આરંભ થાય છે. ત્યાં પશ્ચિમથી પૂર્વ તરફ નાની નદીનું ઝરણું વહે છે.

ગામની ૫૦૦ થી ૬૦૦ ઘરની વસ્તી છે, પરંતુ પંડ્યાં-ઓનાં પાકી બાંધણીનાં ભવ્ય અને વિશાળ મકાનો ઘણાં છે, તે ઉપરાંત કાળી કામળીવાળાની ધર્મશાળા, સરકારી મકાનો ને ધર્મ-શાળાઓ પણ સુશોભિત છે. સદાવ્રત પણછે તેમજ ગરીબ કે

ભિક્ષુક યાત્રીઓને ઓઢવા પાથરવા માટે કાળી કામળીવાળાની ધર્મશાળાના રક્ષક પાસેથી યાચના કરવાથી કામળીયો આપે છે તેમજ અત્રે બજારમાંથી ભાડેથી પણ મલી શકે છે, વળી, બીજી કેશ્મીર, પત્યાલા, ને ઇંદોરના મહારાજાની ને કાળી કામળી-વાળા વિગેરેની ધર્મશાળાઓ ને સદાવ્રતો પણ છે, બીજી પણ ધર્મશાળાઓ ઘણી છે, કેટલીક ધર્મશાળાના રક્ષકો ભાડુ લઇને ઉતરવા દેછે અત્રે ૪૦ થી ૫૦ વેપારીઓની દુકાન છે. પાણીથી બનાવેલા પાપડ પણ વેચાય છે મોંઘે ભાવે પણ જોઇતી દરેક વસ્તુઓ અત્રે મળી શકે છે. ફોટા, ઔષધિ, પાહાડી વનસ્પતિ, વગેરે વેચનારાની દુકાનો પણ છે. બજાર સારો છે. મીઠાઈવાળાઓની પણ દુકાન છે. તૈયાર પુરીને બટાકાનુ શાક, દૂધને, દહીં પણ મળે છે. અહીઆં પણ સખત ટાઢને લીધે સગડીમાં કોલસા સળગાવી તાપવું પડે છે, ને અહીં સગડીમાં કોલસા પંડયાજી આપે છે. અત્રે સારી સ્વચ્છ આબોહવા છે ને કેદાર કરતાં વસ્તી ચારગણી વધારે છે. આ પરમપવિત્ર ને સુશોભિત પુરી છે કે જ્યાં જગદાધાર સમસ્ત પાપહારક, ભુક્તિ મુક્તિદાતા, શ્રી બદ્રી-નારાયણ બિરાજમાન છે, આ વિશાલાપુરી ઉત્તરાખંડનું તપો-વન કહેવાય છે, આ યોગીયોનું પરમાધારરૂપ ગુપ્ત ધામ છે, અલકનંદા ગંગાની પવિત્ર ધારાઓના સ્નાનથી અને નારાયણનાં દર્શન માત્રથી અસંખ્ય પ્રાણીયોના પાપ સમૂહનો નાશ થાય છે. ચારે ધામમાં આ પ્રથમ પરમપુનિત, એવું સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ છે. બદ્રીનારાયણમાં અલકનંદાનું અને કેદારેશ્વરમાં મંદાકિકીનીનું પાણી બરફ મિશ્રિત હોવાથી દેવપ્રયાગ સુધી કોઇ પીતું નથી, કેમકે તે પીવાથી રોગ થવાનો સંભવ રહે છે. જ્યારે બદ્રીપુરીમાં કુર્મધારાનું પાણી સ્વચ્છ અને પાચક છે અને ત્યાંની નજીક રહેનારા તેજ પાણી પીએ છે.

પંડયા બાબત—જે યાત્રિ દેવપ્રયાગથી બદ્રીનારાયણ જાય છે તેઓને ગોર દેવપ્રયાગથીજ મલે છે, એટલે બદ્રીના-રાયણમાં ગયા બાદ ગોર કરવાની ખટપટ બીલકુલ રહેતી નથી.

છતાં, દેવપ્રયાગમાં ગોર નક્કી ન કરતાં જે યાત્રી અત્રે આવે છે તેમજ જે યાત્રી યમુનોત્રી ગંગોત્રી અને કેદારનાથ થઈ બદ્રી નારાયણ જાય છે તે યાત્રિઓને અત્રે આવ્યા પછીજ પંડયાજી કરવા પડેછે. અમારા પંડયાનું નામ ગોવિંદગોપાલ હતું. અત્રેના દરેક પંડયાઓ દેવપ્રયાગમાં રહે છે ને જ્યારે બદ્રીનારાયણનો પટ ખુલે છે ત્યારે તેઓ અત્રે આવે છે ને જ્યારે પટ બંધ થાય છે ત્યારે પાછા દેવપ્રયાગમાં જાય છે અને અત્રે તેમની માલીકીનાં પાકાં મકાનો ને યાત્રિઓએ બંધાવી આપેલી ધર્મશાળાઓ પણ છે તેમાં તેઓ પોતાનાજ યાત્રિઓને ઉતારો આપે છે, પરંતુ સાર્વજનિક ઉપયોગ તરીકે યાત્રીઓને રહેવા માટે તે ધર્મશાળા વાપરવા દેવામાં આવતી નથી.

## દૃશ્ય ૧૪ મું.

### તીર્થસ્નાન દેવદર્શન ને રાવળશ્રીની આશીસ.




જે દિવસના અગીઆર વાગેલા હોવાથી પંડયાજી તપ્તકુંડનું સ્નાન કરાવવા માટે અમોને લઈ ગયા. રસ્તામાં બજારમાંથી તપ્તકુંડ ઉપર પંડયાજીના કહેવા પ્રમાણે ગુપ્તદાન કરવાનું માહાત્મય હોવાથી અમોએ બજારમાંથી સુકા નાળીએળના ગોટા લઇ તેની ડગરી ઉખેડાવી તે ગોટામાં યથાશક્તિ સર્વેએ ગુપ્ત દક્ષિણા મૂકીને ડગરી બંધ કરી દીધી. તપ્તકુંડ તરફ જવા માટે બજારથી જમણા હાથને રસ્તે જતાં, પ્રથમ કૂર્મધારા જમીનથી બે હાથ ઉંચાઈએથી પડે છે, ને તે રસ્તાથી ડાબે હાથે છે તેની આજુબાજુ ગૌમુખની ધારાઓ છે, એ ત્રણે ધારાને કૂર્મધારાઓ કહે છે. ત્યાંથી તપ્તકુંડ તરફ ૨૦ હાથ આગળ જતાં પ્રલ્હાદ ધારા આવે છે, ને તે બે હાથ ઉંચાઈપરથી પહાડની ભેખડમાંથી નીકળે છે, ને તે જરા હુંફાયલા જેવા ગરમ પાણીની છે, ત્યાંથી

આગળ એક સાંકડી ગલીમાં ઘરોની પાસે થઈને જતાં આદ્ય કેદારેશ્વરના મંદિર આગળ કે જ્યાં નારાયણના મંદિર તરફથી તપ્તકુંડ તરફ જવાના રસ્તામાં પગથીયાં છે ત્યાં જવાય છે નારાયણના મંદિરથી આવનાર ને પ્રલ્હાદ ધારાથી આવનાર બંને યાત્રિઓ અત્રે સાથે થાય છે, ને ત્યાંથી ૧૬ પગથીયાં ઉતરતાં તપ્તકુંડે જવાય છે, ત્યાં ગોરે સંકલ્પ કરાવી સ્નાન કરવાની રજા આપવાથી અમો સર્વેએ ગુપ્તદાનના નારીયેળના ગોટાઓ તેમને આપી સ્નાન કર્યું. ત્યાંથી અલકનંદાના જળ તરફ નીચે ઉતરતાં વિષ્ણુકુંડ, વૈતરણી કે ગૌરીકુંડ, ને સૂર્યકુંડના જળમાં પણ સ્નાન કર્યું. ત્યાંથી નીચે અલકનંદાના જળમાં કિનારા નજીક નારદકુંડમાં સ્નાન કરવાનો પ્રસંગ આવ્યો. ઉપલા ત્રણે કુંડોનું જળ ગરમ હોવાથી નહાતાં આનંદ આવતો હતો, પરંતુ નારદકુંડમાં તો અલકનંદા ગંગાનુંજ બરફમય જળ વહ્યું જતું હતું. આ કુંડના જળમાં નહાવું તે અમોને આજે કષ્ટપ્રદ લાગતું હતું, પરંતુ અનેક કષ્ટો સહન કરી આ સ્થળે આવેલા હોવાથી આવા પુણ્યપ્રદ તીર્થમાં સ્નાન કર્યા વિના છૂટકોજ નહતો. કુંડમાં પ્રથમ પગ મૂકયા કે તરતજ આખા શરીરમાં કંપારી છુટવા માંડી ને ગંગાની તાણનું તો અત્રે પૂછવુંજ શું વળી જાતે એકલા ઉતરીને નહાવાની હિમ્મત ચાલી શકે તેમ તો હતુંજ નહિં, જેથી ત્યાં સંકલ્પ કરાવવા બેઠેલા પંડયાજીએ અમારા દરેકને વારાફરતી હાથ ઝાલી, મજબૂત પકડી રાખી, કુંડમાં ઉતારતા હતા, પરંતુ જો પંડયાજી અમોને ટેકો આપી બહાર કાઢે નહિતો પછી અમારી મેળે અમે બહાર નીકળી શકીએ તેમ તો હતુંજ નહી, ને શરીર બહેરૂં ઠુંઠ થઈ ગયું હતું. જેથી અમોને પંડયાજી પકડીને બહાર કિનારે કહાડતા હતા, એવું આ ગંગાજીનું બરફમય જળ સ્નાન કરતાં અમોને કષ્ટપ્રદ લાગ્યું હતું; ત્યારબાદ ચાર પગથીઆં ઉંચે ચડી સૂર્યકુંડના ઉષ્ણ જળમાં સ્નાન કરતાં, અમોને શાંતિ વળી અત્યંત આનંદ વ્યાપી ગયો હતો.

અત્રેના કુંડના સ્નાનનો સંકલ્પ—પ્રથમ યમુનોત્રીમાં કરેલા સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો.

તપ્ત કુંડ સ્નાનનો સંકલ્પ–"કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, તપ્તકુંડ નામક વન્હિ તીર્થે સ્નાન મહંકરિષ્યે."

વિષ્ણુ કુંડના સ્નાનનો સંકલ્પ–" કેદારખંડે, બદરીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, વિષ્ણુકુંડે, સ્નાન મહંકરિષ્યે."

વૈતરણી કુંડના સ્નાનનો સંકલ્પ–" કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, વૈતરણી વા ગૌરીકુંડ તીર્થે, સ્નાન મહંકરિષ્યે."

સૂર્યકુંડના સ્નાનનો સંકલ્પઃ–" કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, સૂર્ય કુંડ તીર્થે સ્નાન મહંકરિષ્યે."

નારદકુંડના સ્નાનનો સંકલ્પ–" કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે અલકનંદા ગંગાયાં, નારદકુંડે, સ્નાન મહંકરિષ્યે."

અલકનંદા ગંગાના સ્નાનનો સંકલ્પ–" કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, અલકનંદાગંગાયાં, સ્નાન મહંકરિષ્યે."

અત્રે દરેક કુંડમાં સ્નાન કરી બ્રાહ્મણને યથાશક્તિ દાન દક્ષણા આપી અમો શ્રીબદ્રીનારાયણ પ્રભુનાં દર્શન કરવા માટે મંદિરમાં ગયાં. ત્યાં દર્શનનો સમય હોવાથી પંડયાજી અમોને દર્શન કરાવવા લઇ ગયા. ત્યાં અમોએ નારાયણ સાથે બિરાજેલા અન્ય દેવો સહિત શ્રીબદ્રીબિશાલલાલનાં શાન્તમને એકાગ્ર ચિત્તે, શ્રીનારાયણના ચરણકમલોથી આરંભી છેક મસ્તકના મુગટ સુધી નીરખી નીરખી સપ્રેમ પ્રફૂલ્લિત હૃદયે, અનેક બ્રહ્માંડાધીશ્વર ઘટ ઘટના સચરાચર વ્યાપી, બદરીનારાયણ ભગવાનનાં દર્શનને સ્તુતિ કરી સાષ્ટાંગ નમસ્કાર કરી, જન્મ જન્માન્તરોના મહાપાપ સમુહોનો નાશ થયો એમ અનુભવી કોટિ કોટિ અપરાધની ક્ષમા માગી, મનુષ્ય દેહ ધર્યાનું સાર્થક થયું એમ સમજી, સહર્ષ નિજાનંદમાં આવી ગયાં, અને

જન્મ મરણનો ફેરો સફલ થયો એમ અનુભવી પ્રભુના વસ્ત્રાલંકારો ને શણગારો પણ જોઈ, દેવલની પ્રદક્ષિણા કરી, ચોકમાંનાં લક્ષ્મીજી સહિત સર્વ દેવોનાં દર્શન કર્યાં, બાદ ચર્ણોદક કુંડમાંથી ચરણામૃત લઇ, નારાયણને ભેટ દક્ષિણા ધરાવાનું બીજા દિવસ પર મુલતવી રાખી અમો બજાર જોતાં જોતાં મુકામ પર આવ્યાં.

આજે પોસ્ટઑફીસમાં ટપાલની તજવીજ કરવી હતી, પણ કદાચ કાગળ વાંચતાં તેમાં માઠા સમાચાર આવેલા હોય તો દર્શનમાં વિઘ્ન આવે. જેથી, દર્શન વિગેરે પરિપૂર્ણ કરીને જ કાગળો લીધા હતા. તે વાંચતાં સર્વે શુભ સમાચાર હોવાથી સર્વેની ચિન્તા દુર થઇ હતી.

અમો જ્યારે ઉત્તરકાશીમાં હતા ત્યારે બદ્રીનારાયણ, હરદ્વાર, અને શ્રીનગરના પોસ્ટમાસ્તરો ઉપર કાગળો લખી જણાવ્યુ હતું કે અમારા નામના જેટલા કાગળો આવે તેટલા આપ સંઘરી રાખશો, અને જ્યારે અમો બદ્રીનારાયણ આવીશુ ત્યારે અમો આપની પાસેથી લઇશુ, અને તેજ દિવસે દેશમાં પણ એ ત્રણે ઠેકાણે હમો અમુક અમુક વખતે હઇશુ. તે તે વખત પહેલાં ત્યાં આગળ તમારો કાગળ આવશે તો તે હમોને મળશે, એમ વખત જણાવવા સાથે લખી દીધુ હતું. તે પ્રમાણે દેશમાંથી કાગળો અમારા પર લખ્યા હતા તે પ્રથમ બદ્રિનારાયણમાં, પછી શ્રીનગરમાં, અને ત્યાર પછી હરદ્વારમાં, એવી રીતે અમોને મળ્યા હતા; પરંતુ; તે વખતે અમો અજાણ હતા અને દેશના કાગળો કયાં કયાં મળશે તેની પુરી માહીતી નહિ હોવાથી અમોએ તે ત્રણજ ઠેકાણે મંગાવ્યા હતા, પરંતુ, પોસ્ટ વિગેરેની માહિતી જે જે સ્થળોની આપેલી છે તે દરેક સ્થળે કાગળ મંગાવી કે મોકલી શકાય છે.

સાંજે અમારા માટે નારાયણનો મહાપ્રસાદ લેવાને જતાં, અમે પંડયાજીને ખાસ ચેતવણી આપી હતી કે ફક્ત નારાયણના પ્રસાદ સિવાય બજારમાંથી કોઇ પણ વસ્તુ લાવશો તો તે

અમારા ઉપયોગમાં આવશે નહિં. અત્રે નારાયણના પ્રસાદમાં યાત્રિયોને ફક્ત દાળ અને ભાતજ પુરતા પ્રમાણમાં આપવામાં આવે છે, પરંતુ જો પંડયાની મંદિરમાં વિશેષ લાગવગ હોય છે તો કેશરી ભાત પકોડાં અને મગજના લાડુ કવચિતજ પંડયાજી મેળવી યાત્રિને આપી શકે છે. એ ઉપરાંત યાત્રિને ખુશ કરવાને માટે અત્રેના દરેક પંડયાઓ નારાયણના પ્રસાદ ઊપરાંત બજારમાંથી તૈયાર વેચાતાં શીરો, પુરી, ભજીઆં મીઠાઇ, જલેબી, બુંદીના લાડુ, પાપડ, કળી, ને અથાણું વિગેરે ચીજો પોતે વેચાતી લાવી યાત્રિને અચ્છી તરેહથી જમાડે છે, જેથી પંડયાજી એવી કોઈ પણ વસ્તુ અમારે માટે ન લાવતાં ફક્ત નારાયણનો પ્રસાદજ બધા પહેરેલે કપડે લાવ્યા હતા અને સાથે દૂધ પણ પુરતા પ્રમાણમાં હાજર રાખ્યુ હતું. આદાની કરચો અને પોતાના ઘરનું અથાણું પણ અમારે માટે હાજર રાખ્યું હતું. પ્રસાદ આવતાંજ અમારી સાથેના સાધુઓ સહિત પહેરેલે લુગડેજ અમો સર્વ એકજ પંક્તિમાં ભગવાનનો પ્રસાદ લેવા બેઠા હતા, અને ગોરનો માણસ નાત જાતના કાંઈ પણ ભેદ પાડયા વગર અમો સર્વને પીરસતો હતો, આજે આ નારાયણનો પ્રસાદ લેતાં હમોને અત્યંત આનંદ આવ્યો હતો, ખરેખર પાંચે પકવાનોનોજ અમૃતમય સ્વાદ જાણે લેતા હોઇએ તેવોજ ભાતનો મીઠો ને મધુર સ્વાદ અમોને લાગતો હતો, જમ્યા બાદ, પ્રસાદ અને દૂધ, સાકર, ઘી, વિગેરેના પૈસા અમોએ ગોરને લેવા માટે કહ્યું, પરંતુ ગોરે અમોને તે હિસાબ બીલકુલ આપ્યો નહિં, અને પૈસા પણ લીધા નહિ, જ્યારે તે બાબતનો તેમને વધારે આગ્રહ કર્યો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે અત્રે આવેલા યાત્રિઓને ગોર તરફથીજ પહેલી વખત ભોજન આપવામાં આવે છે. સાંજે નારાયણનાં દર્શનાર્થે દેવળમાં ગયાં. સાયં સંધ્યાની આરતિ સમયનાં સહર્ષ અલૌકિક દર્શન કરી, હૃદયની સંપૂર્ણ તૃપ્તિ મેળવી, અન્ય દેવોનાં દર્શન કરી, મુકામે આવી દૂધ

મંગાવી. ચા કરી પીધા બાદ, અસહ્ય થાક ને ઠંડીના કારણે અમો જલદી સૂઇ ગયાં. કેદારેશ્વરની પેઠે અત્રે પણ પંડ્યાજી તરફથી ટાઢથી રક્ષણ કરવાને માટે ઓઢવા પાથરવા ગોદડાં ને કામળીયો અમોને આપ્યાં હતાં. ટાઢ તો અનહદ લાગતીજ હતી, પરંતુ કેદારનાથની ટાઢ કરતાં અત્રે ઠંડી જો કે ઓછી લાગતી હતી, તો પણ તે અમારાથી સહન થઈ શકે તેમ હતું જ નહિં, તાપવા માટે પંડ્યાજીએ કોલસાને સગડી પણ અમોને આપી હતી. બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠી તપ્તકુંડે સ્નાન કરવા જતાં, કૂર્મ અને પ્રલ્હાદ ધારાએ સ્નાન કરી, તપ્તકુંડે જઇ તપ્તકુંડમાં સ્નાન કર્યું હતું. પ્રાતઃકાળનો સમય અને અસહ્ય ઠંડીનુ કારણ હોવાથી તપ્તકુંડમાં નહાતાં અમોને અત્યંત આનંદ લાગતો હતો, અને જાણે નાહ્યાજ કરીએ એમ થતું હતું, જેથી શાંતિથી પાએક કલાક સુધી તેમાં સ્નાન કરી, વસ્ત્રો બદલી, નારાયણના મંદિરે જતાં, વચમાં આવતા આદિકેદારેશ્વર અને પંચશિલા વિગેરેનાં દર્શન કરી મંદિરમાં દાખલ થયાં; અને અત્યંત ભીડમાં મહામુસીબતે ધક્કા મુકી ખાતાં, દેવળમાં દાખલ થઇ પ્રભુનાં દર્શન કરી, બહાર આવી, પંડ્યા વિગેરેને પૂછયું કે અમારે નારાયણને અત્તર, કેશર, ચંદન, વિગેરે ચડાવવું છે, જેથી અમારા સમક્ષ તે વસ્તુઓ નારાયણને અર્પણ થાય તો સારૂં, એવી અમારી ઇચ્છા છે, ત્યારે પંડયાએ કહ્યું કે આજે તે વખત વિતી ગયેલો છે, માટે તમો જે વસ્તુઓ આપશો તે પુજારીઓ લેશે ખરા પરંતુ તમારી સમક્ષ નારાયણને અર્પણ કરી શકશે નહિ, માટે દરરોજ સવારે નારાયણનાં વસ્ત્રાલંકારો ઉતારી તેમને સ્નાન કરાવે છે તે વખતે આ દરેક વસ્તુઓ પૂજારીને આપશો તો તે અવશ્ય નારાયણને અર્પણ થઈ જશે; છતાં, તમે એજ બાબત માટે રાવળશ્રીને પુછશો તો તે પોતાની મરજી મુજબનો ખુલાસો આપશે, કારણ કે કાંઈ પણ વસ્તુ નારાયણને અર્પણ કરવી કે ન કરવી તે ફકત રાવળશ્રીના અખત્યારમાંજ છે, તેથી રાવળશ્રીને આ બાબત પુછતાં તેમણે હા

કહી ને બીજે દિવસે સવારના છ વાગ્યાનો વખત અમોને આપ્યો.

આજે સાંજે ૩ વાગે મંદિરમાં ગયા, તો ત્યાં અગાઉ ભોગ ધરાવી. ચોકમાં સર્વે ડીમરીઓ (રાવળ સિવાયના બધા પૂજારીઓ) ને પોતાના લાગા પ્રમાણે, ભગવાનનો પ્રસાદ મળ્યો, એટલે તેઓએ પંડયા કે યાત્રીઓને વેચાતો આપવા માંડયો, જેમાંથી અમોએ બે ત્રણ હાંડાઓ ભાતના લઈ ત્યાં સાધુ, સંન્યાસી, ને ગરીબ યાત્રીઓને ભગવાનના પ્રસાદનુંજ ભોજન કરાવ્યું હતું તે અમે પણ ત્યાંથી દાળ ભાતનો પ્રસાદ લીધો હતો. પંડયાઓ પણ અત્રેથીજ અમારી માફક પ્રસાદ લઈ જતા હતા, અને હમારા પંડયાજી પણ આજે તેમને ત્યાં બીજા યાત્રીઓ આવેલા હોવાથી અત્રેથીજ ડીમરીઓને પૈસા આપી. અમારા દેખતાંજ પ્રસાદ લઈ ગયા હતા, અને પહેલે દીવસે અમારે માટે પણ આજ પ્રમાણે પૈસા આપી પ્રસાદ લાવેલા હતા. અત્રે હંમેશાં બેથી પાંચ વાગ્યાની અંદર ભોગ ધરાયા બાદ સર્વેને પ્રસાદ મળે છે. બ્રાહ્મણ, સાધુ, ને ભિક્ષુકોને જમાડવા હોય તો. અત્રેથી પ્રસાદ લઈ જમાડી શકાય છે, અને તેઓ, આપણી નજર આગળ મંદિરના ચોકમાં પ્રસાદ લઈ જમે છે, વિશેષ જમાડવાની ઇચ્છા હોય છે તો સાધુ સંતોને બજારમાંથી તૈયાર પુરી શાક વિગેરે પણ અપાવી શકાય છે; આજે અમોએ ગોરના માણસોને શિરાપુરીનું જમણ આપ્યું હતું, એટલે જેઓને રસોઇ કરાવી બ્રાહ્મણોને જમાડવાની ઈચ્છા હોય તો તે પણ અત્રે બની શકે છે—

જ્યારે આજે બધાને સીધુ અપાવ્યું ત્યારે અમારી સાથેના બન્ને સાધુઓને પણ સીધું અપાવતાં, તેમાંનો જે નારાયણદત્ત હતો તેણે લીધુ પણ બ્રાહ્મણ રામતરંફલ નામે હતો તેણે સીધું લેવાની ના પાડી, અને કહ્યું કે અત્યાર સુધી મેં તમારૂં જે અન્ન ખાધું છે તે ભલે ખાધું, પરંતુ આવા પવિત્ર બદ્રીનારાયણ ક્ષેત્રના ધામમાં હું પણ જાત્રા કરવા આવેલો હોવાથી જ્યાં સુધી આ ક્ષેત્રમાં રહીશ ત્યાં સુધી હું તમારૂં અન્ન લઈશ

નહી. અત્રેથી નીકળ્યા બાદ જે આપશો. તે ગ્રહણ કરીશ. તેને ઘણોએ સમજાવ્યો પણ તેણે સ્પષ્ટ નાજ કહી, અમારી મતલબ એ હતી કે આવા પવિત્ર તીર્થમાં યમુનોત્રીથી માંડીને અમારી સાથેજ રહેલો, અને તીર્થ પર શ્રદ્ધા રાખી. તીર્થ કરવાને માટેજ આવેલો છે એવો આ બ્રાહ્મણ જો અમારાથી આજ તીર્થમાં જમાડી શકાય તો અત્રેના સેંકડો બ્રાહ્મણ જમ્યા કરતાં આ એકજ બ્રાહ્મણ જમાડવાથી અનંત ગણું ફળ મેળવી શકાય અને એ આશાથી તેને ઘણોજ આગ્રહ કર્યો, પરંતુ તેમાં અમે બીલકુલ ફાવ્યા નહીં.

આજે બજારમાંથી ફોટા, કલમો, ચોપડીઓ, વીગેરે ખરીદ્યું હતું. આજે **બ્રહ્મકપાલી** ઉપર શ્રાદ્ધ કરાવી યથાશક્તિ ભોજન કરાવીને, દાન દક્ષિણા આપી હતી. અત્રે બ્રહ્મકપાલી પર પિંડ દાનજ થઈ શકે છે, તેથી તે સ્થળથી પિંડ લઇ ત્યાંના ઘાટમાં થોડાં પગથીયાં ઉતરતાં એક ચોતરા પર બીજો બ્રાહ્મણ તર્પણ કરાવવા બેઠેલો હતો, અને તે ચોતરાને **બ્રહ્મવેદી** કહે છે, પિંડદાન કરવાનું માહાત્મ્ય જેમ બ્રહ્મકપાલી, ઉપર કહ્યું છે તેમ તર્પણ કરવાનું માહાત્મ્ય આ બ્રહ્મવેદી ઉપર કહેલુ છે. ત્યાં તર્પણ કરાવનાર બ્રાહ્મણને યથાશક્તિ ભોજન દક્ષિણા આપતાં, તેણે આજ્ઞા કરી કે આ સર્વે પિંડો તમે ગંગામાં લઇ જઇ પધરાવો, અને પધરાવતાં બોલવું કે અમોએ જે જે મનુષ્યોનું નામ દઈ અત્રે પિંડદાન અને તર્પણ કર્યું છે તે તે મનુષ્યની સદ્ગતિ થઇ તેમનો મોક્ષ થજો! ત્યાંથી તેના તેજ ઘાટમાં ૧૦ પગથીયાં નીચે ઉતારી ગંગાના જળમાં જઈ પંડયાના કહેવા પ્રમાણે બોલી સર્વે પિંડોને જળમાં પધરાવી દીધા. આ ઘાટ ને **બ્રહ્મઘાટ**ને ત્યાં અલકનંદાના જળને પિંડ પધરાવવાનાં ઠેકાણાને **બ્રહ્મકુંડ** કહે છે. ત્યારબાદ, ગંગાજીને નમસ્કાર કરી; તેમની સ્તુતિ કરી, ગંગાસ્નાન કરી, વસ્ત્રો બદલી અમો મુકામપર આવ્યા.

ત્રીજે દિવસે સવારમાં વહેલા ઉઠી, તપ્તકુંડમાં સ્નાન કરી,

છ ના સુમારે અમો મંદિરમાં સભામંડપની અંદર પ્રવેશ કરી, જયવિજય છડીદારવાળા દ્વાર આગળ દ્વાર ખુલતાં પહેલાં હાજર થયાં. થોડો વખત થતાં ત્યાં આગળ દેવલનાં દ્વાર ખોલવાને માટે રાવલ સિવાયના બીજા ત્રણ અધિકારીઓ, કે જેની પાસે દ્વાર ખોલવાની ચાવીઓ રહી શકે છે, તે ત્રણે જણ હાજર થયા. દ્વાર બંધ કરતી વખતે હંમેશાં તે ત્રણે અધિકારીઓ પોતપોતાનાં તાળાં લગાવે છે. દેવલના દ્વારમાં મનુષ્યપૂર ઉંચાઇએ બારણામાં બે ઇંચના ઘેરાવાની ગોળાઈનું બાકું છે. ચાવીવાળા આવનાર ત્રણે અધિકારીઓ એક પછી એક તે બાકામાંથી દેવની અંદરનું દ્રવ્ય અને શણગારની વસ્તુઓ વિગેરે બરાબર છે કે નહીં તેની સહીસલામતી વિશેનો તે ત્રણેનો એક મત થતાં, તેઓ પોતપોતાનાં તાળાંઓ ખોલે છે, ત્યારબાદ તે ત્રણે પૂજારીઓ અંદર દાખલ થાય છે, પરંતુ યાત્રીને તે વખતે અંદર જવા દેતા નથી. પુજારીઓ અંદર દાખલ થઈ, પૂજનનાં પાત્રો વિગેરેની સ્વચ્છતા કરી, જોઈતો સર્વે સામાન, વસ્ત્રાલંકારો, વિગેરે, પૂજા કરવાની સર્વે તૈયારી કરી રાખે છે, ત્યારબાદ ત્રણ જલગરીઆઓ સ્નાન કરી શુદ્ધ થઈ અલકનંદાગંગામાં જઈ શુદ્ધ પણે કોઇનો પણ સ્પર્શ કર્યા સિવાય જળની ગાગરો ભરી લાવી મંદિરમાં આવતાં, ત્યાં થએલી ભીડના મનુષ્યોને દૂર કરી, જળ અંદર મૂકી આવે છે. તે પછી લગભગ ૭ વાગ્યાના સુમારે રાવળ શ્રી સ્નાનાદિકથી શુદ્ધ થઇ નારાયણનું પૂજન કરવા માટે આવે છે. રાવળશ્રી આવતાં અમોએ તેમને નમસ્કાર કરી અમારા તરફથી લાવેલો પુજાપો ભગવાનને અર્પણ કરી પુજાના ઉપયોગમાં લેશો એવી વિનંતિ કરતાં તેમણે હા કહ્યું, અને ત્યારબાદ દરેક પુજારીઓને અમોએ રાજી કરવા કહ્યું હતું તેથી અમોને પ્રથમ દેવલમાં દાખલ કર્યા અને રાવળશ્રીએ નારાયણને સ્નાનવિધિ કરાવવા માટે તેમના વસ્ત્રાલંકારો ઉતાર્યા કે પુજારીએ કેશરને લસોટી તૈયાર રાખ્યું હતું તે જલગરીયાના લાવેલા શુદ્ધ જળમાં મેળવી રાવળશ્રીને આપતાં તેઓએ જલ-

ગરીયાઓના લાવેલ જળથી પ્રભુને કેશર સ્નાન કરાવ્યું. આ વખતે અમોને નારાયણના દિગંબર સ્વરૂપનાં નિર્વાણ દર્શન થયાં જેથી મનમાં અત્યંત આનંદ ઉત્પન્ન થયો. ત્યારબાદ અમોએ ચંદન, કેશર, અત્તર, અને બીજો પુજાપો, તેમજ ત્યાં ઉત્પન્ન થતી વનતુળસીની માળાઓ પુજારીને આપતાં સર્વે પુજાપો એક ચાંદીના થાળમાં પુજારીએ ગોઠવી, રાવળશ્રીની આગળ મૂકી દીધો. એટલે રાવળશ્રીએ અમારા દેખતાંજ શીશીનુ બધું અત્તર પોતાના હાથમાં લેઈ, નારાયણના શરીરે પોતાના હાથે મર્દન કરી, સર્વાંગે લેપન કર્યું. આ વખતે અમારા હૃદયના આનંદના ઉભરાનો પાર રહ્યો નહીં, અને આનંદસાગરમાં તરતા હોઇએ તેમજ અમોને અનુભવ થવા લાગ્યો. પ્રભુનાં દર્શન કરતાં અમારૂં હૃદય ગદ્ગદિત થઇ નેત્રોમાંથી હર્ષાશ્રુ ટપકવા લાગ્યાં. ત્યાં રાવળશ્રીએ ચંદન પણ ચર્ચ્યું અને અર્પણ કરવા ઉ ધોતીયું પુજારીને આપતાં તે વસ્ત્ર ફક્ત તેમના નજીકમાંજ મૂકી દીધુ. પછી વસ્ત્રાલંકારોથી ભગવાનને અલંકૃત કરી ત્યાં ઉત્પન્ન થતી વનતુળસીની માળાઓ ભગવાનને અર્પણ કરી જેથી અત્યંત શ્રદ્ધા ભક્તિથી અમારી જીંદગીનો ફેરો સફળ થયો માની અંતરની સપ્રેમ ઉર્મિઓથી ભગવાનને વારંવાર નમસ્કાર કરી દર્શન કર્યાં. અમો ત્રણ દિવસથી દર્શન કરતા હતા પરંતુ સ્થિર મને ત્યાં વિશેષ ઉભા રહી, સંપુર્ણ દર્શન કરવાની તકતો આજેજ મળી હતી. ત્યારબાદ અમો સર્વેએ યથાશક્તિ ભેટ દક્ષિણા અર્પણ કરી, એટલુંજ નહીં, પણ જેણે જેણે દેશમાંથી નારાયણને અર્પણ કરવાને માટે જે રોકડ નાણું અમોને આપ્યું હતું તે બધી રકમ અમોએ આપનારનાં નામો લઇ નારાયણને અર્પણ કરી દીધી, ને સગાસ્નેહી સર્વેને આજે અમે દર્શન કરતાં યાદ કર્યાં હતાં આવખતે જાણે અમારાં સર્વ કષ્ટો, સર્વ સંકટો, અને સર્વ પાપો, તદ્દન અદશ્ય થઈ ગયાં હોય, અને અમારી તદાકારવૃત્તિ થઈ ગઇ હોય અને અમો જાણે ભગવત સ્વરૂપજ થયાં હોઈયે તેવો

અનુભવ થવા લાગ્યો, હજુ તો દર્શન કરતાં મન તૃપ્તિ પામ્યું ન હતું એટલામાં પુજારીએ અમોને કહ્યું કે તમો આજે વિધિ સહિત દર્શન કરી ચૂકયા છો, અને તમારી યાત્રા સફળ થઈ છે, એમ કહી અંદરના બીજા નરનારાયણ વિગેરે દેવોને આંગળીથી બતાવી, તે સર્વેનાં જૂદાં જૂદાં દર્શન અમોને કરાવી, જવાને માટે સૂચના કરી તેથી અમારે ન છુટકે વારંવાર પ્રભુનાં દર્શન કરી, **બદ્રીબીશાલલાલકીજય**ના શબ્દોચ્ચારનો ઘોષ કરી, ત્યાંની અખંડ **દીપકજ્યોતિ**ને નમસ્કાર કરી, પુજારીઓ છડીદારો, દ્વારપાલો, વિગેરેને યથાશક્તિ બક્ષિસ આપી; સંતોષી, અમો સર્વે બહાર આવી ચોકમાંનાં **લક્ષ્મીજી** વિગેરે સર્વે દેવોનાં સપ્રેમ દર્શન કરી, ભેટ દક્ષિણા સમર્પણ કરી, દેવળની પાંચ પ્રદક્ષિણાઓ કર્યાબાદ, દેવળના શિખર અને ધ્વજાનાં દર્શન કરી, થોડીવાર વિશ્રાંતિ લઈ, મુકામે ગયા, જ્યારે સ્ત્રીવર્ગ દેવળની ૧૦૮ પરિક્રમા કરવા માટે ત્યાં રહ્યો, અને પરિક્રમા પુરી કર્યા બાદ તેઓ પણ મુકામે આવ્યાં. દેવળથી થોડે દુર એક ગોકુલીયા ગોસાઇજીનું પણ નાનું મંદીર છે.

## રાવળશ્રીની ઓફીસ ને અટકાભોગની બાબત.

નારાયણના દેવલની બહાર સાંમેજ, તપ્તકુંડે જવાનાં પગથીયાં ઉતરતાં ડાબી બાજુએ, નારાયણની આવકજાવક વિગેરેનો હિસાબ રાખવાની તથા યાત્રિઓ અટકા ભોગ કરાવે તેની નોંધ, તથા તેઓને આપવાનો પ્રસાદ, ને તેની ચિઠ્ઠી, વિગેરે મંદિરને લગતા દરેક કામ કરવાની અત્રે ઓફીસ છે, આ ઓફીસમાં જમણા હાથ તરફ એક બે હાથ સમચોરસ ને વેંત ઉંચી ગાદી બનાવેલી છે. તે ગાદી ઉપર મખમલનો ગાલીચો પાથરેલો છે, ને તેના મધ્યે શ્રીબદ્રિનારાયણની મનુષ્યાકૃતિની ચર્તુભુજ ચાંદીની ભોગમૂર્તિનાં દર્શન છે, ને ત્યાં એક હાથ ઉંચું ચાંદીનુ ત્રિશૂળ પણ છે, તેની બાજુમાં મુખ્યાધિકારી રાવળશ્રી ૧૦૮ ની એક ઉંચા આસનપર તકીયા સહિત મખમલની ગાદી છે, ત્યાં તેઓશ્રી ઑફીસમાં આવે ત્યારે બિરાજે છે, તેઓશ્રી જ્યારે ઓફીસમાં પધારે છે ત્યારે

તેમના માનની ખાતર ઓફીસના હરેક અધિકારી ને યાત્રિયો ઉભા થઈ તેમને પ્રણામ કરે છે, ને રાવળશ્રી જ્યારે ગાદી પર બિરાજે છે તે પછી બીજા સર્વે બેસે છે. તે વખતે તેમની સેવામાં છડીદાર, ચમર ઢોળનાર, ને પંખો કરનાર પણ હાજર રહે છે, તે વખતે રાવળશ્રીનો ઠાઠ એક ઉચ્ચ ઓદ્ધાના અમલદાર જેવો જણાય છે.

**ભોગ ધરાવવા બાબત** અધિકારીઓ એક રૂપીયાથી ગમે તેટલા પૈસા ભોગ માટે આપવાથી, ફક્ત તેજ દિવસે, એકજ વખતમાં આપેલા પૈસાના પ્રમાણમાં નારાયણના નૈવેદ્યમાં વધારો કરે છે, ને ભોગ ધરાવનાર માણસ તરફનાં જેટલાં માણસ હોય તેટલાની યાત્રીના કહેવા પ્રમાણે ચીઠ્ઠી આપે છે. સાંઝે ભોગ ધરાઈ રહ્યા બાદ આપણે ગોર માર્ફત, અથવા આપણે વાસણ લઈ જઈ ચીઠ્ઠી બતાવીએ એટલે તેટલા માણસની ભાત દાળના પ્રસાદની રસોઈ રસોડેથી મળે છે. જો ભોગ માટે યાત્રિએ વધારે પૈસા આપ્યા હોય ને તેના માણસોની સંખ્યા થોડી હોય તો દાળ ભાતની સાથે કેશરી ભાત, તથા પકોડાં કે મગજનો લાડું પણ મળે છે. તે ભોગ ધરાવ્યો કહેવાય છે નેતે યાત્રિને આપેલી ચીઠ્ઠી પ્રસાદ લેતી વખતે પાછી આપી દેવી પડે છે.

**અટકો કરવા બાબત** યાત્રિઓ ઓછામાં ઓછા ૨૫) રૂપીઆ કે તેથી ગમે તેટલી વધારે રકમ અટકાવમાં આપી શકે છે, તે યાત્રિના નામે, તેણે આપેલા પૈસાના પ્રમાણમાં, હંમેશાં રૂપીઆના વ્યાજમાંથી, ભાત રાંધી નારાયણને ધરાવે છે, તે યાત્રિને ઑફીસના સહી સિક્કા સાથેના જેટલા રૂપીઆ આપ્યા હોય તેટલાની પહોંચ આપે છે, ને તે પોહોચ યાત્રિ પોતાને દેશ લઈ જાય છે, તેને ઑફીસમાંથી સહેજ પ્રસાદજ આપે છે, પરંતુ તેને રશોડેથી પ્રસાદ અપાતો નથી.

**ગાદી ભેટ**—તેમજ ચાર આનાની, અગર તેથી ગમે તેટલી, વધારે રકમ રાવળશ્રીની ગાદીને ભેટ ધરાવાથી રકમના પ્રમા-

ણમાં ચંદન, પુષ્પ, ને ઉપર્ણાનું વસ્ત્ર યાત્રિને પ્રસાદી તરીકે મળે છે, ને તે ગાદી આગળ મૂકેલી ભેટ સ્વીકારવાનો હક્ક ખુદ, રાવળશ્રીનોજ છે. ભોગનો પ્રસાદ જોઇતો હોય તો તેને માટે જૂદા પૈસા આપવા પડે છે, અથવા ભોગ ધરાવી રહ્યા પછી પૂજા સેવા વિગેરેનાં કામમાં નિમાએલા બ્રાહ્મણો કે જેમને **ડીમરી** કહે છે અને જેમને નારાયણનો પ્રસાદ પૂજારીના અધિકાર પ્રમાણે જે નિયમિત મળે છે તેમને, પૈસા આપી પ્રસાદ લઈ શકાય છે. આ અટકા ભોગ માટે યાત્રિઓ ઉપર કોઇ પણ જાતનું દબાણ નથી, પોતાની મરજીથી જે કાંઇ કરવું હોય તે કરી શકાય છે. અમોએ અટકો ભોગ અત્રે અર્પણ કરેલો હોવાથી આઠ માણસના પ્રસાદની ચીઠ્ઠી લીધી હતી. તે સાંજે પંડયાજી ચીઠ્ઠી લઈ જઇ પ્રસાદ લાવ્યા હતા, જે અમો આઠ માણસ જમ્યા ઉપરાંત વધારાનો પ્રસાદ જેપાની અને બોજા વાળાઓને વહેંચી આપ્યો હતો.

---

## દશ્ય ૧૫ મું.

### જગદ્ગુરૂ આદ્યશંકરાચાર્ય ને રાવળશ્રી ૧૦૮.



મુનોત્રિ, ગંગોત્રિ, કેદાર, ને બદ્રીનારાયણ, એ ચારે સ્થળોનો પુનરૂદ્ધાર કરનાર, જગદ્ગુરૂ ભગવાન શ્રીઆદ્યશંકરાચાર્યજ છે. તેનો ઉદ્ધાર કરવાને શંકરાચાર્ય હિમાલય પ્રદેશમાં આવ્યા, પરંતુ ત્યાં મુખ્યનારાયણની મૂર્તિ જોઇ નહિં તેથી પોતાનું મન અતિ ખિન્ન થયું, અને પોતે એકાંત જગ્યાએ તેમનુંજ ધ્યાન ધરીને બેઠા ત્યાર પછી સ્કંદ પુરાણમાં, કેદાર ખંડસ્થ બદ્રી માહાત્મ્યમાં, શ્રીનારાયણનું નારદ પ્રત્યે જે વચન છે તે યાદ આવ્યું, તે વચન નીચે પ્રમાણે છે.

मूर्तयः सन्ति पंचाशत् कुंडे नारद संज्ञके ॥
युगे युगे ममांशाश्च हरांशश्चैव शंकरः ॥
उद्धरिष्यति मे मूर्ति स्तावकीन हृदाक्रमात् ॥

ભાવાર્થઃ—હે નારદ ! બદ્રીક્ષેત્રમાં અલકનંદા ગંગામાં તમારા (નારદના) નામનો એક કુંડ છે. તેમાં મારા અંશભૂત એવી પચાસ મૂર્તિઓ યુગાનુયુગ છે. જ્યારે શંકરાચાર્ય નામના શિવના અંશ પેદા થશે ત્યારે તેમારી મૂર્તિને એકુંડના જલમાંથી બહાર કાઢી તેનું સ્થાપન કરશે. આ વચનનું સ્મરણ થતાં શ્રી શંકરાચાર્યે ધ્યાનયોગનું વિસર્જન કરી અલકનંદા ગંગામાં આવેલા નારદકુંડમાં ડુબકી મારતાં તેના તળીએથી જે મૂર્તિ પોતાના હાથમાં પ્રથમ આવી તેને બહાર કાઢી.

તેમજ ગુજરાતી વિચારસાગરના ૫ મા તરંગને ૩૩૮ મે પાને ઉપલા મતને મલતું પ્રમાણ પણ છે.

### વિચારસાગરનો હિંદુસ્તાની દુહો.

કલિ મેં વેદ અર્થ બહુ કરહિ, શ્રીશંકરશિવ તબ અવતરહિ,
બુદ્ધ, જૈનમત મૂલ ઉખારે, ગંગા તેં પ્રભુ મૂર્તિ નિકાલે.

### વિચારસાગરનો ગુજરાતી દુહો.

કલિમાં વેદ અર્થ બહુ કરશે, શ્રીશંકરશિવ તદા અવતરસે,
જૈન બુદ્ધમત મૂલ ઉખાડે, ગંગાથી પ્રભુ મૂર્તિ કહાડે.

ભાવાર્થ--વ્યાસ ભગવાને પુરાણમાં કહ્યું છે કે જ્યારે કલિકાળમાં વેદના અર્થ લોકો ઘણા પ્રકારના જુદા જુદા કરશે ત્યારે કૃપાળુ શિવ, શંકર નામ ધારણ કરીને અવતાર લેશે, અને બદ્રીનારાયણની મૂર્તિનો દેવ નદી (અલકનંદા[1]) ગંગામાંથી ઉદ્ધાર કરશે, અને જૈન, બુદ્ધમતનુ ખંડન કરીને વેદનુ યથાર્થ વ્યાખ્યાન કરશે.

તેમજ આદ્ય શંકરાચાર્ય માટે વેદ વ્યાસજીની ભવિષ્ય વાણીના શ્લોક નીચે મુજબ છેઃ-

कलौ रुद्रो महादेवो लोकाना मीश्वरःपरः ।
कराष्य त्यवतारं त्वं शंकरो नील लोहितः ॥

---

૧ પ્રથમ નારદકુંડમાંથી મૂર્તિ કહાડવાનું કહ્યું છે, ને બીજી વખત અલકનંદાગંગામાંથી કહાડવાનું કહ્યું છે, તો તે બંન્ને વાત ખરી છે એમ જાણવું કારણકે નારદકુંડ કંઇ જુદો નથી, તે અલકનંદા ગંગાના જળમાંજ છે તેથી બંન્ને વચન ખરાં જાણવાં.

श्रौत स्मार्त प्रतिष्ठार्थं भक्तानांहित काम्यया ।
उपदेक्ष्यति तज्ज्ञानं शिष्याणां ब्रह्म संमितम् ॥
सर्व वेदान्त सारंच धर्मान्वेद निदर्शनान् ॥

ભાવાર્થ:–કળિયુગમાં શંકરનો શંકરાચાર્ય રૂપે અવતાર થશે ને તેઓ શ્રૌતસ્માર્ત ધર્મનું સ્થાપન ભકતોનાં હિતને માટે કરશે. પોતાના શિષ્યોને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપશે, ને વેદાન્તનો અદ્વૈતમત પ્રતિપાદન કરશે.

કહે છે કે જ્યારે શંકરાચાર્યના હાથમાં મૂર્તિ આવી ત્યારે તેમાંના અવયવો સ્પષ્ટ નહોતા તેથી મૂર્તિને તેજ જળમાં પધરાવી દીધી, અને ચોવીસ વખત ડુબકીઓ મારી તો પણ તેની તેજ મૂર્તિ વારે વારે હાથમાં આવી. છેવટે આકાશવાણી થઈ કેહે શંકર, તમે આ મૂર્તિનુંજ સ્થાપન કરો, તેથી તરતજ શંકરાચાર્યે મંદિર બંધાવ્યું અને મોટા સમારંભથી વિધિપૂર્વક તે મૂર્તિનું તે દેવળમાં સ્થાપન કર્યું અને પોતાના પૂર્વાશ્રમના સ્વજાતિય બ્રાહ્મણોને પૂજા, નૈવેદ્ય ઈત્યાદિક કરવા માટે નીમી દેવકાર્યની સર્વ વ્યવસ્થાનો ક્રમ ચાલુ કર્યો. નારાયણની પૂજા આચાર્યજીની જ્ઞાતિના નીંબોરી કે નંબુરી ( નંબુદ્રી ) બ્રાહ્મણુજ અદ્યાપિ પર્યંત કરે છે.

## રાવળશ્રી ૧૦૮ બાબત.

નારાયણની પુજા કરનારને ત્યાં લોકો રાવળ કહે છે, અને તેમનું મોટું માન રાખે છે. દેવનો સ્પર્ષ ને પૂજન ને વસ્રાલંકારો ધરાવવા વિગેરે રાવળશ્રી ૧૦૮ જ કરી શકે છે. અને તેઓશ્રી અત્રેના મુખ્યાધિકારી ગણાય છે. બીજા કોઇથી સ્પર્ષ પૂજા થઈ શકતી નથી પરંતુ તેઓ શ્રીમાનના હાથ નીચે પૂજન કરતી વખતે તેમને મદદ કરવા માટે ત્રણ ચાર બીજા પૂજારીઓ, નારાયણના વસ્રાલંકાર, આભૂષણો, પૂજનનું દ્રવ્ય, સ્નાનાદિક માટેનું જળ, વિગેરે રાવળમહોદયને આપવા માંટે હાજર રહેલા હોય છે. છતાં રાવળ સિવાયના બીજા કોઇ પણ પૂજારીને નારાયણવાળા ખંડમાં નારાયણ સહિત ત્યાં બિરાજેલા બીજા દેવોની મૂર્તિઓને પણ સ્પર્ષ કરવાનો બીલકુલ હક નથી.

દેવપૂજન અને બીજા પણ સર્વે અધિકારો ને સત્તા તેઓશ્રીનેજ સોંપેલી હોય છે. આ નિયમ પરંપરાથી ચાલતો આવ્યો છે. પૂજા કરનાર રાવલ લગ્ન કરતા નથી, એ બ્રહ્મચારી હોય છે. તે જ્ઞાતિના બ્રાહ્મણુ બદરી નારાયણુના રાવળનો અધિકાર મેળવવા માટે લગ્ન નહિ કરતાં ત્યાં જઈને કેટલાક રહે છે. પ્રથમના રાવળના મરણુ બાદ ટીહરીનરેશ ને ત્યાંની મંડળી બીજા બ્રહ્મચારીને પરીક્ષા કરી રાવળની પદવી આપે છે. રાવળનો અધિકાર દેવની પૂજા સેવા કરવાનો છે. એટલુંજ નહિ પણુ જોશીમઠના દેવોની પૂજા વિગેરેનો સર્વે અધિકાર પણુ તેમનોજ છે. વિશેષે કરીને ખુદ રાવળશ્રીનું ઘણું માન હોવાનું કારણુ વળી એ છે જે, આ પવિત્ર ક્ષેત્રમાં નિવાસ કરી ભગવાનની પૂજાનો તેમને અધિકાર હોવાથી તેમને સાક્ષાત્ ભગવાન તુલ્ય ગણુવામાં આવે છે, તેમજ તે વેદાદિકના અભ્યાસથી વિદ્વાન પણુ હોય છે. તેઓ દેવળ બનાવી મૂર્તિનું સ્થાપન કરનાર આદ્યશંકરાચાર્યની જ્ઞાતિના હોય છે, અને મૂર્તિનું પૂજન કરવા પોતાની જ્ઞાતિના માણુસનેજ નીમવો એવી આદ્યશંકરચાર્યની આજ્ઞાને અનુસરી રાજ્ય તરફથી પણુ તેમની જ્ઞાતિના માણુસનેજ આ અધિકાર આપવામાં આવે છે, તેમજ આદ્યશંકરાચાર્યની આ જ્યોતિર્મઠની ગાદી ઉપર હાલ કોઈ શંકરાચાર્ય નહિં હોવાથી, બદ્રીનારાયણુની ગાદી અને જ્યોતિર્મઠના શંકરાચાર્યની ગાદીનો અધિકાર તે રાવળશ્રીનાજ અધિકારમાં છે, એટલે આ મઠના મઠાધિશ્વર શંકરાચાર્ય તરીકે પણુ હાલ તેમનેજ માનવા યોગ્ય છે. આ ઉપલા દરેક અધિકાર પરમદૈવી અંશ સિવાયના પ્રાકૃત મનુષ્યને મળવા તદ્દન અશક્ય છે. તેમણે બ્રહ્મકુલો ઉત્પન્ન થઇ આ દરેક અધિકાર પ્રાપ્ત કરેલા હોવાથી તેમને ઈશ્વર તુલ્ય માનવામાં કાંઈ પણુ અતિશયોક્તિ જેવું નથી, માટે ભગવાનનાં દર્શન સાથે તેમનાં પણુ ચરણુ કમળોમાં પ્રણામ કરી, વસ્ત્રાભુષણુ, ભેટ વિગેરે અર્પણુ કરી, તેમને સંતોષી, તેમનો આશીર્વાદ મેળવવાથી

યાત્રિઓ મનવાંચ્છિત ફળ મેળવી શકે છે.

રાવલને રહેવાની જગ્યા ઘણી સારી બાંધેલી છે. ફક્ત વિષય સુખ વિના સર્વે ઉત્તમભોગ પદાર્થના સર્વ ઉપભોગો એક મોટા શ્રીમંતની પેઠે તેઓ ભોગવે છે.* નારાયણની સંસ્થાના સર્વે અધિકાર તેમનીજ પાસે હોવાથી તેમની આજ્ઞા પ્રમાણેજ સર્વે વ્યવસ્થા ચાલે છે, ને નારાયણની પૂજા, ભોગ વિગેરેના ખર્ચ માટે શંકરાચાર્યના સ્થાપેલા ટીહરીનરેશ તરફથી દર વર્ષે સારૂ સાલીયાણું (વર્ષાસન) મળે છે, અને યાત્રિઓ તરફથી આવેલી ઉપજ પણ રાજ્યના નીમેલા અધિકારી પાસેજ રહે છે આચાર્ય, મેનેજર, કારકુન, મહેતાઓ, સિપાઈઓ, છડીદારો, દ્વારપાલો, અર્ચકો, ડીમરીયો ભંડાર રક્ષકો, પાણી ભરનારા જલગરીઆ, વિગેરે ઘણા અધિકારીઓ, નોકરો વિગેરે દેવકાર્ય માટે નિમેલા છે તેઓ પોતપોતાનું નિયમિત કાર્ય બજાવે જાય છે. તે સર્વેપર, તથા દેવનું દ્રવ્ય, શણગારના દાગીના, વસ્ત્રો, ઝવેરાત, વિગેરે પરનો સર્વ અધિકાર રાવલની પાસે રહે છે.

બદ્રીનારાયણના રાવલ, દક્ષિણ દેશના ત્રિબાકુર, તાંજોર, કે ત્રાવણકોરના રહીશ હોય છે, ત્યાંના રાજાની મારફતે ટીહરી રાજ્ય તરફથી તેમને બોલાવવામાં આવે છે. તે વિદ્વાનને બ્રહ્મચારી, વગર પરણેલા બ્રાહ્મણને મોકલી આપે છે, તેમને જ બોલાવવાનું કારણ એ છે કે શ્રીનારાયણની મૂર્તિની સ્થાપના કરી દેવળ બંધાવનાર જગદ્ગુરૂ શ્રીઆદ્યશંકરાચાર્ય છે, તેમજ અત્રેના રાજાને પણ અત્રેનું રાજ્ય સોંપનાર પણ ભગવાન્ શંકરાચાર્ય છે, તેથી અધ્યાપિ પર્યંત રાજા પણ શ્રીશંકરાર્યની નિબોરી બ્રાહ્મણની જ્ઞાતિના માણસનેજ અત્રેની સર્વે વ્યવસ્થા ઉપરાંત, મૂર્તિનો સ્પર્શ કરી પુજા વિગેરે કરવાનો સર્વે હક્ક આપે

* કેટલાકનું કહેવું એવું છે કે પાહાડી લોકો પોતાની કાંઇ મનની ઇચ્છા પુરી થાય એટલે નારાયણને પોતાની પુત્રીઓ અર્પણ કરવાનો રીવાજ છે તે અર્પણ થયેલી સ્ત્રીઓ જ રાવળશ્રીની સ્ત્રીયો કહેવાય છે, પણ તે વાત અમારી જાણમાં નથી.

છે આ પ્રમાણે શંકરાચાર્યે જ્યારે મૂર્તિની સ્થાપના કરી ત્યારથીજ એવી પરંપરા ચાલતી આવેલી છે, હાલમાં અત્રે બે રાવલ છે, કારણ કે પ્રથમના રાવલશ્રી ૧૦૮ ઘણા વૃદ્ધ થયેલા હોવાથી નારાયણની સેવા પૂજા કરવાને ઘણા અશક્ત થયેલા છે તેથી બીજા નવા રાવલને દક્ષિણથી બોલાવી તેમના હાથ નીચે નિમેલા છે, વૃદ્ધ રાવળને દર માસે બસો રૂપીયાની નિમણુક બાંધી આપેલી છે, જ્યારે નવા રાવળને હાલમાં સો રૂપીયા માસીક મલે છે, વૃદ્ધ રાવળ અશક્ત છે, ને નવા રાવળ અણુવાકેફગાર છે, જેથી હાલમાં મંદિરની વ્યવસ્થા ટીહરી રાજ્ય તરફથી નિમેલા મેનેજર ચલાવે છે.

વૃદ્ધ રાવળની હૈયાતી બાદ નવા રાવળશ્રીને માસીક બસો રૂપીયા મલશે અને કુલ સત્તા તેમના હાથમાં આવશે.

અત્રે પ્રથમ રાજ્ય કોનું હતું તેની તપાસ કરતાં, પાંડવો સ્વર્ગારોહણ ગયા તે પછી કોઈ યોગી મહાત્મા કે સાધુસંત સિવાય અત્રે કોઈપણ આ પહાડી પ્રદેશમાં આવતું નહોતું. તે વખતે આ પ્રદેશ ઘણે ભાગે ઉજ્જડ જેવો હતો, સર્વત્ર ઝાડીજ હતી. જવાનો સારો રસ્તો પણ નહોતો. તે પછી જ્યારે શંકરાચાર્યનો અવતાર થયો, અને તે જ્યારે આ પ્રદેશમાં આવ્યા ત્યારે તેમણે યમુનોત્તરી, ગંગોત્રી; કેદાર, અને બદ્રીનારાયણ, આ ચારે સ્થળોનો ઉદ્ધાર કર્યો, એટલે એ સ્થળોએ ઝાડોને કાપીને સાફ રસ્તો કર્યો, જ્યાં જ્યાં નદી ઉતરવાના રસ્તા નહોતા ત્યાં ત્યાં ઝુલા બંધાવ્યા, રસ્તામાં જ્યાં જ્યાં પાણી નહોતું ત્યાં ત્યાં પોતાના તપોબલથી પાણી ઉત્પન્ન કર્યું, અને એ પ્રમાણે પોતે યાત્રીઓને સુગમ રસ્તો કરી આપ્યો હરિદ્વારથી માંડીને આ ચારે સ્થલના પ્રદેશમાં આદ્યશંકરાચાર્યે એકંદરે ૧૪૦૦ શિવ, વિષ્ણુ વિગેરેનાં મંદિરો બંધાવ્યાં હતાં. તે મંદિરો પૈકીનાં કેટલાંક હાલ પડતહાલતમાં, કેટલાંક પડી ગએલાં, ને કેટલાંક હાલ પણ કાયમ જ છે. તેમાંનાં કેટલાંક દેવાલયોમાં આચાર્યશ્રીની મૂર્તિ હજી પણ છે. આ પ્રમાણે પહાડી પ્રદેશની

શંકરાચાર્યે વ્યવસ્થા કરવાથી પહાડોમાં સર્વત્ર વસ્તી વસવા માંડી ત્યાર બાદ શ્રીશંકરાચાર્યે પોતાના ઘણા શિષ્યો પૈકી લાયક ક્ષત્રિ જાતિના એક શિષ્યને આ પહાડી પ્રદેશનું રાજ્ય સોંપી ધર્માર્થે પ્રજાનું રક્ષણ કરવાની તેને આજ્ઞા કરી. એટલે તે ક્ષત્રી રાજાએ શ્રીનગર વસાવી તેમાં પોતાની રાજધાની સ્થાપી તે રાજાએ અને તેના વંશજોએ બહુ વર્ષો પર્યંત આ પહાડી પ્રદેશનું રાજ્ય ભોગવ્યું, તે પછી હિંદુસ્થાનમાં જેમજેમ અંગ્રેજી અમલ વધતો ગયો તેમતેમ કેદાર અને બદ્રીનારાયણનો પહાડી પ્રદેશ બ્રીટીશ સરકારને તાબે ગયો જેથી અત્યારે યમુનોત્રી ને ગંગોત્રી તરફનો પ્રદેશજ તે પ્રાચીન રાજાના હાલના વંશજોની પાસે રહ્યો છે. છતાં, કેદાર ને બદ્રીનારાયણનાં દેવલોની કુલ સત્તા તો ટીહરી રાજ્યના તાબામાંજ છે.

તેમજ પ્રથમ ટીહરી રાજ્યની રાજધાનીનું શહેર શ્રીનગર હતું, પણ હાલમાં શ્રીનગર બ્રીટીશ સરકારને તાબે હોવાથી તેમણે જીલ્લાની જગ્યા કરી છે, તેથી દેશીરાજાની રાજ્યધાની શ્રીનગરને બદલે દેવપ્રયાગથી ૨૪ મૈલપર આવેલા પહાડી પ્રદેશ ટીહરીમાં સ્થાપિત કરેલી છે. રાજ્ય પણ ટીહરીનું,ને રાજા પણ ટીહરીનરેશ કહેવા છે.

## દૃશ્ય ૧૬ મું.

### દેવસ્થળ, ચોક, ચોકમાંના દેવોનાં દર્શન ને દેવળનું વર્ણન.



વળની બહારનો દેખાવ ને ચઢવાનાં પગથીઆં—આ દેવળ ગામથી ઉંચાઈની ટેકરીપર પુર્વાભિમુખે છે. ને તેનું દરેક કામ પાકા પત્થરનુંજ છે તેનીછેક બહારની બાજુની લંબાઈ દક્ષિણોત્તર આશરે ૮૫ ફુટ જેટલી છે, તે લંબાઇના મધ્યભાગે ૧૦ ફુટ જેટલાં લાંબાં

ને વેંતની પહોળાઈનાં દેવળમાં જવાનાં પગથીઆં છે. આ પગથીઆં ઉપલી ૮૫ ફુટવાળી લંબાઈની કિનારથી ૧૦ ફુટ જેટલાં દૂર પુર્વ તરફના રસ્તાથી શરૂ થાય છે, તે જયારે ૧૧ પગથીઆં ચડીએ ત્યારે ત્યાં આગળ ૮૫ ફુટની લંબાઈ દેવળની આવે એ પ્રમાણે આગળ પડતાં પગથીઆં છે. તે ૮૫ ફુટની લંબાઈના બધા બહારના ભાગને જમીનથી ત્રણ હાથ ઉંચાઈપર ભીંતથી આગળ પડતો અઢીફુટનો પથ્થર મૂકી ઝુલતો ભાગ કહાડેલો છે, તે ઝુલતા ભાગના નિચે સવાહાથના આડા પત્થર હાથ હાથને અંતરે છે, ને તેનાપર વાઘ, હાથી, રીંછ, શિયાળ, એમ જૂદી જૂદી આકૃતિઓ ઝુલતા છજા નીચે કહાડેલી છે. તેની ઉત્તરદક્ષિણ બંન્ને બાજુએ કોટની માફક ધર્મશાળાઓ સાડત્રી સાડત્રી ફુટની લંબાઈની છે, જેથી બારમા પગથીયાની બરાબર ઝુલતા છજાનો ભાગ આવે છે. ને ત્યાં આગળજ મોટો, હાથી, પુરની ઉંચાઈનો, ગોળાકાર, ને વચમાંથી મહેરાપદાર, ગોળ, ગોળ કમાનવાળો દરવાજો છે, દરવાજાથી ઉત્તરને દક્ષિણ તરફ એમ પગથીઆની બંને બાજુએ એક હાથ પહોળા ને એક હાથ લાંબા બેસવા માટે ઓટલા કહાડેલા છે. તેના ઝુલતા ભાગની નીચે નકસીદાર, ઉત્તમ કારીગરી કરેલી છે.

દરવાજાની બંન્ને બાજુ ગોખલા છે. તેમાં નીચેથી એક હાથ પછી અઢી હાથ ને ત્રણ હાથની પહોળાઇ ને ઉંચાઇના મહેરાપદાર ગોળાકાર બે મોટા ગોખ છે, ને તે મોટા ગોખો પર નાંના નાંના જાળી વાળા ગોખલા છે, તે ગોખલામાં ઉંડાઈ નથી પણ ગોળ કમાનદાર છે, ને જેટલો બહારનો ભાગ લાંબો પહોળો છે તેટલીજ પહોળી તેની અંદરની બેઠકો છે, ગોખલા ખુલ્લા છે. તેમને બારણાં નથી. તેમની ઉપરનો ભાગ તૂટી ગએલો છે, જે હાલ નવો કરવામાં આવે છે. તે પછી બે પગથીઆં ચડવાથી, પાંચ હાથ પહોળો ને ચાર હાથ લાંબો, દેવળ તરફ જતાં દરવાજાના નીચેના ભાગનો ચોક છે, દરવાજાના મધ્ય ભાગમાં નેપાલના રાજાએ આપેલો એક મોટો ઘંટ લટ-

કાવેલો છે, તે ઘંટને માણસ ઉંચો હાથ કરીને પણ વગાડી શકે તેમ નથી, તેથી ઘંટની વચ્ચેના ઘંટ વગાડવાના લઠ્ઠાની નીચે કાણું પાડી, તે લઠ્ઠામાં દોઢ ઇંચના ઘેરાવાની ગોળ કડી ભેરવેલી છે, તેમાં લાકડી ભેરવી લઠ્ઠાને ખેંચી યાત્રીઓ ઘંટ વગાડે છે, અત્રે છ હાથનો ચોક છે ને તેની બન્ને બાજુએ પ્રથમ કહેલી સાધુઓને રહેવાની ધર્મશાળાઓ છે, જે બહારથી બારણાં વગરનો ગોખ કહ્યો છે તેવા ગોખો દરવાજાની અંદરના ચોકની આજુબાજુ પણ છે, તે ચોક પૂરો થતાં પાછી દરવાજાની બીજી કમાન આવે છે, ત્યાં એક પગથીઉં ચડી કમાન પસાર કરી બીજા એક હાથના પરથાર પર જવાય છે, ને તે પછી એક પગથીઉં ચડતાં એક ત્રીજો હાથેક લાંબો પરથાર આવે છે. એ ત્રણે કમાનની, દરવાજાની બન્ને બાજુએ બેસવાની ડોઢી જેવું છે. ત્રીજા દરવાજા આગળ લાકડાનું ચોકઠું જડેલું છે. ત્યાં પણ દરવાજાની કમાન છે, તે પછી એક પગથીયું નીચે ઉતરતાં દેવળની ચારે બાજુએ ફરતો ચોક છે, તેમાં દાખલ થવાય છે.

તે ચોક, દેવળની ઉત્તર ને દક્ષિણની બન્ને બાજુ, પૂર્વ અને પશ્ચિમ સુધી, જેની લંબાઇ ૬૦ હાથની છે ને પહોળાઈ ૧૦ હાથની છે એવો દેવળની ચારે તરફ ફરતો ને વિશાળ છે. પુર્વ તરફ કોટના મધ્યભાગે દેવળમાં આવવાનું દ્વાર ને ફરતી ધર્મશાળા છે, જ્યારે દેવળની પાછળ પશ્ચિમ તરફ ફક્ત બે માથોડા જેટલો ઉંચો કોટજ ચણી લીધેલો છે. દક્ષિણમાં કોટને લગતી નવી **ભોગમંડી** લક્ષ્મીજીનું મંદિર ને હાલમાં ચાલું રસોઇ ઘર છે, જ્યારે ઉત્તર તરફ દેવકાર્યનું ભંડાર ઘર ને ઘંટા કરણનું મંદિર વિગેરે છે. એ પ્રમાણે ચારે દિશાએ જાણે બબ્બે માથોડાં ઉંચો કોટ કર્યો હોય એવા ગઢની માફકના, ચારૂ બાજુ ફરતા કિલ્લાની અંદર એ ચોક છે, ને તેના મધ્યભાગે નારાયણનું દેવળ છે.

**ચોકમાંના ગરૂડજીની મૂર્તિ**—પ્રથમ ચોકમાં બેહાથ પશ્ચિમ તરફ દૂર, ને ચોકમાં પેસવાના દ્વારથી ડાબા હાથ તરફ

એક હાથ દૂર દક્ષિણમાં ભગવાનના દેવળની સામે ચોકમાંજ આ મૂર્તિ સ્થાપન કરેલી છે, તેની ચારે બાજુ પરિક્રમા કરી શકાય તેટલી જગ્યા રાખેલી છે.

તે મૂર્તિ જમીનથી એક હાથ સમચોરસ ને ઊંચાઈના પત્થરપર છે, ને તેજ પત્થરને દરેક બાજુ ઝુલતી પટ્ટી મૂકી છે. તેના ઉપર છ આંગળના જાડા, બે હાથ લાંબા ને એક હાથ પહોળા એવા બે સફેદ પત્થર ગોઠવી, બેહાથ સમચોરસ પત્થર પર ભગવાન સામે હાથ જોડી પશ્ચિમાભિમુખે ઉભેલી શ્યામ વર્ણની, પાષાણની, બેહાથ ઉંચી મૂર્તિ છે, તેના ચરણોમાં સર્પ વિંટલાયેલો છે, અને સર્પનાં મસ્તકની ફણા ગરૂડના બે પગ વચ્ચે છે, તેથી સર્પની ફણા પણ નારાયણના સામુંજ જોઈ રહી છે એવી આ મનોહર લાગતી ગરૂડજીની ખરેખર જોવા લાયક મૂર્તિ છે.

સભામંડપમાં પેસતાં જમણી બાજુ બહાર ચોકમાં સભામંડપનીજ ભીંતસુધી પાંચ હાથ સમચોરસ ને વેંત ઉંચી એવી હવનની વેદી છે. પ્રથમ ચોકમાં દાખલ થતાં ડાબી બાજુ કોટની પુર્વ તરફની ભીંતમાં, કમ્મરપુરની ઉંચાઈએ, નકસીદાર ગોળ મહેરાપની, કમાનવાળા બે હાથના સમચોરસ ગોખલામાં, બ્રહ્માની મૂર્તિ છે. તેનાં ત્રણ મુખ જણાય છે, પણ ચોથું મુખ જણાતું નથી. અને તે કમાનની ઉપરની બાજુ, બ્રહ્માના વાહન હંસની, આઠ આંગલની લંબાઈની, આકૃતિ કાઢેલી છે. તેપછી તેવાજ મહેરાપદાર, પણ બ્રહ્મા કરતાં આઠ આંગલ ઉંચા ગોખમાં, વિષ્ણુની મૂર્તિ છે, ને તેની ઉપલી કમાનની બન્ને બાજુએ ગરૂડની મૂર્તિઓ, હંસના જેટલીજ લંબાઈની છે, ને મહેરાપની કમાનની અંદર ને વિષ્ણુના મસ્તક ઉપર, અગીઆર ફણા વાળો નાગ છે. તેની દરેક ફણાઓ એ ગોળાકાર મહેરાપની કમાનની સાથે છે, તેથી જોનારને દેદીપ્યમાન ને ચિત્તાકર્ષક લાગે છે.

તે પછી ત્રીજા એવા મહેરાપદાર ગોખમાં શંકરની મૂર્તિ છે, આ પ્રમાણે મૂર્તિઓ હાથ હાથની ઉંચાઈની પશ્ચિમાભિમુખવાળી છે. તે પછી તેજ લાઈનમાં તરતજ એક ગોખમાં સિંદૂર ચર્ચિત, સવા હાથની, હનુમાનની ગદા મૂકેલી છે. ને તે પછી તેનીજ પાસે તેજ લાઈનમાં સિંદૂર ચર્ચિત હનુમાનની મૂર્તિ, ત્રણ હાથ ઉંચી ને સવાહાથ પહોળી દક્ષીણાભિમુખે, ભીંતને અડીને ઉભેલી છે.

જ્યાં બંન્ને દિશાના ખુણા એકઠા થાય છે તે અગ્નિ ખુણાથી નૈરૂત્ય ખુણા સુધીની પૂર્વથી પશ્ચિમ તરફ ઉત્તરાભિમુખની દિશા શરૂ થાય છે ત્યાં પ્રથમ અગ્નિ ખુણામાં હાલમાં નારાયણને ભોગ ધરાવવાની નવી પાકશાળા પત્થરની બને છે તેના દ્વારની બાજુમાં ચોકમાં વેંત ઊંચોને ૬ હાથ સમચોરસ છાપરાવાળો ઓટલો છે. ત્યાંથી પશ્ચિમ તરફ તેજ દિશામાં ઘુમટવાળા સભામંડપના દક્ષિણાભિમુખના દ્વારની બરાબર સામે, ચોક પૂરો થતાં, ઉત્તરાભિમુખના દ્વારનું ૧૩ હાથ ઉંચું તે ઉપર ધ્વજાવાળું લક્ષ્મીજીનું દહેરૂં, નીચેથી પાંચ હાથ સમચોરસ છે. તેનું દ્વાર ૩ ફૂટ ઊંચું ને ૧ાા ફૂટ પહોળું છે, લક્ષ્મીજીની શ્યામવર્ણી મૂર્તિ મનુષ્ય પૂર ઊંચી દેખાય છે પણ ખરી રીતે તે એક વેંત જેવડીજ છે. તેને ત્રણ હાથની ઊંચાઈના આસનપર બેસાડેલી હોવાથી, અને ઘણાં સારાં વસ્ત્રાલંકાર પહેરાવેલાં હોવાથી મનુષ્ય પૂર જણાયછે. જગજ્જનની શ્રી માતાજી લક્ષ્મીદેવીને પણ વસ્ત્રાલંકાર ને ભેટ અર્પણ કરી, શ્રદ્ધા ભક્તિથી દર્શન કરી, કૃતાર્થ થવું. તે પછી હાલમાં જુનુ રસોઈઘર (ભોગમંડી) છે.

**ભોગમંડી કે પાકશાળાનું વર્ણન**—લક્ષ્મીજીનાં મંદિરથી પશ્ચિમ તરફ પાંચ હાથ દૂર પશ્ચિમમાં ૭ પગથીઆં ચડતાં, ઓટલો આવે છે ત્યાંથી દક્ષિણ તરફ ભોગમંડીમાં પેસવાનું દ્વાર છે. દ્વારમાં પેઠા પછી પશ્ચિમ તરફ ૨૨ હાથ લંબાઈનીને ૧૫ હાથની પહોળાઈની ચોખંડી ભોગમંડી (રસોઈ ઘર) છે. ત્યાંજ નારાયણને ધરાવવાના પ્રસાદનો દરેક ભોગ તૈયાર થાય છે.

રસોઈ બનાવવા માટે લોખંડની કાંશોના આકારના ત્રણ હાથ લાંબા ને સવા ઇંચના જાડા, સળીઆઓને, એકથી દોઢ હાથ પહોળી ૬ હાથ લાંબીને ૨ હાથ ઉંડી એવી ચર ખોદી તેના ઊપર ગોઠવી, પ્રસાદના ભાતના પિત્તલના નાના મોટા હાંડાઓ ચડાવે છે, તેમજ એક લોખંડની કમ્મર પૂર ઉંચીને ૧॥ ફૂટની ઘેરાવાની ત્રણ પાયાવાળી ઉપર ગોળ કાંબી વાળી ઘોડીના ઉપર મોટો દાળનો દેઘ ચડાવે છે. નવું રસોડું તૈયાર થયે આ ભોગમંડી કાઢી નાંખવામાં આવશે, ને દરેક પાક નવે રસોડે થશે. પાકશાળાનાં ચડવાનાં પગથીઆંની સામે નારાયણના દેવળના પાછલા ભાગ આગળ ચોકમાંજ દેવળથી બે હાથને છેટે બે હાથની સમચોરસ ધર્મશાળા છે, અને ત્યાંજ દેવલની ભીંતના પત્થરમાં બાંધેલી અને મોમાં મોયડી ચઢાવેલું ગાયનું ચિત્ર ચિતરેલું છે, ને અત્રે ગોદાન કરવાનું મહા પુણ્ય છે એમ ત્યાં બેઠેલો પૂજારી યાત્રિઓને સૂચવે છે. તેજ પ્રમાણે ચોકમાં પેસતાં જમણી બાજુ પૂર્વ તરફના કોટની ભીંતમાં તેટલીજ ઉંચાઈએ સવા હાથના ગોખલા છે. તેમાંના આજુબાજુના બે ગોખોમાં ગુલાબનાં ઝાડોની તકતીઓ કોતરેલી છે. ગોખલા ઉંડા નથી. વચલા ગોખમાં સત્યનારાયણની મૂર્તિ ને સૂર્યનારાયણ છે, તે પછી દિશાના ખુણા પછી ઉત્તર દિશામાં દક્ષિણાભિમુખની નાની બારી છે, ત્યાંથી તેજ દિશામાં પશ્ચિમ તરફ જતાં ઘંટાકરણનો ગોખ; જમીનથી ૨ હાથની ઉંચાઈએ, ત્રણ હાથ સમચોરસ ને ૧॥ હાથ ઉંડાઈનો છે. તે ગોખમાં બે ફૂટની ઉંચાઈએ, ગોખના મધ્યમાં એક વેંતની લાકડાની તકતીમાં બભ્રુવાહનનું મુખ છે, તેને ઘંટાકરણ કહે છે. તે પછી ઉત્તર દિશામાં પશ્ચિમ તરફના છેક વાવ્ય ખુણા સુધી દેવનું ભંડાર ઘર છે, ને ઉપર છાપરૂં છે.

ચરણામૃત કે ચરણોદક કુંડ—તે ભંડાર ઘરના દ્વારની સામે ચોક પછી દેવળની ભીતમાં નારાયણને સ્નાન કરાવેલું જળી આવવાનો નળ છે. તે નળ દ્વારા સ્નાન કરાવેલું જળ એક હાથ સમચોરસને ઉંડા એવા ચોકમાં કરેલા કુંડમાં પડે છે. ત્યાંથી

યાત્રીયો તે જળનું ચરણામૃત તરીકે શ્રદ્ધાપૂર્વક આચમન (જળપાન) કરે છે. દેવળ પાછળ આખી પશ્ચિમ દિશામાં, નૈરૂત્ય ખુણાથી છેક વાવ્ય ખુણા સુધી ફક્ત કોટજ છે. આ ચોકમાંજ નારાયણુના દેવળની પરિક્રમા થાય છે.

## નારાયણુના દેવળનું વર્ણન.

આ દેવળ ચોકના મધ્યે આવેલું છે, ને તે ૪૫ થી ૫૦ ફુટની ઉંચાઈનું છે, જ્યારે ચોકની જમીન દળમાં તે ૨૫ થી ૩૦ ફુટ લાંબુ ને ૧૫ ફુટ પહોળું છે. આ દેવળ ઘણુંજ પ્રાચીન હોય તેમ જણાય છે, અને તે પાકા પથ્થરનું બનાવેલું છે, અત્રેનાં બીજાં દેવળો જેવોજ તેનો આકાર છે, પણ દરેક દિશાના મધ્યભાગે જમીનથી શિખર સુધીની ઉંચાઇની ચાર આંગળ ઉપસી આવેલી ને બે હાથ પહોળાઈની, ત્રણે બાજુએ પટ્ટીઓ પાડેલી છે.

જેમ ત્રિયુગી નારાયણુના દેવળમાં ૧૮ સ્થંભનો મંડપ છે તેમ અત્રે ૧૬ થાંભલાનો ચોકઠા વાળો મંડપ છે. ફક્ત કેદારેશ્વરના દેવળ સિવાય અત્રેનાં ઘણાં ખરાં મોટાં દેવળોનાં શિખર પર આ પ્રમાણે મંડપ બનાવવાનું કારણ અમને એમ જણાય છે કે સખત પડતા બરફથી દેવળનું રક્ષણ થાય, ને મંડપ પર બરફ પડતાં શિખરને અડચણ આવે નહીં, ને ઉપર પડેલો બરફ ગળી જઈ દેવળ પર ન પડતાં જમીન ઉપર જ પડે.

આ દેવળ ચતુષ્કોણાકાર છે, ને તેના ઘુમટદાર શિખર ઉપરના મંડપને સોનાનાં પતરાં જડેલું છાપરૂ છે, જેથી દૂરથી દર્શન કરનારને દેવળનું શિખર સુવર્ણમય, દેદીપ્યમાન, ને તેજસ્વી લાગે છે, તેના ઉપર એક ઘડાના આકારનો સોનાનો કળશ છે, ને તેના ઉપર ત્રણ આંગળના ફરતા ઘેરાવાનો ને ત્રણ આંગળની ઉંચાઈનો ભમરડાની આકૃતી વાળો, મોગરા સહિત સુવર્ણ કળશ છે, સોનાનાં પતરાંથી જડેલાં છાપરાંની નીચે ચારે ખુણે સોનાના મોગરા લટકતા છે, તેમજ તે છાપરાની ચારે બાજુએ છ છ હાથ ફરતું ચતુષ્કોણાકારે શિખરથી

એક એક હાથ હરેક દિશામાં આગળ પડતું ને ઝુલતું ઢલાવવાળું છજું કહાડેલું છે. તેના ચારે ખૂણે એક એક ઘંટડી લટકતી છે.

નારાયણનું દેવળ અને સભામંડપ વચ્ચે એક નાનો છ હાથ લાંબો બીજો જગન્નમોહનખંડ છે. તેના ઉપર ઉતર દક્ષિણ ઢાળવાળું છાપરૂં છે. પ્રથમ સભામંડપનો ખંડ, બીજો ઢાળ વાળા છાપરા વાળો ખંડ, ને ત્રીજો જેમાં નારાયણ બિરાજે છે તે ખંડ, એમ દેવળના ત્રણ જુદે જુદા ખંડ છે, આ ત્રણે ખંડો જોનારને એક રૂપ લાગે છે. કાંઈ પણ અંતર દેખાતો નથી. જગન્નમોહનખંડના છાપરા ઉપર દેવળમાં છાપરાથી એક હાથ ઉંચે બે હાથ સમચોરસ જગ્યામાં ચાર થાંભલાનો, ઉતર દક્ષિણ ઢળાવ વાળો છાપરા સહિતનો, ને તેની ત્રણે બાજુ મહેરાપદાર ગોળ કમાન વાળો,નાનો મંડપ છે. તેમાં બભ્રુવાહનના મુખારવિંદનું સ્થાપન કરેલુ છે દેવળ પર પૂર્વ તરફ બભ્રુવાહનના મંડપના છાપરા ઉપરથીજ શરૂ થતો એવો એક પથ્થરને ગોળાકાર કોચી, તેમાં ૭ હાથનો ઉંચો ધ્વજદંડ રોપેલો છે, તેના ઉપર પાંચ હાથની લંબાઈની ધ્વજા દંડ તરફ ત્રણ હાથ પહોળાઈની છે. તે ધ્વજાનું વસ્ત્ર આજુ બાજુ લાલ ને વચ્ચે સફેત છે, ને છેડેથી અણીવાળી એવી ધ્વજા નારાયણના દેવળ પર ફરકી રહી છે. કેટલાક યાત્રીઓ નારાયણને ધ્વજા પણ અર્પણ કરે છે.

## દશ્ય ૧૭ મું.

### સભામંડપનું, ને જગન્નમોહનખંડનું વર્ણન તથા નારાયણ વિગેરે દેવોનાં દર્શન.



ભામંડપને ત્રણ દરવાજા છે. સભામંડપના પુર્વાભિમુખ, તેમજ દક્ષિણાભિમુખના દરવાજા પર ઉઘાડ બંધ કરી શકાય એવા લોખંડની ગરગડી ને જાળી વાળા દરવાજા છે. તેના પર લાકડાનું ચોકઠું છે. તે

ત્રણે દરવાજા ગોળ ગોળ મહેરાપદાર એક સરખી કારીગરી વાળી નકશીની કમાનો વાળા છે. (ઉત્તરાભિમુખના) દરવાજામાં લોખંડનો દરવાજો નથી, પરંતુ યાત્રીઓને દાખલ કરવા ચોકઠામાં ડોકા બારી છે. ઘણે ભાગે હંમેશાં પૂર્વાભિમુખના દરવાજેથી યાત્રીઓ દર્શનાર્થે દાખલ થાય છે, ને દક્ષિણાભિમુખના દરવાજેથી દર્શન કર્યા બાદ બહાર નીકળે છે.

ઘુમટવાળા ખંડના પૂર્વાભિમુખ દરવાજાની ડાબી બાજુની કમાન આગળ છેક ઊંચાઈએ એક હાથ પહોળી ને બે હાથ લાંબી જગ્યામાં ઘુમટનો જીર્ણોદ્ધાર કરનાર પૂણ્યાત્માનો લેખ બાળબોધ અક્ષરે લખેલો છે જે નીચે પ્રમાણે છે.

રાવબહાદુર શેઠ બનસીલાલ અબીરચંદ વિશ્વેશ્વરદાગા, જાતે વાણીયા. બીકાનેરવાળાએ, સં. ૧૯૬૭ ના ભાદરવા સુદી ૨ ને સોમવારે, તા. ૨૨ મી અકટોબર ૧૯૧૦ ના રોજ, આગલા ઘૂમટનો જીર્ણોદ્ધાર કરાવેલો છે. સભામંડપમાં પેસવાના દ્વારની બન્ને બાજુએ, ભીંતોમાં, ચાર હાથ ઊંચા, ઊપરથી ગોળાકાર, અને અઢી હાથ પહોળા, એવા બે ગોખલા છે.

**મંડપનો ઘૂમટ**—આ સભામંડપ જમીનતળથી ચતુષ્કોણની ચાર ભીંતોના આકારે છે. પાંચ હાથ સુધી ભીંત છે ને તે પછી ઘૂમટની શરૂઆત થતાં ચારે બાજુના ખૂણાઓ પર વાઘની આકૃતિ છે વાવ્ય ને ઇશાન દિશાના ખૂણા તરફના વાઘનાં મુખો ઉત્તર દિશા તરફ છે, ને અગ્નિ ને નૈરૃત્ય દિશા તરફના વાઘનાં મુખો દક્ષિણ દિશા તરફ છે. સભામંડપનો ઉપલો ગોળ ઘૂમટનો બધો ભાગ પાકા પત્થરનો નવો બનાવેલો છે. તેનો આકાર અડધા ઉંધા ઘડાના જેવો છે. તેની ઉપર મધ્યભાગે કમળાકારે અષ્ટદળ પત્રના મધ્યે સોનેરી કળશ છે, તે કળશ પ્રથમ મોટા લોટા જેવો, તેના ઉપર બીજો નાના લોટા જેવો, તેના ઉપર ત્રીજો લોટી જેવો કળશ, અને તેના ઉપર એક ઇંચના ગોળાકાર વ્યાસનો અને ત્રણ આંગળ ઊંચો મોગરાના આકારનો કળસ છે, ને તેના ઉપર અણીદાર મોગરો છે, ને તે

મોગરા નીચે સોનાનાં કમળાકાર અષ્ટદળ કાઢેલાં છે. આ ખંડ સાત હાથ સમચોરસ છે ને ત્યાં ફક્ત જ્યારે જગન્નમોહન ખંડમાં દર્શનાર્થે યાત્રીયો ભરાઇ જાય ત્યારે વધારાના યાત્રિઓ અત્રેજ ઉભા રહે છે, ને તેમને ત્યાં ઉભા રહેલા ચોપદાર, જ્યાં સુધી જગન્નમોહન ખંડના દરેક યાત્રિ દર્શન કરીને બહાર નીકળે નહિં ત્યાં સુધી, અત્રેજ રોકી રાખે છે, જ્યારે દર્શન કરી યાત્રિ બહાર નીકળે છે ત્યારેજ તેમને અંદર જવા દે છે, ને ત્યાં પણ યાત્રિઓને રોકી રાખવાને એક આડો મોભ નાંખે છે. દેવળનાં દરેક દ્વાર પૂર્વાભિમૂખ છે, તેથી સભામંડપમાં પણ ૨૫ થી ૩૦ માણસ દાખલ કરે છે ને બીજાં વધારાના યાત્રિ ચોકમાં સભામંડપના પૂર્વાભિમુખના દરવાજાની બહારજ ઉભાં રહે છે. સભામંડપની પછીના ખંડમાં જતાં દ્વારની બન્ને બાજુ મનુષ્યપૂર ઉંચાઈના પાષાણના જય-વિજય નામે નારાયણના છડીદારો ઉભેલા છે. તે બન્નેની આગલી બાજુમાં દોઢ હાથ ઉંચા ઓટલા છે. તે ઉપર આરસપાણને મળતા સફેદ પત્થર જડેલા છે, તેમજ ત્યાં આગળ દ્વારની બન્ને બાજુએ હાથમાં સોનાનાં પતરાં જડેલી છડીઓ ઝાલી નેકી પોકારતા છડીદારો પણ હાજર રહે છે, ને તેવીજ રીતે છડી વિનાના દરેક દ્વાર પર સિપાઈયો પણ ઉભા રહેલા હોય છે.

**વચલો જગન્નમોહન ખંડ**—સભા મંડપમાંથી દ્વારની અંદર જવાના રસ્તાનો પરથાર, સભામંડપથી એક વેંત ઉચાઈનો, ત્રણ હાથ પહોળો, અને ૧ાા હાથની લંબાઇનો છે. તે પછી બીજાં બે પગથીઆં ચડતાં, દ્વારના ઉમ્બરાપર જઈ પાછું એક પગથીયા જેટલું નીચે ઉતરતાં, બીજા જગન્નમોહન ખંડમાં દાખલ થવાય છે. આ ખંડ છ હાથ પહોળો ને સાત હાથ લાંબો છે. આ ખંડની શરૂઆતથી છેક નારાયણના દ્વાર સુધીનો પૂર્વથી પશ્ચિમની લંબાઈનો દક્ષિણ દિશા તરફનો બે હાથ ઉંચો ને દોઢ હાથ પહોળો ઓટલો છે. તેના ઉપર ચડીને પણ યાત્રિ દર્શન

કરે છે. છેક નારાયણના અંદરના દ્વારથી બે હાથ છેટે એક મોભ, ઉત્તર દક્ષિણ તરફ દેવળમાંની ભીંતોમાં, જમીનથી અઢી હાથની ઉંચાઇએ, આડો નાંખેલો છે. ત્યાંજ છેવટે યાત્રિઓ ઉભા રહી દર્શન કરે છે. એથી આગળ, દ્વાર સુધી, ભેટ લેનાર, અને યાત્રિયોને દર્શન કરાવનાર, હિસાબ રાખનાર, વિગેરે અધિકારીઓ બેસે છે.

મંદિરના ત્રણ ખંડ છે. અત્રે ખંડને કમરા કહે છે. પ્રથમ ખંડ **સભામંડપ**, બીજો **જગન્મોહન**, ને ત્રીજો **દેવખંડ** કહેવાય છે. દરેક યાત્રિ જગન્મોહન ખંડમાં ઉભા રહી દર્શન કરે છે. નારાયણની પૂજા વિગેરેનાં દરેક પાત્રો ઘણાં ખરાં ચાંદીનાં છે. આડા નાંખેલા મોભની અંદર ભેટ લેનાર અધિકારીની પાસે એક ફૂટના ફરતા ઘેરાવાનો ચાંદીનો મોટો થાળ છે, તેના મધ્યમાં ૪ ઇંચના ઘેરાવાનો, ઉપરથી પહોળાઇનો, ને પદ્મા કૃત્તિની અષ્ટ દળાકાર પાંખડીવાળો, એક વેંતની ઉંચાઇનો, ચાંદીનો પ્યાલો મૂકેલો છે. તેમાંજ યાત્રિઓ નારાયણને ભેટ ધરવાની રકમ મૂકે છે. મૂર્તિવાળા ખંડમાં પૂજા કે દર્શન કરવા માટે કોઇને બીલકુલ જવા દેવામાં આવતા નથી. ફક્ત સેવા પૂજા કરવા માટે નીમાએલા બ્રાહ્મણ પૂજારીઓ અંદર જઈ શકે છે, છતાં તેઓ પણ ફક્ત પૂજા તથા સેવાનાં દ્રવ્ય, ચંદન, પુષ્પ, જળ, શણગાર, વસ્ત્ર, વિગેરે વસ્તુઓનીજ વ્યવસ્થા કરી શકે છે. તે શિવાય તેઓને પણ અંદરના ખંડની નારાયણ વિગેરે દેવોની મૂર્તિઓને સ્પર્શ કરવા દેવામાં આવતો નથી. તે અધિકારતો ફક્ત રાવલ શ્રી એકલાનો જ છે. હાલના રાવળ શ્રી ૧૦૮ અવસ્થાએ પહોંચી વૃદ્ધ થએલ હોવાથી તેમના હાથ નીચે હાલમાં નીમાએલા નવા રાવળ શ્રીજ નારાયણ વિગેરે દરેક દેવની અંદરની મૂર્તિઓને સ્પર્શ કરી સ્નાનને શણગારા ભૂષણ ચડાવી શકે છે. તેને માટે દંત કથા એમ કહેવાય છે કે એક વખતે એક સોની અંદર દર્શનાર્થે જઈ નારાયણનાં દર્શન કરી તેમના પગની આંગળી કાપી ગયો, તે વિષેની ખબર નારાયણે પૂજારીને સ્વપ્નામાં આપવાથી

પૂજારીએ તેને પકડી તે આંગળી પાછી પગે બેસાડી દીધી, સોનીને આંગળી લઇ જવાનું કારણુ એ છે કે નારાયણુની આખી મૂર્તિ પારસમણિની છે એમ કહેવાય છે, અને જો લોઢાને પારસમણિનો સ્પર્શ થાય તો લોઢું સોનું થઇ જાય એમ સોનીના સમજવામાં આવવાથી, તેણે આંગળી કાપી હતી. તે કારણુથી હાલ અંદર કોઇને પણુ જવા દેતા નથી મૂર્તિ પારસમણિની હોકે ન હો પણુ અલૌકિક ધ્યાનનિમગ્ન સ્વરૂપે હોવાથી મૂર્તિ મનોહરને પ્રભાવશાલી છે એ વાત તો બેશક નિર્વિવાદપણે કહી શકાય છે.

આંગળી કાપનાર સોની આંખે આંધળો થયો હતો અને અંતે તેનું મરણુ થયું હતું અને તેના મરણુની જગ્યા દેવળની પાછલી બાજુએ છે. ને હાલ પણુ તે સોનીના મરણુની જગ્યાને **સોનારટેકરી** કહે છે એમ ત્યાંના માણુસનું કહેવું છે યાત્રિઓ વસ્ત્રો અર્પણુ કરે છે તે નારાયણુને ખાસ ઉપયોગમાં આવતાં નથી, પરંતુ ચંદન, કેસર ને અત્તર જેવા સુગંધી પદાર્થો જો યાત્રિઓ લાવ્યા હોય તો તે નારાયણુને અવશ્ય મર્દન કરવાના ઉપયોગમાં આવે છે. બદ્રીનારાયણુ દરેક યુગમાં જૂદી જૂદી જગ્યાએ બિરાજે છે.

### શ્રી બદ્રીનારાયણુ ને અન્ય દેવોનાં દર્શન.

ત્રીજા ખંડમાં પ્રવેશ કરવાનું દ્વાર વચલા ખંડના જમીન દળથી એક હાથ ઉંચાઇનું છે. દ્વાર શાખ પત્થરનાં છે, ને તેનાં કમાડ ચાંદીથી મઢેલાં છે ને તેમાં શોનેરી નકશી કરેલી છે. તે દ્વારના ઉમરપરથી બે પગથીઆં અંદર નીચે ઉતરી તે ખંડમાં જવાય છે, અંદરનો ખંડ છ હાથ સમચોરસ છે, અને છેવટની દેવળની ભીંતને અડીને ૬ હાથ ઉત્તર દક્ષિણુ લાંબું, ને પશ્ચિમથી પૂર્વ તરફ ૨ હાથ પહોળું એવું નકશીવાળું ચાંદીનું સુશોભિત સિંહાસન છે. તેના મધ્ય ભાગે ત્રીજા ખંડના દ્વારના સાંમેજ પુર્વાભિમુખે, અનન્તબ્રહ્માન્ડાધીશ, સચરાચરના ઘટ ઘટ વ્યાપી, ભક્તિ મુક્તિ દાતા, સર્વજ્ઞને સર્વશક્તિમાન્ દયાળુ ભગવાન શ્રી બદ્રીનારાયણુ પ્રભુજી બિરાજેલા છે. તેમને બદ્રીશ્વર, બદ્રીનારાયણુ, બદ્રીબિશાલલાલ, અને બદ્રીનાથ પણુ કહે

છે. તેમની મેઘવર્ણી, કાળા પાષાણની બેઠેલી મનુષ્યાકૃતિની ને જેના દરેક હાથમાં શંખ, ચક્ર, ગદા, અને પદ્મ, ધારણ કરેલાં છે એવી ચતુર્ભુજ, ને શ્યામસ્વરૂપ તેજોમયને દેદીપ્યમાન મૂર્તિ બિરાજેલી છે, તેને ઘણે ભાગે પીળાં વસ્ત્રો ધારણ કરાવી વનમાળાઓથી વિભુષિત કરવામાં આવે છે. તેમજ દરેક શણગાર અને સુવર્ણનાં રત્નજડીત આભૂષણોથી સુશોભિત ને સજ્જીત થયેલી એવી આ મનોહર, અનુપમ, ને ચિત્તાકર્ષક લાગતી શ્રીબદ્રીબિશાલલાલની મૂર્તિ ભક્તજનોના ઉદ્ધારાર્થે, દેવળમાં સર્વ દેવોના મધ્યમાં બિરાજેલી એવી તેજોમય મુર્તિનાં યાત્રીઓ અલૌકિક દર્શન કરે છે. અત્રે શ્રી નારાયણની પૂજાવિધિ ઘણીજ સરસ રીતે કરવામાં આવે છે. હરરોજ સવારે સ્નાનવિધિ કરવાના સમયે પ્રભુનાં વસ્ત્રાલંકારો ઉતારે છે તે વખતે હાજર રહેનાર યાત્રિને તે સચ્ચિદાનંદ સ્વરૂપનાં નિર્વાણ દર્શન થાય છે. સ્નાન કર્યા બાદ કસ્તૂરી, બરાસ, કેસર, અગર, ચંદન, અત્તર, સુવાસિત તેલો વિગેરે સુગંધી પદાર્થોનું શ્રીબદ્રીશ્વરને આખે શરીરે મર્દન, લેપન કરવામાં આવે છે. તે પછી નાના પ્રકારનાં પુષ્પોની માળાઓથી શણગારવામાં આવે છે. ત્યારબાદ વસ્ત્રાલંકાર પહેરાવે છે, અને આરતિ કરે છે. તે વખતે તેમની શ્રંગાર મૂર્તિનાં યાત્રિને અલૌકિક દર્શન થાય છે. નારાયણ પોતે અર્ધમીંચાયેલાં નેત્રોથી પદ્માસનવાળી નિજસ્વરૂપાનંદથી ધ્યાન નિમગ્ન હોઈ, બ્રહ્માકારવૃત્તિ ધારણ કરી, સમાધિ લગાવીને જાણે બેઠેલા હોય તેમ દેખાય છે, તેથી તેમનાં નેત્રોની અંદરની કીકીઓનાં દર્શન થતાં નથી, તેમજ બીજા દેવોની માફક કૃત્રિમ બેસાડેલાં નેત્રો પણ તેમને નથી તેથી બદ્રીનારાયણની સુરતા (દૃષ્ટી) જાણે પોતાની નાશિકાના અગ્રભાગ પર પડતી હોય એવો ભાસ દર્શન કરનારાઓને થાય છે. માથે મોરકળાનો રત્નજડિત મણિમય, મુગટ શોભી રહ્યો છે, તે મુગટના ઉપર એક ફૂટના ઘેરાવાવાળું સુવર્ણનું છત્ર ધારણ કરેલું છે. મસ્તકના મુગટના મધ્ય ભાગમાં બહુ કીમતી વિશેષ ચમક આપતો, આબદાર,

તેજસ્વી, હીરાનો ઝગઝગાટ પ્રકાશી રહેલો છે. તે એવો સુંદર છે કે દર્શન કરતાં, નારાયણનું ધ્યાન ધરી, તલ્લીન બની નારાયણની સુરતા સાથે સુરતા લગાવી, જ્યારે એકાગ્રચિત્ત યાત્રિને થવાનો સમય આવે છે તેજ વખતે, કેટલાક યાત્રિઓનું ચિત્ત નારાયણનાં મુખકમળનાં દર્શન પરથી દૂર ખસી, તે તેજસ્વી હીરાપર જાય છે.

ચરણથી માથાના મુગટ પર્યંત નારાયણને નીરખી તેમની મુર્તિને હૃદયમાં સ્થાપન કરી અને જાણે આપણે તેમનું પુજન વિધિ કરતા હોઇયે, તેમજ કેશર, કુમકુમ, ચંદન, અત્તર, કસ્તુરી વિગેરેથી જાણે શોડશોપચાર પુજન કરતા હોઈયે તેવી યાત્રિયે ભાવના કરવી ત્યારબાદ દુધનો અભિષેક નૃત્ય ગાયન આરતીની કલ્પના કરવી તે પછી લઈગયેલું પુજાનું દરેક સાહિત્ય આપી ભગવાનને અર્પણ કરાવવું પાપોને નષ્ટ કરવા વિનંતિ કરી થયેલા અપરાધોની ક્ષમા માગી સકામની ઇચ્છા હોય તો મનવાંચ્છિત વર માગવો જો કંઇ મનમાં માગવાની ઇચ્છા નહિં હોય તો ક્ષમા માગ્યા બાદ કરેલા કર્મો નિષ્કામ માની ઈશ્વરનેજ અર્પણ કરવાની કલ્પના કરવી.

અત્રે આપણે જે જે ભાવથી, જે જે સ્વરૂપનાં દર્શન કરવાની હૃદયમાં ઈચ્છા કરીએ તે તે ભાવે, જાણે આપણા તે ઈષ્ટ દેવની મૂર્તિ ધારણ કરતી હોય એવી શ્રી નારાયણની મૂર્તિનાં આબેહૂબ યાત્રિને દર્શન થતાં જણાય છે. આ લખાણ ઘણાઓને અસંભવિત લાગશે, પરંતુ વિકાર રહીત મન કરી, નારાયણપર એકાગ્ર દ્રષ્ટિ રાખી, દર્શન કરવાથી યાત્રિઓની આ બાબત અવશ્ય ખાત્રી થશે. નારાયણની જમણી બાજુએ જરા નીચે ચાંદીના મોટા મુખારવિંદવાળા પ્રથમ ઉદ્ધવજી બે હાથ જોડી, પલાંઠી વાળી બેઠેલા છે. તે પછી ઉદ્ધવજીથી ઉંચાઇએ ઉભેલા સોનાના મુખવાળા, કુબેરજી છે. તે પછી એક નાના ગોળ મેરાપદાર સિંહાસનમાં લટકતો પગ રાખી ચતુર્ભુજ સ્વરૂપના ગણેશજીની મૂર્તિ છે, ને છેલ્લા, હાથ જોડી ઉભા રહેલા પ્રભુનું વાહનને

પારશદ રૂપે ગરૂડજી છે. તેજ પ્રમાણે નારાયણની ડાબી બાજુએ જરા નીચે એક હાથમાં સતારને બીજા હાથમાં કીડતાલ ધારણ કરી નારદમુનિ બિરાજેલા છે. તે પછી ગરૂડના વાહનની સ્વારી સાથે નારાયણ, નારદથી જરા ઉંચાઇયે બિરાજેલા છે. તેમની બાજુમાં હાથમાં ધનુષ્ય ધારણ કરેલું છે અને ડાબા પગના ઘુંટણપર જમણો પગ અડાડી ઉભા રહેલા નરનીમૂર્તિ છે. શ્રી બદ્રીનારાયણ, નારાયણ, અને ગણપતિનાં સ્વરૂપો ચતુર્ભુજાકૃતિનાં છે, જ્યારે બીજા દેવોદ્વિભુજાકૃતિના છે, દરેક દેવ વસ્ત્રાલંકાર સહિત છે, ને નારદ સિવાય સર્વેને મુગટ ધારણ કરાવેલા છે. જ્યારે નારદના ખુલ્લા શિરપર ઉભી ચોટલીમાં ફૂલનો હાર વીંટાલી દીધેલો છે, અને ગરૂડજી સિવાય દરેકનાં મુખારવિંદ પૂર્વાભિ મુખનાં છે, જ્યારે ગરૂડજી ઉત્તર તરફ મુખારવિંદ કરીને ઉભેલા છે. ગરૂડપર બિરાજેલા નારાયણે પણ શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધારણ કરેલાં છે. એ પ્રમાણે દેવળના ત્રીજા ખંડમાં શ્રી બદ્રીનારાયણ સહિત અન્ય દેવો પણ બિરાજમાન છે. નારાયણની ડાબી બાજુએ નરનાસિંહાસનથી નીચે અખંડ ઘીની દીપક જ્યોત (દીવો) કાયમ પ્રગટેલી રહે છે. ભગવાનને ચંદન, પુષ્પ, ને અત્રે થતી વન તુલશીની માળાઓ પણ ધરાવાય છે, ને રાવલશ્રીને દરેક પૂજાની સામગ્રીથી ઠાઠમાઠથી વિધિયુક્ત પૂજા કરતાં, કલાક દોઢકલાક લાગે છે. વળી જે યાત્રિ જગન્નાથ જઇને અત્રે આવેલા હોય છે તે યાત્રિઓ ઘણાખરા જગન્નાથથી નેતરની શોટીઓ પોતાની સાથે લેતા આવે છે, ને તે અત્રે લાવી બદ્રીનારાયણને અર્પણ કરે છે. તે સોટીઓ પણ અત્રે એક બાજુએ મૂકી રાખેલી હોય છે. કેટલીક વખતે તેહેવારોના દિવસોમાં પૂજા કરતી વખતે ત્યાંના વિદ્વાન પંડિતો વેદમંત્રોના પવિત્રોચ્ચારનું ગાન કરી સ્તુતિ કરે છે, અને સાથે વિષ્ણુ સહસ્ત્રનામથી પણ નારાયણની સ્તુતિ કરતા હોય છે, તેમજ કીર્તનીઆઓ કીર્તન, ને ગવૈયાઓ ગાયન પણ કરી રહ્યા હોય છે.

ધ્યાનનો શ્લોક-शान्ताकारं भुजग शयनं पद्मनाभं सुरेशम्
विश्वधारं गगन सदृशं मेघवर्ण सुभांगम्
लक्ष्मिकान्तं कमळनयनं योगिभी र्ध्यानगम्यं
वंदे विष्णु भव भयहरं सर्व लोकैक नाथं ॥१॥

ભગવાનની સવારસાંઝ આરતિ થાય છે સાંજે આરતિ થયા બાદ શ્રૃંગાર ઉતારી નાખે છે. અત્રે દર્શન કરી યાત્રિઓ બદ્રી બિશાલલાલકીજયની ગર્જનાનો પવિત્ર હર્ષદ્ધનિ કરે છે ને મંદિરની બહાર આવી દેવળની પરિક્રમા કરે છે. તેમાં કેટલાકતો ૧૦૮ પરિક્રમા ( પ્રદક્ષિણા ) હાથમાં માળા લઇને કરે છે. એ પ્રકારનાં નારાયણનાં દિવ્ય, અલૌકિક, દર્શન કરનાર સદ્ભાગી યાત્રીનું મન અતિ પ્રફુલિત થઈ જતાં હર્ષાશ્રુથી સજળનેત્ર ભરાઈ જતાં, સહૃદયવાણી ગદગદિત થઈ જતાં જેમ ઘણા દિવસનું વિરહી સાચું સગું મળે તે વખતે જે સ્થિતિ થાય છે તે સ્થિતિ તાદશ્ય અત્રે યાત્રિને આબેહુબ પ્રગટ થાય છે, જેથી દર્શન કરનાર યાત્રી વૈકુંઠધામનો અધિકારી થઈ મોક્ષ મેળવે છે. અનેક પૂર્વજન્મોનાં શુભ કર્મોના સમૂહથી મનુષ્ય દેહ ધારણ કરી, બદ્રીબિશાલલાલનાં દર્શન થવાથી, અનેક જન્મ જન્માન્તરોમાં કરેલાં મહાપાપો પણ તત્કાલ નષ્ટ થઈ જઇ, જન્મમરણનો ફેરો ટળી જઇને અનેક જન્મ જન્માન્તરોની મોક્ષાભિલાષ સફળ થએલી મનાય છે. ચારે ધામમાં આ શ્રેષ્ઠ, કૈલાસ અને વૈકુંઠ સ્થળનું બદ્રાકાશ્રમ, સાક્ષાત નારાયણનું ધામ છે, કે જેનો મહિમા અપાર છે. આ સ્થળના અલૌકિક દર્શનનું વર્ણન મારાથી થવું તદ્દન અશક્ય છે. તેનું વર્ણન, સાક્ષાત્ સરસ્વતી કે સહસ્ર મુખે સેષ પણ કરવાને સમર્થ નથી, મહિમ્નમાં ભગવાનની સ્તુતિ કરતાં શ્રી પુષ્પદંતાચાર્યે યથાર્થ કહ્યું છે કેઃ-

असित गिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवर शाखा लेखनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तपपि तव गुणाना मीश पारं नयाति ॥१॥

બદ્રી નારાયણનું અસલ સ્વરૂપ.




દેવળની અંદર બીરાજેલા નારદાદિ દેવો સહીત ભગવાન બદ્રી નારાયણનાં અસલ સ્વરૂપનાં દર્શન.

## નારાયણનું ભોગ સ્વરૂપ.



નારાયણના મંદીરના સામે બહારની બાજુ અટકા ભોગ વિગેરેની વ્યવસ્થા કરનારી પેઢીમાં નારાયણની ગાદી ઉપર સ્થાપન કરેલો નારાયણનો ચાંદીની ભોગ મૂર્તીનાં દર્શન.

આ શ્લોકનો ભાવાર્થ—પહેલા ફકરામાં સ્તુતિના શ્લોક આગળ છે. ખરેખર પ્રભુને નખશિખ નીરખી દર્શન કરતાં નિશ્ચય જીવનમુક્ત થયા હોઇએ તેમ અનુભવાય છે, માટે મનુષ્યદેહ પ્રાપ્ત કરી સનાતન ધર્માવલંબી હિંદુઓએ અવશ્ય એકવાર પણ આ કૈલાસ ધામની, બદ્રીકેદારની યાત્રાનો અલૌકિક આનંદ મેળવી જીવનમુક્ત થવું, એજ જન્મ ધર્યાનું સાર્થક છે. આજે યાત્રિની ધારેલી ઈચ્છા પાર પડી સમજાય છે, બદ્રીનારાયણનાં દર્શન થયાં એટલે બદ્રીકેદારની યાત્રા સંપૂર્ણથઈએમ કહેવાય છે.

અહીના રાવળશ્રી પુજા કરવા આવતી વખતે દબદબા ભરેલા ઠાઠમાઠથી મંદિરમાં પધારે છે અને અન્ય દેવો સહિત નારાયણની વિધિયુક્ત પુજા કરે છે. રાવલ જ્યારે પૂજા કરતા હોય છે ત્યારે યાત્રિને નારાયણની વચમાં રાવલ આવી જવાથી નારાયણનાં દર્શન નહિં થતાં રાવલની પીઠનાંજ દર્શન થાય છે, યાત્રિયો કડાં, વેઢ, વિંટી, સોના, ચાંદી, કે ત્રાંબાની મુર્તિઓ, વિગેરેને પૂજારી મારફતે શ્રી બદ્રીનારાયણનો સ્પર્શ કરાવીને, પોતાને દેશ લઈ જાય છે, અને તેમને પૂજામાં હંમેશાં રાખે છે. તેમજ અત્રે સમયે સમયે દીવસના ચાર પાંચ વખત દ્વાર ખોલી યાત્રીયોને દર્શન કરાવે છે. જે કંઈ મેવા મીઠાઇ વીગેરે પ્રસાદ ધરાવવો હોય છે. તે પુજારીદ્વારા ધરાવી શકાય છે તેમજ રૂપીયા, વસ્ત્રો, આભુષણો, વિગેરે ભેટ ધરાવવાનું ધન ત્યાં મુકેલા ચાંદીના થાળમાં મુકાય છે ત્યાં પુજારી હાજરજ હોય છે અને એકાગ્ર ચિત્તે દર્શન કરતા યાત્રી જાણે પ્રભુસાથે તન્મય બનિગયો હોય તેમ ભાસ થાય છે યાત્રાળુઓને, ભગવાનના પ્રસાદ તરીકે ભગવાનને ચડાવેલાં ફલ, ફુલનોહાર, ચંદનગોટી, અને ચણાની કાચીદાળ, મળે છે, અને પંડયાઓ પાસેથી પ્રસાદ તરીકે સૂકોભાત પણ મળી શકે છે.



## દૃશ્ય ૧૮ મું.

**દર્શનમાં થતી ભીડ, પટ ખુલવાને બંધ કરવા બાબત ને આવક ખર્ચની વ્યવસ્થા વિષે.**



**ર્શન વખતે થતી ભીડઃ**—નારાયણના દર્શન કરવા સારૂ ૧૫ થી ૨૦ માણસજ વચલા ખંડમાં ઉભા રહી દર્શન કરી શકે છે. અંદરનો ભાગ એટલો નાનો અને સાંકડો છે કે તેમાં તેથી વિશેષ માણસ દાખલ થાય તો ભીડંભીડા થઇ જઈ દરેકને સંતોષકારક દર્શન થાયજ નહિ જેથી ફક્ત ૮ થી ૧૦ માણસ જેઓ આનંદપૂર્વક આગલી બાજુયે ઉભા રહ્યા હોય તેઓજ સારી રીતે દર્શન કરી શકે છે, દર્શન કરતી વખતે સંપૂર્ણ સાવધાની રાખવી જોઇયે. ઉતાવળ કરવી નહિ, એટલેકે ૧૫ થી ૨૦ માણસ અંદર દાખલ થઈ ગયા છે એમ જણાય તો પછીથી ઉતાવળ કરી અંદર જવું નહિં, ને સભામંડપના ખંડમાંજ ઊભા રહેવું. તેમજ, ત્યાં ઉભેલા દ્વારપાલો પણ તેથી વધારે યાત્રિઓને અંદર દર્શન કરવા જવા દેતાજ નથી, ને તે દાખલ થયેલા યાત્રિ જયારે દર્શન કરીને બહાર નીકળી જાય છે. તે પછીજ બીજા તેટલા યાત્રિઓને અંદર દર્શન કરવા જવાદે છે. ભીડ વખતે દર્શન કરવા નહિ જતાં, જે યાત્રિસભા મંડપમાં ઉભા રહે છે તેમનેજ પ્રથમ અંદર દર્શન કરવા જવાનો સમય આવે છે ને તેથી તેઓ આગલી લાઈનમાં ઉભા રહી સુખરૂપ ભગવાનને નીરખીને દર્શન કરી શકે છે, તેમ કરવાથી સાંકડી જગ્યામાં પણ આનંદ પૂર્વક દર્શન થઇ શકે છે. દર્શન કરવા જનારને કેદારેશ્વરની પેઠે અત્રે ઝાઝો વખત પૂજારી અંદર ઉભા રહેવા દેતા નથી, જેથી થોડા વખતમાં ધ્યાનરાખી, નિરીક્ષા કરી પ્રભુનાં દર્શન આનંદપૂર્વક કરી લેવાં. જો ઉતાવળ કરીતો, ઉતાવળમાં ચગદાવું

પડીજવું, ધક્કાધક્કીથી વાગવું, તેમ કાંઈપણ વસ્તુનુ ગુમાવવું, અને જલદીથી બહાર નીકળી જવું પડે તેથી સંતોષકારક દર્શન થાય નહિં વીગેરે અડચણો ભોગવવી પડે તેમ છે. યાત્રિઓએ વિચાર કરવો કે હજારો મૈલથી પગે ચાલી, મહાકષ્ટ વેઠી, કાંઇક દિવસો ગુમાવી, પહાડ પર્વતોમાં ફરતાં ફરતાં, ધીરજ રાખી અત્રે આવ્યા છીએ, તો હવે કલાક કે બે કલાક મોડું થાય તેની હરકત નહિં પણ એટલો વખત વધારે ધીરજ રાખી ભીડમાં નપડતાં શાન્તિથી દર્શન કરવાં, ભીડમાં પડવાથી શાન્તિથી દર્શન કરી શકતાં નથી, તેટલામાં તો પૂજારીયો બહાર કાઢવાની તજવીજ કરે છે. તેમજ ચોપદારો પણ ત્યાં દરેકને સંતોષકારક દર્શન કરવા દેતા નથી. દર્શન કર્યા ના કર્યા એટલામાં, ચલો ચલો કરીને, યાત્રિને બહાર વિદાય કરે છે, દર્શન કરતાં પૂજારીઓ હિંદુસ્તાનની ભાષામાં કહે છે કે **દર્શન જલદી કર લો. દેખો, બિચમેં નારાયણ બિરાજમાન હે. બાંયે બાજુ, નારદજી ઔર નરનારાયણકી મૂર્તિકા દર્શન હૈ, ઔર દેહની બાજુ, ઉદ્ધવજી, કુબેરજી ગણપતિજી, ઔર ગરૂડજી બિરાજમાન હૈં.** એટલું કહીને યાત્રીને વિદાય કરે છે. શાન્તિથી દર્શન કરવાને માટે ચોપદાર, છડીદારને અત્રેના પૂજારીઓને રાજી કરવાથી નિરાંતે દર્શન થઇ શકે છે જેઓને નિવૃત્તિથી પ્રભુનાં દર્શન કરી, પૂજા કરાવી, કેશરને ચંદન વિગેરે ચઢાવરાવવું હોય તેઓએ રાવળશ્રીને પ્રથમ સૂચના આપવાથી, સવારમાં ૬ થી ૭ વાગે પ્રથમ નારાયણનાં દ્વાર ખુલતાં, જયારે નારાયણના વસ્ત્રાલંકાર ઉતારીને તેઓને સ્નાન કરાવે છે તે વખતનાં પ્રભુનાં દર્શન કરવાથી સંપૂર્ણ આનંદ થાય છે.

ત્યાં અગાડી આપણી તુલસીને મળતી વનતુલસી થાય છે. તે આપણી તુલસીને અભાવે નારાયણને તેના હાર કરી ચડાવે છે. ભોગ ધરતાં દરેક પ્રસાદમાં પણ તેજ તુલસી વાપરે છે, અને તો સૂકાં તુલસીપત્રો સાથેજ લઈ આવવાં નારાયણને ધરાવા

માટે યાત્રિયો પ્રસાદ વિગેરે જે લાવ્યા હોય તે ત્યાં ચાંદીના થાળમાં પુજારી ઠાલવી લે છે, ને થોડો પ્રસાદ યાત્રિને પાછો આપે છે.

અત્રે પોતાના કુટુંબીયો સ્નેહિઓ વિગેરે ને સ્નાન ને દર્શન વખતે સંભારી તેઓના નામથી સ્નાન દર્શન કર્યા હતાં.

યાત્રિ દૂરથી દર્શન કરતાં હોવાથી, ને દેવળમાં સહેજ અંધારાનો ભાગ હોવાથી પણ દર્શન બરાબર થતાં નથી **દૂરબીનથી** દર્શન કરવાથી ઘણુંજ સરસ રીતે દર્શન થઇ શકે છે, માટે જો દુરબીન યાત્રિ પાસે હોય તો તેનો દર્શન કરતાં ઉપયોગ કરવો. હમો જ્યારે દર્શન કરી બહાર આવ્યા તે વખતે, ટીહરીરાજ્ય તરફથી નીમેલા મેનેજર સાહેબ એક વેંતનો સમચોરસ આયનો (દર્પણ) લઇ તેની મારફતે પોતે નારાયણનાં દર્શન ઘણી સરસ રીતે કરતા હતા. સભામંડપ, જગમોહનને, નારાયણવાળું ત્રીજું દ્વાર એ ત્રણે બરાબર એકજ ગર્ભમાં પૂર્વાભિમુખે છે, તેથી મેનેજર સાહેબ છેક ચોકમાં સભામંડપના દ્વાર આગળ ઉભા રહ્યા હતા, સમય ૧૦ થી ૧૧ વાગ્યાનો સવારનો હતો, તે વખતે અરીસો તેમણે સૂર્યના સામો એવી રીતે ધર્યો હતો કે તે સૂર્યનું પ્રતિબિંબ દર્પણમાં પડતાં, તડકાની માફક તેજ દેવળનાં ત્રણે દ્વાર પસાર કરી છેક નારાયણની મૂર્તિના મુખારવિંદ ઉપર પડતું હતું, તેથી ઉજાસ વધવાને લીધે, મુખારવિંદનાં સંતોષકારક ને સ્પષ્ટ દર્શન થતાં હતાં, શ્રી નારાયણની મૂર્તિ ઉપર, તેઓ એજ પ્રમાણે ફરતા ફરતી દર્પણનું તેજ ફેરવતા હતા, તેથી એક પછી એક દેવળના તમામ દેવોનાં દર્શન ઘણી સરસ રીતે થતાં હતાં. તેમને વિનંતિ કરતાં, તેઓશ્રીએ અમો સર્વેને દર્પણદ્વારા આનંદદાયક દર્શન કરાવ્યાં હતાં, માટે જો દૂરબીન ન હોય તો પણ પાસે દર્પણ રાખી આ પ્રમાણે દર્શન ઘણાં સારાં થઇ શકે છે. અમે દર્પણની મદદથી જે દર્શન કર્યાં તે ચોકમાં ઉભા રહી સભા મંડપના દરવાજા આગળથી કર્યાં હતાં, પણ જો દર્પણ ધરી દર્શન કરાવનાર સભા

મંડપના દરવાજા આગળ ઉભા રહી દર્પણનું તેજ મૂર્તિ તરફ ફેંકે ને દર્શન કરનાર જગન્નમોહન ખંડમાં ત્રીજા દ્વાર આગળ ઉભા રહી ને દર્શન કરે, તો અલૌકિક દર્શનનો લાભ મલે તેમ છે. પરંતુ, જેમ મેનેજર સાહેબે દર્પણ ધરી પોતે દર્શન કરી અમોને કરાવ્યાં તે પ્રમાણે દરેક યાત્રિને કરવા દે છે કે નહિ તે અમોને ખબર નથી, માટે તે બાબતની યાત્રિએ પ્રથમ તજવીજ કરીને જ તે પ્રમાણે દર્શન કરવાં. જો એ પ્રમાણે દર્શન થઇ શકે તો, જેટલો વખત ત્યાં રહેવાય તેટલો વખત એજ પ્રમાણે ૧૦ થી ૧૨ ની અંદરના વખતમાં દર્શન કરવાં કારણ કે મધ્યાન્હે સૂર્ય માથા ઉપર આવવાથી તે પછી તેજ અંદર જઈ શકતું નથી એ ધ્યાનમાં રાખવું. અમો ગંગોત્રીથી ગંગાજળ લાવ્યા હતા તે કેદારનાથને ચડાવવામાં આવ્યું હતું, પરંતુ બદ્રીનારાયણને ગંગો-ત્રીનું ગંગાજળ ચડતું નથી, કારણ કે ગંગોત્રીની માફક અલકનંદા ગંગાજીનું જળ પણ ગંગોત્રી જેવું, મહા પવિત્ર ને પુણ્યપ્રદ ગણાય છે, જેથી ગંગા અને અલકનંદા એ બન્ને વચ્ચે ભિન્ન-ભેદ ગણવામાં આવતો નથી. એ બન્ને એકરૂપજ છે, ગંગાજીને અલકનંદા એ બે એકજગંગા છે, ફક્ત તેમની ધારાઓજ જૂદી જૂદી છે. અલકનંદા ગંગાનું માહાત્મ્ય પણ પુણ્ય પ્રદને મહા પાપ હારક વર્ણવેલું છે તેથી ગંગોત્રીના ગંગાજલની અત્રે વિશેષ જરૂર જણાતી નથી, એટલુજ નહિં પણ સાક્ષાત્ અલક-નંદાનુ જલ યાત્રીઓ લાવે છે તે પણ ભગવાનના કામમાં આવતુ નથી, કારણ કે, ભગવાનના ઉપયોગમાં અલકનંદાનું જળ પણ અત્રે નીમેલા ખાસ બ્રાહ્મણ જળગરીઆઓ, સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, અલકનંદાગંગામાં જઈ, પવિત્રપણે જળ લઈ, કોઇ પણ મનુષ્યને સ્પર્શ કર્યા સિવાય તેઓ મંદિરે પહોંચાડે છે તેજ જળ ફક્ત નારાયણના દરેક કાર્યમાં વપરાય છે. તેજ પ્રમાણે યાત્રિએ શુદ્ધ થઇ, પવિત્રપણે અલકનંદાનુ જળ લાવ્યા હોય તો પણ તે ઉપયોગમાં લઇ શકાતું નથી, માટે યાત્રિઓ નારાય-ણને ગંગોત્રીનુ જળ ચડાવવાની ઇચ્છાથી સાથે ગંગાજળ લાવશે

તો તે અત્રે બીલકુલ ઉપયોગમાં આવશે નહિં એમ જાણવું.

## ॥ શ્રી બદ્રીશ સ્તુતિ ॥

પવન મંદ સુગન્ધ શીતલ, હેમ મંદિર શોભિતમ્ ।
નિકટ ગંગા વેહેતી નિર્મલ, શ્રીબદ્રીનાથ વિસ્વંભરમ્ ॥૧॥
શેષ સમરણ કરત નિશિદિન, ધ્યાન ધરત મહેસ્વરમ્ ।
શ્રીવેદ બ્રહ્માકારત સ્તુતિ, શ્રીબદ્રી० ॥૨॥
ઇન્દ્ર, ચન્દ્ર, કુબેર, ધુનિકર, ધૂપ દીપ પ્રકાશિતમ્ ।
સિદ્ધ, મુનિજન, કરત જય જય, શ્રીબદ્રી० ॥૩॥
શકિત ગૌરિ ગણેશ, શારદ, નારદ મુનિ ઉચ્ચારિતમ્ ।
યોગ ધ્યાન અપાર લીલા, શ્રીબદ્રી० ॥૪॥
યક્ષ, કિન્નર, કરત કૌતુક, જ્ઞાન ગન્ધર્વ પ્રકાશિતમ્ ।
શ્રીલક્ષ્મી, કમળા ચમર ઢોળે, શ્રીબદ્રી० ॥૫॥
કૈલાસમાં એક દેવ નિરંજન શૈલ શિખર મહેશ્વરમ્ ।
રાજા યુધિષ્ઠર કરત સ્તુતિ, શ્રીબદ્રી० ॥૬॥
શ્રીબદ્રીનાથ કે પંચરત્ન, પઢત પાપ વિનાશનમ્ ।
કોટિ તીર્થ ભયોહે પુણ્યં, પ્રાપ્યતે ફલદાયકમ્ ॥૭॥

## ॥ નારાયણની આરતિ ॥

જય જગદીશ્વર ઇશ્વર, કરૂણાનિધ સ્વામી.
જય જય સબ જગ પાલક, પ્રભુ અંતર્યામી; જયદેવ જયદેવ ૧
શામ સ્વરૂપ મનોહર, પીત વસનધારી, પ્રભુ ૨
શશિ મંડળ મુખ શોભા, મંદ હસન પ્યારી, જયદેવ० ૨
શીશ મુકુટ મકરાકૃતિ, કુંડલ કાનનમેં, ૨
મસ્તક તિલક બિરાજે, વન માલા તનમેં. જયદેવ० ૩
ચાર ભુજા બાજુ બંદ, કંકણ સુખદાઈ; ૨
શંખ ચક્ર ગદા પદ્મ, બિરાજે કરમાંહી. જયદેવ० ૪
કટિમેં મણિમય સુંદર, મેખલ રાજ રહી.
ચરણનમેં નૂપુર ધુનિ, છન છન બાજ રહી, જયદેવ० ૫

વામ અંગમે. કમલા. મુખ પંકજ સોહે; ૨
નિરખ યુગલ છબી સુંદર, રૂષિ મુનિ મન મોહે. જયદેવ૦ ૬
સ્વર્ણ સિંહાસન વિસ્તર, કોમલ સુખકારી; ૨
શેષ નાગફણ છત્ર, વિરાજે સિરભારી. જયદેવ૦ ૭
ગરૂડ ખડે કર જોડે, પાર્ષદ ચમાર કરે; ૨
શિવ સનકાદિક નારદ, શારદ ધ્યાન ધરે. જયદેવ૦ ૮
દીન દયાલ દયાનિધ, ભકતન હિતકારી; ૨
શરણાગત પ્રતિપાલક, ભવ બંધન હારી; જયદેવ૦ ૯
જેજન હરિકી આરતિ, પ્રેમ સહિત ગાવે. ૨
બ્રહ્માનંદ પરમ પદ, સો નિશ્ચય પાવે; જયદેવ૦ ૧૦

અત્રે જ્યારે પટબંધ કરવાનો સમય થાય છે ત્યારે રાવળ શ્રીબદ્રિનારાયણની મૂર્તિ વિગેરે અંદરના દેવોને સ્નાન કરાવી, અત્તરાદિ સુગંધી પદાર્થોનું લેપન કરી, ચંદન ચર્ચે છે. ત્યાર બાદ ગાયનું તાજું માખણ લાવી મૂર્તિઓનાં સર્વાંગે તેનું પૂરતા પ્રમાણમાં લેપન કરી તુલસીને પુષ્પોના હારો નારાયણને અર્પણ કરી, વસ્ત્રાલંકાર પહેરાવી, એક ચાંદીની ઝારીમાં જળ ભરી ત્યાં મૂકે છે. તેમજ બ્રાહ્મણની કુવારી કન્યા પાસે સૂતર કંતાવી, તે સૂતરનો એક મોટો કાકડો બનાવે છે. તે કાકડો અખંડિત દીપક જોતનાં પાત્રમાં મૂકે છે, અને તેમાં પૂરતા પ્રમાણમાં ઘી ભરે છે, અને તે પ્રગટેલા દીપકને કાયમ રાખી, દેવળના દરવાજા બંધ કરી, ટીહરી રાજ્ય તરફથી નિમેલો અધિકારી તાળું વાસી તેના ઉપર સીલ લગાવી દે છે એટલે પટ બંધ કર્યો એમ જાહેર કરવામાં આવે છે. તે વખતે બ્રહ્મદેવને નારદજી શ્રી બદ્રિનારાયણની પૂજા કરે છે. એમ કહેવાય છે શીતકાળના ૬ માસ પૂરા થઇ ગયા પછી, ટીહરી રાજ્ય તરફથી નિમેલો અધીકારી ને રાવળ શ્રી મળીને તે સીલ તોડી તાળુ ઉઘાડે છે, એટલે પટ ખુલ્લો મૂકયો એમ જાહેર કરવામાં આવે છે. ને તે વખતે દીપકની અખંડ જ્યોતી પ્રગટેલીજ માલમ પડે છે.

પટ બંધ કરતી વખતે તુલસીનાહાર; ચંદન; વાઘા વિગેરે તાજા ચઢાવેલા હોય છે તેવાજ તાજા અત્યારે પટ ખુલતાં પણ માલમ પડે છે, ને તેનું કારણ શાસ્ત્ર સિદ્ધ એમ કહેવાવ છે કે પટ બંધ થયા પછીથી સાક્ષાત્ બ્રહ્માદિક અન્ય દેવો સહિત નારદજી શ્રી નારાયણની સેવા પૂજા કરે છે, અને તેથીજ પટ ખુલે છે ત્યારે સર્વ વસ્તુઓ હાલ તુરત તાજી ધરાવેલી હોય એવી જણાય છે, ને તે બ્રહ્માદિક દેવોએ પૂજનમાં ધરાવેલાં તુલસી, ફળ, ફૂલ, ચંદન વિગેરે લેઈલઇને રાવળ શ્રી પોતે સંઘરી રાખે છે, અને કોઇ ભાગ્યવાન અને દ્રવ્યવાન યાત્રી જ્યારે અત્રે આવે છે ત્યારે તેને પ્રસાદી તરીકે આપે છે.

મંદિરની દરેક વ્યવસ્થા કરવાનું કામ, અત્રે બ્રિટિશ રાજ્ય હોવા છતાં, ટીહરી રાજ્યના તાબામાં છે, ને તેમના તરફથી એક મેનેજર પણ અત્રે રહે છે. દર વર્ષે ભગવાનની સેવા પૂજા વિગેરે મંદિરનો ખર્ચ ફક્ત ૭૦ થી ૭૫ હજાર રૂપીઆ જેટલો થાય છે, તેમ લાખો રૂપૈયાની ભેટ યાત્રિઓ તરફથી ધરાવાય છે, અને ટીહરી રાજ્ય તરફથી સાલીયાણું ને જાગીર પણ મળેલી છે, તેથી દેવની સેવા, ભોગ સામગ્રી વિગેરેનું ખરચ બહુજ સારી રીતે થઈ શકે છે. સવારમાં કાચો બાલભોગ ને સાંજે એક વખત મહાનૈવેધ્યનો પાકોભોગ ધરાવવામાં આવે છે.

## દૃષ્ય ૧૯ મું.

### શ્રી બદરીશ દર્શન પૂજનાદિ મહિમાને માહાત્મ્ય.



હે કાર્તિકેય ! કોઇ માણુસ સર્વ ધર્મથી રહિત હોય તો પણ તે શ્રીબદરીશની મૂર્તિનાં દર્શન કરીને અનાયાસે મુક્તિ પામે છે.

"દૃષ્ટ્વા તુ બદરી મૂર્તિં કરોતિ જન્મખણ્ડનમ્ ॥"

કલિયુગમાં દરેક તીર્થોને છોડી ભગવાન બદરી-

બદ્રીનારાયણના ભોગ સ્વરૂપનાં દર્શન.



ઉત્સવ પ્રસંગે લક્ષ્મીજી અને અન્ય દેવો સહીત બીરાજેલા નાગયણના ભોગ સ્વરૂપનાં દર્શન.

બદ્રીનારાયણનું ભોગ સ્વરૂપ




ઉત્સવ પ્રસંગે લક્ષ્મીજી અને અન્ય દેવો સહીત બીરાજેલા નારાયણની ભોગ મૂર્તીનાં દર્શન.

ક્ષેત્રમાં નિવાસ કરે છે; એ કારણ માટે મુમુક્ષુજનોએ બીજાં તીર્થો છોડીને પણ બદરીનાથનાં દર્શન અવશ્ય કરવાં જોઇએ. ભક્તિ જ્ઞાન, યોગ, વૈરાગ અને તીર્થાટન શિવાય ફક્ત શ્રીબદરીનાથનાં દર્શન કરવાથી એક જ જન્મમાં જીવ મોક્ષ પામે છે. હજારો જન્મ ભગવાનની આરાધના કરી હોય ત્યારે તેને બદરીનારાયણનાં દર્શન થાય છે, અને તેનો જીવાત્મા ફરીને શોકમાં પડતો નથી, તે શોકનો સમુદ્ર તરી જાય છે, માટે મુગટથી લઇને ચરણ પર્યંત દરેક અંગનાં દર્શન એકાગ્ર ભક્તિ ભાવથી કરી, મનન, નિદિધ્યાસન, ધ્યાન વિગેરે કરવું. જે કોઇ પ્રસંગથી પણ **બદરી ! બદરી !** એમ કહે છે તે આ સંસાર રૂપી અંધકાર દૂર કરવા માટે દીપક પ્રગટ કરે છે એમ સમજવું. જેમ દીપકનો પ્રકાશ થવાથી અંધકાર રહેતો નથી તેમ શ્રી બદરીશનાં દર્શન કરવાથી મૃત્યુનો ભય થતો નથી. જે બદરીશનાં દર્શન કરવાથી પાપ અત્યંત દુઃખી અને પીડિત થઈ, અરણ્યમાં જઇને રૂદન કરે છે, એવા ભક્તિ મુક્તિ આપનારા શ્રી બદરીશને પ્રણામ છે. જ્યાં સુધી શ્રીબદરીશનાં દર્શન કર્યાં નથી ત્યાંસુધી સર્વે તીર્થો ગર્જના કરે છે. બદ્રીશની પ્રદક્ષિણા કરનાર માણસને દેખીને દેવો પણ પ્રેમ સહિત નમ્ર થઇને તેનાં વખાણ કરે છે. તેનાં પુણ્યનો મહિમા કોઈ પણ વર્ણન કરી શકતું નથી. જે ગંધ, પુષ્પ, માલા, ધૂપ, દીપ, વસ્ત્ર, સુવર્ણ, રૂપુ, અલંકાર વિગેરે ચડાવે છે, તથા આભૂષણોથી નારાયણની શ્રૃંગાર રચના કરે છે. તેની પુણ્યગતિને શ્રીશંકર પણ જાણતા નથી. મુષ્ટિ માત્ર નૈવેદ્ય ચડાવવાથી સામ્રાજ્ય લાભનું ફળ થાય છે. અખંડ દીપદાનનું વિશેષ, અનંત, અક્ષય્ય ફળ છે. જે શ્રીનારાયણને ભૂમિ ચઢાવે છે તે આ જન્મમાં સર્વસંપન્ન થઇ ફરીને વૈકુંઠમાં વિહાર કરે છે. જે પંચગવ્યથી ભરેલા સુવર્ણના કલશોથી અથવા દૂધથી ભરેલા કલશોથી અભિષેક કરે છે, તથા ગાય, દાસ ઈત્યાદિક કાંઈ પણ શ્રીબદરીશને સમર્પણ કરે છે, તે વધારેમાં વધારે પુણ્યફળનો ભાગી થાય છે. હે કાર્તિકેય ! આ

પુણ્યનો મહિમા હું પણ કહી શકતો નથી. જે ભગવત્પ્રીત્યર્થે વેદપારાયણ ઉપનિષત્પાઠ તથા પુણ્યસ્તોત્ર પાઠ ઈત્યાદિક કરે છે અથવા કરાવે છે, તે શીઘ્ર મનોરથ સિદ્ધિને પ્રાપ્ત થાય છે. આવી રીતે યથા શક્તિ શ્રી બદરીનારાયણનું રાજોપચાર અને ષોડશોપચારાદિક નીરાંજન, પુષ્પાંજલિ વિગેરે પૂજન કરી, યથાશક્તિ ભેટ સમર્પણ કરી તુલસી સહિત ચરણામૃત પ્રસાદ ગ્રહણ કરવો. અત્રે બદ્રીબીશાળને જે કાંઈ અર્પણ કરવામાં આવે છે તેનું કરોડ ઘણું ફળ યાત્રીને મળે છે.

## સમયે સમયે અને પર્વણીઓએ યાત્રા કરવાથી થતું ફળ.

આધ્ય, શરૂ આતની યાત્રા વખતે ( પટ ખુલતાં ) નારાયણના અને જ્યોતિનાં દર્શન કરનારને ભગવાન મનવાંછિત ફલ આપે છે. અંતનીયાત્રામાં ( પટ બંધ થતાં ) દર્શન કરનારના સર્વે અનર્થ દૂર થાય છે. મધ્યની યાત્રા, એટલે શ્રાવણમાં જન્માષ્ટમીને દિવસે દર્શન કરનારી યાત્રા, સર્વોતમ ફલ આપનારી ઉત્તમ યાત્રા કહી છે, તથા માતા મૂર્તિની યાત્રામાં સર્વે દેવો તથા ઋષિઓ પણ આવે છે. આ યાત્રામાં ૧૨ કોસની અંદર જે ન આવે તે વિષ્ણુ દ્રોહી થાય છે, માતા મૂર્તિ યાત્રા કરનારા બ્રહ્મહત્યાદિકથી છૂટી જાય છે. પ્રથમ વસુધારામાં ધર્મ પિતાનાં દર્શન કરીને પછી માતાનાં દર્શન કરવાં જોઈએ. તેમ ન કરવાથી વિપરીત ફળ થાય છે, આ ઠેકાણે સિંહસ્થ સૂર્યમાં જ્યારે શ્રવણ નક્ષત્ર આવે છે ત્યારે આ યાત્રા કરે છે તેને બાર વર્ષ પર્યન્ત ગંગાજીમાં નિમગ્ન રહેવાનું ફળ મળે છે. જન્માષ્ટમી તથા માતા મૂર્તિની યાત્રા, મધ્યની, અત્યન્ત ફલપ્રદ છે. નારદ કુંડમાં સ્નાન કરી પછી યાત્રા કરવી જોઈએ.

રામ નવમીની યાત્રા વૈખાનસતીર્થ ઉપર બદરીનાથના ઉદ્દેશથી કરવી જોઈએ, કેમકે વૈખાનસે અહીંઆં બદરીશને રામ રૂપથી પૂજ્યા હતા, કૃષ્ણાષ્ટમીની યાત્રા વિષ્ણુ ભક્તિ આપનારી અત્યંત શ્રેષ્ઠ છે. ચારે પુરૂષાર્થનું ખુલ્લું દ્વાર છે, માટે તે નહીં

છોડવી જોઈએ? આ યાત્રાનું સેંકડો. અશ્વમેધ યજ્ઞથી પણ અધિક પુણ્ય છે. નૃસિંહ ચતુર્દશીની યાત્રા પણ અતિ વિશેષ છે. હરિશયની એકાદશી, હરિબોધિની એકાદશી, અંગપરિવર્તિની એકાદશી એ વિશેષ યાત્રાચો છે અહીં જલેપાન પણ ન કરવું એવી બીજી સેંકડો યાત્રાઓ થાય છે, એવો સનત્કુમાર, નારદ વિગેરે મુનિજનોનો સિદ્ધાન્ત છે.

હે કાર્તિકેય! અહીંઆં સંકલ્પ કરેલી વસ્તુ જે આપે નહીં તે પાપીઓમાં મહાપાપી છે. એવા દત્તાપહારી (આપેલું લઇ લેનાર) ની નિષ્કૃતિ (પ્રાયશ્ચિત્ત) નથી. જે ભગવાનનું દ્રવ્ય થોડું પણ ચોરે છે તે કરોડો વર્ષ સુધી ઘંટાકર્ણના ત્રિશૂળમાં પીડાયાં કરે છે. ભગવત્સેવા તથા દ્રવ્યનો લોપ કરનારની સર્વ સંપત્તિ નષ્ટ થઈ જાય છે.

## શ્રી બદરી માહાત્મ્ય.

એક વખત નૈમિષારણ્યમાં અઠ્ઠાસી હજાર ઋષિઓમાં શ્રેષ્ઠ એવા શૌનકજીએ સૂત પુરાણીને પૂછ્યું કે અત્યંત પાપ વધવાથી ઘોર કળિયુગમાં મનુષ્યોનો ઉદ્ધાર થાય ને જ્યાં આગળ થોડા પરિશ્રમે તપશ્ચર્યા અને મંત્ર વિગેરેની સિદ્ધિ થઈ શકે, એવું સર્વોત્તમ તીર્થક્ષેત્ર કયું છે તે કૃપા કરીને કહો; ત્યારે સૂતજી બોલ્યા કે આવી રીતનોજ પ્રશ્ન એક દિવસ કૈલાસમાં સર્વ ઋષિઓની સમક્ષ કાર્તિક સ્વામીજીએ પોતાના પિતા અને જગતના પિતાશ્રી મહાદેવજીને પોતાનાં જગત્માતા પાર્વતિજીના સાંભળતાં પૂછ્યો હતો, ત્યારે મહાદેવજીએ તેનો ઉત્તર કહ્યો હતો, તેજ પ્રમાણે વસિષ્ઠે અરૂંધતીને, કાર્તિક સ્વામીએ સનત્કુમારને, સનત્કુમારે નારદને નારદે વ્યાસજીને, ને વ્યાસે મને કહ્યું હતું તેજ પ્રમાણે હું તમને કહું છું તે તમો સાંભળો. વ્યાસે મને કહ્યું હતું કે એવાં તો ઘણાં તીર્થો અને ક્ષેત્રો છે, જે ભગવાનના નિવાસ સ્થાન છે; જેમ કે, ગંગાદિ પવિત્ર નદીઓનું સ્નાન, પાનને દર્શન, ભુક્તિ મુક્તિ આપનારૂં ને સર્વે મનોરથ પૂર્ણ કરવાવાળું છે; અયોધ્યાદિ સપ્તપુરીઓ પણ મોક્ષ આપનારી છે; પરંતુ,

તે સર્વેમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, અત્યંત પવિત્ર, સકલ કામનાઓને પૂર્ણ કરનારૂં દર્શન માત્રથીજ જ્ઞાત તથા અજ્ઞાત ત્રણ પ્રકારનાં પાપના સમૂહને ભસ્મ કરનારૂં, સ્મરણ કરવાથી ત્રણ પ્રકારના સંતાપને હરનારૂં, **ભુક્તિ** તથા **મુક્તિ** આપવાવાળું, **શ્રી બદ્રિક્ષેત્ર** નિશ્ચયજ છે, જેથી પૃથ્વીનાં સમસ્ત તીર્થોનો સાર બદ્રિ તીર્થજ છે. નંદપ્રયાગથી નંદગિરિ સુધી ભુક્તિ મુક્તિ આપનારૂં આ પરમ પવિત્ર બદ્રિક્ષેત્ર છે. શંકુતલાના પિતા મહર્ષિ **કુણ્વઋષિ**ના આશ્રમને **કુણ્વાશ્રમ** કે **નંદપ્રયાગ** કહે છે. જ્યાં અલકનંદાને નંદા નદીનો સંગમ છે ત્યાં નંદપ્રયાગમાં સ્નાન કરી, દર્શન કરવા વાળાઓને શું દુર્લભ છે? અહીં મહારાજા નંદે મોટો યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞમાં બ્રહ્માદિક દેવોએ પ્રત્યક્ષરૂપે આવીને પોતપોતાના ભાગ પોતે ગ્રહણ કર્યા હતા. ક્ષેત્રનું નામ રાજાના નામથી **નંદપ્રયાગ** રાખ્યું છે. અહીં સ્નાન તર્પણ વિગેરે કરવાનુ અતિ માહાત્મ્ય કહ્યું છે. અહીં વિષ્ણુ અને શંકર સદા નિવાસ કરી રહે છે. નંદપ્રયાગથી ચાર કોસ ઉપર વસિષ્ઠાશ્રમમાં વરદાયક સુંદર **વસિષ્ઠેશ્વરનું** લિંગ છે. ત્યાંથી ઉત્તર બાજુ અત્યંત પવિત્ર **વિરહી** નદી છે, જ્યાં આગળ સતીના વિયોગથી વ્યાકુળ થઈને શિવજીએ તે સતીની પ્રાપ્તિ માટે ઉગ્ર તપ કર્યું હતું, તેથી સતીનો જન્મ હિમાલયના ઘરમાં થયો હતો, અને પછી ગૌરીશંકરનો સંયોગ થયો હતો. અહીંઆં **વિરહેશ્વરનાં** દર્શન કરવાથી કદિપણ વિરહ થતો નથી. તેની પૂર્વ તરફ **મણિભદ્ર** સરોવર છે, જ્યાં ત્રણ રાત્રિ નિવાસ કરવાથી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે. તેની દક્ષિણ બાજુ **મહાભદ્રા** નદી છે. ત્યાં એક સાત સાત પાનાંનો **વટવૃક્ષ** છે, જે પત્રનાં દર્શન કરવાથી દૃષ્ટિ સ્તંભ થઈ જાય છે. ત્યાં આગળ ચારે પુરૂષાર્થ આપનારૂં **સૂર્યતીર્થ** છે. ત્યાંથી પૂર્વ તરફ સર્વ વિઘ્નવિનાશક **ગણેશજી** છે. તેજ **દંડાશ્રમ** કહેવાય છે. તે સૂર્યકુંડ ઉપર દંડ રાજાએ પરમ તપ કર્યું હતું. તેના નામથી **દંડકારણ્ય** પ્રસિદ્ધ છે. દંડકાશ્રમમાં સ્નાન, દાન, જપ, અનુષ્ઠાન. વિગેરે કરેલું કોટિગણું થાય છે.

તેની ઉત્તર બાજુએ અલકનંદાના તટ ઉપર બદરીના જેવુંજ ફળ આપનારૂ, નિષ્કંટક બિલ્વવૃક્ષોના વનમાં, બિલેશ્વર (બિલ્વેશ્વર) મહાદેવ છે, કે જ્યાં અનુષ્ઠાનની સિદ્ધિ જલદી થાય છે. ત્યારપછી અલકનંદાની દક્ષિણ બાજુએ **ગરૂડગંગા** છે. જ્યાં આગળ ગરૂડજીએ ભગવાનને અર્ધ્ય આપવાના નિમિત્તે આવાહન કર્યું હતું. ભગવાનના વરદાનના પ્રભાવથી ગરૂડગંગામાં સ્નાનપૂર્વક ગરૂડજીનું પુજન કરવાથી પાંચ કરોડને એક હજારવર્ષ પર્યંત વૈકુંઠ વાસ ભોગવ્યા પછી જો જન્મ થાય છે તો તે મનુષ્ય યોગીરાજ થાય છે. તેમજ જ્યાં ગરૂડની શિલા હોય ત્યાં સર્પનો ભય કે કોઇ પણ જાતનો બીજો વિષભય થતો નથી. વિષગ્રસ્ત મનુષ્ય પણ જો જલમાં એ પત્થરને ઘસીને પી જાય તો સર્પ વિગેરેની વિષમય પીડા દૂર થાય છે. ત્યારપછી **ગણેશગંગા** (પાતાલગંગા) છે. ત્યાંની મૃતિકા સિંદૂરવર્ણની છે. ગણેશગંગામાં સ્નાન કરવાથી સર્વે પાપોને વિઘ્ન, દુર થઇ ગણેશજી પ્રસન્ન થઇને સર્વે જાતના મનોરથ પુર્ણ કરે છે. ત્યાં દિવ્ય મહર્ષિઓ સામગાન કરે છે, જે સાંભળનારાંઓનું જીવન સફળ થઈ જાય છે તે પછી ગંગાજીની ઉત્તર તરફ ચર્મણ્વતી નદી છે, ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય ગણપુજિત થાય છે. એનાથી આગળ અનંગ રાજાનો પવિત્ર આશ્રમ છે. તેના ઉપર મેષ પર્વતમાં અતિ સુંદર શિવલિંગ છે. ત્યાં એક મોટી આશ્ચર્યની વાત એ છે કે બરાબર મધ્યાન્હ સમયે દિવ્ય સ્ત્રીઓની સાથે એક મનોહર યુવાન પુરૂષ આવીને ભગવતી ચંડિકાની તથા શિવજીની પુજા કરીને અદ્દશ્ય થઇ જાય છે. ત્યાંથી ઈશાન કોણમાં **ગૌરિકાશ્રમ** છે. જ્યાં પાર્વતીજીએ હજારો વર્ષ સુધી પર્ણખંડ ( પાનાનાં કકડા ) ખાઇને તપ કર્યું હતું. ત્યાં પાપ દુઃખહારિણી ભગવતી **પર્ણખંડાશની** દેવીનું સ્થાન છે, અને ગંગાજીના કિનારાપર સ્વયંભૂ શિવલિંગ છે, ને ત્યાં વળી શિવલોક આપનારો **શિવકુંડ** પણ છે. (અલકનંદાની ઉત્તર બાજુએ કલ્પકેદારની પાસે ઔર્વાશ્રમમાં **ધ્યાનબદરીશ** નારાયણનું મંદિર છે.) પર્ણખંડાશની દેવીની પાસે

વિષ્ણુકુંડ છે, જે હાલમાં અણિમઠ કહેવાય છે. પંચબદરીમાં વૃદ્ધબદરીશ ભગવાનનું મંદિર વિદ્યમાન છે. ત્યાં સ્નાન કરીને જે ભગવાનનાં દર્શન કરે છે, તે નિષ્પાપી થઇ વૈકુંઠધામમાં બિરાજમાન થાય છે. ત્યાંથી આગળ બે કોસ ઉપર જ્યોતિર્ધામ (જ્યોતિર્મઠ) છે, જ્યાં ભુક્તિમુક્તિ આપનાર સાક્ષાત્ નૃસિંહ ભગવાન પોતે બિરાજમાન છે, અને મહાભગવદ્ ભક્ત યોગીરાજ પ્રહલાદજી ભજન કરે છે. જ્યાં સાક્ષાત્ નવદુર્ગા તથા વાસુદેવ ભગવાન બિરાજે છે. આ તીર્થના જેવું વિષ્ણુને વહાલું બીજું તીર્થ નથી. આ પીઠ સમાન સર્વ સિદ્ધિપ્રદ અન્ય પીઠ નથી. અહીંઆં જે કાંઈ પણ દાન પુણ્ય કરવામાં આવે છે તે કોટિગણું થાય છે, માટે અહીં આગળ કદાપિ કાંઇપણ પાપ કરવું નહીં. ભક્તિપુર્વક નૃસિંહજીની પુજા કરવાવાળા વિષ્ણુ તુલ્ય થઈ જાય છે. મઠની ઉપર દક્ષિણ ભાગમાં જ્યોતીશ્વર મહાદેવજીનું અતિપ્રાચીન મંદિર છે, અને ભક્તવત્સલ ભગવાનનું મંદિર તથા મઠના મધ્યમાં દંડધારાનું પ્રસિદ્ધ તીર્થ છે. ત્યાર પછી અલકનંદાને ધવલાના સંગમપર વિષ્ણુપ્રયાગ છે, જેમાં સ્નાન વિગેરે કરવાથી વિષ્ણુલોક પ્રાપ્તિનું ફળ કહ્યું છે, અહીંઆં બ્રહ્માદિક દેવતાઓ પરમસિદ્ધિને પ્રાપ્ત થયા છે. ત્યાં પ્રધાન દશ કુંડ, પ્રસિદ્ધ છે—બ્રહ્મકુંડ, વિષ્ણુકુંડ, શિવકુંડ, ગણેશકુંડ, ભૃગુકુંડ, ઋષિકુંડ, સૂર્યકુંડકુંડ, દુર્ગાકુંડ, ધનદાકુંડ અને પ્રહલાદકુંડ જેમનું સ્મરણ કરવાથી પાપ દૂર થાય છે, અને સ્નાન કરવાથી તો કૃતકૃત્યતા થઈ જાય છે. શ્રી ધવલા નદી કે જે ગંગાજીની નવમી ધારા છે, તેના સંગમથી એક બાણ દૂર ઉંચા તટ ઉપર બ્રહ્મકુંડ છે. એથી ચોદ દંડદૂર શિવકુંડ છે ત્યાંથી બાણ ફેંકીએ તેટલે દૂર ઉપર ગણેશકુંડ છે, અને સંગમપર વિષ્ણુકુંડ છે. ફરીને અલકનંદાના સંગમથી ઉત્તરે એક બાણ દૂર ભૃગુકુંડ છે. દંડપર સૂર્યકુંડ છે, અને એથી ૪ દંડપર દુર્ગાકુંડ છે. એથી આગળ ધનદાકુંડ અને એટલેજ દૂર પ્રહ્લાદકુંડ છે. પ્રહ્લાદકુંડમાં મધ્યાન્હ વખતે એક માછલી છલા

ળા મારે છે, વેને કોઈ પુણ્યાત્મા હોય તે દેખે છે. એવું વિષ્ણુ-પ્રયાગ, સાક્ષાત વિષ્ણુ ભગવાનનું અંતરદ્વાર છે. વિષ્ણુકુંડમાં નારાયણ સ્મરણ પુર્વક સ્નાન કરી ૐ **નમો નારાયણ** એ અષ્ટાક્ષર મંત્રનો જપ કરીને, જય વિજય દ્વારપાળના પુજન પુર્વક, અતિ સુક્ષ્મ એવા બદરીક્ષેત્રમાં પ્રવેશ કરવો. બદ્રીક્ષેત્ર, ૪૮ અડતાલીશ કોસ લાંબું અને ૧૨ બાર કોસ પહોળું છે. તે ક્ષેત્રના સ્મરણથી હજારો અશ્વમેઘ અને વાજપેય યજ્ઞનું ફલ થાય છે, તેમજ નિવાસ, મરણ, જપ, દાન, હોમ, પુજા, વિગેરેને માટે શુદ્ધ અને શ્રેષ્ઠ છે. ઘણું કરીને, આ બદ્રીક્ષેત્ર ઘોર કલિયુગમાં અગમ્ય થઈ જશે. જ્યાંસુધી ભૂલોકમાં ગંગાજી છે. જયાં સુધી વિષ્ણુ, તથા હરિકીર્તન છે, ત્યાંસુધી બદ્રીક્ષેત્રગમ્ય છે, પછી અગમ્ય થઇ જશે. નર નારાયણના પર્વતો મળી જવાથી આ ક્ષેત્ર અગમ્ય થશે એવી કહેવત છે, પછીથી ધવલા નદીના તટ ઉપર જે ભવિષ્ય બદ્રીક્ષેત્ર છે તેજ બદ્રી ગણાશે. ત્યાંથી આગળ પાંડુકેશ્વરમાં યોગબદ્રીનાં મોક્ષપ્રદ દર્શન કરી શેષતીર્થને શેષધારા છે. ત્યાં મેષ સંક્રાતિને દિવસે, ગંગાસ્નાન કરવાનું અત્યંત પુણ્યપ્રદ મહાત્મ્ય છે. શેષ ભગવાનની પુજા તથા દર્શન કરવાથી સર્પભય થતો નથી. સાક્ષી કર્મમાં પ્રત્યક્ષ પરિચયપદ શેષજી છે, શ્રી ગંગાજીની દક્ષિણે નર પર્વતમાં હજારો તીર્થ તથા શિવલિંગ છે, તેમાં કોઈ ગમ્ય અને કોઇ અગમ્ય છે. ત્યાં હમેશાં દેવો અને મહર્ષિઓ એકાગ્રભાવથી હરિકીતન કરે છે. મૃદંગધ્વનિ, ભેરીનાશબ્દ, સામગાન, વિગેરે તે પુણ્ય સ્થળોમાં સંભળાય છે. અનેક સ્થળોમાં ઉષ્ણ જળ અને સરોવરો છે પરમપવિત્ર અને ભક્તિપ્રદ ઉત્તર પર્વતમાં પણ દિવ્ય મહર્ષિ, સિદ્ધ, ચારણ, ગુહ્યક, નાગ, અપ્સરાગણ, વિગેરે ભગવાનના ગુણગાન, તથા નૃત્ય વિગેરે, કરે છે, અને ત્યાં ગંગાજીની આઠમી ધારા, **બિંદુમતીગંગા,** બિંદુ સરોવરથી નીકળી છે, તે દર્શન માત્રથી સમસ્ત પાપ હરણ કરે છે. ત્યાંથી બે કોસ ઉપર **વૈખાનસતીર્થ** તથા શ્રેષ્ઠ મુનિઓની યજ્ઞભૂમિ છે, ત્યાં

આગળ એક વર્ષસુધી ફલાહારી બની અનુષ્ઠાન કરનાર મૃત્યુને પણ જીતી લેછે. ભરતરાજાએ પણ અહીંઆં સુવર્ણમય યજ્ઞ કર્યો હતો. ત્યાં મહાપાપહારિણી પવિત્ર નદી છે. આ નદીનું નામ **આમલકી** કહેવાય છે આ હોતૃસ્થાનમાં હજુસુધી પણ બળેલા યવ, તલ અને કોયલા મળે છે, એ મોટું વિશ્વાસનું કારણ છે તેના ઉપર દેવ ગંધર્વોએ સેવેલા **રમ્યપર્વતમાં** યોગીશ્વર નામના ભયંકર **ભૈરવજી** છે. તેમને નમસ્કાર કરીને આગળ ચાલ્યાં એટલે બદરીશભવનથી બે કોસ નીચે સ્વર્ણ (સુવર્ણ) ધારા તીર્થ (**કાન્ચનગંગા**), અને તેના ઉપર **કુબેરશિલા** છે, જેનાં દર્શન કરી નમસ્કાર કરવાથી, તથા કાંચનગંગામાં ત્રણ દિવસ સ્નાન, દાન, ધ્યાન, જપ વિગેરે કરવાથી દારિદ્ર રહેતું નથી. ત્યારપછી સ્વરૂપ **નર** અને **નારાયણને** નમસ્કાર કરવા આ **નરનારાયણ આશ્રમ** છે. અહીં વિધિપુર્વક શરીરને ત્યાગ કરનાર નિઃસંદેહ મુક્ત થઈ જાય છે. અહીં આગળ નર નારાયણે યુદ્ધ અને તપ કરતાં બ્રહ્માના વરદાનથી અભિમાની બનેલા, અજેય, અપ્રતિમ, સહસ્ત્ર કવચ દાનવને માર્યા હતા, જ્યારે હજાર વર્ષ સુધી નર યુદ્ધ કરતા હતા ત્યારે નારાયણ તપ કરતા હતા. અને જ્યારે નારાયણ યુદ્ધ કરતા હતા ત્યારે નર તપ કરતા હતા. કુબેરશિલાની આગળ શુદ્ધ બદરીમાં પરમપાવની **ઋષિગંગા** છે, જેમાં સ્નાન, આચમન કરવાથી, બ્રહ્મત્વની પ્રાપ્તિ થઇ શ્રી નારાયણ દર્શનાધિકાર સિદ્ધયર્થે પરમપવીત્ર **કૂર્મધારામાં** આચમન કરી, "યાંદેવાના" થી અષ્ટર્ચજપ કરી, છ માસ સો સો વાર એ જળ પીએ તો વિષ્ણુપ્રિય પાર્ષદ થાય છે. આ કૂર્મધારા, નારાયણ પર્વતના શિખરપર રહેલા, ભગવત્કૂર્માધિષ્ઠિત, યોગિસદૃશ્ય, નારાયણ કુંડથી, લોકહિતાર્થે, કૂર્મ ભગવાને અહીંઆં પ્રકટ કરી છે, અને તેનો મહિમા અતુલ્ય છે. ત્યાર પછી અત્યંત શીત નહીં અને અત્યંત ઉષ્ણ નહીં એવી **પ્રહલાદધારા** છે, જેમાં સ્નાનાદિક કરવાથી ભક્તિ જ્ઞાનનો વધારો થાય છે. ત્યાં પ્રસિદ્ધ તપ્તકુંડ અને નારદકુંડ છે. એવી રીતે ઋષિ-

ગંગા, કૂર્મધારા, પ્રલ્હાદધારા, તમ્રધારા, અને નારદકુંડ એ મુખ્ય પ્રસિદ્ધ પાંચતીર્થો છે, તેમાં સ્નાનાદિક કરી, પરમપવિત્ર પંચશિલાઓને નમસ્કાર કરી, આદિ કેદારેશ્વરનાં દર્શન કર્યા પછી, યથાવિધિ સાંગોપાગ શ્રી નારાયણ, દર્શન વિગેરે કરી, શ્રી કેદારજીનું નિર્માલ્ય, તુલસી, ચરણામૃત, મહાપ્રસાદ ગ્રહણ કરી, બ્રહ્મકપાલમાં શ્રાદ્ધતર્પણ કરી, યથાશક્તિદાન અને બ્રાહ્મણભોજન થયા પછી તીર્થકૃત્ય સમાપ્ત કરી, સુફલ ગ્રહણ કરવું જોઇએ.

## નારદોત્પતિનું આખ્યાન.

આ આખ્યાન મહાદેવજીએ પારવતીજીને કહ્યું હતું અને તેજ પ્રમાણે વસિષ્ઠજીયે અરૂંધતીજીને કહ્યું હતું. વસિષ્ઠ રૂષિ કહે છે કે હે દેવી બદ્રીનારાયણ ક્ષેત્રમાં ગાયન કરવાનું ઘણું મોટું મહાત્મય છે તે હું કહું છું.

એક વખત નારદજીએ શંકરની આરાધના કરી તેમની સ્તુતી કરવાથી શંકરે પ્રસન્ન થઇ નારદજીને સર્વજ્ઞત્વ અને દેવત્વનું વરદાન આપ્યું હતું. તે આખ્યાન આજે હું તમને કહું છું તે તમે સાંભળો, દ્રસદવતી નદીને કીનારે વિષ્ણુ નામના બ્રાહ્મણનો વિષ્ણુરતિ નામનો પુત્ર હતો તેને ભણાવવા છતાં કંઈ પણ વિદ્યાભ્યાસ ભણ્યો ન હતો ને અભણ હોવા છતાં ગાયન વિદ્યામાં હંમેશાં તેનું મન લાગેલુંજ હતું જેથી પોતાના બાપના ગામમાં ન રહેતાં ગવૈયાઓની સાથે પરદેશમાં જઈ ગાયનનો ધંધો કરતો હતો પરંતુ તે હંમેશાં દયાસીંધુ નારાયણ ભગવાંનના ગાન સિવાય કોઇ પણ જાતનું અન્ય ગાયન ગાતો ન હતો તેથી વખત જતાં તેનામાં વિષ્ણુ ભકિતનો પ્રેમ વધારે ઉત્પન્ન થયો ને હરહંમેશ રાગરાગણી સાથે સંગીત સહીત સપ્રેમ નારાયણનુંજ ભજન કીર્તન કરતો હતો. એ પ્રમાણે પરમ બ્રહ્મનું ધ્યાન અને ગાંન એકાગ્રચીત્તે કરતો હતો તેથી તે મૂર્ખ વિષ્ણુરતી વિષ્ણુભક્ત થયો ને વખત જતાં ગવૈયાનો સંગ તેણે છોડી દીધો

અને પોતે એકલો હીમાલયપર્વત ઉપર આવેલા *કૈલાશ પર્વત તરફ ચાલ્યો જઈ બદ્રીક્ષેત્રમાં આવી નારાયણના સમીપ પોતે પરમ બ્રહ્મનું ગાન કરવા લાગ્યો તેથી વિષ્નુએ પ્રસન્ન થઇ તેને નારદપણાનું વરદાન આપ્યું. અરૂંધતી કહે છે કે ભગવાંન શી રીતે પ્રસન્ન થયા અને સાથી નારદપણું આપ્યું તેમને કહો ત્યારે વસિષ્ઠ કહે છે કે તે વિષ્ણુરતી જ્યારે શ્રદ્ધા ભકિતયુકત થઇ સંગીત શાસ્ત્રના નીયમાનુસાર નૃત્ય અને વાજીંત્ર સહીત હંમેશાં ગાયન કરી અનેક પ્રકારની સ્તુતી કરી પ્રભુને પ્રસન્ન કરતો હતો તેથી સાક્ષાત નારાયણે તેની ભકિતથી પ્રસન્ન થઇને પ્રત્યક્ષ દર્શન આપ્યાં ને તે બ્રાહ્મણને કહ્યું કે હે બ્રાહ્મણ તારા ગાયનરૂપી કીર્તનથી હું અત્યંત પ્રસન્ન થયો છું. તેથી તારી ઈચ્છામાં આવે તે મારી પાસેથી વરદાંન માગ્ય, ત્યારે તે વિષ્નુરતીએ કહ્યું કે હે પ્રભુ ૧ લું તમારી ભકિતમાં મારૂ મન હંમેશાં રહે ૨ જું ગાયન વિધ્યામાં સર્વથી વિશેષ પારંગત થઈ આપનુંજ ગાન ગાઉ, ૩ જું હું ગમે ત્યાં ઉત્પન્ન થાઉં તો તમારા વિશે અવશ્યજ મારી ભકિત રહે ને ૪ થું સંસારના હરેક દુઃખો મને બાધ કરી શકે નહી એ વરદાંન આપો ભગવાને તે વરદાન આપી કહ્યું કે હે મહા ભાગ **શીવજીની** આરાધના કરવાથી સંગીત શાસ્ત્ર તમે સંપુર્ણ જાણી શકશો પ્રથમ તમે નારદ નામના મારા ભકત હતા અને વધારે વહાલા હતા પરંતુ દક્ષ પ્રજાપતીના શ્રાપને લીધે તમારે આ સંસારમાં આવવું પડયુ છે તમેએ જ્ઞાનરૂપી ગાયન કર્યું છે તેથી તમો ત્રણે લોકમાં નારદ નામથી વિખ્યાત થશો અને મે તમોને આ સ્થળે અલકનંદા ગંગાના કીનારામાં દર્શન આપ્યાં છે તેથી અત્રે તમારા નામથી પરમ પવિત્ર એવું **નારદકુંડતીર્થ વિખ્યાત થશે** એમ કહી ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા અને તે બ્રાહ્મણે ત્યાર પછી રૂદ્રપ્રયાગમાં આવી અલકનંદા અને મંદાકીની ગંગાના સંગમ ઉપર રૂદ્રેશ્વર શીવની આરાધના કરવાથી શંકરે પ્રસન્ન થઇ નારદને સંગીત શાસ્રના સર્વ ભેદોનું જ્ઞાન યથાર્થ શીખવ્યું.

## •બદ્રીમહાત્મ્યની બીજી કથા.

પ્રતીષ્ટાનપુરનો બ્રહ્મહત્યારો ને ધનવાંન શંકરગુપ્ત નામનો વૈશ્ય હતો તેણે પુત્રેષ્ટીયજ્ઞનો આરંભ કરી બ્રાહ્મણોને કહ્યું કે મને પુત્ર કયારે થશે ત્યારે બ્રાહ્મણોયે કેહ્યું કે આ વખતનો સમય જોતાં તને પુત્ર થશે ખરો પણ તે પાપી થશે તે જ્યારે બદ્રીનારાયણની યાત્રા કરી આવશે ત્યારે પાપરહીત થઈ નીર્મળ થશે તે પછી યજ્ઞ પુરો થતાં બ્રાહ્મણોયે આપેલો યજ્ઞનારાયણના નૈવેધ્યરૂપી ચરૂ પોતાની સ્ત્રીને ખવડાવવાથી પુત્ર ઉત્પન્ન થયો બ્રાહ્મણોના કહેવાથી પુત્ર થયો તેથી તેનું નામ બ્રહ્મદત્ત રાખ્યું તે જ્યારે યુવાન અવસ્થામાં આવી વેપાર કરવા પરદેશ ગયો ત્યાં મલેચ્છની એક સુંદર કન્યાને જોઇ મોહીત થઇ ધન આપી તેની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો જ્યારે તેનું સર્વ ધન જતું રહ્યું, તેથી બીજુ ધન મેળવવા માટે તે જુગાર રમવા લાગ્યો ને ઘોર જંગલમાં તે વેશ્યાને લઈને રહેવા લાગ્યો ને ત્યાં આવતા મનુષ્યોને લુટી લેવાના વીચારથી એક દીવસ ચોરી કરવા ગયો ત્યાં એક બ્રાહ્મણ કુંટુંબ જતુ હતું તેને બાણોના મારથી મારી નાંખી તેમના ધનને દાગીના લઇ લીધા પરંતુ પુર્વના પુન્યથી તેને એમ થયું કે મને યજ્ઞ કરી બ્રાહ્મણોયે ઉત્પન્ન કર્યો છે ને મે આજે આ બ્રાહ્મણોને મારવારૂપી ઘોર કર્મ કર્યું તેથી મને બ્રહ્મહત્યાઓ લાગી છે હવે મારી શી ગતી થશે એમ પશ્ચાતાપ કરવા લાગ્યો ને પછી પોતે પોતાના બાપની પાસે ગયો ને દુઃખી હૃદયથી બનેલી સર્વ સત્ય વાત કહી રૂદન કરવા લાગ્યો ત્યારે તેના પીતા શંકરગુપ્તે કહ્યું કે હે પુત્ર ચાંડાલ કન્યા સાથેનો વ્યભીચારને બ્રહ્મહત્યાદી મહા પાપ કરનાર તુ થશે એવી ભવીષ્ય વાણી બ્રાહ્મણોએ પ્રથમ કહી હતી તે સત્ય થઈ છે ને તે બ્રાહ્મણોએ કહ્યું હતું કે પછી જ્યારે તે પુત્ર બદ્રીનારાયણ જઈ બદ્રીનારાયણનાં દર્શન કરશે ત્યારે તેનાં પાપ નષ્ટ થઈ તેની બુદ્ધિ નીર્મળ થશે માટે હે પુત્ર તુ બદ્રીનારાયણ જા, પોતાના પિતાનાં વચન સાંભળી તે કેદાર દર્શન કરી પછી બદ્રી-

નારાયણમાં જઇ પ્રભુનાં દર્શન કરી મહા નૈવેધ્યનું ભક્ષણ કરી સર્વ પાપથી નીર્મુકત થઇ પોતાને ઘેર ગયો ને પોતે આ લોકનાં સર્વ સુખ ભોગવી અંતે મોક્ષાધિકારી થયો.

### માહાત્મ્યનું ત્રીજુ આખ્યાન.

વળી જન્મેજયને લાગેલી ૧૮ બ્રહ્મહત્યાઓ પણ વ્યાસના મુખથી બદ્રીકાશ્રમમાં મહાભારત સાંભળવાથી છુટી ગઇ હતી એવું આ ક્ષેત્રનુ સર્વોત્તમ મહાત્મ્ય છે.

જે આ બદરી માહાત્મ્ય સાવધાન થઇ ભક્તિથી સાંભળે છે, અથવા વાંચે છે, તે સર્વ પાપથી મુકત થઇને વિષ્ણુ ભગવાનનું પરમપદ પામે છે, રાજા વિજય પામે છે, પુત્રાર્થી પુત્ર પામે છે, કન્યાર્થી કન્યા પામે છે, ધનાર્થી ધન મેળવે છે, લગ્ન કરવાની ઇચ્છાવાળી કન્યા પતિ પામે છે, અને વિદ્યાર્થી વિદ્યા પ્રાપ્ત કરે છે.

જે ઘરમાં આ માહાત્મ્યનો પાઠ થાય છે અને પુસ્તક પૂજાય છે તે ઘરમાં, આધિ, વ્યાધિ, ચોર વિગેરેનો ભય તથા દારિદ્રય કદિ પણ થતાં નથી.

---

## દશ્ય ૨૦ મું.

### પ્રસાદ, ચર્ણામૃત, પરિક્રમામહિમા, ને બ્રહ્મકપાલી માહાત્મ્ય.



ભગવાનના પ્રસાદ બાબત—અત્રે ભગવાનને ધરવાના દરેક ભોગો ભોગમંડીમાં તૈયાર થાય છે. પ્રસાદ ભોગમાં હમેશાં ઘણે ભાગે દાળ, ભાત, એક શાક, કેશરીઓ ભાત (બિરંજ)નો પકકો ભોગ ધરાવે છે. સવારમાં બાલભોગ પણ ધરાવે છે. બંગાળી ૩॥ ત્રણથી પાંચ મણ સુધી નો યાત્રીયોની વધઘટ પ્રમાણે દરરોજ પ્રસાદનો ભાત રંધાય છે, તેમજ લક્ષ્મીજીના મંદિરમાંથી મગજના લાડુ વિગેરેનો ભોગ પણ ભગવાનને ધરાવાય છે. આચાર વિચારને સ્પર્શો-

સ્પર્શના દોષ વગર ગમે તે જાતિના મનુષ્યના હાથનો લાવેલો માહાપ્રસાદ બ્રહ્મણાદિક સર્વે વર્ણ વિના સંકોચે ખાઇ શકે છે. આખા હિંદુસ્થાનમાં ભગવાનને ધરાવેલો પ્રસાદ વર્ણને જાતિભેદ સિવાય ફક્ત બદ્રીનારાયણને જગદીશમાંજ ખવાય છે. જેટલા હોય તેટલા બધાએ સાથે બેસીને વિના સંકોચે બ્રાહ્મણાદિક દરેક વર્ણ પ્રસાદ વહેચી ખાય છે એવો પ્રસાદનો મહિમા અહીંયાં અત્યંત ભારે છે, જેથી બદ્રીકાશ્રમમાં ઘણે ભાગે કોઇ રાંધતુ નથી. નારાયણને ધરાવેલા નૈવેદના પ્રસાદનુંજ ભક્ષણ કરે છે. રાંધનાર પહાડી બ્રાહ્મણો છે, બદ્રીનારાયણ માહાત્મ્યના ત્રીજા અધ્યાયના ૧૯ મા શ્લોકથી ૬ શ્લોકમાં જે કહેલું છે તે ૬ શ્લોકની નીચે મુજબ છે:—

वैश्वदेवादिकं कार्यं निर्माल्येन हरेरिह ॥
श्राद्धमप्यत्र तेनैव कार्यं नैवास्ति संशय ॥१॥
स्वतंत्र पाकजाड्यंचेत् बदरीनाथ दृष्टित ॥
विश्वान्देवान्पितॄनन्यान् भावयेदन्तरात्मना ॥२॥
श्रोत्रियत्वाभिमानेन यस्त्यजे द्बदरीगत ॥
नारायणस्य नैवेद्यं समहापातकी भवेत् ॥३॥
शूद्रादि स्पृस्यमप्येतन महापातक नाशनम् ॥
बदरीनाथ नैवेद्यं विष्णु भक्ति प्रदायकम् ॥४॥
लक्ष्मीः पचति नैवेद्यं भवान्यत्र निवेदक ॥
स्वीकारोति महाविष्णु र्दोषः कथमिहोच्यताम् ॥५॥
श्रीपाद् सलिलं चात्र विष्णो र्ग्राह्य निरंतरम् ॥
विष्णु भक्तिप्रदं नृणां त्यजन्नरक माप्नुयात् ॥६॥

**ભાવાર્થ**—આ તીર્થમાં નૈવેદનું અન્ન લેઈ વૈશ્વદેવ, તથા શ્રાદ્ધાદિક કરવામાં જરા પણ સંશય કરવો નહીં. હું અગ્નિહોત્રી છું, આપ નૈવેદી છું, એવું અભિમાન રાખી બદરીક્ષેત્રમાં નારાયણના પ્રસાદને જે ભક્ષણ કરતો નથી, અગર પ્રસાદનો ત્યાગ કરે છે, તે મહા પાપી થાય છે. આ નૈવેદને શુદ્રાદિકનો સ્પર્શ

થયો હોય તો પણ તેનું ભક્ષણ કરવાથી મહા પાતકનો નાશ થાય છે, એટલુંજ નહીં પણ આ પ્રસાદના ભક્ષણથી પ્રભુ પ્રત્યે પૂર્ણ ભકિત થવાનું આ એક સાધન છે. એમ કહેવામાં આવે છે કે **નૈવેદ્ય** સિદ્ધ કરનારા સાક્ષાત્ **મહાલક્ષ્મી**, અને પ્રભુને નૈવેદ્ય સમર્પણ કરનાર પોતે **નારદજી** છે, અને એ નૈવેદ્યનો સ્વીકાર કરનાર સાક્ષાત્ **વિષ્ણુપરમાત્મા** છે. આ પ્રમાણે હોવાથી, આ નૈવેદ્ય ભક્ષણ કરવામાં દોષ હોયજ શાનો ? એ પ્રમાણે સનત્કુમાર ઋષિએ નારદજી ઋષિને કહ્યું છે. નૈવેદ્ય પ્રમાણે, બદરી નારાયણનાં દરેક તીર્થોનાં જળ, ને અલકનંદાના જળને, શૂદ્રાદિકનો સ્પર્શ થયો હોય તો પણ તે પીવા વગેરેમાં નિરંતર વાપરવાથી વિષ્ણુ ભકિતને વધારનાર થાય છે, એટલે હરકોઈ રીતે વગર શંકાએ પ્રસાદ ખાવો અને જળ પીવુંજ જોઈએ. આ પ્રસાદ તેમજ શ્રી હરિનાં ચરણોદકનો ત્યાગ કરનાર પુરૂષ નરકમાં જાય છે.

શ્રી નારાયણના નૈવેદ્યનું માહાત્મ્ય એટલું બધું છે કે સ્વર્ગાદિકમાં રહેતા દેવો પણ તેનું ભક્ષણ કરવા મનુષ્ય અને સંન્યાસીઓનું સ્વરૂપ ધારણ કરીને અત્રે છુપી રીતે આવી પ્રસાદ ગ્રહણ કરી ચાલ્યા જાય છે. ભોગ ધરાઈ રહ્યા પછી પ્રહ્લાદ વિગેરે ભકતો પણ પ્રસાદ લેવા આવે છે. બાલ્યાવસ્થામાં, યૌવનમાં, કે વૃદ્ધાવસ્થામાં જાણી જોઈને પણ જે પાપ કર્યાં હોય તે શ્રીનારાયણનું નૈવેદ્ય લેવાથી નષ્ટ થઈ જાય છે. બીજા તીર્થોમાં ઘણા પ્રયત્ને પણ મુક્તિ થાય કે ન થાય, પરંતુ શ્રી બદરીશનાં નૈવેદ્યનું ભક્ષણ કરવાથી નિશ્ચય મુક્તિ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યના હૃદયમાં ભગવાનનું સ્વરૂપ, મુખમાં નામ પેટમાં નૈવેદ્ય અને ચરણામૃત, મસ્તકમાં ચંદન, પુષ્પ, ઇત્યાદિક છે, તે નારાયણતુલ્ય છે. બ્રહ્મહત્યા, સુરાપાન, સ્વર્ણસ્તેય, ગુરૂસ્ત્રી ગમન ઈત્યાદિક મહાપાપ પણ બદરીમાં નારાયણનું નૈવેદ્ય લેવાથી નષ્ટ થઈ જાય છે. જેમ અગ્નિ સુવર્ણને શુદ્ધ કરે છે તેમ બદ્રીશનું એક કણ માત્ર નૈવેદ્ય ભકતને શુધ્ધ કરે છે આ

જગતમાં બદરી જેવું ક્ષેત્ર, નૈવેદ જેવી વસ્તુ, તથા નાદકુંડ જેવું તીર્થ છે નહીં અને થશે પણ નહીં. વૈશ્વદેવાદિક કર્મ અહીં નિર્માલ્યથીંજ કરવું. શ્રાદ્ધ પણ મહાપ્રસાદથી કરવું. જે શ્રોત્રિય વિગેરે અભિમાનથી મહાપ્રસાદનું ભક્ષણ કરતા નથી તે સંસારી પાખંડી છે. તેઓને યાત્રાનું ફળ મળતું નથી. ભગવાનના નૈવેદ્યની નિંદા કરવાથી અધોગતિ થાય છે, માટે બુદ્ધિમાનોએ બદરી જઇને અવશ્ય નૈવેદ્ય ગ્રહણ કરવુંજ જોઇએ. જે મૂર્ખતાથી પ્રસાદ ત્યાગ કરે અને ગ્રહણ કરે નહીં તે સર્વધર્મબહિષ્કૃત ચાંડાલથી પણ અધમ છે. જો ચાંડાલ પણ આ પ્રસાદનો સ્પર્શ કરે તો કંઈ પણ દોષ નથી. નૈવેદ્ય લઈને જે બ્રાહ્મણ સાધુ સંન્યાસીઓને ભોજન કરાવે તેમને ધન્ય છે. સૂર્યગ્રહણને દિવસે કુરૂક્ષેત્રમાં જઈને મહાદાન કરવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય બદરીમાં ગ્રાસ માત્ર નૈવેદ આપવાથી થાય છે. આ ક્ષેત્ર સત્યયુગમાં **મુક્તિપ્રદા**, ત્રેતાયુગમાં **યોગસિદ્ધિદા**, દ્વાપરયુગમાં **વિશાલા**, અને કલિયુગમાં **બદરી** એ નામથી વિખ્યાત છે.

ચરણામૃતને પરિક્રમા (પરકંમા)નો મહિમા—

**ચરણામૃતમહિમા**—હે કાર્તિકેય ! જ્યાં સુધી શ્રી બદરીશનું ચરણામૃત લીધું નથી ત્યાં સુધી સર્વે તીર્થો, વ્રતો, ઉત્તમ જણાય છે, જો તેનું એક બિંદુ માત્ર પ્રાપ્ત થઇ જાય તો પછી તપ, દાન, અને તીર્થાટન વિગેરેનું શું પ્રયોજન છે ?

જ્યાં સુધી શ્રી બદરીશનું ચરણોદક મળતું નથી ત્યાં સુધી ધર્મશાસ્ત્રોક્ત પ્રાયશ્ચિતો બકવાદ કરે છે, જેની બદરીશનાં ચરણોદકમાં ભક્તિ છે તેને ગુણ, શીલ, સ્વાધ્યાય, ને અભ્યાસ વિગેરેનું શુ પ્રયોજન છે ? શ્રી નારાયણનાં ચરણામૃતથી સર્વે પાપ અને દુઃખોનો નાશ થાય છે તથા ઈચ્છિત સુખને શાન્તિ મળે છે.

**પરિક્રમામહિમા**—તેમજ, નારાયણને લક્ષ્મિ આદિ અંગ દેવતાઓને પણ વિધિપૂર્વક પૂજન, વંદનને ભેટ ચઢાવી નારા-

યણના દેવળની પરિક્રમા કરવી. વન, પર્વત, સહિત પૃથ્વીની દશ વખત પરિક્રમા કરવાથી જે ફળ થાય છે તે ફળ બદરીનારાયણની પરિક્રમાથી પગલે પગલે થાય છે, બાર વરસ સુધી અતિ કૃચ્છ્ર, મહાકૃચ્છ્ર, ઇત્યાદિક કરવાથી જે ફળ થાય છે તે ફળ બદરીશની પરિક્રમા કરતાં પગલે પગલે થાય છે. શ્રી બદરીશનાં સાંગોપાંગ દર્શન કર્યા પછી ૧૦૮ પરિક્રમા કરી દંડવત્ પ્રણામ કરી, સાવધાનીથી મંદિરમાં અથવા ગંગા તીરે મંત્રજપ કરે તો તેને અનંતગણું ફળ આપે છે.

**બ્રહ્મકપાલી**—બદ્રિનારાયણથી ઉત્તર તરફ અલકનંદા ગંગાના કિનારે ૧૦ મીનીટને રસ્તે બ્રહ્મકપાલીનું સ્થાન છે, ને તેને **કપાલમોચન** કે **બ્રહ્મકપાલી** મહાતીર્થ પણ કહે છે. અત્રે શ્રાદ્ધ કર્યા પછી ગયા; વિગેરેમાં શ્રાદ્ધ કરવાની જરૂર રહેતી નથી કારણકે અત્રેના શ્રાદ્ધથી બ્રહ્મલોકમાં ગએલા પિત્રીયોને ફરી શ્રાદ્ધ કરવાથી, બ્રહ્મલોકમાંથી મનુષ્ય લોકમાં પાછા પિંડ લેવા આવવું પડે છે, અને તેથી તેઓ શ્રાદ્ધ કરનાર ઉપર ગુસ્સે થઈને શ્રાપ દે છે. અત્રેના સ્થળને **બ્રહ્મકપાલી** કહે છે. ત્યાં શિલા ઉપર શ્રાદ્ધ કરી પિંડદાન અપાય છે. ભગવાનના મહા પ્રસાદ **ભાતનાજ** પિંડ થાય છે, ને શાસ્ત્રોમાં પ્રસાદનાજ પિંડ કરવાને કહ્યું છે માટે કોઈએ પણ લોટ વિગેરેના પિંડ કરવા નહિં. જે ભાગને બ્રહ્મકપાલી શિલા કહે છે ત્યાં પિંડ મૂકી ત્યાંથી ગંગાના જળમાં જતાં ઘાટના વચગાળે એક ઓટલો આવે છે ત્યાં તર્પણ થાય છે. તે સ્થળને **બ્રહ્મવેદી** કહે છે, ને તે તરપણ કરાવનાર પંડયો પણ તેની જુદીજ દક્ષિણા લે છે. તે ઘાટના ગંગાના જળમાં જે સ્થળે પિંડને પધરાવવામાં આવે છે તે સ્થળને **બ્રહ્મતીર્થ** કે **બ્રહ્મકુંડતીર્થ** કહે છે. અત્રે પિત્રીનોજ ઉદ્ધાર થાય છે. એટલુંજ નહી પણ જેનું નામ દઈ પિંડદાન મૂકવામાં આવે તેનો અવશ્યજ ઉદ્ધાર થાય છે, એટલે તે સગો સ્નેહી, મીત્ર કે શત્રુ, પશુ પક્ષી, ગમે તે યોનિમાં જન્મેલો હોય, તે દરેકનો મોક્ષ થાય છે. એવો આ તીર્થનો

અદ્દભુત ચમત્કાર છે. ત્યાં શ્રાદ્ધ કરાવનાર પંડયા જૂદા હોય છે ને તે પોતાનો હક જૂદો લે છે. જોકે તેઓ આગ્રહ કરી પોતાનો હક મરજીમુજબ માગે છે ખરા, પણ વિશેષ જોરજુલમ જેવું કાંઇ નથી.

## બ્રહ્મકપાલી માહાત્મ્ય.

મહાદેવ કહે છે કે–હે કાર્તિકેય! પ્રથમ સતયુગના આરંભમાં અદ્દભુત અને યૌવન રૂપવાળી પોતાની પુત્રી સરસ્વતીનો બ્રહ્મા સ્વીકાર કરવા તૈયાર થયા, તે જોઇને, ક્રોધથી મેં બ્રહ્માનું મસ્તક ખડ્ગથી કાપી ટુકડા કરી દીધા, ત્યારે તે કાપેલા મસ્તકનો ભાગ મારા હાથ ઉપર ચોંટી ગયો ને મને **બ્રહ્મહત્યા** લાગી. આ બ્રહ્મહત્યાને દૂર કરવા માટે હું સ્વર્ગ, ભૂમિ, પાતાલમાં તપશ્ચર્યા પૂર્વક અનેક તીર્થોની સેવા કરતો કરતો ફર્યો તો પણ બ્રહ્મહત્યા છૂટી નહિં અને હાથે ચોંટેલુ **બ્રહ્મકપાલ** પણ છૂટયું નહિં. હું છેવટે ગભરાઇને વૈકુંઠમાં લક્ષ્મીપતિ ભગવાનની પાસે ગયો અને દયાસાગર ભક્તવત્સલ વિષ્ણુભગવાનને વારંવાર નમસ્કાર કરી પોતાનું દુઃખ નિવેદન કર્યું, ને તેમના ઉપદેશથી હું બદ્રિનારાયણમાં ગયો. ત્યાં પહોંચતાની સાથેજ કાંપતી કાંપતી બ્રહ્મહત્યા તત્કાલ છુપાઈ ગઇ, અને બ્રહ્મકપાલ મારા હાથથી બદરીક્ષેત્રમાં પડી ગયું. ત્યારથી આ ક્ષેત્રમાં પાર્વતી સહિત હું પૂર્ણ શ્રદ્ધાથી ઋષિજનોને પ્રસન્ન કરતો રહું છુ. જેવી પ્રીતિ મારા કૈલાસમાં ને પાર્વતીમાં છે તેનાથી અનન્ત ગણી અધિક પ્રીતિ આ ક્ષેત્રમાં છે. હે કાર્તિકેય! આ પરમગોપ્ય **બ્રહ્મકપાલ** તીર્થનાં દર્શનને સ્નાનમાત્રથીજ બ્રહ્મહત્યાદિક મહાદોશો દૂર થાય છે. અહિંયાં પાંચ કુંડ છે. અહિંઆં સ્નાન,– દાન, જપ, હોમ, વિગેરેનું અધિક ફળ છે, વિધિસર આ બ્રહ્મકપાલમાં પિંડદાન કરવાથી પિતૃઓની સર્વોત્તમ પરમગતિ થાય છે.) આ **પિતૃતીર્થ** ગયાથી આઠગણું અધિક ફળ આવાવાળું છે. અહિં તર્પણ કરવાથી તૃપ્ત થઇ પિત્રીઓ સ્વર્ગમાં આનંદ કરેછે. પીતૃઓ તેમના વંશવાળાઓનેબદરી બ્રહ્મકપાલમાં આવેલા

દેખવા તત્પ રહે છે. જેણે વિધિથી કે વગર વિધિથી, ભક્તિથી કે વગર ભક્તિથી, પણ પિંડદાન, તર્પણ, અહિં કર્યું તેણે નરકમાં પડેલા પોતાના પિતૃઓનો ઉદ્ધાર કર્યો એમ સમજવું હે પુત્ર ! જો અહિંઆં પિંડદાન તર્પણ કર્યું તો પછી ગયાની યાત્રાથી કે બીજાં તીર્થોમાં તર્પણ કરવાથી શું ફળ છે ? કારણ કે અહિંઆં કરેલુ કોટીગણું થઇને અક્ષયતૃપ્તિ કરે છે, માટે જે તે પ્રકારે બ્રહ્મકપાલમાં પિંડદાન અને તર્પણ અવસ્ય કરવું. જો કોઇ માતૃવંશી, પિતૃવંશી, સાલા, સંબંધી, મિત્ર, વિગેરે પશુ, પક્ષી, વૃક્ષાદિક નીચ યોનિમાં ગયેલા હોય તો પણ તેઓ સર્વે અહિંઆં થયેલા શ્રાદ્ધતર્પણથી વિષ્ણુના પરમપદને પામે છે, જેનું નામ લઇને અહિં પિંડદાન; તર્પણ કર્યું હોય, અથવા જેનું સ્મરણ કર્યું હોય તે પણ વૈકુંઠમાં જાય છે. પિતૃઓ હમેશાં કહ્યાં કરે છે કે હમારા વંશનો અથવા હમારા દેશનો કોઇપણ ભાગ્યશાલી બદરીક્ષેત્રમાં જશે તો હમે સર્વે તરી જઇશું.

સનત્કુમાર કહે છે કે હે નારદ ! બદરીનાથ ગયેલો પુરૂષ જો બ્રહ્મકપાલમાં પિંડદાન ન આપતાં, મોહથી ગયામાં આપે તો તે પોતાના પિતૃઓને અધોગતિમાં નાખે છે. બદરીનાથમાં પણ ઘણાં તીર્થો છે, પરંતુ પિતૃકર્મ માટે તો પિતૃઓના ઉદ્ધાર નિમિત્તે આ બ્રહ્મકપાલતીર્થ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ તીર્થ છે.

આ વિષયમાં સનત્કુમાર સંહિતામાં બદરીમાહાત્મ્યના પહેલા અધ્યાયનો ૩૬ મો, અને ત્રીજા અધ્યાયના ૪૩–૪૪ મા શ્લોક માં ( ઉપલા ભાવાર્થને મળતા ) નીચે પ્રમાણે છેઃ—

दद्याद्दूत् ब्रह्मकपाले स्मिन्पिंडं पुत्रोथवापरः ॥
नाम्ना यस्यसवै ब्रह्मलोकं यातिसनातनम् ॥
शिरःकपालं यत्रैतत्पपात ब्रह्मणः पुरा ॥
तत्रैव बदरीक्षेत्रे पिंडान्द द्यान्मुहुः पुमान् ॥
मोहाद्दिना न दद्यातः सपितृन्पातयेत्सकान् ॥
लभते च ततः शापं नारदात्तन्मयोदितम् ॥

વળી કહ્યું છે કેઃ—

**જો જાવે બદ્રીનાથકો સો, ફેર જન્મ ન પાવનં;**
**બ્રહ્મકપાલી શ્રાદ્ધ કરકે, પિત્રિ સ્વર્ગ પઠાવનં.**

એટલે બદ્રીનારાયણ જનારને ફરી જન્મ ધારણ કરવો પડતો નથી, અને બ્રહ્મકપાલીમાં જેનું શ્રાદ્ધ કરવામાં આવે તે સ્વર્ગમાં જાય છે.

## દૃષ્ય ૨૧ મું.

તપ્તકુંડના રસ્તામાંનાં દેવદર્શન, તપ્તકુંડનું વર્ણન. ને માહાત્મય.



**લિંગરૂપે આદ્ય શંકરાચાર્ય**—નારાયણના દેવળથી પૂર્વ તરફ જતાં, આપણા ડાબા હાથ તરફ ઓફીસનો કરો છે. તેને અડીનેજ ઉતરવાનાં પગથીઆં છે. ત્યાં અગીયાર પગથીઆં ઉતરતાં પાંચ હાથ સમચોરસ પરથાર આવે છે. ત્યાં જમણા હાથ તરફ પાંચ હાથ ઉંચું ને ચાર હાથ સમચોરસ, ને જમીનના લેવલથી એક હાથ નીચે ઉતરી અંદર જવાય એવું પૂર્વાભિમુખે બારીજેટલા બારણાવાળું નાનુ દેવળ છે. તેમાં બેવેંત ઉંચું ને છ આંગળના ઘેરાવાવાળું ત્રિકોણાકારનું શિવલિંગ છે. તે લિંગ આદ્યશંકરાચાર્યજીનું છે.

**આદિ કેદારેશ્વર**—ત્યાંથી નવ પગથીઆં ઉતરતાં બેહાથ સમચોરસ ચોક આવે છે. તેનાથી ઉત્તર તરફની ડાબી બાજુએ **આદિકેદારેશ્વર કે આધ્યકેદાર મહાદેવનું** દેવળ છે. તેમાં શંકરનું લિંગ ને પાર્વતી વિગેરે છે. દ્વાર દક્ષિણાભિમુખનું છે, ને દેરૂં ૧૦ હાથ ઉંચું ને તેનું છાપરૂં ચારે દિશામાં તપ્તકુંડના જેવું ચતુષ્કોણ, સોનેરી કળશ વાળું છે. આદ્યકેદાર આગળ પાંચહાથ પહોળો ને ત્રણ હાથ લાંબો ખુલ્લો ચોક છે, તેમાં

નંદી છે. જો કદાચ કોઇ યાત્રિને કેદારની યાત્રાએ જવાનું ના બન્યું હોય અથવા તો પટ ખુલતાં જ્યોતિનાં દર્શન જેને કરવાં હોય તો તે યાત્રીએ અત્રે આવી પ્રથમ આદિકેદારેશ્વરનાં દર્શન કરીનેજ પછી બદ્રિનારાયણનાં દર્શન કરવાં, તોજ યાત્રાનું યથાર્થ ફળ મળશે. તેમ નહિં કરનારને યાત્રાનું ફળ મળશે નહિ. પરંતુ કેદારનાથ જઈ આવનાર યાત્રિને આદિકેદારેશ્વરનાં દર્શન કર્યા સિવાય બદ્રિનારાયણનાં દર્શન કરવાને હરકત નથી.

## આદિકેદારેશ્વર માહાત્મ્ય.

શ્રી મહાદેવજીએ કહ્યું કે, હે કાર્તિકેય ! જ્યાં ભગવચ્ચરણ સાનિધ્ય છે ત્યાં અગ્નિદેવનો નિવાસ છે, અને ત્યાં આદિકેદારેશ્વર રૂપે હું પણ રહું છું. બીજા ક્ષેત્રોમાં તો કલામાત્રાદિકથી મારી સ્થિતિ છે, પરંતુ અહિંઆં તો હું પરિપૂર્ણ સ્વરૂપે થઇને રહું છું. જે કેદારેશ્વરનાં દર્શન, પૂજન, ભકિતપૂર્વક કરે છે તેનાં કોટિજન્મમાં કરેલાં પાપ તે વખતેજ નષ્ટ થઈ જાય છે. હું પાર્વતી સહિત સદા અહિંઆં રહું છું, અને દર્શન, નમસ્કાર વિગેરેથી જલદી પ્રશન્ન થઇ જાઉં છું. બદરીમાં નિર્વિઘ્નપણાથી નિવાસ તથા નારાયણની ભકિત થઇ શકે છે. કેદારેશ્વરની ભકિત કર્યા સિવાય. શ્રી બદરીશની ભકિત મળી શકતી નથી. બદરીશને કેદાર સ્વરૂપેજ અહિં માનવા જોઇએ. શનિપ્રદોષ કરી પ્રદક્ષિણા અને નમસ્કારાદિકથી તથા પુષ્પ, જળ વિગેરે અર્પણ કરવાથી મનુષ્યને સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કેદારેશ્વરનું પૂજન કરવામાં ચતુર્દશી, અષ્ટમી; અને આર્દ્રા નક્ષત્ર વિશેષ છે અગીયાર આવૃતી સાથે યજુર્વેદીય શતરૂદ્રીવડે અભિષેક કરવાથી ૪૫ દિવસની અંદર મનોવાંછિત સિદ્ધિ મળે છે. અહિંઆં ૨૪ લક્ષ ગાયત્રી કરવાથી (એક પુરૂશ્ચરણ) સૂર્યવર્ણ વિમાન દ્વારા સત્યલોકની પ્રાપ્તિ થાય છે. થોડી મહેનતેજ આ કેદારેશ્વરમાં મંત્ર સિદ્ધિ થાય છે, માટે કેદારેશ્વરનું દર્શન કર્યા પછી શ્રીનારાયણનું સ્મરણ કરતાં કરતાં શ્રીભગવાનના મંદીરમાં પ્રવેશ કરી, શ્રીનારાયણની મૂર્તિનાં દર્શન કરવાં, જેથી દર્શન માત્રથી કોટિ મહાપાતકો

પણ નષ્ટ થઈ જાય છે. અત્રેથી ૩૨ પગથીઆં નીચે ઉતરતાં ડાબા હાથ તરફ **ગરૂડશિલા** છે, અને ત્યાંજ પરથાર છે, ને જમણા હાણુ તરફ **પ્રલ્હાદ** ને **શેષધારા** એ જવાનો રસ્તો છે. ત્યાંથી ૧૨ પગથીઆં ઉતરતાં, પરથાળ ને પછી ૨૦ પગથીઆં ઉતરતાં જમણા હાથ તરફ **તપ્તકુંડ** આવે છે. જેમ નારાયણના મંદિર તરફથી તપ્તકુંડે આવવાનો રસ્તો છે તેમ બીજો રસ્તો બજારમાંથી નારાયણના દેવળ તરફ જતાં ડાબે હાથે એક સાંકડી ગલીને રસ્તે શેષધારાને પ્રલ્હાદધારાએ થઈને ગરૂડશિલા આગળ અવાય છે, ત્યાંથી નારાયણ તરફથી તપ્તકુંડે જનારનો એક રસ્તે થઈ કુંડે જવાય છે, એટલે ઓફીસ આગળથી ૬૮ પગથીઆં ઉતરતાં તપ્તકુંડ આવે છે;

## તપ્તકુંડનું વર્ણન.

આ કુંડ આશરે ૬ થી ૭ હાથનો સમચોરસ, ને દિશા પ્રમાણેજ બાંધેલો છે. ચાર હાથની ઉંચાઈના, ચારે દિશાના મધ્યમાં ને ચારે ખુણે મળી આઠ સ્તંભો ગોઠવી તેના ઉપર ચતુષ્કોણાકારે ચારે દિશાએ નેવાં પડે તેવું ત્રાંબાના પતરાંથી મઢેલું ને તેના મધ્ય ભાગે કળશના આકારના મોગરાવાલું, આ કુંડના ઉપર છાપરૂં છે. છાપરા ઉપર ઈશાન ખુણામાં બે હાથના ડાંડાપર નાની સફેદ વસ્ત્રની ધજા ફરકે છે, ને ઉત્તર બાજુ છાપરાની નીચે દિશાના મધ્ય ભાગમાં એક ઘંટ લટકાવેલો છે, આ કુંડ રસ્તાથી આપણા જમણા હાથ તરફ છે, ને તે ઉત્તરાભિ મુખે છે, કુંડની તે દિશા પૂરીથતાં, દક્ષિણ તરફ જતાં પૂર્વાભિ મુખની કિનારમાં થઇને પશ્ચિમાભિ મુખે તે કુંડમાં સ્નાન કરવા ઉતરી શકાય છે, ને ત્યાંજ પંડયા સંકલ્પ કરાવી દાન દક્ષિણા લે છે. ત્યાં કુંડની બહાર પણ ગરમ જળની, એક ઈંચના નળજેવી, ઉત્તરથી દક્ષિણ તરફ વહેતી, એક ધારા છે, આ કુંડમાં માણસોને નહાવાનેમાટે જેવું જોઇએ તેવુંજ ગરમ પાણી છે, ગમે તેવી ઠંડીમાં પણ તપ્ત કુંડમાં નહાવું આનંદ દાયક લાગે છે. તપ્ત કુંડમાં પાણી લાવવાના ને તેમાંથી બહાર કાઢવાના રસ્તાઓ રાખેલા છે. હરરોજ

કુંડમાંનું પાણી કાઢી નાંખી સવારમાં નવું પાણી ધારા મારફતે ભરવામાં આવે છે. સવારમાં વહેલા નાહનારને ચોખ્ખું પાણી મળે છે, ને ભીડ બીલકુલ હોતી નથી, અને મોડા જનારને ભીડમાં પડવું પડે છે ને ઘણા માણસો તેમાં નાહ્યા હોવાથી પાણી અસ્વચ્છ થવાનો સંભવ રહે છે. ગરમ પાણીમાં વધારેવાર નહાવું ફાયદાકારક નથી. આ કુંડના પાણીનું લેવલ કુંડના મથાળાથી એક હાથ નીચું છે, ને તેના તળીયા સુધીની ઉંડાઈ મનુષ્યપૂર છે, ને અંદર જળ છાતીપૂર ભરેલું છે. તેમાં જૂદી જૂદી બે ધારાઓ પડે છે, તેમાં પશ્ચિમમાંથી પૂર્વાભિમુખની લક્ષ્મીધારાને ઉત્તરમાંથી દક્ષિણાભિમુખની પડતી ધારાનું નામ ગરૂડ કે ગૌધારા છે, ને તેના નળ પિત્તળના છે. તે ધારાઓ જલથી વેંત ઉંચાઈપર છે, અને તેનાથી વેંત ઉંચે કુંડના મથાળાપર પૂજારીઓ બેસી ધારાના મુખને દાટો મારીને જલ બંધ રાખે છે. તપ્તકુંડમાં જે પાણી ગરમ રહે છે તેથી વિશેષ ગરમ તો તપ્તકુંડમાં પડતી તે બે ધારાઓનું છે. તપ્તકુંડમાં નહાવા પેસતાં યાત્રી પાસેથી એક એક પૈસો લઈને બન્ને ગરમ ધારાનું પાણી છોડે છે, પણ તે પાણી વિશેષ ગરમ હોવાથી યાત્રિથી વધારેવાર સહન કરી શકાય તેવું નથી.

આ બન્ને ધારાઓ, તપ્તકુંડથી નારાયણના દેવલ તરફ જતાં, ડાબે હાથે બે પગથીઆં ચડતાં ત્યાંથી નીકળતી ગરમ જલની ધારાઓ, દક્ષિણ તેમજ પૂર્વાભિમુખથી નીકળી, એક હાથના સમચોરસ કુંડમાં પડતી દેખાય છે. બીજી પણ ત્યાં નજીકમાંથીજ નીકલે છે, ને ત્યાંથી એક લક્ષ્મીધારામાં ને બીજી ગૌધારામાં જઈ તે બન્નેનું જળ તપ્તકુંડમાં આવે છે. જ્યારે તે બન્ને ધારાનું જળ બંધ રાખે છે ત્યારે તે જળને જવા માટે બીજો રસ્તો રાખેલો છે, આહાહા આવી અસહ્ય ઠંડીમાં જ્યાં બરફનુંજ રેહેઠાણ છે તે જગ્યોએ ગરમ પાણીના કુંડ છે એ ઈશ્વરની કેવી અદ્‌ભુત લીલા છે !

તપ્તકુંડ, ગૌરીકુંડ, અને જન્મોત્રીના કુંડો, બીજા ગરમ

કુંડોની માફકના વિશેષ ગંધકના ગુણવાળા માલમ પડતા નથી, તેમજ ગંધકનીવાસ, સ્વાદ, અને રંગ, વિગેરે ગુણો પણ આ કુંડોમાં માલમ પડતા નથી, અને તેથી તે કુદરતી હોય તેમ લાગે છે.

## તપ્તકુંડ માહાત્મ્ય.

શિવજીએ કહ્યું છે કે, સ્વર્ગમાં, પૃથ્વીમાં અને પાતાલમાં, ઘણાં તીર્થો છે, પરંતુ "बद्दरीस दृशं तीर्थं न भूतं न भविष्यति ॥" એટલે બદ્રીતીર્થ જેવું બીજું એકે તીર્થ છેજ નહિં ને થશે પણ નહિં હે કાર્તિકસ્વામી, એક સમયે પ્રયાગ રાજમાં ગંગા યમુનાના સંગમમાં રહેલા દશાશ્વમેધતીર્થમાં ઊર્ધ્વરેતા ઋષિઓની સભા થઈ તેમાં હાથ જોડી અગ્નિએ પૂછયું કે હે દીનદયાલુ પરમ બ્રહ્મજ્ઞ ઋષિઓ, કૃપા કરીને મને કહો કે હું સર્વ ભક્ષ્યજન્ય પાતકથી કેવી રીતે છૂટી શકું? ત્યારે ઋષિઓની સંમતિથી વ્યાસજી બોલ્યા કે હે અગ્નિ! સર્વ ભક્ષ્યદોષ દૂર કરવા માટે તો ફક્ત એકજ ઉપાય જોવામાં આવે છે કે આપ બદ્રીયાત્રા કરો, જ્યાં આગલ સર્વનાં સર્વ પાપ હરણ કરનારા દેવાધિદેવ, મધુસૂદન, જનાર્દન, નારાયણ નિત્ય નિવાસ કરે છે. ત્યાં ગંગા સ્નાન કરી વિષ્ણુ ભગવાનની પરિક્રમાને દંડવત્ નમસ્કાર કરવાથી સર્વે પાપો દૂર થઇ જાય છે. એવું સાંભળી સર્વ ઋષિઓની સંમતિથી અગ્નિદેવતા ઉત્તર તરફ જ્યાં ગંધમાદન પર્વત પર આવેલું બદ્રીક્ષેત્ર છે ત્યાં જઈ નારાયણને નમસ્કાર કરી ભક્તિપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા, જેથી સર્વાન્તર્યામી ભગવાન પ્રત્યક્ષ સ્વરૂપે પ્રસન્ન થઈને બોલ્યા કે હે પુત્ર! વરદાન માગો, તમારી ભક્તિથી અને સ્તુતિથી હું પ્રસન્ન છું. ત્યારે અગ્નિદેવતાએ કહ્યું કે હે સર્વજ્ઞ, પ્રભો! હું સર્વ ભક્ષણ પાતકથી ભયભીત થયો છું, માટે અભયદાન આપો. ભગવાન બોલ્યા કે આ મારા બદ્રીક્ષેત્રનાં દર્શન કરવાથી પ્રાણીઓનાં દરેક પાતકો નષ્ટ થઇ જાય છે, માટે તમે પણ નિષ્પાપ થઈ ચૂકયા છો. ત્યારથી અગ્નિદેવતા પવિત્રાત્મા થઈને બદરીમાં

જલ સ્વરૂપે સદા રહે છે. મહા પાતકી પણ આ વન્હિ તીર્થમાં સ્નાન કરવાથી સહજ શુદ્ધ થઈ જાય છે. તપ્ત કુંડમાં ઉષ્ણ જળરૂપે સાક્ષાત નારાયણ બિરાજમાન છે એમ જાણવું, અને ત્યાં સદા સ્થિત રહેલા છે, તપ્તકુંડને **અગ્નિતીર્થ** કહે છે. જેમ અગ્નિમાં સોનું તપાવવાથી શુદ્ધ થાય છે તેમ, આ તપ્ત-કુંડમાં સ્નાન, માર્જન, આચમન, અને તેનાં દર્શન વિગેરે કરવાથી જીવ સર્વ પાપોથી મુકત થાય છે. નારદકુંડ સિવાય અગ્નિતીર્થ સમાન અન્ય કોઈ તીર્થસ્નાન હતું પણ નહિં, છે પણ નહિં અને થશે પણ નહીં, અત્રે જે કર્મ કરવામાં આવે છે તે કરોડગણું થાય છે. અત્રે સ્નાન કરવાથી સર્વ પાપો બળી ભસ્મ થઈ જાય છે. જે પાપ મરણાન્ત પ્રાયશ્ચિતથી પણ દૂર થઈ શકે એમ ન હોય તે પાપ અહીંઆં માત્ર સ્નાન કરવા-થીજ દૂર થાય છે, બીજાં તીર્થોમાં ત્રણ કુશાગ્રથી માત્ર જલ બિંદુપાન કરી, જપ, તપ કરવાથી જે ફળ કહેલું છે તે ફળ અહીંઆં માત્ર સ્નાન કરવાથીજ મળે છે. અહીંઆં જે યથાશક્તિ બ્રાહ્મણભોજન તથા દાન વિગેરે કરે છે તેના કુળમાં કદી પણ દારિદ્રય થતુંજ નથી. અનેક મોટાં મોટાં તીર્થો ઘણાં પવિત્ર કરનારાં છે, પરંતુ "**वह्नि तीर्थसमं तीर्थं न भूतं न भविष्यति**" એ નિઃસંદેહ છે. શ્રીબદરીશની તપશ્ચર્યા કરીને સર્વોપકાર માટે અગ્નિ દેવતાએ અહીં તીર્થતા મેળવી છે, માટેજ અહીં આગળ સ્નાન, તર્પણ, હવન, જપ, શાલિગ્રામાદિ પૂજન, સર્વ પ્રયત્નથી અનન્ત ફલની સિદ્ધિને માટે અવશ્ય કરવું, પંચ-શિલાના મધ્યમાં જ્યાં નિત્ય નારાયણનો નિવાસ છે ત્યાં આગળ અગ્નિતીર્થ (તપ્તકુંડ)નું સ્થાન છે.

**અલકનંદાને નારદકુંડાદિ તીર્થો**—તપ્તકુંડથી ઉત્તરમાં અલકનંદા ગંગાનાં ઘાટનો ૪ હાથ પહોળો ને બાર હાથ લાંબો પરથાર છે. તે પછી નીચે જળમાં છ હાથ જવાનાં પગથીઆં છે. તે ઉતરતાં ડાબી બાજુએ ૮ પગથીઆં જતાં એક કુંડમાં ગરમ જળની ઉંચેથી ધારા પડે છે. તેને વિષ્ણુકુંડ કહે છે, ને

## અલકનંદા.



બદ્રી નારાયણથી વહી જતી અલકાપુરીથી આવેલી પતિતપાવની શ્રી
અલકનંદા ગંગાજીનાં પવિત્ર દર્શન.

ત્યાંથી બીજાં ચાર પગથીઆં ઉતરતાં પરથાર આવે છે, તેની ડાબી બાજુ સૂર્યને જમણી બાજુ ગૌરીકુંડ છે. તેમાં નાહી શકાય તેવા ગરમ જળના રાા હાથ સમચોરસ અને કમ્મરપુરની ઉંડાઇના તે દરેક કુંડ છે. વિષ્ણુકુંડના પરથાર આગળ જમણા હાથ તરફ પણ તેટલોજ ચોરસને ઊંડો ગરમ પાણીનો ગૌરીકુંડ અથવા વૈતરણીકુંડ છે. ત્રણે કુંડોમાં ઊતરીને નાહી શકાય છે. ત્યાંથી છેક દશ પગથીઆં ઉતરતાં ગંગાના જળમાં જવાય છે. ત્યાં જમણા હાથ તરફ મોટી શિલાઓ છેક તપ્તકુંડના છાપરા સુધીની ઊંચાઈની છે. તે બન્ને શિલાઓની વચ્ચે અલકનંદાના જળમાંજ નારદકુંડ છે. તે કમ્મરપૂર ઊંડો છે, ને રાા હાથ સમચોરસ છે. જલ બરફમય છે, તેથી નહાવાનું કષ્ટપ્રદ લાગે છે, તેમાં અલકનંદાનું જળ આવીને તે જળ બન્ને શિલાઓની વચમાં બુગદાની માફક પડેલા ગરનાળામાં થઈ પસાર થાય છે, તેથી ખરી રીતે નારદકુંડ અલકનંદાગંગાના જળમાંજ હોવાથી અલકનંદાના જળથીજ નારદકુંડનું સ્નાન થાય છે. મોક્ષદાઈની, પતિત પાવની અલકનંદાગંગાનો પ્રવાહ મોટા પર્વત ઉપરથી અત્રે પૂરજોસમાં વહે જાય છે. તેથી જાણે મહાસાગરમાં ઉછળતા મોજાંની માફક અલકનંદાના જળની છોળો ઉછળતી હોય તેવો ભાસ થાય છે. તેમાં પણ નારદકુંડની માફક બરફમય જળમાં સ્નાન કરવું કઠિણ થઇ પડે તેમ છે. વળી સ્નાન કરતાં બહુજ સંભાળ રાખવાની પણ જરૂર છે. ભગવતી અલકનંદા તો તીર્થમયીજ છે, જેમાં સ્નાન કરવા માટે જનારાઓને પગલે પગલે રાજસૂય, અશ્વમેધ યજ્ઞનું ફલ મળે એમાં કાંઇ દુર્લભ નથી, પરંતુ તેમાં નારદતીર્થ તો એકજ છે, જેમાં ભગવાન નિત્ય નિવાસ કરે છે, નારદકુંડથી ઉત્તર બાજુએ અલકનંદામાં વ્યાસ, વશિષ્ટમુનિ, રૂદ્ર, બ્રહ્મ, સૂર્ય, ચંદ્ર, પિતૃ, ઋષિ, સનકાદિ, સુદર્શન, ધ્રુવ, ઇંદ્ર, વરૂણ, વિગેરે તીર્થો છે. નારદકુંડથી નીચે દક્ષિણ તરફ વારાહ, નૃસિંહ, અશ્વિની, કમઠ, લોકપાલ, વૈખાનસ, પાંડવ, શેષ, યોગ, ભરદ્વાજ, વિશ્વામિત્ર

વિગેરે તીર્થો અનુક્રમે છે. બદ્રીનાથ ક્ષેત્રમાં અનેક તીર્થ યાત્રાઓ છે. એ પ્રમાણે અત્રે ઘણાં તીર્થો છે, પરંતુ આ અતિસૂક્ષ્મ, શુદ્ધ, બદ્રીક્ષેત્રમાં અત્યંત પુણ્યપ્રદ બે તીર્થોજ મુખ્ય છે, તેમાંનું એક નારદકુંડ, અને બીજું તપ્તકુંડ તીર્થ કહેવાય છે.

### અલકનંદા માહાત્મ્ય.

હે કાર્તિકેય ! શ્રી ગંગાજી ભગીરથ રાજાના રથની પાછળ તો એકજ કલાથી ગયાં, પરંતુ શ્રીબદ્રીનારાયણના ચરણ કમળને શીર્ષથી સ્પર્શ કરવા માટે પંદરકલાથી આવ્યાં. જેવું ફળ બદરીનાથનાં કીર્તન કરવાથી થાય છે તેવુંજ ફળ અલકનંદાના કીર્તન કરવાથી પણ થાય છે.

એક વખત એક વૈશ્ય અને તેની સ્ત્રી બન્ને બદરીનારાયણની યાત્રાએ આવ્યાં, ને ત્યાં અલકનંદામાં આવેલા નારદકુંડમાં સ્નાન કરતી વખતે તે સ્ત્રીના હાથનું હાથીદાંતનું કંકણ ટૂટીને ગંગાજીમાં પડી ગયું, જેથી જે હાથીના દાંતનું તે કંકણ બનાવ્યું હતું તે હાથી દિવ્યરૂપ ધારણ કરી વૈકુંઠમાં ચાલ્યો ગયો; માટે જે મનુષ્ય ભક્તિપૂર્વક વિધિથી અત્રે અલકનંદા ગંગાનું સ્નાન કરે છે અથવા જેનાં હાડકાં કોઈ પણ મનુષ્ય લાવી અહીંઆં ગંગામાં પધરાવે છે તેની પરમ ગતિ થાય છે તેમાં સંદેહ નથી.

---

## દશ્ય ૨૨ મું.

### પંચશિલા, માહાત્મ્ય, પંચતીર્થ, દાનાદિકનું ફળ, ને સુફલ બાબત.



અત્રે પંચશિલાનાં દર્શન મુખ્ય છે. તે પંચશિલામાં ૧ લી નારદ–૨ જી વારાહ–૩ જી ગરૂડ–૪ થી નૃસિંહ–અને ૫ મી મારકંડેય કે ગૌશિલા છે. નારદકુંડથી કિનારા તરફની પ્રથમ શિલાને નારદશિલા કહે છે, અને તેની પૂર્વ તરફ તરત અલકનંદાના જલ

તરફ બીજી **વારાહશિલા** છે, ને તે ગંગાના પ્રવાહમાં છે, તેથી ત્યાં કોઇ માણસથી જઈ શકાતું નથી, દૂરથી દર્શન કરી શકાય છે; અને તે શિલા પણ વારાહના આકારનીજ છે. આ બંન્ને શિલાઓ આસરે ગંગાના જલથી આરંભીને છેક તપ્ત-કુંડના છાપરા સુધીની ઉંચાઇની છે. ને તે બંને ઉપર જતાં જાણે સાથે મલી ગઈ હોય તેમજ જણાય છે. આ શીલાઓ ને તપ્તકુંડની વચ્ચે પણ ૫, હાથનો અંતર છે. તપ્તકુંડથી નારાય-ણના દેવલ તરફ ૧૮ પગથીઆં ચઢતાં રસ્તાના પરથારથી જમણે હાથે ત્રીજી **ગરૂડશિલા** છે. તેની ઉંચાઇ આદિ કેદારેશ્વરના-દેવળના શિખર સુધીની છે, ને તેનો આકાર ગરૂડપક્ષીના જેવો છે. ૪ થી **નૃસિંહશિલા**, ને પાંચમી **માર્કંડેયશિલા** તે અલક-નંદાગંગાના જલ વચ્ચે છે. તે બંન્નેનુ રહેઠાણ, તપ્તકુંડથી ઉપર ચઢતાં વચમાં ડાબે હાથે જે રસ્તો પ્રહલાદધારાએ થઇ બજાર તરફ જાય છે તે રસ્તે, ૨૦ હાથ દૂર જતાં ડાબા હાથે, નીચાણની નાની ગલીમાં ૬ પગથીઆં નીચે ઉતરતાં કેટલાંક ઘર આવે છે તે રસ્તે થઇ અલકનંદાને કિનારે જવાય છે ત્યાંજ ગંગાના કિનારાની ભેખડની નીચે શિલા દેખાય છે તેજ **નૃસિં-હશિલા** છે, શ્રીનૃસિંહ ભગવાને પોતાના અવતાર સંબંધી કાર્યો પુરાં કર્યા પછી પોતાના દેહનું આ બદ્રિક્ષેત્રમાં આવી આજ ઠેકાણે સ્થાપન કરેલું છે, ને ત્યાંજ અલકનંદાના જળના મધ્ય ભાગે જે શિલા છે તેને **માર્કંડેયશિલા** કહે છે, ને તેને **ગૌશિલા** પણ કહે છે, પરંતુ તેના ઉપર પાણી હોવાથી તે દેખાતી નથી, પણ તે બંન્ને શિલાઓનું દૂરથી આ જગ્યાએ ઉભા રહી ધ્યાન, ને સ્મરણ કરી દર્શન કરાય છે.

## નારદકુંડ અને પંચશિલા માહાત્મ્ય.

**નારદકુંડ અને નારદશિલા માહાત્મ્ય**—જ્યારે નારદ મુનિએ મહાવિષ્ણુ પ્રીત્યર્થે આ શિલામાં વૃક્ષતુલ્ય વાયુભક્ષણ કરીને ૬૦ હજાર વર્ષ પર્યંત કઠિન તપ કર્યું ત્યારે કૃપા કરી ભગવાને સુંદર વૃદ્ધબ્રાહ્મણનું રૂપ ધરી નારદજીની સન્મુખ આવી

મધુર સ્વરથી પૂછ્યું કે, હે મુનિરાજ! તમે તપથી નિષ્પાપી છો, છતાં અહિં આગળ તપ કરીને આવો કલેશ શા માટે ઉઠાવ્યો છે? તમારી શી ઈચ્છા છે? બદરીવાસ તો નિઃસંદેહ વિષ્ણુ તુલ્ય છે. ત્યારે નારદજીએ કહ્યું કે આપ આવા નિર્જન વનમાં મારા ઉપર કૃપા કરવાવાળા કોણ છો? હે દ્વિજવર આપનાં દર્શન કરવાથી મારૂં ચિત્ત પ્રસન્ન થઈ રહ્યું છે. એટલામાં ભગવાને શંખ, ચક્ર, ગદા, પદ્મ, શ્રીવત્સ, કૌસ્તુભ, વિગેરેથી સુશોભિત, પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવ્યું, જેથી નારદજી જેમ મૃત શરીરમાં પ્રાણ આવ્યો હોય તેમ સંભ્રમથી એકદમ ઉઠીને ઉભા થયા, અને વારંવાર પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા ત્યારે ભગવાને કહ્યું કે, હે નારદજી! હું તમારી ભક્તિ, તપશ્ચર્યા, અને સ્તુતિથી અત્યંત પ્રસન્ન થયો છું. તમારા સમાન મારો ભક્ત ત્રિલોકમાં પણ નથી, માટે વરદાન માગો ત્યારે નારદજીએ પ્રાર્થના કરીને ત્રણ વરદાન માગ્યાં પ્રથમ, હે પ્રભો! આપનાં ચરણ કમલોમાં મારી નિરંતર દ્રઢ ભક્તિ રહે, ને બીજું, આપ મારીઆ શિલાતીર્થપર સદા નિવાસ કરીને રહો, ત્રીજું જે કોઈ આ મારાકુંડમાં દર્શન, સ્નાન, આચમન, અથવા સ્પર્શ કરે તે સાક્ષાત્ મોક્ષગતિને પામે. એવી રીતે ત્રણ વરદાન આપો. વરદાન આપી, તથાસ્તુ કહીને, ભગવાન અંતર્ધ્યાન થઈ ગયા. સનત્કુમાર કહે છે કે આવું નારદીય તીર્થ મેં ત્રણલોકમાં દેખ્યું નથી. અહિંઆં વેદધ્વનિ સ્પષ્ટ સંભળાય છે, જેમાં કેશવાદિક નામની ૫૦ નારાયણની મૂર્તિઓ છે. ભગવાનના અંશાવતારી મનુષ્ય યુગ યુગમાં તેને આ કુંડમાંથી કાઢીને તેની પ્રતિષ્ઠા કરે છે. પૃથ્વીનાં સમગ્ર તીર્થો અને સર્વે દેવર્ષિઓ મધ્યાન્હ વખતે અહિયાં આવે છે, અને આ નારદકુંડમાં સ્નાન કરી ભગવાનની ઉપાસના કરે છે. શ્રી મહાદેવજીએ કહ્યું કે, હે કાર્તિક સ્વામી! કલિયુગની આદિમાં દુષ્ટ બુદ્ધિવાળા માણસોને દેખી જ્યારે ભગવાન અંતરધ્યાન થઈ જશે ત્યારે હું સન્યાસી સ્વરૂપે શંકરાચાર્યનો અવતાર લેઈને લોકોનાં હિતાર્થે નારદ

તીર્થમાંથી એક મૂર્તિ કાઢીને સ્થાપન કરીશ. જે મૂર્તિનાં દર્શન માત્રથી સિંહને દેખીને જેમ મૃગ નાસી જાય તેમ પાપોનાં સમૂહોનો નાશ થઈ જશે. એ કારણ માટે, તપ્તકુંડમાં પ્રાતઃસ્નાન કરીને નારદકુંડમાં મધ્યાન્હ સ્નાન કરવું જોઈએ. આ કુંડની મૃત્તિકા કંકુના જેવી રક્તવર્ણી છે. હે કાર્તિકેય! આવી રીતે મેં નારદશિલાનું તથા નારદકુંડનુ માહાત્મ્ય કહ્યું તે યથાર્થ છે.

**વારાહશિલા માહાત્મ્ય**—હે કાર્તિકેય! રસાતલથી પૃથ્વીનો ઉદ્ધાર કરી હિરણ્યાક્ષને મારી વારાહ ભગવાન બદરીમાં આવી શિલારૂપે સ્થિત થયેલા છે જે અહિંઆં ગંગા સ્નાન કરી યથાશકિત વારાહશિલામાં દાન આપી રાત્રિ દિવસ રહીને એકાગ્ર જપ કરે તો તેની શિલામાં દેવદષ્ટિ થઈ જાય છે, અને સાધક જે ઇચ્છા કરે તે સિદ્ધિ તેને મળે છે, વારાહ શિલાની પૂર્વ બાજુએ **વારાહતીર્થ** છે.

**ગરૂડ શિલા માહાત્મ્ય**—હે કાર્તિકેય! કશ્યપ ઋષિથી વિનતાને અરૂણુ ને ગરૂડ બંન્ને પુત્ર થયા. તેમાં અરૂણુતો સૂર્યનો સારથિ થયો, અને ગરૂડજીએ ભગવાનનુ વાહન થવાની ઈચ્છાથા ત્રીશ હજાર વર્ષ સુધી એક પગે ઊભા રહી તપ કર્યું ત્યારે ભગવાન ત્યાં આવ્યા. ધ્યાનમાં બેઠેલા ગરૂડજીને દેખી શંખધ્વનિ કર્યા છતાં ગરૂડજી ધ્યાનમાંથી ઉઠયા નહિ ત્યારે ભગવાને અનીર્ગત થઇને તેને ધ્યાનમાંથી ઉઠાડી બહિર્દષ્ટિ કરી. ગરૂડજી સ્તુતિ કરવા લાગ્યા અને તરતજ ગંગાજીનુ તેમણે આવાહન કરી પર્વત ઉપર પંચમુખી ગંગાજીને (ગરૂડગંગા) પ્રગટ કર્યાં અને એ ગંગાજળથી પાધ્ય, અર્ધ્ય, ઈત્યાદિ આપીને પૂજા કરી વરદાન માગ્યું કે, હે પ્રભો! હું દેવ દાનવ આદિથી અજેય થાઉં અને આપનું વાહન બનું આ ગંગાજીનુ જે સ્મરણુ કરે તેને વિષબાધા ન થાય સ્નાનથી અને દર્શનથી પાપં દૂર થાય ત્યારે ભગવાને તથાસ્તુ કહીને આજ્ઞા કરી કે, હે ગરૂડ! તમે શુદ્ધ બદરીમાં જઈને નારદ વિગેરે તીર્થોમાં સ્નાન કરી ત્રણુ ઉપવાસ અને મારૂ દર્શન કરો તો તમારી ઇચ્છા પરિપુર્ણ થશે! ત્યારે

ગરૂડજી શુદ્ધ બદરીમાં આવ્યા અને ત્યાંના દરેક તીર્થોમાં સ્નાન કરી, વન્હિકુંડ (તપ્તકુંડ) આગળની તીર્થશિલામાં બેસી ત્રણ ઉપવાસ કરી, નારદ તીર્થમાં ભગવાનનાં દર્શન કરી કૃત કૃત્ય થયા. ત્યારથી આ શિલાનું નામ ગરૂડશિલા પડયું છે. જે આ શિલાનો સ્પર્શ કરે તેનાં પાપ નાશ થાય છે, અને વિષપીડા કદી પણ થતી નથી. અહિં આગળ ગરૂડજી ભગવાનનું વાહન પણું પામ્યા છે, આ શિલામાં પૂજા કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે.

**નૃસિંહ શિલા માહાત્મ્ય**—હે કાર્તિકેય ! જ્યારે નૃસિંહ ભગવાને હિરણ્યકશિપુ (હીરણ્યકશ્યપ)ને નખથી ચીરી નાખ્યો ત્યારે ક્રોધથી પ્રલયકાળના અગ્નિતુલ્ય ભગવાનને અતિ ભયંકર દેખી ભયભીત થયેલા દેવતાઓએ સ્તુતિ કરી તે વખતે ભગવાને કૃપા કરી દેવતાઓને અભયદાન આપી પોતે બદરીમાં આવી ગંગાજળમાંજ નિવાસ કરી ક્રીડા કરવા લાગ્યા. ઋષિઓએ સ્તુતિ કરી વરદાન માગ્યું કે હે પ્રભો ! આપે કદી પણ બદરીક્ષેત્ર છોડવું નહિ. આવી રીતે સાંભળી, તથાસ્તુ કહી, શિલારૂપી નૃસિંહ ભગવાન જળમાંજ રહ્યા. જે અહિંઆં ત્રણ રાત્રિ ઉપવાસ કરી જપ, ધ્યાન, કરે તેને નૃસિંહ ભગવાનનાં દર્શન થાય છે. જે નૃસિંહ ચતુર્દશીને દિવસે ઉપવાસ કરી ભગવાનનું પૂજન કરે અને બીજે દિવસે બ્રાહ્મણ ભોજન કરાવે તેને આ જગતમાં કાંઈ પણ દુર્લભ રહેતું નથી.

**માર્કંડેય શિલા માહાત્મ્ય**—પહેલાં ત્રેતાયુગના અંતે મૃકંડુઋષિના પુત્ર માર્કંડેયઋષિએ પોતાનું અલ્પાયુષ્ય જાણીને દ્વાદશાક્ષર મંત્રથી ભગવાનનું પૂજન કરી; જપ, તપ, અનુષ્ટાન કર્યું ત્યારે પ્રસન્ન થઈને ભગવાને માર્કંડેય ઋષિને આકાશ વાણી દ્વારા ચિરંજીવીપણું આપ્યું, પણ પ્રત્યક્ષ દર્શન થયાં નહી તેથી ભગવાનનાં દર્શન માટે માર્કંડેય ઋષી તીર્થાટન કરતા કરતા મથુરામાં આવ્યા તો ત્યાં તેમને નારદજી મળ્યા. માર્કંડેય ઋષિએ નારદજીનું પૂજન કર્યું ત્યારે નારદજીએ તેમને બદરી મહાત્મ્ય કહી

કહ્યું કે હે સાધો! હે માર્કંડેય! તમે આટલું બધું તીર્થાટન કરી અતિ પરિશ્રમ વેઠી અત્યંત કલેશ શા માટે ઉઠાવી રહ્યા છો? તીર્થરાજ બદરીમાં ભગવાન હંમેશાં નિવાસ કરે છે ત્યાં જશોતો તમને સાક્ષાત્ ભગવાનનાં દર્શન થઇ જશે. આવુ સાંભળી પરમ વિસ્મિત થઈ પ્રસન્ન થતા માર્કંડેયઋષિ બદરીમાં આવ્યા ત્યાં સ્નાન કરી શિલામાં બેસી ભકિતપુર્વક અષ્ટાક્ષર મંત્ર જપવા લાગ્યા, ત્યારે ભગવાને પ્રસન્ન થઇ પ્રત્યક્ષ દર્શન આપ્યાં, અને વરદાન માગવા કહેતાં માર્કંડેય ઋષિએ સ્તુતિ કરી વરદાન માગ્યું કે હે પ્રભો! જો આપ પ્રસન્ન છો તો મારી આપના ચરણોમાં નિશ્ચલ ભકિત નિરંતર રહો ને હંમેશાં પૂજન વખતે આપનાં મને દર્શન થાઓ અને આ મારી શિલામાં આપનો નિવાસ રહો. મારાં આ તીર્થમાં સ્નાન વિગેરે કરનારાઓને મુકિત મળો. આવી રીતે માગતાં તથાસ્તુ એમ કહી ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા ને માર્કંડેય મુનિ પ્રસન્ન થઈ પોતાના પિતાના સ્થાનમાં ચાલ્યા ગયા. જે આ આખ્યાન સાંભળે છે તેને ભગવદ્ભકિત પ્રાપ્ત થાય છે. જે કોઇ આ પંચશિલાઓનું આખ્યાન સાંભળે છે, અથવા સંભળાવે છે, તો તે સર્વ પાપથી મુકત થઇને વૈકુંઠમાં વાસ પામે છે. તેમજ, આ પંચશિલાનાં દર્શન, સ્પર્શન, ને પૂજનથી માણસ નરનારાયણ રૂપ થઈ જાય છે.

**પંચતીર્થો**—૧ લું તીર્થ-ઋષિગંગા, ૨જુ–કર્મધારા, ૩જું–પ્રહલાદધારા, ૪ થુ–તપ્તકુંડ, ૫ મું–નારદકુંડ, એ પાંચ ઠેકાણે સ્નાન કરવાથી પંચતીર્થ કર્યાં કહેવાય છે, ને તેનાં સ્નાનનુ અત્રે ઘણું મોટું માહાત્મ્ય વર્ણવેલું છે; તેમાં પણ નારદકુંડને તપ્તકુંડનું સ્નાનતો અવશ્ય મોક્ષદાયકજ છે.

## ત્યાં દાનાદીક કરવાથી થતાં પુણ્યફલની પ્રાપ્તિ.

અત્રે દાન આપવાનું અત્યંત પુણ્ય છે, પવિત્ર બ્રાહ્મણોને અને પંડયાઓને દાનાદિક આપવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે. આ પુણ્યક્ષેત્રમાં જે કોઇ, કુટુંબી બ્રાહ્મણને માત્ર ગાયના

ચામડા જેટલી પૃથ્વીનું દાન આપે તો તેને સંપૂર્ણ પૃથ્વીના દાન આપ્યાનું ફળ મળે છે. તેમજ, અત્રે વેદજાણનાર બ્રાહ્મણને એકરતિભાર સોનું આપે છે તેને સુવર્ણ તુલાદાનનું સંપૂર્ણ ફલ મળે છે.

સોનાનું દાન આપવાવાળો દિવ્ય દેહ પામે છે, અને અન્નદાન કરનાર સદા તૃપ્તિ પામે છે. ધાતુદાન કરનાર ઉત્તમ ભાગ્યશાલી થાય છે. ગૌદાન આપનાર મુક્તિને પામે છે, અને હાથીઘોડા આપનારો ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે, તથા શય્યાદાન આપનારને વૈકુંઠ મળે છે, અને બીજાં મહાદાન કરનારાઓ પુણ્યલોકોના ભોગ ભોગવી વૈકુંઠમાં આનંદ કરે છે. તેમ, ધૂપ, દીપ ક્ષીર, અન્ન, અને વસ્ત્રાદિકનું દાન આપનાર, અનંત પુણ્યનો ભોકતા થાય છે.

અત્રે સંસારરૂપી સાગર તરી મુક્તિની પ્રાપ્તિ માટે શ્રી બદ્રીનારાયણનાં મંદિરમાં ને ગંગાજીમાં દીપદાન અવશ્ય કરવું. અખંડ દીપદાન વિશેષ ફલપ્રદ છે, ને તેથી જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત થાય છે, એટલે યાત્રીનાં હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે.

હે નારદ ! અન્ય ક્ષેત્રોમાં કરેલું દાન ફળભોગવતાં કાળાન્તરે ક્ષીણ થઇ જાય છે, પણ બદ્રીક્ષેત્રમાં કરેલા દાનનું ફળ અક્ષય્ય છે, તેમાં પણ બદ્રીક્ષેત્રવાસી બ્રાહ્મણને (પંડયાને) યથાશક્તિ ધનાદિદાન આપી બ્રાહ્મણભોજન કરાવવું, ને તેમની આજ્ઞા લેઇ પોતે ભોજન કરવું. આ ક્ષેત્રમાં જે શુભ કે અશુભ કર્મો કરવામાં આવે છે. તેનું ફળ કરોડગણું થાય છે, માટે યાત્રીઓએ આ તીર્થમાં જેમ બને તેમ વધારે પ્રમાણમાં પુણ્યદાન કરવું. કે જેનું ફળ કરોડગણું થાય. પરંતુ ભૂલેચૂકે કદાપિ પણ પાપ કર્મ કરવું નહિં, નહિં તો તે કરેલાં પાપનું ફળ કરોડગણું થતાં તે ભોગવવું પડશે. તીર્થોમાં પાપ કરવાથી થતું ફળ નીચે પ્રમાણે છેઃ—

'अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥'

ભાવાર્થ-તીર્થ સિવાયની જગ્યાઓએ કરેલું પાપ તીર્થમાં સ્નાનદાન દર્શન કરવાથી નાશ પામે છે. પણ જો તીર્થમાં પાપ કરવામાં આવે તો તે વજ્રલેપ જેવું થાય છે એટલે તે પાપ કદી પણ ટળતું નથી. તો પછી, બદ્રીનારાયણ ધામમાં તે પૂછવુંજ શું ? માટે પાપથી બચવા સાવચેત રહેવું. તે પછી અન્ય વસુધારાદિક તીર્થોમાં જઇ સ્નાનદાનાદિક કરવું, ને શ્રી બદ્રીનારાયણમાં રહેવાય ત્યાં સુધી નારદતીર્થનું સેવન કરવું, કેમકે નારદકુંડતીર્થ જેવું. ત્રણ લોકનાં બીજું તીર્થ નથી. તેમાં સ્નાનદાનાદિક જેણે કર્યું તેણે સર્વ તીર્થોમાં કરવા યોગ્ય બધુંએ કર્યું એમ જાણવું. એ પ્રમાણે યાત્રા કરી શ્રી બદ્રીનાથથી પોતાને ઘેર જતાં, માર્ગમાં ખરચને માટે જોઇતું ધન રાખી, વધારે ધન પોતાની પાસે બચત રહેલું જણાય તો તે ધન શ્રી બદ્રીનારાયણને અર્પણ કરવું. બદ્રીકાશ્રમમાં જ્યાં સુધી રહેવું થાય ત્યાં સુધી હંમેશ ત્રિકાલ ( સવાર-બપોર-સાંજ ) શ્રી બદ્રીવિશાલ લાલ ભગવાનનાં દર્શન કરવાં. શ્રી બદ્રીનાથજીનું સુફલ લેઈ, બ્રાહ્મણનો આશીર્વાદ ગ્રહણ કરી, પોતાને કૃતકૃત્ય માની, સ્વદેશ તરફ પાછા ફરવું, અથવા ઇચ્છા હોય તો આ ક્ષેત્રમાંજ નિવાસ કરવો. પોતાને ઘેર ગયા પછી યથાશકિત બ્રાહ્મણોને ભોજન કરાવવું. આ રીતે જે કોઈ મનુષ્ય બદ્રીવિશાલલાલની યાત્રા કરે છે, તેને ફરી ગર્ભવાસમાં આવવું પડતું નથી, ને જન્મ મરણનો ફેરો ટળી જાય છે. તે તીર્થમાં યાત્રીને પગલે પગલે ને ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફલ થાય છે. જે મનુષ્ય બદ્રીવિશાલની યાત્રા કરે છે. તે પ્રાણીને ત્રણે લોકમાં ધન્ય છે, અને તે દેવતાઓને પણ પૂજવા યોગ્ય છે, બોલો શ્રી બદ્રીવિશાલલાલકી જય !

**સુફળ બાબત**—યાત્રાપૂરી કરી, અત્રે બ્રાહ્મણ, સાધુ, સંતો, ને ક્ષુધાર્તિ સંન્યાસી વિગેરેને ભોજન કરાવી, અત્રેથી જવાના સમયે, પંડયા પાસેથી સુફલ લઇ દાનદક્ષિણા આપી તેમનો આશીર્વાદ લેવો, અત્રે સુફલ ત્રણ ઠેકાણે લેવાય છે—

પ્રથમ નારાયણના દેવળના ચોકમાં ધર્મશિલા ઉપર, બીજું-તપ્તકુંડ ઉપર ને ત્રીજુ પંડયાના નિવાસસ્થાન ઉપર, તે ત્રણ સ્થળમાંથી ગમે ત્યાં સુફલ લઈ શકાય છે.

નરનારાયણના પર્વતના શિખરમાં એટલે બદ્રીનારાયણથી પશ્ચિમ તરફ ૪ મૈલ ઉપર જતાં **ઉર્વશીકુંડ** છે, તે કુંડમાંથી નીકળેલી જળધારા હાલમાં જ્યાં બામણી ગામ છે ત્યાં થઇને વહે છે. ત્યાં **ઉર્વશી દેવીનું** પુરાતની મંદિર પણ છે, અને તેની દક્ષિણ બાજુએ આયુધ તીર્થ છે.

તેમજ નર પર્વતની પૂર્વ તરફ **લોકપાલતીર્થ** છે. તેની પાસે **દંડપુષ્કરણી** નામે **સરોવર** છે.

આજે અમારે વસુધારા જવાનો વિચાર હતો તેથી અમો એ હલસુખરામ ભાઇ વિગેરેને કહ્યું પરંતુ તેમનો ત્યાં આવવાનો વિચાર નહિં હોવાથી, તે, તેમના મોટાભાઈ, ને તેમના ધર્મપત્ની, અત્રેજ રહ્યાં, અને અમો આવીએ ત્યારે રસોઈ જમવાની મળે એવો બંદોબસ્ત કરી ત્રણ જેપાન સાથે લઇ અમો વસુધારાએ જવા નીકળ્યાં.

### વસુધારા.

વસુધારા, બદ્રીનારાયણથી ૪ મૈલ ને રસ્તો સડક વિનાની પગ કેડીનો અખડા બખડી કાંકરા પત્થરવાળો અને અગવડ ભરેલો હતો. શરૂઆતમાં એક મૈલ સહેજ સીધો હતો જ્યારે ૩ મૈલનો થોડો થોડો ચડાવ ચડવાનો હતો પ્રથમ બ્રહ્મ કપાલી તરફને રસ્તેથી અમો અલકનંદાના કિનારે કિનારે ચાલ્યા, ચાલતાં એક મૈલ પર જતાં ચાલુ રસ્તાથી ડાબે હાથે તે રસ્તે ધર્મનાંપત્ની તથા ભગવાન નર નારાયણ દેવના માતાજી **મૂર્તિદેવીનાં** અલૌકિક દર્શન થાય છે. રસ્તામાં **ઈંદ્રગંગા** આવે છે ને આ સ્થળને **ધર્મક્ષેત્ર** ને **માતામૂર્તિતીર્થ** પણ કહે છે, ને ત્યાં સ્નાન પણ થાય છે. ત્યાં મેદાનના મધ્યમાં નાના મંદિરમાં દેવીની મૂર્તિ છે. વામન દવાદશીને દિવસે ત્યાં મોટો મેળો ભરાય છે તે દિવસે બદ્રીનારાયણની ભોગમૂર્તિને અતિ ઉત્તમ

વસ્આલંકારથી શ્રાણુગારી પુરીના ઘણા ખરા માણુસો અને યાત્રિયો રાવળ મહોદય સહિત માતાના દર્શનાર્થે જાય છે, ત્યાંથી પાછા અસલ રસ્તે આવી ા મેલ પર જતાં અલકનંદા ગંગાનો લાકડાનો પૂલ ઉતર્યા પછી ડુંગર પર ચડતાં **માણાગામ** ૧૪૧૦૦ ફૂટની ઉંચાઇયે આવેલું છે ને તેને **મણિભદ્રપુરી** પણ કહે છે, ને આ ગામમાં માર્છાજાતીના મનુષ્યોની વસ્તી છે. આ લોકો ટીબેટ અને ભૂતાન સાથે વેપાર ચલાવે છે. અત્રેથી ભૂતાનને ટીબેટ તરફ જઈ શકાય છે. અત્રથી થોડે દૂર ડુંગરમાં આસો, કાર્તકમાં મેળો ભરાય છે. તેમાં ટીબેટને ભૂતાનના લોકો માલ લઇ આવે છે. તે વખતે કસ્તુરી, ઉન, ચમ્મર, વિગેરે પહાડોમાં પેદા થતી વસ્તુઓ વેચાય છે.

અત્ર નજીકમાં **વ્યાસગુફા, સુચકુંદગુફા, ગણેશગુફા,** અને **વ્યાસપુસ્તકાદી તીર્થ** આવે છે, ને ત્યાં બ્રહ્મકુંડ પણ છે, અને જળરૂપે **ચારવેદના** કુંડ પણ અત્રેજ છે. તેનાં ફક્ત દૂરથીજ દર્શન કર્યા હતાં. આ સ્થળને **ગંધમાદન** પર્વત કહે છે. ત્યાંથી અલકનંદાની સામી બાજુએ જોતાં શ્યામ કર્ણ ઘોડાનો આકાર દેખાય છે, પણ ત્યાં જવાતું નથી. અત્રેથી ભરતખંડની હદ પૂરી થઈ બીજા કિંપુરૂષ ખંડનોઆરંભ થાય છે, આ સ્થળે ભરતખંડને કિંપુરૂષખંડ એ બન્ને ખંડોની સરહદ આવેલી છે. આખી પૃથ્વીના સાત ભાગ છે, ને તે દરેકને દ્વિપક કહે છે. તેમાંના આપણે જંબુદ્વીપમાં રહીયે છીએ, ને તે જંબુદ્વીપના નવખંડ છે. જેવા કે ભરત કિંપુરૂષ, હરિ, ઇત્યાદિ તેમની **ખંડ** કે **વર્ષ** એવી સંજ્ઞા છે, **એટલે ભરતખંડ કે ભરતવર્ષ કિંપુરૂષ ખંડ કે કિંપુરૂષ વર્ષ** પણ કહેવાય છે. તે જંબુદ્વીપના નવખંડમાંના ભરતખંડ નામના ખંડમાં આપણે રહીએ છીએ, તે ખંડની હદ લંકાથી હિમાલય પર્વત સુધીની છે અને હિમાલયથી. હિમકુંડ પર્વત એ બેના મધ્યનો ભાગ તે કિંપુરૂષ ખંડ કે વર્ષ કહેવાય છે. ત્યાં આગળ હિમાલયનાં ઘણાં મોટાં ઉંચાં શિખરોની એક સરખી હાર દેખાય છે. જાણે તે બન્ને મોટા ખંડોની વચમાં જબરજ-

સ્ત કોટની માફક અજીત, અલંઘનીય અડગ્ગને જબરજસ્ત દીવાલ હોય એમ જણાય છે, અને તેને **કાળીભીંત** કહે છે. અત્રેથી ભૂતાનને ટીબેટ તરફનો દેસ કિંપુરૂષ ખંડના નામથી ઓળખાય છે, અને ત્યાંજ વ્યાસનો આશ્રમ પણ છે, વ્યાસ ભગવાને અત્રેની ગુફામાં રહિને ભાગવતાદિ ૧૮ પુરાણ, ધર્મ ગ્રંથોની રચનાને મહાભારત પણ રચ્યું હતું, અને તે ગણપતિએ એવી સરતે લખ્યું હતું કે ગણપતિ જેમ લખે તેમ વ્યાસ શ્લોકની રચના કરી આપે પણ જો શ્લોકની રચના કરતાં વ્યાસને વાર લાગે તો ગણપતિ લખવાનું છોડી દે, એ સરતે મહાભારત લખાયું હતું એમ કહેવાય છે. ત્યાં ગણપતીની મૂર્તી પણ છે. તેજ સ્થાનમાં મધ્વમત પ્રવર્તક આનંદતીર્થ કે જેમને લોકો **મદ્ધાચાર્ય** કહે છે, તે પોતાનો મત પૃથ્વીપર સ્થાપન કરીને, તે પછી વ્યાસાશ્રમમાં તપ કરી સમાધિસ્થ થયેલા છે. મધ્વાચાર્યનું આ સ્થળે **વૃંદાવન** પણ સ્થાપન કરેલું છે. સંન્યાસી વિગેરેના મૃતદેહને જે જગ્યામાં દાટવામાં આવે છે, તે જગ્યા ઉપર જે ઓટલો બાંધે છે તેને સ્માર્ત લોકો **સમાધિ** કહે છે અને તેનેજ વૈષ્ણવો **વૃંદાવન** કહે છે.

પૂર્વે આપણા ભારતવર્ષના ઋષિ મુનિઓ જ્યાં પરમાત્માની પ્રભુતા અખૂટ વર્ષાઇ રહી છે તેવા આ બદ્રીકેદારના વનના પવિત્ર, રમણીય, ને તપોભૂમિના સ્થળોમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરી પોતાનું ને જગતનું કલ્યાણ સાધતા હતા. આધુનિક સમયમાં આપણા ભારતવર્ષનાં મનુષ્યો પણ જો આવા શાંન્ત વાતાવરણમાં રહી એક પ્રકારનું ઉચું જ્ઞાન મેળવી ઋષિમુનિઓની માફક પરોપકાર વૃત્તિથી જગદુદ્ધારની અભિલાષા રાખે તો હાલ પણ ઘણે ભાગે તે ઇચ્છા અવશ્ય ફલીભૂત થાય તેમ છે. અત્રેથી માણા ગ્રામ તરફ જતાં, અલકનંદાના ઉપરનો ફક્ત કામ ચલાઉ પૂલ, યમ્નોત્રી તરફના વર્ણવેલા પૂલના જેવો એકજ ફુટની પહોળાઈનો, પસાર કરી અમો સામે કિનારે ગયાં. ત્યાંથી ગંગાજી અમારા ડાબા હાથ તરફ રહ્યાં. કિનારેથી ૧

ફર્લાંગ જેટલો. પહાડનો ચડાવ ચડતાં માણાગામે દાખલ થયા. માણાગામથી ૦॥ મૈલ પર સરસ્વતીગંગા છે, ને તે ભોટદેશ તરફથી આવે છે, ત્યાંથી જમણે હાથે ટીબેટ અને ભૂતાન જવાનો રસ્તો છે, અને એજ ટીબેટને રસ્તે કૈલાસ અને માનસરોવરે પણ જઇ શકાય છે. વૈશાખથી શ્રાવણ માસ સુધીમાં બદ્રીનારાયણથી ભૂતાન અને ટીબેટનો રસ્તો બરફ ઓગળી ખુલ્લો થવાથી આવજા થઇ શકે છે, તેથી બન્ને દેશો વચ્ચે મીઠું, કાચું ઉન, ઉનનાં કપડાં, ખચ્ચર, ઘોડા, ગાલીચા વિગેરેનો વેપાર તે અરસામાં ચાલુ થઈ શકે છે. માણા ગામથી જમણે હાથે ગામમાં થઇને ટીબેટ જવાનો રસ્તો છે, અને ગામના પડખે ડાબે હાથે વસુધારાએ જવાય છે. અત્રે આવાં ઘણાં તીર્થો છે, પણ રસ્તાઓ અગવડ ભરેલા હોવાથી યાત્રિઓ ઘણે ભાગે ત્યાં જતાજ નથી. આગળ જતાં સરસ્વતીગંગા એક મોટા પહાડની ઉંચાઇએથી પર્વતને કોરી બુગદો પાડી વચમાંથી પસાર થાય છે ત્યાં આગળ એક ભેખડ નીચે બ્રાહ્મણ એક મૂર્તિ લઇ બેઠો હતો, અને મૂર્તિનું નામ **કેશવભગવાન** છે એમ તે કહેતો હતો, ત્યાં અમોએ ભેટ દક્ષિણાઅર્પણ કરી, ભગવાનને નમસ્કાર કરી, આગળ ચાલવા માંડયું. આ સરસ્વતીગંગા, જ્યાં અમો પૂલ ઉતર્યા હતા ત્યાંથી ઉપલી બાજુએ ૨૦૦ વાર દૂરપર, અલકનંદાગંગા સાથે મળી જઇ સંગમ કરે છે. આ સંગમને **કેશવપ્રયાગ કે સરસ્વતીપ્રયાગ** કહે છે, પરંતુ અમે ત્યાં નાહ્યાં નહોતાં. ફક્ત દૂરથીજ નમસ્કાર કર્યા હતા. સરસ્વતી ગંગાના જળથી ૨૫ થી ૩૦ ફૂટની ઊંચાઇએ, ૧૨ થી ૧૫ ફુટના પટ ઉપર, હજારો મણ વજનની એકજ મોટી શિલા, પૂલની ગરજ સારે તેવી રીતે બંન્ને કિનારા પર વચ્ચે કાંઈપણ આધાર વગર મૂકાયલી હતી, તેને માટે મહારાજને પૂછતાં તેમણે અમને કહ્યું કે આ શિલા હાલના મનુષ્યની મૂકેલી નથી. આવી હજારો મણની એકજ શિલા હાલના મનુષ્ય બંન્ને કિનારાપર મૂકી શકે નહીં, પરંતુ જ્યારે પાંડવો અત્રેથી સત્પથ તરફ ગયા

તે વખતે ભીમસેને આ નદી ઉતારવા માટે આ શિલાને ગોઠવેલી છે, તેમ તે કહેતા હતા. અને તેથી હાલ પણ તે ભીમપૂલના નામથી ઓળખાય છે. અમોને તે કારણ વ્યાજબી જણાયું નહિં, પરંતુ ગમે તે કારણ હોય છતાં આવી છાટ, બન્ને, કિનારા પર સરખી રીતે ગોઠવાયેલી, જોનારને તેની ચમત્કૃતિથી આશ્ચર્ય ઉત્પન્ન કર્યા વગર રહે તેમ નથી. તેમજ વળી ત્યાં સરસ્વતી ગંગાજી પહાડ કોરી ઘણી ઊંચેથી વેગબંધ જોસમાં પડી પત્થર સાથે અફળાય છે તે વખતે તેનું પાણી ૧૦-૧૫ ફૂટ જેટલે જોસથી ઉંચે ઉડે છે, અને તેનાં નાનાં રજકણો, તુષાર, ધુમ્સ, કે વરાળ માફક ઉડતાં, આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ, અને તેમાંથી જ્યારે સૂર્યનાં કિરણો પસાર થાય છે ત્યારે તેનો દેખાવ આકાશના મેઘમંડળમાં ધનુષ્યાકાર અર્ધગોળાકાર મચ્છ તાણેલો હોય અને તેમાં જેવા રંગબેરંગી સોનેરી આસ્માની જેવા તરેહ તરેહના રંગોની ઝાંખ દેખાય છે તેના જેવાજ ઘણા રંગો આ ઉડતા પાણીના રજકણોમાં દેખાતા હતા, તે વખતે જોનારના મનને મેઘમંડળની મત્સ્યાકૃતિ કે મેઘધનુષ્ય દેખાતું હોય એવું તાદ્રશ્ય લાગતું હતું, આવા દેખાવો કેટલીક જગ્યાઓએ અમારા જોવામાં આવ્યા હતા અને તે દેખાવો ખરેખર જોવા લાયક છે.

ત્યાંથી ૦।। મૈલ જઈ અમો સર્વે વિસામો ખાવા બેઠાં. એટલામાં એક અત્રેના વતની પહાડી માણસોનું ટોળું ચિંતાતુર ચહેરે અમારા આગળ થઇ વસુધારા તરફ ચાલતું થયું તેઓની નજર જેપાની લોકો પર પડતાં તે ટોળામાંના માણસો અમને કહેવા લાગ્યા કે તમો આ બે જેપાનવાળાને સાથે લાવ્યા છો તેની તો હરકત નથી, પરંતુ આ ત્રીજું જેપાન નીચ લોકોનું હોવાથી તેમને સાથે લાવ્યા તે ઠીક કહેવાય નહીં. માટે તેમને તમો અત્રેથી આગળ લઈ જશો નહીં એમ કહી તે લોકો આગળ ચાલતા થયા. આ લોકો અત્રેના એક નજીક ગામના રહીશ હતા, અને તે ગામનો મોટો વેપારી ગુજરી ગયો હતો તેની

આજે શ્રાદ્ધની ક્રિયા વસુધારા ઉપર કરવાની હતી તેથી આ લોકો ભેગા થઇને ત્યાં જતા હતા. તેઓ આગળ ગયા તે પછી અમોએ પણ પાછળ ચાલવા માંડયું. થોડે દૂર જતાં એક પર્વતનાં શિખર ઉપર તેઓ સર્વે બેઠા હતા ત્યાં થઇ અમો જ્યારે પસાર થતા હતા ત્યારે, તે ટોળામાંથી એક જણ અમારી પાસે આવી કહેવા લાગ્યો કે તમે અમારા નાકહેવા છતાં આ જેપાનવાળા નીચ માણસોને સાથે લઇ જાઓ છો તે સારૂં કરતા નથી, અને તેથી તમારા ઉપર દેવનો કોપ થશે જેથી તમે તે નીચ માણસોવાળું જેપાન આગળ લઇ જશો નહિં. અમે તેને કહ્યું કે એમને લઈ જવામાં શું હરકત છે. એમને છેક તીર્થથી દૂર ઉભા રાખીશું અને અમો તીર્થ કરી આવ્યા બાદ તેમનાં જેપાનમાં બેસી પાછા ફરીશું ત્યારે તેમણે કહ્યું કે તમે યાત્રા કરવા આવ્યા છો ખરા પરંતુ તમને યાત્રાની પુરી ગમગતા કે માહિતી હોય એવું અમને લાગતું નથી. એટલુંજ નહિં પણ તમે આ કઈ ભૂમિમાં વિચરો છો તેથી પણ તમે અજ્ઞાન હો તેમ જણાય છે, માટે અમો તમને જણાવીએ છીયે કે તમોએ આ મહાન એવા પૃથ્વીના આ પવિત્ર વૈકુંઠસ્થળમાં પ્રવેશ કરેલો છે, અને જે વૈકુંઠસ્થળ દેવતાઓને પણ દુર્લભ છે એવા વૈકુંઠમાં તમો આ નીચ માણસોને લઇને પ્રવેશ કરો છો જેથી જોતજોતામાં તમારા ઉપર દૈવી કોપ થશે. ઓચિંતુ ગાજવીજ થઈ બરફ પડવાનું તોફાન થશે, પવનના સુસવાટા ચારે બાજુથી વાશે, અથવા તો પર્વતનાં શિખરો તુટી પડી તમારામાંનાં કોઈનું મરણ પણ થશે, અને તેની સાથે અમો અત્રે આવેલા છઇયે તેથી તમારા પાપના છાંટા અમોને પણ લાગશે, માટે અમારૂં કહેવું માની તમો તેમને અત્રેજ મૂકી પગે ચાલીને જાઓ. ત્યારે અમે તેમને વિનંતિ કરી કે અત્રેથી વસુધારા હજુ ૨॥ મૈલ છે, અને ત્યાં સુધી જઈ પાછું અત્રે સુધી આવતાં અમારે ૫ મૈલની મુસાફરી કરવી પડશે જેથી અહિંથી ૦॥ મૈલ પછીથી અમો તેમને ત્યાંજ થોભાવી પગે ચાલીને જઈશું, ત્યારે તેઓએ

કહ્યું કે, ભલે ૦॥ મૈલથી આગળ લઇ જશો નહિં, અને જો લઇ જશો તો વિપરીત પરિણામ આવશે. એમ કહી વળી તેણે કહ્યું કે અમારા અત્રેના પહાડી મુલકમાં લુહાર, ઘાંચી, દરજી, મોચી વિગેરે નીચ લોકોને બદ્રીનારાયણનાં મંદિરમાં જવા દેતા નથી, અને તેથી તેઓ નારાયણનાં દર્શન કરી શકતા નથી, અને જો કોઇ માણસ નારાયણનાં દર્શન કર્યાં સિવાય પરભાર્યો બદ્રીપુરીથી આગળ આ વસુધારાદિ તીર્થોમાં જાય તો કુદરતનો કોપ થાય છે, પરંતુ જે મનુષ્યે નારાયણનાં દર્શન કર્યાં છે તેને આ સ્થળે આવવાને કોઈ જાતની હરકત નથી, માટે અમો કહીએ છીયે કે તેમણે બદ્રીનારાયણનાં દર્શન કરેલાં નહિં હોવાથી જો તેમને તમે આ મહાન પવિત્ર વૈકુંઠ ભૂમિમાં આગળ લઇ જશો તો અવશ્ય અકસ્માત્ વિઘ્ન તમારા પર આવશે એમ જાણજો. અમે તેમને વિશેષ આગળ લઈ જવાની ના કહી આગળ ચાલતા થયા છતાં તે લોકો પહાડની ઉંચી ટેકરીપરથી અમારા તરફ જોતાજ હતા. અમો ૦॥ મૈલથી આગળ વધવા લાગ્યા એવું તેમના જાણવામાં આવતાં, તેમાંના બે માણસો દોડતા અમારી પાછળ આવ્યા અને ક્રોધમાં આવી જઈ પત્થરના નાના નાના કાંકરા અમારાપર ફેંકવા મંડયા અને જેપાનવાળાને એકદમ ઉભા રહેવા કહ્યું, જેથી અમોએ પણ પત્થરના મારની બીકથી, તેમજ તેનું કહેલું સત્ય હોવાથી જેપાનમાંથી ઉતરી ફક્ત તે જેપાનવાળાને અત્રે રોકી અમો વસુધારા તરફ ચાલતા થયા. આ સ્થળે અમારા ડાબા હાથ તરફ અલકનંદાગંગાનું જળ પુરજોસમાં વહ્યું જતું હતું ને તેના ઉપર લગભગ ૧૦૦ ફુટ જેટલી લંબાઇનો બરફ હોવાથી જળનો પ્રવાહ ઢાંકી દીધેલો જણાતો હતો, જેથી અલકનંદાના જળનો પ્રવાહ જેમ એક૦ પહાડને કોરીને તેની અંદર પ્રવેશ કરતો હોય તેમ તે બરફના પહાડની નીચે ગરનાળું પાડી બરફમાંજ પ્રવેશ કરતો સ્પષ્ટ જણાતો હતો પછી તે પ્રવાહ બરફના નાળામાં પ્રવેશ કરતાં, તરતજ અદ્રશ્ય થઈ ગયેલોજ લાગતો હતો. તે

પ્રમાણે અદ્રશ્ય થયેલો પ્રવાહ પાછો ત્યાંથી ૧૦૦ ફુટ દૂર જતાં પૂરસપાટે બરફના નાળામાંથી જોસભેર બહાર નીકળતો પણ અમોને દેખાતો હતો, એટલુંજ નહિં પણ તે નદીની આ પારથી સામે પાર જનાર આવનારને તે અલકનંદા ઉપર જામેલો બરફ પૂલની ગરજ સારતો હતો. તેમજ વળી કેટલીક જગ્યાએ ગંગાના અડધા પટસુધી બરફનો ડુંગર પ્રવાહ ઉપર ઝુલતો અદ્ધર જણાતો હતો, અને તેમાંથી ધીરે ધીરે બરફ પીગળતો હતો, અને તે નદીના અડધા ભાગમાં આચ્છાદિત દેખાતો બરફનો પહાડ જાણે હમણાંજ તૂટી પડશે અને અકસ્માત થશે એમ જણાતું હતું.

તે પછી વસુધારાની છેક નજીકમાં અલકનંદાના જળ ઉપર લગભગ ાા મૈલ સુધીના વિસ્તારમાં બરફ ઢંકાયલો માલમ પડયો હતો, અને ત્યાં પણ નાશીક ને પુના તરફના કંસારાના ને ખંડાલાના ઘાટના બુગદામાં થઇને જતી આવતી રેલવે ટ્રેનની માફકનો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. જ્યારે વસુધારા મૈલ બાકી રહે છે ત્યારે બીજી ૧૦–૧૨ ફુટની પહોળી નદી કે જે અલકનંદાને મળે છે તે નદીના જળમાં થઇ ( પુલ નહિં હોવાથી ) પસાર થવું પડયું હતું. તે પસાર કરતાં અમારા પગ કળી જઈ, અકડાઇ જઇ, બહેરા ઠુંઠ થઇ ગયા હતા. ત્યાંથી અમે આગળ ચાલી જ્યારે વસુધારા તીર્થ ાા મૈલ દૂર રહ્યું એટલે જેપાની લોકો તે ધારાની સામા હાથ કરી અમોને બતાવવા લાગ્યા કે, પેલા શિખરપરથી જે જળ પડે છે તે જળ વસુધારાતીર્થનું છે. તેથી અમોએ અત્રેથીજ વસુધારાને પ્રથમ નમસ્કાર કરી આગળ ચાલવા માંડયું. તે પછી જ્યારે વસુધારાતીર્થ ૧ ફર્લાંગ રહ્યું ત્યારે જેપાનીઓએ કહ્યું કે, જેમ નીચલોકોને અત્રે જવાનો હક્ક નથી તેમ ચામડાના જોડા પહેરીને પણ અત્રેથી જઈ શકાય નહિં, તેમજ હવે તમારે ચાલીનેજ જવું પડશે, તેથી યાત્રિઓયે અત્રે કંતાનના જોડા સાથે રાખવા. અમોએ જોડા કાઢી, પગે ચાલી વસુધારાતીર્થે જવા

માંડયું, આ એક ફર્લોંગ સુધી અમારે બરફમાંજ ચાલવાનું હતું, અને ઉઘાડે પગે આ બરફમાં ચાલવું મહાન કષ્ટ પ્રદ હોવાથી આજુબાજુ જોતાં ડાબા હાથ તરફ ચકાવો ખાઈને આ બરફ વગરને રસ્તે વસુધારા પહોંચી શકાય તેમ હતું. કેટલાકો આ બરફમાં થઈનેજ જતા હતા પણ અમો સર્વે તે રસ્તે ન જતાં વગર બરફને રસ્તે આડા અવળા ઉંચા નીચા રસ્તે એક ફર્લોંગને બદલે ૧ મૈલના ચક્કરે વસુધારા આગળ ફક્ત ૨૦ હાથ જેટલાજ બરફમાં ચાલી મહાસુશીબતે વસુધારાએ જઇ પહોંચ્યા. અત્રે કપડાં ઉતારી એક નાનું વસ્ત્ર પહેરી સ્નાન કરવા માટે ધારા તરફ બરફમાં ચાલીને ગયા. આ સ્થળે બરફ ઉપરજ ઉભા રહી નહાવાનું હતું, પરંતુ સારા સંજોગે ત્યાં વેંતવેંતના સમચોરસ પથરાઓ ચાર ચાર છ છ હાથને અંતરે ગોઠવેલા હતા તેના ઉપર પગ ટેકવી ઉભા રહેતાં તે ધારાનાં ઉડતાં જળનાં રજકણો અમારા ઉપર પડવા લાગ્યાં, જેથી આખા શરીરે અમો ભીંજાઇ જઈ આ રજકણોથીજ સ્નાન કર્યું. એટલામાં તો શરીર અકડાઈ ગયું, જેથી વધારે ત્યાં ટકી શકવાની પણ હિમ્મત રહી નહિં, તેથી શરીર ભીંજાતાંજ ચપોચપ બહાર નીકળી સર્વેએ વસ્ત્ર બદલ્યાં. ત્યાં આગળ એક મહંત રહેતા હતા. તેમની ધૂણીની કરેલી તાપણીએ તાપવાને બેસી ગયા. જો કે સમય મધ્યાન્હનો હતો તો પણ આ અસહ્ય ઠંડી અમો બીલકુલ સહન કરી શકતા ન હતા. યાત્રિઓએ ધ્યાનમાં રાખવું કે આ સ્થળે નહાવા માટે જો કોરૂં, જાડું, અને ઘણું મોટું કપડું પહેરીને સ્નાન કરવા જશે તો યાત્રિનું શરીર ભીંજાયા છતાં તે કપડું કોરૂં રહી જલદી ભીંજાશે નહિં, અને તે સબબથી શરીરના ગુપ્ત ભાગોને તે જળનો સ્પર્શ વિશેષ થઇ શકશે નહિં, અને અસહ્ય ઠંડીને લીધે વધારે વખત ત્યાં ટકવું મુશ્કેલ થઈ પડશે, તેથી યાત્રિએ બનતા સુધી ટુંકુંને ઝીણું કપડું પહેરીનેજ સ્નાન કરવા જવું, તો તે કપડું રજકણોથી જલદી ભીનું થઈ જશે. વસ્ત્ર બદલી નાહ્યા પછી ટાઢ ઓછી થતી ગઈ.

**વસુધારાના સ્નાનનો સંકલ્પ**—યમુનોત્રીના સંકલ્પ માફક પ્રથમ સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે મુજબઃ—" કેદારખંડે, બદ્રીકાશ્રમે, બદ્રીક્ષેત્રે, ભુવૈકુંઠ સ્થળે, વસુધારા તીર્થે, વસુધારામાં સ્નાન મહંક રિષ્યે. "

ત્યારબાદ ત્યાં હાજર રહેલા બ્રાહ્મણને દક્ષિણા આપી અને ત્યાં બેઠેલા બે સાધુ મહાત્મા આગળ યથાશક્તિ ભેટ દક્ષિણા મૂકી, થોડીવાર વિસામો ખાવાને બેઠા.

આ પડતી ધારાની બાજુમાં ૦॥ મૈલની ઊંચાઇ પર, તેના તેજ પહાડમાં, જેમાં હાથી પ્રવેશ કરી શકે એવી ખુલ્લી ગુફાનું દ્વાર, જેપાનવાલાઓએ અમોને બતાવીને કહ્યું કે, અત્રે અષ્ટવસુઓએ ગુફામાં રહીને આ ધારા પાસે હજારો વર્ષ તપશ્ચર્યા કરી હતી તેથી આ ધારાને **વસુધારા** કહે છે.

## વસુધારાનું વર્ણન.

આ ધારા અદ્‌ભુત ચમત્કારી છે, ને તે અતિશય ત્વરિત ગતિથી, એક મહાન પ્રચંડ હિમાચ્છાદિત પર્વતનું ઊંચું શિખર, કે જે સ્નાન કરવાની જગ્યાથી આસરે ૦॥। મૈલથી ૧ મૈલ સુધીની ઊંચાઇનું છે તે શીખરના બહાર પડતા લટકતા ભાગપરથી અદ્ધર પડતી, બે હાથના ઘેરાવાવાળી, તે જળધારા યાત્રિઓને જણાય છે. એ ધારા જ્યાંથી પડતી જણાય છે ત્યાંથી તે છેક જ્યાં યાત્રિઓ નહાવા ઉભા રહે છે ત્યાં સુધીમાં તે ધારાનું જળ કોઇ પણ પહાડ કે પત્થરને વચગાળે અથડાયા સિવાય અદ્ધરજ પડે છે. પરંતુ, તેનો ચમત્કાર એવો છે કે ઉપરથી બે હાથના ઘેરાવાવાળી જબરજસ્ત વેગમાં આવતી આ ધારા શિખરથી જેમ જેમ નીચે નીચે અદ્ધર પડતી જાય છે તેમ તેમ પવનના જોરથી આ અખંડધારાનાજલના છૂટા છૂટા ભાગો થઇ તે ભાગો વધારે નીચે આવતાં વરસાદના છાંટાનું રૂપ ધારણ કરે છે અને ત્યાંથી નીચે આવતાં જ્યારે યાત્રિને નહાવાની જગ્યાથી ૫૦ ફૂટ જેટલી ઊંચાઇએ તે ધારાનું જલ આવી પહોંચે છે ત્યારે, ત્યાં તે જલ

રૂપે બીલકુલ નહિં રહેતાં માત્ર તેનાં બારીક રજકણો થઇ ધુમ્મસ કે તુષારનુંરૂપ પકડે છે, અને તેથી ત્યાં આગળ સો-સો હાથ ફરતો ધુમ્મશ જાણે હરેક જગ્યાએ પથરાયેલો હોય તેવું આ ધારાના જલનું રૂપાંતર નીચે આવતાં થઈ જાય છે. આ પડતા પાણીની સુંદર રચનાથી થતા ભિન્ન ભિન્ન અતિ રમ્ય દેખાવોથી જોનારને ઘણી તરેહના ચમત્કારના અનુભવનો અનહદ આનંદ થાય છે. સૂર્યનાં કિરણો તે તુષારની અંદર પડતાં રંગબેરંગી અદ્‌ભુત દેખાવો પણ દેખાય છે. ધારા નીચે બરફ એક ફર્લાંગના વિસ્તારમાં જામી ગયેલો છે. અને તેજ ધુમ્મસ રૂપી થયેલું જળનું રૂપાંત્તર યાત્રિયોનાં શરીરને આવી સ્પર્શ કરે છે અને તે સ્પર્શ થતાં શરીર ભીનું થાય છે તેને જ સ્નાન કર્યું કહેવાય છે. પરંતુ આશ્ચર્યકારક એ છે કે. શુદ્ધ મનના પુણ્યવાનને ધર્માત્મા યાત્રીઓને તે જલનાં તુષારો જલદી સ્પર્શ કરી સ્નાન કરાવે છે, ને તેને વિશેષ ફરવું પડતું નથી, ને તેને પવન પણ સાનુકુલ થઇ જોતજોતામાં તેઓની તરફ તે રજકણોને ખેંચી જાય છે તેથી યાત્રીને પવનદ્વારા ત્યાં ઉભા રહેતાંજ દૂરથી વેગબંધ ઉડતાં રજકણો આવી ત્રણચાર મીની-ટમાંજ તેમનું શરીર ભીંજાવી સ્નાન કરાવે છે; જ્યારે શ્રદ્ધાહીન પાપી મનુષ્ય અત્રે આવી સ્નાન કરવા ઇચ્છે છે ત્યારે પ્રતિકૂલ પવનને લીધે સ્નાન કરવા ઉભેલા યાત્રી આગળથી તે તુષાર બીજી બાજુ ચાલ્યાં જાય છે, તેથી યાત્રીઓને બહુ વેળા થોભીને તુષાર તરફ ફરવું પડે છે, તે છતાં પણ કવચિતજ તેઓના ઉપર તેરજકણો જાય છે, તેથી પાપી યાત્રીને સંતોષકારક સ્નાન થતું નથી.

તેમજ, વધારે વાર અસહ્ય ઠંડીને બરફને લીધે ત્યાં ટકી શકાતું નથી, અને થોડાં ઘણાં રજકણોનો સ્પર્શ થયો ન થયો હોય તો પણ અર્ધે સ્નાને પાછું ફરવું પડે છે. ખરેખર આ સ્થળે જાણે યાત્રીનાપુણ્ય પાપની તત્કાળ પરીક્ષાની કસોટી થતી હોયની શું ! તેમ પ્રત્યક્ષ જણાય છે એવી ઇશ્વરની અકળ-

ગતિનો આ ઠેકાણે અદ્દભુત ચમત્કાર છે. સારા નસીબે અમો સર્વને આ ધારાનું સંતોષકારક સ્નાન થયું હતું. આ વસુધારા જોનારને ઘણું આશ્ચર્ય લાગે છે કેટલાકો કહે છે કે એ ધારામાં શ્રદ્ધાળુને તેજોમય ભગવત્ સ્વરૂપનાં દર્શન થાય છે.

અમો જ્યારે યાત્રા કરી ઘેર આવ્યા ત્યારે ઘણા મનુષ્યોએ અમને પુછયું કે તમોને કોઈ મહાત્માનો સમાગમ થયો હતો. તેના જવાબમાં કહેવાનું કે અમે તો પ્રભુ સ્મરણ અને તેનાં દર્શનાર્થે ગયાં હતાં. મહાત્માઓને મળી જડી બુદ્ધીની શોધમાં કે અષ્ટમહાસિદ્ધિ મેળવવાની આશાથી મહાત્માને શોધવા ગયાં નહોતાં.

તેમ છતાં, પરોપકારી ઈશ્વરી જ્ઞાનનો બોધ કરનારા મહાત્માઓ અત્રે છે; પણ તેમને શોધવા અને ઓળખવાની તક અમોને મળી નહોતી ફક્ત અત્રે વસુધારાના સ્થલમાં એક શાંત વૃત્તિના મહાત્મા આવી કકડતી અસહ્ય ઠંડીમાં લંગોટી બાંધી ભસ્મ ચોળીને માત્ર ફલાહાર કરીનેજ રહેતા હતા. તે ફલાહાર પણ જો કોઇ જાણકાર માણસ લાવી આપે તોજ તે કરતા હતા. જેથી બદ્રીનારાયણથી તેમને ઓળખનારા પંડયાઓ તેમને માટે ફલાહાર ને ધૂણી માટે લાકડાં વિગેરે મોકલાવતા હતા, અમે તેમને પ્રણામ કર્યાં પણ તે નિસ્પૃહી હોવાથી અમારી તેમને કાંઈ દરકાર હતીજ નહિં. તે પ્રભુ સ્મરણમાંજ તલ્લીન હતા. જેઓ મહાત્માઓને મલવા ઇચ્છતા હોય તેઓ જો પોતે અત્રેના ઘોર જંગલોની ગુફાઓમાં જાતે શોધ કરી સકે તોજ તેઓનો મેલાપ થાય તેમ છે. બાકી જડી બુટ્ટી, વશીકરણ, વિગેરે બતાવનારા મહાત્માઓ આ યાત્રામાં ડગલેને પગલે મળી શકે તેમ છે.

વસુધારાથી આગલ અમો ગયા નથી.

સ્વર્ગારોહણ કે સતપથ, વસુધારાથી ૨૧ મૈલ, ને રસ્તો ઘણે ભાગે કઠિણ ચઢાઈનો, ને કેટલેક ઠેકાણે બરફમયજ છે. ત્યાં જતાં માર્ગમાં પ્રભાસ, પુષ્કર, ગયાજી, નૈમિષ, ને કુરૂક્ષેત્ર, એ પાંચે તીર્થોના નામની પાંચ ધારાનું સ્નાન થાય છે. વસુધારાથી

આગલ જતાં શહસ્રધારાતીર્થ, ચક્રતીર્થ, તેમજ શતધારા તીર્થ, પ્રભાસકુંડ, ગંધમાદનતીર્થ ને નરનારાયણતીર્થો આદિ અગમ્ય તીર્થો આવે છે, તેમજ દ્વાદશાદિત્યતીર્થ, નામનો સૂર્યકુંડ છે. તેની નજીક પુરૂષાર્થતીર્થના ૪ કુંડ છે. ૧ લો ધર્મ, ૨ જો અર્થ, ૩ જો કામ, ને ચોથો મોક્ષ, એમ ચારે પુરૂષાર્થના ચાર કુંડ છે. તે પછી સપ્તઋષિતીર્થ, બ્રહ્માતીર્થ, ધ્રુવતીર્થ, અને રૂદ્રતીર્થે જવાય છે. ત્યાંથી આગલ જતાં સોમકુંડને સોમતીર્થે જવાય છે. કહે છે કે કુંડનું જળ શુકલપક્ષમાં ચંદ્રમાના વધવા સાથે વધે છે, ને કૃષ્ણપક્ષમાં ચંદ્રની કળા ઘટવાની સાથે તેમાંનું જળ ઘટે છે. પ્રભુએ પ્રસન્ન થઈ ચંદ્રમાને ગ્રહોમાં જેમ શ્રેષ્ઠતા આપી છે તેમ, સોમકુંડને સકલમનોરથની કામના પૂર્ણ કરવાની શક્તિ આપી છે, એટલે તે કુંડનાં સ્નાનથી સર્વે મનકામના પરિપૂર્ણ થાય છે. તે પછી સ્વર્ગારોહણ કે સત્યપથે જવાય છે. બદ્રીપુરીથી ૧૬ મૈલપર સ્વર્ગારોહણનું સ્થાન છે. સત્યપથમાં ત્રિકોણાકારે સરોવર છે. તેના ત્રણે ખૂણાઓ પર બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ્વરનાં સ્થાન છે. સરોવર દર્શનીયને અપૂર્વ સૌંદર્યતાથી ભરપૂર છે. તેથી આગળ શ્વેત, લાલ અને પીળા રંગના બરફનો અગમ્ય કોટ અને મંદિર છે, અને તે પછી બરફમાં દેવળોના આકાર રંગબેરંગી અનેક તરેહના દેખાય છે, અને જાણે આકાશમાં ચડવાને માટે બરફના ૭ પગથીયાંવાળી નીસરણી હોય એવો આકાર દેખાય છે. અહિંથી પાંડવોએ સ્વર્ગારોહણ કરવાનું સાહસ કર્યું હતું. એને સ્વર્ગનીનીસરણી કહે છે. અત્રેથી તે નીસરણી પર જઇ જે કાંઇ જુએ છે તેનાથી કોઈને કાંઈ પણ કહી શકાતું નથી જે જે મહાત્માઓ ત્યાં જઇને આવે છે. તે તે ચેષ્ટારહિત થઇને આવે છે. એ સ્થાનમાં મનુષનો પ્રાણત્યાગ થાય તો વૈકુંઠાદિમલે તેમાં તો કાંઇ આશ્ચર્યજ નથી પણ નિઃસંદેહ તેની તો મુક્તિજ થાય છે. અત્રેથી આગળનું વર્ણન કરવું અશક્યને અકથનીય છે.

સત્યપંથ, તીર્થે જવાવાળાએ કેટલોક વખત બદ્રીનારાયણમાં ગાળી અહિંની હવાને અનુકૂળ પ્રકૃતિ કરવી, અને પછી ત્યાં જવાની મોસમ શરૂ થતાં જવું, પરંતુ ત્યાં જવું તે લોખંડના ચણા ચાવવા જેવું છે. જેનું અખંડિત બ્રહ્મચર્ય હોય, તેમ શુદ્ધ સાત્વિક વૃત્તિ હોય તેજ ત્યાં જઈ શકે છે. વસુધારાથી સત્યપંથ અને સ્વર્ગા રોહણનાં સ્થાનો નજરે જોઇ શકાય છે.

## વસુધારાદિ અન્ય તીર્થ માહાત્મ્ય.

**બ્રહ્મકુંડતીર્થ માહાત્મ્ય**—હે કાર્તિકેય ! જ્યારે બ્રહ્માજી કલ્પને અંતે નિંદ્રાવશ હતા ત્યારે તેમનાં મુખમાંથી **હયગ્રીવ** દૈત્ય વેદાને ચોરી ગયો. બ્રહ્માજી જાગ્યા ને વેદ ચોરાયાની ખબર પડી ત્યારે તે વેદ પ્રાપ્ત કરવા માટે બદ્રીક્ષેત્રમાં આવીને તેમણે સનાતન એવા વિષ્ણુ ભગવાનનું પુજન ને યજ્ઞ કર્યો. યજ્ઞકુંડમાંથી ભગવાને નીકળીને હયગ્રીવ દૈત્યને મારી વેદ બ્રહ્માજીને આપ્યા ત્યારથી આ **બ્રહ્મકુંડતીર્થ** થયું. જે બ્રહ્મકુંડમાં સ્નાન કરી ત્રણ ઉપવાસ કરે તે બ્રહ્મલોકમાં થઈને વિષ્ણુલોકમાં જાય છે.

**વેદધારાતીર્થ માહાત્મ્ય**—ત્યાર પછી જ્યારે ચારેવેદાની બદ્રીક્ષેત્ર છોડીને બ્રહ્માજીની સાથે જવાની ઇચ્છા થઈ નહીં ત્યારે જનલોક નિવાસીઓની પ્રાર્થનાથી વેદાએ બે રૂપ ધારણ કરી પહેલા જલરૂપે બદ્રીમાં રહ્યા અને બીજા શબ્દ રૂપે બ્રહ્માજીની સાથે ગયા. જે જલરૂપ **વેદધારાતીર્થ**માં સ્નાન, દાન, જપ, તપ, અનુષ્ઠાન વિગેરે કરે છે તે ચારેવેદાનાં તત્વને તથા અર્થને જાણનારા તથા વ્યાખ્યાન કરનાર થાય છે.

**સરસ્વતીગંગા માહાત્મ્ય**—ચારે વેદાની ઉત્તર બાજુએ **સરસ્વતી** છે, જે તેનાં દર્શન કરવાથીજ મૂર્ખતા વિગેરે દોષ દૂર કરે છે. સરસ્વતીના જલમાં ઉભા રહીને જે સરસ્વતિનો મંત્ર જપે છે તેને સરસ્વતી કદિ પણ છોડતી નથી. વેદવ્યાસે પણ સરસ્વતિના તીર ઉપર વેદ વિભાગ તથા પુરાણ સંહિતા વિગેરેની રચના કરી છે. સરસ્વતીનાં તટ ઉપર અનુષ્ઠાન કર-

વાથી જલદી ઇષ્ટ મંત્ર સિદ્ધિ થાય છે.

**ઇંદ્રધારાતીર્થ** માહાત્મ્ય—સરસ્વતીની દક્ષિણ બાજુએ અને બદરીનાથની ઉત્તર બાજુએ **ઇંદ્રધારાતીર્થ** છે, જ્યાં ઇંદ્રે તપ કર્યું હતું. ત્યાં આગળ દરમહિને શુકલપક્ષની તેરસે ઇંદ્રદેવ છૂપી રીતે સ્નાન કરવા માટે તથા નારાયણનાં દર્શન કરવા માટે આવે છે અહીંઆં અષ્ટાક્ષર મંત્રનો જપ કરવાથી તથા સ્નાન, જપ, દાન, વિગેરે કરવાથી અનન્તગણું ફળ મળે છે તથા ઇંદ્રિ લોકની પ્રાપ્તી થાય છે. **કેશવપ્રયાગ** માહાત્મ્ય—તેની ઉત્તર બાજુએ જ્યાં અલકનંદાને સરસ્વતીનો સંગમ છે ત્યાં **કેશવ પ્રયાગ મહાતીર્થ** છે. ત્રીસ હજાર વર્ષો સુધી વાયુ ભક્ષણ કરીને તપ કરવાથી જે ફળ થાય છે. તે ફળ અહીંઆં માત્ર સ્નાન કરવાથીજ થાય છે.

**ધર્મક્ષેત્ર કે માતામૂર્તિતીર્થ**—સંગમના પશ્ચિમ ભાગમાં **ધર્મક્ષેત્ર** છે. ત્યાં મૂર્તિ દેવીથી ભગવાનના અવતાર નર નારાયણ ઋષિ ઉત્પન્ન થયા છે માટે તેને **માતામૂર્તિતીર્થ** કહે છે. ત્યાં વામન દ્વાદશીને દિવસે શ્રી બદરીનાથજી પોતે માતાનાં દર્શન કરવા માટે જાય છે તેને **મૂર્તિક્ષેત્ર** અથવા **મુક્તિક્ષેત્ર** પણ કહે છે. તે દર્શન માત્રથી સકલ પાપોનો નાશ કરે છે.

**પાંડવતીર્થ** માહાત્મ્ય—કેશવપ્રયાગથી પૂર્વ તરફ **મણિભદ્રાશ્રમ** (માણાગ્રામ) છે, જ્યાં ભીમસેને મદ્ર અને ભદ્ર વિગેરે ગંધર્વોને જીતી લીધા હતા. ત્યાં પુણ્યપ્રદ **પાંડવતીર્થ** છે. ત્યાં પાંડવોએ ધૌમ્ય અને લોમશ વિગેરે મુનિઓ સાથે તપ કર્યું હતું. અહીંઆં જ્ઞાનપ્રદ **વ્યાસતીર્થ** તથા **ગણેશગુફા** છે. તેની ઉત્તર તરફ દેવોએ અને દાનવોએ સેવિત **મુચકુંદાશ્રમ** અને **મુચકુંદકુંડ** છે. કાલયવનને દહન કર્યા પછી શ્રી કૃષ્ણ ભગવાનની આજ્ઞાથી મુચકુંદરાજાએ બદરીમાં ચાલી આવી અત્રે તપશ્ચર્યા કરવાથી આ આશ્રમને મુચકુંદાશ્રમ ને કુંડને મુચકુંદકુંડ કહે છે.

**વસુધારાતીર્થ માહાત્મ્ય**—સરસ્વતી ગંગાથી પશ્ચિમ બાજુએ પ્રસિદ્ધ વસુધારાતીર્થ છે. જ્યારે નારદમુનિથી વસુ દેવતાઓએ બદરીક્ષેત્રની શ્રેષ્ઠતા સાંભળી ત્યારે અષ્ટવસુ દેવતાઓ અહીંઆં આવ્યા અને ત્રીશ હજાર વરસ સુધી કઠિન તપ કરી પરમસિદ્ધિ પામ્યા. ત્યારથી આ તીર્થ વસુધારા નામથી વિખ્યાત છે. અહીં સ્નાન તથા ભગવત્પૂજન કરવાથી આલોકમાં મહાસુખ ભોગવીને પછી અંતે પરમગતિ મળે છે. અહીં પુણ્યાત્માઓને જલના મધ્ય ભાગમાં જ્યોતિર્દર્શન દેખાય છે. જેને જોઇને ફરી માતાના ગર્ભમાં વાસ થતો નથી. જેનાં માતાપિતા શુદ્ધ હોતાં નથી, જે પાપી અને પાખંડી છે, તેનાં શિરપર જલબિંદુ પડતું નથી. ત્રિરાત્રિ ઉપવાસ કરીને હરિપૂજન કરવાથી અહીંઆં સિદ્ધ પુરૂષનાં દર્શન થાય છે. વસુધારાતીર્થમાં ધર્મશિલા છે જેમાં વસુધારા પડે છે. સ્નાન અને પ્રદક્ષિણા કરી ધર્મશિલા પર જે અષ્ટાક્ષર મંત્ર જપે છે તે સાયુજ્ય મુક્તિ પામે છે.

**પંચધારાતીર્થ માહાત્મ્ય**—અહીંથી આગળ પ્રભાસ, પુષ્કર, ગયાજી, નૈમિષ, અને કુરૂક્ષેત્ર એ પાંચ ધારાઓ પડે છે. એક વખત પાપી જનોનાં સ્નાનાદિ સંસર્ગથી મલીન થઇને જ્યારે એ પાંચે તીર્થો સ્વાત્મશુદ્ધિ કરવા માટે ઉપાય પૂછવા બ્રહ્માજી પાસે ગયાં ત્યારે બ્રહ્માજીએ તેમને બદરીક્ષેત્રમાં જવાનો ઉપદેશ કર્યો. ત્યારથી તે બે રૂપ ધારણ કરીને એક રૂપથી પોત પોતાનાં સ્થાનોમાં ગયાં, અને બીજાં જલરૂપથી નિર્મલપણે પાંચે તીર્થો બદરીક્ષેત્રમાં સ્થિતિ કરીને રહ્યાં. તેમાં સ્નાન વિગેરે કરી પાંચ ઉપવાસ કરી જે ભગવાનનું ભજન કરે તે આ લોકમાં ઐશ્વર્ય ભોગવીને અંતે પરમગતિને પ્રાપ્ત થાય છે. આગળ **પ્રભાસકુંડ** તથા **શતધારાતીર્થ** છે. ત્યાં **ગંધમાધનતીર્થ** અને **નરનારાયણ તીર્થ** છે, જ્યાં બ્રહ્માદિક દેવો સિદ્ધિ પામ્યા છે. આ સ્થાન સર્વ તીર્થમય છે. અહીંઆં ઋષિ, મુનિ, ગંધર્વ વિગેરે નિવાસ કરે છે ત્યાર પછી સર્વસિદ્ધિ પ્રદાયક **ચક્રતીર્થ** છે, જેનું સેવન કરીને પરમ અસ્ત્રશસ્ત્રો મેળવીને પાંડવો વિજયી થયા

હતા. ચક્રતીર્થ પર સુદર્શન મંત્ર જપવાથી તત્કાલ સિદ્ધિ થાય છે. ત્યાં કામધેનુ ને કલ્પવૃક્ષની પ્રદક્ષિણા કરી નમસ્કાર કરવા. પછી શતસ્રોતમાં સ્નાન કરી અષ્ટાક્ષર મંત્રનો અષ્ટલક્ષ જપ કરે તો લક્ષ્મી દાસી તુલ્ય થઈ જાય છે. પછી ત્રૈલોક્ય દુર્લભ સત્યપથ નામનું તીર્થ છે. તે ત્રિકોણકુંડાત્મક છે અને તેના ત્રણે કોણ ઉપર બ્રહ્મા, વિષ્ણુ અને શંકર સદા સ્થિત રહે છે. અહીંઆં દર એકાદશીને દિવસે સર્વે ઋષિઓ સાથે ભગવાન આવે છે, અને તે દિવસે મધ્યાન્હ વખતે ગંધર્વ તથા અપ્સરાઓનાં ગાન પણ હજી સુધી કોઈ કોઇ સાંભળે છે. આ તીર્થને દેખતાંજ પાપસમૂહ નાશ થાય છે. જે સ્વશાસ્રોક્ત વિધિથી સ્નાન કરીને અહો રાત્ર ઉપવાસ તથા ભગવત્ પૂજા અહીં કરે છે તે જીવન્મુક્ત થાય છે. આ તીર્થમાં જપ. તપ, ધ્યાન, પૂજા કરવાના મહિમાનું બ્રહ્મા પણ વર્ણન કરી શકતા નથી. એથી આગળ સોમકુંડ છે. જે ચંદ્રમાની સાથે ઘટે છે અને વધે છે. દેવતાઓનાં લક્ષ વર્ષ સુધી અહીંઆં તપશ્ચર્યા કરીને ચંદ્રમા ગ્રહાધિપત્ય અને દ્વિરાજપણું પામ્યા છે. અહીં સ્નાન તર્પણ વિગેરે કરવાથી ચંદ્રલોકદ્વારા વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે. અહીંઆં ત્રણ ઉપવાસ કરી જપ કરવાથી મંત્ર સિદ્ધિ થઇ જાય છે. એથી આગળ દ્વાદશાદિત્યતીર્થ (સૂર્યકુંડ) છે, જે તપસિદ્ધિનું એકજ કારણ છે. રવિવાર, સપ્તમી, ને સંક્રાંતિએ, ત્યાં સ્નાન કરવાથી સપ્તજન્માર્જિત પાપ દૂર થાય છે. અત્રે વેદોક્ત કર્મ કરનારને તથા બૃહત્ સામગાન કરનારને નૈરૂજ્ય લાભ થાય છે. આ કુંડમાં સ્નાન કરવાથી કુષ્ટ વિગેરે મહારોગ પણ થોડા દિવસોમાં દૂર થઇ જાય છે. અહીંઆં ચાર સ્રોતોથી પ્રવાહવાળુ મનોહર પુરૂષાર્થતીર્થ છે. અહીં ભગવાનની આજ્ઞાથી ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થ જલરૂપે રહ્યા છે. તથા તે પૂર્વાદિક્રમથી છે, અને કોઇ તીર્થમાં પરસ્પર વિરુદ્ધ સ્વભાવના ચારે સાથે નથી. ધર્માત્મા તેમને દેખે છે. મલીન ચિત્તવાળાને તે દેખાતાજ નથી; અથવા જેના ઉપર

ભગવાનની કૃપા હોય તે દેખી શકે છે. પર્વકાલમાં બ્રહ્માદિક દેવો અને ઋષિઓ અહીં આવે છે.

ત્યારપછી **સપ્તર્ષિતીર્થ**, **બ્રહ્માતીર્થ**, **ધ્રુવતીર્થ**, અને **રૂદ્રતીર્થ** છે. અહીંથી આગળ મહાપથ (સ્વર્ગારોહણ) છે. જ્યાં પાંડવો પણ ગયા હતા. જો કોઈ મહાત્મા ભગવાનનું સ્મરણ કરતા મહાપથમાં જાય છે તો છ કોસ જતાં વૈકુંઠવાસી તેમને માટે વિમાન લઈને આવે છે. બંને પ્રકારે પરમપદ મોક્ષ મળે છે.

નારાયણ પર્વતનાં શિખરમાં મંદિરથી પશ્ચિમ બાજુએ બે કોસ ઉપર **ઉર્વશીકુંડ** છે. ( જયાંથી જલધારા નીકળી આધુનિક બામણી ગામમાં આવી છે. અહીંઆં **ઉર્વશી દેવીનું** પુરાતન મંદિર અને તપમાં બેઠેલા **નારાયણની મૂર્તિ** પણ છે.) હે કાર્તિકેય ! ધર્મપત્ની મૂર્તિ દેવીમાં નરનારાયણરૂપે સાક્ષાત્ ભગવાન પોતે અવતરીને પિતાની આજ્ઞાથી બંને ભાઈ બંને પર્વતોમાં અહીં તપ કરવા લાગ્યા. તેમનાં તપથી ભયભીત થયેલા ઇંદ્રરાજાએ તેમનાં તપમાં વિઘ્ન કરવા માટે અપ્સરાઓ મોકલી. તે અપ્સરાઓ પણ હાર પામી ગઈ, ત્યારે નારાયણે અપ્સરાનું આતિથ્ય કરી પોતાની ઉરૂ (સાથળ)માંથી સર્વાંગથી અતિ રમણીય સુંદરી **ઉર્વશી અપ્સરા** ઉત્પન્ન કરી, તેઓને આપી, પોતે અંતર્ધ્યાન થઈ ગયા. અપ્સરાઓ ઉર્વશીને લઈને ઈંદ્રની પાસે આવી. ઊર્વશીને દેખી ઇંદ્ર પણ ચકિત થઈ ગયો. ત્યારથી આ **ઉર્વશીતીર્થ** પ્રસિદ્ધ છે. અહીં સ્વયં ભગવાન તપોમૂર્તિ વિરાજમાન છે. આ ઉંર્વશીકુંડમાં જે સ્નાન કરી બે રાત્રિ ઉપવાસ કરે છે તે નારાયણ તુલ્ય થઈ જાય છે. આવી રીતે નારાયણ પર્વતમાં અસંખ્ય તીર્થ છે, જેને મહાદેવ પોતે જાણે છે. બીજું કોઈ જાણતું નથી. ઉર્વશી તીર્થની દક્ષિણ બાજુએ **આયુધતીર્થ** છે, જ્યાં ભગવાનનાં શસ્ત્ર છે. તેનું દર્શન કરવાથી શસ્ત્ર ભય થતો નથી.

હે કાર્તિકેય ! બ્રહ્મકુંડથી દક્ષિણ બાજુએ નર પર્વતમાં દેવી પ્રીત્યર્થે ભગવાને સુવર્ણાચલથી ઉખાડીને મેરૂ સિખર

સ્થાપિત કરેલું છે. તેમાં સદા ભગવાનનું સાનિધ્ય છે. ત્યાં ત્રણ શિખરોથી ત્રણ ધારાઓ પડે છે, જેમાં સ્નાન કરવાથી, મનુષ્ય વૈકુંઠમાં પૂજ્ય થાય છે.

તેની પૂર્વ તરફ લોકપાલતીર્થ છે. ભગવાને પોતે ત્યાં લોકપાલોને રાખ્યા છે. ત્યાં દંડપુષ્કરણી તળાવ છે. સૂર્ય તીર્થમાં સ્નાન કરવાથી જે ફળ મળે છે તે ફલ દંડપુષ્કરણીમાં એકવાર સ્નાન કરવાથી સંપૂર્ણ મળે છે. ત્યાં કામ્ય કર્મ જલદી સિદ્ધ થાય છે. ત્યાં પિંડદાનનું ફળ ગયાથી આઠગણું અધિક થાય છે. જ્યેષ્ઠ માસની શુકલ પક્ષની દ્વાદશીને દિવસે ત્યાં સ્નાન કરવાથી કૃત કૃત્યતા થાય છે. બદરી તીર્થમાં આ પરમ ગોપ્ય ઉત્કૃષ્ટ તીર્થ છે.

અત્રેથી પાછા વળતાં અમારી સાથવાળો સાધુ, અને રામતવંકલ બ્રામણ, આ બંન્ને બરફ ઉપર થઇ ચાલતા થયા, એટલે અમારી બેંન ગંગાએ પણ બરફ ઉપર જવા માંડયુ, પરંતુ તે બંન્ને પુરૂષો તો ચાલી ગયા પણ મારી બેંનના પગ એકદમ ઠરી જઇ પગનાં તળીયાં ચચરવા લાગ્યાં. અર્ધમાં એક પથ્થરની છાટ પડેલી હતી તેનાપર જઈ તેને ઉભુ રહેવું પડયું, અને અમોને કહેવા લાગી કે, હું આ રસ્તે આવી એ મારી ભૂલ થએલી છે માટે તમો બધા પ્રથમના ફેરવાળે રસ્તે થઇનેજ આવો. આ રસ્તેથી આવવું જોખમ ભરેલું છે. ત્યાંથી મહામુસીબતે જેપાનીની મદદલઈ તેણે બરફનો રસ્તો પસાર તો કર્યો, પરંતુ પગની આંગળીઓ ને તળીયાં બળતાં હોય તેવું તેને થવા લાગ્યું, અને આગળ ચાલવાની હિંમત પણ રહી નહી. જેમ તેમ કરી જ્યાં જેપાન થોભાવ્યું હતું અને જોડા મુકયા હતા ત્યાં અમો સર્વેએ આવી તેને જેપાનમાં બેસાડી અને જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા ૩ વાગે બદ્રીનારાયણ જઈ પહોંચ્યા, વસુધારા જવા માટેના જેપાનીઓને અમારે જેપાન દીઠ પાંચ પાંચ રૂપીયા વધારાના આપવા પડયા હતા. જમ્યા બાદ અમો ઋષિગંગાના પુલ આગળ લક્ષ્મી ને વિષ્ણુધારાનું સ્નાન કરી

નારાયણનાં દર્શન કરવા માટે મંદિરમાં ગયાં હતાં. આજે અખંડ દીપકજ્યોતિમાં અમોએ ઘી પૂરાવ્યુ હતું. નારાયણનાં દર્શન કરી બજારમાંથી જોઈતી વસ્તુ ખરીદી, મુકામપર આવી સૂઈ ગયા. બીજે દહાડે સવારમાં તપ્તકુંડમાં સ્નાન અને શ્રી નારાયણ વિગેરે દેવોનાં દર્શન કરી, પંડયાજીના ઘર આગળજ યથાશકિત દાન દક્ષિણાદિથી તેમને સંતોષ થાય તેપ્રમાણે આપી, તેમની પાસેથી નારાયણના પ્રસાદ તરીકે આપેલો સૂકવેલો ભાત ને ચંદનની ગોટી લઇ, તેમણે આપેલું સુફલ ગ્રહણ કરી, તેમના શુભાશીર્વાદો મેળવી, બપોરના ૧ વાગે અમોએ અત્રેથી જવાની તૈયારી કરી યમુનોત્તરી, ગંગોત્રી, કેદારનાથ, એ ત્રણે સ્થલના દેરાદુનથી ગોમુખધારા સિવાયના મૈલ ૩૩૮ થયા છે; તેમાં કેદારનાથથી બદ્રીનારાયણ સુધીના મૈલ ૧૧૫ ઉમેરતાં મૈલ ૪૫૩ થાય છે, ને તેમાં વસુધારાના જતા આવતાના મૈલ ૧૦ ઉમેરતાં કુલ મૈલ ૪૬૩ થાય છે. ને તેમાં હરદ્વારથી દેહેરાદુનના મૈલ ૪૦ ઉમેરતાં મૈલ ૫૦૩ થાય તેમાં ગોમુખધારાના જતા આવતાના ૩૦ ઉમેરતાં ૫૩૩ મૈલ થાય છે.

અમે બદ્રીનારાયણ દિવસ ૪ ને રાત્રી ૩ રહ્યાં હતાં ને જેઠ વદી ૧૧ ને શુક્રવારે અત્રેથી હરદ્વાર જવા નીકળ્યાં હતાં.

એ પ્રકારે ગુજરાત પ્રાંતના ખેડા જીલ્લાના કપડવંજ ગામમાં રહેનાર, વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ **જોશી સોમેશ્વર દ્વારકાદાસે**, **ભૂવૈકુંઠગમન** નામના ગ્રંથમાં વર્ણવેલા નગાધિરાજનાં ઉચ્ચ શિખર પર આવેલા, કેદાર ખંડાંતર્ગતનું તીર્થ શ્રી બદ્રીનારાયણની મહાયાત્રા એ વિષયનો **ચતુર્થકલ્પ** ઉમંગથી સંપૂર્ણ કર્યો.

## બદ્રીનારાયણથી જોશીમઠ થઇ કૈલાસ અને માનસરોવર.

| આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ |
|---|---|---|---|---|---|---|---|---|
| બદ્રીનારાયણ | ૦ | ૦ | નીતી | ૪ | ૬૩ | ગુરમ્યાતી | ૬ | ૧૧૧ |
| જોશીમઠ | ૨૦ | ૨૦ | કસોડાડીપ | ૩ | ૬૬ | દરમ્યાતી | ૪ | ૧૧૫ |
| તપોવન | ૬ | ૨૬ | કાલાજાવર | ૩ | ૬૯ | ગ્નાનીમ્ | ૨ | ૧૧૭ |
| ભવિષ્યબદ્રી | ૨ | ૨૮ | રીમખીમ | ૪ | ૭૩ | સુમરશાલા | ૧૨ | ૧૨૯ |
| લાતાનંદા | ૩ | ૨૧ | હોતી | ૫ | ૭૮ | રક્તાછ્યુડાંગ | ૬ | ૧૩૫ |
| સમૂણગઠા | ૫ | ૩૬ | ડાંગર | ૬ | ૮૪ | જીનડાગડાંગ | ૯ | ૧૪૪ |
| જુમાગામ | ૮ | ૪૪ | સાગ | ૬ | ૯૦ | દાર્ચીન | ૧૦ | ૧૫૪ |
| મલ્લારીગામ | ૮ | ૫૨ | શીવચીલમ | ૬ | ૯૬ | કૈલાસ | ૧૦ | ૧૬૪ |
| વાંપાગામ | ૬ | ૫૮ | માનીમથંગા | ૩ | ૯૯ | માનસરોવર | ૨૭ | ૧૯૧ |
| શાલીગામ | ૧ | ૫૯ | ગોમોચેન | ૬ | ૧૦૫ | | | |



॥ ॐ શ્રીગણેશાય નમઃ ॥

# ભૂવૈકુંઠગમન.

## કલ્પ પાંચમો.

## બદ્રિનારાયણથી કૈલાસ, માનસરોવર.

### દશ્ય ૧ લું.

બદ્રીનારાયણથી જોશીમઠ ને કૈલાશ જનાર યાત્રિને સૂચના



અત્રેથી શિખર અને ધ્વજાને નમસ્કાર કરી બદ્રીબિશાલલાલકી જયના નામના મંગળ ધ્વનિનો ઉચ્ચાર કરી, શાકે ૧૮૪૬ સંવત ૧૯૮૦ ના વૈશાખ વદી ૧૧ તા. ૨૭-૬-૧૯૨૪ ને શુક્રવારને દિને અત્રેથી નીકળ્યા. રસ્તો તદન ઉતારનો હોવાથી જેપાનીઓએ ઝપાટાબંધ ચાલવા માંડયું.

રામવાડા મૂક્યા પછીથી વચમાં એક ચીલતાનો ઘાટ આવે છે. તે ઘાટને માર્ગે જતાં પહાડના જંગલના રસ્તે લખનૌ પ્રાન્તમાં જવાય છે. તે રસ્તામાં **રામ** ને **કૌશલ્યા** નદીઓ આવે છે. તેમનું સ્નાન કરી ત્યાંની દેવમૂર્તિઓનાં દર્શન કરવાથી હિમાલયની સવ્ય પ્રદક્ષિણા થાય છે. જે લખનૌ પ્રાંતના નજીકના રહિશો છે તેઓ ઘણા ખરા આ રસ્તે જાય છે. સાંઝ પડતાં અમોએ ૧૪ મૈલ ચાલી ઘાટચટ્ટિએ મુકામ કર્યો. બીજે દિવસે લગભગ ૧૦ ને સુમારે જોશીમઠે દાખલ થયા. અત્રેથી પ્રથમ આવ્યા હતા તેજ રસ્તેથી લાલસાંગે થઈ હરદવાર જવાય છે; તેમજ અત્રેથી જેને કૈલાસ જવાની ઈચ્છા હોય તે અત્રેથી કૈલાસ પણ જઇ શકે છે.

**કૈલાસ જનાર યાત્રિઓને સૂચના**—આ યાત્રાની શરૂઆત જેઠ સુદી ૧૫ પછીથી શ્રાવણ વદી ૦)) સુધીમાં કરવી.

આ જંગલી પ્રદેશમાં યાત્રિએ એકલા જવું નહિં. સાથે અંગત માણસ રાખવો તેમજ ટિબેટની ભાષા અને રસ્તો જાણનાર ભોમિઓ માણસ સાથે રાખવો. અથવા ભોટીયા લોકો ટિબેટમાં વેપાર કરવા જાય છે તેજ વખતે તેમની સાથેજ જવું.

હંમેશાં રસ્તામાં પોતાના સોબતીઓ સાથે સાથેજ ચાલવું. તેઓનાથી આગળ કે ઘણેજ પાછળ વિખૂટા પડવું નહિ. ભોટીયા વેપારીઓ પણ આવા સ્થળોમાં ઘણાંઓ સાથે મળીને જાય છે. એકલા જવું એ મૃત્યુના મુખમાં જવા જેવું છે.

દીવાસળી, મીણબત્તી, દીવો કરવાના ઉપયોગને માટે રાખવાં અથવા ફાનસ રાખવું, પરંતુ દીવાસળી વરસાદના પાણીથી ભીંજાઈ જાય તો તેવે વખતે તરતની જરૂરીયાત માટે ચકમક ને લોખંડનું દેવતા પાડવાનું હથીઆર ને રૂ રાખવું, તથા ચીડનાં ઝાડનાં યમુનોત્રીને રસ્તે વર્ણવેલાં લાકડાં દીવો કરવાના કામમાં આવે તેથી તે પણ રાખવાં.

જ્યાં જ્યાં ખુલ્લા મેદાનમાં માણસની વસ્તી વિનાના સ્થાનમાં, રસ્તામાં મુકામ કરી સૂવાનો પ્રસંગ આવે તો બનતાં

સુધી રાત્રે સૂવું નહિં કેમ જે કોઈ વખત આજુબાજુની ઝેરી હવા હોય છે તે ઉંઘમાં દમ લેતાં નાકવાટે શરીરમાં જતાં માણસને ઘેન ચડી જાય છે, અને તેવું વિશેષ ઘેન ચડતાં કોઈ વખત માણસ મરી પણ જાય છે, અથવા તો સખત ટાઢને લીધે લોહી બંધાઈ જઈ શ્વાસ બંધ પડવાથી મરણ થાય છે. તેમજ રાત્રે બરફ પડતો હોય છે. તેથી સુનારની ઉપર પણ બરફ પડે છે ને તેની ભીનાસની હવા છાતીએ લાગવાથી મરણ થાય છે. તે વખતે જો ચામડાનો કોટ હોય તો ભીનાશની હવા લાગતી નથી.

અત્રે ખોરાકીમાં ફકત સત્તુ એટલે શેકેલો જવનોલોટ મલે છે, અને ઘણા લોકો તેજ ખાઇને પોતાનો નિર્વાહ ચલાવે છે; અને ચા પીવાનો ચાલ વધારે છે; તેમજ ચામાં પણ સત્તુ નાંખી રાબડી જેવું બનાવી પીએ છે. જંગલી શાકભાજી તથા બટાકા આઠ દહાડાના રસ્તા સિવાય બીજે ઠેકાણે મળી શકે છે. બદામ, કીસમીસ, નારીએલ, વિગેરે સૂકો મેવો રાખવો. કૈલાસ અને માનસરોવર એ બંન્ને પવિત્ર તીર્થો, બદ્રીનારાયણ આગળ, અગાઉ વર્ણવેલા પૃથ્વીના ખંડોમાંના કિંપુરૂષ નામના ખંડમાંના ટીબેટ દેશમાં આવેલાં છે, ને તે દેશમાં હીંદુસ્તાનની કોઈ પણ ભાષા બોલાતી, સમજાતી, લખાતી, કે વંચાતી નથી. ટીબેટી ભાષા જૂદીજ છે. હીંદુસ્તાની ભાષા તે લોકો બીલકુલ સમજતા નથી તેમ એમની ભાષા પણ હીંદુસ્તાની લોકો સમજી શકતા નથી.

બદ્રીનારાયણની યાત્રાએ જે જે સામાન રાખવાની સૂચના આપી છે. તે તે રાખવા ઉપરાંત ટાઢમાં દેહ રક્ષણ માટે લૂગડાંને બીછાનું ઘણું વધારે રાખવું. કેમ જે વિશેષ ટાઢને લીધે શરીર ફાટીને તરડાઈ પણ જાય છે.

શકિત હોય તો વાઘનું, હરણનું, બકરી કે ઘેટાનું ચામડું પણ રાખવું આ ચામડાનો ઊપયોગ બરફવાળી જમીનમાં પાથરવાને તથા રાત્રે ઓઢવા માટે કરવો, તેથી નીચેની શરદીને ઊપરથી પડતી બરફની હવા લાગશે નહિ. જો બને તો તે

ચામડાનો કોટ શીવડાવીને હંમેશાં પહેરવાથી ટાઢથી રક્ષણ થશે. ટીબેટીયન લોક ચામડાના કોટ પહેરે છે. તેમજ, ઢીંચણ સુધિ પહોંચે એવા ચામડાના જોડા પહેરવાને પગે બાંડીશ વીંટવાં. ચામડાના કોટને ટીબેટીયન લોકો બખ્ખુ કહે છે.

પહાડોના દૂર દૂરના દશ્યો જોવાની ઈચ્છા હોય તો દુરબીન રાખવી ને તે દ્રશ્યનો ફોટો લેવાની ઈચ્છા હોય તો નાનો ફોટો પાડવાનો કેમેરા પણ રાખવો. દરેક જણે પાસે લાકડી રાખવી, પરંતુ તે લાકડીની નીચે અણીદાર લોઢાની ખોલી બેસાડવી કે જેથી તે ખસી જાય નહી. બરફમાં તેનો ઘણો સરસ ઊપયોગ થાય છે.

અત્રે કેટલીક જગ્યાએ યમ્નોત્રી જતાં લાકડાના જે પૂલનું વર્ણન કર્યું છે. તેવા પૂલો કેટલીક અત્રેની નદીઓ પર પણ છે, તેમ છતાં કેટલીક જગ્યાએ તો નદીમાં ઊતરીનેજ જવું પડે છે કૈલાસ તરફ બાળવાને લાકડાં મલતાં નથી, અને તેથી ઢોરનું છાણ, બકરી વિગેરેની લીંડી, અને ઘોડાની લાદ, વિગેરેનો ઊપયોગ કરવો પડે છે. આવે ઠેકાણે પ્રભુની અલૌકિક લીલા આશ્ચર્ય પમાડે તેવી એ છે કે લાકડાં તથા છાણાંની જગ્યાએ આપણા દેશના જવાશીયાના જેવાં વેંતથી એક હાથની ઊચાઈનાં અને તેટલાંજ ઊંડાં જમીનમાં ગયેલાં લીલાં ઝાંખરાં બરફમાં થાય છે. તે ઝાંખરાંઓ મુલ સહીત ખેંચી લઈ. તરતજ બાળવાના ઊપયોગમાં લઇ શકાય છે, અને તે દીવીની માફક ભડભડાટ વગર ધૂમાડે બળી શકે છે, કેમકે તે ચીકણાં ને તેલ જેવા ચીકાશવાળા પદાર્થથી ભરેલાં હોય છે.

માલ લાવવા લઈ જવાનાં સાધનો તરીકે અત્રે ઘોડા, ખચ્ચર, ગધેડાં, યાક, ઝબ્બુ, ઘેટાં અને બકરાંનો ઊપયોગ કરે છે. ઝબ્બુ તે એક પ્રકારના બળદના જેવું જાનવર છે.

જોશીમઠથી નીતીપાસ સુધ્ધીમાં કેટલાંક ગામો છે ખરાં પણ મોદીની દુકાનોના અભાવને લીધે જોયતી ખોરાકીની વસ્તુ મલી શકવી કઠણ છે, ને જ્યાં જ્યાં મળે છે તે ઘણીજ મોંઘી

મળે છે, માટે ખોરાકીની વસ્તુઓ જતા આવતા સુધીની પોતાની સાથે જોશીમઠથીજ લઈ જવી. છતાં કોઈ જગ્યાએ ખોરાકીની વસ્તુ મળે તો ત્યાંથી પણ લેતાજ રહેવું કેમ જે વખતે બે ચાર દિવસ કોઈ સ્થળે રોકાવું પડે તો કામ લાગે અથવા ક્ષુધાર્તોને મદદ કરવામાં પણ કામ લાગે. બોજો ઊંચકનાર સાથે હોય તો અવશ્યજ વધારે ખોરાક રાખી. માગનારને આપવાથી મહાન પુણ્ય થશે. વળી જે કાંઈ વસ્તુઓ મળે છે તે ફક્ત સત્તુ એટલે શેકેલા જવનો લોટ (સાથવો), તથા ચા, દૂધ તે સિવાય બીજી ખોરાકની વસ્તુ મળી શકતી નથી.

આ યાત્રાનો શાસ્ત્ર સિદ્ધ એવો નિયમ છે કે. પ્રથમ કૈલાસની યાત્રા કરીને પછીજ માનસરોવર જવું, પહેલાં માનસરોવર થઇને કૈલાસ જવું તે યાત્રાના નિયમથી વિરૂદ્ધ છે, માટે યાત્રિ ગમે તે રસ્તે જાય પણ કૈલાસ થઇનેજ માનસરોવર જવું.

## દૃશ્ય ૨ જું.

### હિમાલય વિભાગને કૈલાસ જવાના માર્ગો.



હિમાલયને હિમાચલ કે દ્રોણાચલ પણ કહે છે. હિંદુસ્તાનમાં આવેલા હિમાલયના પ્રદેશના પાંચ વિભાગ કરેલા છે.

(૧) કાશ્મીર, (૨) જાલંધર, (૩) ગઢવાલ કે, ઉત્તરાખંડ, (૪) કુમૌ કે કૂર્માચલ, અને (૫) નેપાલ, એ પ્રમાણે પાંચ વિભાગ છે. તે પાંચેમાં પરમપવિત્ર એવો ત્રીજો ઉત્તરાખંડનો વિભાગ છે, અને તે વિભાગ હિંદુસ્તાનની સરહદ મૂકીને છેક ભોટના મુલકમાં થઇ ટીબેટ સુધીની લંબાઇનો છે; અને તેજ વિભાગમાં યમુનોત્રીથી

આરંભી છેક કૈલાસ અને માનસરોવર સુધીનાં આ પુસ્તકમાં વર્ણવેલાં દરેકે દરેક પરમ પવિત્ર અને મોક્ષપ્રદ એવાં સર્વે તીર્થો આવી રહેલાં છે.

**ટીબેટ સાથે લાગુ થતી સરહદો**—૧ લી-ગઢવાલ, ૨ જી-અલમોરા, ૩ જી-પંજાબ, ૪ થી-નેપાલ. ૫ મી-કેશ્મીર ૬ ઠી-સીકીમ, ૭ મી-ભૂતાન, ૮ મી-બસહર, ને ૯ મી-આસામ, એમ નવ ઠેકાણે ટીબેટની સરહદ લાગેલી છે.

તેમાંથી નેપાલ, સીકીમ, ને ભૂતાનને આસામ તરફ જંગલને રસ્તે થઇ જે રસ્તો ટીબેટમાં જાય છે તે ઘણો ખરો બ્રહ્મપુત્રા નદી તરફને રસ્તે જાય છે. તેમજ પશ્ચિમ ટીબેટમાં કૈલાસ માનસરોવર છે. તે ટીબેટને પાંચ પ્રદેશનો સંબંધ છે ને તે ઠેકાણેના જૂદે જૂદે રસ્તે થઇ કૈલાસ નીચે પ્રમાણે જવાય છે.

## કૈલાસ જવાના રસ્તાઓ.

૧ લો—કાશ્મીરના શ્રીનગરથી સિંધુ નદીના કિનારે લદ્દાકને રસ્તે થઈ ગાર્તોક જવાય છે. એ ટીબેટનું વેપારનું મથક છે.

૨ જો—રસ્તો, પંજાબ-લાહોર થઈને દમચોકના ઘાટથી રૂદોક જાય છે?

૩ જો—કલ્લુના વેપારી સપીતી થઈ ૧૬૪૦૦ ફુટની ઊંચાઈએ આવેલા સંગરંગ ઘાટેથી જાય છે.

૪ થો—રામપુર બશહરને સીમળાના લોક ૧૫૪૦૦ ફુટની ઊંચાઇએ આવેલી સીપકીને ૧૬૫૯૦ ફુટની ઊંચાઇ પર આવેલા શ્રીરંગ ઘાટથી ટીબેટ જાય છે.

૫ મો—જુહાર અલ્મોરાવાળો રસ્તો **મીલમ** થઇને જાય છે. રસ્તામાં ત્રણ ઊંચાં હિમાલયનાં ગગન ભેદી શિખરોનું ઉલ્લંઘન કરવું પડે છે. પહેલું-ઊટાધુરા તે ૧૫૭૬૦ ફુટ ઊંચું છે. બીજું **જંતી** ૧૭૦૦૦ ફુટ છે, તેનાથી કઠિણ કુંગરીબીંગનીનો ઘાટ ૧૮૩૦૦ ફુટની ઊંચાઈએ છે, એ ત્રણેનું ઉલ્લંઘન કરીને પછી ટીબેટમાં જવાય છે.

૬ ઠ્ઠો—અલ્મોરાથી દારમા ઘાટને રસ્તે થઇને જ્ઞાનીમ્ મંડી જાય છે.

૭ મો—રસ્તો, વ્યાના અલ્મોરાના લોકો લંકપીલેખ-ઘાટેથી જ્ઞાનીમા જાય છે.

૮ મો—ચૌન્દાસ પટ્ટીના અલ્મોરાવાળા લીપુઘાટે થઈ ૧૬૭૮૦ ફૂટ આવેલા તાકલાકોટ પહોંચે છે.

૯ મો—નૈનીતાલ અલ્મોરા વાગેશ્વર ને જુહારથી જનારને ભોટદેશમાં પહેલું શિવચીલમ અને ટીબેટનું જ્ઞાનીમ્ સ્થાન આવે છે.

૧૦ મો—દારમા મુલક અને છાગરા જનારને ભોટદેશમાં પહેલું દુમજયુ સ્થાન આવે છે.

૧૧ મો—ચૌંદાસથી જનારને પહેલા ઠોકરસ્થાન આવે છે.

૧૨ મો—વ્યાસથી જનારને દુંગગુંજ થઇને જવાય છે.

૧૩ મો—નેપાળથી વીર્જમનગંગથી જનાર ખોચરનાથ થઇને જાય છે.

૧૪ મો—હરકોઇ દેશથી સ્ટીમરને રસ્તે ચીનમાં દાખલ થઇ પૂર્વ ટીબેટમાં થઈ કૈલાસ જવાય છે.

૧૫ મો—ગંગોત્રીને રસ્તે જતાં ડાક બંગલાથી ભૈરવ-ઘાટી જતાં ડાબા હાથને રસ્તે ચાપરંગની ચોકીએ થઇને તથા ગંગોત્રીથી મુચકુદ ને મંગલાંગ કેનીલાંગ ને રસ્તે ગાર્તોક થઇને કેટલાક સાધુઓ ગંગોત્રીથી ભોમિઆ માણસને સાથે રાખી જીવને જોખમે માનસરોવર થઇને કૈલાસ જાય છે. રસ્તો ફક્ત પગડંડીનોને ઘણો અગવડ ભરેલો છે. ગંગોત્રીથી છેક માનસરોવર જતાં ચટ્ટી કે દુકાન બીલકુલ હોતી નથી, તેમજ રસ્તો વસ્તી વિનાનો અને નિર્જન વનનો છે. તેથી ખોરાકીની વસ્તુઓ પાસે રાખીને જવું. આ રસ્તાઓ અત્યંત અગવડ ભરેલા હોવા છતાં જનારને ૪૦ થી ૫૦ માઈલ ઓછું ચાલવું પડે છે, પરંતુ ગૃહસ્થ યાત્રિએ આ રસ્તે જવાનું બીલકુલ સાહસ કરવું નહિં, નહીં તો પસ્તાવું પડશે.

૧૬ મો—કેદારનાથ આ રસ્તો પણ ટૂંકો છે. અત્રેથી માનાઘાટના ૧૭૮૦૦ ફૂટની ઉંચાઈના શિખરનું ઉલ્લંઘન કરી પેલી બાજુએ થઈ કૈલાસે જવાય છે. આ રસ્તે તો સાધુસંતો પણ જઈ શકતા નથી. ફક્ત શ્રાવણ ભાદરવામાં બરફ ઓછો થતાં ત્યાંના વતની પહાડી લોકોજ એ રસ્તે જઇ શકે છે, જેથી યાત્રિને તે રસ્તો બીલકુલ ઉપયોગનો નથી.

૧૭ મો—બદ્રીનારાયણ આ રસ્તો પ્રથમના બન્ને રસ્તાઓ કરતાં વધારે સારો છે, અને કેટલાક યાત્રીઓ એ રસ્તે જાય છે. પણ ખરા, રસ્તામાં કેટલાક સ્થળે વસ્તીવાળાં થોડાં ગામ પણ છે, જેમાં ખોરાકીની વસ્તુઓ પણ મળી શકે છે, છતાં આ રસ્તે જનારે પણ ૧૦ દિવસ ચાલે તેટલો ખોરાક પોતાની પાસે રાખવો. અત્રેથી પ્રથમ ભૂતાનને પછી ૧૬૬૩૦ ફૂટની ઉચાઈના **નીતીઘાટનું** ઉલ્લંઘન કરી ટીબેટમાં થઈ ૯ થી ૧૦ દિવસે કૈલાસ પહોંચાય છે. બદ્રીનારાયણથી ૧ મૈલપર વસુધારા તરફ જતાં માણાગામ આવે છે. ત્યાંથી જમણા હાથને રસ્તે ૪૦ મૈલ જતાં થુલમઠે કે થોલીંગમઠે પહોંચાય છે. ત્યાંથી ૨૦ મૈલ દાપાને દાપાથી ૧૫ મૈલ દંપુ ને દંપુથી ૧૨ મૈલ શિવચીલમ આવે છે. નીતિઘાટને રસ્તે જનાર યાત્રિને પ્રથમ ભોટદેશમાં **દાપાનારાયણનાં** દર્શન થાય છે. માના અને નીતી એ બે ઘાટોની વચમાં દ્રોણાચળનું કમેટ નામનું ગગનગામિ વિશાળ શિખર ૨૫૪૪૬ ફૂટની ઊંચાઈએ આવેલું છે.

જેમ બદ્રીનારાયણથી શિવચીલમ જવાય છે તેમ જોશીમઠથી જનાર યાત્રિ પણ શિવચીલમ જાય છે. ત્યાંથી બન્નેનો રસ્તો એક થઈ સાથેજ કૈલાસ જાય છે. આ રસ્તો પણ અગવડ ભરેલો છે, પરંતુ જવું હોય તો ટીબેટી અને હીંદુસ્તાની એ બન્ને ભાષા સમજનારો તેમજ આ રસ્તાનો પૂરેપૂરો ભોમિઓ કે જે એક કરતાં વધારે વખત કૈલાસ જઇ આવ્યો હોય તેવા માણસને સાથે રાખીને જવું. એકલા કદી પણ જવું નહિં.

**૧૮ મે**—જોશીમઠ ઉપલા ત્રણે રસ્તા કરતાં આ રસ્તો ઘણો સારો છે; એટલુંજ નહિં પણ હિંદુસ્તાનમાંથી કૈલાસ જવાના બીજા દરેક રસ્તા કરતાં પણ આ રસ્તો યાત્રિને જવાને માટે સુગમને સગવડ ભરેલો છે. રસ્તામાં ઘણા મુકામો પણ આવે છે. ને રસ્તો વસ્તીવાળો પણ છે, તેથી ઘણા યાત્રિઓ ભોટીયાઓને ટીબેટીયન વેપારીઓ આજ રસ્તે વિશેષ આવજા કરે છે. રસ્તો પણ થોડે સુધી સડકનો અને સારો છે. તેમજ કાઠ ગોદામથી અલ્મોરે થઈ જનાર યાત્રિને રસ્તામાં ચોરને ધાડ પાડુઓથી લૂટાવાનો સંભવ વધારે રહે છે, જ્યારે આ રસ્તે કૈલાસ સુધી લૂટફાટ થવાનો બીલકુલ સંભવ નથી. ફક્ત કૈલાસથી માનસરોવર જતાં ચોર અને ડાકુનો ભય રહે છે, જેથી જોશી મઠથી કૈલાસ જવાનો રસ્તો હવે પછી અમો વર્ણવીશું.

યાત્રિએ યાદ રાખવું કે અમો જાતે કૈલાસ ગયા નથી, પરંતુ જે જે અમારા જાણવામાં કૈલાસ સબંધી ખરી બીના આવી છે. તે તે કૈલાસ માનસરોવરની ને ટીબેટની હકીકતો પણ, વાંચક વર્ગની જાણ ને સારૂ અમો જણાવીએ છીએ.

બદ્રીનારાયણને જોશીમઠ-એટલે ટિબેટ સાથેના વ્યાપારનો નેતિઘાટવાળો રસ્તો—આ રસ્તો વરસમાં આઠ નવ મહિના બરફથી ઢંકાએલો રહેવાથી બંધજ હોય છે, અને ફક્ત ચોમાસાના દિવસોમાંજ ખુલ્લો હોય છે. તેજ દિવસોમાં શાન્તિમય વ્યાપાર અને કૈલાસ, માનસરોવરની યાત્રા થઇ શકે છે. તેવીજ રીતે હીંદુસ્થાનના દરેક સ્થળેથી ટીબેટ જવાના દરેકે દરેક માર્ગો પણ તેજ ચાર મહીના વેપારને યાત્રા માટે અનુકૂલ જાણવા કૈલાસ જનાર યાત્રિ જો યાત્રા કરી સ્વદેશ પાછો ફરે તો યાત્રાના મહાન પુણ્યપુંજ સાથે ટીબીટની કારીગરીના ઉત્તમ ગાલીચાઓ સાથે ત્યાંની બીજી નવાઈની વસ્તુઓ પણ લાવી શકે છે.

## દશ્ય ૩ જું.

### જોશી મઠથી શિવચીલમ.



પોવન—જોશી મઠથી ૬ મૈલ, ને રસ્તો સીધોને ચડાઇનો છે. ત્યાં રહેવાને મુકામ સારો છે. ખાવાપીવાની દરેક વસ્તુ મળે છે. ત્યાં બે ગરમ પાણીના કુંડ છે–**ભવિષ્યબદ્રી** કુંડથી ૨ મૈલ છે. રસ્તો સીધોને સહેજ ચડાઇનો છે. આ સ્થળને **પંચમબદ્રી** કહે છે. અત્રેથી ૧ મૈલ ઉપર ધવલા અને ઋષિ ગંગા નામની બીજી નદીનો સંગમ થાય છે, ત્યાં સ્નાન કરવાનું અધિક માહાત્મ્ય વર્ણવેલું છે. **લાતાનંદા**–ભવિષ્યબદ્રીથી ૨ મૈલને રસ્તો ચડાઇનો છે. અસલ રસ્તેથી ૧ મૈલની ચડાઈ ચડતાં આ પરમરમ્ય ને મનોહર સ્થળે અલૌકિકને દિવ્ય દેવીનું દર્શન અને દેવાલય છે. આ સ્થાન તપસ્થલીનું કહેવાય છે. અત્રે જગદીશ્વરી **શ્રીલાતાનંદા દેવીની** ચૈતન્ય સ્વરૂપની પ્રતિમા ખડ્ગ અને કુંડીના રૂપમાં સ્થિત છે. અનેક સુશોભિત આભૂષણો યુક્ત દર્શન કરવા લાયક દેવીનું સ્થાન છે. દેવીનું પૂજન તથા નમસ્કાર કરી. બલિદાન આપવાથી ઇચ્છિત ફલની પ્રાપ્તિ થાય છે. મંત્ર, યંત્ર, તંત્ર, વિગેરેની સાધના કરવાથી મંત્રાદિકની સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. બીજે રસ્તે ૧ મૈલની ઉતરાઈ ઉતર્યા પછી અસલ સડકને રસ્તે અવાય છે. જોશી મઠથી કૈલાસ સુધીની અંદર લાતાનંદાદેવી જેવું પરમ પવિત્ર અને પ્રસિદ્ધ સ્થાન બીજું એક પણ નથી. **સમૂણગૈઠા**–લાતાનંદાથી ૫ મૈલ છે. લાતાનંદાથી બીજે રસ્તે ૧ મૈલનો ઉતાર ઉતરી, અસલ સડકને રસ્તે અવાય છે. ત્યાંથી બીજો ૪ મૈલનો માર્ગ સીધો છે. **જુમાગામ**–સમૂણગૈઠાથી ૮ મૈલ છે, રસ્તો ચડાઈ ઉતરાઈનો છે. રહેવાની જગ્યા છે. **મલારીગામ**–જુમાથી ૮ મૈલ છે. રસ્તો ચટ ઉતરનો છે. આ ગામ મોટું છે. ૨૦૦ થી

૨૨૫ ઘરની• વસ્તીનું છે. **વાંપાગામ**–મલ્લારીથી ૬ મૈલ છે. ગામ મોટું છે, અને પોસ્ટઓફીસ પણ છે. **શાલીગામ**–વાંપાથી ૧ મૈલ છે. રસ્તો સીધો છે, ને ગામ મોટુ છે. આ દેશના લોકો ટીબેટયનો અથવા હૂણીઆઓ કહેવાય છે. ટીબેટને હૂણુ દેશ પણ કહે છે, અહીં **દાપાનારાયણનાં** દર્શન થાય છે.

**નીતિ, નીતિ ઘાટ; કે નીતિ પાસ**—શાલી ગામથી ૪ મૈલ છે. માર્ગ ચઢ ઉતરનોને બહુજ કઠિણ છે. ગામ મોટુ છે. આટલે સુધી પહાડી હિંદુસ્તાનની વસ્તી છે, અને અત્રે સુધીનો વર્ગ સમજદાર પણ છે, તેમજ હિંદુસ્તાનના લોકોને મલતા સ્વભાવના લોકો પણ છે. હવે અત્રેથી ભાષા બદલાય છે, અને અભણુ જંગલી વસ્તીની શરૂઆત થાય છે. આ સ્થળે ટીબેટને હિ-માલય, એ બંન્નેની સરહદનો પ્રદેશ છે. ત્યાં માચ્છીંજાતિના શક લોકોની વસ્તી છે. તેઓ ચમરી ગાય, જબ્બુ કે ઘેટાં બકરાં ઉપર સામાન લાદી દર વર્ષે ટીબેટ જા આવ કરે છે. તેઓનું ખાનપાનને આહાર અને વ્યવહારાદિ આપણાથી જૂદા પ્રકારનું છે. તેઓ માંસાહારી છે. તેઓ આપણા લોકોને ધિક્કારે છે ને લાગ ફાવે તો તેઓ માણુસને મારી પણ નાખે છે. અહિંથી માનસરોવરને કૈલાસનો માર્ગ ઘણો કઠિણ છે અત્રેથી બે દિવસ નિર્જન અરણ્યનો રસ્તો પસાર કરવો પડે છે અને રાત્રે ખુલ્લા મેદાનમાં સૂવાનો પ્રસંગ આવે છે. કેદારનાથની ઠંડીને વિસરાવે તેવી કૈલાસમાં ઘણી સખત ઠંડી પડે છે. આવે સ્થળે જનાર સાધુ સંતો ભોમિયા તરીકે માચ્છીંજાતિના મનુષ્યનો આશ્રય લઈને જાય છે, અને નીતિથી ૮–૧૦ દિવસને રસ્તે કૈલાસ પહોંચાય છે. અત્રેથી ચાલીને, ઘોડા ઉપર, ચમરી ગાય, જોબરા, કે ઝબ્બુ વિગેરેની સવારીથી પણ જઇ શકાય છે. યાત્રિએ પોતાને માટે ખોરાકની દરેક વસ્તુઓ આ સ્થળેથી સાથે લેવી જોઇએ, કેમ જે હવે પછીથી કેટલાક મુકામોએ ખોરાક બીલકુલ મળતો નથી. વળી અત્રેથી ટીબેટની ભાષા જાણુનાર અને રસ્તાનો ભોમીઓ માણુસ પોતાની સાથે રાખવો, અથવા તો ઘેટાં, બકરાં

ઉપર માલ લઈ જનાર સાથે યાત્રિએ જવુ ફાયદા કારક છે. નહિં તો રસ્તાની ખબર નહિં હોવાથી અને ભાષાનું અજાણપણું હોવાથી જંગલોમાં પોતાનો પત્તો લાગી શકશે નહિં અને ભૂલા પડતાં હેરાન થવુ પડશે. અત્રેથી ઘણે ભાગે પહાડો ઉપર વિશેષ બરફ જામેલો હોવાથી ઝાડ ઉગી શકતાં નથી તેથી બાળવાનાં લાકડાં મળતાં નથી અને તેથી બકરાંની લીંડીઓ કે ઢોરનું છાણુ કે ઘોડા વિગેરેની લાદ ને ત્યાં ઊગતાં ઝાંખરાંનો ઊપયોગ કરવો પડે છે. બને તો સ્ટવ સાથે રાખવો, ને તેમાં ગ્યાલસલેટ ભરાવીજ રાખવું અત્રેથી ટીબેટની શરૂઆત થાય છે, ને છેક કૈલાસ અને માનસરોવરનાં દર્શન પણ ટીબેટ દેશમાંજ આવેલાં છે.

**કસોડાડીપ**—નીતિથી ૩ મૈલ છે. રસ્તો ચડાઈનો અને રહેવાને મુકામ છે. **કાલાજાવર**-કસોડાડીપથી ૩ મૈલ, અને રસ્તો ચડાઈનો છે. અત્રે નજીકમાં નદી વહે છે અને રહેવાનું મેદાન છે. **પર્વતનુંશિખર**-કાલાજાવરથી ૧ મૈલ, રસ્તો સખ્ત ચડાઈનો છે. આ ઠેકાણે પવનનું જોર ઘણું રહે છે. ધુમ્મસ, બરફ, કાંકરા, કચરો, પણ ઉડે છે, અને વાવંટોળીઓ આવી વાકોરણુ ચડે છે. કોઈ કોઈ વખતે એવો સખ્ત પવન ફુંકાય છે કે માણુસ પણ ઉડી જાય છે. એવા પવનના તોફાન વખતે ચાલવાનું બંધ કરી એકદમ બેસી જવું, તેમ છતાં પણ પવનનું જોર વધારે જણાય તો સૂઇ જવું, પરંતુ તેવે વખતે ચાલવું તે જીવને જોખમકારક છે. અત્રે રહેવાનો મુકામ નથી. **રીમખીમ**—શ્રૃંગથી ૩ મૈલ રસ્તો ઉતરાઇનો છે. રહેવાને માટે સારૂ છે. જગ્યા ઠીક છે. ત્યાં હંમેશાં બરફ પડે છે. **શાલિગ્રામ** અને **ગોમતીચક્ર** અત્રે ઘણા પ્રમાણુમાં સારાં મળે છે.

**હોતી અથવા નાની હોતી**—રીમખીમથી ૩ મૈલ છે ને રસ્તો ચડાઈ ઉતરાઈનો છે. રહેવાને મુકામ છે. આટલે સુધી બ્રીટીશ સરકારની સરહદ છે અને બ્રીટીશ સરકારનો એજંટ

પણ રહે છે. તેની ચારે બાજુએ ખુલ્લું મેદાન પણ છે. ભોટ રાજ્યનો એક **અધિકારી** પણ અત્રે રહે છે. આ ઠેકાણે ભોટીયા લોકની ૨૦૦ સુધીની છોલદારી (તંબુનાં ઘરો) રહેવાને માટે છે. અત્રેથી જમણા હાથ તરફ ૨૪ માઈલ ઉપર **ડોંગરૂ** મુકામે જવાય છે, અને ત્યાંથી ડાબા હાથે બીજા ૫ મૈલ જતાં **ચોરહોતી** મુકામ આવે છે. કેટલાક યાત્રીઓ હોતીથી આચોરહોતી થઈને શિવચીલમ જાય છે પરંતુ એ રસ્તો અગવડ ભરેલો છે. ત્યાં ન જતાં નાની હોતીથી ૬ મૈલ ઉપર ડાંગર મુકામ છે, તે રસ્તો શિવચીલમ જવાને માટે ટૂંકો અને સહેલો છે, જેથી તે રસ્તે જવું યાત્રીને સુગમ થઈ પડશે.

આ નાની હોતીમાં કાયમને માટે બારે માસ માણસ રહી શકતા નથી, તેથી ભરશિયાળાની ઋતુમાં તેઓ નીચે ઉતરી જાય છે, અને જ્યારે ઉનાળાની ઋતુ આવે છે. ત્યારે અત્રે પાછા આવે છે. તે વખતે અત્રે પોતપોતાની જગ્યામાં આવીને રહે છે. તે કારણને લીધે આ ઠેકાણે તેમનાં રહેવાનાં મકાનપર છાપરૂં હોતુ નથી. જ્યારે પાછા આવે છે ત્યારે એક મજબૂત અને જાડા કપડાનું તંબુના આકારનુ તૈયાર રાખેલું લૂગડું ચારે બાજુની ભીંતો સાથે સજ્જડ કરી છાપરા જેવુ કરે છે, અને જ્યારે તેઓને જવાનો સમય થાય છે ત્યારે તે તંબુ જેવું કપડું પોતાની સાથે લઇ જાય છે. ફક્ત પથ્થરથી ચણેલી ભીંતોનાં ચારે બાજુના કોટડાં હંમેશાં કાયમ રહેવા દે છે. દર વર્ષે એ પ્રમાણે કરે છે. તેવાં ઘરોને અત્રે **છોલદારી** કહે છે. આ સ્થલ વેપારનું જાણીતું મથક છે. બકરી, ગાય, ઘોડા, ચમ્મર, કસ્તુરી અનાજ, કપડાં વિગેરે વેપારની દરેકે દરેક વસ્તુઓની લેવડ દેવડ આ ઠેકાણે થાય છે.

**ડાંગર**—નાની હોતીથી ૬ મૈલ—**સાગ** ડાંગરથી ૬ મૈલ **શિવચીલમ**—સાગથી ૬ મૈલ છે ને દરેક ચીજ અત્રે મળે છે. આ સ્થળ વેપારનું મોટું મથક છે. આજ રસ્તો સુગમને ટૂંકો હોવાથી યાત્રીએ આજ રસ્તે જવું. છતાં હોતીથી ચોરહોતીનો

રસ્તો નીચે મુજબ છે તે યાત્રીની જાણને માટે લખીએ છીએ.

## હોતીથી શિવચીલમનો બીજો રસ્તો.

| આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ |
|---|---|---|---|---|---|---|---|---|
| હોતી. | ૦ | ૦ | એંગુરાપહાડનુશિ. | ૪ | ૧૭ | સુમ નદી | ૩ | ૩૧ |
| ચોરહોતી. | ૫ | ૫ | એંગુરા નદી | ૨ | ૧૯ | બીજી નદી | ૧ | ૩૨ |
| પહાડનું શિખર | ૪ | ૯ | કારચ્યા ધુરા | ૪ | ૨૩ | શિવચીલમ | ૪ | ૩૬ |
| નદી | ૪ | ૧૩ | લદ્દાવક ખડક | ૫ | ૨૮ | | | |

**ચોરહોતી**—હોતીથી ૫ મૈલ છે. માર્ગ ચડ ઉતરનો છે **ઊંચા પર્વતનું શિખર**—ચોરહોતીથી ૪ મૈલ છે. રસ્તો ચડાઈનો છે. આ જગ્યાએ પણ **શાલિગ્રામ ને ગોમતીચક્ર** બહુજ સરસ થાય છે. **એક નદી**—પર્વત શિખરથી ૪ મૈલ છે, ને રસ્તો ઉતરાઈનો છે, તે નદી ડૉંગકુ તરફથી આવે છે. **એંગુરા નામનાં શિખરનો ઘાટ**—નદીથી ૪ મૈલ રસ્તો ચડાઈનો ત્યાં પણ પવનનું જોર અતિશય રહે છે. વધારેવાર અત્રે રોકાવું નહી. ત્યાંથી જલદી ચાલ્યા જવું નહીં તો વાવંટોળીયાનું જબરૂ તોફાન ઘણી વખતે આ ઠેકાણે થાય છે, ને વાકોરણ ચડી એકદમ અંધકાર છવાઈ જાય છે. **એંગુરા નદી**—એંગુરાના શિખરથી ૨ મૈલ, રસ્તો ઉતરાઇનો. અત્રેથી બે રસ્તા શરૂ થાય છે, એક ગેમસર અને શિવચીલમ જાય છે, તેથી યાત્રીએ શિવચીલમને રસ્તે જવું. **કારચ્યાનો ઘાટ**—એંગુરા નદીથી ૪ મૈલ, રસ્તો પહાડની ચડાઈનો છે. જમણી બાજુ કાળા રંગનો ચમકતો પહાડ દેખાય છે. તે અસલ ઝેરમોહોરાનો પહાડ છે, અને ઝેરમોહોરા અત્રેથી લઇ જઇ ભોટીયા લોકો બદ્રીનારાયણ જતાં યાત્રાળુઓને વેચે છે. **લદ્દાક ખડક**—કારચ્યા ધુરાથી ૫ મૈલ, રસ્તો ઉતરાઈનો છે. રહેવાને માટે મેદાન છે. આગળ સુધી સાધારણ ચડાઇ ઉતરાઇનો રસ્તો છે. અત્રેથી આગળ ભયાનક જંગલોનું મેદાન અને નદીઓની ઉતરાઈ બહુ કઠિણ અને ત્રાસદાયક છે. નદીનો પટ ઘણો પહોળો

અને કમ્મર સુધીની ઉંડાઇનો હોય છે. ઉતરતાં શરીર અકડાઈ જાય છે, છતાં અત્રેના ભોટીયા અને ટીબેટીયન લોકોનાં નાનાં નાનાં ઘેંટાં બકરાં ઘણી સહેલાઈથી આ નદીઓ વિના અડચણે ઉતરી શકે છે, એ પણ ઈશ્વરની અગાંધ લીલા છે. **સુમનદી**—લદ્દાકથી ૩ મૈલ. **બીજી એક નદી**—સુમનદીથી ૧ મૈલ છે, રસ્તો સહેજ ચડાઈનો ને સીધો છે. **શિવચીલમ**—બીજી નદીથી ૪ મૈલને રસ્તો સીધો ને સહેજ ચડાઇનો છે. આ પ્રમાણે હોતીથી છુટા પડેલા બન્ને રસ્તા પાછા શિવચીલમે એક થઇ જાય છે ને અત્રેથી તે બન્ને માર્ગના યાત્રીઓ સાથેજ કૈલાસ જાય છે.

આ સ્થળ ભોટીયા લોકના વેપારનું મોટું મથક છે, વસ્તી ઘણી સારી છે, તેમજ સીધું સામાન ખૂટી ગયું હોય તો અત્રેથી મળી શકે છે. અહીંથી માનસરોવર સુધીમાં ગોળ, સાથવો, ને ચા સિવાય બીજી વસ્તુ મળી શકશે નહીં. માંસાહારીઓને માટે માંસ મળી શકે છે. આ સ્થલોએ હમેશાં ૧૨ વાગતાં પહેલાં રસોઇ ચા વિગેરે ખાવાનું બનાવી ખાઈ લેવું, નહીં તો બપોર પછી ઘણે ભાગે પવન જોરમાં આવે છે, અને ઘણી વખત પથરા, કાંકરા, રેત, વિગેરેના પવનમાં ગોટેગોટ ઉડીને અંધારાની માફક થઈ જાય છે, તેથી દેવતા સળગતો નથી, જેથી ૧૨ વાગ્યા પહેલાં રસોઈ કરવી ફાયદાકારક છે; પરંતુ જ્યાં અગાડી ઘર કે ગુફા જેવું હોય ત્યાં પવન છતાં પણ રસોઇ કરવાને કાંઈ પણ હરકત આવશે નહીં એમ જાણવું. આ ભોટ દેશમાંનું એક મોટું ગામ કહેવાય છે, એટલે નીતિ જુહાર, બ્યાસ, દારમા, વિગેરે દેશોના વેપારીઓ હુણ દેશના ટીબેટયન વેપારીઓ સાથે જનાવર, ઘોડા, મીઠું, ઊન, સુહાગા, પશ્મીનો, વિગેરે વેચી હિંદુસ્તાનના વેપારીઓ પાસેથી પરવાળાં મોતી, જવ, ચોખા વિગેરે અન્ન, સાકર, ગરમ કાપડ, કરીયાણું, લઇ તેનો અદલો બદલો કરે છે.

## ભોટ લોક.

ભોટીયા લોકોનો પહેરવેશ, એમના શરીરપર પહેરવાનો ઝભ્ભો, શરીરથી ઘુંટણ જેટલો લાંબો હોય છે. તેના ઉપર કમ્મરે કેડ બાંધવાની પેઠે લુગડું બાંધી લીધેલું હોય છે. કપડાં ઘણાં મેલાં હોય છે. જરા અંગ્રેજી શિખેલા અને સુધરેલી ઢબના ભોટીયાઓ કોટ પહેરે છે, માથા પર ટોપી ઘાલે છે, પહેરેલા ઝભ્ભા નીચે બદનપર ઉનનાં એક બે કુરતાં પણ પહેરે છે. અત્રેના લોકો ઘણે ભાગે નવરાશના વખતમાં ફરકડી વતી હંમેશાં આખો દિવસ ઉન કાંત્યા કરે છે. વાતો કરતા જાય છે અને કાંતતા જાય છે. એમના ચહેરા મંગોલીયનને મલતા હોય છે, ને તેમની કલર્ક નામની અટકની પણ એક જાત છે.

## ભોટીયા લોકના બે નિંદ્ય રીવાજો.

૧ લો, અતિનિંદ્ય રીવાજઃ-જેમ યુરોપના લોકો પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓને સ્વતંત્રતા આપી, તેમને પોતાને જોખમે, ગમે તે પુરૂષની સાથે છૂટથી વાતચિત કરવા દે છે તેવી, બલકે તેથી પણ વિશેષ છૂટ, અત્રેના ભોટીયા લોકોએ સ્ત્રીઓને આપેલી છે.* દરેક ગામમાં એક ઘર એવું રાખેલું હોય છે કે, જેમ કલબમાં મેંમ્બરો એકઠા થાય છે તેમ, તે રાખેલા ઘરમાં જુવાન સ્ત્રી પુરૂષો રાત્રે સ્વતંત્રતાથી એક બીજાને મલી શકે છે, અને તેવાં ઘરને ત્યાં “ રામબંગ ” કહે છે. રાત્રીને વખતે યુવાન પુરૂષ જે સ્ત્રીને ચાહતો હોય તેની સાથે બેસી શ્રૃંગાર રસનાં ગાયનો ગાય છે, દારૂ, બીડી, પીએ છે, અને દારૂનાં ઘેનમાં ઘણી વખતે રાત્રે ત્યાં સૂઈ પણ રહે છે. ૧૦–૧૧ વર્ષની અવસ્થાથીજ ભોટીયા છોકરીઓ રામબંગમાં જવા માંડે છે. તેમના મા બાપો પણ ખુશીથી ત્યાં જવા દે છે. જ્યારે ત્યાં એક બીજામાં પ્રેમ બંધાય છે ત્યારે તે યુવાન પુરૂષ રાત્રે પોતાને ઘેરથી નીકળી એક ઉંચી ટેકરી ઉપર ઉભો રહી મોઢાની સીટી વગાડે છે એટલે તે જુવાન

* યુરોપમાં છૂટ છે. પણ સ્ત્રી ખરાબ રીતે વર્તે તો ભાઈ, બાપ, મા બધાં તેને તજી દે છે.

સ્ત્રી પોતાને ઘરથી નીકળી તેની તરફ જાય છે અને ત્યાંથી બન્ને સાથે મલી રામબંગમાં દાખલ થાય છે. ત્યાં અગાડી જુવાન છોકરા છોકરીઓ એક બીજાના પડખામાં બેસી જાય છે, તેમજ સ્ત્રી પુરૂષો એક બીજાના હાથ ઝાલી નાચ રંગ પણ કરે છે. તે લોકો નાચને રંગબંગ કહે છે. અને તે કરવાનો હદબહાર શોખ તેઓ ધરાવે છે. તેવીજ રીતે કોઇ પુરૂષને બોલાવવાની ઈચ્છા કોઇ સ્ત્રીને હોય ત્યારે લૂંગડાંનો કકડો ઉંચો હાથ કરી હવામાં ફરકાવે છે અથવા તો સીટી વગાડી પોતાનો અભિપ્રાય જાહેર કરે છે. આ રીવાજ અતિનિંદ્ય અને વ્યભિચારની વૃદ્ધિ કરનારો છે.

રીવાજ ૨ જો ફ્રેંગ કરવા બાબત—અત્રેના લોકમાં જ્યારે કોઈ મરી જાય છે. ત્યારે ભોટીયાઓ તે મડદાના કાપીને કડકા કરી, તેની ગાંસડી કરી, લાકડાએ બાંધી, વાજતે ગાજતે તેને સ્મશાનમાં લઇ જાય છે. સ્ત્રી અને પુરૂષ વર્ગ બન્ને સ્મશાને જાય છે, ને બાળવાનાં લાકડાં મરનારને ત્યાંથી ન લેતાં તેના સગાં સ્નેહીયોનાં લાવેલાં લાકડાંથી તે મડદાને બાળે છે. પછી પોતાની જાતના ઘરડા બુઢ્ઢાને બોલાવી કયા પશુનો અને કયે દિવસે ફ્રેંગ કરવો તે નક્કી કરે છે. પુરૂષ મરી ગયો હોય તો પુરૂષ જાતિનું પશુ, અને સ્ત્રી મરી ગઇ હોય તો સ્ત્રી જાતિનું પશુ, ઘેટું બકરૂં કે યાક; પસંદ કરવામાં આવે છે, અને તેને મરનારના પ્રતિનિધિ તરીકે ઓળખાવે છે. હવે નક્કી કરેલા દિવસે તે પશુને મરનારને બાળવાની જગ્યાયે લઈ જાય છે, અને તેને સારાં સારાં કપડાંઓ પહેરાવે છે. પછી તેના ઉપર જવ નાખે છે. આ ક્રિયા કરવાથી મરનારનો તે નક્કી પ્રતિનિધિ થઇ ગયો તેમ તેઓ સમજે છે. ત્યાર બાદ તેને સ્મશાન ભૂમિમાં લઇ જાય છે અને તે પશુનાં શિંગડાઓમાં સફેદ લૂગડું બાંધે છે. તે પછી ત્રીજે દિવસે મરનારનાં હાડકાં એક જોડામાં (બુટ) રાખી તેની કાંઇ ક્રિયા કરતાં તે લોકો હાર બંધ ઉભા રહી નાચે છે. એ પ્રમાણે ભૂતોની પેઠે નાચી, મરનારને ઘેર તે હાડકાં લઇને જાય છે. ત્યાં મોટો જલસો જમાવી, જમવા ખાવાનું કરે છે. જમ્યા બાદ પાછા પિત્તળની થાળી જેવા વાસ-

ણુને ડંડીકાથી વગાડતાં જઈને નાચે છે, અને ત્યાં જુવાન છોકરીઓ મશાલ સળગાવી ઉભી રહે છે. છેવટે, પેલા પશુને ગામની બહાર દૂર લઈ જઇ તે નીરઅપરાધી પશુને લાકડી, પત્થર, વિગેરેથી મારી દૂર હાંકી મૂકે છે. જ્યારે એ પશુ પહાડો પર ચઢી જઈ દેખાતું બંધ થઇ જાય છે એટલે આ ભોટીયા લોકો નાચતાં ગાતાં ગામમાં જઈ હજામત કરાવી સ્નાન કરી શુદ્ધ થાય છે, પરંતુ પેલા પશુને ટીબેટી હૂણીયા લોકો તાકીને તપાસતા રહ્યા જ હોય છે, જેથી ભોટીયાઓ જ્યારે ગામમાં જાય છે ત્યારે ટીબેટયનો તે પશુને પકડી તેનાં લૂંગડાં લઈ લઇને તે અનાથ પશુને મારી નાંખી ખાઈ જાય છે. આ બે રીવાજો આ લોકોમાં ત્રાસ દાયક હજુ સુધી પણ ચાલુ જ છે. હિંદુસ્થાન અને ટીબેટ એ બન્ને દેશોની વચમાં આવેલા મુલકને ભોટદેશ કહે છે, ને તેમાં વસ્તા મનુષ્યોને ભોટીયા લોકો કહે છે. આ ભોટ દેશમાંનો કેટલોક ભાગ બ્રીટીશ સરકારને, કેટલોક ને પાળ સરકારને, ને કેટલોક ટીબેટ સરકારને તાબે છે. એ પ્રમાણે ભોટદેશ પર ત્રણ રાજ્યની સત્તા ચાલે છે.

## પર્વતની ટોચે રસ્તાની માહિતીનું નિશાન.

અત્રે જ્યાં પર્વતના શિખરોની ટોચો હોય છે ત્યાં ત્યાં જતાં આવતાં યાત્રીયોને રહેવાને, ટાઢ અને પવનથી રક્ષણ થાય તેટલામાટે, ચાર હાથ સમચોરસ જગ્યાની ચારે બાજુએ પથ્થરો ગોઠવી દીવાલોની માફક કોટડાં કરેલાં હોય છે, અને એવાં કોટડાંઓને ટીબેટીય ભાષામાં "ડોંગ" કહે છે. એવી રીતે દરેક પહાડોમાં બબ્બેથી ચચ્ચાર મૈલના અંતરમાં ઠેક ઠેકાણે એવા ડોંગ બનાવેલા છે, તેથી મુસાફરોને ત્યાં આશ્રય લેવા અને રસ્તો જાણવાને ઉપયોગી થઇ પડે છે, કેમ જે અત્રે સડકતો બીલકુલ છે જ નહીં, તેમજ પગ કેડીનો પણ ચોખ્ખો રસ્તો નથી. કેટલીક જગ્યાએ બરફ ઉપર થઇ જવું પડે છે. તાપને લીધે બરફ ઓગળતાં તે રસ્તો ભૂસાઈ જાય છે તેવે વખતે રસ્તો ક્યાં છે તેની મુસાફરને ખબર

પડતી નથી; તેમજ, નદી વિગેરે ઉતરવાને માટે પૂલો પણ નથી, તેથી તેવે વખતે ડાંગની નિશાની મુસાફરને ઉપયોગી થઇ પડે છે, અને તે આધારે મુસાફર ખરો રસ્તો પકડી શકે છે.

## દશ્ય ૪ થું.

### શિવચીલમથી જ્ઞાનીમમંડી.



આ નીમથંગા, શિવચીલમથી ૩ મૈલ, અને રસ્તો ઉતરનો છે. એક નાની નદી અત્રે ઉતરવી પડે છે. ગામોચન, માનીમથંગાથી ૬ મૈલ છે. વેપારનું મથક છે, ને વસ્તી સારી છે, અને ત્યાં મોટા પ્રમાણમાં વેપાર થાય છે. દમ્યાંતિ અને ગુમ્યાંતિ, ગામોચનથી ૩ મૈલ છે. અત્રે એ બે નામવાળી નદીઓનો સંગમ છે, અને ગુમ્યાંતિ નદીમાં એકજ દિવસમાં ભરતી અને ઓટ અચંબો પમાડે તેવો થાય છે, અને અત્રેથી ૩ મૈલ ઉપર દમ્યાંતિમાં દરીયામાં આવતા ઝવારના મોજાંની પેઠે પાણી ઉછાળા મારે છે ગુમ્યાંતિ નદી ઉતરીને જ્ઞાનીમૃમંડીએ જવાય છે. જ્ઞાનીમૃમંડી ગુમ્યાંતિથી ૬ મૈલ છે. ટીબેટદેશનું આ એક વેપારનું મથક પણ કહેવાય છે. અત્રે માટીનાં ૩૦ થી ૪૦ મકાનો છે. વસ્તી સારી છે. આ સ્થળ હિંદુસ્થાનની સરહદથી ટીબેટમાં ૩૫ માઇલ દૂર છે. તેની ઉત્તર તરફ તીર્થપુરીને કૈલાસની પર્વત માળાઓ આવી રહેલી છે. દક્ષિણે ભોટનો ઇલાકો, પૂર્વે માનસરોવરને માનાઘાટનો વિશાળ પર્વત, પશ્ચિમે તોલીંગમઠ, દાબા, ને નીતી ઘાટ, આવેલાં છે. ઘણા મોટાને લાંબા વિસ્તારના મધ્યમાં ૧૪૦૦૦ ફૂટની ઉંચાઇએ આ સ્થળ આવેલું છે. અત્રે, ઉનાળામાં ફક્ત બે માસ બજાર ભરાય છે. ટીબેટના ઘણા દૂર દૂર દેશોમાં નિપજતી ચીજો અત્રે તે વખતે વેચવાને આવે છે. ચમરી ગાય, ને તેનાં પુંછ, કામળો, બીછાનાં, ગરમ ઉનનાં કપડાં, ઘોડા પર મૂકવાના જીનો,

મીઠું, ઊન, ઘેટાં, બકરાં, સુહાગા, વિગેરે વેચાવા આવે છે. શિવચીલમ કરતાં અત્રે ઘણો સારો વેપાર થાય છે, ને તેના કરતાં આ વેપારનું મોટું મથક છે, અને ત્યાં ઘણા દૂર દેશ વાળા વેપારીઓ લેવડ દેવડ કરવા આવે છે. રામપુરી, બશહરી, લદ્દાખી, તુર્કી, યાર્કંદીઓ, ચીનાઓ, અને ભોટીયા વેપારીઓ, પોતપોતાનો માલ વેચવાને માટે અત્રે જ્યારે વેપારની શરૂઆત થાય છે. ત્યારે, જૂદી જૂદી ભાષાઓ બોલનારા, જૂદે જૂદા દેશના મનુષ્યો જૂદા જૂદા પહેરવેશો પહેરી, આ સ્થળે એકઠા થાય છે, તેઓ પોતાની ભાષા ઉપરાંત તીબેટી ભાષાના જાણકાર હોય છે. ટીબેટના બીજા વેપારના સ્થળના બજારોમાં આ જ્ઞાનિમામંડી કરતાં વધારે વેપાર થઇ શકે છે. અત્રે વેપાર થઈ શકે છે ખરો પણ તે વેપાર ઓછો થવાનું કારણ એ છે કે વેપારીયોને ઘોર જંગલના ભયાનક રસ્તાઓમાંથી જવું પડે છે. બીજું સહન થઇ નશકે તેવી અતિશય ટાઢની શરદી લાગે છે. ત્રીજું રસ્તાનું બીલકુલ નિયમીત ઠેકાણું નથી. ૪ થું, નદીઓપર પૂલ બાંધેલા નથી, અને પાંચમુ, ચોર લોકો (ધાડપાડુઓ)નો ભય વિશેષ આ સ્થળે રહે છે, જેથી અત્રેના વેપારને અટકાવવા વાળાં આ પાંચ કારણ છે. અત્રે વેપારીઓ પોતપોતાનાં મકાનમાં રહી માલ વેચે છે ને લે છે. તેમાં દેશાવરના વેપારીયો હિદુસ્થાનીને વિલાયતી કાપડ, હરેક જાતના સુકા મેવા, ને ફળ, સાકર, હરીકેનના ફાનસો, પરવાળાં, મોતી ઘોડાનાં જીન, માળાઓ, વિગેરે વસ્તુઓ વેચે છે, ને તેના બદલામાં ટીબેટમાંથી હિંદુસ્થાનને ખપની અત્રે મલતી હરેક ચીજો ખરીદે છે. અત્રે જેમ પરદેશી લોકોના તંબુ નાંખેલા હોય છે તેવીજ રીતે ટીબેટીયન લોકોના તંબુ પણ અત્રેજ નાંખેલા હોય છે, અને તે ટીબેટીયન વેપારીયોના માલનુ રક્ષણ તંબુ આગળ સાંકળે બાંધેલો તેમનો પાળેલો કૂતરો કરે છે. ત્યાં આગળ જો માણસ સાવચેતી રાખી, કૂતરાથી દૂર ન રહે તો, તે કૂતરો તે માણસને અવસ્ય કરડે છે, માટે તેવા કુતરાઓથી સાવચેત રહેવું.

## ટિબેટ.

હિંદુસ્થાનની ઉત્તર સરહદ કાશ્મીરથી છેક આસામ સુધીની લંબાઇનો, તેમજ હિમાલયને કયુનલુન એ બે પર્વતોના મધ્યમાં, દરિયાની સપાટીથી ઓછામાં ઓછો ૧૪૦૦૦ થી તે ૨૧૫૦૦ ફૂટની ઉંચાઇ સુધીનો ફેલાએલો, આ મોટો વિશાળ ઉચ્ચ પ્રદેશ કિંપુરૂષ ખંડમાં આવેલો છે અને તે પ્રદેશમાં આવેલા મહાન્ ગગનગામી પર્વતની હારોનાં ઉચ્ચ શિખરો તેથી પણ વધારે ઉંચાઇનાં છે. આ પ્રદેશ હિંદુસ્તાન અને હિમાલય પર્વતની ઉત્તરે આખી દુનીયામાંના સર્વે ઉચ્ચ પ્રદેશો કરતાં પણ વધારે ઉંચાઇનો છે. આ પ્રદેશ ગુજરાતથી ૪ ગણો વિશાળ છે, પરંતુ વસ્તી ગુજરાત કરતાં પણ સહેજ ઓછી છે, કેમ જે ત્યાં બરફ જામેલો હોવાથી વસ્તીનોવધારો થતો નથી. ને ઘણો ભાગ ઉજડ રહે છે હિંદુસ્તાન તરફનો હિમાલય, એ પ્રદેશની દક્ષિણ બાજુએ આવેલો છે, ને તે પ્રદેશને જોડાએલો જ હિમાલયનો ભાગ છે તે હિમાલય, દક્ષિણ તરફ ૨૦૦૦૦ ફુટની ઉંચાઈ પર મેદાનને મળે છે, ને ત્યાં કયુનલુન પર્વતની હારમાળાઓ આવી રહેલી છે, તેમ તે ઉત્તર તરફ નીચો નમી મેદાનોને મળતો નથી. આ ઉચ્ચ પ્રદેશને ટિબેટ કે હુણ દેશ કહે છે. ને તેમાં વસતી પ્રજાને ટિબેટયનો કે દૂણીયાઓ કહે છે. અત્રે શીતકાળમાં જેમ સખત ટાઢ પડે છે તેમ ઉનાળામાં ગરમી પણ સખત પડે છે. છતાં અત્રેનાં હવા પાણી ઘણાંજ સરસ ને તંદુરસ્તીને વધારનારાં છે, તેમજ અત્રે ઘણે સ્થળે બરફ પડે છે, પણ હિંદુસ્તાનના દરિયા કિનારે વાદળાં બંધાઈ છેક હિમાલય તરફ જતાં, ઘાટોનાં વિશાળ શિખરો સાથે અથડાઇને તે વરસી જાય છે, તેથી ટીબેટમાં વરસાદ ઘણો ઓછો જ વરસે છે. આ આખા ટીબેટના બે ભાગ કહેવાય છે, ૧ લો પૂર્વ ટીબેટ, ને બીજો પશ્ચિમ ટીબેટ છે, ને તે પશ્ચિમ ટીબેટમાં જ મહાન્ પવિત્ર કૈલાસ અને માનસરોવર નામનાં પરમ પૂજ્ય ને પતિતને પાવન કરનારાં સ્થળો આવેલાં છે, હિંદુસ્થાનનો ટિબેટ સાથેનો દરેક વેપાર પણ

પશ્ચિમ ટીબેટ મારફતે જ થઇ શકે છે, જ્યારે પૂર્વ ટીબેટ તરફ કયુનલુન પર્વતની પેલી બાજુની નીચાઈએ ચીનાઇ તુર્કસ્તાનની સરહદની શરૂઆત થાય છે, ને તે બાજુથી પણ ટીબેટ દેશ ઉંચાઇ પરજ આવેલો છે. તે કયુનલુન પર્વત આગળ પણ તેની ઉંચાઇ ૨૦૦૦૦ ફુટની છે, એટલે દરેક ઠેકાણે દરીયાની સપાટીથી ટીબેટ દેશ હરકોઇ દિશામાં ૧૪૦૦૦ ફુટથી નીચાઇ પર કોઇ પણ સ્થળે છેજ નહિ, ઘણી ઉંચાઈને લીધે તેમાં અતિશય ઠંડી પડે છે.

અત્રેનું સૃષ્ટિ સૌન્દર્ય ચિત્તાકર્ષકને અતિઅનુપમ છે. ટિબેટના વતનીઓ ખેડુતને ભરવાડ છે. તેઓ સાદી રીતભાતના, બહાદુર અને માયાળુ છે. તેઓ ઘણે ભાગે ઢોર ઊછેરીને, તે વેચીને, તથા થોડી ખેતી કરીને, પોતાનું ગુજરાન ચલાવે છે, ને તેઓ પરદેશીઓને ઘણે ભાગે પોતાના દેશમાં દાખલ થવા દેતા નથી. આ મુલક ચીનના શેહેનશાહના તાબાનો હોવાથી તેના પર ચીનાઇ સરકારની સત્તા છે, છતાં હિંદુસ્તાનમાં જેમ રાજાઓ કે ધનવાન મનુષ્યો દેવાલય, મંદિર, ધર્મશાળા, કે મઠ બનાવી, તેના નિભાવના ખર્ચને માટે રોકડ નાણાની રકમ જમા મૂકે છે, યાતો જમીન, જાગીર, ગામ, વિગેરે આપે છે, એજ પ્રમાણે ચીનના રાજ્ય તરફથી, દેવળો, ધર્મગુરૂઓ ને તેમના સ્થાપેલા મઠોના નિભાવને માટે લામા નામના ધર્મગુરૂઓને આ ટીબેટ દેશ ધર્માદા દાન તરીકે આપેલો છે, જેની આવકમાંથી તે સર્વેના ખર્ચની સંપુર્ણ વ્યવસ્થા સંતોષકારક રીતે થાય છે. આ દેશમાં બૌદ્ધ ધર્મના ઘણાજ મઠો સ્થાપન કરેલા છે.

આ પ્રદેશમાં હિમાલયના ઊત્તરના ઢોળાવપર ટીબેટની બાજુ જે વરસાદ પડે છે અને બરફ પીગળે છે તે એક ઊચી પહોળી ખીણમાં વહે છે. તે વહેતા પાણીએ ટીબેટની ઉંચી ભૂમિ ઉપર ૧૫૦૦ માઇલ સુધી, તે ખીણ ખોદી કાઢી છે. વળી એજ લાંબી ખીણમાં એની બીજી બાજુએ આવેલા

કૈલાસ કે ગંગ્રી પર્વત કે જેને 'ટ્રાન્સ હિમાલય' (હિમાલયની પેલી તરફ આવેલા) કહે છે તેના બરફના ઢગલા પીંગળી પાણીના પ્રવાહ વહે છે, અને હિમાલયની ઘણી ખરી મોટી નદીઓનાં મૂલ લગભગ ટીબેટમાં જ આવેલાં છે. હિમાલયના ઉત્તર ઢોળાવપર જે નદીઓ ઉત્પન્ન થાય છે તે ઉત્તર તરફ વહેતી હશે એમ કોઈ પણ માણસના ધારવામાં આવે પણ તે તેમ વહેતી નથી. ઉત્તર તરફ ટીબેટનો મોટો ઉચ્ચ પ્રદેશ છે અને નદીઓ ઉંચી જમીન ઉપર વહી શકતી નથી ત્યારે એ નદીઓ કયાં જાય છે? ૨૨૦૦૦ ફુટ ઉંચા ટીબેટમાં આવેલા કૈલાસનાં મોટાં બરફથી ઢંકાએલાં શિખરની પાસે પવિત્ર માન સરોવર આવેલુ છે. એની પાસે હિંદુસ્થાનની બે મોટી નદીઓ બ્રહ્મપુત્રા ને સિંધુ નદીનાં મૂળ આવેલાં છે. બ્રહ્મપુત્રા (અહિ તેને ટીબેટના લોકો સામ્પુ કે સાન્ગપો કહે છે.) તે ઉત્તર તરફની ખીણમાં થઈને પૂર્વ તરફ ૮૦૦ માઈલ સુધી વહે છે અને સતલજ નદીનું મૂળ પણ અત્રેજ છે, અને તે ત્રણે નદીઓનું જળ હિંદુસ્થાનમાં આવી દેશને ફળદ્રુપ બનાવે છે. તેમજ, આ દેશમાં આવેલા હિમાલયના પહાડો ખનિજ પદાર્થોથી ને અનેક પ્રકારની ધાતુઓથી પરિપુર્ણ ભરેલા છે. સોનું અબરખ, સિંધાલુણ, સાજીખાર, વિગેરેની ખાણો પણ આ ઠેકાણે પહાડોના અંતર્ગર્ભમાં પુષ્કળ જ છે, તેમજ આ પહાડોમાં પારસમણિના પાષાણ પણ છે, જ્યારે બકરી, ઘોડા, ખચ્ચર, યાક, ઝબ્બુ, વિગેરે જંગલોમાં ફરે છે. ને તેમના પગે નાળ જડેલા હોય છે. તે નાળ પારસમણિના પથ્થરને અડકવાથી તે નાળ સોનાનો થએલો માલમ પડે છે, પણ તે પારસમણિનો પથ્થર કયે સ્થળે છે તેની કોઈને ખબર પડતી નથી.

### દાખલ થવાના પાસ બાબત.

હિંદુસ્તાનના લોકો જ્યારે ટીબેટમાં પ્રવેશ કરે છે, ત્યારે ટીબેટ વાસીઓ તેને જાસુસ તરીકે શકમંદ નજરે જુએ છે: અને ઘણા માણસો તેને આશ્ચર્યથી જોવા જાય છે. જ્યાં જ્યાં

જીલ્લાનો મુખ્ય અધિકારી ગર્પન કે જોગપન હોય છે, તેની પાસેથી ટીબેટમાં દાખલ થવાનો પાસ (પરવાનો) મળે છે, અને તે અધિકારી ટીબેટની છેલ્લી સરહદના નાકા ઉપર ટીબેટમાં દાખલ થવાની જગ્યાએ રહે છે. મુસાફરને પાસ મેળવી આગળ જવું સલાહ ભરેલું છે, કેમ જે જાસુસી કામ કરનારાઓને અટકાવવા માટે તે સખત કાયદો રાખેલો છે પરવાનો મેળવતાં કેટલીક અડચણો વેઠવી પડે છે.

## રાજ્યદ્વારી બાબત.

ટીબેટ દેશની કુલ રાજ્ય સત્તા લામા ગુરૂઓના હાથમાં છે. સર્વથી મોટો લામા "તાસીલામા" કહેવાય છે, પણ તેનો રાજય સતામાં વિશેષ અધિકાર નથી, પરંતુ રાજા તરીકેનો સંપૂર્ણ અધિકાર દીલાઇલામાના હાથમાં છે. ને તેજ ખુદ ટીબેટના રાજા તરીકે ગણાય છે.

એક રાજાના જવા બાદ બીજો ગાદીએ આવનાર રાજા પણ દીલાઇલામાના નામથીજ ઓળખાય છે. દરેક રાજ્યાધિકારીઓ દીલાઇલામાના અધિકારની સત્તા નીચે રહી તેનીજ આજ્ઞાનુ પાલન કરે છે. તે અધિકારીઓને ગર્પન, જોગપન, ઝુપન, તર્જુમ ને શેપચીનની પદવીથી ઓળખવામાં આવે છે.

ટીબેટના મોટા પ્રાંતોના ઇલાકાના ગવર્નર જેવો જે અધિકારી છે. તેને ગર્પન કહે છે. જીલ્લાના વડા અધિકારી લેકટરને જોગપન કે ઝુડ્પન કહે છે ને તે કલેકટર જેવા અધીકારીના હાથ નીચે મદદગાર આસીસ્ટન કે ડેપ્યુટી કલેકટર જેવો એક અધિકારી હોય છે જેને શેપચીન, કહે છે, ને તેની સાથે, એ કલામા ગુરૂ રહે છે ને તે બન્ને જણ ન્યાય આપવાનું કામ કરે છે. તેમજ તાલુકાના મામલતદારોની પેઠે જોગપનના હાથ નીચે પણ તાલુકાના અધિકારીઓ હોય છે. તેમજ, આખા જીલ્લા કે ઇલાકાની પોસ્ટ વિગેરેની વ્યવસ્થા કરનારને તર્જુમ કહે છે. તે અધિકારી પોતાના તાબાના દેશની સર્વે વ્યવસ્થા, તથા મેહુલ ઉઘરાવવાનું વિગેરે કામ કરે છે. ગર્પનના હાથ નીચેના બિજા

અધિકારીને તર્જુમ કહે છે. તર્જુમનો અધિકાર ઓછો છે ખરો, પરંતુ હરાજીમાં દીલાઇલામાને સાલીયાણું આપી એ અધિકારપર અવાય છેં. ત્રણ કે પાંચ વર્ષે તેની હરાજી થતાં જેની વધારે રકમ હોય તેને તે અધિકાર સોપવામાં આવે છે પછી તે અધી-કારી પ્રજા પાસેથી મરજી મુજબ કરને દંડ લઇ શકે છે. પશ્ચિમ ટીબેટના ઇલાકાનો ગવરનર-(ગવર્નર) ઘણું ભાગે "ગારતોક"માં રહે છે. ગારતોક ટીબેટના મોટા શહેરોમાંનું એક જીલ્લાનું શહેર છે.

જ્યારે ગરમીના વખતમાં વેપારની મોસમ શરૂ થાય છે તે વખતે આજુબાજુના જીલ્લાના ઘણા અધિકારીઓ પણ અત્રે આવીને રહે છે. શિયાળાની મોસમમાં ગર્પન સિંધુ નદીના કાંઠા પર આવેલા ગરગુસા સ્થળે ચાલી જાય છે.

ગારતાકથી નૈઋત્ય ખૂણા તરફ તો લિંગનામનો મોટો મઠ છે. અહિંના લામાં ધાર્મિકગુરૂ હોવાથી ગર્પનના જેટલોજ અધિકાર ભોગવે છે, અથવા તેનાથી કાંઈ વિશેષ અધિકાર હોય છે, જેથી જ્યારે એ ધર્મગુરૂ ગારતોક જાય છે. ત્યારે ગર્પન સાહેબને તેની આગતા સ્વાગતા કરવી પડે છે, તોલિંગમઠ-વાલા લામના ઊપરી અધિકારી તરીકે દીલાઇ લામા છે, અને તેનેજ પોતાના ઊપરી તરીકે માને છે, તેથી કોઇ કોઈ વખત બન્ને ઉંચા અધિકારીઓની વચ્ચે નજીવી ખટપટ પણ થાય છે. તર્જુમ નામના અધિકારીઓનું કામ, ગર્પન ને લાસાની સરકાર વચ્ચેના પત્ર વહેવારની વ્યવસ્થા કરવાનું છે. ગારતોકથી ૮૦૦ મૈલ લાસા દૂર છે, અને ઘોડા ઉપર તે ટપાલ જાય છે. એક એકદિને ઘોડો અને માણુસ બદલાય છે. જો તાકીદની પોષ્ટ મોકલવાનો સમય આવે છે, તો ડાક લઇજનાર માણુસને ઘોડાની પીઠ પર બાંધી દેવામાં આવે છે, જેથી તે રસ્તામાં કોઇ જગોએ ઉતરી શકે નહિં; તેમજ વલી તર્જુમના અધિકારમાં દેશનો થોડો ભાગ પણ રહે છે. કે જેના પર પોતાની સ્વતંત્ર સત્તા તે ચલાવી શકે છે.

અત્રેના લશ્કરીઓ હજુ અસલની જૂની ઢબના હથિઆરો

વાપરે છે. હમણાં હમણાં સુધરેલી ઢબનાં નવાં હથીઆરો કવ-
ચિત સમજતા અને વાપરતા થયા છે. અત્રે ગુનેગારોને સખત
શિક્ષા કરવામાં આવે છે.

## લામાગુરૂઓ અને ધર્મસંબંધી બાબત.

ટીબેટયનો દીલાઇલામાને એક મોટો મહાન્ પ્રતાપી, શક્તિ
શાળી, આખા દેશનો મુખ્ય ધર્માચાર્ય, ધર્મગુરૂ, અને સર્વોપરી
રાજ્યસત્તાધીશ રાજા, તરીકે પણ માને છે. તેને રહેવાનું રાજ્ય-
ધાનીનું મુખ્ય સ્થળ લાસાનામનું શહેર છે. આપણા દેશમાં
બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર જાતિઓ છે તેમ, ટીબેટમાં બ્રાહ્મણ-
નીજ જગ્યાએ લામા હોય છે અને તેઓ ત્યાંના બ્રાહ્મણજ
જાણવા, અને તેજ લોકો ધર્મોપદેશક અને ભિક્ષા માગવાનું
કામ કરે છે. તે લામાને ઓલખવાની રીત એવી હોય છે કે
જેનું માથું મુંડાવેલું હોય તેને લામા જાણવો અને માથું મુંડયા
વગરના દરેક ટીબેટીયનો લામાથી ઈતરજાતિના કહેવાય છે. ટીબેટ
નિવાસીઓ દીલાઇલામાને ઈશ્વરરૂપ માને છે, કારણકે, **દીલાઈ
લામા બુદ્ધદેવનો અવતાર છે** અને તેની પૂજા કરવાથી જન્મ-
મરણનાં દુઃખોથી તે છોડાવે છે, જેથી ઠેક ઠેકાણે ભીંતો પર
તેવાજ લેખો લખેલા હોય છે.

લામાગુરૂઓ બાલ્યાવસ્થાનાં છોકરાં છોકરીને પોતે શિષ્યો
બનાવે છે, અને પ્રથમ તેનું માથું મુડાવી શિષ્ય થયા પછી
તેને બૌદ્ધ ધર્મના કેટલાક ગ્રંથોનો અભ્યાસ કરાવે છે, અને
તેની ઉમ્મર ૧૬ વર્ષની થતાં તે કરાવેલા અભ્યાસની પરીક્ષા
લેછે અને જો તેમાં તે શિષ્ય પાસ થાય તો પછી તેને **ચુંગ
ચુંગની** પદવી આપે છે, તેનાથી જરા વિશેષ જ્ઞાન ધરાવી
લામાપણું કરનારની દાબાની પદવી હોય છે. તેઓ લગ્ન કરી
સંસારી અવસ્થામાં રહે છે. પરંતુ લગ્ન કરતા નથી ને બૌદ્ધ
ધર્મની દીક્ષા લઇ બ્રહ્મચર્યાદીક કઠિણ ધર્માચરણ કરી દીક્ષિત-
પણું મેલવે છે તેને **ધીલો** કહે છે, ને તેનો અધિકાર ચુંગ
ચુંગને ડાબાના અધિકારવાળા લામાઓના કરતાં ઘણો વિશેષ

હોય છે ને લોકો તેને ધર્માચાર્ય તરીકે મોટું માન આપે છે તે સર્વે ધર્માચાર્યમાં પણ અધિક વિદ્વાન થઇ લોકોનો અધિક પ્રેમ મેળવે તે **તાશીલામા** કહેવાય છે, ને તેનાથી અધિક સત્તાધીશ **દીલાઇલામા** કહેવાય છે. ને તેનીજ ધર્મને રાજ્ય સંબંધી સર્વે સત્તા હોય છે તેથી તેજ ટીબેટનો **રાજા** કહેવાય છે.

## દ્રશ્ય ૫ મું.

### જ્ઞાનીમથી કૈલાસ.



**સુમરશીલ**, જ્ઞાનીમથી ૧૨ મૈલ છે. ભોટીયા લોકોના જનાવરો રહેવાને અને ચરવાને મેદાન અને ચારો પાણી ઘણાં છે.

**રક્તાછ્યુડોંગ**, સુમરશિલાથી ૬ મૈલ છે. અહીં પાણી ઘણું છે. હવા જોરથી ચાલે છે. વાકોરાણુ ઘણું ચઢે છે. રેત ઉડે છે. શ્વાસ રૂંધાય છે. આવે વખતે મોઢામાં કાળાં મરી રાખવાથી મોઢું સુકાતું નથી ને શ્વાસ ઓછો રૂંધાય છે.

**જીનડાગ ડોંગ**, રક્તાછ્યુ ડાંગથી ૯ મૈલ છે. અહીં ભોટીયાઓનાં જનાવર ચરે છે.

**દારચીનનો પશ્ચિમ કિનારો**, જીનડાગ ડાંગથી ૧૦ મૈલ છે, ને મેદાન છે. **કૈલાસ**–દારચીનથી ૧૦ મૈલ છે.

### ટીબેટના રીતરીવાજો.

ટીબેટીઅનો શરીરે મજબૂત, ગૌરવર્ણના, ઉઘાડા માથાવાળા, ભયાનક આકૃતિના ચીના લોકોની પેઠે લાંબી ચોટલીવાળા છે. તેઓ હંમેશાં મેલા ને ગંદાંજ રહે છે, ને તેઓ તથા ભોટીયાઓ પણ અર્ધજંગલી જેવી સ્થિતિ ભોગવે છે. તેઓ જ્યારે એકબીજાને સામસામા મળે છે ત્યારે આપણે જેમ એક બીજાને

મલતાં નમસ્કાર કે જયશ્રીકૃષ્ણ કહીએ છીએ તેમ તેઓ "ખુ-મજમ" એમ કહે છે, એટલે બીજો માણસ તેના ઉત્તરમાં "ભોખમજમ" એવું કહે છે. એ લોકો ભૂત, પ્રેત, મંત્ર, જંત્ર, જાદુને વિશેષ માનનારા છે. તેમની એક જાત ખંપા કરીને કહેવાય છે. ઘણા ખરા ટીબેટીઅનો અત્રેના ઘણા ખરા જતા સાધુ, સંતો, અને યાત્રિઓને કાશીલામાથી ઓલખે છે. અને તેમ જણાવાથી તે લોકો આપણને ધર્મગુરૂ સમજી આપણી તરફ પૂજ્યભાવથી જુવે છે, તેમજ માનસરોવર કૈલાસ અને લામા એ નામો ત્યાંના લોકો સમજે છે, માટે યાત્રિયે તે નામ દેવાં જેથી તેઓને જાસુસ હોવાનો શક દુર થાય છે. તેઓ નાહા-વાનું બહુ સમજતા નથી. કદાચજ વર્ષમાં બે ત્રણ વખત નાહતા હશે. ઢોરનાં ચામડાંમાંથી ઝભ્ભા જેવા લાંબા કોટ એવી રીતે બનાવે છે કે વાળવાળો ભાગ અંદરની બાજુ અને ચામડાવાળો ભાગ બહારની બાજુ તરફ રાખી પહેરી શકાય. તેને "બખ્ખુ" કહે છે. તેના ઉપર કમ્મર બાંધે છે. શણના કે ચામડાના જોડા પહેરે છે તેઓ સખત ટાઢથી મોઢાના રક્ષણાર્થે ગાલને મોઢા ઉપર એક પ્રકારની વનૌષધિ ચોપડી રાખે છે, તેથી હોઠ, ગાલ, વિગેરે ફાટતા નથી, અને અસહ્ય ઠંડીમાં મોંઢાનો બચાવ થાય છે. ખરેખરૂં રાક્ષસોનું જે વર્ણન વાંચીએ છીએ તેના જેવુંજ આલોકનું સ્વરૂપ હોય છે.

તેમાંના ઘણા ખરા માણસો કાયમનું ઘર કરીને રહેતા નથી. જ્યાં જ્યાં સપાટ, સરખી લેવલવાળી, મેદાનની જગ્યા, હોય, અને ઢોરને ચરવાનું ઘાસ અને પાણીનું પૂરતું સાધન હોય, ત્યાં ત્યાં તંબુઓ નાંખીને તે લોકો રહે છે. ઘણે ભાગે આ પશ્ચિમ ટીબેટમાં બરફનાં સ્થળોમાં ઘણા મજબૂત અને હુંફ-વાળા ઉનના કે વનગાયના વાળના બનાવેલા તંબુઓ નાંખીનેજ રહી શકાય છે, અને તે તંબુઓમાંથી પાણી અંદર ટપકતું નથી. જ્યારે સખત બરફ પડવા માંડે છે ત્યારે તંબુઓ ઉઠાવી ઘણે દૂર નીચાણની બીજી જગ્યાએ ચાલ્યા જાય છે. આવી રીતના

મેદાનમાં પંદર વીશ તંબુઓ જે ઠેકાણે નાંખેલા હોય છે તેને તે લોકો ગામ કહે છે. જ્યારે ઋતુ રહેવા અનુકુલ થાય છે ત્યારે તેઓ તે સ્થળે પોતપોતાની જગ્યાએજ તંબુ ઠોકી દર વર્ષે રહે છે તેથી ગામનું નામ પણ કાયમનુંજ રાખેલું હોય છે.

આ લોકો દિશાજંગલ જઈ આવી તે ભાગ પાણીથી ધોતા નથી. તેમ કરવાનું કારણ અસહ્ય ઠંડી હોય તેમ જણાય છે. યાત્રાએ જનારને અત્રેના માણસો જ્યારે દિશા જંગલ જતાં પાણીનો ઉપયોગ કરતાં જોઈ જાય છે ત્યારે તેને ધિક્કારી તેની નિંદા કરે છે અને તે લોકોને આ આપણો રિવાજ ગંદો ને વિચિત્ર લાગે છે.

ભૂતોનો નાચ, શિકાર, અને બધાંએ એકઠા થઈ નેજાણુ (એક જાતનો દારૂ) પીવો, સાથવો ખાવો, એ તે લોકોને ઘણા પસંદ પડતા રીવાજ છે. પગે ઘુઘરા બાંધી જૂદા જૂદા આકારનાં બિહામણાં મોઢાં ચડાવી ઢોલકના તાલ પ્રમાણે નાચવું તેને ભૂતોનો નાચ કહે છે.

તેમના પુરૂષોની ઉંચાઈ પાંચ ફૂટ ઉપરની હોય છે જ્યારે સ્ત્રીઓની ઉંચાઇ પાંચ ફુટ હોય છે તેઓ નિરોગી તથા ઘણા બળવાનને મજબૂત હોય છે. તેમની સ્ત્રીઓ પુરૂષના જેવીજ મજબૂત હોય છે.

તેમનો સૂર (સ્વર) ઘણો જાડો તથા કર્કશ હોય છે, તેમનાં શરીરનો રંગ પીલચટ્ટો, ગાલપરનાં હાડકાં ઉંચાં, નાક પહોળાં ચપટાં, આંખો નાની કાળી તીરછી, પાંપણો જાડી, મ્હોં પહોળું હોઠ, કાંન જાડા ને મોટા, વાળ કાલા લાંબા જાડા, બરછટ, ને બાંધો ઠીંગણો હોય છે. પુરૂષના મોઢા ઉપર ઘણે ભાગે દાઢી કે મૂછના વાળ હોતા નથી. તેઓ શરીરપર એક વખત કપડાં ચઢાવે છે તે ફાટી ચીથરાં થાય ત્યાં સુધી કાઢતા નથી, પરંતુ અત્રેની આબોહવા મનુષ્યના જીવનને વધારનારી, સ્વચ્છ, પાચક, નિરોગી, ને બલવાન બનાવનારી લેખાય છે, તેથી અત્રેના મનુષ્યો ઘણો

લાંબો આયુષ્ય ભોગવી ઘણો વખત જીવી શકે છે.

## તેમના લગ્નની રીત.

ટીબેટમાં નાનપણામાં લગ્ન કરવાનો રીવાજ છે. માબાપ પોતાનાં છોકરાં છોકરીનાં લગ્ન નક્કી કરે છે, એવી બાલપણમાં લગ્નથી જોડાયલી કન્યા કેટલાંક વર્ષ સુધી પોતાના માબાપને ઘેર રહી મોટી ઊમ્મર થતાં સાસરે જાય છે. જ્યારે જ્યારે મોટી ઊમ્મરના પુરૂષને લગ્ન કરવું હોય ત્યારે પોતે કન્યા પસંદ કરી, બીરનામનો દારૂ લઈ તેના માબાપને ઘેર જઇ, તે દારૂ તે કન્યાના ઘરનાં દરેક માણસો સાથે પીયે છે. ફરી બીજી વખત પણ તેજ પ્રમાણે કરે છે. ત્રીજી વખત પણ તે પ્રમાણે કરતાં, તે કન્યા સાથે મેલાપ કરી લગ્નનો દિવસ નક્કી કરી લગ્ન કરે છે; ને વર તરફથી કન્યાવિક્રય તરીકે કન્યાના માબાપ ધન મેલવવાની ઇચ્છા રાખે છે તે વખતે કેટલાકો વરકન્યાને કિંમતી વસ્તુઓની ભેટ મોકલે છે. અત્રે એકજ સ્ત્રી સાથે એકજ માબાપના જેટલા છોકરા હોય તે બધા પરણી શકે છે, એટલે એક સ્ત્રી ઘણા પુરૂષ કરી શકે છે. અત્રે પુરૂષને વૃદ્ધાવસ્થા પાસ થતાં તે બીજે ઝુંપડી બાંધી રહે છે. તે વખતે કુટુંબના નિર્વાહનું કાર્ય મોટા છોકરાને સોપે છે. એકજ સ્ત્રીથી ગમે તે ભાઈનાં વીર્યથી ઉત્પન્ન થયેલી પ્રજા હોય પણ મોટા ભાઈને તે દરેક બાળકો મોટા બાપા ને દરેક નાના ભાઈઓને નાંના બાપા કહે છે. તેમની સ્ત્રીઓને દીયર સાથે વરના જેવો વહેવાર રાખવામાં આનંદ લાગે છે, ને કોઈ પૂછે તો કહે છે કે અમારી સંભાળ રાખવા માટે અમને એક પુરૂષની જગ્યાએ ત્રણ કે ચાર પુરૂષો મળે છે એમાં અમારૂ શું નુકસાન છે? એકજ ધણી હોવાથી રંડાવાનો પણ ભય રહે છે, તેથી ત્રણ કે ચાર ધણી હોય તો અમારૂં અખંડ સૌભાગ્ય કાયમ રહે છે. વળી, જ્યારે કન્યા પોતાના વરને ત્યાં પ્રથમ જાય છે ત્યારે તેમની જાતના સ્ત્રી પુરૂષો તેને પોતાના વહેવારની રીત પ્રમાણે પૈસા આપે છે. તે પૈસાથી વેચાતી જમીન લે છે, ને તેની ઉપજ ઉપર તે ક-

ન્યાનો સ્વતંત્ર હક રહે છે. તે જમીનના દર વર્ષે આવતા અનાજને સંઘરી રાખે છે, અથવા તેને વેચીને પૈસા કરે છે, જો કદાચ ધણી સાથે બનાવ ન રહે ને તેને કહાડી મૂકે તો તે ઉપલા ધનમાંથી તેનો ગુજારો ચલાવે છે. આ પ્રમાણે એક સ્ત્રી ઘણા વર કરતી હોવાથી ઘણી છોકરીઓને કુંવારીજ રહેવું પડે છે, તેથી તે સ્ત્રીઓ જોગણો (સાધુ) થઈ લાંમા ધર્મગુરૂઓયે બાંધેલા મઠોમાં જઈ, લખતાં વાંચતાં શીખી, આ દેશમાં છાપવાના પ્રેશો નહીં હોવાથી, તીબેટાયન પવિત્ર ધર્મ ગ્રંથોની નકલો કરે છે, ને તે નકલો ત્યાના લોકો વેચાતી લેછે. મઠના ને ધર્મના દરેક કાર્યમાં લામાઓને તેઓ મદદગાર થાય છે, તેમજ દરેક મઠને પરોપકારી લોક તરફથી જમીન મળેલી હોય છે તે જમીનમાં ખેતી કરવાના કામમાં પણ એજ સ્ત્રીઓ ઉપયોગમાં આવે છે.

ટીબેટમાં પાકી સડકો નથી. કૈલાસ જવાનો સાધારણ ને બરફથી ઢંકાયેલો પગડંડીનોજ રસ્તો છે, તેમજ મુસાફરોને ઉતરવાની સગવડ માટે દારચીન સિવાયનાં કોઈ સ્થળે ધર્મશાળા કે રહેવાનાં સ્થળોની બીલકુલ સગવડ નથી.

મોટા શહેરો સિવાયના ટીબેટયનો એટલે હુણીઆ લોકોનો ઘણો ખરો ભાગ ઘર બનાવી એક જગ્યાએ રહેતો નથી. જ્યાં જ્યાં ઘાસચારાની છત હોય છે ત્યાં ત્યાં હજારો ઘેટાં, બકરાં, યાક, ઝબ્બુ વિગેરેને લઇને રહે છે. યાક નામનું બલદ જેવું ભાર ઉંચકનારૂં પ્રાણી ટીબેટમાં થતી ચમરી ગાયને કહે છે. એ ગાય દૂધ આપે છે, અને બોજો ઊચકે છે. તેના શરીર પર લાંબા વાળને પુંછડું ગુચ્છાદાર હોય છે. તે મરી ગયા પછી પુછડી કાપી લઈ તેનું ચમ્મર બનાવે છે. કેટલાક હુંણીયાઓ ઘેટાં, બકરાં, ને વન ગાય ચરાવવાનો ધંધો કરે છે, જ્યારે કેટલાક લુટફાટ કરવાનું કામ પણ કરે છે.

આ દેશમાં બીજાં શહેરો કરતાં વિશેષ મોટું ને મુખ્ય રાજ્યધાનીનું શહેર લાસા છે, અને તે પેકીન શહેરથી ૧૮૦૦ મૈલ ઉપર નૈરૂત્ય ખુણામાં આવેલું છે. લામા ગુરૂઓ અહી

રહે છે. આ શહેર ૪ મૈલ સુધી લાંબું અને મૈલ ૧ પહોળું છે. શહેરની વચમાં સુવિશાલ બૌદ્ધ મંદિર છે. તેની શોભા અત્યંત સુંદર છે. દહેરા ઊપર તમામ ઠેકાણે સોનાનું કામ કરેલું છે. અત્રે એક નમુના રૂપ, વિશાળ લંબાઇનો, બાંધેલો, પુરાતની મનુષ્યનો બનાવેલો આખી દુનીયામાંના ઉત્તમોત્તમ આશ્ચર્ય ઉપજાવનારા નમુનામાંનો એક નમુનો, જે એક મોટી દીવાલ મોટા કોટના રૂપમાં છે. આ મોટી પ્રચંડ દીવાલ અસલી ચીનથી ઉત્તરની સરહદ ઊપર આવેલી છે. તેની ઊંચાઈ ૨૦ થી ૩૦ ફૂટની છે, અને તે કોટ એટલો પહોળો છે કે તેની ઉપલી બાજુએ ૬ ઘોડેસ્વારો ઘોડા દોડાવતા એક લાઇનમાં સાથે જઈ શકે છે. એ કોટને સોસો ગજને અંતરે બૂરજો મૂકેલા છે. કોટ આગલ જ્યાં જ્યાં પહાડ અને દરીઓ તેમજ નદીઓ આવેલી છે. ત્યાં ત્યાં દીવાલ બનાવવા માટે પૂલ કરી તે ઊપર દીવાલ બનાવતા ગયા છે.

તેથી દરીયાની ખાડીઓ, નદીઓ, વિગેરે ઉપર પણ પૂલ બનાવી તે કોટ ૧૫૦૦ મૈલની લંબાઈએ લઇ ગયા છે.

અત્રેના કારીગરો ધાતુની ઢાળેલી મૂર્તિઓ ઘણી સરસ બનાવી શકે છે, તેમજ અત્રે જોડાઓ (બૂટ) રૂ. ૪૦ થી રૂ. ૫૦) સુધીની કીંમતના, જરીના ભરત કામની કારીગરી વાળા, બનાવે છે. કૈલાસથી લાસા જવાનો રસ્તો છે.

### અત્રેના વેપાર બાબત.

અત્રે બજાર ભરાવાના સ્થળને મંડી કહે છે, એટલે ટીબેટનાં જે જે ગામોમાં ઋતુની અનુકુલતાએ વેપારી લોકો એકઠા થઈ વેપાર કરે છે. તે તે દરેક સ્થળના નામની પછવાડે મંડી શબ્દ વાપરેલો છે; જેમકે, જ્ઞાનીમ્ મંડી એટલે જ્ઞાનીમ્ નામનું ગામ વેપારનું સ્થળ છે. તે એમ છેલ્લા મંડી શબ્દથી બધા સમજી શકે છે. અન્ય દેશથી ટીબેટમાં વેચવા લાવેલા માલ ઊપર ટીબેટની સરકાર જકાતલેછે વેપારને અર્થે આવેલા વેપારીઓમાંના કેટલાક ટીબેટના લોકોને ઉધાર ધીરધાર પણ કરે છે,

અને તેમ કરવાથી બીજા વેપારીઓ કરતાં તેમને ઘણો સારો નફો મળે છે. અને ઊધાર ધીરનારાઓ દર વર્ષના લોમિયા થએલા હોવાથી માણસને ઓળખીનેજ ધીરધાર કરે છે. છતાં પણ ઊધાર ધીરવામાં નાણું ઘલાઈ જવાનો વિશેષ સંભવ રહે છે, પરંતુ ઉધાર ધીરનાર વેપારી પોતાના પૈસા ન ઘલાય તેને માટે ટીબેટના અમલદારોને નજરાણા આપી હર હંમેશ તેમને ખુશ રાખે છે. અને દર વર્ષે તેમને ભેટ નજરાણા અર્પણ કરી ખુસામત કરી તેમની સાથેના પ્રસંગમાં જોડાએલા રહે છે એટલે ધીરધાર કરેલા પૈસા કોઇથી ઘાલી શકાતા નથી, અને અધિકારીની મહેરબાનીથી સહેલાઇથી વસુલ કરી શકાય છે; પરંતુ જેઓ અધિકારીની મહેરબાની સિવાય ધીરધાર કરે છે તેના ધીરેલા પૈસા ઘણીવાર ડુબી જાય છે અને લાભના બદલામાં નુકસાનમાં ઉતરવું પડે છે. જ્યારે ઋતુ વેપારને અનુકુળ આવે છે, અને વેપારીઓ તંબુ નાંખી તેમાં દુકાન કરી વેપાર કરવાનું શરૂ કરે છે; ત્યારે ટીબેટીયનો તે દુકાનો આગલ દૂર દૂરથી આવીને માલની લેવડ દેવડ કરવા એકઠા થાય છે. અને તેઓ પણ તંબુમાં દુકાનો કરી પોતાનો માલ વેચે છે. તે વખતે દરેકે દરેક દુકાનો પાસે એટલી તો ગીરદી ચીકાર જામે છે કે જાણે ટીબેટીયન લોકોનો મોટો મેલો ભરાયો હોય એવું જોનારને નજરે દેખાય છે. તે વખતે ટીબેટીયન લોકો દરેકે દરેક દુકાને ફરી ફરીને વેચવા આવેલો પરદેશી માલ જો જો કરે છે. ટીબેટીયનો ટીબેટમાં ઉત્પન્ન થતી ચીજો જેવી કે ઘોડા, ચમરીગાય, ચમ્મર, પશ્મીના, કસ્તુરી, ઊન, સાજીખાર સુહાગા, ટંકણખાર, સૈંધવ, કામળીઓ, પેટીઓ, ગાલીચા, કપૂર, ઢોર, વિગેરે વેચવાને માટે આવે છે, અને તેને બદલે હિંદુસ્થાનનો માલ, મીઠું, સુતરાઉને ઉનનાં કપડાં, પરવાળાં, અનાજ, લોખંડની ચીજો, વાસણ, ને સ્ટેશનરી વિગેરે ખરીદે છે.

ટીબેટ જોડનો વેપાર સિકિમને રસ્તે ચાલે છે, અને પંજાબ, તથા સંયુક્ત પ્રાંતો તેની જોડે, બારોબાર વેપાર ચલાવે છે. તેઓ

મંગોલીયન વર્ગના છે, અને બૌદ્ધ ધર્મનેજ માને છે.

હિંદુસ્થાનથી પશ્ચિમ ટીબેટમાં જવાના જે જે માર્ગ છે તે દરેક માર્ગેથી દર વર્ષે ચોમાસામાં વેપાર થાય છે. તેથી બધા સ્થળનો મળી હિંદુસ્તાન સાથેનો ૧૫ લાખ રૂપીયાનો વેપાર થાય છે. તેથી રાજ્યને જે આવક ઉત્પન્ન થાય છે એ સર્વે આવકને એકઠી કરી બધા ટીબેટના જોગપન અધિકારીઓ વહેંચી લે છે. જે વેપારી ટીહરી કે ગઢવાલ જીલ્લામાંથી લીલાંગ કે માના ઘાટને રસ્તે ટીબેટ જાય છે. તેઓ ચાપરંગની ચોકીના મુખ્ય અધિકારી જોગપનને કર આપે છે. ઊટા ધુરાને નીતિ ઘાટનો કર શુકલડાબાનો જોગપન લે છે. લીમખેલ અને નેપાલના ઘાટના વેપારીઓ પાસેથી તાકલાકોટનો જોગપન વસુલ કરે છે. ટીબેટની સરકારને એ લોકો હરાજીના ઠેકા તરીકે તેના રૂપીયા આપે છે. ગારતોકના બજારમાં હિંદુસ્તાનના વેપારીઓ થોડા જાય છે, કારણ કે ત્યાં ધાડ પાડુઓનો વિશેષ ભય રહે છે, ને લાગ ફાવે તો વેપારીઓને લુંટી પણ લે છે. તેથી, જુહારી ભોટીયા લોકો હથીયાર ધારણ કરી મોટા કાફલાના રૂપમાં ત્યાં જાય છે. માર્ગ પણ બહુ કઠિણ, અને સખત ટાઢ હોવાના કારણે ઘેટાં બકરાં વિગેરેને ટાઢથી વિશેષ કષ્ટ સહન કરવું પડે છે. છતાં, ગારતોક ગવર્નરનું રહેઠાણ હોવાથી વેપારનું મુખ્ય મથક છે. ત્યાં સપ્ટેમ્બરમાં મોટો મેળો ભરાય છે તે વખતે લાખો રૂપીયાનો વેપાર આ સ્થળે થાય છે. આમોસમાં અત્રે ઘણા વેપારીઓ આવવાથી બજાર મોટો ભરાય છે અને વેપાર મોટા પ્રમાણુમાં શરૂ થાય છે. તે વખતે ભોટીયા, લદ્દાખી, કાશ્મીરી, તાર્તરી, યાર્કંદી, લાસા, અને ચીનના વેપારીઓ પણ ત્યાં આવે છે. પશ્ચિમ ટીબેટમાં રૂદોકનામનું એક વેપારનું મથક છે. ત્યાં ઘણા વેપારીઓ ગરમીના વખતમાં આવે છે. આ સ્થાન લદ્દાખ અને કારાકોરમ પર્વતની ઉચ્ચ ભૂમિની નજીકમાં છે કારાકોરમ પર્વતનું ઊંચામાં ઊંચું શિખર ગડવીંગઆસ્ટીન, ૨૮૨૫૦ફીટની ઊંચાઇ પર છે. ને તેથી વધારે દુનીયામાં સર્વથી માઉન્ટએવરેષ્ટનું

શિખર ૩૦૦૦૭ ફુટની ઉંચાઇનું છે. જે મુસાફરો કાસગરથી આવે છે. તે કારાકોરમનો ૧૮૫૫૦ ફીટની ઉંચાઇનો ભાગ પસાર કરીને આવે છે, પરંતુ ક્યુનલુન તરફ બીલકુલ જતા નથી, એવો તે ઘાટ કઠણ છે. મધ્ય એશીયાનો વેંપારી લીટને રસ્તે લાસા જાય છે, અને ગારતોકને રસ્તે કૈલાસ અને માનસરોવર થઇ ટીબેટની રાજ્યધાનીપર જાય છે. ગારતોકથી રૂહોક જવા માટે ૮–૧૦ પડાવ વચમાં કરવા પડે છે. ટીબેટયનો ગારતોકમાં ઘણા સારા ઘોડા વેચવા લાવે છે એવાં બીજાં ટીબેટના વેપારનાં મુખ્ય મથકો લાસા, તાકલાકોટ, ગારતોક, જ્ઞાનીમ, લદ્દાખ, ને દાપા છે.

## ચલણી નાંણું બાબત.

જેમ હિંદુસ્થાનમાં ચલણી સિક્કાને રૂપીયો કહે છે તેમ ટીબેટના ચલણી સિક્કાને "ટંક" કહે છે ને તે સિકકો ચાંદી-નોજ છે તેમના એક ટંકની કીંમત આપણા કલદાર છ આના બરાબરની છે. તેમાં સમયને અનુસરીને પા અડધા આનાની વધ-ઘટ થાય છે. ટીબેટમાં વેપાર કરવા જનાર વેપારીઓને પણ ટંકના સિક્કાના હિસાબથી વેપારની લેવડ દેવડ કરવી પડે છે જ્યારે તેઓ ટીબેટથી દેશ તરફ જવાના હોય છે ત્યારે ત્યાંનું દરેક ચલણી નાણું હુણીયા લોકોને આપી દઈ તેના બદલામાં હીંદુસ્થાન દેશને તેમજ બીજા દેશોને ઉપયોગી જાત જાતની વસ્તુઓ ટીબે-ટની જેવીકે, ઘોડા, પસ્મીના, ગાલીચા, વનસ્પતિઓ વિગેરે ખરીદી લેછે, કારણકે કલદાર રૂપીયા ત્યાં જોઈતા પ્રમાણમાં મલી શકતા નથી, અને જો કદાચ મલે તો ત્યાં તેનો વટાવ વધારે આપવો પડે છે તેથી પરવડતું નથી, જેથી ટંકના બદલામાં વેપારીયો માલજ ખરીદે છે.

બ્રીટીશ સરકારનું ગીની, નોટ, ત્રાંબાના પૈસા અને આની વિગેરે નીકલનું નાણું બીલકુલ ચાલતું નથી. ફક્ત કલદાર રૂપીયો, અરધો, પાવલી, બેઆની વીગેરે રૂપાનાણુંજ સારી રીતે ચાલી શકે છે. ટીબેટનો ટંકનામનો સિકકો ટીબેટને ચીન સિવાય બીજા કોઈ પણ દેશમાં ચાલતો નથી. ટીબેટમાં જતા યાત્રિ-

ઓએ ઉપર મુજબ ટીબેટમાં ચાલતા ચલણનું નાણું પોતાની પાસે રાખવું.

## કાઠગોદામથી કૈલાસ માનસરોવરનો રસ્તો.

| આવતા મુકામો | મેલ | કુલ્લે મેલ | આવતા મુકામો | મેલ | કુલ્લે મેલ | આવતા મુકામો | મેલ | કુલ્લે મેલ |
|---|---|---|---|---|---|---|---|---|
| કાઠગોદામ | ૦ | ૦ | તેજમ | ૮ | ૯૮ | કુંગરીબીંગરી | ૫ | ૧૭૯ |
| ભીમતાલ | ૯ | ૯ | ગિરગામ | ૧૦ | ૧૦૮ | ચીરચીન | ૬ | ૧૮૫ |
| રામગઢ | ૧૦ | ૧૯ | મનસ્યારી | ૧૧ | ૧૧૯ | તુકપુ | ૪ | ૧૮૯ |
| પ્યાડા | ૧૦ | ૨૯ | બાગડવાર | ૧૬ | ૧૩૫ | ઠાજંગ | ૬ | ૧૯૫ |
| અલ્મોડા | ૯ | ૩૮ | બુરપુ | ૧૪ | ૧૪૫ | છીનકુ | ૪ | ૧૯૯ |
| તાકુલા | ૧૩ | ૫૧ | બીલજુ | ૨ | ૧૫૧ | ગુણવંતીનદી | ૫ | ૧૦૪ |
| વાગેશ્વર | ૧૩ | ૬૪ | મીલમ | ૪ | ૧૫૫ | દમયંતી | ૨ | ૨૦૬ |
| સરજુધાટી | ૮ | ૭૨ | ખુલ્લુંમેદાન | ૮ | ૧૬૩ | જ્ઞાનીમુમંડી | | |
| કપકોટ | ૭ | ૭૯ | ડાંગ | ૬ | ૧૬૯ | કે જ્ઞાનીમા | ૧૦ | ૨૧૬ |
| સ્યામાધુરા | ૧૧ | ૯૦ | ઊંટાધુરા | ૫ | ૧૭૪ | કૈલાસ | ૪૭ | ૨૬૩ |
| | | | | | | માનસરોવર | ૨૭ | ૨૯૧ |

## કાઠ ગોદામથી કૈલાસ.

જેઓ યમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ, ને બદ્રીનારાયણની યાત્રા કરી કૈલાસ માનસરોવરે જવા ઈચ્છતા હોય તેઓએ, હરદ્વારથી યાત્રા શરૂ કરી બદ્રીનારાયણ જઈ આવીને, જોશીમઠથી કૈલાસ માનસરોવર જવું ઘણું સગવડ ભરેલું છે. પરંતુ, જેઓ ફક્ત કૈલાસ અને માનસરોવર જવા ઇચ્છતા હોય, અથવા તો ફક્ત યમનોત્રી ગંગોત્રી અને કેદારનાથ જવા સિવાય બદ્રીનારાયણ જઇ દીપક જ્યોતિનાં પટ ખુલવાનેજ દિવસે દર્શન કરવાની જેઓની ઇચ્છા હોય તેઓએ આઊધ રોહીલખંડ રેલ્વેના જંકશન નિઝામાબાદથી જવું તે રસ્તે કોટદ્વાર રેલ્વે સ્ટેશન ઊતરી બ્રાટીશ ગઢવાલ રાજ્યના શ્રીનગરને રસ્તે થઈ, બદ્રીનારાયણ જવું. તે રસ્તો ઘણોજ ટૂંકો છે, જેથી કોટદ્વારથી શ્રી નગરને રસ્તે થઈ જોશીમઠે આવી પરબાર્યું કૈલાસ જઇ શકાય છે, તેમજ હલદવાની સ્ટેશને ઉતરીને પણ ૩૫ મેલ ઉપર અલ્મોરે થઈ

કૈલાસ જવાય છે. તેવીજ રીતે, રામનગરથી ૫૨ મૈલ પરને કાઠ ગોદામથી ૩૭ મૈલ પર અલમોરે થઇને પણ કૈલાસ જવાય છે, હલદ્વાની, રામનગર અને કાઠગોદામથી જનાર એ ત્રણે યાત્રીઓનો રસ્તો અલ્મોરે જતાં મળી જાય છે જેઓ અલ્મોરા ન જતાં પીલીભીતથી તનકપુર થઇને જાય તેઓ પીઠોરાગઢ થઈને અસ્કોટને રસ્તે જુહાર થઇ કૈલાસ જાય છે. આપણો પસંદ કરેલો રસ્તો કાઠગોદામથી કૈલાસનો છે **ભીમતાલ**–કાઠગોદામથી ૯ મૈલ છે, ને રસ્તો ૨ માઈલ સીધો ને પછી ચડાઈનો આરંભ થાય છે. ગામ મોટું છે ને ખાવા પીવાની દરેક વસ્તુઓ મળે છે, ને રમણીય સ્થળ છે. અત્રેથી ૧૫ મૈલ પર નૈનીતાનામલનું હવા ખાવાનું સ્થળ એક ઉંચી ટેકરી પર આવેલું છે, ને ત્યાં યુરોપ્યનની વસ્તી વધારે છે. **રામગઢ**–ભીમતાલથી દસ મૈલ છે, ને રસ્તો પ્રથમ ૬ મૈલની ચઢાઈનો ને પછી ઉતરાઈનો છે, ત્યાર બાદ એક મૈલ સીધો છે. અત્રે છેક કૈલાસ સુધી ઘોડાપર મુસાફરી થઈ શકે છે, ને વસ્તી ઠીક છે. દુકાનો છે ને દુકાનદારને ત્યાં ઉતરવા દે છે. ખાવાની દરેક વસ્તુ મળે છે. ડાકબંગલો, મીઠાઇવાલાની દુકાનને નાની ધર્મશાલા પણ છે. **પ્યોડા**–રામ ગઢથી ૧૦ મૈલ છે, ને રસ્તો ઘણો સારો સડકનો છે, જેમાં ૧ા મૈલની ચડાઈ છે. **અલ્મોડા**–પ્યોડાથી ૯ મૈલ છે. રસ્તો ૪ાા મૈલ ઉતરાઈનો છે, ને ૪ાા માઇલની ચડાઇનો છે. કુર્માચલનાં શિખર ઉપર આ સ્થળ આવેલું છે, તેમજ બ્રીટીશ રાજ્યના કુમાઊ પ્રાંતમાં આવેલું આ સ્થળ જીલ્લાનું મથક છે. અત્રે ન્યાયની અદાલત, અંગ્રેજી સ્કુલ ને લશ્કરી છાવણી છે, ને દશથી અગીયાર હજાર માણસની વસ્તી છે. વિશેષ ભાગ મુસલમાનની વસ્તીનો છે. કેટલાક વિદ્વાનોને અધિકારીઓ આ સ્થળે આવીને રહે છે. સ્વચ્છ આબો હવાને લીધે ક્ષયરોગનાં માણસોને આ હવા ઘણી ગુણકારી છે. અત્રેનાં ચીડનાં ઝાડોની ભભકદાર હવાને શાણીનોલા નામના એક ઝરણાનું પાણી પીવાથી એ રોગીઓને સારો ફાયદો થાય છે.

આ પ્રાન્ત અત્યંત રમણીય ને ફળદ્રુપ છે. તેમજ સ્વામી વિવેકાનંદનો માયાવતીમાં આવેલો મઠ અત્રેથી ૫૦ મેલ દૂર બીજે રસ્તે જતાં આવે છે, તેમજ અત્રેથી ૩૭ મૈલ પરનેની તાલ છે. અત્રેથી છેક વાગેશ્વર સુધી ઘણા ખરા રસ્તા ચડ ઊતરના છે. જંગલોમાં ટરપીનટાઇન બનાવવાને માટે ચીડનાં ઝાડોનાં થડમાં છેદ પાડી દરેક ઝાડ આગળ પ્યાલાઓ ગોઠવી રાખેલા હોય છે. આ ઝાડોનાં લાકડાંની ને ટરપીનટાઇનની સરકારને લાખો રૂપીયાની ઊપજ થાય છે. જંગલોમાં જ્યાં આઠ, દશ કે પંદર ઘરો હોય છે તેને ગામ કહે છે. તાકુલા—અલમોરાથી ૧૩ મૈલ છે. ત્યાં દેવીનું મંદિર છે. નાનું ગામ છે. ગણુનાથ નામની નદી ગામની વચ્ચે વહે છે. ગંગોત્રી તરફ ભટવાડી આગળ પાણીના પ્રવાહથી ચાલતી દળવાની ઘંટીઓનું જે વર્ણન આપ્યું છે. તેવી ઘંટીઓ પણ અહી કેટલેક સ્થળે છે. વાગેશ્વર તાકુલાથી ૧૩ મૈલ છે. પ્રથમ ૧॥ મૈલની ચડાઇ, તે પછી સરયૂનદી આવે છે. વાગેશ્વરમાં નાનુ બજાર છે. અત્રે ઘણે ઠેકાણે મચ્છર, માખ વિગેરેનો ઉપદ્રવ વિશેષ રહે છે. વાઘેશ્વરમાં પણ સરયૂનદી છે. ત્યાં ચંદી નામનો એક પર્વત છે, ને તેના પર ચંડીદેવીનું મંદિર છે. બીજો નીલપર્વતને ત્યાં નીલેશ્વર મહાદેવ છે. અત્રે સરયૂને ગોમતી નદીનો જ્યાં સંગમ થાય છે, ત્યાં વાઘેશ્વર નામના શંકરનું પ્રાચીન મંદિર છે, તેથીજ આ સ્થળને વાઘેશ્વર કહે છે. અત્રે મકરસંક્રાંતિ એ મોટો મેળો ભરાય છે. તે વખતે મોટો બજાર ભરાય છે. તે વખતે ઘણા દૂર દૂરના ઘણા લોકો માલ લેવાને વેચવા અત્રે આવે છે. અત્રે બે નદીઓના જૂદા જૂદા પૂલ છે. સરજુઘાટી-વાઘેશ્વરથી ૮ મૈલ છે. ત્યાં એક વાણીયાની દુકાન છે. સડક સારી નથી. કપકોટ—સરજુ ઘાટીથી ૭ મૈલ છે. ત્યાંથી સરજુના કિનારે કિનારે જવાય છે. અત્રેથી ડાબા હાથને રસ્તે પીંડારી જવાય છે. ત્યાં ન જતાં જમણા હાથને રસ્તે જવું જોઇએ. તે રસ્તો કૈલાસ જાય છે. શ્યામાધુરા-કપકોટથી

મુક્તેશ્વર



પહાડપરના ઝાડોનું ગીચ જંગલ મુક્તેશ્વર તરફના પહાડોમાં આવેલા ચીર અને દેવદારના ઝાડોના ગીચ જંગલનો દેખાવ

૧૧ મેલ છે. ત્યાં પોસ્ટઑફીસ છે. તેજમ-શ્યામધુરાથી ૮ મેલ છે. ત્યાં એક દુકાનને વસ્તી છે. આલ્મોરાથી તે તેજમ સુધી અત્રેનાં સ્થળોમાં હિંદુ રીતભાતને મળતા કેટલાક આચાર વિચારો છે. અત્રેથી આગળ મેંગોલીયન લોકોનું અનુકરણને ભોટ દેશની શરૂઆત થતાં વસ્તી પણ અસલ ભોટીયા લોકોની જ છે, તેમજ અત્રે કુમાઉપ્રાન્ત પૂરો થતાં જુહારના પ્રાંતની શરૂઆત થાય છે હિમાલયના મોટા મુખદ્વારમાં પ્રવેશ કરવાની શરૂઆત પણ અત્રેજ થાય છે. અલ્મોડા જીલ્લાનું તેજમ છેલ્લું ગામ છે. અત્રે થોડે દૂર નાની રામગંગા ઉતરવાથી જુહાર પ્રગણાની શરૂઆત થાય છે, જુહાર પ્રાંતના ત્રણ વિભાગ કે જીલ્લા છે. પહેલો મલ્લાજુહાર, બીજો ગોરીફાટ જુહાર, અને ત્રીજો તલ્લાદેશ જુહાર છે. ગિરગામથી મન્સ્યારિ સુધીનો ભાગ ગોરીફાટ જુહાર કહેવાય છે. મનસ્યારિથી મીલમ સુધી મલ્લા જુહા છે. આ પ્રગણામાં પશ્ચિમ ભોટીયા લોકની વસ્તી છે. ભોટનો ઈલ્લાકો ઘણો મોટો છે. તેમાં ચૌદાસ પટ્ટી, બ્યાસપટ્ટી, દારમા, જુહાર, અને ગઢવાળ જીલ્લાઓના પ્રદેશો આવેલા છે. અને એ બધા જીલ્લાઓમાં ભોટીયા લોકોની જ વસ્તી છે. તેમજ, જુહારની પશ્ચિમે આવેલા ગઢવાલ જીલ્લાના તેમજ, નેતિ, ને માણાગામ પાસે રહેવાવાળા ભોટીયાઓ પશ્ચિમ ભોટીયા કહેવાય છે. જુહારના ભોટીયાની શૌકા જાત કહેવાય છે, જ્યારે માનાઘાટના ભોટીયાઓની માર્ચા કે માચ્છાજાત કહેવાય છે. શૌકા, માર્ચા, એ બન્ને ભોટીયાઓ વચ્ચે લગ્ન થઇ શકે છે. જુહારના ભોટીયા જાપાનીને ચીના લોકને મલતા ચહેરાના છે, તેથી તેઓ મંગોલીયન આકૃતિના હોય છે, અને તેઓ ટીબેટની સ્રીઓ સાથે લગ્ન કરે છે, અને ટીબેટી ભોટીયાઓની સાથે ખાવાપીવાનો વહેવાર રાખે છે. છતાં તેમનાં નામ હિંદુઓને મલતાં છે, તેમાં પણ ક્ષત્રિય જાતિને મલતાં વિશેષ નામો હોય છે. તેઓ જનોઇ ધારણ કરતા નથી. પરંતુ નેપાળના ક્ષત્રિઓ ટીબેટમાં વેપાર કરવા જાય છે તેઓ જનોઇ

પહેરે છે, અને તેથી જ્યારે ટીબેટમાંથી પાછા આવે છે ત્યારે તેમને પ્રાયશ્ચિત કરવું પડે છે ભોટીયા લોકો તેવું પ્રાયશ્ચિત બીલકુલ કરતા નથી તેજમથી હિંદુસ્તાન તરફ વસતા હિંદુઓ ભોટીયાના હાથનું ખાતા નથી, કારણ કે હૂણદેશ એટલે ટીબેટ દેશ હિમાલયની પેલી બાજુએ આવેલો છે, અને તે બાજુએ જનાર માણસ પોતાનો ધર્મ સાચવી શકતો નથી અને ટીબેટીયોની સાથે ખાવાનો વહેવાર રાખે છે તેથી ટીબેટ જનાર સાથે તેજમ સુધીના ભોટીયાઓ ખાવાના વહેવાર રાખતા નથી. જુહારી ભોટીયાઓ હિંદુસ્તાનથી ઘણા નજીક છે તેથી તે લોકો હિંદુ રીતરીવાજ અને હિંદુ ધર્મનું પાલન કરે છે, અને કેટલાકો તો હવે બ્રાહ્મણો પાસે મરણના ને લગનના સંસ્કારો પણ કરાવે છે, અને તેઓને રાવત કહે છે. તેઓ મરનારનાં હાડકાંને માનસરોવરમાં લઈ જઈને નાંખે છે, તેમજ ટીબેટી દેવોને પણ માને છે. તેઓની એક ડુમડાની જાત કહેવાય છે. તે લોકો લુહાર, દરજી, ઢોલી, ઘાંચણ, વિગેરેને કરવાનાં કામો કરે છે. રાવત લોકો તે નીચ જાતના ડુમડાના હાથનું ખાતા નથી. જુહારી લોકો ત્રણ જગ્યાએ ઘર બનાવે છે. તેઓ જુનથી તે સપ્ટેમ્બર સુધી મલ્લા જુહારમાં આવેલા મીલમમાં રહે છે. તે ઠંડો પ્રદેશ છે. ૧૨૦૦૦ ફૂટની ઉંચાઇએ આવેલો છે. જ્યારે શિયાળામાં ત્યાં સખત બરફ પડવા માંડે છે. ત્યારે કુટુંબ અને પોતાના જનાવરો સહિત મન્સ્યારિ જઇને રહે છે. અકટોબરને નવેમ્બર ત્યાં રહે છે. ત્યાં પણ જ્યારે બરફ પડવા માંડે છે. ત્યારે તેજમમાં ડીસેમ્બરથી માર્ચ સુધી રહે છે. તે વખતે પોતાનાં બાલ બચ્ચાંને ત્યાં મૂકી, મુંબઇ, કલકત્તા, કાનપુર, વિગેરે સ્થળોએ માલની લેવડ દેવડનો વેપાર કરવા જાય છે. ત્યાંથી એપ્રીલની શરૂઆતમાં પાછા તેજમ આવે છે. પછી એપ્રીલને મેમાં પાછા તેજમથી મન્સ્યારિ જઇને રહે છે. અને જુનની શરૂઆતમાં મન્સ્યારિથી પાછા કુટુંબ, ઢોરઢાંખર, ને પોતાનો સામાન લઇ મીલમમાં દાખલ થાય છે. ત્યાં પોતાનાં બાલ બચ્ચાંને મૂકી

ટીબેટમાં વેપાર કરવા જાય છે. તે વખતે હજારો ઘેટાં, બકરાં, યાક, ઝબ્બુ, વિગેરે જનાવરો ઉપર હિંદુસ્તાનથી ભરેલો માલ લઇ જઈ ૧૮૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલા ભયંકર પહાડી ઘાટનું ઉલ્લંઘન કરી ટીબેટમાં જઇ ટીબેટના હૂણીયા લોકોને હિંદુસ્તાનથી લાવેલો માલ વેચી, તેના બદલામાં ટીબેટમાં નીપજતી વસ્તુઓ ખરીદ કરી, નીલમ કે મીલમ પાછા આવે છે. એ પ્રમાણે દર વર્ષે પોતાના જીવના જોખમે હૂણીયા જુહારી લોકો ટીબેટને હિંદુસ્તાન સાથેનો વેપાર દર વર્ષે કર્યા કરે છે. ગિરગામ–તેજમથી ૧૦ મૈલ, રસ્તો ચઢાઇનો છે. ત્યાં ઘાસનાં ૧૦–૧૫–છાપરાં છે. દુકાનથી જોઈતી ચીજ મલી શકતી નથી, રહેવાને લાયક જગ્યા પણ મળતી નથી. મન્સ્યારિ–ગિરગામથી ૧૧ મૈલ રસ્તો ચઢાઈનો ને ઉતરાઇનો છે. અત્રે જ્યાં જ્યાં પહાડોની ચઢાઇ પૂરી થઈ શિખરની ટોચ આવે છે. ત્યાં ત્યાં નાની જૂદા જૂદા રંગના કપડાંની ધજાઓ ઝાડની ડાળીઓમાં કે જમીનમાં પત્થર ગોઠવી રોપેલી હોય છે, તેથી દૂરથી જોનારને ખબર પડે છે કે શિખરની ટોચ નજીક આવી પહોંચ્યા છીએ. અત્રેથી પંચીચુલાના પહાડોની ટોચનાં શિખરો શુભ્રવર્ણનાં બરફમય દેખાય છે. મન્સ્યારિ સ્થળ હિમાલયના પૂર્વ દ્વારના કોટની ટોચ કહેવાય છે. અત્રેની ધર્મશાળાઓ ઘણી ગંદી હોય છે; તેથી ઘણે ભાગે સાધુ સંતો અત્રેની પર્વતોની કઢણોની ગુફાઓમાં રહે છે. મચ્છરને માંખનો વિશેષ ત્રાસ આ સ્થળે છે. ખુલ્લી જગ્યામાંને ધર્મશાળામાં રહેનારને અત્રે ત્રાસ વિશેષ ભોગવવો પડે છે. ઘરમાં રહેનારને એ ત્રાસ વિશેષ ભોગવવો પડતો નથી. અત્રેના જાનવરોના શરીરપર મોટાને જાડા વાળ હોય છે. અત્રે ઝબ્બુ નામનાં જાનવરની ઉત્પત્તિ પહાડી ગાંય ને ટીબેટી સાંઢ કે જેને યાક કહે છે,. તેના સંયોગથી થાય છે. તેનાં શરીર પર પણ વાળ હોય છે એ જનાવર સ્વભાવે ગરીબ ને બળદના જેવું. અને બરફના પહાડી સ્થળોમાં ભાર લઈ જવાના કામમાં ઘણું ઉપયોગનું છે. આ સ્થળ ગોરીફાટ

જીલ્લામાં ઘણાં ગામોનો સમૂહ મળીને થયેલું છે. અત્રેના આ-જુબાજુનાં દરેક ગામ મન્સ્યારિથી ઓળખાય છે. અત્રે જુહા-રની **પોસ્ટઑફીસ** છે. આ સ્થળ જુહારી લોકને માટે અત્રેથી ટીબેટ, અને લોટ તરફથી હિંદુસ્તાન જવાના ઠેકા જેવું છે. અત્રેથી રસ્તો ગોરીનદીને કિનારે છે, અને ચઢ ઉતર બહુ સખત છે. અત્રેનાં જંગલોની કેટલીક કઢણોમાં મધમાખીઓના મધપુડા બનાવેલા નજરે દેખાય છે. તે મધ સફેદ અને ઉચા પ્રકારનું હોય છે. મધને પહાડી ભાષામાં **સહદ** કહે છે. **બા-ગડવાર**-મન્સ્યારિથી ૧૬ મૈલ છે. આ સ્થળે ધર્મશાળા છે. ઘણા રસ્તેથી આ સ્થળે આવી શકાય છે, જેથી આ સ્થળ જંકશન જેવું છે. અત્રે લોટીયા લોકોનો હજારો રૂપીયાનો માલ વગર રખવાળે ઠેક ઠેકાણે થપ્પી મારી ગોઠવી રાખેલો હોય છે, છતાં ચોરી થવાનો બીલકુલ ભય હોતોજ નથી. તે માલને ગોઠ-વવાની રીત ગંગોત્રીને રસ્તે હમોએ બતાવી છે તે પ્રમાણે જાણવી. અત્રેથી રસ્તો ઘણો કઠિણને ભયાનક છે. કોઈ કોઈ જગ્યાએ તો ફક્ત બે પગ મૂકીને જવાય એવો ફુટ જેવડો હોય છે, અને પહાડોની કઠિણ ચડઉતર કરવી પડે છે, અને પવન પણ માણસને ઉથલાવી નાંખે તેવો ભયંકર વાય છે. આ સ્થળ ૧૧૮૦૦ ફુટની ઉંચાઈ છે. ટીબેટમાં પણ જલપ્રવાહથી લોટ દળવાની ઘંટીઓ કેટલેક ઠેકાણે ચાલે છે. અત્રેથી **શ્વેતભુવન** (ધવલગિરિ)ની શરૂઆત થાય છે. ઠેક ઠેકાણે બરફ જામી ગએલા છે, અને કેટલીક જગ્યાએ તો બરફ ઉપર ચાલીને જવાનો પણ સમય આવે છે, એવો જવાનો વિકટ રસ્તો છે. ટાઢ પણ અત્રે બેસુમાર જણાય છે. જ્યારે પવન કે વાયુનું જોર સાથે મળે છે. ત્યારે આ સ્થળે યાત્રિની મહાકષ્ટ પ્રદ સ્થિતિ થાય છે. **બુરફુ**, બાગડવારથી ૧૪ મૈલ, રસ્તો ઘણો અખડા બખડીને ઠેકાણા વિનાનો, ચઢ ઉતરનો, ન છેવટે ૧ મૈલની સખત ચઢાઇનો છે. અત્રે ૨૦૦ ઘરની વસ્તી છે. **બીલજુ**-બુરફુથી ૨ માઈલ છે. પહાડી લોકોની વસ્તી છે. **મીલમ કે નીલમ**-બીલજુથી ૪

મેલ છે. આ સ્થળ ભરતખંડનું છેલ્લું મથક કહેવાય છે. અત્રેથી **જશ્વેતભુવનની** એટલે કિંપુરૂષ ખડની શરૂઆત થાય છે, જેનું ઉલ્લંઘન કરીને ટીબેટમાં જવાય છે. આ સ્થળને મીલમ ઘાટ કે મીલમ પાસ પણ કહે છે. મીલમ આવતા પહેલાં નંદા દેવીના દેખાતા ઉંચા શિખરની ટોચ ૨૫૮૫૦ ફૂટની ઉંચાઈની છે. તે શિખરની આજુબાજુનાં તેવાં બે ત્રણ નાનાં શિખરની ટોચ ૨૩૦૦૦ ફૂટ છે. ઇશાન કોણ તરફ નંદાકોટ ૨૨૨૦૦ ફૂટની ઉંચાઈએ છે. ત્યાં નંદાદેવીનાં દર્શન થાય છે. અત્રે ૩૦૦ ઘરની વસ્તીનું ગામ છે. પત્થરથી ચણેલાં મકાનો છે. ને તે ૧૨૫૦૦ ફૂટની ઉંચાઈએ છે. અત્રે ઝાડ બીલકુલ નથી. આ પ્રમાણે હિંદુસ્તાનને ટીબેટની વચ્ચે આવેલા શ્વેતવર્ણના મીલમ ઘાટની આજુબાજુના ગગન ભેદી પહાડોનાં શિખરોની ટોચોની એક જબર જસ્ત દીવાલનો વિશાળ, અભેદ્ય, દુર્ગમ્ય, ગગનગામિને જાણે સ્વર્ગારોહણ કરતાં હોય એવાં હિમાલયનાં ઉચ્ચ શિખરોનો એક મહાભવ્ય કોટબની રહ્યો હોય એમ જોનારને તાદૃશ્ય દેખાય છે. બીજી બાજુએ ગઢવાલ તરફ હિમાલયનાં ઉચ્ચ શિખરો આવી રહેલાં છે. તેવીજ રીતે, **પંચાચુલીનાં** શિખરો, અને ઉત્તર તરફ **કુંગરીબીંગરી** નાં શિખરો આવી રહેલાં છે. દક્ષિણમાં ગોરીનદીની ભયાનક ખીણની ઘાટી આવેલી છે. આ પ્રમાણે મીલમની ચારે બાજુએ અગમ્યને અભેદ્ય પર્વતોનાં શિખરોની હારમાળા રૂપી દીવાલોથી મજબૂત ગઢરૂપી **વિશાળ અજીત કિલ્લો** બન્યો હોય એવું જોનારને જણાય છે. અત્રેથી રસ્તો બાખખુ નદીને કિનારે જાય છે, તેમજ અત્રેથી ટીબેટમાં પ્રવેશ થતો હોવાથી ટીબેટ રાજ્ય તરફથી પરવાનો મેળવવો પડે છે. અત્રે મુક્તિફોજના પાદરીનો બંગલો પણ છે. મીલમમાં દુકાન છે, પરંતુ જોઈતી દરેક વસ્તુ મલી શકે તેવી સારી દુકાન નથી કેમજે અત્રે તંબુ નાખી ઘર બનાવી રહેનારની વસ્તી બરફ પીંગળ્યા પછીજ થાય છે, અને તેમણે પોતપોતાને જોઇતો દરેક સામાન પોતે રહે ત્યાં સુધીનો ખપ પુરતોજ લાવેલો હોય છે, જેથી યાત્રિને જોઇતી

ચીજ મળી શકતી નથી. મન્સ્યારિથી મીલમ સુધી પોસ્ટના કાગળો વિગેરે લાવવા લઇ જવા માટે એક માણસ નિમેલો છે. તે અઠવાડીઆમાં બે વખત આવજા કરે છે. બીલજુથી મીલમ જતાં વચમાં નંદાદેવીનો જૂદો રસ્તો આવે છે. જેને દર્શન કરવાની ઇચ્છા હોય તે દર્શન કરવા જાય છે. ત્યાં ન જવું હોય તો બારોબાર મીલમ જવાય છે. કેટલાક યાત્રિયો ટીબેટની હવા માફક આવે એવા વિચારથી મીલમમાં અઠવાડીયું રહે છે તેઓ બીલજુથી નંદા દેવી ન જતાં મીલમ આવી એક બે દિવસ આરામ લઇ પછી નંદાદેવીનાં દર્શન કરી આવી પાછા આવે છે નંદાદેવી જતાં ચઢાવ ચઢવો પડે છે, અને તુંગ નાથમાં વર્ણવેલી ઘેનની ઝેરી વનસ્પતિ જેવી વનસ્પતિઓ પણ આ સ્થળે છે. ચઢતાં શ્વાસ ફેધાઈ જાય છે. આ નંદાદેવીનું સ્થાન બીલજુથી કે મીલમથી ૪ માઇલ પર છે. મીલમમાં નિશાળ છે. અત્રેથી આગળ જતાં કેટલીક જગ્યાએ રસ્તાનું ઠેકાણું નથી, અને આશરે આશરે જવું પડે છે. માટે રસ્તાના ભોમિયાની ખાસ જરૂર છે, માટે અત્રેથી યાત્રિએ એકલા જવાનું સાહસ કદી પણ કરવું નહિ. મીલમમાં જ્યાં સુધી સંગાત મળે નહિં ત્યાં સુધી ત્યાંજ થોભી જવું. આ ઘાટોને લીધે મીલમ સુરક્ષિત છે. મીલમથી બે માઇલ દૂર શાંડિલ્ય ઋષિનો કુંડ છે. ત્યાં જન્માષ્ટમીને દિવસે મેળો ભરાય છે. ત્યાં આજુબાજુના પહાડી લોકો તે વખતે ઘણા પ્રમાણમાં એકઠા થાય છે. એક ખુલ્લું મેદાન-મીલમથી ૮ મૈલ છે. અત્રેથી રસ્તો બખ્ખુ નદીને કિનારે કીનારે જાય છે. ૫ મૈલ સુધી બખ્ખુ નદી છે. આ કિનારેથી સામે કિનારે જઇ ઉંચા પહાડ ઉપર ચડવું પડે છે. ત્યાં અગાડી ભોટીયા લોકો તંબુ નાખી સત્રે પડયા રહે છે. ત્યાં કેટલુંક મેદાન છે. યાત્રીએ મીલમથી પરવાનો લઇનેજ આગળ જવું, નહિં તો પસ્તાવું પડશે. ડુંગ-ખુલ્લા મેદાનથી ૬ મૈલ છે. આ સ્થળે જાણે મોટા નિશાળ કિલ્લાનાં ગઢની તળેટીમાં ઉભા હોઇયે તેવું દેખાય છે, અને તે બન્ને બાજુના કિલ્લાની વચ્ચેથી બખ્ખુ

નદી જતી હોય તેવું દેખાય છે. અત્રે શ્વેતભવનનો ઘાટ પસાર કરી પર્વત ઉપર જાણે નિસરણીએ ચઢતા હોઇએ તેવી ચઢાણ શરૂ થાય છે. જ્યાં ત્યાં ચોગરદમ બરફ દેખાય છે, અને તેથી જ આસ્થળને શ્વેતભવન એટલે બરફનું ઘર કહેલું છે. ઊંટાધુરા–ડુંગથી ૫ મૈલ છે. રસ્તો કઠિણ ચઢાઇનો છે, અને તે કેદારને રસ્તે આવતી પવાલીની ચઢાઈના જેવી છાતી ભેર ચઢાઈ છે. શ્વાસ રૂંધાઇ જાય છે, તેથી તરસ લાગે છે ને માથું ભમે છે.

આ વખતે કાળાંમરીને સુકીદ્રાક્ષ મોઢામાં રાખવાં ફાયદા કારક છે, આ ચઢાવ ચઢતાં ઊંટાધુરાના એક ઊંચા શિખરની ટોચ ઉપર જવાય છે, તેની ઊંચાઇ ૧૭૫૮૦ ફૂટની છે. ત્યાર બાદ એક મૈલ નીચે ઊતરતાં સપાટ જમીનમાં દાખલ થવાય છે. આ પહેલી ઊંટાધુરાની ઘાટી, પસાર કરી કહેવાય છે. ત્યાર બાદ બીજો જયંતી નામનો ૧૩૦૦૦ ફૂટની ઊંચાઇનો પહાડ ચડીને ઉતરવો પડે છે. ત્યારબાદ કુંગરીબીંગરીનો ત્રીજો ઘાટ, ૧૮૩૦૦ ફૂટની ઊંચાઇનો, એક વિશાળ ગઢની માફક દેખાતો છેલ્લો અતિ વિકટ ઘાટ છાતી ભેર ચઢવો પડે છે. શ્વેત, ભવન અ થી ખલાસ થઇને ટીબેટની સરહદના મુખ્ય દરવાજા રૂપ કુંગરીબીંગરીએ પહોંચાય છે, કુંગરીબીંગરી–ઊંટાધુરાથી, ૫ મૈલ છે, ને રસ્તો સહેજ ચઢાઇનો છે.

ઊંટાધુરા, જયંતી, ને કુંગરી બીંગરી, એ ત્રણે ઘણી ઊંચાઇના બરફથી ઝામેલા વિશાળ ઘાટો છે. ત્યાં પણ તુંગનાથની માફક વનસ્પતિની અસર યાત્રિને થાય છે. ચીરચીન–કુંગરી બીંગરીથી ૬ મૈલ છે. રસ્તો પહાડી ચક્કર ખાઇને જાય છે. તુકપુ–ચીરચીનથી ૪ મલ છે, નાનું ગામ છે, અને નાનું બજાર પણ છે. એ પહાડોની વચ્ચે આવેલું છે, ને વેપારનું મથક છે. તુકપુનદીને કિનારે હોવાથી તેનું નામ તુકપુ પડયું છે. અત્રે લોકો તંબુ નાંખીને રહે છે. તુકપુને તુકપુમંદિર પણ કહે છે. અત્રે એક પણ પાકું મકાન બનેલું નથી. હુણીયા

લોકોનાં ભીંતો ઉપર તંબુ નાખીને બનાવેલાં મકાનોજ છે. ને તંબુનુંજ ગામ દેખાય છે. ઠાજંગ–તુકપુથી ૬ મૈલ છે ને રસ્તો ઘોર જંગલનો ને પહાડી છે, તેમજ અત્રે ધાડપાડુને ચોરનો ભય વિશેષ છે. આ પણ આઠ દશ તંબુનુંજ ગામ છે. **છીનકુ**-ઠાજંગથી ૪ મૈલ છે. ઘણા તંબુઓથી વસેલું મોટું ગામ છે. અત્રેથી તીર્થપુરી પણ જવાય છે. અત્રેથી કૈલાસ માનસરોવરના રસ્તામાં દુકાન પણ નથી, કે જેથી યાત્રિ ખાવાની કાંઈ પણ ચીજ ખરીદે. છીનકુંથી તીર્થપુરી ન જવું હોય તો બારોબાર જ્ઞાનીમૂમંડી જવાય છે.

**ગુણુવંતી નદી**—છીનકુંથી ૫ મૈલ છે. ત્યાં તંબુ નાંખીને રહેવાની જગ્યા છે, ને જતાં આવતાં ટીબેટી લોમિયા ત્યાં તંબુ નાખીને રહી શકે છે, આ નદી આગળજતાં સતલજ નદીમાં મળી જાય છે. **દમયંતી**–ગુણુવંતીથી ૨ મૈલ છે. તે પછી આગળ જતાં, **જ્ઞાનીમૂમંડી**–**દમયંતીથી** ૧૦ મૈલ છે, ને રસ્તો સીધો મેદાનનો છે. અત્રેથી તીર્થપુરી જઈ શકાય છે.

**તીર્થપુરી**—જ્ઞાનીમૂથી ૩૦ મૈલ છે ને સતદ્રૂ (સતલજ) નદીના કિનારા ઊપર તીર્થપુરીનું મંદિર આવેલું છે. ત્યાં મૈલો સુધીનું લાંબુ મેદાન છે. આ મંદિર એક અંધારી ગુફામાં છે તેથી દર્શન બરાબર રીતે થઇ શકતાં નથી, તેમ દેવળની કારીગરી પણ જોઇ શકાતી નથી. કેટલીક બત્તીઓ બૌદ્ધ ભગવાનની આગળ પ્રગટાવેલી હોય છે, ને કેટલાક લામાઓની તસબીરો પણ અહી લટકાવેલી છે. અત્ર બૌદ્ધ ધર્મનું મંદિર છે. આ ભવ્યને વિશાળ દેવળમાં બૌદ્ધ ભગવાનની મૂર્તિનાં અલૌકિક દર્શન છે.

આ પુરીમાં પહાડનાં શિખરોમાં ઘરની માફક ગુફાઓ કોતરી કાઢેલી છે, અને યાત્રિઓ તેમજ લામાઓ પણ ગુફામાં જ રહે છે, અને તેમાંના ભિક્ષુક લામાગુરૂઓ યાત્રિઓ પાસેથી ખાવાના સત્તુની યાચના નમ્રમાં થઇને કર્યાજ કરે છે.

**કૈલાસ**—તીર્થપુરીથી ૩૮ મૈલ છે. બે દિવસનો રસ્તો ચાલતાં

મુકામ મેદાનમાં થાય છે. ત્યાં કોઈ સુવાની ગુફા પણ નથી, ને ત્રીજે દિવસે કૈલાસ જવાય છે. અત્રેથી કૈલાસ જતાં રસ્તામાં ધાડપાડુ લોકો લૂંટફાટ કરે છે, અને તે ચોરી કરતાં જે જે મહાનપાપો થયાં હોય છે તે તે સર્વ પાપો ફક્ત કૈલાસની પ્રદક્ષિણા કરી આવવાથી તત્કાલ દૂર થાય છે. એમ તેઓ પૂર્ણ શ્રદ્ધાથી નિશ્ચય પુર્વક માને છે. જ્યાં જ્યાં ઘાટીઓ ઓળંઘવાની આવે છે ત્યાં ત્યાં ડાકુઓ (ધાડપાડુઓ)નો ભય રહે છે. ત્યાંથી થોડે દૂર ગરમ પાણીનાં ઝરણાંઓ ગરમ પાણીની માફક ઊભરાય છે, અને યાત્રીઓ તેને ભસ્માસુરને ભસ્મ થવાનું સ્થળ કહે છે.

અત્રેથી બે દિવસને રસ્તે, નિર્જનવનમાં, મેદાનમાં પડાવ નાંખી, કૈલાસ જવાય છે, ને તીર્થપુરી ન જનાર યાત્રી જ્ઞાની-મ્ઠથીજ કૈલાસ જાય છે. કૈલાસ જ્ઞાનીમઠથી તીર્થપુરી ગયા સિવાય પરભાર્યો ૪૭ મૈલ છે, અને કૈલાસથી માનસરોવર ૨૭ મૈલ છે. આ પ્રમાણે કાઠગોદાનથી કૈલાસ થઈ માનસરોવરે જવાય છે, અને જ્ઞાનીમ્મંડી આગલ, જોશીમઠથી આવનાર યાત્રિ સાથે, કાઠગોદાનથી આવનાર યાત્રિ મળે છે. ત્યાંથી બન્ને તરફથી આવનાર યાત્રિઓ સાથેજ કૈલાસ જાય છે જ્ઞાનીમથી કૈલાસ, માનસરોવર સુધીનો રસ્તો, જોશીમઠથી કૈલાસના રસ્તે, સવિસ્તર લખેલો છે, તે જોવાથી સમજાશે.

## કૈલાસ.

ભારતના ઋષિમુનિ ને યોગી મહાત્માઓએ નગરાજ હિમાચલમાં આવેલા કૈલાસ ને માનસરોવરની ઉજ્વલ કીર્તિની પ્રશંસાના પુણ્ય પ્રદ ફળની પ્રાપ્તિના માહાત્મ્યના સંખ્યાબંધ ગ્રંથો સંસ્કૃત વિગેરે ભાષાઓમાં બનાવ્યા છે. એ તપોભૂમિ કહેવાય છે. એ સર્વથા સત્ય છે. વળી, આ સ્થળનો મહિમા હિંદુ ધર્મશાસ્ત્રો, શ્રુતિ, સ્મૃતિ, પુરાણો અને ઈતિહાસોમાં જગ જાહેર રીતે વર્ણવેલો છે. એટલું જ નહિં, પણ ટીબેટની ટીબેટી ભાષામાં તો આ અત્યંત દિવ્ય અને પ્રતાપી સ્થળના મહિમાના તેમજ તેનાં અલૌકિક, અતિ પુણ્યપ્રદ ગુણગાનના અસંખ્ય પુસ્તકોના ભંડાર ભરેલા છે. તેમજ

વળી, જ્યાં જ્યાં બૌદ્ધમતાવલંબીઓ છે. ત્યાં ત્યાં તે તે ભાષામાં પણ તેમના ધર્મ પુસ્તકોમાં પણ આ સ્થળનું અત્યંત પુણ્યપ્રદ માહાત્મ્ય વર્ણવેલું છે. આ મહાન પવિત્ર સ્થળમાં સાક્ષાત્ કૈલાસપતિ શંકર ભગવાન અખંડ નિવાસ કરી રહ્યા છે. આ સ્થળ સમુદ્રની સપાટીથી ૨૧૬૦૦ ફીટની ઉંચાઈએ આવેલું છે, અને તે આખા ટિબેટના સર્વે ઉંચા શિખરોમાં સર્વથી ઉંચું શિખર છે. પરંતુ અત્રેથી શરૂ થતું કૈલાસ પર્વતનું હિમાચ્છાદિત ઉચ્ચ શિખર તો સવા મૈલની ઊંચાઇનું એક ઘુમટની આ કૃતિનું છે, તે અતિશય તેજપુંજ રૂપે શુભ્ર વર્ણનું ચાંદીની માફક ઝઘઝઘાટ ચળકતું દેખાય છે. તેની ટોચની ઉંચાઈ ૨૮૦૦૦ ફીટની છે. આ વિશાળ શિખરની ચારે બાજુ મેદાન છે, ને ગંગા ને સિંધુ વિગેરે નદીઓનું પવિત્ર જળ તેની આસપાસ ફરી વળેલું છે. ને બધા યાત્રીયો આજ કૈલાસના શિખરની પરકંમાં કરે છે. તે શિખરની પરિક્રમા કરવાનો રસ્તો ઘેરાવો લગભગ ૨૫ મૈલનો છે. આ પરિક્રમા કરવાનુંજ અત્રે અમોઘને અક્ષય પુણ્યપ્રદ ફળને આપનારૂં મહાત્મ્ય શાસ્ત્રોમાં વર્ણવેલું છે. આખી દુનીયાંમાં હિમાલયની ઉંચાઈ વિશેષ છે. ને તેનું ઉંચામાં ઉંચું શિખર માઉન્ટ એવરેસ્ટ (Mount Averest ) ૨૯૦૦૨ ફીટની ઉંચાઈનું છે. કેટલાક માઉન્ટ એવરેસ્ટને ગૌરીશંકરનું શિખર પણ કહે છે. એથી ઉતરતું કાંચનગંગાનું શિખર ૨૮૧૫૦ ફીટની ઉંચાઇનું છે, અને ત્રીજું ધવલગિરિનું શિખર ૨૬૮૨૬ ફીટની ઉંચાઇએ આવેલું છે, પરંતુ તે હિમાલયમાંનાં ત્રણે ઉચ્ચ શિખરો નેપાળ રાજ્યના પહાડી પ્રદેશમાં આવેલાં છે. તેવુંજ હિમાલયનું એક ઉંચું શિખર કે જેને ગૉડવીન્ આસ્ટીન્ કહે છે તેની ઉંચાઈ ૨૮૨૭૮ ફીટની છે, એને તે શિખર કાશ્મીરમાં ઉત્તર તરફ આવેલું છે, પરંતુ આ બાજુમાં હરદ્વારથી આરંભી ઠેઠ ટિબેટ સુધીમાં કૈલાસના ઉચ્ચ શિખર જેવું બીજું એક પણ ઉચ્ચ શિખર નથી તેનાથી ઉત્તરતું અત્રે નંદાદેવીનું ઉચ્ચ શિખર ૨૫૮૫૦ ફીટની ઉંચાઈનું છે. કૈલાસનો નિર્જન, ભયંકર, પહાડી.

ને કઠિણ માર્ગ છે.

શાસ્રની રીતિ પ્રમાણે પહેલાં કૈલાસનાં દર્શન અને પછી માનસરોવરનાં દર્શન કરવાં જોઇએ, તેથી યાત્રીએ એવે રસ્તેથી જવું કે જે રસ્તે પ્રથમ કૈલાસ જવાયને તે પછીજ માનસરોવરે જવાય તે ધ્યાનમાં રાખવું. એમ કરવાથી જ કૈલાસ માનસરોવરની પૂરી પરિક્રમા થઇ કહેવાય છે.

દારચીન આગળથી કૈલાસની પરિક્રમા સવ્ય માર્ગે એટલે જમણો હાથ કૈલાસના શિખર તરફ રહે એ પ્રમાણે ચાલી પરીક્રમા શરૂ કરાય છે, અને પરિક્રમા પૂરી કરી દારચીનજ પાછા આવવું પડે છે. એટલે પરિક્રમા પૂરી થઇ કહેવાય છે. પરિક્રમા કરતાં, શિખરની ચારે બાજુ ચાર વિશાળ ગુફાઓ છે. તે દરેક ગુફાઓમાં એક એક દેવળ છે. તે દરેકમાં શંકર વિગેરેની અદ્ભુતને દર્શનીય ઘણી મૂર્ત્તિઓ છે. તે દરેક દેવળ પૂર્વાદિ દિશામાં છે, ને તેમાં તે દેવળના પૂજારીઓ, લામા ગુરૂઓ રહે છે. તે ગુફાઓ એવી વિશાળ હોય છે, કે તેમાં ૨૦૦ શિષ્યો સહિત લામા ગુરૂઓનો નિવાસ થઇ શકે છે. નિવૃત્તિથી પૂરી પરિક્રમા કરતાં બેથી ત્રણ દિવસ લાગે છે, અને વચમાં એ મંદિરોમાંજ લામા ગુરૂની રજા લઇ ઉતરી શકાય છે, પરંતુ પરિક્રમાના રસ્તામાં ખાવાની કાંઇ પણ વસ્તુ ન મલતી હોવાથી, જેટલા દિવસ પરિક્રમામાં રહેવું હોય તેટલા દિવસનો ખોરાક, ને વાસણો સાથે ઉંચકી લઇ જવાં પડે છે. ફક્ત એક દિવસમાંજ પરિક્રમા કરનારને વાસણ કે ખોરાક બીલકુલ લઈ જવાની જરૂર પડતી નથી. તેણે ફક્ત સવારમાં વહેલા ઉઠી જમી, બપોરની વખતે નાસ્તો કરવાનું સાધન પાસે રાખી, ચાર વાગ્યામાં નીકળવું જોઇએ, અને પરિક્રમા પૂરી કરી, રાત્રે દશ વાગ્યે દારચીનીમાં દાખલ થયા બાદ તેને રસોઇ પાણી કરવાં પડે છે. દારચીનમાં પણ દાર્ચન નામનું શિવમંદિર છે. અહીં સુધી માણસની વસ્તી પણ હોય છે. વિશેષ ધનવાન યાત્રિઓ દરેક મંદિરમાં એક એક દિવસ નિવાસ કરી, નોકર ચાકર સહિત પુષ્કળ ખોરાકનું

સાધન સાથે રાખી પાંચ દિવસે પરિક્રમા પૂરી કરે છે, પરંતુ સાધન હીન માણુસે તો આ પરિક્રમા જેમ બને તેમ જલદીથી જ પૂરી કરવી ફાયદા કારક છે, કેમ જે ખોરાક અને વાસણના બોજા ઉપરાંત પહેરવા ઓઢવાનાં અને પાથરવાનાં સાધનો પણ પૂરતાં સાથે લઈ જવાની જરૂર પડે છે; નહિં તો ત્યાં અતિશય ટાઢનું સંકટ વેઠવું પડે તેમ છે. માત્ર એક દિવસમાં યાત્રા કરનાર પોતાનો સર્વે સામાન દારચીનમાં મૂકી પરિક્રમા કરી પાછો ફરવાથી, ચાલવાના કષ્ટ સિવાય બીજી કશી હરકત તેને વેઠવી પડતી નથી, અને ચાલવાના પરિશ્રમને દૂર કરવા માટે તેણે દારચીનમાં આવી બે ત્રણ દિવસ આરામ લેવો ફાયદા કારક છે. વળી, વધારે સામાન સહિત યાત્રા કરનારને પરિક્રમાના રસ્તામાં પણ ધાડપાડુઓથી લૂંટાવાનો ભય રહે છે, જ્યારે સામાન વગર જનારને તે ભય રહેતો નથી. અત્રે મંદિરો અને મઠોના રક્ષક કે અધિકારિ ધર્મગુરૂ લામાઓને, અથવા તો દાર-ચીનીના દુકાનદારને, પોતાનો અસબાસ સોંપી પરિક્રમા કરવા જઈ શકાય છે, પણ તેઓને ત્યાં બીજા માણુસો કદાચ આપણા મૂકેલા સમાનમાંથી થોડો ઉચાપત કરી ન જાય તેને માટે તેની ગાંસડી બાંધી, અથવા પેક કરી તેના ઉપર લાખના સીલ કરી સોંપવાથી, સામાન જવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી, કૈલાસની પૂર્વાદિક ચારે બાજુએ પહાડમાં ગુફાઓને કોચી, તેની અંદર આ ચારમંદિરો બનાવેલાં છે. અત્રેના એ ચારે મંદિરોને ટીબેટી ભાષામાં “ગોનવા” કહે છે. દરેક ગુફામાં અખંડ ઘીનો દીવો હોય છે, અને તે જમીનથી ૨૦ ગજ ઉંચો મૂકેલો હોય છે. તે ચારે દેવળોમાં થઈ દરરોજ એક મણ ઘી દીપક (દીવાબત્તી)માં વપરાય છે. ત્યાંના રાજા અને રૈયત તરફથી બત્તીના ઘીના માટે ચમરીગાયો અને બકરીઓ સંખ્યા બંધ કૈલાસ દેવને અર્પણ કરવામાં આવે છે. તેમાંથી ઉત્પન્ન થતા ઘીથી આ અખંડ જ્યોતો પ્રગટાવેલી રહે છે. કૈલાસની પરિક્રમામાં ફરતાં અનેક દેવ મૂર્તિઓ જેવામાં

આવે છે. પ્રથમ લેંડીગોનવાની ગુફાથી જમણો હાથ કૈલાસના શિખર તરફ રાખીને ચાલતાં પરિક્રમા શરૂ થાય છે, અને ૨૫ મૈલની ગોળાઈ પૂરેપૂરી કરવાથી પરિક્રમા પૂરી થાય છે. કૈલાસદેવની પૂજા કરવા માટે તેમના પૂજારી લામા ગુરૂને વિનંતી કરવાથી લામા ગુરૂ એક થાળીમાં મૂકેલી નાની નાની વાટકીઓમાં ઘી; સાકર, પાંચ મેવા, સત્તુ, (સાથવાનો લોટ) ચા, વિગેરે પૂજા કરવાની ૧૬ ચીજો ચાર આના લઇને આપે છે, અને તે બધું કૈલાસ દેવને ચડાવાય છે. તે પ્રમાણે ચારે ગોનવામાં પૂજારીઓ ચાર ચાર આના લઇને પૂજાપો આપે છે. તે દરેક ગોનવાની ગુફાઓમાં ટીબેટીયન લામાગુરૂઓ રહે છે. તેની સંખ્યા ૧૫૦ થી ૨૦૦ સુધીની દરેક ગોનવામાં હોય છે. આ કૈલાસના દરેક દેવળની પૂજા સેવા તે લામાગુરૂઓ કરે છે, અને ત્યાં યાત્રિઓએ મૂકેલી ભેટ દક્ષિણા સ્વીકારવાનો અધિકાર પણ તેમનોજ છે, એને યાત્રી, રૂપાનાણું, બે આનીથી ગમે તેટલા રૂપૈયા સુધીનું દરેક ગોનવામાં ભેટ દક્ષિણા શિવાર્પણ કરવા તરીકે પોતાની મરજીમાં આવે તેટલું મૂકે છે. તેમાં પૂજારી લામાઓ લોભ વૃત્તિથી યાત્રિ પાસેથી ધન હરણ કરવાની કાંઈ પણ યુક્તિ પ્રયુક્તિ કરતા નથી. તેઓ હીંદુસ્થાનના તીર્થોના પંડયાજેવાજ શ્રીકૈલાસદેવના પંડયાજ કહેવાય છે, એટલે ભગવાન કૈલાસ દેવના પૂજારી ટીબેટીયન બ્રાહ્મણો કે જેમને લામા કહે છે. તેઓમાં ફર્ક માત્ર એ જે પંડયાઓ ધન હરણની દર પળે યુકિતપ્રયુકિત કરે છે, જ્યારે લામાઓ નિસ્પૃહી હોય છે. તેઓ નિરંતર ધ્યાનમાં રહે છે. એમનાં દર્શન પણ પુણ્યશાળીનેજ થઇ શકે છે. આ લામાગુરૂઓ દીર્ઘ જીવી હોય છે. વિદ્વાનોના કહેવા મુજબ ઘણાઓ ૨૦૦ વર્ષથી વધારે આયુષ્યના હાલમાં પણ જીવતા છે. એટલું મોટું લાંબું આયુષ્ય ભોગવવા છતાં તેમનાં શરીરને સ્વરૂપ, બાલ કે યુવાવસ્થા જેવાંજ દેખાય છે. તેમનું પોષણ રાજ્ય તરફથી મળેલી જાગીર, અને યાત્રિઓ તરફથી ધરવામાં આવતી ભેટ દક્ષિણા વિગેરેથી થઇ

શકે છે. તેમજ, ઉનનો વેપાર પણ તેઓ કરે છે, અને ગાય, ઘેટાં. બકરાં, પણ રાખે છે, તેમાંના કેટલાક સંસારી ગૃહસ્થી પણ હોય છે. તે સર્વે લામાઓમાં પણ કૈલાસદેવની પૂજા કરનાર મુખ્ય લામા તો ખાસ બાળબ્રહ્મચારીજ હોય છે. આપણે જેવી રીતે ૐકારનો ઉચ્ચાર કરીએ છીએ તેવીજ રીતે લામા ગુરૂઓ "હુમ્, હુમ્"નો ઉચ્ચાર વારે વારે જપની પેઠે કર્યા કરે છે. તેઓ નીતિમાન, સત્યવક્તા, થોડું બોલનારા, સદ્‌બોધ આપનારા, પરોપકારી, ધર્મ સંબંધી તત્ત્વના રહસ્યને જાણનારા, દયાળુ, જ્ઞાનવાન, નિર્લોભી, અને મહાન ધર્મોપદેશક પંડિત સમાન હોય છે. તેઓની પાસે ઘણા શિષ્યો રહે છે. તેઓને ધર્મ ગ્રંથોનો અભ્યાસ કરાવી તત્વજ્ઞાનનો ઉપદેશ પણ આપવામાં આવે:છે. પૈસા આપવાથી લામાઓ યાત્રીને ચા, બળતણ, સત્તુ. ને રેહેવાની જગ્યા પણ આપે છે, સ્ત્રીઓ પણ સંન્યાસીની અવસ્થામાં આ મઠમાં આવીને રહે છે, અને ત્યાં હર હંમેશ બુદ્ધ ભગવાનની સેવા પુજા કરવામાં પોતાના વખતનો વ્યય કરે છે.

## કૈલાશની પરીક્રમા.

પ્રથમ દારચીનથી પરિક્રમામાં ૫ મૈલ ઉપર જતાં પરકંબાની શરૂઆતનું પ્રથમ મંદિર આવે છે, ને તેને મુખમંદિર કહે છે. આ સ્થળ, પરિક્રમા કરવાના રસ્તાથી ઉપર ૧ાા મૈલના ચઢાવનું, ૫૦૦ ફૂટની ઉંચાઈનું છે. કૈલાસ પર્વતનું વિશાળ અને ગગન ગામી, અદ્‌ભુત અને સૌંદર્યતાથી ભરપૂર, પરમ મનોહર; રમ્ય અને પુણ્યપ્રદ, એવું આ ઉચ્ચ શિખર, ત્યાં એક નદીની ભેખ્ખડ ઉપરની ગુફામાં આવેલું છે. આ પ્રથમ દેવળનું નામ "લેન્ડીગોનવા" છે. અને તે કૈલાસની પશ્ચિમ દિશાએ આવેલું છે તે ઘણું સુશોભિત અને ભવ્ય બનાવેલું છે, દેવળની અંદર ખૂણામાં ટીબેટીયન ભાષામાં ઘણા ધર્મ સબંધી ગ્રંથોનું પુસ્તકાલય છે. તેના ઉપર લૂગડાં લપેટી, સારી રીતે તે ગ્રંથોનું રક્ષણ

કરેલું છે. આ લેંન્ડીગોનવામાં કૈલાસપતિ શંકરની મૂર્તિ ૩૦ ગજથી પણ વધારે ઉંચાઈની છે. અને તે અષ્ટધાતુની, ઢાળાની (ધાતુ ગાળી તેના રસને બીબામાં ઢારીને બનાવેલી), સુશોભિતને મનોહર મૂર્તિ છે. તે શિવાય બીજી અસંખ્ય મૂર્તિઓ ત્યાં સ્થાપિત કરેલી છે, અને તે મૂર્તિઓ અજબ પ્રકારની આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી, ચિત્તાકર્ષક, ને ઘણી મોટી મોટી છે. બધી મૂર્તિઓમાં સૌથી ઉંચાઇમાં મોટી મૂર્તિ ૬૦ ફીટ સુધીની ઉંચાઇની છે. આ મૂર્તિઓમાંની કેટલીક સોના, ચાંદી ત્રાંબા, પીતળ, અષ્ટધાતુ, અને પાષાણ, વિગેરેની ભવ્યને ઉત્તમ પ્રતિમાઓ છે. તેમજ, અત્રે **શંકરપાર્વતીજી**ની આરસ પહાણની દિવ્ય મૂર્તિનાં પણ અલૌકિક દર્શન છે, અને બીજી પણ નાની મોટી સંખ્યા બંધ મૂર્તિઓ અત્રે બિરાજમાન છે. અત્રે ૪ હાથ લાંબા, જોવા લાયક ને દર્શનીય, હાથીના બે દાંત પણ મૂકેલા છે.

આ પહેલા લેંડીગોનવાની માફકજ હવે પછીના ત્રણે ગોનવામાં અસંખ્ય મૂર્તિઓનાં મનોહર દર્શન છે. તે પછી પરિક્રમામાં આગળ જતાં, કૈલાસના વાયવ્ય ખૂણામાં જતાં, એક પહાડની મોટી ખીણ આગળથી પસાર થવું પડે છે. ત્યાંથી કેટલીક ચડાઇ ચડવા પછીથી એક નદી આગળ થઈ ઉત્તર દિશા તરફ આવેલા લેંડીથી ૪ મૈલ પર ડેરફૂ નામના ગોનવામાં જવાય છે. આ ગોનવામાં કૈલાસવાસી શંકરનાં પૂર્ણ કળાનાં દર્શન થાય છે, અને બાકીનાં દર્શન બધાં પ્રથમના ગોનવાની માફકજ છે. વિશેષમાં આ સ્થળે ત્રણ ગજ લાંબાં, ભેંશનાં શીંગડાં પણ દર્શનાર્થે મૂકી રાખેલાં છે. અત્રે દર્શન કરી ત્યાંથી સિંધુ નદી ઉતરીને ડેરફૂથી ૪ મૈલ પર આવેલા ગૌરીકુંડે જવાય છે. આ ગૌરીકુંડ કેદારના સ્થળવાળો નહિં પણ કૈલાસના સ્થળમાં આવેલો છે. ચડાઈ ઘણી કઠણ છે, પરંતુ કૈલાસની પરિક્રમાના સ્થળ કરતાં તે સ્થળ નીચાણમાં, પણ દરીયાની સપાટીથી ૧૯૦૦૦ ફીટની ઉંચાઇએ છે. ત્યાં સદાકાળ બરફજ રહે છે, આ કુંડની

પરિક્રમા કરવી જોખમ ભરેલી છે. તે પહાડની છેક કીનારની ધારપરથી કરવી પડે છે. કુંડથી પૂર્વ તરફની બાજુએ બ્રહ્મપુત્રા નદીનું મૂળ આવેલું છે, અને ગૌરીકુંડ કૈલાસના ઇશાન ખૂણામાં આશરે દોઢથી બે ફર્લાંગના ઘેરાવાનો છે, ને તે કૈલાસની પાછલી બાજુએ આવેલો છે. ઉપરથી બંધાયેલો બરફ ખોદીને અંદરથી જળ લઈ શકાય છે, પણ ઝાઝો વખત લાગતાં, તે ખોદાણમાંથી નીકળેલું પાણી પણ પાછું ઝામી તેનો બરફ થઈ જાય છે. તે જળથી પૂર્ણ શ્રદ્ધાળુ કોઈકજ મનુષ્ય સ્નાન કરી શકે છે. બાકીનાઓ તે જળનું આચમન કરી, શરીર ઉપર માર્જન (છંટકાવ) કરે છે, ને યાત્રિ પોતાને પૂર્ણ પવિત્ર માની ત્યાંથી પાછી પરિક્રમા શરૂ કરે છે. ચાલતાં, શરૂઆતમાં સિંધુ નદી મૂકીને આગળ જવાય છે. ત્યાં પૂર્વ તરફને રસ્તે જતાં, બ્રહ્મપુત્રા નદીને કાંઠે જવાય છે. ત્યાંથી ૩॥ મૈલની ઉતરાઇનો રસ્તો છે, અને તે માર્ગ કૈલાસની પાછળની પીઠનો ભાગ છે. જ્યાં ઉતાર પૂરો થાય છે. ત્યાં આગળ સિંધુની બીજી જળની ધારા વહે છે, અને તે ધારાના કીનારે કીનારે પરિક્રમાનો રસ્તો જાય છે, એટલે ત્રીજી ગુફાનું મંદિર, ગૌરીકુંડથી ૭ મૈલપર આવે છે.

આ ગુફાના મંદિરને "છુકુલપુ" કે "જુમલરૂ" ગોનવા કહે છે. પ્રથમની ગુફાઓમાં દરવાજા નથી, જ્યારે આ ગુફાને દરવાજા બનાવેલા છે. સુંદર છત વિગેરે પણ કાઢેલું છે. ત્રણ મજલાનું મકાન પણ બનાવેલું છે, અત્રે દર્શન પ્રથમના બંન્ને ગોનવાની માફકજ છે. વિશેષમાં અદ્‌ભુત, દર્શનીય, સ્ફટીકની શિલામાં શંકરની મૂર્તિનું સ્થાપન કરેલું છે.

ત્યાંથી પરિક્રમામાં બે મૈલ પર જતાં, ગ્યાંગટાંગ નામના ગોનદે જવાય છે. ત્યાં પણ દર્શન પ્રથમની માફક જ છે, ને તે દરેક લેંડી વિગેરે ચારે ગોનવાની દેખરેખને વ્યવસ્થા કરનાર સર્વથી મોટા અધિકારવાળા કૈલાશદેવના પૂજારી, વડા લામાગુરૂ ત્યાં રહે છે. તેમનાં પવિત્ર દર્શન અત્રે થાય છે. અત્રે ૧૫ હાથ લાંબું વાઘનું ચામડું છે ત્યાં દર્શન કરી ૩ મૈલની ઉતરાઇએ



લાશાના પુજારી લામા ગટેના અને તેના હાથમાં બંદગી કરવાની બત્તીના દેખાવ.



આ દેખાવ માઉન્ટ એવરેષ્ટ પરજતાં ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઇનો છે.

જતાં પાછા' દારચીન મુકામે પહોંચાય છે. આ ઠેકાણે એક શિવમંદિર છે. ત્યાં છેલ્લાં દર્શન કરવાથી યાત્રિની કૈલાસ પરિક્રમા પૂરી થઈ મનાય છે. બોલો શ્રી કૈલાસવાસી ભગવાન શીવજીકી જય ! ઉમાપતિ મહાદેવકી જય ! હર હર મહાદેવ !

આ પ્રમાણે શ્રી મોક્ષદાતા, દીનદયાળુ, પરમ કૃપાળુ વિભુ, કૈલાસપતિ, ભોળા શંભુનાં દર્શનને મહાન કૈલાસ પર્વતની પરિક્રમા સાથે, તેનાં ગગનગામી, ભવ્ય શિખરનાં અવર્ણનીય અને અલૌકિક દર્શન પરમાનંદથી યાત્રીઓ કરી, પોતે કૃત્ય કૃત્ય થાય છે. અહાહા ! શું એ અનુપમ ચિત્તાકર્ષક, દિવ્ય, રમણીય, અલૌકિક, મનોહર, દ્રશ્ય ! દુનિયામાંથી દરેક ઇશ્વરી ઉચ્ચ વિભૂતિઓમાંનું આ એક સર્વોત્કૃષ્ટ આશ્ચર્યકારક, ચમત્કારિક, કૈલાસ સ્થળ છે શું તેની રચના ! ખરેખર, આખી પૃથ્વીમાંના દરેકે દરેક શિવાલયોની રચના આ શિવાલય આગળ અલ્પ જેવીજ દેખાશે, એટલુંજ નહિં પણ દુનિયાનાં બધાં શિવાલયો બાંધવાની શરૂઆતનો પ્રથમ નમુનો અત્રે કૈલાસનાં મંદિરો જોઇનેજ બનાવ્યો હોય એમ કહેવાને કાંઈ પણ હરકત નથી. આ કૈલાસ સ્થળનાં કોઇ પણ મંદિરો મનુષ્ય કૃત નથી. સાક્ષાત વિશ્વકર્માએ બનાવેલાં છે એમ કહે છે. એવી ઉત્તમ રચનાનો, દેવતાઈ કારીગરીનો આપણ એક દિવ્ય નમુનો છે એમ જોનારને પ્રત્યક્ષ લાગે છે. પરમ પવિત્ર આ કૈલાસ સ્થળ કે જેનો મહિમા આખી દુનીયામાં પ્રસરી રહ્યો છે. તેની યાત્રા કરી, હર હર મહાદેવના નામોચ્ચારના પવિત્ર ધ્વનિ કરી, અત્રે આવનાર યાત્રિઓ પોતાનાં જન્મ જન્માંતરોનાં મહત્ પુણ્યનો ઉદય થયો સમજી, પોતાને ધન્ય અને કૃત કૃત્ય માને છે. આ સ્થળ હિંદુઓનું પરમપવિત્ર પૂજનીય અને વંદનીય તીર્થ છે, એટલુંજ નહિં પણ, ટીબેટ, ચીન, સીલોન (લંકા), આસામ, અને જાપાન, વિગેરે દૂરના દેશોમાંથી પણ બુદ્ધ ધર્માવલંબીઓ, અને હિંદુ સનાતન ધર્માવલંબીઓ આ સ્થાનની પરિક્રમા અને દર્શન કરવાને માટે ગગન વેધિ પર્વતોને બર્ફમય જળની નદીઓ ઓળંગી અનેક કષ્ટો

સહન કરી, આવા અરણ્ય પ્રદેશમાં, પ્રાણની પણ દરકાર કર્યા સિવાય, અત્રે આવે છે. અત્રેના દેવળોનાં, ને કૈલાસ પર્વતના દર્શનને માટે, અનેક સંકટો સહન કરી વખતનો ભોગ આપી, જે જે પડતી મુસીબતો સહન કરવી પડે છે. તે કષ્ટ વિસરી જઈ, કૈલાસ દર્શન કરવાથી તે યાત્રીને જે અનહદ આનંદ થાય છે, તે નિજાનંદતો અવર્ણનીય, અનિર્વચનીય, અને અકથનીયજ છે, અને તે જાતિ અનુભવ કરનાર યાત્રિજ સંપૂર્ણ રીતે સમજીને અનુભવી શકે છે. બોલો, હર હર મહાદેવ !!!

**દારચીન**—આ કૈલાસની તળેટીમાં દક્ષિણ તરફ નદીના કીનારા પર આવેલું **દારચીન** નામનું નાનું ગામ છે. અત્રેના બજારમાં ચા, ગોળ, ચોખા, સત્તુ વિગેરે ખાવાની વસ્તુઓ મોંઘે ભાવે મલવા છતાં બીલકુલ સારો માલ મલતો નથી. અત્રે એકથી બે માળનાં ઘણાં પાકાં મકાન બનાવેલાં છે. બજાર પણ છે. અત્રે ટીબેટ સરકાર તરફથી સારો બંદોબસ્ત પણ છે. સદાવ્રત પણ અપાય છે. રહેવાને ધર્મશાળા પણ છે.

## ટીબેટયનોની એક ભયંકર ક્રૂરતા.

ટીબેટયનો માંસાહારી છે. એટલુંજ નહીં પણ ધર્મચુસ્ત લામાઓ પણ માંસાહારી છે. પરંતુ, જીવ હિંસા કરવાની બૌદ્ધધર્મમાં મનાઇ છે, તેથી આ લામાઓ બકરાંને કે કોઇ પણ પશુને પકડી, તેનું મોઢું અને નાક સજ્જડ બાંધી, બંધ કરીદે છે, તેથી બીચારૂં તે પ્રાણી શ્વાસ બંધ થઇ જવાથી પગ ઘસીને મરણ પામે છે. આમ કરવાનું કારણ તે લોકો જણાવે છે. કે જીવહિંસા હથીયારથી કરવી નહીં એમ બૌદ્ધધર્મમાં લખેલું છે, તેથી અમો તેને હથીયારથી મારતા નથી. તેનો દમ બંધ થવાથી તે તેની મેળેજ મરી જાય છે. એવી ઘાતકી યુક્તિ તે લોકો વાપરે છે. આવાં ઘોરકર્મથી તે નિર્દોષ પશુ પોતાનો પ્રાણ મહા બળાત્કારે તજે છે.

## અત્રેના ભિક્ષુકો.

હિંદુસ્થાનની દરેક યાત્રાના સ્થળોમાં જેમ પંડ્યાઓને ગોર, યાત્રીની પાસેથી ધનહરણ કરવાની યુક્તિ કરે છે તેમ,

કૈલાસ માનસરોવર અને તીર્થાપુરી તરફ, હલકા હરજ્જાના લામાઓ યાત્રીની પાસેથી ખોરાકીની વસ્તુઓ પંડયાઓની પેઠે કોઈને કોઇ રીતે લઈ લેવાની તજવીજ કરે છે, અને યાત્રી નથી આપતો તો પણ તેનો પીછો છોડતા નથી, અને નશામાં થઈ સત્તુ વિગેરે ખાવાની વસ્તુઓની માગણી કર્યાજ કરે છે, એવાં ક્ષુદ્ર ભિક્ષુક વૃત્તિવાળાં ઘણાં સ્ત્રી પુરૂષો માગવા માટે આવે છે, પરંતુ આપવા વાળો તો કોઈ ત્યાં આવતો નથી, કારણ કે બધા યાત્રિ પોતાને ખપ પૂરતોજ ખોરાક લઈ ગયા હોય છે, ત્યાં દુકાનો નહીં હોવાથી નવો ખોરાક વેચાતો પણ જોઈતા પ્રમાણમાં મળી શકતો નથી, અને જો દયાળુ દીલથી કદર કરી ભિક્ષુકોને કોઇ યાત્રિ ખોરાક આપે છે તો તેને પોતાને ભૂખે મરવાનોજ પ્રસંગ આવી પડે છે. છતાં સદ્‌ગૃહસ્થ ધનવાન યાત્રિએ બોજો ઊંચકનાર સાથે રાખી તેની પાસે પુરતા પ્રમાણમાં ખોરાક ઊંચકાવીને લઈ જઇ ત્યાંના માગણ ભિક્ષુકોને જો અન્ન દાન આપે તો આવા મહાન તીર્થક્ષેત્રમાં ક્ષુધાર્તી ભિક્ષુકોને ભોજન કરાવાથી કેવું ફળ પ્રાપ્ત કરી શકાય તે કહી શકાય તેમ નથી, અને તેનું વર્ણન કરવું અશક્ય છે, માટે શક્તિ શાળી યાત્રિયે ત્યાં અન્નદાન કરવું તે અવશ્ય મહાન પુણ્ય ફળને આપવા વાળું છે. તેમજ, ખપ કરતાં દરેક યાત્રીએ ચાર દિવસનો વધારે ખોરાક અવશ્ય પોતાની પાસે રાખવો, કે જેથી તબીયત બગડતાં અથવા બીજા કોઈ પણ એવા કારણસર બે ચાર દિવસ વધારે રોકાવાનું થાય તો અડચણમાં આવી પડવું પડે નહીં.

## મહાત્મા બુદ્ધ.

મહાત્મા બુદ્ધ, બૌદ્ધધર્મના પ્રચારક આદ્ય આચાર્ય હતા. હીંદુસ્થાનના ધર્માચાર્યોએ આ કઠીણ હિમાલય પ્રદેશના ઘાટોનું ઉલ્લંઘન કરી અગર બીજે કોઈ રસ્તેથી મેલી પાર ટીબેટમાં ધર્મનો પ્રચાર કરવા આવી, આખા ટીબેટ દેશના ટીબેટયનોને ધર્મો પદેશ કરી તેઓને પોતાના શિષ્યો કર્યા છે. તે વખતનો સમય કેવો હોવો જોઇએ ! તે વખતે ભારતવાસી લોકો કયાં કયાં

દૂર સુધી જતા હતા તેનો આ એક ઉત્તમ દાખલો મોજુદ છે, અને તે પણ વેપારાર્થે નહિં પણ ફક્ત લોકોને ધર્મોપદેશ કરીસત ધર્મને રસ્તે દોરવિ તેમનું કલ્યાણ કરવાની ઇચ્છાથી ગયા હતા. એ ઉપરથી એમ સીદ્ધ થાય છે કે પુર્વે છેક ટીબેટ સુધી હીંદુઓની વસ્તીને હીંદુઓની ધાર્મિક સત્તા હતી એમ કહેવું અતિશયોકિત વાળુ તો નહીંજ ગણાય.

## દ્રશ્ય ૬ ઠું.

### કૈલાસથી માનસરોવર.



વૈદિક ધર્માવલંબીઓ તેમજ બૌદ્ધ મતાવલંબીઓનું.

કૈલાસથી આગળ ૨૭ મૈલ પર **માનસરોવર** નામે શ્રેષ્ટ તીર્થસ્થાન આવેલું છે. તેને **તીર્થરાજ**, **માનસરોવર**, કે **માનતળાવ**, કહે છે. આ સરોવર એક કુદરતી સૌંદર્યતાનો ઉત્તમ નમુનો છે. તેની લંબાઈ ૧૫ મૈલ અને પહોળાઈ ૧૧ મૈલની છે. તેનો ફરતો ઘેરાવો આશરે ૪૫ મૈલનો છે. તે દરીયાની સપાટીથી ૧૪૯૦૦ ફૂટની ઉંચાઇ પર આવેલું છે, ને તેમાંથીજ **સતલજ** નદી નીકળે છે. તે ઘણું ખરૂં લંબગોળાકાર છે. ત્યાં ઝાડનું નામ નિશાન નથી, જળ ઘણું સ્વચ્છ, પાચક ને મધુર છે. સરોવરની ચારે દિશાએ બૌદ્ધ લોકોના નાના નાના મઠ છે. તેમાં બુદ્ધની મૂર્તિઓ પણ છે, ને તેમાં એક એક લામાગુરૂ તેના શિષ્યો સાથે રહે છે. આ સરોવરની પરિક્રમા કરતાં છથી સાત દિવસ લાગે છે, ને કેટલાકો તે વિકટ પરિક્રમા પણ કરે છે. આ કૈલાસસ્થ અદ્ભુત ને સ્વર્ગીય સરોવર આગળ રાજહંસ પક્ષીઓનાં નરમાદાનાં જોડાં, સુખરૂપ નિર્ભય, સ્વચ્છંદ, નિશ્ચિંતપણે નિજાનંદમાં નિમગ્ન થઈ મોટા સમૂહોથી હરતાં ફરતાં આકાશમાં ઊડતાં મધુર, મનહર, ને મીઠા શબ્દધ્વની કરતાં દેદીપ્યમાન દમામદાર દેખાતાં એવાં તે કોઇ વખત પૃથ્વીપર, પર્વતોના શીખરપર, અંતરીક્ષમાં ને ઘણી વખત



વચમા ખીણની આજુ બાજુનાં બને કિનારા ઉપર પડેલા બરફ વિગેરેનો દેખાવ.

માનસરોવરના અગાધ જળની સપાટીપર અત્રે જળવિહારની ક્રીડા કરતાં યાત્રિઓને દૃષ્ટિગોચર થાય છે, કારણ કે અત્રે તેમને પારધીથી મરણનો ભય બીલકુલ નથી, ને તેઓ નજીકના ડુંગરોમાં માળાબાંધીને રહે છે. તે પ્રાણી મનુષ્યની માફક જ્ઞાનને બુદ્ધિ બળવાળું હોય તેમ જાણે તેઓ એક બીજા સાથે વાતો કરતાં હોય તેમ જણાય છે. તેમનો ખોરાક જળનાં મચ્છ, પાણીની સેવાળ અને કાંઠા પરની ઉગેલી વનસ્પતિ છે. આ પક્ષી સુંદર અને ખુશમીજાજી જણાય છે. તે રંગે તદ્દન શ્વેતવર્ણનું છે. ને તેની ચાંચ સહેજ લાંબીને પાતળી હોય છે. આ સરોવરથી આશરે ૩ મૈલને છેટે રાકસ્તાલ કે રાવણહ્રદ સરોવર છે. તેનો પરિધઃ આશરે ૩૦ મૈલનો છે, ને તે ૧૪૫૫૦ ફૂટની ઉંચાઈ પર છે. તેમજ, ત્રીજું ટૅંગ્રીનોર નામનું એક વિશાળ સરોવર પણ આ દેશમાંજ આવેલું છે. માનસરોવરની નજીક એક ટેકરી પર ગરમ જળ વહે છે. તેની પાસે ગુફા છે. તેમાં રહી શકાય છે. એ ગુફાથી થોડી ચડાઈ ચડવાથી માનસરોવર આવે છે. તેની આજુબાજુ મોટા મોટા પર્વત આવી રહેલા છે. દક્ષિણ તરફ ગેરૂઆમાંધાતા પર્વતનાં શિખરો ને ઉત્તર ને પશ્ચિમ તરફ કૈલાસનાં શિખરો આવેલાં છે. સરોવરનું જળશીતલ, સ્વચ્છ, સહેજ ઘેરાવાદળી રંગનું, અને તેજની પ્રભા પ્રગટ કરવાવાળું છે, અને અસંખ્ય વર્ષોથી હીંદુઓએ આ સ્થળને દેવોનું નિવાસ સ્થાન ગણ્યું છે. આ પરમ પવિત્ર કૈલાસને માનસરોવર એ બંન્ને તીર્થો કે જેનાં દર્શનને સ્નાન પાન કરવાને માટે ભારતના હિંદુ-વૈદિક ધર્માવલંબી કરોડો મનુષ્યો જેટલા પૂજ્યભાવથી હૃદયની સંપૂર્ણ ઇચ્છા ધરાવે છે, તેટલાજ પૂજ્યભાવથી બુદ્ધ ધર્માવલંબીઓ પણ તેમને પવિત્ર અને પુણ્યપ્રદ માને છે. એટલુંજ નહિં, પણ યુરોપ, અમેરિકા, ચીન, જાપાન, વિગેરે દૂર દૂર દેશના વિદ્વાનો પણ તેમની નૈસર્ગિક શોભા જોવાને આવે છે, અને વિદેશોમાં પણ મુક્તકંઠે આ સરોવરનાં વખાણ થાય છે. એ માનસરોવરનાં દર્શન કરનાર મનુષ્ય પૂર્વના અમોઘ પુણ્ય સમૂહને

લીધે સાક્ષાત દેવજ ગણાય છે. જે માનસરોવરનો મહિમા અને તેનું વર્ણન ધર્મ ગ્રંથોમાં ઉચ્ચ પ્રકારે વર્ણવેલું છે, જેનાં ચમત્કારિ અદ્દભુત વર્ણનો કેટલાક યોગી મહાત્માઓના મુખથી ભારતવાશીયોના સાંભળવામાં આવતાં, તેમજ જે મહાન્ પવિત્ર સરોવરની સુંદર રચનાના દેખાવોના ગુણાનુવાદ વખતો વખત અનેક પ્રસંગે ભારત વર્ષમાં ગવાતા તેમજ સાંભળવામાં આવતા હતા, અને જેનું અદ્દભુત દ્રશ્ય આખી પૃથ્વીમાં અલૌકિક, મહાન પુણ્યપ્રદ અને અદ્વિતીય છે, તેનાં જ્યારે યાત્રિને સાક્ષાત્ પ્રત્યક્ષ દર્શન થાય છે, ત્યારે તે યાત્રિના હૃદયમાં કેવા પ્રકારનો અને કેટલો આનંદ થતો હશે તેની કલ્પના હે વાચકવર્ગ ! તમારેજ કરવાની છે. અત્રેનાં કેટલાંક સ્થળોએ, ધૂળ, કાંકરા, પથ્થર, બરફ, વિગેરે પવનના ઝપાટા સાથે ઉડે છે ને યાત્રીને કોઈ કોઈ વખત ભયંકર સ્થિતિમાં મૂકે છે. કોઇ વખતે છત્રીને પણ ફાડી નાંખે તેવો બરફના ગાંગડાનો વરસાદ પણ વર્ષે છે.

" માનસરોવર કોનપરશે, વિના વાદળ હિમ વરસે;
ઉડત કંકર, જીવ તરશે, નર નારાયણ ધ્યાન ધરશે. "

માનસરોવરના શીતલ જળમાં સ્નાન કરનાર યાત્રિ ઘણા જન્મોની તેમજ આજન્મની ઘણાં વર્ષોની ઇચ્છા પાર પડી માની પરમાત્માનો મોટો ઉપકાર માને છે, ને અત્યાનંદ રૂપી સાગરમાં નિમગ્ન થાય છે, એવું આ યાત્રાનું ફળ અગમ્યને અકથનીય છે. કૈલાસને માનસરોવરનાં દર્શનને સ્નાન પાનનું અમોઘ પુણ્ય છે. રસ્તો કઠિણ, બરફવાળો હોવાથી સાધુ મહાત્મા સિવાય કોઇકજ ગૃહસ્થી ત્યાં જાય છે. મહાભારત અને કૂર્મ પુરાણમાં કહ્યું છે કે ઉત્તરમાં કૈલાસ માનસરોવર વગેરેમાં જનાર પાપથી મુક્ત થઇ ઇંદ્રનું અર્ધાસન મેળવે છે, અને તે ઇંદ્રાસનનો વૈભવ ભોગવી છેવટે તેનો મોક્ષ થાય છે. આ કૈલાસ માનસરોવરની યાત્રા કરનાર મનુષ્ય કહેવાય નહિ, તે તો પૂજનીય, વંદનીય, પ્રાતઃ સ્મરણીય, સાક્ષાત્ દેવતાઓની તુલ્ય જાણવો.

અનેક જન્મ જન્માન્તરોનાં મહત્પુણ્યના યોગે અનંત બ્રહ્માંડાધીશ્વર પરમાત્માની જે મનુષ્યપર પૂર્ણ કૃપા હોય તેજ

ભાગ્યવાન મનુષ્ય આ યાત્રાઓ કરી શકે છે, જેથી તે યાત્રા કરનાર પ્રતાપી માહાત્મા મનુષ્યનું અહો ભાગ્ય છે એમ સમજવું. એવું આ યાત્રાનું ફળ અકથનીય, અનિર્વચનીય ને અગમ્ય છે.

## તે વિષે એક કઠીયારાનું દ્રષ્ટાત.

એક વખતે એક રાજા મોટો સંઘ કહાડી તીર્થયાત્રા કરતો કરતો, છેવટે કાશીમાં આવી પહોંચ્યો. ત્યાં જમીન, ઘર, ગામ, વિગેરે બ્રાહ્મણોને આપી તેણે ઘણું દાન પુણ્ય કર્યું. તેજ પ્રકારે પ્રધાન વિગેરે આખા સંઘે પોત પોતાની શક્તિ પ્રમાણે દાન પુણ્ય કર્યું. ત્યારબાદ રાજા સેના સહિત દેશ જવા માટે વહાણમાં બેસી ગંગાને સામે કિનારે જઇ પાંચ મૈલપર તેણે પડાવ નાંખ્યો. ત્યાં કોઇ પ્રતાપી પુન્યશાળી મનુષ્યના મહાન પુણ્યના પ્રતાપે આ રાજાના આખા સંઘપર શાસ્ત્રમાં કહેવા પ્રમાણે મેઘાડંબરની છત્રછાયા થઇ રહી, ત્યારે રાજાને પ્રધાનમંડળે વિચાર કર્યો કે આખા સંઘમાંથી આવું મહાન્ પુણ્ય કોણે કર્યું હશે કે જેને પ્રતાપે આ મેઘાડંબરની છાયાનું અલૌકિક સુખ આખા સંઘને પ્રાપ્ત થયું છે. કારણકે આમેઘાડંબર, જે પુણ્યશાલી પ્રાણીના પુણ્યના પ્રતાપે તેના ઉપર છાયા કરતું હોય તે પ્રાણી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેના ઉપર છત્ર છાયા કરતું, નિરંતર ફરતુંજ રહે છે, અને તેની આજુબાજુ બાર બાર ગાઉના ઘેરાવામાં તે છત્ર છાયા કરી રહે છે. આ વખતે પ્રધાન મંડળ તેમજ પોતાની પાસેના વિદ્વાન પંડિતોને રાજાએ બોલાવીને પૂછયું કે, કયા પ્રતાપી મનુષ્યના પુણ્ય પ્રતાપથી આ મેઘાડંબર આપણા ઉપર આચ્છાદિત થઇ રહેલું છે. ઘણા ખરા પંડિતો અને પ્રધાન મંડળે કહ્યું કે હે માહારાજા! આપનાજ પુણ્ય પ્રતાપથી આમ બન્યું હોય એમ અમો માનીએ છીએ, કારણ કે આપના સિવાય કોઇએ પણ મહાન પુણ્ય કર્યુંજ નથી, આપે અક્ષય પુણ્યનાં ફળને આપનારાં અનેક મહાદાનો આ કાશી ક્ષેત્રમાં કરેલાં છે, તેનાં પ્રતાપે આ મેઘાડંબર આવ્યું હોય એમ અમોને જણાય છે. તે વખતે એક પંડિતે પ્રધાન સાથે મસલત કરી રાજાને કહ્યું કે એ વિષે આપને પાકી ખાત્રી કરવી હોય તો, જે ભાગ્યશાળી

પ્રાણીના પુણ્યના ઉદયથી મેઘાડંબર આવ્યું હશે તે માણસ જો આ સંઘથી છૂટો પડી બાર માઈલ દૂર જશે તો તે મેઘાડંબર પણ તેની પાછળ જશે, તેથી આપની વિશેષ ખાત્રી થશે; માટે આપ સંઘને આજ્ઞા કરો કે આપના હુકમ શિવાય કોઈ પણ માણસ કોઈ પણ દિશામાં જાય નહિં. તે પ્રમાણે હુકમ કરી, હરેક માણસે એક પછી એક મેઘાડંબરની છત્ર છાયાની હદની બહાર જવું એમ ઠરાવ કરી, પ્રથમ રાજા ચાલી નીકળ્યા તે પછી પ્રધાન, એમ એક પછી એક સંઘનું હરેકે હરેક મનુષ્ય મેઘાડંબરની છાયા બહાર ચાલી ગયું, પરંતુ મેઘાડંબર ત્યાંથી એક ઇંચ માત્ર પણ આગળ ખશીને ગયું નહિં, ત્યારે પ્રધાને વિચાર કરીને તે જગ્યાએ કોઈ માણસ પાછળ રહ્યું તો નથી તે જોવાને પોતાના સિપાઈઓને મોકલ્યા, તો ત્યાં તેમણે એક આંબાના ઝાડ તળે ભરનિદ્રામાં સૂતેલા એક કઠીયારાને જોયો. તેને ઉઠાડી રાજા પાસે લઇ જવા માંડયો, ને તે કઠીયારાએ ચાલવા માંડયું એટલે મેઘાડંબર પણ તેની ઉપર છત્ર છાયા કરતું ચાલવા માંડયું. તેથી જ્યાં રાજાનો મુકામ પડયો હતો ત્યાં કઠીયારો આવતાં, પાછું આખા સંઘ ઉપર મેઘાડંબર આચ્છાદિ થઈ ગયું. આ પ્રમાણેનો ચમત્કાર જોઇને રાજા સહિત આખો સંઘ આશ્ચર્યચકિત થઈ ગયો, અને વિચાર કરવા લાગ્યો કે રાજાના મહાન પુણ્ય કરતાં આ કંગાલ હાલતના મનુષ્યે એવું તે શું વધારે મોટું પુણ્ય કર્યુ હશે કે જેના પ્રતાપે મેઘાડંબર જેવો ઇશ્વરીવિભૂતિનો ઉત્તમ વૈભવ આ મનુષ્ય મેળવી શકયો છે! જેથી રાજાએ તે કઠીયારાને પૂછયું કે, તું કોણ છે; ને કયું મહાન્ પુણ્ય કરવાથી તું આ મેઘાડંબર પ્રાપ્ત કરી શકયો છે, તેની યથાસ્થિત હકીકત હમોને કહે, ત્યારે તેણે કહ્યું કે હે મહારાજ! હું આપનાજ રાજ્યમાં રહું છું, ને હંમેશાં સંઘને માટે હું લાકડાં લાવી આપું છું, અને આપનુંજ અન્ન ખાઇને આપની સાથે યાત્રા કરૂં છું, કાશીમાં આપે તેમજ આખા સંઘે જે જે દાન પુણ્ય કર્યું તે જોઇ મારા મનમાં પણ આ પવિત્ર ક્ષેત્રમાં દાન કરવાની ઇચ્છા થઇ, પરંતુ મારી

પાસે કાંઈ પણ દાન આપવાનું સાધન નહિં હોવાથી હું નિરાશ થઈ ગયો. એટલામાં એક વિચાર સૂઝી આવ્યો કે મારી પાસે જે વસ્તુઓ છે તે વસ્તુઓ દાન તરીકે આ ગંગાના કિનારે બ્રાહ્મણને આપું, અને મારી અલ્પ શકિત પ્રમાણે માત્ર એટલુંજ દાન કરીને હું સંતોષ માનું પરંતુ, મારી પાસે ફકત દાતરડું, લાકડાનો ભારો બાંધવાના દોરડાના બંધીયા, એક કુહાડી, માથે બાંધવાનો ફાટયો તુટયો ફેંટો, અને પહેરવાનું જીર્ણ અંગ વસ્ત્ર, આટલીજ વસ્તુઓ હતી, તેમાંથી પહેરવાના અંગવસ્ત્ર સિવાયની મારી પાસેની આ દરેક વસ્તુ એવી છે કે અત્રેનો કાશી નિવાસી કોઈ પણ બ્રાહ્મણ મારા આપવા છતાં તે લોખંડ વિગેરેના ક્ષુદ્ર દાનનો ભાગ્યેજ સ્વીકાર કરે. જેથી છેવટે, બનવા કાળ હશે તે બનશે પરંતુ આજ વસ્તુઓ દાન તારીકે આપવાનો મે અવશ્યનિશ્ચય કરી, ગંગા કિનારે બેઠેલા બ્રાહ્મણને ફકત એક અંગ વસ્ત્ર સિવાયની મારી તમામ વસ્તુઓ સોંપીને ગંગા સ્નાન કરવા ગયો. ત્યાં સ્નાન કરી હાથમાં જળ લઈ, સંકલ્પ કરી, બ્રાહ્મણને કહ્યું કે તમારી પાસે મૂકેલી બધી ચીજો, હે ભૂદેવ ! હું તમને દાન તરીકે અર્પણ કરૂં છું. એમ સંકલ્પ મૂકી, મારૂં આ ક્ષુદ્રદાન તે બ્રાહ્મણ ન સ્વીકારે એવા ભયથી, આ કિનારે પાછો ન આવતાં તરતો તરતો સામે કિનારે જવા લાગ્યો અગાધ જળમાં તરીને સામે કિનારે જવું તે મહાન્ કઠિણ હતું છતાં મેં મારા જીવનની દરકાર કર્યાસિવાય જેથવાનું હશે તે થશે એમધારી તરવાનું ચાલુ રાખી એક વહાણસામેકિનારે જતું મારા જોવામાં આવ્યું અને તે લોકો એ પણ પાણીમાં મને તરતો જોતાંજ, તેમને મારી દયા આવવાથી, વહાણ મારી પાસે લાવી મને તેમાં બેસાડી સામે કિનારે ઉતારી મૂકયો. ત્યાર બાદ આપણા સંઘથી વિખૂટો ન પડી જવાય તેવાહેતુથી સંઘના પડાવની જગ્યાએ આવી પંહોંચી આંબાના઼ ઝાડતળે આવીને સૂતો એટલે તરવાના અત્યંત પરિશ્રમથીને ભૂખને લીધે મને તરતજ ગાઢ નિંદ્રા આવી ગઈ, ત્યારબાદ મને આપના સિપાઈયોએ આવી ઉઠાડી આપની પાસે હાજર કર્યો. આ

પ્રમાણે કઠીયારાનું કહેલું સાંભળી, રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને તેને એમ થયું કે મારાં આ મહાન્ પુણ્યની આગળ આ કઠીયારાનું પુણ્ય એટલું બધું વિશેષ કેમ હોઇ શકયું એ વાત સમજ્યામાં આવે એવી નથી, ત્યારે તે પ્રધાનમંડળ સાથે મસલત કરનાર વિદ્વાનોયે કહ્યું કે, તમારા કરતાં એનું દાન અગણિત ફળને ઉત્પન કરનારૂં ઘણું વિશેષ છે. તેનાજ પ્રતાપે એ મેઘાડંબરનો અધિકારિ થયો છે હે રાજા! એનાં કરેલાં દાનને **સર્વસ્વદાન** કરેલું કહેવાય છે, જ્યારે તમોએ કરેલું દાન સર્વસ્વદાન કહેવાતું નથી. એની પાસે જે કાંઇ મીલકત હતી તે સર્વે મીલકત પૂર્ણ શ્રદ્ધાથી તેણે આપેલી હોવાથી તે સર્વસ્વદાન થએલું મનાય છે, જ્યારે આપની તેમજ આખા સંઘની પાસે જે જે મીલ્કતો છે, તે મીલ્કતોના સોમા કે હજારમા ભાગ જેટલું દાન પણ કોઇથી આપી શકાયું નથી, જેથી ગમે તેટલાં મહાન્ દાનો આપ સહિત સંઘના હરકોઇ મનુષ્યે કર્યાં હોય છતાં તે સર્વ સ્વદાનની બરોબર કદી પણ થઇ શકે તેમ નથી, ને તે સર્વસ્વદાનનું મહાન્ પુણ્ય શાસ્ત્રોમાં સંપૂર્ણ રીતે વર્ણવેલું છે. એટલુંજ નહીં, પણ સર્વસ્વદાન કરવા માટે આ પ્રતાપી મનુષ્યે પોતાના શરીરની કાંઇ પણ દરકાર કર્યા સિવાય ગંગામાં ઝીપલાવી **આત્મભોગ** આપવાનું પણ મહાન્ પુણ્ય પ્રાપ્ત કરેલું છે. જેથી સર્વસ્વદાનને આત્મભોગ એ બન્ને કાર્યો તેનાં અતિ પ્રશંસનીય અને જેની તુલના ન થઈ શકે તેવાં મહાન્ પુણ્યના ફળનો ઉદય કરનારાં છે, તેથી તેના ઉપર મેઘાડંબર આચ્છાદિત થાય તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું નથી. આ પ્રમાણે પંડિતના કહેવાથી રાજા અને પ્રધાન સહિત આખા સંઘનિ સંપૂર્ણ ખાત્રી થવાથી સર્વેને અત્યાનંદ થયો, અને રાજાએ તેને પૂજ્ય મહાત્મા તરીકે માની, કેટલાક ગામોની બક્ષીસ આપી તે પછી બધા આનંદથી પોતાને દેશ ગયા.

જે પ્રકારે, શ્રી ગંગાજીને કાંઠે આ કઠીયારાના સર્વસ્વદાન ને જીવના જોખમ રૂપી આત્મભોગથી મેઘાડંબર રૂપી મહાન્

પુન્ય ફળ પ્રાપ્ત થયું, તેવીજ રીતે, આ હિમાલયની યમુનોત્રીથી આરંભી કૈલાસ સુધીની કઠિણ અને કષ્ટપ્રદ યાત્રાએ જનાર યાત્રિ પણ, પોતાનાં ઘરબાર, બાલ બચ્ચાં, માલ મીલકત, વિગેરે સર્વસ્વનો ત્યાગ કરી, પ્રભુ ચરણારવિંદમાં મન લગાડી, જીવતાં અવાયકે ન અવાય તેની પણ દરકાર કર્યા સિવાય, એટલે પોતાના જીવનું પણ જોખમ ખેડી, જ્યારે તે પ્રભુ સાન્નિધ્યમાં પૂર્ણ પ્રેમથી તે પૂજ્ય કઠીયારાની માફક સર્વસ્વનો ત્યાગ ને પ્રાણની પણ દરકાર નહી એવા બન્ને મોટા ભોગો આપી દર્શનાર્થે જાય છે. ત્યારે તે પુણ્યશાળી પ્રાણીનો એ દયાળું પ્રભુ ઉદ્ધાર કરે તેમાં આશ્ચર્ય જેવું કાંઈજ નથી, એટલે તેનો અવશ્ય ઉદ્ધાર થવોજ જોઈએ એમ નિશ્ચય પૂર્વક કહી શકાય છે. પરંતુ, કેટલાકને શંકા થાય કે વેદાન્તમાં કહ્યું છે કે **જ્ઞાન વિના મુક્તિ થતી નથી**, તેથી ગમે તેટલાં ઉત્તમ તીર્થોમાં દર્શનાર્થે જવા છતાં જ્ઞાન વિના મુક્તિતો થાય જ નહિં; તેનાં સમાધાનમાં કહેવાનું કે, શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે, જેમ કાશીમાં નિવાસ કરી ત્યાં મરણ થવાથી તેની અવશ્ય મુક્તિ થાય છે, અને તેને સાક્ષાત શંકર મરણ સમયે તારક મંત્રનો ઉપદેશ કરી તત્કાળ જ્ઞાનની પ્રાપ્તિ કરાવી મુક્તિ આપે છે, તેજ પ્રમાણે, જો જ્ઞાનથીજ મુક્તી મળે તેમ હોય તો કાશીના મરણની પેઠે અત્રેના તિર્થોમાં પણ તે કૈલાસપતિ શંકર ને સાક્ષાત નારાયણ, પોતાનાં દર્શનાર્થે આવેલા પ્રાણીને અંતસમયે ક્ષણ માત્રમાં જ્ઞાનોપદેશ કરીને તેની અવશ્ય મુકિત કરેજ છે; એમ નીશ્ચય જાણવું માટે આ યાત્રાને અવશ્ય મોક્ષપ્રદ કહેલી છે. તેમા કાંઈ પણ શંકા જેવું છે જ નહિં.

## કૈલાસથી માનસરોવર થઇ અલ્મોડાને કાઠગોદામ.

| આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતાં મુકામો | મૈલ | કુલ્લે મૈલ | આવતા મુકામો | મૈલ | કુલ્લે મૈલ |
|---|---|---|---|---|---|---|---|---|
| કૈલાસ | ૦ | ૦ | માલપા | ૧૨ | ૧૨૬ | થલ | ૧૦ | ૧૯૪ |
| માનસરોવર | ૨૭ | ૨૭ | ખેલા | ૧૭ | ૧૪૩ | વેરીનાગ | ૧૦ | ૨૦૪ |
| તાકલાકોટ | ૫૦ | ૭૭ | દારચુલા | ૧૦ | ૧૫૩ | ઝુલતોલા | ૭ | ૨૧૧ |
| લીપુલેખઘાટ | ૭ | ૮૪ | બલવાકોટ | ૧૦ | ૧૬૩ | ધૌલછીન | ૨૨ | ૨૩૩ |
| ગર્બ્યાગ | ૨૬ | ૧૧૦ | અસ્કોટ | ૧૧ | ૧૭૪ | અલમોડા | ૧૧ | ૨૪૪ |
| બુદી | ૪ | ૧૧૪ | ડીડીઘાટ | ૧૦ | ૧૮૪ | કાઠગોદામ | ૩૮ | ૨૮૨ |

## દ્રશ્ય ૯ મું.

### કૈલાસથી માનસરોવર થઇ કાઠગોદામ.



માનસરોવર, કૈલાસથી ૩૭ મૈલ દૂર છે, ને રસ્તો ઉતરાઇનો છે. રસ્તામાં રહેવા લાયક મુકામો જેવું કાંઈ નથી, જેથી રાત્રે ખુલ્લા મેદાનમાં યાત્રિને રહેવું પડે છે. રસ્તો નીચાઈનો હોવાથી કેટલાક યાત્રિઓ સવારમાં વહેલા નીકળી સાંજે માનસરોવર પહોંચી જાય છે. આ રસ્તામાં પણ ચોર લોકોનો ભય રહે છે.

**તાકલાકોટ**—માનસરોવરથી ૩૮ મૈલ, ને રસ્તો ચડાઇનો છે. આ એક જીલ્લાનું ગામ છે ને તે કરનાળીનદીના કિનારે છે, ને તેના તાબાનાં ૪૦–૪૫ ગામ છે. તેમાંના ઘણુંખરાં નદીઓના કિનારે વસેલાં છે. અત્રેનાં ઘરો પત્થરથી બનાવી ચુનાની જગ્યાએ માટીથી ચણેલાં હોય છે, અને વિશાળ, પહાડોમાં કોતરી કાઢેલી ઘણી ગુફાઓ પણ છે. આ સ્થળ ૧૬૦૦૦ ફૂટની ઉંચાઈએ આવેલું છે. અત્રે વેપાર ધમધોકાર, ઘણા મોટા પ્રમાણમાં મોસમમાં ચાલે છે. ઘણી દુકાનો વેપારીઓની મંડાય છે. આ સ્થળ ગુરલામાંધાતા પર્વતની નીચાણમાં આવેલું છે. વ્યાસ, ચૌદાસ, દારમા ને નેપાલના વેપારીઓ અત્રેના બજારમાં માલ વેચવાને આવે છે. અત્રેથી હિંદુસ્થાનમાં જવા આવવાનો રસ્તાનો “ **લીપુલેખઘાટ** ” તાકલા કોટથી ૭ મૈલ પર છે, અને તે ઘાટનાં શિખરોની ઉંચાઇ ૧૬૭૫૦ ફૂટની છે. આ ઘાટ ત્રણ નદીઓના સંગમઉપર છે. ને ત્યાં વિશાળ શિખરો આવી રહેલાં છે. અત્રેથી ૭ મૈલ ને બીજે રસ્તે જતાં **ખોચરનાથ** જવાય છે. દર્શનાર્થે જનાર યાત્રિએ ત્યાં જઈ **તાકલાકોટ** પાછું આવવું પડે છે. અત્રે શિયાળામાં સખત બરફ પડતો હોવાથી તે વખતે

કોઇ રહી શકતું નથી, તેથી ઘરો પણ એવી રીતે બનાવેલાં હોય છે કે કેવળ પત્થરથી ચણેલાં ચારે બાજુની ચાર ભીંતોવાળાં ફક્ત કોટડાંજ કાયમ હોય છે. જ્યારે મોસમની શરૂઆત થઈ બજાર ભરાય છે ત્યારે તે પોત પોતાની માલીકીનાં સ્થળનાં કોટડાઓ ઉપર તંબુના આકારનું મજબૂત કપડું બાંધી લઇ, છાપરૂં તે તંબુના કપડાનુંજ કરે છે. અત્રેથી જ્યારે જવાનો પ્રસંગ આવે છે ત્યારે તે છાપરાંની જગ્યાયે નાંખેલું તંબુનું કપડું ઉઠાવી લઈ જાય છે, અને જ્યારે પાછા અત્રે આવે છે ત્યારે પ્રથમનીજ પેઠે તંબુના કપડાનું છાપરૂં તૈયાર કરી, તેમાં રહી, ત્યાંજ દુકાન કરી, પોતાનો વેપાર કર્યે જાય છે. એમ દર વર્ષે કરે છે. જ્ઞાનીમ્મંડીથી આ મંડીની જગ્યા બહુ સગવડ વાળી ને સારી છે. અત્રેથી વેપારીઓએ કરેલી ખરીદીનો માલ તનકપુર જઇ વેચે છે, અને તે પછી ત્યાંના વેપારીઓ તે માલને તનકપુરથી લીપુલેખ ઘાટને રસ્તે મુંબઇ વિગેરેનાં દેશાવરોનાં સ્થળે વેચવા મોકલી દેછે. અત્રે મુસાફરોને રહેવાને માટે થોડે થોડે અંતરે મુકામ બનાવેલા છે, તેમજ કેટલીક જગ્યાએ પહાડોમાં ગુફાની માફક અસ્વચ્છ ધર્મ શાળાઓ પણ છે. તેને બંધ કરવાનાં કમાડ હોતાં નથી. ઘણે ભાગે તે સ્થળો પ્રથમ વર્ણવેલા યમ્નોત્રીના પંડયાના ખરસાલીના ઘરના જેવાંજ હોય છે. ગર્બ્યાંગ–તાકલા-કોટથી ૨૬ મૈલ છે. રસ્તામાં કાળાપાણી નામનું એક ગામ આવે છે. અત્રે કાળી નામની નદી છે. તેનો એક કિનારો બ્રીટીશ હદનો અને બીજો કિનારો નેપાળની સરહદનો છે. ત્યાર બાદ નદીનો પૂલ ઉતરી ગર્બ્યાંગ પહોંચાય છે. જેમ જુહાર જીલ્લાના મનસ્યારિગામમાં છેલ્લી પોષ્ટ ઑફીસ છે તેવી અત્રે પણ હિંદુસ્થાનથી છેલ્લી પોષ્ટ ઑફીસ છે. તે પછી તીબેટ તરફ કૈલાસ સુધીમાં યાત્રિને ઉપયોગમાં આવતી પોશ્ટઑફીસ નથી. આ સ્થળ ૧૦૦૦૦ ફીટની ઉંચાઇએ છે. આ સ્થાનથી લીપુલેખ ઘાટને રસ્તે થઇ ટીબેટમાં રૂપીયા લઈ જવાય છે, અથવા અત્રેથી હિંદુસ્થાન રૂપીયા મોકલી શકાય છે અત્રેસારાં પાકી બાંધણીનાં

ઘણાં ઘરો બનાવેલાં છે, તેમજ અત્રેના લોકો સુખીને શરીરે મજબૂત પણ છે. અત્રે પણ શીયાળામાં કોઈ રહેતું નથી, ને અત્રેના વતની ભોટીયા લોકો દારચુલા મુકામે રહેવાને ચાલ્યા જાય છે. **બુદી**–ગર્બ્યાંગથી ૪ મૈલ છે. ત્યાં સુધીનો કઠણ ઉતરાઇનો રસ્તો છે. **માલપા**–બુદીથી ૧૨ મૈલ છે. અત્રે ફક્ત પોષ્ટના હલકારાને ઉતરવાનું સ્થળ છે. ત્યાંથી ગર્બ્યાંગ અને ગલ્લાઘડ પોષ્ટની લાવ લઈ જા કરવાને માટે અત્રે મકાન બનાવેલું છે. **ખેલા**–માલપાથી ૧૭ મૈલ છે, અને તે ૫૦૦૦ ફૂટની ઉંચાઇએ છે. સારૂં ગામ છે. પોષ્ટ ઑફીસ છે. દારમા અને ચૌદાસ પટીના મુસાફરો આ ઠેકાણે આવી ટીબેટ જઇ શકે છે. **દારચુલા**-ખેલાથી ૧૦ મૈલ છે. ૪૦૦ થી ૫૦૦ ઘરની વસ્તી છે. આબાદી ઘણી સારી છે. અત્રે નદીને એક કિનારેથી બીજે કિનારે જવા માટે દોરડાનો ઝૂલતો પૂલ, ગંગોત્રીને રસ્તે જતાં નાકુરી કે નવરંગ ચટ્ટી આગળ આવેલા પૂલના જેવો છે.

**વ્યાસ** અને **ચૌંદાશી**ના ભોટીયા લોકો શીયાળામાં અહીં આવીને રહે છે, અને ઉનાળામાં પોતપોતાને સ્થાનકે ચાલ્યા જાય છે, જેથી શીયાળામાં દારચુલામાં ઘણી વસ્તી જામી જાય છે, જ્યારે ઉનાળામાં તે બધાં મકાનો ખાલી પડેલાં દેખાય છે. **બલવાકોટ**–દારચુલાથી ૧૦ મૈલ છે. **અસ્કોટ**–બલવાકોટથી ૧૧ મૈલ છે. અત્રેથી અલ્મોડા સુધીની ઘણી સારી સડક છે. **ડીડીઘાટ**–અસ્કોટથી ૭ મૈલ છે. ત્યાં બે ત્રણ દુકાન છે. **થલ**–ડીડીહાટથી ૧૦ મૈલ છે ને ત્યાં મકરસંક્રાંતિએ ૬ થી ૭ દિવસ સુધી મેળો ભરાય છે. **વેરીનાગ**–થલથી ૧૦ મૈલ છે. આ સ્થળ ૬૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે. અત્રે ચાના ઘણા બગીચા મોટા વિસ્તારમાં છે. અત્રેની ચા દર વર્ષે દેશાવર ખાતે મોકલવામાં આવે છે. પોષ્ટઑફીસ, ડાકબંગલો, અને સ્કુલ પણ છે. **ગુલતોલા**–વેરીનાગથી ૭ મૈલ છે. **ધાલછીન**–ગુલતોલાથી ૨૨ મૈલ, અને **અલ્મોડા**–ધૈલછીનથી ૧૪ મૈલ છે–એ પ્રમાણે અલ્મોરા આવી, કાઠગોદામથી પ્રથમ અલ્મોરે આવ્યા

હતા તેમજ, કાઠગોદામ જવાય છે. ત્યાંથી રેલ્વેમાં સ્વદેશ જવાય છે.

તેમજ, માનસરોવરથી પાછા દારચીન આવી, આવ્યા હતા તેજ માર્ગે પાછા જોશીમઠે અવાય છે.

એ પ્રમાણે બદ્રીનારાયણથી ૧૦૧ મૈલ શિવચીલમ છે, ને શિવચીલમથી ૬૮ મૈલ કૈલાસ છે, ને કૈલાસથી માનસરોવર ૨૭ મૈલ છે, એટલે બદ્રીનારાયણથી માણાગામને રસ્તે કૈલાસ થઈ માનસરોવરે જતાં કુલ્લે મૈલ ૧૯૬ થાય છે. વળી બદ્રીનારાયણથી જોશીમઠ ૨૦ મૈલ, ને જોશીમઠથી કૈલાસ થઈ માનસરોવરના ૧૭૧ મૈલ, એટલે તે રસ્તે કુલ્લે ૧૯૧ મૈલે કૈલાસ થઈ માનસરોવરે જવાય છે તેમજ, કાઠગોદામથી કૈલાસ થઈ માનસરોવરે જતાં ૨૯૦ મૈલ થાય છે, અને પાછા બીજે રસ્તે માનસરોવરથી કાઠગોદામ જતાં ૨૫૪ મૈલ થાય છે. **બોલો શ્રી કૈલાસદેવકી જે ;**

એ પ્રમાણે ગુજરાતના ખેડા જીલ્લામાં આવેલા કપડવંજ ગામના નિવાસી, જોશી સોમેશ્વર દ્વારકાદાસે **ભૂવૈકુંઠગમન** નામના ગ્રંથમાં **વર્ણવેલુ હિમાલયના ઉચ્ચ શિખર પરનું કૈલાસ માનસરોવરની યાત્રાનું વર્ણન** એ નામનો ૫ મો કલ્પ ઉમંગથી સંપૂર્ણ કર્યો છે.

---

## ગ્રંથ મલવાનું ઠેકાણું

હાલનું:—**જોશી સોમેશ્વર દ્વારકાંદાસ.**

ઠાકોરદ્વાર ભાઈજીવણજીનીગલી ઘર, નં. ૧૫, બી.—ટેલીફોન નં. ૨૨૪૭૧

હંમેશનું ઠેકાણું, મુંબઇ ઇલાકે દેશ ગુજરાત.

બી. બી. રેલ્વે. વાયા નડીયાદ, મુ. **કપડવંજ.**

## જોશીમઠથી હરદ્વાર.

| ચટ્ટી કે ગામનું નામ. | જમ્યા. મૈલ. | રહ્યા. | ચટ્ટી કે ગામનું નામ. | જમ્યા. મૈલ. | રહ્યા. | ચટ્ટી કે ગામનું નામ. | જમ્યા. મૈલ. | રહ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|
| લાલસાંગા | ૨૬ | ૦—૦ | ભટ્ટાસેરા | ૧॥ | ૦—૦ | રામ | ૧ | ૦—૦ |
| કોયલ | ૨ | ૦—૧ | સુક્રતા | ૨॥ | ૦—૦ | ફરલી | ૧ | ૦—૦ |
| ગડીયાબા | ૨॥ | ૦—૦ | સીરકોટ | ૨ | ૦—૦ | મહાદેવ | ૩ | ૦—૧ |
| નંદપ્રયાગ | ૩ | ૦—૦ | શ્રીનગર | ૩ | ૧—૦ | પીપળ | ૦॥ | ૦—૦ |
| સોનલા | ૩ | ૧—૦ | બિલ્વકેદાર | ૪ | ૦—૧ | બંદરભેલ | ૩ | ૦—૦ |
| હુડાકોટી | ૧॥ | ૦—૦ | રામપુર | ૫ | ૦—૦ | કુંડ | ૩ | ૦—૦ |
| લિંગાશુ | ૨ | ૦—૦ | ભૈસવાડા | ૨ | ૦—૦ | બીજની | ૩ | ૧—૦ |
| જયકંડી | ૧॥ | ૦—૦ | રાણીબાગ | ૩ | ૧—૦ | છોટીબીજની | ૧ | ૦—૦ |
| કર્ણપ્રયાગ | ૪ | ૦—૦ | સીતાકોટી | ૩ | ૦૦— | નાઇમોહ કેમોહન | ૧ | ૦—૦ |
| ચટુવાપીપલ | ૬ | ૧—૦ | ગોવીંદકોટી | ૩ | ૦—૦ | ગુલ્લર | ૨ | ૦—૧ |
| કુંમેડા | ૪ | ૦—૦ | દેવપ્રયાગ | ૨ | ૦—૦ | ફુલવાડી | ૩ | ૦—૦ |
| શિવાનંદી | ૪ | ૦—૧ | સૌંન્ડ | ૨ | ૦—૧ | લક્ષમણઝુલા | ૪ | ૦—૦ |
| રૂદ્રપ્રયાગ | ૮ | ૦—૦ | ઉમરાસુ | ૩ | ૦—૦ | તપોવન | ૧॥ | ૦—૦ |
| ગુલાબરાઇ | ૧ | ૧—૦ | ઝાલુરી | ૨ | ૦—૦ | હૃષીકેશ | ૨ | ૦—૧ |
| નરકોટા | ૨॥ | ૦—૦ | વ્યાસ | ૨ | ૦—૦ | સત્યનારાયણ | ૭॥ | ૦—૦ |
| ખોંકરા | ૨॥ | ૦—૦ | કાંડી | ૪॥ | ૧—૦ | ભીમઘોડા | ૬ | ૦—૧ |
| છાતીખાલ | ૨॥ | ૦—૦ | શિખંડી | ૧ | ૦—૦ | હરદ્વાર | ૧ | ૧—૦ |

---



॥ ॐ શ્રીગણેશાય નમઃ ॥

# ભૂવૈકુંઠગમન.

## ૬૯૫ છન્દો.

## જોશીમઠથી હરદ્વાર થઈ સ્વદેશ.

### દશ્ય ૧ લું.

જોશીમઠથી નંદપ્રયાગ.




તી વખતે કોલેરાના ભયને લીધે અમો જોશીમઠે ન રોકાતાં પરબાર્યા વિષ્ણુ પ્રયાગે ગયાં હતાં જેથી આ વખતે અત્રે સ્નાનદાન અને દરેક દેવનાં દર્શન વિગેરે કર્યાં ત્યાંથી ૦॥ મૈલપર સીંગોઠા ચટ્ટી છે ત્યાં ગુલાબના ફુલનો બગીચો ચટ્ટીના સામે છે. તેપછી ૦॥ મૈલપર અલકનંદા ગંગાપર ઝુલતોપુલ છે તે ઉતર્યા પછી અલકનંદા ડાબે હાથે રહે એવી રીતે ત્યાંથી અમો ઝરકપુર કે ઝરકુલા ચટ્ટીએ દાખલ થયા. અત્રે પાણીની અડચણ વિશેષ છે. ત્યાં જમ્યા બાદ નીક-

ળી સાંજે પાતાળ ચટ્ટીએ દાખલ થયા. અત્રે અમોએ ચા કરવા માટે સ્ટવ સળગાવ્યો હતો તેથી ચટ્ટીવાળાઓ સ્ટવ જોવાને માટે ઘણા એકઠા થયા હતા. તે કેમ સળગે છે તથા તેના ઉપર રસોઈ શી રીતે થાય છે. અને એમાં ચૂલાની માફક કરેલી રસોઇનો સ્વાદ આવે છે કે કેમ, તે બાબતના અમોને અનેક પ્રશ્ન પુછતા હતા, તેમજ અમારી પાસેથી સ્ટવ ખરીદવાની પણ માગણી કરી હતી. એવી રીતે જ્યાં જ્યાં અમો સ્ટવ પેટાવતા ત્યાં ત્યાં કેટલાક માણસો તે સ્ટવ જોવા આવતા કારણ કે તેમને નવાઇ લાગતી હતી. તેવી રીતે હીંકસના પવનમાં ન ઓલવાય તેવાં લૅન્ટર્નને (ફાનસ) પણ ત્યાંના દુકાનદારો જોતા ત્યારે અમારી પાસેથી તે વેચાતાં લેવાની માગણી કરતા હતા વચ્ચે ગરૂડગંગા આગળ આવતાં સડકપર એક માણસ મરી ગએલો પડયો હતો. એ પ્રમાણે પાતાળગંગાથી નીકળી આજે અમો બપોરે મઠચટ્ટીએ ૧૫ મૈલની મુસાફરી કરી આવી પહોંચ્યા. અત્રે આવી જેપાનીઓને ચણા અપાવ્યા, તેમજ મૂલાની શોધ કરતાં દુકાનદારને ત્યાંથી મૂલા મળ્યા નહીં, પરંતુ અમારી ચટ્ટીની પછવાડેની જમીનમાં મૂળાનું વાવેતર થએલું જોયું, ત્યાંથી પૈસાના ચાર લેખે મૂળા મલ્યા તે વેચાતા લાવી દરેક જેપાની તથા બોજાવાળાને મૂળા વહેંચી આપી અમોએ પણ ખાધા. અત્રે ભીંડા બારઆને બંગાળી શેર મલ્યા હતા તેનું શાક કર્યું હતું, અને આજે પણ અળવીનાં પાન બનાવી જમતાં ઠીક મજાહ આવી હતી. અત્રેથી બદ્રીનારાયણ જતી વેળાએ મૂકેલો સામાન મોદી પાસેથી લઇ સાંજના ચાલવા માંડયું. થોડે દૂર આવતાં આજે વરસાદની શરૂઆત થઈ, છતાં મુસાફરી ચાલુ રાખી લાલસાંગાના પૂલ આગળ આવ્યાં. અત્રેથી બે રસ્તા શરૂ થાય છે, જેમાંનો જમણા હાથ તરફનો રસ્તો ગોપેશ્વર થઇ ઊખીમઠ અને કેદારનાથ જવાનો છે, જ્યારે ડાબા હાથનો અલકનંદાગંગનો પૂલ ઉતરી સામે કિનારે લાલસાંગે જવાનો છે, અને ત્યાંથી અલકનંદાને કિનારે કિનારે કર્ણપ્રયાગ

ઉપર થઈ તે રસ્તો રામનગર, કાઠગોદામને હરદ્વાર જાય છે. અત્રે વરસાદનું જોર વધતું ગયું. થોડીવાર વિસામો ખાધો છતાં પણ વરસાદનું જોર ઓછું થયું નહીં. ને દિવસ વધારે બાકી રહેલો હોવાથી આગળ જવાનો વિચાર હતો, તેથી સહેજ વરસાદ ઓછો જણાતાં અમોએ પાછું ચાલવા માંડયું. કોયલ કે કુહેડ લાલસાંગાથી ૨ મૈલને રસ્તો અલકનંદા ગંગાના તદ્દન કિનારા પરશીજ જતો હતો. ૦ાા મૈલ પહોચ્યા નહીં હઈશું એટલામાં તો પાછું વરસાદનું જોર શરૂ થયું. છત્રીઓ ઓઢવા છતાં પણ સર્વે ભીંજાઇ ગયાં મારી પાસે વરસાદનો ઓવરકોટ હોવાથી ને છત્રી ઓઢી જેપાનમાં બેઠેલો હોવાથી બીલકુલ ભીંજાયો નહતો. અમારી મુસાફરી ચાલુ રાખી અમો કોયલકેકુહેડ ચટ્ટીએ પહોંચ્યા. આજે સર્વેના પહેરેલાં કપડાં થોડે ઘણે અંશે ભીંજાઇ ગયાં હતાં, અને પહેરવાનાં બીજાં કપડાં બોજાવાલાની પાસે હોવાથી અમારે ૨ થી ૨ાા કલાક ભીનાં કપડાં વાળી સ્થિતિમાંજ પસાર કરવા પડયા હતા. બોજાવાળાની ઘણી રાહ જોઈ છતાં તેઓ આજે ઘણી મોડી રાત્રીએ ચટ્ટીએ આવ્યા હતા. મીણકાપડ તેઓએ બોજા ઉપર નાંખેલું હતું છતાંપણ વધારે વરસાદને લીધે તેમજ મીણકાપડ બરોબર બાંધેલું નહી હોવાથી પવનમાં ઉડતું હતું તેથી કેટલોક સામાન પલળ્યો હતો, તેમજ ભોગ ચોઘડીએ બન્ને બોજાવાળા આજે લપસી પણ પડયા હતા તેથી બોજો વિખરાઇ જઇ પાણીમાં પડવાથી પણ વિશેષ પલળ્યો હતો અને તે ઠીકાઠીક કરી ફરી બાંધવાને લીધે તેઓને આજે ઘણો વખત લાગ્યો હતો. બોજાવાળા આવતાં તેઓ કહેવા લાગ્યા કે બાઈ મરગયા એમ કહી બોજો પડી જવાની સર્વ હકીકત અમોને કહી. આજે સર્વનાં બિછાનાં થોડાં ઘણાં ભીનાં થયેલાં જ હતાં. ફક્ત ઊધ્ધા નામનો બોજાવાળો અમારી સાથે આવ્યો હતો. તેની પાસે થોડાં અમારાં લુગડાં રહ્યાં હતાં તે કોરાં હોવાથી તે અમો સર્વેએ વહેંચી લઈ તેનો ઉપયોગ કરી જેમ તેમ રાત પસાર કરી, પરંતુ સૂવાને માટે તો આજે પથારીઓ

ભીંની થવાને સબબે આપદાજ વેઠવી પડી હતી.

**મઠીયાણા**—કોયલથી ૨ા મૈલ, ને રસ્તો સાધારણ ચડ ઉતરનોને સીધો છે.

**નંગપ્રયાગ**—મઠીયાણાથી ૩ મૈલ, ને માર્ગ સીધો છે. અત્રે ગામ સારૂં છે ને નાનું સરખું ૨૫ થી ૩૦ દુકાનનું બજાર પણ છે, અને એકથી બે માળનાં પાકી બાંધણીનાં ઘણાં ઘરો પણ છે. જોયતી વસ્તુઓ મલી શકે છે. ગીની, નોટ, વિગેરે વટાવી શકાય છે અત્રે પોસ્ટ ઓફીસ પણ છે. અત્રે જમણા હાથ તરફ બે ફર્લાંગ જેટલું નીચાણમાં ઉતરવા પછી અલકનંદા ગંગાની સાથે પુર્વ તરફથી આવતી **નંદગંગાનો** સંગમ થાય છે. આનંદગંગા અત્રેથી ૩૫ મૈલપર ત્રિશૂલી નામના પહાડના શિખરમાંથી નીકળી અત્રે આવી અલકનંદાને મળે છે. આ સ્થળે **નંદરાજાએ** મોટો યજ્ઞ કરેલો હોવાથી તે સંગમના સ્થળને **નંદપ્રયાગ** કહે છે અત્રે સ્નાન કરવાનું મહાત્મ્ય વર્ણવેલું છે. અમો ત્યાં સ્નાન કરવા ગયાં હતાં. આજે વરસાદ હોવાથી ડહોળાએલું, કાદવ કીચડવાળું ને બન્ને નદીઓના બન્ને કાંઠે ભરપૂર પાણી વહ્યું જતું હતું, જેથી બંને નદીઓ ભયાનક સ્વરૂપવાળી દેખાતી હતી. બ્રાહ્મણે અમોને સંકલ્પ કરાવી સ્નાન કરવા કહેતાં કિનારે બેસી લોટાવતે સ્નાન કર્યું હતું. અત્રેનો ઘાટ બાંધેલો નથી. પ્રથમ થોડાંક પગથીયાં ઉતરવાનાં છે. અત્રેના સ્નાનનો સંકલ્પ પ્રથમ યમુનોત્રીના સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો. કેદારખંડે, બદ્રીકાશ્રમે નંદપ્રગયાગે કંવાશ્રમક્ષેત્રે અલકનંદા ચ નંદગંગા સંગમે, સ્નાન મહંકરિષ્યે. અત્રે કેટલેક ઠેકાણે બગીચા જેવા દેખાવો માલમ પડતા હતા અને મઠચટ્ટીમાં જેવાં આંબાનાં ઝાડો હતાં તેવાંજ અત્રે આંબાનાં ઝાડો ઘણાંજ જોવામાં આવ્યાં હતાં. બજારમાં ચંડીકાદેવીનું મંદીર છે. તેને મોટું ઉપલુ છત્ર સોનેરી ને તેના નીચે નાનું છત્ર ચાંદીનું છે. ડાબી બાજુ છેલ્લે જસોદા, નંદરાયજી, પછી ચંડિકાની જમણી બાજુ ગૌરીશંકર ને નારાયણશંકરનાં લિંગો છે

ઇશાનમાં લિંગ આઠ આંગળનું જલાધારી સાથે છે. ચંડીદેવીનું ચાંદીનું મુખારવિંદ વેંત લાંબુ છે ચાર હાથ પહોળા એવા બે પગથીયાંપર દોઢ હાથની ઉંચાઇએ શૃંગાર સહીત દેવી બિરાજમાન છે. દેવીનું મુખને દ્વાર પશ્ચિમાભિમુખે છે. બીજું, સ્નાન કરવા જવાને રસ્તે ગોપાલમંદિર પૂર્વાભિમુખે છે ને તેમાં જે પુરની કારીગરીના સિંહાસનપર ગોપાલ ભગવાન બિરાજમાન છે, ને લક્ષ્મીનારાયણ પણ બિરાજેલા છે. ને ગંગા તરફ જતાં નંદરાય, લક્ષ્મીજી, અને દેવીનાં દર્શન છે. આ તીર્થનું સ્થળ ગણાય છે. શંકુતલાના પિતા તેજસ્વી કણ્વમહર્ષિએ અત્રે તપ કર્યું તેથી તેમનો આશ્રમ હોવાથી આ તીર્થ સ્થળને **કંણ્વાશ્રમ** કહે છે; અને નંદરાજાએ અત્રે તપ કરેલું હોવાથી તેમજ નંદગંગા નામની નદીનો અલકનંદા સાથે સંગમ થતો હોવાથી આ સ્થળને તથા ગામને પણ **નંદપ્રયાગ** કહે છે.

અત્રેથી પગદંડીને જૂદે રસ્તે પૂલ ઉતરીને **દશોલા** તરફ ૫ મૈલનો સીધો રસ્તો, અને ૧ મૈલની ચઢાઇ ચડતાં વશીષ્ઠકુંડે જવાય છે, ત્યાં મહાદેવજીનાં દર્શન છે. લંકાપતિ રાવણે આ સ્થળે શિવને પ્રસન્ન કરવા માટે યજ્ઞ કર્યો હતો. નંદપ્રયાગથી ૮ મૈલપર વસિષ્ટાશ્રમ છે ને ત્યાં વસિષ્ઠેશ્વર શિવનાં દર્શન છે, અત્રેથી બદ્રીકાશ્રમની શરૂઆત થાય છે. આ યાત્રાના પહાડોમાં મુસલમાનોની વસ્તી નથી. એટલુંજ નહીં પણ ઘણે ભાગે માંસાહારીની પણ વસ્તી નથી તો કસાઇખાનાં તો હોયજ કયાંથી ? નંદપ્રયાગમાં એક મુસલમાન કપડાં ને મસાલો વેચે છે. ફક્ત મસૂરી સિવાય કોઈ સ્થળે મુસલમાનોની વસ્તી નથી. મસૂરીમાં પણ કવચિત મુસલમાનની વસ્તી ને દુકાન છે. આ પ્રદેશમાં પ્રથમ ક્ષત્રીઓમાં લગ્ન પ્રસંગે બકરાનો ભોગ આપતા હતા, તે રિવાજ પણ હવે, બંધ કરેલો છે. કોઇ કોઇ ક્ષત્રી જાતિના પહાડી લોક કદાચ શિકાર કરે છે, છતાં તેમનો પણ ઘણો ભાગ જીવ બચાવ પક્ષનો છે. હરિદ્વારથી બદ્રીનારાયણ

સુખીનો દેશ ઘણે ભાગે હિન્દુમય છે. કોઇકજ જગ્યાએ મુસલમાનોનો પ્રવેશ થયેલો જણાય છે.

---

## દૃશ્ય ૨ જું.

---



નંદપ્રયાગથી કર્ણપ્રયાગ.

સોનલા, નંદપ્રયાગથી ૩ મૈલને માર્ગ સીધો છે. નંદપ્રયાગથી હરદ્વાર તરફ જતાં અડધા મૈલપર નંદગંગાનો ઝુલતો પૂલ છે. તેના પહેલાં એક નાળું લાકડાના પુલનું બીજે ફર્લાંગે ઉતરી પછી પૂલ ઉતરવો પડે છે.

ગઈ કાલે વરસેલા વરસાદથી પર્વતની એક ભેખડ તૂટી પડી હતી જેથી વગર રસ્તે એક એકને ઝાલીને ચઢાણો ચઢી એક ફર્લાંગ જેટલો તૂટેલો રસ્તો પસાર કરવો પડયો હતો. તેવા પહાડો ભરચોમાસાના વરસાદ વખતે તૂટી પડે છે માટે યાત્રિએ તેવે વખતે સાવચેતીથી થોભી જવું, યાતો જલદી પસાર થઇ જવું. ત્યાંથી આગળ ચાલતાં એક મરીગયેલો યાત્રિ રસ્તાની બાજુમાં પોતાનો સામાન મૂકી પડેલો હતો, તેમજ સોનલા ચટ્ટીએ પણ આજકાલ મરી જાય તેવો એક માંદો સાધુ જે ચટ્ટીમાં અમો ઉતર્યા હતાં તેની સામી ચટ્ટીમાં પડેલો હતો. તેને અમે સીધું આપવાને માટે કહેતાં તેણે તૈયાર રસોઇ માગવાથી તેને જમાડયો હતો તે ઉપરાંત તેને તાવની દવાની સીસી આપી અને એક ગરમ ગંજીફરાક પણ તેને પહેરવા માટે આપ્યું હતું. અત્રેથી ગરમીની શરૂઆત થાય છે. પ્રથમ વરસાદ શરૂ થયેલો હોવાથી અને ઠંડીના મુલકમાંથી ગરમીના મુલકમાં યાત્રિઓ આવતા હોવાથી સખત તાપને લીધે કોલેરાના કેશો અત્રેથી હરદ્વાર સુધી ઘણી જગ્યામાં અમારા જોવામાં આવ્યા હતા. ચોમાસામાં ગંગા જુમના વિગેરે નદીઓમાં રેલ આવે છે

તેથી કેટલાક પૂલો પણ તૂટી જાય છે. કાચા પહાડો વરસાદથી તૂટી પડે છે ને કેટલીક વખત મુસાફરી કરનારને પવનનું તોફાન પણ નડે છે. જો વરસાદના દિવસો હોય તો જે ચટ્ટીઓનાં છાપરાં ઉપર ઘાસ નાંખ્યું હોય તેવી ચટ્ટીમાં બનતા સુધી રહેવું નહીં, પરંતુ જેની ઉપર સલેટીયા પત્થરનું છાપરૂં કે પતરાં નાંખેલાં હોય ને જેથી તેમાં વરસાદનું પાણી પડી શકે નહીં તેવી ચટ્ટીમાં જઇને રહેવું સલામતી ભરેલું છે. ઘાસવાળી ચટ્ટી ખાલી હોય અને વરસાદથી રક્ષણ કરનારી ચટ્ટી ભીડવાળી હોય તોપણ તેમાં સાંકડેમાંકડે સમાવેશ કરવો, પરંતુ ઘાસવાળીમાં રહેવું નહીં, નહીતો વરસાદ વખતે તેમાં સામાન, કપડાં વિગેરે ભીંજાઇ જશે અને ભીનાશથી શરદી લાગવાનો સંભવ રહેસે. વળી આજે હલસુખરામ અને મારા વચ્ચે વાદવિવાદ થતાં અમો તદ્દન દિશા ભૂલી જઇ એક પૂર્વ અને એક પશ્ચિમ કહેવા લાગ્યા, કારણ વાદળાંને લીધે સૂર્ય જણાતો નહોતો. જ્યારે અમે અત્રેથી બીજી ચટ્ટીએ પહોંચ્યા ત્યારે સૂર્ય ઉગવાથી અમોને પૂર્વાદિક દિશાઓની ખાત્રી થઇ, માટે તે વખતે હોકાયંત્રની ઉત્તરધ્રુવ દેખાડનારી માંછલી સાથે હોય તો દિશા બાબત ભૂલ થાય નહિં.

**હડાકોટી**—સોનલાથી ૧॥ મૈલ ને માર્ગ સીધો છે. **લિંગાસુ**–હડાકોટીથી ૨ મૈલ માર્ગ સીધો છે. અત્રે દેવી ને નૃસિંહ ભગવાનનાં દર્શન છે.

**જયકંડી**—લિંગાસુથી ૧॥ મૈલ, અને માર્ગ સીધો છે. સોનલાથી અમે લિંગાસુ આવ્યા. ત્યાં ચટ્ટીના દુકાનદારના છોકરાને કોલેરા થયો હતો અને ચટ્ટીમાં કોઈ પણ યાત્રિ નહોતું તેથી અમે **જયકંડી** ચટ્ટીએ ગયા. અત્રે માવાના પેંડા સારા મળે છે વળી લિંગાસુ ચટ્ટીયે કોલેરા હતો તેને લીધે ઘણા યાત્રિયો અત્રેજ આવેલા હતા તેથી ઉતરવાની જગ્યા અમોને મલી નહીં, દુકાનદારને સમજાવી કાલાવાલા કરતાં દરેક યાત્રિને જરા જરા દૂર ખસેડી અમને બેસવા જેટલી જગ્યા આપી.

તેટલી જગ્યામાં ટુંટીયાં વાળી જેમ તેમ રાત પસાર કરી હતી.

કર્ણપ્રયાગ—જયકંડીથી ૪ાા મૈલ, માર્ગ સીધો અને સહેજ ઉતરાઇનો છે. અત્રે આવી વચમાંથી નવા કરેલા એક જેપાનવાળા જેપાનીઓના રૂપીયા ચુકવી આપી તેમને રાજી કરી અત્રેથી વિદાય કર્યા. અત્રે પીંઢરગંગાની આ બાજુએ રસ્તાથી જમણે હાથે કર્ણપ્રયાગ ક્ષેત્ર છે. ત્યાં અમો સ્નાન કરવા માટે ગયાં. ત્યાં હાજર રહેલા પંડયાજીએ સંકલ્પ કરાવતાં સ્નાન કર્યું. સ્નાનનો સંકલ્પ નીચે મુજબ છે, પ્રથમ યમુનોત્રીના બતાવેલા સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવોઃ- કેદારખંડે, બદ્રીકાશ્રમે, કર્ણપ્રયાગતીર્થે અલકનંદા પીંઢરગંગાસંગમે, સ્નાન મહંકરિષ્યે. અત્રે ઉત્તરવાહિની અલકનંદા સાથે અગ્નિકોણમાંથી આવેલી પીંડર, પીંડારક, કે કર્ણગંગાનો સંગમ થાય છે, આ પિંડરગંગા અલ્મોડા જીલ્લાના નંદાકોટ પહાડના પીંડરીવાંક આગળથી નીકળી આ જીલ્લામાં ૮૦ મૈલ સુધી વહ્યા બાદ, બીજા ૬૦ મૈલ ગઢવાલ જીલ્લામાં વહી, પોતાના મૂલથી ૧૪૦ મૈલ દૂર આવી, અત્રે અલકનંદાને મળે છે. પીંડરીવાંક આગળથી નીકળતી હોવાથી તેનું નામ પીંડરગંગા ને તે ગંગાપર કર્ણે યજ્ઞ ને તપ કરેલું તેથી કર્ણગંગા નામ પાડયું છે. ને તેથી ગામનું નામ પણ કર્ણપ્રયાગ જ છે. આ સ્થળે કર્ણરાજાએ તપથી સૂર્યને પ્રસન્ન કરી અભેદ્યકવચ ને અક્ષયભાથો મેલવ્યો હતો. જ્યાં કર્ણગંગાનો સંગમ થાય છે ત્યાં સંગમ થયા પછી બન્ને ગંગા એક થઇને વાંક વળી વહે છે, તે ખૂણાના નીચે પત્થર આગળ કર્ણકુંડ છે. ત્યાં પર્વત આગળ નીચા પત્થરો છે તેથી ત્યાં સ્નાન કરવા જવાતું નથી. સંગમના ઘાટનાં પગથીયાં બાંધેલાં છે. સંગમથી ઉપર ૩૭, પગથીયાં ચઢતાં ૭ હાથના સમચોરસ ઓટલાની માફક ને હાથ ઊંચો ડાબા હાથ તરફ એક ચોતરો છે. તેની મધ્યે પીપળાનું વૃક્ષ છે. તે પછીજ, પગથીયાં ચઢતાં બીજા ચોકમાં જમણે હાથે જતાં ઉમેશ્વર મહાદેવનાં દર્શન છે. મંદિરનું દ્વાર ઉત્તરાભિ-

મુખે છે. પ્રથમ દ્વારમાં નંદી ને તે પછી બે પગથીયાં ચઢતાં બીજા દ્વારમાં શિવલિંગ છે. નંદી પૂર્વાભિમુખે વેંત ઊચાઇનો શિંગડાવાળો છે. છ હાથનું નાનું દેવળ છે. બન્ને બારણાં બારી જેટલાં નાનાં છે. લિંગ વેંતની ઊંચાઈનું છે. જળાધારી પાષાણની છે. ત્યાંથી ૧૫ હાથના રસ્તે જતાં બીજાં ૫૩ પગથીયાં ચડવાં પડે છે, જેમાં ૩૯, પગથીયાં ચડયા પછી બે હાથનો પરથાર આવે છે. તે પછી ૨૫ હાથ સીધા ચાલતાં બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ જવાની સડક આવે છે.

## મહારાજા કર્ણનું દેવળ.

તે સડક ઓળંગી જતાં તરતજ ચડવાનાં પગથીયાં શરૂ થાય છે. લગભગ ૫૦ પગથીયાં ચઢતાં, છુટા વગર જડેલા, ચોકમાં જવાય છે. ત્યાંથી ૨૦ પગથીયાં ચઢતાં બે હાથનો ચોક, તે પછી ૯, પગથીયાં ચઢતાં, ૬૦ હાથ લાંબો ને ૫૦ હાથ પહોળો એવો વગર જડેલો ચોક આવે છે. ત્યાં ડાબા હાથ તરફ ભગવતી **ચંડીદેવીનું** મંદિર આવે છે.

જ્યારે જ્યારે કોલેરા જેવા ઉપદ્રવ થઇને હવા બગડે છે ત્યારે, તેમજ નવરાત્રીએ અત્રે ચંડીદેવી આગળ હોમ યજ્ઞ કરવામાં આવે છે. ત્યાં અડાળી ને છૂટો ઓટલો ચંડીદેવીની સામી બાજુએ છે. ને પછી પાંચ હાથ ચોકમાં પશ્ચિમાભિમુખે આગળ જતાં પૂર્વાભિમુખ દ્વારમાં પ્રવેશ કરવાનું દેવળનું દ્વાર આવે છે. ત્યાંથી આ પુરાતની ને વિશાળ દેવળમાં પ્રવેશ થાય છે. ત્યારપછી દેવળના સભામંડપમાં દાખલ થવાય છે. બારણાની ઉપલી બન્ને બાજુએ બેઘંટ બાંધેલા છે. આ સભામંડપ પાંચ હાથ સમચોરસ છે ને તેની ત્રણે બાજુએ ત્રણ દ્વાર છે. તેના મધ્યભાગે ઉપલી બાજુએ એક લાકડાની પાટડી આડી નાંખેલી છે. તેમાં ત્રણ ઘંટ લટકાવેલા છે. તેમાં વચમાંનો મોટો, ને આજુ બાજુ બે નાના છે. તેપછી મૂર્તિવાળા ખંડમાં પ્રવેશ કરવાનું મુખ્યદ્વાર આવે છે. તેમાં પ્રવેશ કરી, બે પગથીયાં ઉતરી તે ખંડમાં જવાય છે. ત્યાં જરા અંધારૂં છે. અત્રે મુખ્ય રાજાકર્ણની ઉભેલી મૂર્તિ છે

તેની ડાબી બાજુ કુણેશ્વર મહાદેવજી ખૂણા તરફ છે. તેપછી ભગવતી ઉમાદેવી અગ્નિ ખૂણામાં છે. બાજુમાં કાલિકાદેવી, ઉમેશ્વરની નીચેની બાજુ ગણપતિ, જમણી બાજુ ઉદ્ધવજી, ચંડીદેવી, ને, ષડાનન (કાર્તિક સ્વામી) છે.

## દેવળનું વર્ણન.

આ પુરાતની દેવલ ૬૦ થી ૭૦ હાથની ઉંચાઇનું છે. દેવળની બહારની બાજુ ફરતો ચોક છે, તેમાં પરિક્રમા થઇ શકે છે. વચમાંની દેવળની દીવાલોને ખૂણા પાડેલું દેવળ છે. સભામંડપનું છાપરૂં ઉત્તર દક્ષિણના ઢાળવાળું છે, અને તેના ઉપર દેવળનો બે હાથ આગળ ઝુલતો ભાગ છે. તેનાપર પગ મૂકી ચડવાને માટે દેવલ થી બહાર પડતો ઝુલતો પત્થર મૂકેલો છે. તેનાથી ૩ હાથની ઉંચાએ બભ્રુવાહનની મૂર્તિનું મુખ સ્થાપિત કરેલું છે. ત્યાં ચડવાને પત્થર મૂક્યો છે. ત્યાંથી છેક શિખર સુધી પહોચે તેવી વીશ હાથની લોખંડની મજબૂત સાંકળ ભેરવેલી છે તે ઝાલીને શિખરપર જઈ શકાય છે. શિખરપર સોનાનો ત્રણ મોગરાવાળો કળશ છે તે દેવળના શિખર ઉપર બે હાથ ઉંચાઈના ગોળાકાર ઉતારેલા લાકડાના ૧૬ સ્તંભનું છાપરૂં ઉપર મોગરા સહીતનું છે.

એ પ્રમાણે સ્નાનદાન અને દર્શન કરી આગલ જતાં પીંઢરગંગાનો ઝુલતો પુલ ઊતરવો પડે છે તે પુલને ઉપલા દોરડાની જગાયે આઠ હાથ લાંબાને છ આંગળ પહોળાઈવાળા એવા પાટાને તે બંન્ને પાટામાં વચ્ચે વચ્ચે સ્ક્રુ ભેરવી ભેરવીને દોરડાની માફક લંબાવીને મજબૂત ઝુલતોપુલ બનાવેલો છે. તે કર્ણગંગાનો પૂલ ઉતર્યા પછી શંકરનું દેહેરૂં ડાબે હાથે આવે છે. ત્યાંથી ડાબા હાથનો રસ્તો રામનગર ને કાઠગોદામે જાય છે. ત્યાં જતાં રસ્તામાં શબ્દબ્રહ્મ, આધ્યબદ્રીનારાયણ, ને વૃદ્ધ કે આધ્યકેદારનાં દર્શન છે. તેમજ અત્રેથી બીજે રસ્તે સીધી સડકે કર્ણપ્રયાગ ગામમાં જવાય છે. અત્રે ત્રીજો જમણા હાથ તરફનો રસ્તો હરદ્વાર તરફનો ચટ્ટવાપીપલ થઈ રૂદ્રપ્રયાગ જવાનો

છે. રૂદ્રપ્રયાગ જતાં કર્ણપ્રયાગ ગામમાં જવાની જરૂર પડતી નથી. પૂલથી ૧ ફર્લાંગ દૂર પહાડપર કર્ણપ્રયાગ નામનું સારૂં ગામ આવેલું છે. તેમાં પોલીસથાણું, પોસ્ટઓફીસ. તારઓફીસ તથા દવાખાનું છે, અને બજાર પણ ઘણું સારૂં છે, જોયતી હરેક વસ્તુ મલે છે, તેમજ ગંગોત્રીનું શુદ્ધ ગંગાજળ પણ વેચાતું અત્રેથી મલી શકે છે.

## કર્ણપ્રયાગથી રામનગરની ચટ્ટીઓ.

| ચટ્ટીઓ. | મૈલ. | ચટ્ટીઓ. | મૈલ. | ચટ્ટીઓ. | મૈલ. |
|---|---|---|---|---|---|
| સેમલી. | ૪ | સેવાડી. | ૧॥ | જૈનોલા. | ૧ |
| સીરોલી. | ૨ | રામપુર. | ૧ | વરીકોટ. | ૧ |
| ભટોલી. | ૨ | વૃષેશ્વર. | ૨ | બીકીયાસેન. | ૧ |
| આદિબદ્રી. | ૪ | દીગોત. | ૨ | શ્રીકોટ. | ૩ |
| ખેતી. | ૩ | ચૌખુટીયા. | ૧ | વારકોટ. | ૨ |
| જંગલ. | ૧॥ | ભટકોટ. | ૧॥ | ગુજરઘાટી. | ૬ |
| ગાંડાબાજ. | ૧॥ | ચીનોલી. | ૧॥ | મછોડ. | ૩ |
| કાળીમાટી. | ૧॥ | ભગોટી. | ૧ | માલુખાન. | ૨ |
| શસીયાગાડ. | ૧ | દીવાકોટ. | ૦॥ | ગોદી. | ૨ |
| ગુવાડગધેરા. | ૧॥ | પેનોલી. | ૨ | ટોટાઆમ. | ૬ |
| ગડસેન | ૦॥ | માસી | ૦॥ | કુમરીયા. | ૬ |
| ધુનારઘાટ. | ૧ | રામ. | ૧॥ | મુહાન. | ૪ |
| દાડીમદાલી. | ૧॥ | થાપલા. | ૦॥ | ઉપદ્રાદેવી. | ૫ |
| સેંજી. | ૦॥ | વૃદ્ધકેદાર. | ૧॥ | ગરજીયા. | ૧ |
| મેંલચોરી. | ૩ | સન્નો. | ૧ | ઢીકુલી. | ૧ |
| પનવાખાલ. | ૧ | વસેડી. | ૧। | ઝાલા. | ૧ |
| સેમલખેત. | ૧ | નાળા. | ૧। | રામનગર. | ૩ |

## દૃશ્ય ૩ જું.



કર્ણપ્રયાગથી રામનગરનો રસ્તો.

આમો રામનગર કે કાંઠગોદામ ગયા નથી, પરંતુ યાત્રીની જાણને માટે તે રસ્તો બતાવામાં આવે છે. **સેમલી**–કર્ણપ્રયાગથી ૪ મૈલ, ને રસ્તો સીધો છે. અત્રેથી રસ્તો પિંડરગંગાના કિનારે કિનારે જાય છે, ને ત્યાં સાત કે આઠ દુકાનો, ધર્મશાળા, ને ચંડીદેવીનાં દર્શન છે. અહીંથી પીંડરગંગા છોડીને **આટાગાડનદી** ને કિનારે કિનારે ૦ાા મૈલ જતાં પૂલ આવે છે. ત્યાં બધું મેદાન અને સડક છે, ત્યાંથી ચઢાઇ અને કોઇ કોઇ વખત સહેજ સીધો રસ્તો આવે છે, **શીરોલી**–સેમલીથી ૨ મૈલ, ને માર્ગ ૧ાા મૈલનો સીધો ને ૦ાા મૈલની ચઢાઇનો છે. **ભટોલી**-શીરોલીથી ૨ મૈલ, ને માર્ગ ચઢાઇનો, અને કેટલોક સીધો રસ્તો આવે છે. **આદિબદ્રી**–ભટોલીથી ૪ મૈલ, ૩૦ થી ૪૦ ઘરની વસ્તી, ને ૯–૧૦ દુકાનો છે. નાનાં ચાર મંદિર છે, ને તે પત્થરની બાંધણીનાં છે, અને તેમાં **આધ્યબદ્રી**, વિષ્ણુ ભગવાનની મૂર્તિ બદ્રીનારાયના જેવીજ છે. નજીકમાં ગરૂડજી છે. બાજુમાં શંકરનું દેવળ પણ છે, તેમજ **પાર્વતી**, **અન્નપૂર્ણા દેવી**, **ગણેશ બુદ્ધાકેદાર**, **સત્યનારાણ**, **લક્ષ્મીનારાયણ**, **ચક્રપાણિ**, **પરશુરામ**, **પરબ્રહ્મ**, **ગોકુલસ્વામી**, ને **હનુમાનજી** છે. આ પ્રમાણે યાત્રામાં બ્રીટીશગઢવાળ જીલ્લામાં ષડ્બદ્રી (છબદ્રીનારાયણ)નાં સ્વરૂપો બિરાજે છે. તે છબદ્રી નીચે પ્રમાણે છે.–૧ લા. **બદ્રીનારાયણ**, ૨ જા, **વૃદ્ધબદ્રી**, ૩ જા, **નૃસિંહબદ્રી**, ૪ થા, **ભવિષ્યબદ્રી**, ૫ મા, **યોગબદ્રી** ને છઠ્ઠા, **આદ્યબદ્રી** નારાયણ છે. અત્રે ધર્મશાળા તથા પોસ્ટ છે. અત્રેનાં દર્શનનું ફળ અગમ્ય વર્ણવેલું છે. **ખેતી**–આદિબદ્રીથી ૩ મૈલ, માર્ગ ચઢાઇનો ને સીધો છે. **જંગલ**–ખેતીથી ૧ાા મૈલ, ને માર્ગ ચઢાઇનો છે. **ગાંડાબાજ**–જંગલથી ૧ાા મૈલ ને માર્ગ સીધો ને થોડી ચઢા-

ઇનો છે. **કાલીમાટી**–ગાંડખાજથી ૧॥ મૈલ, ને માર્ગ પ્રથમ ઉતરાઇનો, ને પછી ૧ મૈલની ચઢાઈ ચઢીને જવાય છે. અત્રેથી ધુનારઘાટ સુધીનો રસ્તો ઉતરાઇનો છે **સસીઆગાડ**–(આનંદપુર), કાલીમાટીથી ૧ મૈલ, ને માર્ગ ઉતરાઈનો છે, **ગ્વાડગધેરા**–આનંદપુરથી ૧॥ મૈલને માર્ગ ઉતરાઇનો છે. અત્રે પુરો સામાન મલતો નથી, જાપાનીઓની બદલી થાય છે, ને કુલી-મુસીબતે મળે છે. ઘોડા મળે છે. નોટ ગીની વટાવતાં રૂપીયા મલતા નથી. બે ત્રણ દુકાનો છે. **ગડસેન**–ગ્વાડગધેરાથી ૦॥ મૈલ, ને રસ્તો સીધો છે. **ધુનારઘાટ–કે, લોહવા**–ગડસેનથી ૧ મૈલ, માર્ગ ઉતરાઈનો છે. દુકાનો ઘણી છે, પોલીસ ચોકી પોસ્ટઓફીસ, ને પાણીનું સુખ સારૂં છે. ત્યાં રામગંગાનદી છે. અહીંઆં ૦॥ મૈલપર ડાક બંગલો છે, અને ઝોકાપાણી નામની ચટ્ટી છે. ત્યાંથી ૨ મૈલની ચઢાઇનો રસ્તો ઘોર જંગલનો છે.

**દાડીમદાલી**:—લોહવાથી ૧॥ મૈલ, માર્ગ સીધો. **સેંજી**-દાડીમદાલીથી ૦॥ મૈલ, માર્ગ સીધો. અત્રે મુસલમાનોની કેટલીક વસ્તી છે. મુસલમાન ભાઇઓની દુકાનો પણ છે. **મેંલચોરી**–સેંજીથી ૪ મૈલ ને રસ્તો સીધો છે, અત્રેથી કંડી, જાપાન અને બોજાવાળાઓ છુટા થઇ જાય છે ને બીજા બદલવા પડે છે. જેથી કુલી, જાપાનને કંડીવાળાની એજન્સી ઓફીસ પણ છે. સમયને અનુસરી ૨૫થી ૪૦ સુધીના રૂપીયા જેપાનના આપવા પડે છે ત્યાં પોષ્ટઓફીસ ને પોલીસ ચોકી છે. ઘોડાવાળા પણ અહીંથી મળે છે, હરદ્વારથી લીધેલા કુલી, જેપાનીને કંડીવાળા અત્રે બદલવા પડે છે ખરા, પણ જો હરદ્વારથી છેક રામનગર સુધીનીજ પ્રથમથી પૈઠણ કરી હોય તો પછી બદલવાની જરૂર પડતી નથી. **પનવાખાલ**–મેલચોરીથી ૧ મૈલ ને રસ્તો સખ્ત ચઢાઇનો છે. અહીંથી ગઢવાલજીલ્લો પૂરો થઇ, કમાઉપ્રાંત ને અલ્મોડા જીલ્લો, ચઢાઈ પુરી થવાની ટોચ આગળથી શરૂ થાય છે, ને ત્યાં **સરહદનો વાવટો** પણ રોપેલો છે, અને અત્રેથી ગરમ હવાની શરૂઆત થાય છે. અહીંથી ત્રણ માઈલનો ઉતાર

ઉતર્યા પછી મેદાન આવે છે, તેમજ આંબા વિગેરે ઝાડો પણ જ્યાં ત્યાં દેખાય છે, એટલે તપોભૂમિનો ભુવૈકુંઠનો પવિત્ર પ્રદેશ અત્રેથી પૂરો થઈ, મૃત્યુલોકની પૃથ્વીનો જાણે આરંભ થતો હોય તેમ સ્પષ્ટ જણાય છે. અત્રે લોહગઢીપર **ભૈરવનાથની** મૂર્તિ છે. મેલચોરીથી કાઠગોદામનો રસ્તો ઘણો સારો છે. ત્યાંથી ઘોડા, કાઠગોદામ સુધી જવાના મળે છે. તે ઘોડા સારા હોય છે. સીધું, સામાન, શાકભાજી, વિગેરે સાહિત્ય અને ઉતારા વિગેરેની ગોઠવણ પણ સારી છે. કમાઉજીલ્લામાં ચાનો મોટો પાક થાય છે, અને ચાની પેટીઓ ગાડાં ભરી લઇ જાય છે. અત્રેની મુસાફરીમાં કેટલીક જગ્યાએ કુદરતી દેખાવ ઘણા સારા છે, **સેમલખેત**–પનવાખાલથી ૧॥ મૈલ ને રસ્તો ૧ મૈલની ચઢાઈનો ને ०॥ મૈલનો ઉતાઇનો માર્ગ છે. **સેવાડી**–સેમલખેતથી ૧॥ મૈલ, ને માર્ગ ઉતરાઈનો છે. **રામપુર**–સેવાડીથી ૧ મૈલ, ને માર્ગ ઉતરાઇનો છે. **વૃષેશ્વર**–રામપુરથી ૨ મૈલ, માર્ગ સીધો છે. અને અત્રે **વૃષેશ્વર મહાદેવનાં** દર્શન છે. **દીગોત**–વૃષેશ્વરથી ૨ મૈલ, માર્ગ સીધો. **ચૌખુટીયા**–(ગણાઇ)–દીગોતીથી ૧ મૈલ, માર્ગ સીધો. અત્રે ગામ સારૂં છે. રામગંગાનદી નો પૂલ લોખંડનો ઝુલતો છે, ને અત્રે નદીના કિનારે બંને બાજુએ બજાર છે, ને ઘણાં ઘરો પાકી બાંધણીનાં બેમાળનાં પણ છે. અત્રે પોસ્ટઓફીસ ધર્મશાળા, દવાખાનું, ને પોલીસથાણું છે. અહીંથી ડાબા હાથનો રસ્તો કાટગોદામ સુધીનો ૭૫ મૈલનો છે. પ્રથમ દ્વારાહાટ, રાણીખેત, ખૈરનાપૂલ, ને સીતાઘાટે, ડાબા હાથને રસ્તે જવાય છે, જ્યારે અહીંથી જમણી બાજુને રસ્તે નૈનીતાલ થઈ જવાય છે. એવી રીતે બન્ને માર્ગ **કાટગોદામ** જાય છે. મરજી આવે તે માર્ગે થઇને જવું, પરંતુ **ભીમતાલ** થઇને જવાનો રસ્તો સહેજ નજીક છે. અત્રેથી એક રસ્તો **રામનગર** જાય છે અને આ નીચે રામનગરનોજ રસ્તો લખ્યો છે જેથી કાઠગોદામનો રસ્તો આ દ્રશ્ય પુરૂં થતાં દ્રશ્ય ૪ થામાં જોવાથી સમજાશે, પરંતુ યાત્રીએ રામનગર જવું સારૂં છે. ઘણે ભાગે હાલમાં

કાટગોદામવાલો રસ્તો યાત્રિને માટે બંધ કરેલો છે, અને જમણા હાથ તરફનો રસ્તો રામનગર રેલ્વે તરફનો જાય છે. હવેપછીના ઘણે ઠેકાણે ઘણી નાની ધર્મશાળાઓ નાના નાના એક કે બે ખંડની છે, અને જીર્ણાવસ્થામાં દેખાય છે. **ભટકોટ**-ગણાઈથી ૧ા મૈલ, માર્ગ સીધો છે. **ચીનોલી**-ભટકોટીથી ૧ા મૈલ, ને માર્ગ સીધો છે. **ભગોટી**-ચીનોલીથી ૧ મૈલ, ને માર્ગ સીધો છે. **દીવાકોટ**-ભગોટીથી ૦ાા મૈલ, માર્ગ સીધો છે. વસ્તી બ્રાહ્મણોની છે. **પેનોલી**-દીવાકોટથી ૨ મૈલ, માર્ગ સીધોને મેદાનનો છે. રસ્તામાં એક બગીચો છે. **માશી**-પેનોલીથી ૦ાા મૈલ, માર્ગ સીધો છે. અત્રે સોની લોકોની વસ્તી છે. તેઓ પહાડી લોકો માટે દાગીના ઘડે છે. હવાપાણી સારાં છે. **રાય**-માશીથી ૧ા મૈલ, રસ્તો સીધો છે. **થાપલા**-રાયથી ૦ાા મૈલ, ને રસ્તો સીધો છે, **વૃદ્ધકેદાર ( બુઢ્ઢાકેદાર )**-થાપલાથી ૧ા મૈલ, ને રસ્તો સીધો છે, વૃદ્ધકેદારજીનું મંદિર છે. ગંગાની સામી પારે કેદારેશ્વરનાં દર્શન છે. **સન્નો**-વૃદ્ધકેદારથી ૧ મૈલ, માર્ગ સીધો છે. **વસેડી**-સન્નોથી ૧ા મૈલ, માર્ગ સીધો છે. ત્યાં ધર્મશાળા છે. **નાલા**-વસેડીથી ૧ા મૈલ, માર્ગ સીધો છે. આજ પ્રમાણે નાલા નામની બીજી ચટ્ટી કેદારેશ્વરના રસ્તામાં ગુપ્તકાશી પાસે પણ છે. અત્રે પોસ્ટ ઓફીસ છે. દુકાનો સારી છે. **જૈનોલા**-નાલાથી ૧ મૈલ, ને માર્ગ સીધો છે. પાણીનું નાળુ ને ગંગાજી છે. અત્રે એક મહાત્મા રહે છે. **વરીકોટ**-જૈનોલાથી ૧ મૈલ, ને માર્ગ સીધો છે **ભીકીઆસેન**-વરીકોટથી ૧ા મૈલ ને માર્ગ સીધો ને ચઢાઈનો છે. અત્રે દવાખાનું ને થાણું છે, વસ્તી સારી છે. પોલીશ થાણું ને પોસ્ટઓફીસ છે અત્રે ગાડીની સડક ચાલુ થઇ ગઇ છે. પણ હજી ગાડી ચાલુ થઇ ગઈ નથી. ત્યાં કેટલીક જગ્યાએ બળદગાડી ચાલુ થઇ છે. સડક જવાના માર્ગથી ઘણી ફેરમાં છે. અહીંથી ૧૨ મૈલની ચઢાઈ છે, પણ ચાલવાનો માર્ગ સારો છે. વચમાં ત્રણ મૈલથી બળદની ગાડી મળી શકે છે, **શ્રીકોટ**-ભીકીયાસેનથી ૩ મૈલ, ને માર્ગ ચઢાઈનો છે. અહીયાં

બળદગાડી મળે છે. **વાસકોટ**-શ્રીકોટથી ૨ મૈલ, ને માર્ગ સીધો છે. અહીંથી પણ બળદગાડી મળે છે. રામનગર જવા માટે ગાડીનું ભડું ૧ થી ૩॥ રૂપીયા સુધી વખત પ્રમાણે લે છે. સરકારી દવાખાનું છે. **ગુજરઘાટી**-વાસકોટથી ૬ મલ, માર્ગ ચઢાઇનો છે. અહીં સુધી ચઢાઈ છે. ત્યારપછી મેદાન છે. અહીંથી ૩ મૈલ પર, અસલ રસ્તાથી બીજે રસ્તે, રાણીખેત જવાય છે, **મછોડ**-ગુજરઘાટીથી ૩ મૈલ, રસ્તો સીધો છે. ડાકબંગલામાં પણ મુકામ કરાય છે. **માલુખાન**-મછોડથી ૨ મૈલ ને રસ્તો સીધો **ગોદ્દી**-માલુખાનથી ૨ મૈલ, માર્ગ સીધો, ને આરામવાળી જગ્યા છે. અહીં આગળ ગાડીનો પડાવ છે. અત્રેથી જો સડકને રસ્તે જાયતો ગોદ્દીથી ૬ મૈલપર ટોટાઆમ આવે છે, અને સડક સિવાયને પગ રસ્તે જતાં ફક્ત ૨ મૈલપર જ ટોટાઆમ આવે છે. **ટોટાઆમ**-ગોદ્દીથી ૬ મઇલ, માર્ગ ઉતરાઇનો છે. ૧ મૈલના પગદંડીના રસ્તે જાય તો ત્રણ માઈલ ચાલવાથી કુમરીયા આવે છે. **કુમરીઆ**-ટોટાઆમથી ૬ મૈલ ને માર્ગ સીધો છે. **સુહાન**-કુમરીયાથી ૪ મલ, ને માર્ગ સીધો છે. **ઉપટ્ટાદેવી**-સુહાનથી ૬ મલ માર્ગ સીધો છે. અત્રે **ઉમીયાદેવી**, નું મંદિર કોશી ગંગાની વચમાં છે, ને આજુબાજુએ ગંગાનું પાણી છે. ત્યાં એક પત્થરની શિલા ઉપર દેવિ બિરાજે છે. **ગરજીઆ**-ઉપટ્ટાદેવીથી ૧, મૈલ, ને માર્ગ સીધો છે. ગરજીયાથી સડક ઘણી સારી છે. **ઢીકુલી**-ગરજીયાથી ૧ મૈલ માર્ગ સીધો છે, ઉત્તમ સ્થાનને બજાર સારૂ છે. અત્રે જોયતી ચીજ મળે છે ને આરામ સારો છે. કસ્તુરી, શિલાજીત, ને ચમ્મર મળે છે. જગ્યા ઘણી સારી છે. ચટ્ટીની ડાબી બાજુએ બગીચો છે **ઝાલા**-ઢીકુલીથી ૧ મલને રસ્તો સીધો છે. **રામનગર**-ઝાલાથી ૪ મૈલ છે. અત્રે બજાર ઘણું સારો છે. તેમાં અનેક જાતના માલની લેવડદેવડ થાય છે. સરકારી દરેક જાતની કચેરીઓ છે બજારથી આગળ જતાં રેલ્વેનું સ્ટેશન આવે છે. આ સ્થળ હરદ્વાર જેવું છે. મ્યુનિસીપાલેટી, દવાખાનું, તાર, પોસ્ટ, પોલીશથાણું, કોરટો, ધર્મ-

શાલા, રેલ્વે, ધર્મશાલા, તેમજ પાણીના નળ રાત્રી દિવસ ચાલુ છે. રાત્રે બત્તીઓ થાય છે. અત્રેથી રેલ્વે જોતાંજ યાત્રિને ધીરજ વળી જાણે સ્વદેશ પહોંચ્યો હોય તેવો આનંદ થાય છે. રામનગરથી બદાયું પીલીભીતનો રસ્તો છે. ત્યાં જવા માટે રામનગરથી બે રૂપીયા બળદની ગાડીમાં બેસવાના એક માણસના થાય છે. કર્ણપ્રયાગથી રામનગર ૯૯ મેલ છે, ને બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ ૬૩ મેલ છે, એટલે બદ્રીનારાયણથી રામનગર ૧૬૨ મૈલ થાય છે.

## દૃશ્ય ૪ થું.

### કર્ણપ્રયાગથી કાઠગોદામ.




મનગરને કાઠગોદામ જનાર યાત્રીઓ, કર્ણપ્રયાગથીજ છુટા પડે છે, ને અત્રેથી કાઠગોદામ જવાય છે ને તે રસ્તો નીચે મુજબ છે.

### કર્ણપ્રયાગથી કાઠગોદામ

| ચટ્ટીઓ કે ગામનું નામ. | મૈલ. | ચટ્ટીઓ કે ગામનું નામ. | મૈલ. | ચટ્ટીઓ કે ગામનું નામ. | મૈલ. |
|---|---|---|---|---|---|
| મહાકાલી | ૪॥ | રાણીખેત | ૮ | તલ્લાનીગલ્લા | ૧ |
| શાહપુર | ૧ | સીતલા કે સીતાજંગલ | ૯ | કૈચી | ૧ |
| ઘરાટ | ૨॥ | કાંકરીઘાટ | ૫॥ | મલ્લાનીગલ્લા | ૨ |
| અમીર કે સાગ | ૪॥ | પાહાડીયા | ૧ | ભવાલી કે ભીમોલા | ૨ |
| દ્વારાહાટ | ૬ | ચમડીયા | ૩ | દુસવલી | ૧ |
| પોખર | ૫ | ખેરના | ૫ | ભીમતાલ | ૩ |
| વાસુશીશેરા | ૧ | ગરમપાણી | ૧॥ | કચીસડલી | ૨ |
| રેવના | ૨ | રામગઢ | ૨ | નંદાદેવી | ૨ |
| મજખાલી | ૩ | રાણીઘાટ | ૧ | કાઠગોદામ | ૨ |
| ધર્મશાળા | ૦॥ | બચયેન | ૧ | | |

કર્ણપ્રયાગથી ૪॥ મૈલ **મહાકાળ** છે–અને ત્યાં મહાકાલીનું મંદિર છે. અત્રેથી ૧ મૈલ **સાહપુર**–ત્યાંથી ૨॥ મૈલ **ઘરાટ**–તે પછી ૪॥ મૈલ **અમીરકેસાગ**–તે પછી ૬ મૈલ **દ્વારાહાટ**–આવે છે. અત્રે સારો બજાર છે. ત્યાંથી ૫ મૈલ **પોખર**–પછી ૧ મૈલ **વાસુસીશેરા**–૨ મૈલ **રેવના**–૩ મૈલ **મજખાલી**–૦॥ મૈલ **ધર્મશાળા**–અને ધર્મશાળા પછીથી ૮ મૈલ **રાણીખેત**–આવે છે. આ કમાઊ જીલ્લાનું ગામ છે. અત્રે લશ્કરી છાવણી છે, ને તેમાં ગોરૂ લશ્કર રહે છે. ગરમીની રૂતુમાં અધિકારી વર્ગ અને ગૃહસ્થલોકો હવા ખાવા આવે છે. અત્રેનાં હવાપાણી ઘણાં સારાં છે, અને મોટું બજાર છે, ને જોયતી દરેક વસ્તુ મલી શકે છે. અત્રેથી કાઠગોદામ જવા માટે માંટર પણ મલી શકે છે, તેમજ અત્રેથી અલમોડા ૨૨ મૈલ થાય છે. અત્રેના પહાડોમાં પત્થર, લોઢું, ને ત્રાંબુ વિગેરે ધાતુઓની ખાણો છે. અત્રે શિવાલીક નામનો પહાડ છે તેમાં હાથીઓ રહે છે. અત્રે મોટાં મોટાં ઝાડથી ભરપૂર જંગલો આવી રહ્યાં છે. આ જીલ્લામાં ચાનો પાક સારો થાય છે. અત્રેથી નૈનિતાલ પણ જવાય છે. ત્યાં ગવર્નરને રહેવાનો બંગલો અને લશ્કરની છાવણી છે. ઘણા યુરોપીયનો અને ઉચ્ચવર્ગના અધિકારીઓ અહીં આગળ ગરમીની રૂતુમાં રહે છે. ઘણેભાગે અત્રે યુરોપીયનોનીજ વસ્તી છે. કમાઉ વિભાગના કમીશ્નરસાહેબ પણ અહીં રહે છે. અત્રે પાણીની એક મોટી ઝીલ છે. **શીતલા** કે **શીતાજંગલ**–રાણીખેતથી ૯ મૈલ, ત્યાંથી **કાંકરીઘાટ**–૫॥ મૈલ, **પહાડીયા**–૧ મૈલ, **ચમડીયા**–૩ મૈલ, ને **ચમડીયાથી ખેરના**–૫ મલ થાય છે. અત્રે બજાર ઘણો સારો છે, અને ધર્મશાળા પણ છે. ત્યાંથી ૧॥ મૈલ **ગરમપાણી**–ચટ્ટી છે, ને તે આરામ કરવાલાયક જગા છે. ગરમ પાણીથી ૨ મલ **રામગઢ**–ને તે પછી ૧ મૈલ **રાણીઘાટ**–છે. ત્યાં સરકારી કેમ્પ છે. તે પછી ૧ મૈલ **બચખેત**–ત્યાંથી ૧ મૈલ **તલ્લાનીગલ્લાટ**–ત્યાંથી ૧ મૈલ **કૈચી**–ને તે પછી ૨ મૈલ **મલ્લાનીગલ્લાટ**–તે પછી ૨ મૈલ

**ભવાલી** કે **ભીમોલી**-ચટ્ટી આવે છે, ત્યાં સરકારી કેમ્પ ને ધર્મશાળા છે. તે પછી ૧ મૈલ **ફ્રસવલી**-ને પછી ૩ મૈલ **ભીમતાલ**-છે. અત્રે મોટુ તલાવ છે બજાર, ધર્મશાળા ને કેમ્પ પણ છે. ત્યાંથી ૨ મલ **કચીસડલી**-તે પછી ૨ મૈલ **નંદાદેવી**-અત્રે દેવીનાં દર્શન છે, અને એક પાણીની સુંદર ધારા ઉંચેથી પડે છે. ત્યાંથી ૨ મૈલ **કાઠગોદામ** આવે છે. તે રેલ્વેનું આખરનું સ્ટેસન છે. અત્રેથી રાત્રિ રેલ્વેમાં બેસી સ્વદેશ જાય છે. કાઠગોદામ નાનું ગામ છે. અત્રે મુસાફરોને રહેવાની સગવડ નથી તેથી લોકો ઘણેભાગે હલદ્વાની આવે છે. કાઠગોદામથી હલદ્વાનીનું પ્રથમ સ્ટેશન આવે છે, ને તે કાઠગોદામથી ૪ મલપર છે. ત્યાં દરેક સગવડ મલી શકે છે. ગામ રળીયામણું, સુંદર અને મોટુ છે. તેમાં બગીચા ધર્મશાળાઓ, પાણીના નળો, કચેરી, પોસ્ટ, ને તારઓફીસ, સરકારી તીજોરીનો ખજાનો, અને મોટું બજાર છે, તેમજ ત્યાં અનાજ કાપડનો સારો વ્યાપાર ચાલે છે તેથી વેપારનું મથક છે. અત્રેથી પહાડપર પુષ્કળ માલનુ જવું થાય છે. આ ગામ ડુંગરની તળેટીમાં આવેલું હોવાથી, ને આજુ બાજુ પુષ્કળ વનસ્પતિથી ભરપૂર હોવાથી બહુ શોભાયમાન દેખાય છે. કર્ણપ્રયાગથી કાઠગોદામ ૧૦૪ મૈલ છે, ને બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ ૬૩ મલ હોવાથી, બદ્રીનારાયણથી કાઠગોદામ ૧૬૭, મૈલ થાય છે. કર્ણપ્રયાગ આવતાં અમારા સાંભળવામાં આવ્યું કે કર્ણપ્રયાગમાં કોલેરાના કેશો ઘણા થયા છે તેથી અમે અત્રે ન રોકાતાં અમારે હરદ્વાર જવાનું હોવાથી રૂદ્રપ્રયાગને રસ્તે આગળ ચાલતા થયા. અત્રેથી વરસાદનું જોર વધતું જતું હતું. એ પ્રમાણે પ્રથમ કર્ણપ્રયાગથી રામનગર ને કાઠગોદામ જતા હતા પણ હાલનાં રામનગર ને કાઠગોદામ જવા માટે છેક ચોખુટીયા સુધી સાથે જઈ તે પછી બન્નેના રસ્તા છુટા પડે છે તેથી જેઓને કર્ણપ્રયાગથી પરભાર્યાં કાઠગોદામ ન જવું હોય તેઓ ચૈખુટીયા કે ગણાઈ સુધી આવીને અત્રેથી પણ કાઠગોદામ જાય છે.

## દશ્ય ૫ મું.

---

### કર્ણપ્રયાગથી રૂદ્રપ્રયાગ.




**ટવાપીપલ**—કર્ણપ્રયાગથી ૬ મૈલ ને રસ્તો સહેજ ચડાઇ ઉતરાઇનો છે. આખો રસ્તો ચાલુ વરસાદમાંજ પસાર કરવો પડયો હતો. આ ચટ્ટીએ પાણીનું ઘણું સરસ સુખ છે. ચટ્ટીની નજીકમાંજ નાની નદીના પ્રવાહ માફક જોરણું પાણી વહી જાય છે, તેથી નાહવા ધોવાની ઠીક મજા પડી હતી. અત્રે દુકાનદારને ત્યાંજ પોસ્ટઓફીસ છે. કેળાંનુ વાવેતર પણ અત્રે કરેલું છે, તેથી બે પૈસાના એકલેખે કેળાં મળતાં હોવાથી તે લઇને સર્વેએ ખાધાં હતાં. જમ્યા બાદ ચાલવા માંડયું.

**કુમેડા**—ચટવાપીપળથી ૪ મૈલ ને રસ્તો સીધો મેદાનનો છે. ચટવાપીપળ ચટ્ટીઆગળ **રૂઘનાથજીનું** મંદિર છે. તે મંદિરપર કલશ છે. તે કલશની ટોચ ઉપર અર્ધચંદ્રકાર સુવર્ણરસી તપતરામાં આજુબાજુ શંખ, ચક્ર, ને મધ્યમાં રામાનુજ આચાર્યના તિલકની આકૃતિ ત્રિશૂલના આકારે બે આંગળની છે. ત્યાં આંબાનાં ઝાડ પણ સારાં છે. **શિવાનંદી**—કુમેડાથી ૪ મૈલ ને રસ્તો સીધો ને સહેજ ચઢાઇનો છે. અત્રે આવી એક મોદીએ નવી બનાવેલી પાકી બાંધણીના મકાનવાળી ચટ્ટીના પહેલે માલે રહ્યા. આખીરાત વરસાદનું જોર ચાલુ રહ્યું હતું નવી ચટ્ટીનું છાપરૂં બરાબર નહીં હોવાથી અમારા દરેકના ઉપર વરસાદનું પાણી પડતું હતું, છતાં મીણ કાપડને ઓવરકોટ પહેરી જેમતેમ રાત પસાર કરી હતી. સવારમાં દલસુખરામભાઇની પથારી આગળ એક **વીંછી** અમારા જોવામાં આવ્યો હતો. આખી યાત્રા દરમ્યાન ઝેરીજંતુઓમાં ફક્ત આજ વીંછી અમારા જોવામાં આવ્યો હતો એટલે ઝેરી જંતુઓ આ પહાડમાં

વિશેષ છે જ નહીં. અત્રેના દેવળમાં જઈ દર્શન કર્યાં હતાં. રૂદ્રપ્રયાગ કે પુનાડ–શિવાનંદીથી ૮ મૈલ ને રસ્તો સીધો છે હિમાલયના યમુનોત્રી આદિ ચારે ધામ કરનાર યાત્રી, જો હરદ્વારથી દેવપ્રયાગને રસ્તે ટીહરી થઇ જાય, ને પછી કર્ણપ્રયાગથી રામનગર જાય તો દેવપ્રયાગ પછીથી રૂદ્રપ્રયાગ ને ગુપ્તકાશીના રસ્તાનાં તીર્થો રહી જાય, ને કર્ણપ્રયાગથી રૂદ્રપ્રયાગ સુધીનો રસ્તો પણ આવે નહીં, તેમજ મસૂરીથી ચારેધામ કરી હરદ્વાર જાય તેને પણ રૂદ્રપ્રયાગ સિવાયનાં બીજાં ગુપ્તકાશીની વચ્ચેનાં તીર્થો રહી જાય, ને આદિબદ્રી પણ રહી જાય છે. કર્ણપ્રયાગથી આદિબદ્રી ૧૧ થી ૧૨ મૈલ છે. ફકત કેદારનાથથી બદ્રીનારાયણ જઇ રામનગર કે કાઠગોદામને રસ્તે જનારને કર્ણપ્રયાગથી રૂદ્રપ્રયાગ સુધીનો રસ્તો બીલકુલ આવતો નથી. ઘણે ભાગે દહેરાદુનને રસ્તે મસૂરી થઈ પાછા હરદ્વાર આવનાર યાત્રીનેજ કર્ણપ્રયાગથી ચટવાપીપળવાળો રસ્તો રૂદ્રપ્રયાગ સુધીનો આવે છે, જેથી રસ્તામાં યાત્રિઓ ત્યાં ઘણીજ ઓછી સંખ્યામાં હોય છે, ને તે કર્ણપ્રયાગથી રૂદ્રપ્રયાગ ૨૨ાા મૈલ છે.

અત્રે અલકનંદાગંગા ઉપર લોખંડનો પૂલ છે. પૂલ ઉતર્યા સિવાયનો રસ્તો રૂદ્રપ્રયાગ આગળના ગામ પુનાડ થઇ બદ્રીનારાયણ જાય છે. પૂલ ઉતરીને જમણા હાથ તરફનો રસ્તો રૂદ્રપ્રયાગ સંગમ આગળ થઈ કેદારનાથ જાય છે, એટલે ગામને પુનાડ ને સંગમને રૂદ્રપ્રયાગ કહે છે. અત્રે ધર્માદા કાલીકામલીવાળાનું દવાખાનું, સદાવ્રત, ધર્મશાળા, પોસ્ટઓફીસ, ને સારી વસ્તીવાળું ગામ છે, ને ૨૫ થી ૩૦ દુકાનનું નાનુ બજાર પણ છે. અત્રેથી ૪૮, મૈલ કેદારનાથ છે. બદ્રીનારાયણથી આવતાં પ્રથમ કર્ણપ્રયાગનો પટ્ટીવાળો પૂલ જોયો હતો તેવો આ રૂદ્રપ્રયાગનો પૂલ છે, તે ઉતરી કેદારનાથના રસ્તે જતાં ૧ ફર્લાંગપર રૂદ્રપ્રયાગનું સ્થળ, ને કાળીકામળીવાલાની ધર્મશાળા, ને ત્રણચાર દુકાનો આવે છે. ત્યાંથી આગળ ૫૦, હાથને છેટે કેદારનાથની સડકે ગંગામાં ઉતરવાનાં ૨૨, પગથીયાં ડાબા હાથે નીચે ઉતરતાં,

ब्राह्मणने रहेवानी एक कोटडी आवे छे, के जे ब्राह्मण रुद्रप्रयागमां स्नान करती वखते आपणने संकल्प करावे छे, त्यांथी ६२, पगथीयां नीचे उतरतां एक नानी देहेरी आवे छे. तेमां अन्नपूर्णा, माता छे. त्यांथी आठ हाथनो पथ्थार सीधो चाली जवा पछी बीजां ६१, पगथीयां उतरतां उत्तरमांथी बद्रीनारायणथी आवेली अलकनंदा, अने केदारथाथथी पश्चिम तरफथी आवेली मंदाकिनी ए बन्ने गंगाओनो संगम थाय छे. ते थता संगमने रुद्रप्रयाग कहे छे. अत्रे पण नाहवुं, जोखम भरेलुं छे, माटे साचवीने स्नान करवुं. अत्रे अमोए स्नान कर्युं हतुं.

**रुद्रप्रयागना स्नाननो संकल्प**–प्रथम यमुनोत्रीना संकल्प प्रमाणे संकल्प करी विशेष संकल्प नीचे प्रमाणे करवो. "केदारखंडे, बद्रीकाश्रमे, रुद्रप्रयागतीर्थे, अलकनंदा, यमंदाकिनीगंगा संगमे स्नान महंकरिष्ये." अमे स्नानकरी ब्राह्मणने दक्षिणा आपी पाछा सडकपर आव्या.

## रुद्रेश्वर शंकरनुं देवळ.

हवे केदारनी सडकथी डाबे हाथे जेम संगममां उतराय छे तेज प्रमाणे जमणा हाथ तरफ उपर चढतां २२, पगथीयां चढीने जतां छुटा चोगानमां पत्थर जडेला छे ते चोकमां थइ शंकरना देवळमां जवाय छे. देहेरु १०, हाथ उंचुं ने ८ हाथ समचोरस छे. तेनी आगळ ९, हाथ लांबोने ५ हाथ पहोळो सभामंडप छे तेना मध्यभागमां एक हाथ लांबोने उंचो नंदी छे. तेनी डाबी बाजुए १ हाथ समचोरस श्याम पत्थरमां ५, थी ६ आंगळनी लंबाइनां बे पगलां विष्णुनां छे. पगलांनी चारे बाजुना चारे खूणामां शंख, चक्र, गदा, ने पद्मनां चिन्हो छे. शंकरना देहेरा पाछळ नारदेश्वरमहादेवनुं नानुं देवल छे. मुख्य शंकरना देवळमांना लिंगने रुद्रेश्वर महादेव कहे छे.

महादेवजीए नारदजीने अहीं संगीतनो उपदेश करी संगीतशास्त्र तेमने शिखव्युं हतुं. अत्रे नारदेश्वर, गोपाळेश्वर, अन्नपुर्णा, ने सोमेश्वरनां दर्शन छे. अत्रे बिलिपत्रनां

ઝાડ છે. જેઓ રૂદ્રપ્રયાગથી કેદારનાથ જાય છે તેઓ અત્રેથી બિલિપત્ર કેદારેશ્વરને ચઢાવવા લઈ જાય છે. અત્રે ૧ આંબલીનું ઝાડ પણ છે. અત્રે આવી દર્શન વિગેરેથી પરવારી નીકળ્યા

## દ્રશ્ય ૬ ઠું.

### રૂદ્રપ્રયાગથી દેવપ્રયાગ.



ગુલાબરાય-રૂદ્રપ્રયાગથી ૧૧ મૈલને માર્ગ સીધો છે. રસ્તામાં એક કાચો પહાડ તૂટી પડી તેનો મોટો ઢગલો રસ્તા વચ્ચેજ થયો હતો, અને તેમાં જોસબંધ પાણી નદીની માફક વહ્યું જતું હતું. સ્રીવર્ગને તે વહેતા પાણીમાં જેપાનીની પીઠપર બેસાડી ઉતારવામાં આવ્યાં હતાં. મહામુસીબતે તે વહેતા પાણીના પેલે કિનારે જતાં જેપાનીઓએ સૂચના આપી કે અત્રે બીલકુલ ઉભા રહેશો નહીં. એકદમ ચાલવા માંડો. તેથી અમો સર્વેએ કાંઇપણ વિચાર કર્યા વિના એકદમ ચાલવા માંડયું. તુટી ગયેલા પહાડનો ઢગલો પસાર કરી સડક ઉપર આવી ૦।, ફર્લાંગ જેટલે અમે આગળ ગયાં એટલે એક મોટો તોપના ધડાકાની માફક અવાજ થઈ તે પહાડ તુટી પડયો ! જો અમે જલદી ચાલી ગયા ન હોતતો કદાચ કોઈનું મરણ પણ નીપજતે, કારણ કે અમારા પછી બે સાધુઓ ધીમે ધીમે આવતા હતા તેઓના કહ્યા પ્રમાણે તેઓને દોઢ માઇલનો ચકરાવો ખાઇ આડે રસ્તે અલકનંદાગંગા નજીક જઈ અસલ સડકને રસ્તે આવવું પડયું હતું, ચટ્ટીએ પહોંચ્યાબાદ તેઓને આવતાં ઘણીવાર લાગી તેથી અમોને ઘણી ચિંતા થતી હતી. આ પ્રમાણે વરસાદના કાચા દિવસોમાં રસ્તામાં કાચા પહાડોનું તુટી પડવું થાય છે અને તેથી પણ યાત્રિને કોઇ વખત નુકશાન થવાનો સંભવ રહે છે. ગઈ કાલના અને આજના રસ્તામાં સડક ઉપર પહાડપરથી તુટી પડેલા પત્થર અને કાંકરાઓથી ભરેલા રસ્તાઓ અમારે

ઘણી જગ્યાએ પસાર કરવા પડયા હતા. અત્રે રસોઇ કરી જમ્યા હતા. **નરકોટા**–ગુલાબરાયથી રા મૈલને માર્ગ ઉતરાઇને ચઢાઇનો છે. **ખાંકરા કે ખાખરા**–નરકોટાથી રા મૈલ છેને અત્રે **પાટવતી,** નદી છે માર્ગ સીધોને ચઢઉતરનો છે. અત્રે રાતરહી સવારમાં ચાલતા થયા. **છાતીખાલ**–ખાંખરાથી રા મૈલ માર્ગ ઉતરાઇનો અત્રે ડાકબંગલો છે. **ભટ્ટીસેરા**–છાતીખાલથી ૧ાા મૈલ ને માર્ગ ઉતરાઈનો છે. પોસ્ટઓફીસ ને પાણીથી ચાલતી ઘંટી પણ અત્રે છે, ને **હર્ષવતી** કે **ડુંગરીપંથ** નામની નદી છે. **સુકતા**–ભટ્ટીસેરાથી રા મૈલ, માર્ગ સીધોને ૧ મૈલની ઉતરાઇનો છે. **સીરકોટ**–શુકતાથી ૨ મૈલ, ને માર્ગ સીધો છે.

**શ્રીનગર**–સીરકોટાથી ૩ મૈલ ને રસ્તો સીધો છે. જ્યારે શ્રીનગર એક મૈલ રહ્યું કે ત્યાંથી એક પહાડના શિખરપર પાણીની બનાવેલી ટાંકી અમારા જોવામાં આવી તે ટાંકી આગળ ત્યાં વહેતી નદીનું પાણી વાળેલું છે. તે શ્રીનગરથી લગભગ ૦ાા થી ૦ાાા મૈલપર છે, તે ટાંકીમાં નળોની પાઇપો ગોઠવી શ્રીનગરમાં તે પાઈપોથી નળદ્વારા પાણી પુરૂં પાડવામાં આવે છે. શ્રીનગર ૧, ફરલાંગ રહે છે ત્યારે ત્યાં કેટલાંક દેવદર્શનની નાની દેરીઓ આવે છે. તે પછી શ્રીનગરમાં દાખલ થવાય છે. આ સ્થળ બ્રીટીશ રાજ્યના ગઢવાલ જીલ્લાનું પ્રસિદ્ધ નગર અને ડુંગર પ્રદેશનું મોટું શહેર કહેવાય છે. સન્ને ૧૮૧૬ સુધી આ શ્રીનગરમાં ટીહરીરાજ્યની રાજધાની હતી.

શ્રીક્ષેત્રની ઉત્પત્તિ એવી રીતે થઇ છે કે સત્ય યુગમાં **સત્યકેતુને કોલાસુરનું** યુદ્ધ થતાં સત્યકેતુ પહેલાં હારી ગયેલો પરંતુ ભગવતી **શ્રીરાજરાજેશ્વરીને** પ્રસન્ન કરી વરદાન પામી કોલાસુરને હરાવી તેણે જીત મેળવી હતી તેથી આ **શ્રીક્ષેત્ર** કહેવાય છે. સપ્તસતી (ચંદીપાઠ)માં તે યુદ્ધ વર્ણવેલું છે. કોલ્હાસુરનું ધડ અને શરીર છુટાં પડી જે જગ્યાએ પડયાં તેની વચમાંની જગ્યાનેજ શ્રીક્ષેત્ર કહે છે. જુનું શ્રીનગરતો પાણીની રેલમાં તણાઈ ગયું છે, હાલમાં નવું બનેલું શ્રીનગર છે, આ સ્થળને

લક્ષ્મીક્ષેત્ર, પણ કહે છે. તેમજ શ્રીઆદ્યશંકરાચાર્યે અત્રે અલકેનંદાગંગામાં શ્રીયંત્રની સ્થાપના કરેલી છે, તે હાલ જલમાં ડુબેલી યંત્રશિલા છે. માઘ માસમાં ગંગાજળ ઓછું થતાં તે શ્રીયંત્રનાં દર્શન થાય છે.

અત્રે માતાજીનું જાગ્રત્ સિદ્ધિપીઠ અને આદ્યતીર્થ પણ કહેવાય છે. ગૌરી, કંસમર્દિની, મહિષમર્દિની, ચામુંડા, ને રાજરાજેશ્વરી, એમ જગદંબાની પાંચે સિદ્ધિપીઠ, સિદ્ધિને આપવા વાળી છે. એ પાંચસિદ્ધિ પીઠો હિમાલયમાં આવેલા શ્રીક્ષેત્રમાં છે. એમ પુરાણોમાં કહેલું છે.

અહીંઆગળ પોલીસનુંથાણું, મેજીસ્ટ્રેટની ને દીવાની કચેરીઓ, દવાખાનું, પોસ્ટઓફીસ, તારઓફીસ, સદાવ્રત, ને કાળીકામળીવાલાની ધર્મશાળા પણ છે. બજારમાં હુંડી વિગેરેનું પણ કામ થાય છે. સરજન ડોકટર પણ અત્રે રહે છે, ને પહેલા દરજ્જાનું, મસૂરી સિવાય સર્વથી મોટું શહેર આ કહેવાય છે. સંસ્કૃત પાઠશાળા, ઈંગ્રેજી સ્કુલ, ને બોર્ડીંગ પણ છે. તેમાં ૩૦૦ થી ૪૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. યાત્રામાં લગભગ ૦। મૈલ સુધીનું સર્વથી મોટું બજાર છે ને જોયતી સર્વ સામગ્રી અત્રે મળે છે. અત્રે તાડપત્રીની છત્રીઓ તથા પહાડની ઉત્પત્તિની દરેક વસ્તુઓ મળે છે. શહેરની વચ્ચે ચોક પાડયો છે. પહેલાંના શ્રીનગર કરતાં આ શ્રીનગર ઊચાણની જગ્યા ઉપર બંધાવ્યું છે. વ્યાપારી ઘણા છે તેમ કુલી, જેપાન, વિગેરે કરવાની એજન્સી પણ છે. શ્રીનગર. ટીહરી, પૌડી, અને બીજાં ગામોની મધ્યરેખા જેવું છે, અને નજીબાબાદ સ્ટેશનથી અત્રે માલ લાવવાનું સુગમ પડે છે, તેથી વ્યાપારનું સ્થળ થઈ પડયું છે, ને તેથી કેટલુંક સસ્તું પણ મલે છે.

અત્રે કિલકિલેશ્વર, રાજરાજેશ્વરી, નાગેશ્વર, ને અષ્ટાવક્રનાં મંદિરો છે, તેમજ લક્ષ્મીનારાયણના મંદિરમાં મૂર્તિ સુંદર છે. એ મૂર્તિ બે મુખવાળી છે. અર્ધાંગનારૂપે લક્ષ્મીજી છે, ત્યાં નારદજી અને આજુબાજુ શિવલિંગ છે. ગામ બહાર

**કમળેશ્વર** મહાદેવ છે ત્યાં પંચાક્ષર કે ષડાક્ષર મંત્રની એક માલા ફેરવવાથી શિવ પ્રસન્ન થાય છે. આ સ્થળે અમારો રહેવાનો વિચાર હતો, પરંતુ ધર્મશાળામાં તરત મરી જાય તેવી સ્થિતિમાં કોલેરા થયેલા બે પુરૂષો ને એક સ્ત્રી લોથતી હાલતમાં પડયાં હતાં તેથી અત્રે રહેવાનો વિચાર માંડી વાળી, સ્નાન વિગેરે કરી, અત્રે પાકીકેરી મલતી હોવાથી તે લીધી હતી. તેમજ ધર્મશાળાની પાસે એક માળીએ બગીચો બનાવ્યો હતો. તેમાંથી અળવીનાં પાનાં ભીંડા, ને કોબીજ. વિગેરે ખરીદી રસોઇ કરી, જલદી જમી, અત્રેની પોસ્ટમાં આવેલા કાગલ લઇ, કંસમર્દિની દેવીનાં દર્શન કરી ચાલવા માંડયું. **બિલ્વકેદાર કે ભીલ્લકેદાર**—શ્રીનગરથી ૪ મૈલને રસ્તો સીધો છે. રસ્તામાં એક બગીચામાંથી કોહોલું ખરીદી લીધું હતું શ્રીનગરથી હૃષીકેશ જતાં ૦॥। મૈલપર ડાબે હાથે ઉપલી બાજુનો સડકનો કઠિણ ચઢાઇનો રસ્તો ૯ મૈલપર **પૌડી** ગામ તરફ જાય છે. પૌડી જીલ્લાનું મુખ્ય મથક છે, ને જીલ્લાના અધિકારીઓ અત્રે રહે છે, ને દરેક અધિકારીની અત્રે કચેરીને ઓફીસ છે. શ્રીનગરથી ૯ મૈલ **પૌડી**—ત્યાંથી **અધવાની**—૧૦ મૈલ, તે પછી ૧૦ મૈલ ઉતરાઈ ને રસ્તે **બાંગઘાટ**—ત્યાંથી ચઢાઈને ૧૨ મૈલને રસ્તે **લૈનશીડોન**—ને ત્યાંથી ૧૦ મૈલ **દુગડી**, ને દુગડીથી કોટદ્વાર રેલ્વે એ જવાય છે. દુગડીથી એક્કા ગાડી ભાડે મળે છે. જ્યારે જમણે હાથે રસ્તો હૃષીકેશ જાય છે. શ્રીનગરથી ૧ મૈલપર હરદ્વાર તરફ જતાં **કમળેશ્વર** મહાદેવનાં દર્શન છે. ૧૮૯૪ માં કમળેશ્વર પાસે ઘણાં દેવળો હતાં તે તણાઇ ગયાં છે. કમળેશ્વર પાસે બ્રહ્મદેવ નામના બ્રાહ્મણે તપ કરેલું કહેવાય છે. અમો કમળેશ્વર ન જતાં એક ફર્લાંગ ચાલી નારદ મંદિરે દાખલ થયા આજે તાપનું જોર ઘણું વિશેષ હતું, ને બે વાગે બપોરે તરતના જમીને નીકળેલા હોવાથી સર્વના જીવ લખલખી ગયા હતા, તેથી પીપળાના ઝાડના છાંયડ.તળે આવી સર્વેએ બે કલાક આરામ કરી પછી **બિલ્વેશ્વર** આવ્યા, બિલ્વેશ્વરને **ભીલ્લકેદાર** પણ કહે છે.

મહાદેવે કૃષ્ણસખા અર્જુનને અત્રે પશુપતાકાસ્ત્ર નામનું અજીત હથીયાર આપ્યું હતું જેનાથી અર્જુને દૈત્યોને મારી ઈંદ્રાદિક દેવતાઓનું રક્ષણ કર્યું હતું. અત્રે ઢુંઢીઋષિએ તપ કર્યું હતું. ત્યાં અલકનંદાગંગા સાથે ઢુંઢાનદીનો સંગમ થાય છે તેથી તે સંગમને ઢુઢપ્રયાગ કે શિવપ્રયાગ પણ કહે છે. આ સ્થળ ઘણું રમણીય અને આજુબાજુના દેખાવો ઘણા આનંદદાયક લાગે છે. અત્રેનું શિવાલય ૭ થી ૮ હાથ ઉંચાઈનું ઘુમ્મટના આકારે છે. સંકરના દેવળનું દ્વાર પશ્ચિમાભિમુખે ઢુઢાનદીની સામે છે. સભામંડપના આગલા બે સ્થંભ છે. ને સભામંડપ ત્રણે બાજુથી ખુલ્લો ને ૪ હાથ સમચોરસ છે. તે પછી ત્રણ હાથ સમચોરસ લિંગવાળો ખંડને અંદર નાનું બ્રહ્મુવાહનનું દહેરૂં પશ્ચિમાભિમુખે છે ગંગાજી તરફ દહેરાથી જમણી બાજુ ત્રણ હાથ દૂર ૧ પગલું છે. તેને અર્જુનજીનું પગલું કહે છે.

અત્રે કરેલા અરજુનના તપ માટે મહાભારતમાં આવેલા વનપર્વના ૩૮–૩૯ મા અધ્યાયમાં જે કથા સવિસ્તર કહેલી છે, તેમાંનો સાર નીચે પ્રમાણે છે.

વૈશંપાયન ઋષિ જનમેજયને કહે છેકે—અર્જુન જ્યારે હિમાલયના શિખર ઉપર જઈ દંડ કમંડલ ધારણ કરી ડાભનાં વણેલાં વસ્ત્રો પહેરી ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો. ત્યારે કેટલેક સમયે શંકરપાર્વતી, સુવર્ણસમાન ભીલ અને ભીલડીનું સ્વરૂપ ધારણ કરી, બાણ અને ભાથો ખભે ચઢાવી, કેટલાક ગણોને સાથે લઇ અરજુન પાસે આવ્યા. એ સમયે મુક નામનો દૈત્ય વરાહનું રૂપ ધારણ કરી અરજુને મારવાના ઈરાદાથી અર્જુન તરફ આવતો હતો. તેને મારવા માટે અર્જુને ધનુષબાણ ચઢાવ્યાં, અને તેજ વખતે ભીલરૂપી મહાદેવજીએ પણ તે વરાહને મારવા માટે ધનુષબાણ ચઢાવી અર્જુનને કહ્યું કે આ વરાહને મારવાની મેં પ્રથમ ઈચ્છા કરેલી છે, છતા અર્જુને તે વાત નહીં ગણકારતાં તે વરાહપર બાણ છોડયું. તેજ રીતે શંકરે પણ પોતાનું બાણ તે વરાહ ઉપર છોડયું, જેથી વરાહ મરણ પામ્યો. ભીલરૂપ શંકરને અર્જુન કહે છે કે આ નિર્જન વનમાં તમો ફરનાર

કોણ છો અને મેં જે રાક્ષસને માર્યો તે રાક્ષસ ઉપર તમારે બાણ છોડવાનું શું કારણ હતુ. ? તેથી હું તમને જીવતાં જવા દઈશ નહીં. ત્યારે ભીલરૂપી શિવજીયે હસીને કહ્યું કે અમારા સંબંધી તારે કાંઈ વિચાર કરવા જેવું નથી, પરંતુ તારે આ સ્થળે ભયાનક ને ભયભરેલા જંગલમાં આવવાનું કારણ શું છે તે કહે. અર્જુને કહ્યું કે અત્રે હું **ગાંડીવ** ધનુષના બળવડે નિર્ભયપણે રહું છું, અને આ રાક્ષસને મેં માર્યો છો ત્યારે શંકરે કહ્યું કે તેને મારવાની મેં ઇચ્છા કરીને પ્રથમ મારા બાણથીજ તેનું મૃત્યુ થયું છે, જેથી બળવાન અને ગર્વવાળા અર્જુનને ક્રોધ ચઢયો અને તેથી પરસ્પર તેઓ બન્ને વચ્ચે બાણનું યુદ્ધ થવા લાગ્યું. શંકરના ઉપર અસંખ્ય બાણો અર્જુન મારવા લાગ્યો તે બધા બાણો ઉદાર મનથી શંકર શરીર ઉપર ઝીલતા, છતાં તેમાંનું એકે તેમના શરીરમાં લગાર પણ પ્રવેશ કરી શકતું નહતું. એ પ્રકારે જ્યારે અર્જુનનાં બાણો નિષ્ફળ ગયાં ત્યારે અત્યંત વિસ્મય પામી ભીલરૂપી શંકરને વખાણતાં તે બોલ્યો કે ખરેખર આ કોઇ મનુષ્ય નહીં પણ દેવ હોવા જોઇએ મારા બાણોના મારને સહન કરનાર મહાદેવજી સિવાય કોઇ પણ સમર્થ નથી. એમ કહી બીજાં અસંખ્ય બાણો માર્યા તે પણ શંકરે સહન કર્યા. આવું આશ્ચર્ય જોઈ, અર્જુન ભયભીત થઈ ગયો, ને ભાથામાંથી બાણ ખુટી ગયાં ત્યારે **અગ્નિનું સ્મરણ** કરી બે **અખૂટબાણોના** ભાથા મેળવ્યાને ફરી યુદ્ધ કરવા લાગ્યો એટલે શિવજીએ તેનું ધનુષ હરણ કરી લીધું ત્યારે અર્જુને **તરવાર** લઇ શંકરના મસ્તકમાં મારી. મારતાં જ તે તરવાર ભાગી ગઈ, તેથી અર્જુને ઝાડનાં ડાળાં, પથ્થરો, વિગેરે શંકરને મારવા માંડયાં, તેમજ હાથવતે મુક્કાઓનો માર મારવા માંડયો, ત્યારે શંકરે પણ અર્જુનને કેટલીક મુક્કીઓ મારી લાતોના પ્રહાર કર્યા જેથી અર્જુન બેભાન બની પૃથ્વી ઉપર ચત્તાપાટ પડયો. જ્યારે બે ઘડીએ શુદ્ધિમાં આવ્યો ત્યારે શંકરને શરણે જવાસારૂ માટીના સ્થંડીલનું શિવલિંગ બનાવી તેના ઉપર પુષ્પો ચઢાવી પુજા કરવા લાગ્યો. જે જે પુષ્પો લિંગ

ઉપર ચઢાવ્યાં હતાં તે તે પુષ્પો અર્જુને ભીલરૂપી મહાદેવજીના મસ્તક ઉપર ચઢેલાં દેખાયાં, જેથી અર્જુનની તે ભીલ નથી પણ મહાદેવજી છે. એવી ખાતરી થઇ, તેથી હર્ષમાં આવી જઇ દોડતો ભીલરૂપી શંકરના પગમાં જંઇ પડયો. ત્યારે શંકરે કહ્યું કે હે અર્જુન, કોઇથી ન બની શકે એવું તારૂં તપરૂપી મારી આરાધનાનું કર્મ, ધૈર્ય, અને પરાક્રમ, જોઈ ને મને ઘણો આનંદ થયો છે. મારા પરાક્રમની બરાબરજ તારૂં પરાક્રમ છે જેથી હું તને દિવ્યને ગુપ્તજ્ઞાન આજે કહું છે, કે તુ પૂર્વજન્મમાં "નર" નામે ઋષિ હતો એમ કહી પ્રસન્ન ગઇ, પોતાના પાશુપતાસ્ત્ર નામના અજીતશસ્ત્રની વિદ્યા શિખવી. તે પછી અર્જુને પાર્વતી સહીત શિવજીને મસ્તકનમાવી સ્તુતિ કરી અને કહ્યું કે પ્રભુ, અજ્ઞાનપણાથી મેં આપની સાથે યુદ્ધ કર્યું છે, છતાં હું તમારે શરણે આવેલો હોવાથી એ મારા અપરાધની ક્ષમા કરો ! સ્તુતિ સાંભલી પ્રસન્ન થયેલા શંકરે અર્જુનને ભેટી તેને શાન્ત કર્યો. એ પ્રમાણે મહાદેવે અત્રે ભીલનું સ્વરૂપ ધારણ કરેલું હોવાથી જ શંકરનું નામ પણ ભિલ્લેશ્વર કે ભિલ્લકેદાર પડયું છે.

વળી અત્રે દુર્વાસાના શ્રાપથી ઇંદ્ર જે પર્વતમાં છુપાઈ રહ્યો હતો તે ઈંદ્રકીલ નામનો પર્વત સામે કિનારે છે. તે આખો પર્વત ઝાડપાંન વિનાનો દેખાય છે. પરંતુ પર્વતના શિખરની ટોચ ઉપર ફક્ત એક બિલિપત્રનુંજ ઝાડ દેખાય છે. ત્યાં ખાંડવગંગા કે શિવગંગા નામની નદી પણ અલકનંદાને મળતાં તેઓનો સંગમ થાય છે, એટલે અત્રે અલકનંદા, ઢુઢા, ને ખાંડવગંગા એ ત્રણેનો સંગમ થતો હોવાથી આસ્થળને ત્રિવેણીસંગમ પણ કહે છે. આ પર્વત ઉપર માર્કંડેયઋષિએ તપ કરેલું છે, ને પોતાના તપના બળથી એ ગંગાને પોતેજ ત્યાં પ્રગટ કર્યાં છે તેથી ઋષિના નામ ઉપરથી આ નદીને માર્કંડેય ગંગા પણ કહે છે. અમો ઢુંઢ પ્રયાગમાં આચમન અને માર્જન કરી, બિલ્વકેદારનાં દર્શન કરી રાત રહી, સવારે ચાલતા થયા.

રામપુર કે રામનગર બિલ્વકેદારથી ૫ મૈલને માર્ગે

સીધો છે. અત્રેથી શરૂઆતમાં હુઢમનદીનો લાકડાનોપૂલ, કે જેની બન્ને કિંનારો કેહેડ કેહેડ સુધી બાંધેલી છે તે ઉતરી, આગળ ૧ મૈલ જતાં અલકનંદા નદી ઉપર લોઢાનો પાકો પૂલ બાંધેલો છે તે ઉપર થઇ, આગળ મૈલ ૧ જતાં એક ઝુલતો પૂલ આવે છે ત્યાં આવી પહોંચ્યાં. જમણે હાથને રસ્તે તે પૂલ ઉતરીને ટીહરી રાજ્યમાંના કીર્તિનગરમાં જવાય છે. ટીહરી થઈને યાત્રિઓ અહીં પણ આવે છે. અત્રેથી ૨૮ મૈલ પર ટીહરી છે, જે યાત્રિને હરદ્વાર જવું હોય તેને પૂલ ઉતરીને કીર્તિનગર જવું પડતું નથી ને આજ કિનારે કિનારે જવાય છે, ને હરદ્વારને રસ્તે જતાં સામા કિનારેનું કીર્તિનગર, તેનું બજાર, ને કચેરી પણ જણાય છે. આ કિનારે બ્રીટીશ રાજ્યની હદ છે, જ્યારે સામે કિનારે ટીહરી રાજ્યની હદ છે. કીર્તિનગર, ટીહરી રાજ્યની હદમાં છે. બિલ્વેશ્વરથી રામપુરસુધીમાં પાણીનું ફક્ત એક ઝરણું અઢી મૈલ પર છે. તે પણ સાધારણ છે, માટે બિલ્વેશ્વરથી પાંચ મૈલ જતાં સુધીમાં પાણીની તંગી છે એમ જાણવું અને તેથી ત્યાંથી પાણી પીનેજ જવું. હમારો પ્રવાસ ઘણો મોડો હોવાથી ઘણી જગ્યાએ પાણીની તંગી જણાતી હતીં, કેમજે ઘણા પહાડો ઉપરથી બરફ ઓગળી ગયા હતા, ને તેથીજ બરફ વિનાનાજ કેટલાક પહાડો દેખાતા હતા, અને કેટલાંક નાળાંઓ પાણી વિનાનાં સુક્કાંજ દેખાતાં હતાં તેનું કારણ પણ તેજ છે; ૧૧૫ મૈલ પછી બદ્રીનારાયણથી હરિદ્વાર જતાં, છેક હૃષીકેશ સુધી ફક્ત મૈલનાપિલ્લરજ છે, પરંતુ ફર્લંગનાં નિશાન બીલકુલ નથી.

ભેસવાડા, સમનગરથી ૨ મૈલને માર્ગ સીધો. રાણી બાગ–ભેસવાડાથી ૩ મૈલને માર્ગ સીધો. અત્રે જમ્યા હતા. સીતાકોટી–રાણીબાગથી ૩ મૈલને માર્ગ સીધો. ગોવીંદકોટી–સીતાકોટીથી ૩ મૈલને માર્ગ સીધો. અત્રે ચટ્ટીથી નીચાણમાં ૧, ફર્લાંગ દૂર ગોવિંદજીનું મંદિર છે, ત્યાંથી ૧॥ મૈલ જતાં નાની દેવાના ચટ્ટીએ સત્યનારાયણનું મંદિર છે, ને તેમાં બે વેંતની સત્યનારાયણની મૂર્તિ છે. દેવપ્રયાગ, ગોવિંદકોટીથી ૨

મેલ ને માર્ગ સીધો. અમો જ્યારે દેવપ્રયાગ આગળ આવ્યા ત્યારે, અલકનંદાગંગાની આ બાજુએ, જ્યાં કાળી કામળી વાળાની ધર્મશાળા છે, ત્યાં; અમોને જેપાનમાંથી ઉતારી દેવપ્રયાગ નામના ગામમાં જવાને માટે કહ્યું. આ ગામ અલકનંદાગંગાના સામે કિનારે છે. આ બાજુએ બ્રીટીશ રાજ્યની હદ છે, જ્યારે પેલી બાજુએ ટીહરી રાજ્યની હદ આવેલી છે, જેથી દેવપ્રયાગ તીર્થ અને ગામ ટીહરી રાજ્યની હદમાં આવેલાં છે. ત્યાં આગળ અલકનંદાગંગાનો વિશાળ પટ હોવાથી જેમ ત્રીયુગી નારાયણથી કેદાર જતાં એક દોરડાનો ઝુલતો પુલ છે તેવોજ મજબૂત તારનાં છ દોરડાંનો ઝુલતો પુલ બાંધેલો છે તે ઉતરી અમો દેવપ્રયાગમાં દાખલ થયાં. અત્રે બદ્રીનારાયણના પંડયાનાં ૨૫૦ થી ૩૦૦ ઘર છે, અને તેઓ દરેક પૈસે ટકે સુખી હાલતમાં છે. એથી ત્રણ માળનાં દૂરથી સુશોભિત દેખાતાં પંડયાઓનાં ભવ્ય અને વિશાળ ઘરો, મોટા શહેરની માફક વિશાળ પહાડોની ટોચ ઉપર આવી રહેલાં છે, તેમ બજાર પણ ઘણો મોટો છે. ૫૦૦ થી ૬૦૦ ઘરની વસ્તીનું ગામ છે, જેમાં બ્રાહ્મણની વસ્તી ઘણે ભાગે છે. જે યાત્રિ યમુનોત્રી ગંગોત્રી જવા માટે દહેરાદુન ન જતાં દેવપ્રયાગ થઇ ટીહરીને રસ્તે યમુનોત્રી ગંગોત્રી જાય છે, તેને અથવા ફક્ત કેદારનાથ અને બદ્રીનારાયણ જનાર યત્રિને દેવપ્રયાગ આવતાં બદ્રીનારાયણના ગોર અત્રેજ તેની પાસે ગોર તરીકેનું લખત કરાવી લેછે. અને યાત્રિની ઈચ્છા હોય તો અત્રેથીજ ગોરનો માણસ બદ્રીનારાયણ સુધી યાત્રિની સાથે જાય છે. પરંતુ, દહેરાદુનને રસ્તે યમુનોત્રી, ગંગોત્રી, થઈ બદ્રીનારાયણ જનારને તો છેક બદ્રીનારાયણમાં જઇનેજ પંડયા કરવા પડે છે. નારાયણનો પટ બંધ થતાં પંડયાઓ દેવપ્રયાગમાં આવીને રહે છે, ને જ્યારે પાછો પટ ખોલે છે ત્યારે પાછા તેઓ બદ્રીનારાયણ જાય છે. અત્રે બજાર પણ ઘણો સારો છે, તેમજ મહાવિધ્યાલયની સ્થાપના પણ અત્રેજ થયેલી છે, ગામ પાઘડીપને છે. બજારમાં

હરેક જોયતી વસ્તુ મળી શકે છે. તાર, પોસ્ટ, પોલીસ થાણું, દવાખાનુ, ને ધર્મશાળા છે. અત્રે સદાવૃત પણ અપાય છે. રહેનારને અત્રે ગમે તેવું પણ છે. બજારથી જરા આગળ જતાં ડાબા હાથનો નીચાણુનો નવો બંધાવેલો રસ્તો શરૂ થાય છે. ત્યાં રસ્તો બંધાવનાર ધર્માત્માનું એક આરસની તકતીમાં નામ પણ લખ્યું છે. તે નવે રસ્તે થઇ અમો ગંગાના સંગમ સ્થાન પર ગયા, ત્યાં ઘાટ પર પતરાં જડેલી ૨૫ હાથ લાંબીને ૬ હાથ પોહોળી છાપરાની છટી અડાળી પણ છે. અત્રે પણ સ્નાન કરવાનું માહાત્મ્ય છે. પૂર્વથી ગંગાજી ને ઉત્તરથી અલકનંદાગંગા વેગમાં આવી અત્રે બન્નેનો સંગમ થાય છે તેથી દરીઆની ભરતીના મોજાની માફક પાણી ઉંચું આવી જાય છે, જેથી યાત્રિઓને સ્નાન કરવાની સગવડ માટે વિષ્ણુપ્રયાગની માફક લોઢાની સાંકળ પણ રાખેલી છે, તે ઝાલીને યાત્રિ સ્નાન કરે છે. સંગમનો ઘાટ બાંધેલો છે, છતાં જો નાહનાર ગાફેલ રહે તો તે પાણીમાં ખેચાઈ જાય છે જેથી યાત્રિએ કિનારા પર બેસી ત્યાં લટકાવેલી સાંકળ ઝાલીને સ્નાન કરવું સલાહકારક છે, અથવા તો વાસણમાં પાણી લઈનેજ સ્નાન કરવું સારૂં છે. આજદિન સુધી જેપાનીઓ અમારી સાથે હોવા છતાં તેઓની નાત જાતની પૂરી ખબર અમોને પડી નહતી, જ્યારે અત્રે તેમાંના કેટલાક બ્રાહ્મણો છે એવી તેઓએ અમોને લગભગ યાત્રા પૂરી થયેલી હોવાથી ખબર પડવા દીધી, જેથી આ દેવપ્રયાગ તીર્થમાં સ્નાન કરી અમોએ ગૌરી અને બદ્રી વિગેરે બ્રાહ્મણ જેપાનીઓને સારી દાન દક્ષિણા આપી સંતોષવાથી તેઓ ઘણાજ ખુશી થયા હતા. અત્રેના સ્નાનનો સંકલ્પ યમુનોત્રીના સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી, વિશેષમાં, “ કેદારખંડે, બદ્રીકાશ્રમે, દેવપ્રયાગ તીર્થે, રામાશ્રમક્ષેત્રે, ભાગીરથી ગંગા ચ અલકનંદાગંગા સંગમે, સ્નાન મહં કરિષ્યે; ” એ પ્રમાણે કહેવું અત્રે થતા બંન્ને ગંગાના સંગમને દેવપ્રયાગ કહે છે, કારણ કે અત્રે દેવશર્મા નામના બ્રાહ્મણે સત્યયુગમાં ઉગ્ર તપ-

શ્ચર્યા કરી વિષ્ણુને પ્રસન્ન કરી અત્રે નિવાસ કરવાની વિનંતિ કરી હતી. તે દેવશર્મા બ્રાહ્મણના નામ ઉપરથી આ સંગમનું અને ગામનું નામ પણ દેવપ્રયાગ પડયું છે. તેમજ વળી તે દેવશર્માને રામચંદ્રજીએ ત્રેતાયુગમાં અત્રે પ્રત્યક્ષ દર્શન આપ્યાં હતાં, અને તેજ વખતથી દેવશર્માની વિનંતિ ઉપરથી રામચંદ્રજીએ પણ અત્રે નિવાસ કરવાનું વરદાન આપ્યું હતું તેથી અત્રે રામચંદ્રજીનું મુખ્ય ધામ ગણાય છે, અને તે પુરાણ પ્રસિદ્ધ વાત હોવાથી જ્યારે જગદ્‌ગુરૂ શંકરાચાર્ય અત્રે પધાર્યા ત્યારે તેમણે રામચંદ્રજીનું દેવળ બંધાવી તેમાં રામચંદ્રજીની મૂર્ત્તિની સ્થાપના કરેલી છે, તેથી રામચંદ્રજીનું અત્રે નિવાસ સ્થાન હોવાથી દેવપ્રયાગને **રામાશ્રમ** પણ કહે છે. તેમજ, આદ્યશંકરાચાર્યની, સંગમની પેલી બાજુએ, પહાડમાં મોટી ગુફા પણ હાલ મોજુદ છે. તે ગુફામાં રહી શંકરાચાર્યે બ્રહ્મ-સૂત્રો ઉપર ભાષ્ય રચ્યું હતું.

## રઘુનાથજીનું દેવળ.

સંગમથી ભાગીરથી ગંગાના કિનારે ૧૦૦ હાથ દૂર જતાં લગભગ ૮૦ પગથીયાં ચઢવાનાં આવે છે, ત્યાં એક દરવાજામાં દાખલ થવાય છે. ત્યાંથી ૧૫ પગથીયાં ચઢતાં એક ભવ્ય પત્થરથી જડેલા ચોકમાં દાખલ થવાય છે. તે ચોકની શરૂઆતમાં એક નાના ચાર થાંભલાના મંડપમાં ડાબો પગ નીચો વાળી જમણો પગ ઢીંચણથી વાળી બે હાથ જોડી બેઠેલા પિત્તળની ગરૂડજીની મૂર્ત્તિ છે, ને તે ચોકના મધ્યમાં રામચંદ્રજીનું, કે જેને અત્રે **રૂઘુનાથજીનું દેવળ** કહે છે, તે ભવ્ય દેવળ આવી રહેલું છે.

અત્રે દર્શન કરવા જનાર દરેક યાત્રિ પાસેથી દાખલ થવાની ફી એક એક પૈસો લેવામાં આવે છે. દેવળમાં અંધારાનો ભાગ વિશેષ છે, તેથી કપુરની આરતિ કરાવવાથી સારી રીતે દર્શન થઈ શકે છે. તે આરતિ કરવાના પૂજારી ૪ આના લેછે, દેવળમાં રૂઘનાજીની ઉભેલી મનુષ્યપુર શ્યામ સ્વરૂપ અલૌકિક મૂર્ત્તિનાં દર્શન છે. ડાબી બાજુ સીતા, ને જમણી બાજુ

લક્ષ્મણ, ભરત, ને શત્રુઘ્નની મૂર્તિઓ પણ બિરાજેલી છે. દેવળ બહાર નૃશિંહજીની નાની ડેરી છે.

આ દેવળ ૫૦ હાથ ઉંચાઈનું સોનાના કળશ સહીત છે. દેવળની પાછળ પરિક્રમા થઇ શકે છે. ત્યાં પણ કેટલાક દેવોનાં આજુબાજુ દર્શન છે. આ ક્ષેત્રના મુખ્ય દેવ રામચંદ્રજી છે. દેવપ્રયાગ ક્ષેત્રમાં પાંચ રક્ષકો છે ૧, લા તુંડેશ્વર-૨ જા, **બિલ્વેશ્વર**-૩જા, **તાંતેશ્વર**-૪થા, **ધનેશ્વર**-૫મા, **આદિકેશ્વર** એ પાંચ દિક્પાલો આક્ષેત્રની નિરંતર રક્ષા કરે છે. વળી આ સ્થળે રામચંદ્રજીએ શીવજીને પ્રસન્ન કરવા સારૂ તેમની આરાધના ને તપ કરી શિવલિંગની સ્થાપના કરેલી હોવાથી આ સ્થળ **શિવતીર્થના** નામથી પણ ઓળખાય છે. દર્શન કરી પાછા થોડાં પગથીયાં ઉતરી ડાબા હાથ તરફના રસ્તે ૨૦ હાથ દુર જતાં બીજું શંકરનું દેવળ રસ્તાના ડાબે હાથે છે, ને સંગમના સ્થાન ઉપર સરસ્વતીજીએ સ્થાપન કરેલું **વાગેશ્વર** નામનું શિવલિંગ છે. ત્યાં સરસ્વતી દેવીએ શંકરનું ઘણું તપ કર્યું હતું, તેથી શંકરે પ્રસન્ન થઇ સરસ્વતીજીને સંગીત શાસ્ત્રના સપ્તસ્વરના ભેદોસહીત સર્વ રાગરાગણીનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થવાનું વરદાન આપ્યું હતું. અત્રે બ્રહ્માએ જ્યાંપૂર્વે તપ કર્યું હતું ત્યાં **બ્રહ્મકુંડ** છે. બ્રહ્માજીએ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શકિત તપ કરીને અત્રે મેળવી હતી. તે **બ્રહ્મતીર્થ** બન્ને ગંગાના સંગમથી અલકનંદા તરફ અલકનંદાગંગાના જળમાં આવેલું છે. આ બ્રહ્મતીર્થથી ૫, હાથને છેટે ઉપલી બાજુ **વસિષ્ઠકુંડ** અને વસિષ્ઠનો **આશ્રમ** પણ છે. વસિષ્ઠથી ૮, હાથને છેટે **વારાહક્ષેત્ર** છે. અત્રે સર્વબંધુ નામના બ્રાહ્મણે તપ કરી ભગવાનને પ્રસન્ન કર્યા હતા, તે સ્થળે **વારાહતીર્થ** પણ છે. ને વારાહતીર્થથી ૧૬, હાથને છેટે મેધાતિથિ નામના બ્રાહ્મણે ઉગ્ર તપ કરી સૂર્યનારાયણને પ્રસન્ન કરેલા હોવાથી અત્રે **સૂર્યતીર્થ** પણ છે; ને સૂર્યતીર્થથી ૪૦ હાથને છેટે **પુષ્પમાલાતીર્થ** છે. અત્રે વિશ્વામિત્રના તપનો ભંગ કરવા જતાં તેમનો શ્રાપ પામી

મહરી થઇ દેવપ્રયાગમાં ગંગાનાં જળમાં **પુષ્પમાલા** નામે અપ્સરા રહી હતી અને તેનો રામચંદ્રજીના હાથે ઉદ્ધાર થયો હતો. તે પુષ્પમાલાના મોક્ષના સ્થાને હાલ **પુષ્પમાલાતીર્થ** છે, ને પુષ્પમાલાથી ૯ હાથને છેટે **ઇંદ્રદ્યુમ્ન તીર્થ** અને ત્યાંથી ૦ાા મૈલ **બિલ્વતીર્થ** આવેલું છે. એ સાતે તીર્થો અલકનંદા ગંગાના દક્ષિણ કિનારા પર આવેલાં છે, જ્યારે ડાબા કિનારા પર, સંગમથી ૫૦ હાથ પર, **શિવતીર્થ** છે. તે પછી ૦ાા મૈલ પર **વૈતાલશિલા**, અને **વૈતાલકુંડ** છે. ત્યાં સ્નાન દાન અને શ્રાદ્ધ કરવાથી પિતૃઓનો મોક્ષ થાય છે, અને ત્યાંથી ૫૦૦ હાથ દૂર **સૂર્ય કુંડ** છે. તુંડી નામના ભીલે શંકરની આરાધના કરી જે સ્થળે શંકરને પ્રસન્ન કર્યા હતા તે સ્થળે **તુંડેશ્વર** મહાદેવ પણ છે.

સ્કંદપુરાણમાં, કેદારખંડ નામના ભાગમાં, દેવપ્રયાગનું માહાત્મ્ય વર્ણવેલું છે. અત્રે રામચંદ્રજી, બદ્રીનાથ, કાલભૈરવ, હનુમાન, વસિષ્ઠકુંડ, વારાહશિલા, વૈતાલશિલા, વૈતાલકુંડ, પુષ્પમાલાતીર્થ. ઇંદ્રદ્યુમ્નતીર્થ, બિલ્વતીર્થ સૂર્યતીર્થ, વિગેરે ઘણાં તીર્થો આવી રહેલાં છે.

એ પ્રમાણે, (૧) વિષ્ણુપ્રયાગ, (૨) નંદપ્રયાગ, (૩) કર્ણ પ્રયાગ, (૪) રૂદ્રપ્રયાગને (૫) દેવપ્રયાગ છે. આ પાંચ પ્રયાગો બ્રિટીશ ગઢવાળ જીલ્લામાંજ આવેલા છે, પરંતુ દેવપ્રયાગ બ્રોટીશ હદની બાહાર પૂલની પેલી બાજુ ટીહરીની હદમાં છે.

એ સિવાય બીજા થતા સંગમોને પણ પ્રયાગ કહે છે, પરંતુ મુખ્ય ઉપલા પ્રયાગોનેજ **પંચપ્રયાગ** કહે છે.

અત્રે પણ કોલેરાના કેસો વધુ પ્રમાણમાં માલમ પડતા હતા. સીતાકોટીથી દેવપ્રયાગ સુધીમાં આવતાં આવતાં રસ્તામાં ચાર પાંચ મનુષ્યો તે બીમારી ભોગવતા અમે રસ્તાની આજુબાજુ પડેલા જોયા હતા, અને એક માણસ મરી ગયેલો પણ જોવામાં આવ્યો હતો, તેથી અત્રે રહેવાનો વિચાર માંડી વાળી સાંજ પડી ગયલી હોવા છતાં, છેક સંધ્યાકાળ પછી પૂલ ઉતરી પાછા સામે કિનારે આવી અમોએ દેવપ્રયાગથી ચાલવા માંડયું.

## દૃશ્ય ૭ મું.



દેવપ્રયાગથી લક્ષ્મણ ઝુલા.

ન્ડ-દેવપ્રયાગથી ૨ મૈલ, ને રસ્તો સીધો છે. વાદળને લીધે તથા રાત અંધારી ઘોર હોવાથી મોઢે મોઢું પણ સૂઝે નહીં તેવો સમય હતો, ને રસ્તાની પણ સૂઝ પડતી નહોતી, છતાં ભયના માર્યા અત્રેથી જવાની ફરજ પડી. અત્રેથી હરદ્વાર સુધી ગંગાને કિનારે કિનારે જ રસ્તો જાય છે. અમો ચટ્ટીએ આવ્યા ત્યારે અત્રે પણ કોલેરાના કેસો થયેલા હોવાથી ચટ્ટી તદ્દન ખાલી હતી. દુકાનદાર પણ દુકાન બંધ કરી સૂઇ ગયો હતો. તેને ઉઠાડી પૂછતાં તેના ઘરમાં પણ કોલેરાની હકીકત માલમ પડી જેથી ત્યાં ન રોકાતાં ત્યાંથી બસો હાથ દૂર એક રામચંદ્રજીનું મંદિર હતું ત્યાં મહારાજને વિનંતિ કરી અમો મંદિરની છૂટી પરસાલમાં સર્વે પડી રહ્યાં. રાત્રે આરતિનાં દર્શન કરી મહારાજે દેવને કેરીનો ભોગ ધરાવ્યો હતો, તેમાંની એક એક કેરી અમો સર્વેને આપી હતી. સવારમાં સાધુને યથાશકિત દક્ષિણા આપી ત્યાંથી વિદાય થયાં. ઉમરાસુ-સૌન્ડથી ૩ મૈલ ને માર્ગ સીધો ઝાલુરી-ઉમરાસુથી ૨ મૈલ, માર્ગ સીધો વ્યાસ-ઝાલુરીથી ૨ મૈલ, ને માર્ગ સીધો છે રસ્તામાં કેળનો બગીચો ને મંદિર આવે છે, ને તે પછી બે ફર્લંગ પર રસ્તાથી ૫૦ હાથ દૂર જમણે હાથે નીચાણમાં એક નાનું મંદિર સડકથી નીચાણમાં છે. તે પછી અર્ધા ફરલંગ પર વ્યાસ ચટ્ટી આવે છે. વ્યાસ ઘાટમાં દુવારગંગા અને ભાગીરથી ગંગાનો સંગમ થાય છે અહીંની જુની ચટ્ટી સન્ને ૧૮૯૪ ની રેલમાં તણાઈ ગઈ હતી. દુવારને વ્યાસગંગા પણ કહે છે. વ્યાસ ભગવાને

અત્રે પોતાના શિષ્યોને ૧૮, પુરાણ ભણાવ્યાં હતાં. અત્રે ધર્મ-શાળા પણ છે.

યમુનોત્તરી ગંગોત્તરી તરફ જે ઝાડો જોયાં હતાં તેવાં ઝાડો અહીં નથી પણ વિશેષ ચણી બોરનાં ઝાડો છે. આ બોર દેખા-વમાં પાકાંને સુંદર દેખાય છે, પરંતુ તે કડવાં લાગતાં હોવાથી ખાવાના કામમાં બીલકુલ આવતાં નથી. અત્રેથી થોડાં થોડાં બોરડીનાં ઝાડો હૃષીકેશ સુધી અવર નવર જણાય છે, અત્રેથી આગળ ફર્લાંગ જતાં, વ્યાસગંગાનો ઝુલતો પૂલ ઉતર્યા પછી હરદ્વાર તરફ બે માઇલની ચઢાઇ છે. ને પૂલ ઉતરતા પહેલાં ડાબા હાથ તરફ રસ્તો આવે છે તે **કોટદ્વાર** જાય છે. **કાંડી**-વ્યાસથી ૪ાા મૈલને માર્ગ ચઢાઇનો, અત્રે દવાખાનું ને પોષ્ટ ઓફીસ છે. બપોરે જમ્યા બાદ અત્રેથી અમોએ ચાલવા માંડયું શીખંડી-કાંડીથી ૧ મૈલ ને માર્ગ સીધો, રામ-શીખંડીથી ૧ મૈલ, ને માર્ગ સીધો, **કુર્લી**-રામથી ૧ મૈલ, ને માગ સીધો, **મહાદેવ**, કુર્લીથી ૩ મૈલ ને માર્ગ સીધો, અત્રે **શ્રીદ્વિજકુળ બ્રહ્મચર્યાશ્રમ** છે. તેમાં વિદ્યાર્થિઓ ભણે છે. તે અમે જોયું હતું, ને તેના ફંડમાં યથાશકિત ભેટ આપી હતી. ચટ્ટીથી અડધા મૈલને અંતરે પહાડ પર ત્યાં વિશેષ વિદ્યાર્થીઓ આ આશ્ર-મનીજ બીજી શાખામાં ભણે છે. અત્રે રાત રહ્યા હતા. અત્રે જયોતિષ અને સંસ્કૃતની પાઠશાળા છે, **પીપલ**-મહાદેવથી ાા મૈલને રસ્તો સીધો **બંદરભેલ**-પીપલથી ૩ાા મૈલ, ને માર્ગ સીધો **કુંડ**-બંદર ભેલથી ૩ મૈલ, ને માગ ચઢાઇનો, **બીજની**-કુંડથી ૩ મૈલ, ને માર્ગ ચઢાઇનો, **છોટીબીજની**-બીજનીથી ૧ાા મલ, ને માર્ગ ચઢાઇનો **વૈરાંગણા**-છોટીબીજ-નીથી ૧ાા મૈલને માર્ગ ઉતરાઇનો છે, **ગુલર**-વૈરાંગણાથી બે માઇલને રસ્તો સીધો છે. અત્રે રાત રહ્યા હતા, અને ચટ્ટી વાળા પાસેથી મેં અને હલસુખરામભાઇએ બે ઘોડા ભાડે કરી લીધા હતા. આ ચટીની પાસેજ પાણીનો મોટો પ્રવાહ વહે છે તેથી પાણીનું ઘણું સારૂં સુખ છે.

ફૂલવાડી–ગુલરથી ૩ મૈલ, ને માર્ગ સીધો છે લક્ષ્મણ-ઝોલા–ફુલવાડીથી ૪ મૈલને માર્ગ સીધો. અત્રેથી ૨ મૈલ પર ગરૂડ ચટ્ટી છે. તેમાં સ્વામી આત્મપ્રકાશ કાળી કામળી વાળાનો કેળાં, આંબા, ને ફળ ફુલના ઝાડોનો ઘણો સારો બગીચો બનાવેલો છે.

## ગરૂડજીનું મંદીર.

અત્રે ગરૂડ મંદિરને ગરૂડ ભગવાનનાં દર્શન છે. પ્રથમ દરવાજા પર પેસતાં બહાર બંન્ને બાજુએ પચીસ હાથ પહોળોને ચાર હાથ લાંબો ચુનાથી ચણેલો છોબંધ ઓટલો છે, ત્યાંથી ૬ પગથીયાં ચઢતાં કમાન વાળો, દરવાજે આવે છે, કમાનની બન્ને બાજુ, હાથ હાથ ચોરસ અને બે હાથની ઉંચી બેસી શકાય તેવી બેઠકની છોબંધ જગ્યા કરેલી છે. કમાનના દરવાજામાં દાખલ થતાં ૬૦, હાથ સમચોરસ જગ્યામાં અઢી હાથની ઉંચાઇનો એક સરોવરની માફક દેખાતો પાણીનો ભરેલો સુંદર કુંડ છે, દેવળની બહાર ૧૦૦) હાથ દૂર, એક પર્વતના શિખર ઉપરથી એક ફર્લાંગની ઉંચાઇએથી પાંચ ઇંચના નળમાંથી નીકળતા પાણીની ધારા જેટલો જોસબંધ સતત પાણીનો પ્રવાહ વહો જાય છે, તે જોનારને ચિત્તાકર્ષક આનંદદાયક લાગે છે તે પ્રવાહનું પાણી જરૂર પડતાં આ કુંડમાં લાવી શકાય તેમ ગોઠવણુ કરેલી છે, ને તે પાણી કહાડી નાંખવા માટે પણ કુંડના તળીયે જગ્યા રાખેલી છે, તેથી કુંડમાં પાણીની આવકને જાવક સહેલાઇથી થઈ શકે છે. ને તેથી પાણી હંમેશાં સ્વચ્છ રહે છે. દરવાજાથી ત્રણ હાથ લાંબાને તેટલા જ પહોળા કુંડના પાણીની ઉપર પૂલની માફક બનાવેલા રસ્તે થઈ ૨૫, હાથના સમચોરસ કુંડનાં જળના મધ્યભાગે આવેલા ઓટલા પર જવાય છે. તે ઓટલા પરથી ઉત્તરને દક્ષિણ દિશાએ કુંડમાં જવાનાં ચાર ચાર પગથીયાં દરેક દિશાના મધ્યમાં છે, ને તેના ચારે ખૂણે પંચકોણાકારના પિલ્લરો ચણેલ: છે. તે ઓટલાના મધ્યભાગે ૮, હાથ સમચોરસ ગરૂડભગવાનનું મંદિર છે. દેવળનું દ્વાર પૂર્વાભિમુખે છે. ઓટલાના ઇશાન ખૂણા પર ૪ હાથની ઉંચી નાની દેરીમાં શ્રીશંકરનુ લિંગ છે ગરૂડભગવાનનું ચ્હેરૂં ચોખંડું

ઘરના આકારે, ચાર હાથ સમચોરસ ને સાત હાથ ઉંચું છે. ઉપર પદ્માકારે અર્ધઘુમટના આકારનું શિખર છે, દેવળની પછવાડેથી દેવળ પર ચઢવાનાં ૧૨ પગથીયાં છે. ચઢીને દેવળના ઉપલા ધાબામાં જવાય છે દેવળના મધ્યના ઓટલાની પાછલી બાજુએ કુંડના જળના કિનારે જવા, તેની ઉપર પ્રથમના પૂલના જેવોજ ૩ હાથનો રસ્તો છે, અને તેની પાછળ ૧ થી સવાવીઘા જમીન જેટલામાં બગીચો છે, તે પછી મોટો ઉંચો પર્વત છે, દેવળમાં બે હાથની ડોકા બારીઓ જમીન દળથી ૩ હાથની ઉંચાઇએ ઉત્તર દક્ષિણ બન્ને બાજુની ભીતોમાં દેવળની બહારની બાજુએ છે ને તે ડોકા બારીઓની આજુબાજુ હાથ હાથના બે ગોખલા છે. દેરાનું ચણતર ઇંટ અને ચુનાનું છે.

આ દેવળનો ૪ હાથ સમચોરસ એકજ ખંડ છે. તેમાં ભીંત તરફના ગોખલામાં શ્યામ પાષાણની ૨॥ હાથની મૂર્તિ પૂર્વાભિમુખે ઉભેલી છે. તેમના બન્ને પગમાં ફણાવાલા નાગો વિંટાલાઇ વળેલા છે. બન્ને કાનોમાં સર્પના કુંડલો તથા માથે વિંટાળેલો સર્પનોજ ગોલાકાર, મુગટનો આકાર છે.

અત્રે અમો દરેકને સ્વર્ગાશ્રમના કાલીકામળીવાળા બાવા આત્મપ્રકાશજીના તરફથી બગીચાના રક્ષકે એક એક કેળું ભેટ તરીકે આપ્યું હતું. ચટ્ટી મુકી ૨૦૦ કદમ આગળ ચાલતાં રસ્તાની જમણી બાજુએ છ હાથનો સમચોરસ ને બે હાથનો ઉંચો ચોતરો સિંહાસનની બેઠકનો બનાવેલો છે.

ચટ્ટીથી હરિદ્વાર આવતાં રસ્તાની બન્ને બાજુએ વીશ વીશ હાથની પહોલાઇ અને ૧॥ થી ૨ ફર્લાંગની લંબાઇ સુધીનો સુશોભિત બગીચો બનાવેલો જોવામાં આવે છે આ બગીચો અત્રેના પ્રમાણમાં ઘણો સુંદર છે. આ યાત્રામાં બીજે કોઇપણ સ્થળે આવો સુંદર બગીચો નથી.

જ્યારે લક્ષ્મણ ઝુલાનો પૂલ એક ફર્લાંગ રહે છે ત્યારે સડકની જમણી બાજુએ કૈલાસાશ્રમ આવે છે તે સ્થળ બહુ રમણીય, આનંદદાયક, ને એકાન્તવાસ કરી રહેવા લાયક છે. આ આશ્રમ

એક પર્વતના શિખરપર આવેલો છે તેથી તેની સુંદરતા ઓર વિશેષ લાગે છે. ત્યાં જગદ્ગુરૂ **આદ્યશંકરાચાર્યનું** દેવલ છે. તે મંદિરની ભીંતો ઉપર કેટલેક ઠેકાણે મનુષ્યોને અવશ્ય મનન કરવા લાયક વેદાન્ત વાક્યો લખેલાં છે. અત્રે ભિક્ષુકોને સદાવ્રત પણ આપવામાં આવે છે. ત્યાંથી પૂલ નજીક આવી, પૂલ ઉતર્યા સિવાય ડાબે હાથે જતાં ઘણાં દેવમંદિરો છે. પ્રથમ બે હાથના ઉંચા ઓટલાઉપર ખુલ્લામાં શંકરનું લિંગ, પાર્વતી, ને નંદી છે, તે પછી રામચંદ્રજીનું દેવળ છે. તેમાં **રામ**, **લક્ષ્મણ**, **જાનકી** વિગેરેનાં દર્શન છે. તે પછી હનુમાનજીનું મંદિર છે તે દેવળમાં સામે હનુમાનજીની બેહાથની સિંદુરર્ચિત છત્ર-સહિતમૂર્તિ છે. તેમના ડાબે હાથે ખૂણા પડતી, ચાંદીના છત્ર સહીત રામચંદ્રજી ને સીતાજીની મૂર્તિ ધનુષ્ય બાણ સહીત છે, ને બીજી એક મૂર્તિ પણ વસ્ત્રાલંકાર સહીત છે. તે પછી થોડે દૂર દક્ષિણ તરફના મંદિરમાં હનુમાન પ્રથમ માફકને ડાબે હાથે સૂર્ય, **રામચંદ્રજી** ને **નૃસિંહભગવાન** અનુક્રમે છે. તે મૂર્તિ-યોથી ઉંચાઇએ અધિષ્ઠ, દેવ લડ્ડુગોપાળ ને બીજી બે મૂર્તિયો છે. તેમના હાથમાં સુવર્ણમય બદ્રીનારાયણ છે ને **સાક્ષીગોપાળ** જમણી બાજુ ને, **બાલગોપાળ** ડાબી બાજુએ છે. બાલગોપા-લની ઉપર ઉંચાઈએ **બદ્રીશ** છે. દેવલના ઘુમટપર પ્રથમ મોટો કળશ, પછી બે આંગળની વચમાં દાંડી, તેના ઉપર નાનો કળશ ને દાંડી, એમ પાંચ મોગરા, ને છઠ્ઠા મોગરા સહીત, આ રતિના આકારનો સોનેરી કલશ છે, ને દેવલપર ધજાફરફરે છે. **સામી બાજુમાં સંતસેવાશ્રમ છે. લડ્ડુગોપાલને સંતસેવાશ્રમની વચમાં પૂર્વાભિમુખે ઋષિકુલ બ્રહ્મચર્યાશ્રમ છે ત્યાં આઠ પગ-થીઆં ચઢીને આગળ ચોક આવે છે. ત્યાંથી દરવાજામાં પેસી આશ્રમમાં જવાય છે. વગર ફીએ દ્વિજોને એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, ને વૈશ્ય, એ ત્રણે વર્ણના બાળકોને સંસ્કૃતને વેદોક્ત અભ્યાસ કરા-વવામાં આવે છે. હાલ ૨૦ બ્રહ્મચારી આ સંસ્થાનો લાભ લેછે. પટના જીલ્લામાં કાશી પાસેના ગામ પુષ્પપુરીવાળા પંડિત સરયૂ-**

દત્તજી, વિદ્યાભૂષણ શાસ્ત્રી, અહીંઆં વિદ્યાભ્યાસ કરાવે છે. એ સિવાય પણ કેટલાંક દર્શનો અત્રે છે. અત્રેથી પરબાર્યો સ્વર્ગાશ્રમે આજ કિનારે સડકને રસ્તે ૧ મૈલપર જવાથી ગંગાજીના કિનારે કિનારે જતાં પર્ણકુટીઓ બાંધીને રહેલા ઋષિમુનિઓના આંશ્રમો જોવા ઉપરાંત તેમનાં દર્શન પણ થાય છે, પરંતુ તે રસ્તે જતાં લક્ષ્મણજીનાં દર્શન કરવાનાં રહી જાય છે તેથી પાછા સ્વર્ગાશ્રમ જોઇ લક્ષ્મણઝુલે પાછા આવી, પૂલ ઉતરી લક્ષ્મણજીનાં દર્શન કરવા જવું પડે છે. આખી યાત્રા દરમ્યાન આ છ દોરડાનો ઝોલાપૂલનો પટ ૨૫૦ ફુટથી વધારે લંબાઈનો છે. લક્ષ્મણ ઝુલાનો પૂલ ઉતરીને પેલે પાર જઈ તરતજ ઝુલાની બાજુમાં હરદ્વાર તરફના કિનારે સ્નાન થાય છે. અત્રે સ્નાન કરવા જવા માટે બે ઘાટ બાંધેલા છે. પૂલ પાસેનો ઘાટ ઈંટોનોને ચુનાનો છે. તે ઘાટનાં ૫૫, પગથીયાં ઉતરતાં ગંગાના જળમાં જવાય છે. બીજો ઘાટ પણ દશ હાથ છેટે છે. તેનાં પણ ૪૦, પગથીયાં ઇંટનાં છે. બન્ને ઘાટને થોડાં થોડાં પગથીયાં મૂકીને બબ્બે હાથના પરથાર કરેલા છે. અત્રે ગંગાજીના જળમાં નહાવાનું છે, પરંતુ તે ઘાટમાં ગંગાજીના જલમાં ધ્રુવકુંડ છે. કહે છે કે આ ધ્રુવકુંડ જલમાં ડુબેલો છે, તેથી આજ ગોએ ગંગાજીમાં નહાવાથી ધ્રુવકુંડનું સ્નાન કર્યું કહેવાય છે. અત્રેના સ્નાનનો સંકલ્પ પ્રથમ યમુનોત્રીના સંકલ્પ પ્રમાણે સંકલ્પ કરી વિશેષ સંકલ્પ નીચે પ્રમાણે કરવો કેદારખંડે, બદ્રીકાશ્રમે, લક્ષ્મણક્ષેત્રે, ભાગીરથી ગંગાયાં, ધ્રુવકુંડતીર્થે, સ્નાન મહંકરિષ્યે.' આ ઘાટ આગળ ધ્રુવજીને તપ કરવાની જગા છે. તેને **ધ્રુવનીગુફા** કહે છે તે ગુફાનું બે હાથની ઉંચાઇનું અને દોઢ હાથની પહોળાઈનું જાળીવાળું બારણું છે. ગુફા બે અઢી હાથ લાંબી પહોળી છે. ત્યાં ધ્રુવજીએ તપ કર્યું હતું એમ કહે છે. તે ગુફામાં ધ્રુવની મૂર્તિ નથી. આગળ ઉભા રહી ગુફાનાં દર્શન થાય છે. તેની જમણી બાજુ પગથીયાં છે. તે ત્રીજા રસ્તેથી પણ ઘાટ ઉપર જવાય અવાય છે.

**બદ્રીમંદિર**—આ ઘાટની ઉપરજ આ મંદિર આવેલું છે. પ્રથમ છુટા, થાંભલાની ૬, હાથ પહોળી રવેસ ને તેના ઉપર મેડો ઘુમટવાળો છે. ત્યાં દરવાજો ડહેલાની માફકનો છે તેમાં દાખલ થતાં ખુલ્લો ચોક ૨૫ હાથ લાંબોને ૫, હાથ પહોળો આવે છે. તેપછી ૪, હાથ સમચોરસ ચણેલા થાંભલાનો સભામંડપ છે. ત્યાં ઘંટ લટકાવેલા છે. તે પછી બદ્રીનારાયણનું દ્વાર આવે છે. તેમાં સિંહાસન ઉપર ભગવાન **બદ્રીનાથજી**ને તેમની ડાબી બાજુ લક્ષ્મણજી છે. જમણી બાજુ મગરની સ્વારી સહીત **ગંગાજી** છે. અંદર સવા હાથના સિંહાસનપર વેંતનું બીજું આસન, ને તેની ઉપર હાથ ઉંચાઈની બીજી મુર્તિયો છે. એજ દેવળમાં જમણી બાજુ ધ્રુવજીનું મંદિર છે. તેને જાળી લોખંડની છે. ચોકમાં પરિક્રમા પૂરી થતાં ઉત્તરમાં બે હાથ સમચોરસ અને ત્રણ હાથ ઉચું દેવળ છે. દેવળમાં શંકરનું એક વેંતનું લિંગ છે. ગલતીયું ત્રાંબાની ગાગરમાં છે. હાથ જોડીને પાર્વતીજી ઉભેલાં છે ને નંદીને ગણપતિ આરસના છે. બદ્રિ મંદિરપર કલશ પણ ૬, આંગળની ઉંચાઈએ મોગરાના આકારે છે. બદ્રીમંદીરથી બાહાર નીકળી આગળ ૧૦ હાથ દક્ષિણમાં ગંગા કિનારે જતાં વડ પીપલનાં ઝાડ આવે છે. ત્યાં પીપલાતળે બે શિવલિંગ છે, ને વડના ઝાડે પીતલનો ઘંટ લોઢાની લાકડીએ ભેરવેલો છે. અત્રે ૫–૬ દુકાન બદ્રીશના દેવલની બાજુમાં ને પુલના સામેજ છે, ને ત્યાં મીઠાઈ, મોદીખાનું, ને જોઈતી વસ્તુઓ મળે છે.

અત્રેથી હરદ્વારને રસ્તે લક્ષ્મણજીના મંદિર તરફ જતાં ઝોલાપૂલથી ૧૫, હાથ દૂર બબ્બે હાથના પરથારનો ઈંટને ચુનાનો ઘાટની માફકનો રસ્તો કરેલો છે એવા રસ્તે આસરે ત્રીસ પગથીયાંના પરથાર ચઢીને જવાય છે, આ સ્થળ **તપોવન** કહેવાય છે. અત્રેથી ૧ ફર્લાંગ હરિદ્વાર તરફ જતાં લક્ષ્મણજીનું મંદિર આ છે.

## લક્ષ્મણજીનું મંદિર.

આ મંદિરનો ઉત્તરાભિમુખનો દરવાજો છે. દરવાજાની સામે બહાર રસ્તાની જમણી બાજુએ **ગરૂડજીની** વઆલંકારને

નેત્રો સહિત ત્રણ હાથની ઉંચી મૂર્ત્તિ છે. તે એક સાધારણ ઘરના છાપરામાં છે. લક્ષ્મણજીના મંદિરને ફરતો વિશાળ કોટ છે, તેમાં પેસવાનું ઉત્તરાભિમુખનું દ્વાર છે. કોટની અંદર ૧૦૦ હાથ સમચોરસ ચોક છે. તે ચોકના મધ્યભાગે ૩૦ હાથ સમચોરસ દેવળ છે. તે દેવળનાં ત્રણ દ્વાર પશ્ચિમાભિમુખનાં છે. ત્રણે દ્વારનાં બારણાં લાકડાના ચોકઠાનાં ને વિશાળ છે. દેવળની ઉપર પાકી છો કરેલી છે. વચલા બારણામાંથી સભામંડપમાં જવાય છે. સભામંડપ વચ્ચે ઘંટ લટકાવેલો છે. સભામંડપ ૩૦ હાથ પહોળો, ને ૫ હાથ લાંબો છે. તે પછી એક પગથીયું ચઢતાં લક્ષ્મણજીના દહેરાનું દ્વાર બારણાંને જાળી વાળું છે. ચાંદીનો મુગટ ઉત્તમ વસ્ત્રા લંકાર, નેત્રોને તિલક સાથે ૩ હાથ ઉંચી, એક હાથના સિંહાસન પર આરસની **શ્રીલક્ષ્મણજીનીમૂર્ત્તિ** બિરાજે છે દેવળ પર ધજા છે. દેવળ ૬૦ થી ૭૦ હાથ ઉંચું છે. લક્ષ્મણજીના મંદિરના શિખર પર સુવર્ણ રસીત બે મોટા લોટાના આકારના કળશ ઉપર મોગરો છે દેવળ યુરોપીયન ચર્ચના આકારે ઉપલા ભાગમાં છ હાથ ચોખંડુ, અને તે પછીથી ઉપર દેવળનો આકાર છે. દરવાજાના મકાન પર દેવળમાં મોખરે ગણપતિ છે. સભામંડપની અંદરથીજ દેવળની પરિક્રમા થાય છે. દહેરાની પાછળ પરિક્રમામાં હનુમંતની મૂર્ત્તિ દહેરાની ભીંતમાં પુરૂષ પૂર ઉંચે એક વેંતની સિંદુર ચર્ચિત છે. ઘુમટની છતમાં અને સભામંડપની છતમાં પ્લાસ્ટર ઓફ પેરીસ જેવું ઉત્તમ કામ કરેલું છે.

## લક્ષ્મણેશ્વરનું દેવળ.

દેવળ સામે ૧૦૦ હાથ છેટે એક દરવાજો છે, તેમાં દાખલ થઈ, ત્યાંથી પીપળાના થડમાં થઇને, આગળ ૧૦ પગથીયાં ઉતરી પગથીયાંની ડાબી બાજુ પર્વત તરફ પૂર્વાભિમુખના દ્વારના દહેરામાં લક્ષ્મણેશ્વર મહાદેવ છે, દેવળ ૨૦ હાથ ઉંચુ ને જૂનું જર્જરિત છે. લાકડાનાં બારણાં છે. જગ્યા અવાવરૂ છે. દેવળમાં ચતુષ્કોણ ૨ાા, હાથની સમચોરસ કિનારા વાળી જળાધારી

છે, તેમાં લક્ષ્મણેશ્વર નામનું શિવલિંગ છે. પર્વત તરફ ૧, મધ્યથી જમણી બાજુની દિશામાં ૪, પશ્ચિમમાં ૪ ને દક્ષિણ ખુણામાં ૨, એમ ૧૧, તે જળાધારીની બહાર બીજાં લિંગો છે, અને વચમાં કિનારા તરફ આરસનો નંદી છે. બધાં મળીને દ્વાદશલીંગ છે, બીજાં દરેક લિંગની પાછળ, પદ્માકારના પત્ર માફક, ફરતી જળાધારી છે. દેવળની સામે એક પડત હાલતમાં ચોગાન માફક ૨૦૦, હાથ સમચોરસ એક મોટો વરંડો છે, ને તેને ફરતો કોટ છે. તે બધું પડતર હાલતમાં છે. આ સ્થળે લક્ષ્મણજીએ ઇંદ્રજીતને મારવાથી થયેલા ક્ષોભને લીધે શંકરનું તપ કર્યું હતું, તેથી શંકરનું નામ લક્ષ્મણેશ્વર પડયું છે, તેમજ લક્ષ્મણજીને થયેલો ક્ષયરોગ પણ આ સ્થળે મટયો હતો.

---

## દ્રશ્ય ૮ મું.

### લક્ષ્મણ ઝુલાથી હરદ્વાર.



તપોવન—લક્ષ્મણ ઝુલાથી ૧॥ મૈલ, ને માર્ગ સીધો છે. લક્ષ્મણજીના દેવળથી આગળ જતાં તરતજ બીજાં ૩૪, પગથીયાં ચઢીને તપોવન તરફને રસ્તે જવાય છે. મૈલ ૧, જતાં એક ભવ્ય મંદિર આવે છે, પણ દર્શન બંધ થયેલાં હોવાથી અમોને તેની અંદરનાં દર્શન થયાં નથી. હરદ્વારથી તપોવન સુધી ગાડી, ઘોડા, ને મોટર, સાયકલ, વિગેરે આવી શકે છે. ત્યાંથી જરા આગળ જતાં ઘણાં દેવમંદિરો રસ્તાની બંને બાજુએ આવે છે, ને વિશાળ મકાનો એકથી બે માળનાં, સડકની બન્ને બાજુએ, પાકી બાંધણીનાં, આવી રહેલાં છે, તેથી અત્રેનો દેખાવ બહુ રમણીય લાગે છે, દૂર દૂર નજર કરતાં પર્ણકુટિકાઓ બાંધીને મહાત્માઓ નિવાસ કરી રહી એકાન્ત જીંદગી ગુજારી પરમાત્માને ઓળખવા સતત

પ્રયાસ કરી રહ્યા છે. જાત્રાએથી ઘેર આવ્યા પછી માસ ૪, જતાં અમને ન્યુસ્પેપર (છાપા)દ્વારા ખબર પડી હતી કે ગંગાજીમાં ઘણી મોટી રેલ આવી લક્ષ્મણ ઝુલાનો પૂલ તુટી ગયો હતો અને પર્ણકુટીઓમાં નિવાસ કરતા સાધુ મહાત્માઓ વિગેરે ૫૦૦ થી ૭૦૦ મનુષ્યોનું નુકશાન થયું હતું. ત્યાંથી આગળ આવતાં એક મંદિરમાં એક પગની નીચે કાલનેમિ દૈત્યને દાબે છે એવા પ્રચંડ, ૪ હાથ પહોળા, ૧ા થી ૨ માથોડા ઉંચા, ત્રિશૂલાકૃતિના તિલક સાથે, **હનુમાનજી** છે. જોડમાં **દર્શનમહાવિદ્યાલય છે.** હનુમાનની ડાબી બાજુ **ગોપાલજીને** રામલક્ષ્મણજી વિગેરે ચાર ભાઈઓ છે. હનુમાનના મંદિરથી ૫૦ કદમ રસ્તાની સામી બાજુ રામલક્ષ્મણ જાનકીનાં દર્શન છે. દેવળ અને મૂર્તિ પુરાતની છે. જમણી બાજુ હનમંત, ડાબી બાજુએ બદ્રીનારાયણ જમણી બાજુ નારદજીને ડાબી બાજુ લક્ષ્મણજી છે. તે પછી શત્રુઘ્નના મંદિરમાં શત્રુઘ્ન અને બદ્રીનારાયણની મૂર્તિ છે. તેમજ આ તપોવનમાં બીજાં પણ કેટલાંક દેવદર્શન છે. તે પછી **રામાશ્રમ પુસ્તકાલય** છે, ને ત્યાંજ શત્રુઘ્નના મંદિર સામે ઇંટને ચુનાથી ચણી બાંધેલો ગંગાજીનો ઘાટ છે.

## સ્વર્ગાશ્રમ.

ત્યાં નાવ હાજર હોય છે તેમાં બેસી ગંગાને સામે કિનારે ઉતરી **સ્વર્ગાશ્રમે** જવાય છે જવા આવવા માટે નાવનું ભાડું લેવાતું નથી. લક્ષ્મણઝુલા તરફથી ચાલીને પેલે કિનારે સડકે થઇને પણ સ્વર્ગાશ્રમે જવાય છે. અત્રે ગરૂડ ચટ્ટીવાળા કાલી કામળીવાળા **આત્મપ્રકાશજીની** ઉપલી બાજુએ એક ઘરના આકારના મકાનમાં ગાદી છે.

યાત્રિ નાવમાંથી ઉતરે છે એટલે એક મનુષ્ય ત્યાં હાજર હોય છે તે દરેક યાત્રિને તે ગાદી પાસે લઈ જાય છે ને ગાદીનાં દર્શન કરાવી ત્યાં બેસાડે છે તે પછી કેળાં વિગેરેનો પ્રસાદ યાત્રિને આપે છે. આ ગાદી બે હાથ સમચોરસ અને એક વેંત ઉંચી છે. તેના ઉપર મૃગચર્મ પાથરેલું રહે છે, ગાદીની બાજુમાં સ્વામી **આત્મપ્રકાશજી**, કાળીકામળીવાળા બેસે છે, અને

ગાદીની બીજી બાજુએ હિસાબ રાખનારા અધિકારી બેસે છે, તે આવનાર યાત્રિને આ સંસ્થાને મદદ કરવાને માટે છપાવેલાં હેંડબીલો વાંચવા આપે છે, અને જે યાત્રિને આ સંસ્થાના ફંડમાં મદદ કરવાની ઇચ્છા હોય તે ખુશીથી શક્તિ પ્રમાણેની રકમ. દાન તરીકે અર્પણ કરે છે. તે પ્રમાણે અમો સર્વેને પ્રથમ ગાદી આગળ લઇ જવામાં આવ્યાં હતાં અને દરેકને અડધું અડધું કેળું પ્રસાદ તરીકે આપ્યું હતું. તે પછી છાપેલાં હેંડબીલ વાંચવા આપતાં અમોએ પણ યથાશક્તિ ભેટ દક્ષિણા ધરી હતી. અત્રે ઘણાં આંબાનાં ઝાડ, વીશથી બાવીસ હાથના સમાન અંતરે, મોટી સંખ્યામાં વાવેલાં છે. તે લગભગ આઠથી દશ વર્ષનાં થયેલાં છે. આ ઊછરેલાં ઝાડોથી તેનો સુંદર દેખાવ એક બગીચાના જેવો જોનારને લાગે છે. અત્રે મુબાઇવાલાં કોઈ સખી ગૃહસ્થ કોઇ ભાટીયા બાઇ તરફથી દરરોજ સવારે દરેક સાધુ સંન્યાસીને, કાળી કામળીવાલાને હસ્તક, દાલ, ભાત, રોટલીને શાકની રાંધેલી ભિક્ષા મળે છે, સાંજનું ભોજન પણ ઘણા ગૃહસ્થો તરફથી અપાય છે. અત્રે પણ આજુબાજુ અડધા અડધા મૈલ પર નાની પર્ણકુટીકાઓમાં મહાત્માઓ અને સાધુ સંન્યાસીઓ એકાંતવાસ માટે આવી રહેલા છે. રસોઇ તૈયાર થાય છે એટલે એક મોટો ઘંટ વગાડવામાં આવે છે, એટલે તે સર્વે સવારે ૧૦ વાગે ને સાંજે છ વાગે આવી રાંધેલી ભિક્ષા પોતાના આશ્રમે લઈ જઇ જમે છે; અથવા તો અત્રેજ જમી લે છે. એ પ્રમાણે દરરોજ ૨૦૦ થી ૩૦૦ મનુષ્યને જમાડવામા આવે છે.

**સેતુબંધ રામેશ્વરનું દેવળ**—અત્રે જ્યાં ગંગાજીનો ઘાટ બાંધેલો છે ત્યાં ઘાટના કિનારા ઉપર પૂર્વાભિમુખે આભવ્ય દેવળ આવેલું છે. ઘાટમાંથી શરૂઆતનાં ૮ પગથીયાં ચઢતાં, જમીનથી ત્રણ હાથ ઉંચા, પ્રથમ દેવળને ફરતા, અષ્ટકોણાકાર ૬૦ હાથના ફરતા ઘેરાવાવાળાને તે દરેક ઘેરાવાને ફરતી એક હાથની ગેલેરીની બેઠકવાળા ચોકમાં દાખલ થવાય છે. તેના મધ્ય ભાગે દેવળ આવેલું છે, તેથી દેવળની દરેક બાજુએ આ ચોકના ફરતી

પ્રદક્ષિણા ફરવાની પાંચ પાંચ હાથની જગ્યા ખુલ્લી આવી રહેલી છે. જેવો ચોક અષ્ટકોણ છે તેવું દેવળ પણ અષ્ટકોણાકારે છે. આ અષ્ટકોણાકાર દેવળને ચારે બાજુની દિશાઓમાં ચાર દ્વાર છે. તે દ્વારમાં પેસતાં પાંચ હાથ વિસ્તારનો ફરતો સભામંડપ છે. સભામંડપની જમીનમાં આરસ જેવાં જણાતાં નવનવ ઈંચનાં સમચોરસ ચોકઠાં જડેલાં છે, પશ્ચિમાભિમુખ દ્વારે ઘંટને દક્ષિણાભિમુખ દ્વારે બે હાથ ઉંચા પત્થરપર સભામંડપમાં નંદીની ૧॥ હાથ લાંબી અને ઉંચી મૂર્તિ છે તે પછી પાછું અષ્ટકોણાકારે શિવલિંગવાળુ દહેરૂં છે. તેને પણ ચારે બાજુએ ચાર દ્વાર છે. ચાર દરવાજાનાં દ્વારની અંદર જમીનથી હાથ સુધી ઉંચાઈએ લાકડાની આડ ને ઉપર જાળી છે તેમાં થઈ દેવળમાં જવાય છે. તેની અંદરનો વિસ્તાર ૫ થી ૬ હાથની અષ્ટકોણાકારે જગ્યાનો છે. તે દેવળના મધ્યમાં આરસની ત્રણ ત્રણ હાથની સમચોરસને એક હાથની ઉંડાઈની કુંડના માફક ચારે બાજુએ ચતુષ્કોણાકારે આરસની ફરતી તકતીની કિનાર કરેલી છે, ને તેના જમીનદલમાં પણ આરસ જડેલા છે, તે ચતુષ્કોણ કુંડાકારના ચારે ખૂણે કળશાકારે મોગરા છે, તેમજ પૂર્વને પશ્ચિમ દિશાના મધ્ય ભાગે બન્ને બાજુ મળી બે બીજા એમ છ મોગરાવાલી તે ફરતી કીનાર છે, તેના મધ્ય ભાગે ૬ ઈંચના ઘેરાવાવાળા એક હાથના ઊંચાઈના આરસના ગોળાકાર પથ્થરપર ત્રણ ફૂટની જલાધારી પણ આરસનીજ છે, તે જલાધારીના મધ્યે એક ફુટની ઉંચાઈનું ને છ ઇંચિના ફરતા ઘેરાવાવાળું શ્યામવર્ણનું શિવલિંગ સ્થાપિત કરેલું છે. ને જળાધારીથી ચારે બાજુએ વેંત વેંત ફરતી જગ્યા તે ચતુષ્કોણ કુંડમાં બાકી રહે છે. દહેરાના ઘુમટમાં લોખંડની સાંકળ લટકાવેલી છે. તે સાંકળે પિત્તળની ઝુલતી જલાધારી છે તે જલાધારીનું જળ શંકરના લિંગ ઉપરથી તે આરસના ચતુષ્કોણમાં ઉત્તરમાંથી નીકળી ચતુષ્કોણ કુંડમાં પડે છે જળાધારીમાં પાણી જવાના માર્ગમાં શિવલિંગ સામે એક સર્પ જલાધારીના છેડાથી જલાધારીના મધ્ય સુધીનો લિંગ સન્મુખ

મુખ કરી રહ્યો છે, જ્યારે બીજો નાગ શિવને વીંટાઈ પેલા નાગ સામે મુખ કરી રહ્યો છે. તે બન્નેના મુખોની વચમાં એક આંગળનુંજ છેટું રહે છે, તે સર્પો પણ આરસનાજ છે. આ લિંગ અષ્ટદલના કમળાકૃતિના મધ્યમાં સ્થાપિત કરેલું છે. દેવળની અંદર અગ્નિ ખૂણામાં ગણપતિ બે હાથ ઉંચે કમાનના ગોખમાં છે. વાયવ્ય ખુણામાં નીચેના ગોખમાં હનુમાન છે, ને નૈરૃત્ય ખૂણામાં પાર્વતીજીની સવાહાથની આરસની મૂર્તિ છે. તેમજ, દેવળની અંદર જમીનથી ૪ હાથની ઉંચાઇએ દેવળની અંદર અષ્ટકોણાકાર ભીંતોમાં દરેક ખૂણે, એક એક હાથ સમચોરસને ઉપરથી ગોળાકાર કમાનદાર એવા આઠ ગોખલામાં જુદાં જુદાં દર્શનીય ચિત્રો કાઢેલાં છે. રામેશ્વરનું મંદિર અંદરથી ચોરસ છે. અંદર ઘુમટમાં પાંચ હાથ ઉંચે, સભામંડપના ઉપલા ભાગમાં અષ્ટકોણાકારે ધાબું છે, ને તેમાં આઠે બાજુએ વરસાદનું પાણી જવાના એક ઇંચના નળ મૂકેલા છે. તેના પર ફરતી કિનારી છે, ને તે ધાબાના મધ્ય ભાગે અષ્ટકોણાકાર ઉંચા દેવળની આઠે બાજુ, આઠ ગોખલા દોઢ હાથની ઉંચાઈના છે, જેમાં અંદરની આકૃતિઓની માફક બહારના દેખાવમાં પણ મૂર્તિઓના આકાર ચિતરેલા છે. તે દરેક ગોખલાની ઉપર ત્રણ હાથ સુધી ઉંચાઈના શિખરાકાર દહેરાના આકારો કહાડેલા છે, તેથી જાણે આઠ દિશાનાં આઠ દહેરાં હોય તેમ જણાય છે, ને તે આઠે દહેરાંના શિખરો પર સોનેરી મોગરાવાળા કળશ તેજદારને દેદીપ્યમાન દેખાય છે.

એ પ્રમાણે આઠે દહેરાના કળશોની મધ્યમાં નવમું દેહેરૂં ૭ હાથ ઊંચું છે તેની ઊપર ઉપરા ઉપરી ત્રણ કળશને તેના ઉપર પણ સુવર્ણનો સુશોભિત એક હાથ જેટલી ઉંચાઈનો મોગરાવાળો કળશ છે. નીચેથી તે છેક ટોચ સુધી દેવળ ૩૦ થી ૩૨ હાથ ઉંચાઇનું છે. દેવળના પાછળની બાજુ, લોખંડના સળીયા, કળશ સુધી મનુષ્યને ચડવાને માટે રાખેલા છે, તેના આધારે માણસ કળશ સુધી જઇ શકે છે.

ખરેખર આ દેવળ જોવા જેવું છે, અને ત્યાં મનની પ્રસન્નતાને વધારનાર એવાં લિંગનાં અલૌકિક દર્શન પણ છે. રામેશ્વરનાં દેવળ પછી, ગંગાનો ઘાટ મૂકી, રામેશ્વરના દેવળનાજ સામે **નાનકપંથી** શિખ લોકોના ધર્મનું સ્થાન છે, ને તેમાં અમૃતસરના સોનાન દેવળના નાનકપંથી શિખલોકોના ધર્મના **ગુરૂનાનકની** ગાદી છે આશ્રમમાં અંદર મખમલની ઝીક ભરેલી ઉંચી ગાદી છે. તેના ઉપર હાથ ઉંચે મખમલના ગાદી તકીયા ઝીકથી ભરેલા છે. તેની બંન્ને બાજુ કાગળથી બનાવેલાં ફુલઝાડ મૂકેલાં છે. એ પ્રમાણે સ્વર્ગાશ્રમ જોઈ પાછા વહાણમાં બેસી સામે કિનારે ઉતરી તપોવનથી અત્રે હૃષીકેશ તરફ જવા માંડયું. **હૃષીકેશ**—તપોવનથી ૨ મૈલને માર્ગ સીધો લક્ષ્મણઝુલા પછી છેક હૃષીકેશ સુધી બન્ને કિનારે, ને તેમાં વિશેષ કરીને યાત્રિના રસ્તા તરફ, ઠેકઠેકાણે કાચાં પાકાં મકાનો, ને દેવમંદિરો આવી રહેલાં છે, તેમજ દિગંબરો, બ્રહ્મવેત્તાઓ, અવધૂતો, ઋષિ, મુનિ, મહાત્મા, સાધુ, સંન્યાસી વિગેરે એકાંન્તવાસ કરી ઇશ્વરધ્યાનપરાયણ રહેનાર, દૈવી જીવાત્માઓ અત્રે પણ ઝુંપડીના આકારની નાની નાની પર્ણકુટીઓ બાંધી, એકાન્તવાસ કરી રહેલા, ઠેકઠેકાણે જણાય છે. આ તપોભૂમિ ખરેખર તપ કરવાનેજ યોગ્ય છે. ત્યાંથી આગળ જતાં રામપુર દરબારનું થાણું આવે છે. આ થાણામાં જાપાનવાળા અને યાત્રિઓ વચ્ચે કરાર થાય છે.

એ પ્રમાણે આ સુરમ્ય તપોવનનું નીરક્ષણ કરતાં કરતાં હૃષીકેશમાં કાળી કામળીવાળાની ધર્મશાળામાં આવી અમોએ મુકામ કર્યો.

અત્રેથી કુલી ને જેપાનીઓનેવિદાય કરવાના હોવાથી અમોએ તેમને નોટો આપવા માંડી. તો તેઓ કહેવા લાગ્યા કે હવે અમો દેશ જઈએ છીએ તેથી ત્યાં નોટોનો વટાવ આપવો પડે છે જેથી અમને રોકડા રૂપીઆ આપો. થોડે થોડે અંતરે યાત્રામાં બાધા બસ્ચ જેટલા તે લોકોને રૂપીઆ આપ્યા હતા છતાં અત્યારે પણ બારસો તેરસો રૂપૈયા ચુકવવાના હતા.

એટલા રૂપૈયા રોકડા મેલવવા કઠિણ હતા, છતાં બજારમાં તજવીજ કરતાં સેંકડે આઠથી બાર આના વટાવ માગ્યો. અમે ચાર આના આપવા કબૂલ કરવા છતાં રૂપીયા મળ્યા નહી ત્યારે અમોએ પરોપકારી કાળીકામળીવાળા બાવા રામનાથજીને આ બાબત વિનતિ કરતાં તેમણે અમોને સાંજે રૂપીયા આપવાને કહ્યું તે પ્રમાણે સાંજ પડતાં એક હજાર રૂપૈયા રોકડા વગર વટાવે તેમણે અમોને આપ્યા, જાપાનીઓ જાણુતા હતા કે મહામુશીબતે આ હજાર રૂપીઆ પણ મેળવેલા છે.

જેથી તેઓ દરેકે દસદસની એક એક બબ્બે નોટો અને બાકીના રોકડા રૂપીયા અમારી પાસેથી લઇ લીધા. વિશેષમાં દરેક જેપાની અને બોજાવાળા અત્રે સર્વેને એક એક પંચીયું, તૈયાર મલતાં ખમીસો અને માથાની ટોપીઓ એ ત્રણ વસ્તુ બક્ષિસ આપવાથી અને પક્કી રસોઇ, શીરાપુરીનું જમણ આપવાથી તેઓ આજે ઘણા ખુસ થઇ ઘણો ઉપકાર માનવા લાગ્યા હતા. તેઓનાં દરેકનાં સરનામાં અમે લખી લઈ અમારાં સરનામાં તેમને લખી આપી, બેથી સવાબે મહીનાનો સહવાસ હોવાથી વિદાયગીરી આપી છુટા પડતાં એકમેકનાં હૃદય ભરાઈ આવ્યાં. ત્યારબાદ નમસ્કાર કરી રજા માગી સર્વે વિદાય થયા. તેમાંના કેટલાકોને તે ઉપરાંત અમોએ વિશેષ બક્ષિસ આપી હતી. એકજણને છત્રી, બીજાને કોટ, ત્રીજાને જાકીટ, અને કાંઈક રોકડ રકમ એમ સૌસૌના કામના પ્રમાણમાં આપી હતી, અને તેઓનો પણ અમે જાહેર રીતે ઉપકાર માનતાં કહ્યું હતું કે આ હિમાલયના પહાડી પ્રદેશની ઘોર જંગલની યાત્રા તમારી મદદ સિવાય અમોથી સહકુટુંબ થઈ શકવી કઠિણ હતી, પરંતુ તમો અત્રેના ભોમિયાહોઇ અમોને પૂરતી રીતે મદદગાર થયેલા છો તેથી અમો પણ તમારો ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ. તમારે કાંઈ અમારા જેવું કામ હોય, અગર મુંબાઈ આવવાનું થાય તો, અમને લખી જણાવશો તો અમે અમારૂ બનતું કરીશું. ત્યારબાદ રાત્રે અમે અને તેઓ સર્વે સૂઇ ગયા.

)

સુપ્રસિદ્ધ અને નિસ્વાર્થી મહાન પરોપકારી શ્રી. ૧૦૮ મહાત્મા બાવા
કાળી કામળીવાળા રામનાથજી.



ઠે. કાળી કામળીવાળા રામનાથજી. જીલ્લા દેહરાદુન. મુ. હૃશીકેશ

સવારમાં તેમને પોતાના દેશમાં લઇ જવા માટે બજારમાંથી જોઈતી વસ્તુ, વાસણો, વિગેરે ખરીદતાં અમે જોયા હતા, અને બધાજણ આનંદમાં આવી ગયેલા દેખાતા હતા.

## મહાત્માબાવા કાળી કામળીવાલા.

અત્રેના કાળી કામળીવાળા પરોપકારી, મહાત્માબાવા ને કલકત્તાના સુપ્રસિદ્ધ ધર્માત્મા શેઠજી સૂરજમલ્લજીએ ઘણી સારી મદદ આપી હતી, જેથી આ યાત્રામાં ઠેક ઠેકાણે યાત્રાળુઓને રહેવાને માટે સગવડો કરી વાસણો, બીછાનાં, શેતરંજી, કામળો, વિગેરે મફત વાપરવા બાવાજી તરફથી આપે છે. તથા મહાત્માઓ, વિદ્યાર્થીઓ, અને અનાથ યાત્રિઓને અન્ન, ઔષધ, અને રહેવાને માટે આશ્રમ તથા દરેકને ખાવાને માટે એકવાર દાળ રોટી પણ આ સ્થળે આપે છે, તેમજ અત્રેથી ઘણે દૂર વસતા એકાન્ત વાસી મહાત્માઓને તેમનાં સ્થાન કે ખાવાનું પહોંચાડે છે, તૈયાર નહીં જમનારને કાચું સીધું પણ આપે છે. તેમજ નિર્ધન સ્થિતિનો યાત્રી, કે જેને તમણે ચીઠી આપી હોય તેને આ યાત્રામાં જ્યાં જ્યાં કાળી કામળીવાળાની ધર્મશાળા હોય તે તે દરેક સ્થળે જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં એને રહેવાનું ને સદાવ્રત પણ આપે છે. દરેક ઠેકાણે નીમેલા તેમના માણસો વખાણવા યોગ્ય આચરણના હોય છે. તેના ભારે ખર્ચનું અનુમાન થઈ શકવું મુશ્કેલ છે. હિમાલય જેવા પહાડપર કે જ્યાં ખાવાની ચીજ પણ પુરી પાધરી મલતી નથી એવે સ્થળે, ધર્મશાળા, અન્નક્ષેત્ર, વસ્ત્ર અને દવા, વિગેરે પૂરૂં પાડવાની ગોઠવણ કરનાર પરોપકારી મહાત્માબાવાજીને હજારોવાર ધન્યવાદ આપીએ તે થોડાજ છે. તેઓશ્રીને યાત્રિઓ તરફથી તેમજ આખા હિંદુસ્થાનમાંથી કેટલાક ધર્માત્મા લોકો ઉચ્ચક, માસિક, વાર્ષિક, ધર્માર્થે રકમો આપ્યાજ કરે છે. અનાજ, ઘી વિગેરે વસ્તુઓ પણ મોકલે છે. આ પરોપકારી સંસ્થાને વગર માગ્યે પોતાની શક્તિ પ્રમાણે મરજીમાં આવે તે રકમ યાત્રિઓ પણ અર્પણ કરે છે, પરંતુ કોઇની પાસે કાંઇ પણ રકમ દબાણ કરી અયોગ્ય

રીતે માગવામાં આવતી નથી, અને દર વર્ષે લાખો રૂપીઆનો ખર્ચ નિયમિત ધોરણ પ્રમાણે થયાજ કરે છે. અલ્પ બુદ્ધિનો માણસ પણ આ ચાલતા પરોપકારી કામને જોઇ પોતાના હૃદયનો દયાનો ઝરો ઉપયોગમા ન લાવે તેમ બનેજ નહીં. જેમનો શુદ્ધ આશય છે, સ્વાર્થ બુદ્ધિ નથી, જેઓ માત્ર પરોપકાર બુદ્ધિથીજ કામ કરે છે, તેવા મહાન્ નરોમાંના એક પરોપકારી નરઆ પૂજ્ય બાવાજી છે. અત્રે વિશ્વાસથી લાખો રૂપીયાની માલ મીલકત મૂકી શકાય છે. દેશમાં મોકલવાને માટે કહેવામાં આવે તો તે મીલ્કત પહોંચાડી પણ આપે છે. જે કામ લક્ષાધિપતિ તો શું પણ કરોડાધિપતિથી નબની શકે તે કામ એક પરોપકારી સાધુ બજાવે છે તે કાંઇ થોડા આશ્ચર્યની વાત નથી. આવાજ પુરૂષો જગતનું કલ્યાણ કરે છે, અને તેઓજ સદૈવ જીવંત છે. હાલના તે પરોપકારી મહાત્મા બાવાજી સાદા, નિરાભિમાની, મિલનસાર, દયાળુ, સત્યવાદી, ને જ્ઞાની છે. ને હંમેશાં પરોપકારજ કરવો એજ પોતાનું કર્તવ્ય માને છે. એવા સરલ સ્વભાવના મહર્ષિનું નામ કાલી કામળીવાળા બાવા **રામનાથજી** છે. તેમની ઉમ્મર આશરે ૫૫ થી ૬૦ વર્ષની હશે. તેઓ શરીરે સુદ્રઢને નિરોગી જીંદગી ગુજારે છે. ધન્ય છે એમના પરોપકારી જીવનને ! હિમાલયમાં આ સ્થળે ગાયત્રી પુરશ્ચરણ કરવાની સરસ જગ્યા છે, અને **ઉત્તરકાશી** પણ તેવીજ જગ્યા છે.

**હૃષિકેષશ ગામનું વર્ણન** આ ગામ ગંગા કિનારે છે, ને શ્રીનગરથી સહેજ ઉતરતું છે, પણ બજાર ઘણો સારો છે. જોઇતી દરેક વસ્તુ મળે છે. ગામની આજુબાજુ એકાન્ત વાસ કરી રહેવાને લાયકની ઉત્તમ આબોહવાવાળી, રમણીય જગ્યાને શડક રસ્તાઓ છે. તાર, પોસ્ટઓફીસ, દવાખાનું, ધર્મશાળા, સદાવ્રત, વિગેરે છે. આ ગામ ૪૦૦ થી ૫૦૦ ઘરની વસ્તીવાળું છે. તેમાં મુખ્ય દેવ ભરતજીનું મંદિર છે, ને તે ભરતજીને હૃષીકેસ પણ કહે છે, તેથી ગામનું નામ હૃષીકેસ પાડયું છે. તે સિવાય ચંદ્રેશ્વર

મહાદેવ, રામચંદ્રજી, શત્રુઘ્ન, કુબ્જામૃકુંડ વિગેરેનાં દર્શન છે તેમજ અત્રે ગંગાસ્નાન પણ થાય છે.

## ભરતજીનું મંદિર.

આ દેવળ પૂર્વાભિમુખે, પુરાતનીને પત્થરથી બાંધેલું છે. હજુ પણ પત્થરો જૂના જમાનાના દેખાય છે. દેવળની ઉપલી બાજુએ ઇંટનું ને છોનું કામ કર્યું છે.

૬ પગથીયાં ચઢી પ્રથમ દ્વારમાં દાખલ થવાય છે. ત્યાંથી દેવળની ચારે બાજુ ચતુષ્કોણાકારે ફરતો પાંચ હાથની ઉંચાઇનો કોટ છે. આ દ્વારની ઉપર મેડો જડેલો છે, ને દ્વાર આગળ નાનો ઘંટ લટકાવેલો છે. ત્યાં અંદર દ્વારની ઉંચાઇ પૂરી થાય તે સ્થળે, કોટની ભીંતમાં, વેંત વેંતની ઊંચાઇનો પાંચે પાંડવોની પાંચ મૂર્તિઓ ખંડીત હાલતમાં દેખાય છે.

અત્રે વિશાળ ચોકમાં દાખલ થવાય છે. આ ચોક ૪૦ થી ૫૦ ફૂટનો સમચોરસ છે, મધ્યમાં આવેલા દેવળની ચારે બાજુએ આ ચોક છે. ને દેવળની પ્રદક્ષિણા આજ ચોકમાંથી થાય છે. ઊત્તરાભિમુખે, દેવળની જમણી બાજુએ, ચોકમાં પ્રથમ દક્ષિણ તરફ નૈઋત્ય ખૂણામાં જાળી ને નાના દેરી ગણપતિની, સિદ્ધિ બુદ્ધિ સહીતની, છે. તેમના પગ આગળ નીચે મૂષક ( ઉંદર ) ડાબી બાજુનાં છે.

તે પછી પશ્ચિમ દીશા તરફ મધ્યમાં **પીતામ્બેશ્વર** મહાદેવનું દેવળ છે. તેનું પ્રથમ પેસવાનું દ્વાર દક્ષિણ તરફ કોટને અડીને છે. પછી પૂર્વાભિમુખે જમીનથી આઠ પગથીયાં ભોયરામાં ઉતરી દેવળમાં દાખલ થવાય છે. લિંગના મધ્યમાં ફરતો કુંડ હાથ ઊંચોને બાર આંગળના ઘેરાવાવાળો છે. જળાધારી નાની છે. મધ્યમા ઘંટ ને લોખંડના પાટાવાળાં બારણાં છે.

ત્યાંથી દર્શન કરી બહારચોકમાં પાછા આવી દેવળમાં ચિત્રેલા અવતારોનાં દર્શન થાય છે.

## દેવળનું વર્ણન.

આ દેવળ ૩૦ થી ૩૫ ફુટ સમચોરસ જગ્યામાંને ચોકની જમીનથી ૩૦ હાથની ઊંચાઇનું છે. ચોકની જમીનથી આરંભી ૩ હાથની ઊંચાઈ સુધી આ દેવળની કેડેડનો ભાગ ઇંટ ચુનાથી ચણી છોથી છોઇ લીધેલો છે ને તે છોયેલો ભાગ અશલ દેવળની દીવાલથી બે હાથ આગળ પડતો ઉપસી આવેલો છે. ફક્ત જૂનાં દેવળને મજબૂતી આપવાજ તેમ કરેલું છે. તે પછી બીજા ચાર હાથ સુધીની ઊંચાઈમાં પથ્થરને કોરી હાથ હાથના ગોખલાઓમાં મૂર્તિઓના ઘણા આકારો કહાડેલા જીર્ણહાલતમાં ને ખંડિત થયેલા છે. દેવળ ચતુષ્કોણાકાર ઘુમટના આકારનું છે. દેવળની દિશાની દરેક બાજુના પાંચ વિભાગચોકથી શિખર સુધીના પટાની પેઠે કરેલા છે. તેમજ, ચોકથી દેવળની સાત હાથની ઊંચાઇએ, દશાવતાર વિગરેનાં અનુપમને આનંદદાયક, કુશળ ચિત્રકારની ઉત્તમ કારીગરીના નમુના રૂપ, દક્ષિણથી પશ્ચિમને ઉત્તર એમ ત્રણે બાજુની દેવળની દીવાલોનાં મનોહર ચિત્રો મનન કરવા ને જોવાલાયક, દર્શનીય કાહાડેલાં છે.

### દેવળ ઊપરની ચારે બાજુના દશાવનારા દિદેખાવો.

૧ લો. વારાહ અવતાર—આ અવતાર દક્ષીણાભીમુખની દિશાયે છે કે જેના મોઢા ઉપરના બે હાથીના જેવા મોટા દાંતો ઊપર, પૃથ્વીનો ગોળો છે. ત્રણ હાથમાં શંખ, ચક્રને ગદા, અને ચોથા હાથે રાક્ષસના માથાનું શીંગડું પકડી તેના ઢીંચણ પર પોતાનો પગ મૂકેલો છે.

૨ જો. મત્સ્યાવતાર—આ શંખમાંથી નીકળતા અવતારે શંખાસુરનો ચોટલો પકડી તેને પગ નીચે દાબેલો છે.

૩ જો. નૃસિંહાવતાર—સ્તંભ ફાડીને પ્રગટ થયેલા નૃસિંહજીના ખોળામાં હિરણ્યકશિપુ સુતેલો છે. તેના પેટના ભાગને

બેહાથના નખોવડે ચીરતાં પેટમાંથી નીકળતા રૂધિરનો દેખાવ પણ જણાય છે. નૃસિંહ ભગવાનના જમણા હાથ તરફ પ્રલ્હાદની માતાને હિરણ્યકશિપુની સ્ત્રીનું ચિત્ર આલેખેલું છે.

૪ થો. કૂર્માવતાર—તેના ત્રણે હાથમાં શંખ ચક્રને ગદા છે, ને નીચે કાચબાના મ્હોંના આકારમાંથી પોતે નીકલતા હોય તેવો દેખાવ છે, ને એક હાગે રાક્ષસની ચોટલી પકડેલી છે.

૫ મો. વામનાવતાર—ગાદીમાં બેઠેલા બલીરાજા ને તેની પાછલી બાંજુ આંગળી બતાવી ઉભેલા શુક્રાચાર્ય છે, ને તેમનાં સન્મુખ છત્રી ઓઢીને વામન ભગવાન્ ઉભેલા છે. એ પ્રમાણે દક્ષિણાભિ મુખના પાંચે અવતારો જાતજાતના રંગો પૂરી ચિત્રેલા છે.

પૃષ્ટ ભાગે પુર્વ તરફના અવતારાદિ.

૬ ઠો. રામાઅવતાર—પ્રથમ સવ્ય માર્ગેથી રામ, પાછળ લક્ષમણ, તેની પાછળ વિશ્વામિત્રની વૃદ્ધાવસ્થાથી મૂર્તિ, ને નીચેની બાજુએ વનનો દેખાવ, તેમજ પત્થરની અહલ્યાનું રામ તરફ મસ્તક મૂકીને સુવું. મસ્તકે રામનો પગ અડતાં તેનો ઉદ્ધાર થવાથી અંતરીક્ષમાં અદ્ધર ઊડીજતી અહલ્યા હાથજોડી રામને નમસ્કાર કરે છે, એવો સ્વર્ગ ગમનનો અહલ્યાનો દેખાવ છે.

૭ મો. કૃષ્ણાવતાર—તે પછી મોરમુકુટધારી કૃષ્ણ, તેમની પાછળ બળદેવજી છે, ને સાથે દક્ષિણાભિમુખે વિશ્વામિત્રાદિ ઋષિઓ છે, અને છત્રધારણ કરેલા સિંહાસન પર બેઠેલા કંસનો ચોટલો પકડી નીચે પાડી નાખતા કૃષ્ણનો દેખાવ છે.

૮ મુ. ધ્રુવજીને નારાયણનું દર્શન—એ હાથની સમચોરસ રંગીત ફ્રેમનો આકાર ચિતરેલો છે. તે ફ્રેમના આકારના મધ્યભાગે છવાયેલા વાદળ જેવા આભાસમાં, ઊત્પન્ન થતા કમળમાં જાણે બન્ને ચરણો મૂકી મેઘવર્ણના સ્વરૂપની દેદીપ્યમાન કાન્તિ જેમણે ધારણ કરેલી છે ને જાણે સૂર્યનાં નીકળતાં અસંખ્ય કિરણોના તેજનો પ્રકાશ જેમના મુખારવિંદની આજુબાજુ ચોતરફ ગોળાકાર પ્રસરી રહ્યો છે એવા ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થતા

શ્રીનારાયણ કે જેમણે પોતાની ચાર ભુજામાં શંખ, ચક્ર, ગદા ને પદ્મ ધારણ કરેલાં છે અને જેઓનો કંઠ દિવ્યને લટકતી વનમાળાથી વિભુષિત છે એવી મનોહર ઉભેલી દિવ્ય મૂર્તિનાં દર્શન છે. તેમની આજુબાજુ જય ને વિજય છડીદારો ઉભેલા છે. સામે દક્ષિણાભિમુખે ઘુંટણવાળી હાથજોડી બાળ મૂર્તિ ધ્રુવજી ફક્ત લંગોટી વાળી ઊઘાડે માથે છુટાવાળ મૂકી ભગવાનની સ્તુતિ કરી રહ્યા છે, તેથી જાણે ભગવાન પ્રસન્ન થઈ તેને અભયદાન આપતા હોય એમ પોતાનો કમળવાળો હાથ લાંબો કરેલો છે, ને ફ્રેમની ડાબી બાજુના ખૂણામાં અલૌકિકને ચિત્તાકર્ષક સ્વર્ગદ્વારનો ચિતાર રજુ કરેલો છે.

૯ મુ. હનમંત સ્વરૂપ—જ્યારે લક્ષ્મણને યુદ્ધ કરતાં ઇંદ્રજીતના પ્રહારથી મૂર્છા આવી તેમને સજીવન કરવા મૃતસજીવનની ઓષધ્રી લેવા હનુમાનજી ગયા હતા તે ઓષધી નહી ઓળખવાથી આખો પર્વત ઊપાડી જતા હોય એવો હનુમાનજીનો આબેહુબ ચીતાર બતાવેલો છે.

ઊત્તર દિશાના અવતારો.

૧૦ મો. ફરસુરામાવતાર—મુગટ સહીત ઉત્તરાભિમુખે ફરસુરામ છે, ને સામે રાજા સહસ્રબાહુના ઘણા હાથ કરેલા છે મુગટ તથા કેટલાક હાથ કપાયેલા તથા પડેલા છે, એક હાથે ચોટલો પકડી ને બીજે હાથે ફરસી ફરસુરામે ઝાલેલી છે, જ્યારે રાજાના હાથમાં તરવાર છે.

૧૧ મો. જગદ્‌ગુરૂ આદ્ય શંકરાચાર્ય—ઉત્તરાભિમુખે ઉભેલા શંકરાચાર્યે જમણે હાથે કમંડલુ ઝાલેલું છે. ડાબે હાથે દંડ છે, અંગપર ચાદર ઓઢેલી છે ને માથું ઉઘાડું રાખેલું છે. તેમના દંડ તરફની બાજુ પર્વત, ને બીજી બાજુ કમંડલવાળા હાથ તરફ, ઝાડી ને જંગલનો દેખાવ છે.

૧૨ મુ. દેવીસ્વરૂપ—ચતુર્ભુજ ચંડીદેવીનું સ્વરૂપ છે હાથમાં ચંડ ને મુંડ નામના દૈત્યોનાં મસ્તકો છે. મૂર્તિ ખંડિત ઉત્તરાભિ મુખે છે.

ત્યાં ઉત્તર તરફ કોટ આગળ નવ પગથીયાં ચઢી કોટના ધાબામાં જવાય છે, ત્યાં સભામંડપનાં ને મધ્યના દેવળનાં મળી અત્રેથી નવ ઘૂમટનાં શિખરો, કળશને મોગરા સહીત, સ્પષ્ટ જણાય છે. એ પ્રમાણે ચોક અને દેવળના બહારના ભાગના દેખાવનાં દર્શન કરી દેવળનાં દ્વારમાં પ્રવેશ કરાય છે. ત્યાં દ્વારપર રામાનુજાચાર્યનું તિલક ચિન્હ છે. દ્વારમાં ત્રણ મોટા ઘંટ લટકાવેલા છે. ત્યાંથી એક પગથીયું ઊતરી સભામંડપમાં દાખલ થવાય છે. આ સભામંડપ ૧૦ હાથ સમચોરસ છે, ને તેના મધ્યભાગે ચાર થાંભલા ગોઠવી ઘુમટવાળો સભામંડપ કરેલો છે.

મંડપના જમીનતળમાં ત્રણ કટકે કાથાના વણાટના ગાલીચા પાથરેલા છે. ત્યાં પેસતાં યાત્રિના જમણા હાથ તરફની ભીંતમાં બે હાથની ઊંચાઇએ કહાડેલા ચિત્રમાં જાણે પ્રલયકાળના જળમય થયેલા સમયમાં વડના ઝાડના એક પાંદડામાં મ્હોંમાં પગનો અંગુઠો ઘાલી ધાવતા હોય એવા બાળને શ્યામ સ્વરૂપ મેઘવર્ણાકારે, **પરમાત્મા** સૂતેલા છે, તે નીચે સ્તુતિ કરતા **માર્કંડેયઋષિ** હાથ જોડી ઊભા રહ્યા છે ને બાજુમાં બદ્રીનારાયણ છે. તેમની જમણી બાજુ હનુમાનની ત્રણ હાથ ઊંચી મૂર્તિ છે, જ્યારે ડાબી બાજુ જેને સર્પ વીંટાયેલા છે એવા હાથ જોડી ઉભેલા ગરૂડજી છે.

તે પછી ચાર હાથ પહોળો ને બે હાથ લાંબો ચોક છે. ત્યાં જાળી છે. ત્યાં ઊભારહી **ભરતજીના અવતાર** રૂપી ભગવાનનાં દર્શન થાય છે. ત્યાંથી અંદરના દેવળના ભાગમાં યાત્રીને જવા દેતા નથી.

ત્યાં બે હાથના સિંહાસનપર મનુષ્યપૂર ઉંચી શ્રી રામાનુજાચાર્યની પ્રથા પ્રમાણે તિલક ધારણ કરીને વસ્ત્રાલંકાર સહીત મૂર્તિ ઊભેલી છે. પ્રભુને હીરા સહીત અમૂલ્ય કીમતી શણગાર ધારણ કરાવેલા છે. મૂર્તિ આબેહુબ, મનોહર ને ચિત્તાકર્ષક છે. ત્યાં રામ લક્ષ્મણનાં સ્વરૂપો ભરતજીની મૂર્તિથી ઊંચે

ઉત્તરાભિમુખે છે, ને રામે ધનુષ ચઢાવેલું છે ને પીઠ પાછળ બાણુનો ભાથો છે. આ દર્શન કરતાં યાત્રિનું મન પ્રસન્ન થઇ આત્મોન્નતિમાં વધારો થાય છે.

**કુબ્જામ્રકુંડ**—આ કુંડ પૂર્વાભિમુખે છે. પ્રથમ એક બંધ કંપાઉન્ડમાં બે હાથ ઉંચી લોખંડની જાળીનો બે હાથ ઊંચો કઠેરો છે. તેના ઝાંપામાં થઇ ત્રણ પગથીયાં ચઢી અંદર જતાં ૩૦ હાથ સમચોરસ જેટલી જગ્યામાં આ કુંડ આવેલો છે. તે કુંડની ચારે બાજુએ ૪ હાથનો ફરતો પરથાર છે. ત્યાંથી કુંડમાં જવા માટે દરેક બાજુએથી ચતુષ્કોણાકારે ઉતરવાનાં દરેક દિશાએ આઠ આઠ પગથીયાં છે. તે પગથીયાં પરથાર ઊપર ૧૬ હાથની લંબાઇનાં ને છેક નીચે જળ નજીક ૮ હાથની લંબાઇનાં, ને વેંત વેંતનાં પહોળાં છે. તે પછી કુંડના જળમાં જવાય છે. તેમાં દોઢ હાથ ઉંડું પાણી છે, ને મંદિર તરફની દિશામાંથી ગુપ્તરીતે કુંડના પાણીથી બે પગથીયાં ઊંચેથી એટલે એક હાથ ઊંચેથી, જૂદી જૂદી હાથ હાથના અંતરે ત્રણ ધારાઓ પાણીમાં પડે છે. દરેક ધારાનું પોલાણ ત્રણ ઇંચ સમચોરસ બાકા જેવું છે. તેમાં જમણી તરફની ધારામાંથી બીલકુલ પાણી આવતું નથી, જ્યારે બીજી બે ધારામાંથી ધીમે ધીમે જરા જરા પાણી આવે છે. આ જળધારાઓને **ત્રિવેણી** કહે છે. અત્રે **રૈભ્યઋષિએ** તપશ્ચર્યા કરી છે જેથી વિષ્ણુએ આંબાના ઝાડ ઉપર **કુબ્જરૂપ** ધારણ કરીને રૈભ્ય ઋષિને દર્શન આપ્યું હતું તેથી આ તીર્થનું નામ **કુબ્જામ્ર** પડયું છે. ત્યાં એક આંબાનું ઝાડ છે તેને કવચિત ફળ લાગે છે. જે કોઇ ભાગ્યવાન પુરૂષ હોય તેને જ તે ફળ મળે છે.

**રામમંદિર**—તે પછી બે હાથ ઉંચા ઓટલાના મધ્યભાગે છ પગથીયાં ચઢતાં, ઉત્તર દક્ષિણ ૩૦ હાથ લાંબો, ને પૂર્વ પશ્ચિમ પાંચ હાથ પહોળો, ઓટલો આવે છે. તે ઓટલાની નીચે દરેક ઠેકાણે હાથ હાથના સરખા અંતરે મેરાપદાર કમાનવાળા ગોખલા કાઢેલા છે. તેના મધ્યે ને દ્વારની સામે એક હાથ સમચોરસ કુંડના આકારમાં **તુલસીનો** કુંડ છે. તે પછી

બીજો દ્વાર તરફ એક હાથનો સમચોરસ ને વેંત ઉંચો ચોતરો છે. તેમાં બે પગલાં રૈભ્યઋષિનાં છે. તે પછી દ્વારની કમાનની ઉપર રામસીતાના સ્વરૂપની જમણી બાજુ, રૈભ્યઋષિની મૂર્તિ છે. દ્વારમાં દાખલ થયા પછીજ પગથીયાં ચઢીને પાંચ હાથ લાંબા ને ૧૨ હાથ પહોળા બીજા સભામંડપમાં જવાય છે. મંડપની છતમાં મધ્યભાગે ઘંટ લટકાવેલો છે. ઉત્તર ને દક્ષિણ તરફ દ્વાર સહીત બે ખંડ છે. તેમાંના એકમાં **આદ્યબદ્રી** ને બીજા ખંડમાં આરસના **લક્ષ્મણજી** ને **શત્રુઘ્ન** વસ્ત્રાલંકાર સહીત બિરાજેલા છે. સભામંડપ પછી દેવળનું દ્વાર આવે છે. તે લાકડાના ચોકઠાનું ને લોખંડના સળીઆનું, બે કટકે વસાય તેવી જાળીવાળું છે. બે પગથીયાં ચઢો તે ખંડમાં દાખલ થવાય છે. દેવળની ડાબી બાજુ ૨ાા હાથ ઉંચો પિત્તળની મોટી દીવીમાં દીવો પ્રગટાવેલો છે. ત્યાં એક હાથ સમચોરસ નીચેથી પાયાવાળો ને છ ઇંચની ઊંચાઇનો અષ્ટકોણાકારનો પિત્તળનો બાજઠ મૂકેલો છે.

તેની ઉપર ચાંદીનો થાળ છે. તેમાં યાત્રિઓ ભેટ દક્ષણા અર્પણ કરે છે. ત્યાં **રામચંદ્રજીની** ૨ાા હાથ ઉંચી ને બે હાથ ઉંચી **સીતાજીની** મૂર્તિ છે. તે વસ્ત્રાલંકાર સહીત અતિ શોભાયમાન લાગે છે. આ દેવળ ૨૦ થી ૨૫ હાથ ઉંચાઇનું, પ્રથમ ઘરના આકારે ને ઉપર દેવળના આકારે છે. શિખર ઉપર છાયેલો કળશ છે. ત્યાં ઓટલેથી નીચે દેવળની જમણી બાજુએ પૂર્વાભિમુખદ્વારે ગૌરીશંકર, એક બીજા ત્રણ હાથ સમચોરસ નાંના દેવળમાં છે. દેવળને ત્રણ બાજુએ જાલીવાળા દરવાજા છે. તેના મધ્યમાં **શિવલિંગ** એકહાથ ઉંચું પશ્ચિમ તરફ છે. **પાર્વતીજીની** ડાબી બાજુમાં બીજું જલાધારી સહીત લિંગ છે. જમણી બાજુ આરસના **ગણપતિ** છે. દેવળના મધ્યમાં ઘંટ છે. આ સિવાય અત્રે બીજાં પણ દેવદર્શન છે, તે કરી આવી, બાર વાગ્યાના સુમારમાં રસોઈ જમી, જવાની તૈયારી કરી. બાવા કાળી કામળીવાળા રામનાથજીનાં દર્શન કરી તેમની

ઓફીસમાં યથાશક્તિ ભેટ સમર્પણ કરીને નીકળ્યા. અત્રેથી હરદ્વાર જવા માટે ઘોડાગાડી અને મોટર મલી શકે છે, મોટરનો મનુષ્યદીઠ રૂ. ૧) થી સવા લે છે જ્યારે ઘોડાગાડીનો બાર આનાથી રૂ. ૧) સુધી ચાર્જ લેવાય છે, પરંતુ મોટરની સવડ નહીં મલવાથી અમોએ બે ગાડીઓ ભાડે કરી હતી. **સત્યનારાયણ**–હૃષીકેશથી ૭ મૈલ માર્ગ સીધો ને સુશોભીત શડકનો છે. પ્રથમ **કાળાપાણી** નામની નદીનો પૂલ આવે છે, ને પછી **સમાધિમંદિર** આવે છે. આ મંદિર ૧૦ હાથ સમચોરસ, ને ૧ાા હાથ ઉંચા ચોતરાપર રસ્તાની ડાબી બાજુએ છે. ત્યાં પાંચ પગથીયાં ત્રણે બાજુથી ચઢીને ચોતરાપર ચઢાય છે. તેના મધ્યમાં છ હાથ સમચોરસ ને છ હાથ ઊંચુ ઘુમટદાર દેહેરૂં છે. તેના મધ્યભાગે ગોળાકાર ૧ાા હાથના ઘેરાવાનો, ગોલાઈ તરફ ઊચાઇ ને લિંગ તરફ નીચાણવાળો ઢળાવપડતો આરસનો પથ્થર જડી વચમાં શ્યામ પાષાણનું ત્રણ ઇંચિના ઘેરાવાવાળું ૯, ઇંચિની ઉંચાઈનું શિવલિંગ છે. ત્યાં પેસતાં કંમ્પાઊંડમાં જમણે હાથે કૂવો ને રેંટ છે. ડાબે હાથે એક દશ હાથ સમચોરસ ને બે હાથની ઊચાઇનો ઓટલો છે. તેની ઉપર એક બાઈ સાધુ થઈ ઘણા વખતથી તપ કરતી બેઠેલી છે. તેનું છાપરૂં ઘાસનું ચતુષ્કોણ છે. તેને રહેવાને અંદર બીજું પણ મકાન છે. ત્યાંથી આગળ જતાં **રામપુર** નદીનો પૂલ ૯ મા મૈલપર આવે છે, એની એજ નદીની થોડે થોડે અંતરે નેહેરો કાઢેલી હોવાથી બીજાં પાંચ નાળાં આવે છે, છેક ૭ મા મૈલ સુધી તેજ નદીની નહેરો એક પછી એક આવે છે, ને તેથી ત્યાં વગર વરસાદે ડાંગર પાકી શકે છે ત્રીજી નદી **ગુલરઘાટી** છે તે પછી મોટો લોઢાનો પૂલ મોટી **સાંગનદીનો** ૦ાા ફર્લાંગ જેટલો લાંબો છે તે પછી સત્યનારાયણનું મંદિર આવે છે.

**શ્રી સત્યનારાયણનું મંદિર**—રસ્તાની જમણી બાજુએ એક મોટો વિશાલ કંપાઉન્ડ છે. તેના ઝાંપામાં પેસતાં ત્રણ હાથ ઉંચો લોખંડના સળીઆનો કઠેરો છે, તેમજ પતરાના

છાપરાનાં ત્રણ મકાનો પણ છે. કંપાઉન્ડમાં જવા પછી ૮૦ હાથ દૂર જતાં સામે પૂર્વાભિમુખે ગરૂડભગવાનનું દેવળ આવે છે. આ દેવળને પ્રથમ ૪ પગથીયાં ચઢતાં દોઢ હાથ ઊંચો ને દરેક દિશામાં ૨૪ હાથ સમચોરસ ને બે હાથ ઊંડો પાણીનો કુંડ છે. તેના ફરતી દરેક બાજુએ ૧॥ થી ૨ હાથની માણસથી જઇ શકાય તેવી પહોળી કિનાર છે. તે કિનારની અંદર ચારે બાજુ કુંડમાં જળ ભરેલું છે. તેના મધ્યમાં છ હાથ સમચોરસ ને ૭ હાથ ઉંચું દેવળ છે. તેમાં **ગરૂડભગવાનની** મૂર્તિ મનુષ્યાકારે બિરાજમાન છે ને તેની ઉત્તરની બાજુના દહેરામાં અન્નપુર્ણા દેવીનાં દર્શન છે. આ દેવળનીચારે બાજુએ દરેક દિશાના મધ્યમાં કુંડપર જવાના બે ફૂટની પહોળાઇના રસ્તા પૂલની માફક કરેલા છે, તેથી કુંડની ચારે બાજુના ચાર વિભાગ પડેલા છે, તેથી તે જૂદા જૂદા ૪ કુંડ હોય તેમ જણાય છે. તે છાપરાં વિનાના છે ને એકબીજાની નીચેથી ગરનાળાં મુકેલાં હોવાથી પાણી એકબીજામાં જઇ શકે છે. શરૂઆતમાં ઓટલાપરથી દેવળમાં જવા માટે, ત્રણહાથ પહોળો ને સાત હાથ લાંબો જેની બન્ને બાજુ પિત્તળના હાથ ઉંચા કઠેરા કરી પૂલ બનાવ્યો છે તેના ઉપર થઇ દેવળમાં જવાય છે. આ ફરતા કુંડમાં એક નદીને ૧॥ ફુટ સમચોરસ નહેરના આકારે વાળીને ઉત્તર તરફથી પાણી લાવે છે, ને તે પાણી કુંડમાં થઇ દક્ષિણ તરફ આવેલી ૪ હાથ નીચાણની જગ્યામાં, જેમ ગંગોત્રીને રસ્તે ભટવાડીમાં લોટ દળાની ઘંટીનું જે વર્ણન કરેલું છે તેવી વિશાળ ઘંટી અત્રે ગોઠવેલી છે. જ્યારે ભટવાડી તરફની ઘંટીઓ ૫૦ મલી જેટલો લોટ એક દિવસમાં દળે તેટલો લોટ આ એકજ ઘંટી એક દિવસમાં દળી શકે એવો જબરો પાણીનો ધોધબંધ વેગ સદા વહ્યા કરે છે. તે જોઇને અમો શ્રી સત્યનારાયણનાં દર્શન કરવા ગયાં.

**સત્યનારાયણ**—આજ કંપાઉન્ડમાં, ઘંટીથી પશ્ચિમ તરફ ઉત્તરાભિમુખે આ દેવળ આવેલું છે. તેનો છૂટી રવેસની માફકનો

છાપરાવાળો, ત્રણે બાજુથી ખુલ્લો, ને વચમાં વચમાં થાંભલા ગોઠવી કમાનદાર આકારનો, પૂર્વ પશ્ચિમ ૨૦ હાથની લંબાઇનો સભામંડપ છે, ને તેને ફરતો બે હાથ ઉંચો કઠેરો જાળીઆવાળો કરેલો છે, તેની વચલી કમાનમાંથી તે સભામંડપમાં દાખલ થવાય છે. ત્યાંજ ઉભારહીને દર્શન થાય છે, તેમાં ૨ા હાથની આરસની દેદીપ્યમાન **સત્યનારાયણની** વસ્ત્રાલંકાર ધારણ કરેલી દિવ્યમૂર્તિ **લક્ષ્મીજી** સહીતની છે. દર્શન ઘણાંજ આનંદદાયક લાગે છે.

હૃષીકેશથી સત્યનારાયણ સુધી મૈલના પિલ્લર ડાબે હાથે છે, જયારે ત્યાંથી હરદ્વાર સુધી તે પિલ્લરો જમણે હાથે આવે છે. ત્યારબાદ રેલવેના પાટાપરથી જવું પડે છે. તે પછી **સપ્તર્ષિમંદિર, કૃષ્ણમંદિર,** રામાનુજાચાર્યનું નવનવ સ્તંભવાળુ **કોટમંદિર,** તે પછી ઝુલતા નવ શિખરવાળું ને ઘુમટદાર મંદિર, વિગેરે સડકના રસ્તાપર આવે છે.

**ભીમઘોડા**—સત્યનારાયણથી ૬ મૈલ, ને રસ્તો સીધો છે. રસ્તામાં હૃષીકેશનુંસ્ટેશન આવે છે. સ્ટેશન આગળ વસ્તી ને દુકાનો છે. ૫૦ થી ૬૦ છાપરાં છે. પ્રથમ જે રેઈલવેના પાટા પસાર કરવા પડે છે તે જંગલનાં લાકડાં લઇ જવા માટે નાંખેલા છે ને તે સાંકડા માપની નાની રેઇલવે છે. છ મૈલ અને ચાર ફર્લાંગ પર કૂવો, ગામ, અને વચમાં **પરશૂની** નદી આવે છે. કિનારાપર ગામ, ને બીજા કિનારાપર ડાકબંગલો છે. તે પછી **કૃષ્ણાનદીનો** પૂલ આવે છે. બીજી બાજુમાં તેની શાખા છે. તે સીમેન્ટથી બાંધેલી છે.

## ભીમઘોડાનું દેવળ અને કુંડ.

રેઈલવેના પૂલના નજીક આ દહેરૂં ને કુંડ છે. રેઈલવે પૂલ પાસે પૂર્વાભિમુખે ઇંટથી ચણેલો ૩૦ થી ૩૫ હાથ લાંબો ને પાંચ હાથ પહોળો પરથાર છે. તે પછી ષટ્કોણ આકારનાં પાંચ પાંચ પગથીયાં દરેક બાજુથી ઉતરીને **ભીમકુંડ** નામના કુંડના જલમાં જવાય છે. તેમાં કમ્મરપુર પાણી છે. તે કુંડમાં જળ, ઉત્તર તરફના ગરનાળામાંથી આવી, દક્ષિણ

તરફના ગરનાળાંમાં થઇ પસાર .થાય છે. કુંડ ઇંટનો ચણેલો છે, ને તે ૨૦૦ હાથના ફરતા ઘેરાવાનો છે. તે કુંડમાં દક્ષિણ તરફ ઇત્તરાભિમુખે કુંડના કિનારેથી જળમાં ચાર હાથને છેટે એ ફુટ સમચોરસ આરસની જળાધારીમાં ૧ફુટના ઘેરાવાનું ને હાથ ઉંચાઇનું **ભીમેશ્વરનું** શિવલિંગ છે. જળાધારીમાં જળ જવાના માર્ગમાં લિંગ તરફ મુખને ઉત્તર તરફ પુચ્છ એવો એક સર્પ છે, ને તે સર્પની સામે બીજો સર્પ લિંગ તરફ પુચ્છ ને પ્રથમના સર્પના મોઢાના સામુંજ મુખ, એમ બન્ને સર્પોનાં મુખ એક બીજાના સામસામી છે. તેમજ. ચતુષ્કોણ જળાધારીની ચારે બાજુ ખૂણામાં શિવલિંગ તરફ મુખ કરીને પડેલા બીજા સર્પો પણ આરસના જ છે. આ જળાધારી જળથી અડધા ફૂટની ઉંચાઇએ છે, પુજન વિગેરે જળમાં જઇનેજ કરી શકાય છે. ત્યાં દર્શન કરી ઉત્તરાભિમુખે નીચેજ **ગણેશ, પાર્વતી** એક દરવાજાની કમાનના આકારના ગોખલામાં છે. તેના ઉપર ચાર હાથ ઉંચો ઓટલો છે. ગણેશ આગળથી પરથારમાં બે પગથીથાં ઉતરીને, ને પછી સાત પગથીયાં ચઢીને, તે ઓટલાપર જવાય છે. ત્યાં એક નાના દેવળના મધ્યમાં વચમાં રાધા, અને આજુબાજુ કૃષ્ણ છે. ને તેને ફરતા ગોળાકારમાં કૃષ્ણરાધા, કૃષ્ણરાધા, એમ પાછલી બાજુપર છે, ને આગલી બાજુપર ચાર ગોપીઓ છે. એ પ્રમાણે રાસલીલાના દેખાવની રચના કરેલી છે. તેમજ, બીજી મૂર્તિઓ પણ છે, ને તે સર્વે માટીનીજ બનાવેલી મૂર્તિઓ છે. ત્યાંથી દશ પગથીયાં ચઢતાં ભીમનું દહેરૂં છેક પર્વતની કઢણમાં કે ખોભણમાં છેક અડીનેજ છે. તેનું શિખર પણ પર્વતની ભેખડ સાથે અડેલું છે. અને દહેરાની આગલી બાજુ દહેરાથી ઝુલતો, દરવાજાની કમાનની માફક, અર્ધગોલાકાર ઘુમટ બાંધેલો છે. દહેરાંની ઉંચાઈ ૧૫ હાથની છે. તેમાં **ભીમેશ્વરને** ભીમની મૂર્તિ છે. ચાર પગથીયાં બીજી બાજુએ ઉતરતાં, મંડપમાં દ્રૌપદી ને ગણપતિ છે. તે દહેરાની પૂલ તરફ પીઠ, ને બ્રહ્મા તરફ દ્વાર છે. પાંચ પગથીયાં ઉતરતાં ઉપર ગોખમાં શિવજી છે. બાજુમાં

ધર્મરાજા, ને બીજી બાજુ વિષ્ણુ આગળથી ગોલાકાર ને પાછળથી સમચોરસ ભાગમાં છે. તે પછી ૧૧, પગથીએ, જઈ બીજી બાજુ નવ પગથીયાં ઉતરવું. ત્યાં ગુપ્ત ગંગાજી ને વિષ્ણુનાં આરસનાં પગલાં છે. તે ગુપ્ત ગંગાજીની મૂર્તિ એક હાથના પરિધિવાળાને ત્રણ હાથની ઉંડાઇના કુંડમાં, કુંડના જલથી બે હાથની ઉંચાઇએ છે. અંદર કુંડ ત્રણ હાથ ઉંડો, ને તેમાં ગંગાજીની મૂર્તિ ત્રિકોણાકાર દોઢ હાથ પહોળા પત્થરની લેખડમાં જળથ એક હાથની ઊંચાઇપર એક હાથ ઉંચી સિંહવાહિની છે. તે પછી આગળ જતાં, દુર્ગાદેવી એક વેંતની છે. તે નાની દહેરીમાં છે. મૂર્તિ આરસની છે. બાજુમાં પણ ગંગાજીની મૂર્તિ છે. ત્યાંથી આગળ કુંડની સામી બાજુએ લિંગરૂપે બ્રહ્માજીનાં દર્શન છે. અત્રે સ્નાનદાન કરી અમે આગળ ચાલવા માંડયું.

હરદ્વાર–ભીમઘોડાથી ૧ મૈલ. ને માર્ગ સીધો, અમે આષાઢ સુદી ૬ ને મંગળવારે સાંજે, હરદ્વારમાં પ્રથમ જ્યાં ઉતર્યા હતાં તેજ મકાનમાં ભાડે કોટડી લઇ. ઉતર્યા. સાંજે હરપિંડીના ઘાટ ઉપર ગંગાસ્નના કરી, ગંગાની થતી આરતિનાં દર્શન કરી, હાકુસપાયરીની કેરી, જાંબુ, વિગેરે ખાવાની વસ્તુઓ ત્યાંથી ખરીદી હતી. અત્રે શીખ લોકો દાઢીવાળા બ્રાહ્મણોને માની તેમનું પૂજન કરતા હોવાથી, હરદ્વારમાં કેટલાક બ્રાહ્મણો દાઢી રાખેછે. બીજે દિવસે સવારમાં દિશા જંગલ જઇ આવી દાતણ કર્યું, અત્રે દિશાજંગલ જવા માટે ઘરની નીચે સંડાસ હોતાં નથી, અને ઘરથી દૂર છૂટી જગ્યામાં પણ દિશાજંગલ જવાનું હોતું નથી. અત્રે ધર્મશાળાઓ અને મકાનો બેથી ત્રણ માળનાં કરેલાં હોય છે, અને દરેકે દરેક મકાન ઉપર છાપરૂં હોતું નથી, અને ધાબાં કરેલાં હોય છે. તે ધાબાંઓમાં નાની નાની છાપરાં વિનાની ખુલ્લી કોટડીઓ કરેલી હોય છે,

જેથી ભોંયતળીયાથી બે માળ સુધીમાં દરેકે દરેક રહેનાર બાકુ તો તે ધાબામાં દિશાજંગલ જવા જાય છે; ને દરેક ઘરદીઠ જુદા જુદા પગારદાર ભંગીઓ પણ ઘર ધણીઓએ રોકી રાખેલા

હોય છે. સે ભંગીઓને રહેવા માટે. ઘરના માલીકે ધાબામાંજ જગા બનાવી આપી હોય છે ત્યાં તેઓ રહે છે. ગુજરાતના દરેક ગામમાં કેટલાક ખાનગી મોહલ્લામાં જ્યારે ભંગીઓને ઝાડું કાઢવા પણ પેસવા દેવામાં આવતા નથી ત્યારે હરદ્વારમાં ભંગી દરેક ઘરના છેક ઉપલા ધાબામાંજ રહે છે, એટલું જ નહીં, પણ યાત્રિ જ્યારે જગ્યા ખાલી કરી ચાલી જાય છે ત્યારે તે કોટડીઓમાં ઝાડુ પણ તેજ ભંગી કાઢે છે તેનો છોસ ત્યાં બીલકુલ માનવામાં આવતો નથી ! અમોએ તે કોટડીઓમાં ભંગીને જ્યારે પૂંજો કાઢતાં જોયો તારે ઘરધણીને બોલાવીને ભંગીને ઠપકો આપવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે અહીં સર્વે ઠેકાણે એ પ્રમાણેજ ચાલે છે. અહીં તેનો દોશ ગણવામાં આવછો નથી, માટે એ બાબતની બીલકુલ કાળજી તમારે કરવી નહીં, કારણ કે અત્રે ગંગાનું મુખ્ય દ્વાર કહેવાય છે. મહાપાપીઓને પણ ગંગાજળ પવિત્ર કરી શકે છે. તે ગંગાજળ લાવી કોટડીઓમાં છાંટવાથી કોટડી અવશ્ય પવિત્ર થાય છે, ઘરધણીએ આમ કહ્યું તેથી અમોએ તેને વધારે પૂછવાની દરકાર કરી નહી. ત્યારબાદ ગોરને ત્યાં મૂકેલો વધારેનો સામાન લઇ બજારમાંથી લોટા, ખરીદી, તેમાં ગંગાજળ ભરી પેટીમાં પેક કરાવી રેઇલવેમાં સીધા ચડાવી દીધા, અને ઉતારાવાળાને કોટડીનું ભાડું આપી, ભંગીને દરરોજના એક પૈસા લેખે માણસદીઠ બે દિવસના બબ્બે પૈસા પ્રમાણે પૈસા ચૂકવી આપ્યા.

હરદ્વારથી દહેરાડૂન મૈલ ૪૦, દહેરાડૂનથી યમુનોત્રી ૧૧૨ મૈલ છે. યમનોત્રીથી ગંગોત્રી ૧૦૪ મૈલ છે. ગંગોત્રીથી ગૌમુખ ધારાના આવતા જતાના ૩૦ મૈલ છે. ગંગોત્રીથી કેદારનાથ ૧૨૨ મૈલ છે, ને કેદારનાથથી બદ્રીનારાયણ ૧૧૫ મલ છે. બદ્રીનારાયણથી વસુધારાના જતાંઆવતાંના ૮ મૈલ છે. બદ્રીનારાયણથી કર્ણ પ્રયાગના ૬૩ મૈલ છે. કર્ણ પ્રયાગથી હરદ્વારના ૧૨૦ મૈલ છે. એટલે કુલ્લે હરદ્વારથી નીકળી યમુનોત્રી થઇ હરદ્વાર પાછા દાખલ થતાં સુધી ૭૧૪મૈલ થાય છે. કર્ણ પ્રયાગથી રામનગર ૯૯,

મૈલ છે. તેથી બદ્રીનારાયણથી તે રસ્તે જનારને કુલ્લે મૈલ ૧૯૨ થાય છે. તેમજ કર્ણપ્રયાગથી કાઠગોદામ ૧૦૪ મૈલ છે, તેથી તે બદ્રીનારાયણથી તે રસ્તે જનારને ૧૯૭ મૈલ થાય છે. તેમજ, જેઓને કેદારને બદ્રીનારાયણ બેજ ઠેકાણે યાત્રા કરવી છે. તેને હરદ્વારથી રૂદ્રપ્રયાગ ૯૧ મૈલ નેરૂદ્રપ્રયાગથી કેદારનાથ ૫૬ મૈલ, ને કેદારથી ચમોલી ૫૭ મૈલ, ને ચમલોથી બદ્રીનારાયણ ૪૫ મૈલ, ને બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ ૬૩ મૈલ, ને કર્ણપ્રયાગથી રામનગર, ૯૯, મૈલ, એટલે બદ્રીકેદારની યાત્રા કરી રામનગર જનારને ૫૧૩ મૈલ મુસાફરી કરવી પડે છે.

એ પ્રમાણે હિમાલયનાં ચારે ધામની યાત્રા લગભગ ૭૦૦ મૈલની છે, એટલે યાત્રા સંપૂર્ણ થતાં, કમમાં કમ અઢી માસ લાગે છે, પણ જો ફકત બદ્રીકેદારનાથની યાત્રા કરવી હોય તો દોઢ માસમાં કરી ઘેર પહોંચી શકાય છે. એ પ્રકારે હરદ્વારથી ૧૦ દિવસે યમુનોત્તરી, ને ત્યાંથી ૮ દીવસે ગંગોત્તરિ, ગંગોત્રીથી ૧૧ દિવસે કેદારનાથ અને કેદારનાથથી, ૮ દિવસે બદ્રીનારાયણ, ને બદ્રીનારાયણથી ૮ દિવસે હરદ્વાર, એટલે હરદ્વારથી નીકળી ૧ માસને ૨૫ દિવસે અમો પાછા હરદ્વાર આવ્યાં હતાં.

## દૃશ્ય ૯ મું.

### હરદ્વારથી સ્વદેશ.




મો અષાડ સુદી ૭ ને બુધવારે અત્રેથી સાંજના ૫) વાગે ગાડીમાં બેસી અષાડ સુદી ૮ ને ગુરૂવારે સવારે ૯—વાગે **લાહોર** પહોચ્યા ત્યાં પાટણના રહીશ, અમારા સ્નેહી, જ્ઞાતે વાયડા વાણીયા, **ગાંધી સુંદરલાલ ગીરધરલાલ**, કે જેઓ લાહોરમાં આવેલા ન્યુ મેડીકલ હોલ કૉમર્સીયલ બીલ્ડીંગમાં રહેતા હતા તેમને ત્યાં અમોએ મુકામ કર્યો. અત્રે જાણે સ્વર્ગભૂમિનો ત્યાગ કરી મૃત્યુલોકની ભૂમિમાં પુનઃપ્રવેશ કર્યો હોય એવો અમોને ભાસ થવા

લાગ્યો, ને જાણે સ્વદેશને મળતી હવા અમોને જણાવા લાગી. ભાઇ સુંદરલાલને ત્યાં અમો ઊતર્યા હતા તેમણે અમારી મેહેમાનગીરી ઊત્સાહભેર કરવાથી, જંગલના પહાડી પ્રદેશની લાંબી મુસાફરી દરમ્યાન સહન કરવાં પડેલાં કષ્ટોને અમો તદ્દન ભુલી ગયાં, અને જાણે પોતાને ઘેરજ હોઈ સ્વતંત્રપણે મરજી મુજબ વિચરતાં હોઇએ તે કરતાં પણ અત્રે ખાવા, પીવા, જોવા, હરવા, ફરવા. વિગેરેથી અમો દરેકને વિશેષ આનંદ લાગતો હતો. આજે અમોએ અત્રેના મ્યુનીસીપાલીટીના સાર્વજનીક બગીચામાં. ફોટોગ્રાફરને લઈ જઇ, અમો આઠે યાત્રીઓનો, યાત્રાના પહેરવેશમાંજ, બધાનો સાથે એક ફોટો લેવડાવ્યો હતો, અને મુકામ ઊપર આવી બપોરે જમ્યા બાદ થોડો આરામ લઇ સાંજના સુંદરલાલ ભાઇએ, મંગાવેલી મોટરોમાં સુંદરલાલભાઇ તથા તેમનાં કુટુંબ સહીત અમો બધાં શહેર જોવાને ગયાં હતાં. આ શહેર પ્રથમ શીખ લોકોની રાજધાનીનું હતું. હાલમાં પણ આ સુવિશાળ શહેર બહારની બાજુનાં દરેકે દરેક ભવ્યને સુશોભિત મુંબાઇના જેવી બાંધણીનાં, ને કેટલાંક પથ્થરોથી ચણેલાં, સુંદર મકાનોથી સુશોભિતને રળીયામણું દેખાય છે.

અત્રે કોર્ટો, કચેરી વિગેરે સરકારી દરેકે દરેક ઇમારતો પણ મુંબાઇની માફકજ છે. તેમજ, મુખ્ય શહેરની બહારના રસ્તાઓ ફૂટપાથ સહીતના ઘણા પહોળા મુંબાઈની માફકનાજ છે. પરંતુ મુખ્ય શહેરની અંદરની વસ્તીનો ભાગ સાધારણ બાંધણીના ઘરો, ગીચ વસ્તી, ને સાંકડા માપના રસ્તા વાળો છે. તે સર્વે જોઈ અમો અત્રેના સુપ્રસિદ્ધ **સલિમબાગ** અને **અનારકલીનો રસ્તો** વિગેરે જોવા ગયાં હતાં. અત્રેનો સલીમબાગ ખરેખર જોવા લાયક છે, અને લગભગ ૨૦૦) એકરની જમીનમાં આ બાગ આવી રહેલો છે. તેમાં આંબા વિગેરેનાં ફળનાં ઝાડોનુ વાવેતર મોટા પ્રમાણમાં કરેલું છે. આ બાગ એક મહાન રાજાને વિહાર કરવાનું ઉત્તમ, અતિ રમણીય સ્થાન હોય એમ જોનારને તાદૃશ્ય લાગે છે. અત્રેનાં બીજાં સુપ્રસિદ્ધસ્થાનો અને સમસ્ત વસ્તુઓનું

પ્રદર્શન સ્થળ વિગેરે જોયું હતું. બીજે દિવસે સવારે છડે છડા અમો સર્વે **અમૃતસર** જોવા ગયાં હતાં. લાહોરથી અમૃતસર ટ્રેનમાં જતાં ૦ાા કલાકથી એક કલાકનો રસ્તો છે. ત્યાં જઈ મુંબાઈના સુપ્રસિદ્ધ શેઠ. પ્રાગજી સૂરજીની પેઢી ઉપર ગયાં. ત્યાં આગળ શેઠ. કરશનદાસ તેજપાલની પેઢીના મુનીમ રા. દુર્ગાશંકરભાઇનો અમોને મેલાપ થતાં, તેઓ જોશી દલસુખરામના ખાસ મિત્ર હતા તેથી, અમોને તેમની પેઢીમાં લઈ ગયા અને તેમના માણસને અમારી સાથે શહેર દેખાડવાને માટે મોકલ્યો. આસુવિશાળ શહેર પણ પંજાબમાંજ આવેલું છે અને તે શહેરના કેટલાક દેખાવો જોઈ અમો અત્રેનું શીખ લોકોના ધર્મનું સુપ્રસિદ્ધ દેવળ જોવાને માટે ગયાં.

## અમૃતસરનું સુપ્રસિદ્ધ શીખલોકોના ધર્મનું, સોનાનું દેવળ.

આ દેવળ શહેરના ભરબજારના વસ્તીવાળા ભાગમાં આશરે ૪૦ એકર જમીન જેટલા વિસ્તારમાં આવેલું છે. શરૂઆતમાં પ્રથમ પત્થર જડેલો ૮ હાથ લાંબો પહોળો ને ખુલ્લો પરથાર આવે છે, દરેક યાત્રિએ આ જગ્યાએ જોડા કે બૂટ કાઢવા પડે છે, અને તેને સાચવવા માટે હંમેશાં એક નોકર બેઠેલોજ હોય છે. તે જોડા સાચવનાર રક્ષક યાત્રિને કહે છે કે પીવાની બીડી, તંબાકુ, છીકણી, ગાંજો, ભાંગ, ચરસ, અને અફીણ જેવી કેફી વસ્તુઓ જેની પાસે હોય તેણે તે તે વસ્તુઓ અત્રે મૂકીને જ દેવળમાં જવું. અત્રે જમણા હાથ તરફ પાણીથી ભરેલો હોજ છે. તેમાં દરેકને તે પગ ધોવાને કહે છે, એટલે દરેક જણ તે હોજમાં પગ ધોઇ ત્યાંથી પૂર્વ તરફ ચાલી ૮ પગથીઆં નીચે ઊતરી ૨૦૦ હાથ દૂર પૂર્વમાં જઇ, ઉત્તરાભિમુખના મુખ્ય દરવાજા આગળના ખુલ્લા ચોગાનમાં આવી પહોંચે છે.

### પ્રથમ શરૂઆતનો ખુલ્લો ચોક.

આ ઉત્તરાભિમુખના દરવાજાની બહારની બાજુ, પશ્ચિમથી પૂર્વ તરફ જતા ૧૦ ફૂટથી પોહોળાઇના રસ્તા પછી ઉત્તર તર-

ફના દરવાજાની સામી બાજુએ, આ ખુલ્લો ચોક ૩૦ હાથ સમ ચોરસ વિસ્તારવાળી આરસપહાણથી જડેલી જગ્યામાં આવેલો છે. તે ચોકમાં જડેલા આરસની અંદર નકશીનું કોતરકામ કરી તેમાં આરસની રંગબેરંગી નાની નાની ટુકડીઓ બેસાડીને ઝાડ, ફળ, ફુલ, વિગેરે સુંદર, મન પ્રસન્ન દેખાવો તેમાં કહાડીને સુશોભિત કારીગરીથી ભરપૂર, ઉત્તમ રચના કરી છે. દરવાજાથી રસ્તો છોડી તે ચોકમાં પૂર્વ તરફ ૩ હાથની ઉંચાઇની, બે હાથના ફરતા કંપાસના ઘેરાવાવાળી, ને એક હાથના ફરતા કિનારાપરના કઠેરાવાળી, એવી ૨ **પરવડીઓ** કરેલી છે. તે બન્ને પરવડીના મધ્ય ભાગે, ૬ ઇંચના કંપાસના ફરતા ઘેરાવાવાળા, ૩૫ થી ૪૦ હાથની ઉંચાઇના, સોનાથી મઢેલા, બે વિશાળ સ્થંભો સ્થાપન કરેલા છે.

## ભૂતકાળમાં થઇ ગયેલા વીર પુરૂષોનાં હથીઆર રાખવાનું દેવળના આકારનું સ્થળ.

આ ચોક પૂરો કરી ઉત્તર તરફ જતાં, ૩ હાથ ઉંચો ને ૨૫ હાથ લાંબો પોહોળો મંડપ આવે છે. ત્યાં આરસનાં ૬ પગથીઆં ચઢી ઉપર જવાય છે. તેમાં જમીનદળ, ભીંતો ને છતો વિગેરે દરેક આરસપાહાણથી જડેલા, એવા નકશીવાળા ચાર ખંડ છે. ત્યાં પ્રથમ ચાર હાથ સમચોરસને ૫ હાથની ઉંચાઈનું સોનાના પતરાંથી મઢેલું નાંનું દેવળ છે. આ દેવળની ચારે બાજુએ ચાર ચાર આંગળનાં બાકાંવાળી જાળીઓ જડી લીધેલી છે. અને તેમાં પ્રવેશ કરવાનું ઉત્તરાભિમુખનું એકજ, તેવીજ જાળીવાળું, નાનું દ્વાર છે. તેને તાળું વાસી બંધ કરેલું હોય છે. ત્યાં આ જાળીવાળા દેવળમાં ગુરૂનાનકથી પાંચમા પુરૂષ ગાદીએ આવેલા તે ધર્મ ગુરૂનાં તેમજ તે સમયે થઇ ગયેલા મોટા લશ્કરી સેનાપતિ જેવા અમલદારો વિગેરેનાં તે સમયમાં તેમના વપરાસમાં લીધેલાં, જૂની ઢબનાં, વજનમાં ઘણાંજ ભારે ને ઘણી લંબાઈનાં, પુરાતની હથીઆરોનો મોટો જથ્થો રાખેલો છે, જેની હંમેશાં પૂજા થાય છે. ત્યાં પણ બે ધર્મ ગુરૂઓ હંમેશાં

હાજર રહે છે. સવારે ૫ થી ૬–અને સાંજે ૬–થી ૮–ના સમયે દ્વાર ઉઘાડી તેની પૂજા કરતી વખતે દરેક યાત્રિને તે હથીઆર જોવા દેવામાં આવે છે. બાકીના સમયમાં તે દ્વાર બંધ રાખેછે. તે હથીઆરો એવાંતો મજબૂતને વજનદાર છે કે ચાલુ જમાનાના માણસો તેને ઉંચકી પણ શકે નહિ. તો પછી તે હથીઆર વાપરવાની શકિત તો હોયજ કયાંથી ? આ ઉપરથી એમ જ- ણાય છે કે તે સમયના માણસો બહુજ મજબૂત, પહોળા અને ઉંચા હશે અને તેનો ખ્યાલ તેમનાં હથીઆરો જોવાથી આવી શકે છે. ત્યાંના બીજા ખંડમાં ધર્મગ્રન્થોના ભંડારનું પુસ્તકાલય છે, ને ત્રીજા ખંડમાં સેવા પૂજાની સામગ્રીને ચોથા ખંડમાં પૂજા- રીને રહેવાનું સ્થાન છે.

**મુખ્ય દેવળની ચારે બાજુ આવેલા સરોવરનું વર્ણન.**

પ્રથમના ઉત્તરાભિમુખના મુખ્ય દ્વારથી જેમ ઉત્તર તરફ ચોક છે; તેમજ દરવાજાથી દક્ષિણ તરફની બાજુ આ વિશાળ સરોવર આવેલું છે. આ સરોવર પૂર્વાદિક દરેક દિશામાં આશરે બબ્બે ફર્લોંગ જેટલું લંબાઈનું, ચતુષ્કોણાકારનું, એટલે લગભગ ૧ મૈલના ફરતા ઘેરાવા જેટલું વિશાળ છે. તે સરોવરમાં સ્વચ્છ જળ હંમેશાં રહે છે. આ સરોવરમાં નદીની વારેલી નહેરની મારફતે નિર્મળ જળ લાવી શકાય છે, તેના નિકાલને માટે પણ રસ્તો રાખેલો છે, જેથી સરોવરનું જળ બગડતાં તેને બહાર કહાડી નાંખી નવું જળ અંદર ભરી શકાય છે, અને હંમેશાં જળ નિર્મલ અને સ્વચ્છ રહે છે, ને તેમાં લીલ કે શેવાળ બીલકુલ માલમ પડતાં નથી તે સરોવરની ચારે દિ- શામાં ફરતા દરેક કિનારા ઉપર ચારે બાજુએ ઘાટ બાંધેલા છે, ને તે દરેક દિશામાંથી જળમાં ઉત્તરી શકાય તેવાં પાકાં પત્થ- રનાં પગથીઆં કરેલાં છે, જેથી આ સરોવર ઘણું સુશોભિત ને અતિ રમણીય લાગે છે.

**દેવળ તરફ જવાનો પ્રથમ દરવાજો.**

આ પ્રથમનો સરોવર પર થઇને દેવળમાં જવા માટેનો, કે

જેમાં હાથી પ્રવેશ કરી શકે એવો, એક વિશાળ ઉત્તરાભિમુખનો દરવાજો છે. તે દરવાજાના પણ ઘણા ખરા ભાગમાં સોનું જડી નકશીં કામ કરી તે સોનામાં શીખ ધર્મ ગ્રન્થોમાંના પવિત્ર ફરમાનોના લેખો લખેલા છે. તેના ઘુમંટને શિખર ઉપર પણ સોનું જડેલું છે, ને તે શિખરપર સોનાનો કળશ છે. આ દરવાજા ઊપર મેડો છે ને તેના ઊપર ટકોરખાનાનાં સમયે સમયે ચોઘડીયાં વગાડે છે. તે દરવાજામાં પ્રવેશ કરી દરવાજાનો ભાગ પૂરો થતાંજ સરોવરની શરૂઆત થાય છે. મુખ્ય દરવાજાથી ૩૦૦ હાથ દૂર પર આવેલા દેવળ સુધી, સરોવર ઉપર પૂલ બાંધી, દશથી બાર ફૂટની પહોળાઈની આરસના પત્થરથી જડી લીધેલી, ઉત્તરથી દક્ષિણમાં દેવળ તરફ જતી, સડક બનાવેલી છે. તે સડકની પશ્ચિમને પૂર્વ તરફની બન્ને કીનારોના છેડા ઉપર, ૧॥ હાથ ઉંચી, કે જેમાં નકશીનાં કોતર કામની જાળીઓ કહાડેલી છે તેવા, આરસના કઠેરાઓ મુખ્ય દ્વારથી તે છેક દેવળના ચોક સુધી આખી સડકે જડી લીધેલા છે.

જ્યારે યાત્રાના વખતમાં મોટો મેળો ભરાય છે. ત્યારે, આ સડકના બરાબર મધ્યભાગે, મુખ્યદ્વારથી દેવળ સુધી દશ દશ ફૂટને અંત્તરે બે ઇંચની પાઈપ જેવડાં ચોખંડાં બાકાં રાખેલાં છે, તેમાં ત્રણ ત્રણ હાથની ઉંચાઇના થાંભલા ગોઠવી તે થાંભલાની ટોચ પર દોરડાં બાંધી લે છે, તેથી છ—છ ફૂટના બે રસ્તા થાય છે. તેમાંથી એક રસ્તે માણસ દાખલ થાય છે, જ્યારે બીજે રસ્તે બહાર નીકળે છે. તેથી મેળા વખતે ભીડમાં માણસો એક બીજાના સામાસામી અથડાતાં નથી. જ્યારે મેળો ખલાસ થાય છે. ત્યારે, મધ્યમાં રોપેલા થાંભલાને દોરડાં કહાડી નાંખી બારે ફૂટનો રસ્તો ખુલ્લો મૂકે છે.

આ સડકના રસ્તા નીચે પણ પૂર્વ પશ્ચિમ સરોવરનું પાણી ફરતું આવી રહેલું છે. આ સડકની બન્ને બાજુએ દશ દશ હાથને અંતરે ૬. ઇંચની કંપાસની ગોળાઇના અને પાંચ ફૂટની ઉંચાઇના આરસના થાંભલા ઉપર એક ફૂટની ઉંચાઇનાં ચોખુણીઆ

વાળાં, કે જેમાં વીજળીની બત્તી હોય છે. એવાં, ચારે બાજુયે જડેલા કાચવાળાં, ને તેના ઉપરની છતના ભાગમાં સોનાથી મઢેલાં, એવાં ફાનસો આખે રસ્તે ગોઠવેલાં છે.

**દેવળની પાછળ ચારે દિશામાં આવેલો ફરતો ચોક.**

સડકનો રસ્તો પૂરો થતાં દેવળની પાછળને આજુબાજુ દરેક દિશામાં પાંચ પાંચ હાથ ફરતો પોહોળો, ને ૪૫ હાથની લંબાઇનો આરસ જડેલો વિશાળ ચોક છે, ને તે ચોકને સરોવર તરફની ફરતી દરેક દિશાની કિનાર ઉપર ૧॥ હાથ ઉંચાઇની દીવાલનો આરસનો કઠેરો કરેલો છે. દરેક યાત્રી દેવળ પાછળની ફરતી પરિક્રમા આ ચોકમાં ફરીનેજ કરે છે.

આ દેવળમાં પ્રવેશ કરવાનું પણ પ્રથમના દ્વારની પેઠે ઉત્તરાભિમુખનું દ્વાર છે, એટલે તે દેવળની પાછલી બાજુ દક્ષિણ તરફ ચોક પૂરો થતાં ૬ પગથીઆં ઉતરી સરોવરના જળની બે ફૂટ જેટલી ઉંડાઇમાં જવાય છે. ત્યાં હાથ પગ ધોઈ આચમન લેવાય છે.

અત્રે દક્ષિણ તરફ જળમાંજ બે હાથને છેટે લોખંડના સળીયાની ૬ ફૂટ જેટલી ઉંચાઈનીને ૮ ફૂટની લંબાઈની મજબૂત જાળી બેસાડેલી છે, જેથી કોઈ પણ મનુષ્યથી સરોવરના જળમાં અંદર નહાવા જઇ શકાતું નથી ફક્ત અત્રે જળજ લઈ શકાય છે. તે શિવાય દેવળમાંથી કોઇ પણ દિશામાં સરોવરના જળમાં જવાનો બીલકુલ રસ્તો નથી, ને દેવળની આજુબાજુ દરેક દિશાએ ફરતું ચારસો ચારસો હાથ સુધી ૮ ફૂટની ઉંડાઈનું જળ ભરેલું છે, એટલે સરોવરના જળના મધ્યમાંજ આ દેવળ આવી રહેલું છે. આ ચોક પૂરો થયા પછી દેવળમાં પ્રવેશ કરવાના ઉત્તરાભિમુખના મુખ્ય દ્વારમાં જવાય છે.

**દેવળમાં પ્રવેશ કરવાના ચારે દ્વારના શરૂઆતના ખંડો.**

દેવળનાં સોંયતળીયામાં દરેક જગ્યાએ આરસપહાણ જડેલા છે, ને ચારે દિશાના દરેક દરવાજા નીચે ૮ હાથનો સમચોરસ આરસ જડેલો એવો એક એક ખંડ છે. તે ખંડની આજુબા-

જુમાં બીજા ચાર ઘુમટવાળા ખંડો છે, એટલે બધા મલી દેવળને ફરતા ૮ ખંડ શરૂઆતના છે.

### વચલો ગાદીવાળો ખંડ.

તેમ હરકોઇ દિશાના દ્વારમાંના ખંડમાં થઇને તે આઠે ખંડના મધ્ય ભાગના મુખ્ય ગાદીવાલા વિશાળ ખંડમાં જવાય છે. તે ખંડ ૧૫ હાથ સમચોરસ છે. આ ખંડ ભોંયતળીઆથી તે છેક બે માળ સુધીની ઊંચાઇનો વગર માળનો ખુલ્લો છે તેના ઉપર ફક્ત વચલો ઘુમટજ આવી રહ્યો છે. એવો ખુલ્લો ચોક રાખેલો છે, ને તે ચોકમાં જવાના પણ ચારે બાજુએ ચાર દરવાજા છે. તે દરવાજાને પણ અંદરને બહાર સોનાનાં પતરાંથી મઢેલા છે. ને ચોકની જમીનમાં આરસ જડેલા છે.

### અત્રેની મુખ્ય ગાદીને ગ્રન્થ સાહેબનાં દર્શન.

આ ભોંયતળીઆના ચોકના મધ્ય ભાગમાં, ચાર હાથ લાંબી પહોળી અને એક વેંત ઉંચી ચોતરાની માફકની આરસની બનાવેલી ગાદી ઉપર, જેમાં ઘણું સુંદર સોનેરીને રૂપેરી નકશીદાર ભરત કામ કરેલું છે. તેવી ઉંચી જાતના મખમલની કીમતી ચાદર બિછાવેલી છે, તેની ઉપર એક બાજુ ગ્રન્થસાહેબને બીજી બાજુ એક વહેંતના પરિઘનું ગોળાકાર ચક્રના આકારનું ફરતી ધાર વાળું હથીઆર કે જેનું નામ શીખ લોકો "કીરપાણુ" કહે છે, તે મૂકેલું હોય છે. આ કીરપાણુ નામનું હથીઆર, ૬ આંગળના પરિધ જેટલા વિસ્તારના નાના આકારનું બનાવી આખી શીખ કોમના પુરૂષો દરેકે દરેક પોતાના માથામાં હર હંમેશ રાખે છે, ને જરૂર પડતાં હથીઆર તરીકે તેનો ઉપયોગ કરે છે.

આ ગાદીની બાજુમાં ગવૈયાઓ બેસીને હારમોનીયમ, તબલા, ને સતાર, સાથે શીખ ધર્મને અનુસરતાં મનોહરને મધુર ગાયનો તાલસુર સાથે ગાય છે.

આ દેવળમાં મૂર્તિ નામે છેંજ નહિં ફક્ત ઉપર વર્ણવેલી દેવળના મધ્યભાગમાં બિછાવેલી ગાદી કે જેને 'ગુરૂ નાનકની ગાદી' કહે છે, તે ગાદીને, તેમજ તેના ઉપર આદ્યઆચાર્ય ગુરૂ

નાનકનો રચેલો ધર્મગ્રન્થ, શીખોનુ મુખ્ય હથીઆર કીરપાણ કે જે ગાદી ઉપર મૂકેલાંજ હોય છે તેને ચંદન, પુષ્પ, અક્ષત, ફળને મેવા મીઠાઈ વિગેરે શ્રદ્ધા ભકિતથી ત્યાં હાજર રહેલા દેવળના મુખ્ય અધિકારી પૂજારી મારફતે ચડાવવામાં આવે છે. તે પછી યાત્રિ પ્રેમ પૂર્વક નમસ્કાર કરી પૂર્ણ શ્રદ્ધાથી શકિત મુજબ ગાદી આગળ ભેટ દક્ષિણા અર્પણ કરી કૃતાર્થ થાય છે. આ ગાદીના ઉપર છત્ર છાયા કરતો આવી રહેલો કીનખાબનો ૬–હાથ સમચોરસ ચંદરવો પહેલા મજલા જેટલે ગાદીથી પ હાથ ઉંચે બાંધેલો છે.

## મુખ્ય દેવળનું વર્ણન.

આ દેવળ ઘણું સુંદરને ભવ્ય છે, ને તે દેવળના બહારના દરેકને અંદરના ઘણાખરા દરેકે દરેક દીવાલનાને ઘુમટના ભાગો સોનાનાં પત્રાંથીજ મઢેલા છે, ને તે દુનિયામાં અમૃતસરના સોનાના, દેવળના નામથી ઓળખાય છે. અને ઈંગ્રેજીમાં તેને 'ગોલ્ડન ટેંપલ' કહે છે. આ દેવળ આખી દુનિયામાં કારીગરીના નમુનાની ઉત્તમોત્તમ વસ્તુઓમાંનું એક નમુના રૂપ જોવા લાયક છે. એવું સુવર્ણમય દેવળ દુનીયા ભરમાં કોઇ પણ સ્થળે નથી, તેમજ આ દેવળ આદ્યશીખ ધર્માચાર્ય ગુરૂનાનક સાહેબના પંથના ધર્મનું છે. આ શીખ લોકોની કોમ ઘણે ભાગે પંજાબમાંજ વસે છે, ને અમૃતસર તે પંજાબ પ્રાન્તના મધ્યમાં આવેલું મુખ્ય શહેર છે. શીખલોક બહાદુર લડવૈયા છે, ને તેઓ નાનકપંથના હોઇ ગુરૂનાનકને આદ્યઆચાર્ય કે ઇશ્વરના અવતાર તરીકે માને છે. તેઓ મૂર્તિ પૂજક નહિં હોવાથી તેમના દેવળોમાં દેવની મૂર્તિ હોતી નથી, જેથી તેઓ ગુરૂનાનકની આજ્ઞા પ્રમાણે તેમનુંજ બનાવેલું પુસ્તક જેને તેઓ ગ્રન્થસાહેબ કહે છે; તેનેજ ગીતાનાં વચનની પેઠે માની, તેજ પુસ્તકનું પૂજન, અર્ચન, વાંચન, ને તેનુંજ વિશેષે કરીને યથાર્થ પાલન પણ કરે છે. તેમના દરેક દેવળમાં ફક્ત બે હાથ સમચોરસને ફૂટ ઉંચી એવી એક ગાદી બનાવી તેના પર ગુરૂનાનકનું બનાવેલું પુસ્તક પધરાવી તે દેવ-

ળનો મુખ્ય ધર્મગુરૂ તે ધર્મગ્રન્થને ચંદન, પુષ્પ, અક્ષત, ચડાવી, ધૂપ, દીપ, કરી, તે ગ્રન્થમાંથી તેમના ધર્મનાં તત્વો તે ધર્માવલંબીઓને વાંચી સંભળાવે છે, જેથી તેઓ ગાદીને ગ્રન્થ સાહેબનાં દર્શન ને પ્રાર્થના કરી, ગાદીના ધર્મગ્રન્થપાસે ભેટ દક્ષિણા મૂકે છે.

આ દેવળ ૪૦ હાથની ઉંચાઇનુ, ચતુષ્કોણાકારનું, દરેક દિશામાં ૩૫ હાથની લંબાઇનું સમચોરસ, ને ચારે દિશાનાં મળી ચાર દ્વારવાળું છે. આ દેવળની દરેકે દરેક દીવાલોમાં ત્રણ હાથની ઉંચાઈ સુધી દેવળની અંદરને બહારની એમ બન્ને બાજુએ બબ્બે ગજના સમચોરસ આરસપહાણના મોટા પત્થરો જડેલા છે તે પત્થરની અંદર કોતર કામ કરી તે કોતર કામમાં આરસ પહાણના રંગબેરંગી આંગળ કે બબ્બે આંગળના જેવા જોઇયે તેવા માપના ટુકડાઓ એવી રીતે ગોઠવીને બેસાડેલા છે કે તે બબ્બે ગજના આરસના પત્થરમાં દેવો, મનુષ્યો, હાથી, ઘોડા, ને પશુ, પક્ષી, વિગેરેના ચિત્રો, ગુલાબ વિગેરે ઝાડો, ને સુંદર નાના પ્રકારની મૂર્તિઓના આકારોના દેખાવો, સંખ્યાબંધ, દેવળની બધી દીવાલોમાં મનોહરને ચિત્તાકર્ષક લાગતા દેદીપ્યમાન દેખાય છે. કેટલીક દીવાલોમા એકજ મનુષ્ય, એકજ દેવ, એકજ અવતારી ધર્મગુરૂ કે એકજ ઝાડ, કહાડેલું હોય છે, જયારે કેટલીક જગ્યાએ તેવા એકજ પત્થરમાં ઘણા ઘણા દેવો, ઘણા મનુષ્યો, પશુ, પક્ષીઓને ઝાડો પણ કહાડેલાં છે. એ પ્રમાણે દેવળની ભીંતોમાં, જમીનથી ત્રણ હાથની ઉંચાઇ સુધીમાં, એવું ઉત્તમ પ્રકારનું આરસપહાણની તકતીઓમાં અતિ સુંદર કામ કરેલું છે. કે જેથી તે નજરે જોનારને અતિ રમણીય, દેદીપ્યમાન, ચીતાકર્ષક, મનોહર, ને અત્યાનંદ દાયક લાગે છે.

તે પછીની બધી દીવાલોની ઉંચાઇએ છેક ઉપલા ઘુમટોવાળાં શિખરો સુધીમાં અંદરને બહારની બન્ને બાજુની દરેકે દરેક દીવાલને ત્રાંબાનાં પતરાંથી જડી લઈ તે પતરાં પર સો નાનાં પતરાં મઢીને તેમાં તરેહ તરેહની સુંદર નકશીનું કોતર કામ

કરેલું છે, ને તેમાં ભૂતકાલમાં થઇ ગયેલા ધર્મગુરૂઓના મુખ્ય મુખ્ય પટ્ટ શિષ્યોનાં તેમજ તે સુવર્ણનાં પતરાં પોતાને ખર્ચે જડાવી આપનાર ધર્મી મનુષ્યોનાં નામો વિગેરે શીખ લોકોની **ગુરૂમુખી** ભાષામાં કોતરેલાં છે, તેથી આ દેવળ બહાર અને અંદરથી જોનારને તેજ પુંજથી પ્રકાશિત, સુશોભિતને સુંદર, સુવર્ણ મયજ દેખાય છે. દેવળના પેહેલા માળની ફરતી ગેલેરી-માંથી મધ્યનો વિશાળ ઘુમટ તથા તે ઘુમટ નીચેના છેક લોય તળીયાની ગાદીવાળા ચોકનો ભાગ જોઇ શકાય છે. તે સોનાનાં પતરાંમાં કેટલીક જગ્યાએ મીનાકારી કામના વેલબુટ્ટા વિગેરે કહાડી મંદિરને અતિ સુશોભિત બનાવેલું છે.

## દ્વારપરના સુવર્ણ કળશો.

દેવળમાં પેસવાના ઉત્તરાભિમુખના મુખ્ય દ્વાર ઉપર સીધી લીટીમાં સરખે અંતરે હારબંધ સુશોભિત સોનાના–૧૧–કળશો સ્થાપન કરેલા છે. તે કળશો બબ્બે હાથની ઉંચાઈના છે ને તે નીચેથી ઘડાના આકારે છે. તે દરેકના ઉપર મોટા લોટાનો આકાર, તેના ઉપર એક લોટીનો આકારને તેના ઉપર અણીદાર શંકુના આકારનો મોગરો એ પ્રમાણેનો એક સુવર્ણ કળશ એવા ૧૧–સોનાના કળશો એક પછી એક હારબંધ ગોઠવેલા છે. તેની ઉપલી બાજુ ચાર હાથની ઉંચાઇએ ઘુમટ તરફ એક ધનુષ્યાકાર કમાન કહાડેલી છે, તે કમાનની ગોળાઇમાં પણ તેવાને તેટલીજ ઉંચાઈના માપના બીજા ૧૧ સુવર્ણ કળશો પણ કમાનમાં સરખે અંતરે સ્થાપન કરેલા છે.

## દેવળ ઉપરના ૫ ઘુમટો.

આ દેવળને દરેક ખુણામાં એક એક એમ ચારે ખૂણાના ચાર નાના નાના ૫ હાથ ગોળાકાર પરિધનાને પહેલે માળથી ૬ હાથની ઊંચાઇના ઘુમટો છે. અને દેવળના મધ્યભાગે વિશાળ પાંચમો મોટો ઘુમટ ૧૦ હાથના કંપાસના ફરતા ઘેરાવાનોને બીજે માળેથી બીજા પંદર હાથની ઉંચાઇનો શિખરદાર કળશને

મોગરા સહિતનો સુવર્ણથી મઢેલો આવી રહેલો છે. ભોંય તળીએથી જોતાં દરેક ખૂણાના ચાર ઘુમટનો ભાગ જોઇ શકાતો નથી; પરંતુ તે ચારેના મધ્યમાં આવેલો વિશાળને મોટો એવો ૫ મો ઘુમટતો પૂરેપૂરો જોઈ શકાય છે, જયારે બીજા ચાર નાના ઘુમટો પેહેલે માળથી જોઈ શકાય છે.

## આ દેવળ ૨ મજલાનું છે.

આ દેવળ બે માળનું છે. દક્ષિણ દિશાની ભીંતે નૈરૂત્ય ખૂણામાંથી દેવળની અંદરથી મધ્યના ચોકમાંથી ઉપર જવા માટે મૂકેલાં આરસનાં પગથીઆંની નિસરણીએ ચડી પહેલ્લે મજલે જવાય છે. ચારે દિશાના ચાર ઘુમટોમાં થઇ દરેક દિશામાં હરી ફરી શકાય છે. ત્યાં પણ અંદરની દીવાલોને ઘુમટોની છતમાં સુંદર, સોનેરી નકશીનું કામ દરેક જગ્યાએ કરેલું છે. પહેલ્લે મજલેથી ભોંયતળીએ નીચે નજર કરતાં હરકોઇ બાજુથી ગાદી અને પુસ્તક વાંચનાર ધર્મગુરૂનાં દર્શન થઈ શકે છે, જયારે ઉંચે નજર કરતાં મધ્યના વિશાળ ઘુમટની અંદરનું સોનામાં કરેલું નકશીનું ઉત્તમ પ્રકારનું કામ દ્દષ્ટીગોચર થાય છે. પહેલા માળની માફક તેજ નૈરૂત્ય ખૂણામાંથી બીજે માળે પણ આરસ પહાણનાં પગથીઆંની નિસરણી છે. ત્યાંથી પણ ઘુમટની બારીઓમાંથી ભોંય તળીયાની ગાદી અને પુસ્તક વાંચનાર ધર્મગુરૂનાં દર્શન થાય છે, તેમજ ઘુમટનો ઉપલો અને અંદરનો ભાગ પણ સંપૂર્ણ જોઈ શકાય છે. એ પ્રમાણે જયાં ત્યાં અંદરને બહાર જેની બધી દીવાલો, ઘુમટો, છતો, વિગેરેના દરેકે દરેક ભાગ પર સોનું, સોનું, ને સોનુંજ જડેલું છે એવું, આ સુંદર દેવળ અવશ્ય જોવા લાયકજ છે.

## બીજા દેવળે જવાનો રસ્તો.

એ પ્રમાણે દેવળમાંથી પાછા નીકળી સરોવરની સડકે પાછા પ્રથમના ઉત્તરાભિમુખના વિશાળ દરવાજા બહાર આવી ત્યાંના ચોકમાં જયાં બે પરવડીઓ છે ત્યાંથી આગળ પૂર્વ તરફના સરોવરને કિનારે કીનારે આરસપહાણ જડેલો ૧૦–ફૂટની પહોળાઇનો

પરથાળની માફકનો ખુલ્લો વિશાળ રસ્તો શરૂ થાય છે, ને તેવોજ આરસપહાણનો રસ્તો આખા સરોવરના કિનારા પર ફરતો કહાડેલો છે, જેથી જેમ ચોકમાંથી દેવળની પરિક્રમા થઇ શકે છે તેમ આ રસ્તેથી આખા સરોવરની પરિક્રમા પણ થઇ શકે છે. તે રસ્તે કિનારે કિનારે પૂર્વ તરફ ૧॥ થી ૨ ફર્લાંગ જતાં તે દિશાના ઈશાન ખૂણામાં, જ્યાં સરોવરનો છેડો પૂરો થાય છે, ત્યાંથી ૨ ફર્લાંગ સરોવરને કિનારે કિનારે દક્ષિણ તરફ ચાલતાં સરોવરના અગ્નિખૂણે જવાય છે. તે પછી પશ્ચિમદિશા તરફનો રસ્તો જાય છે. ત્યાં ૧॥ ફર્લાંગ સરોવરને કિનારે જતાં, ઉત્તરાભિમુખે એક દરવાજો આવે છે. તે દરવાજામાં દક્ષિણ તરફ પેસતાં ૬–હાથને છેટે ડાબે હાથે પાણીના નળો આવે છે. ત્યાં એક પાણીનો હોજ છે, ને ત્યાં પણ એક પહેરેગીર બેઠેલો હોય છે. ત્યાં પણ પાછા પગ ધોવાને કહે છે, ને દરેક યાત્રિ અત્રે હોજમાં પગ ધોઈનેજ આગળ જાય છે.

અત્રે એક કૂવો છે. ત્યાં આગળ માણુસ રેંટ ફેરવી પાણી કાઢે છે. ત્યાંથી આગળ જતાં સો ફૂટનો આરસ જડેલો ચોક આવે છે. તે પછી બીજા ૩૦ હાથ સમચોરસ ખુલ્લા ચોકમાં દાખલ થવાય છે.

### બીજું ૭ માળનું દેવળ.

તે ચોક પૂરો થતાં આ દેહેરાના ભોંય તળીએ એક ઘુમટના આકારનું ૫ હાથ સમચોરસ ત્રણ હાથ ઉંચું દહેરૂં સોનાથીજ મઢેલું છે. ત્યાં પણ ગાદીનાંજ દર્શન થાય છે. આ દેવળનો વિસ્તાર ૨૦ હાથ સમચોરસ જગ્યામાં છે. જ્યારે પ્રથમ સરોવરના મધ્યમાં આવેલું દેવળ ૨ માળનું છે, ત્યારે આ દેવળ ૫–માળનું છે, ને તેની ઉપર બે માળનો બીજો મીનારો ચણેલો હોવાથી તે ખરૂં જોતાં ૭ માળનું છે.

આ દેવળમાં, દરેક યાત્રિ, ચડવાની નિસરણી વડે, ૭ માળ સુધી જઇ શકે છે. છેક પાંચમા માળ ઉપર જવા પછી બે માળની ઉંચાઈના મીનારા ઉપર જવાને માટે પગથીઆં કરેલાં છે. ભોંય

તળીએથી આ મીનારાની ટોચે.સાતુમે મજલે ચડવાથી આખા અમૃતસરનો દેખાવ ઘણો સરસ રીતે જોઇ શકાય છે, એટલુંજ નહિં પણ ત્યાંથી ચોતરફ દશ દશ માઇલ સુધીના દેખાવો નજરે જોઇ શકાય છે. આ દેવળ પત્થર ઇંટો તથા ચુનાથી બનાવેલું છે, છતાં પણ તેમાં કેટલેક ઠેકાણે સોનું જડેલું છે.

## આરસ પહાણુની સુંદર બેઠક.

તે પછી દેવળ બહાર નીકળી આગળ દક્ષિણ તરફ જતાં બગીચામાં જવાય છે. ત્યાં રસ્તાની જમણી બાજુએ, જમીનથી બે હાથ ઉંચાને છ હાથના સમચોરસ ઓટલા ઉપર ૪ હાથ સમચોરસ ને જેમાં નકશી કામ ઘણુા ઉત્તમ પ્રકારનું કરેલું છે. એવી, મેરાપ દાર, સુશોભિત કમાનો અને ઘુમટવાળી તદ્દન આરસ પહાણુની જોવા લાયક સુંદર બેઠક બનાવેલી છે.

## હંમેશાં જમવાનું રસોડું.

તે બેઠકની સામે રસ્તાની ડાબી બાજુએ 'વિશાળ રસોઇ ઘર છે. તે રસોઇ ઘરમાં ૫ ટ લાંબા પહોળાને મોટા ૪ ચૂલા છે. તેના ઉપર ૨ હાથના કંપાસના ઘેરાવાના વિસ્તાર જેટલા લોખંડના મોટા તવા ગોઠવેલા હોય છે. તેના ફરતા આઠ માણસો બેસી રોટલી વણીને તેના ઉપર નાખતાં જાય છે. જ્યારે ચાર જણાઓ હાથમાં સવાહાથ લાંબા લોખંડના સોયા જેવા સળીઆથી તે રોટલીઓ ફેરવીને તૈયાર કરે છે, એટલે બીજા ૪ માણસો તેની થોકડીઓ કરી અત્રેથી લઈ જઇ બાજુના ભંડાર ઘરમાં મૂકી આવે છે. ત્યાં બીજા ૪ માણસો તે રોટલીઓને જરા જરા ઘી ચોપડે છે. પછી બીજા બે માણસો તેને મોટી મોટી થપ્પીઓ કરીને ત્યાંજ ગોઠવી દેછે.

તેમજ, ત્યાં બે મોટા પિત્તળના દેઘડાઓ છે, તેમાં દાળ બનાવે છે.

એ પ્રમાણે રોટલીને દાળ હંમેશાં જમનાર ક્ષુધા પીડિત સખ્શ હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી વિગેરે ગમે તે જાતનો હોય તોપણ તેને અત્રે જમાડવામાં આવે છે. ફર્ક માત્ર એટ-

ભોજ રાખવામાં આવે છે કે હિંદુઓને અંદરના કંપાઉન્ડના ચોગાનમાં જમવા બેસાડે છે, અને મુસલમાન વિગેરે બીજી અન્ય વર્ણને બહાર જૂદા જમાડવામાં આવે છે. ગમે તેટલા જમનાર ગમે તેટલા દિવસ રહી અત્રે જમે તોપણ તેને ના કહેવામાં આવતુ નથી. જમાડવામાં કાંઈ પણ નાત જાત કે ધર્મનો તફાવત પણ રાખવામાં આવતો નથી. એ પ્રમાણે હાળ રોટલીનું જમણુ હંમેશાં થાય છે, પરંતુ તહેવાર જેવા દિવસોમાં સારૂં ભોજન કરવામાં આવે છે.

### શીખોની ધર્મપરની અડગ શ્રદ્ધા.

વળી, ગુરૂનાનકપંથી શીખ લોકો પોતાના મુખ્ય ધર્મગુરૂનું વચન પૂર્ણ શ્રદ્ધાથી માનીને તેનુ ઘણે ભાગે યથાર્થ પાલન પણ કરે છે. એટલુંજ નહિં પણ તે ધર્મગુરૂજી તેમને મરવાનો હુકમ કરે તો જરા પણ આનાકાની કર્યા વિના તેઓ મરી પણ જાય છે. શીખલોકો પોતાના ધર્મ ઉપર અને ગુરૂભક્તિ ઉપર એટલા બધા અડગ શ્રદ્ધાળુ હોય છે.

### અત્રેની વ્યવસ્થા કરનાર કમીટી.

આ સર્વ કાર્યોની નિયમિત વ્યવસ્થા કરવાને માટે એક મોટી કમીટી નિમેલી હોય છે. તે કમીટીમાં શીખ ધર્મનાજ લાયક, વિદ્વાન, સદ્‌ગૃહસ્થોને જ ચુંટી કહાડી મેમ્બરો નિમેલા હોય છે. તેના હાથ નીચે ઘણા વ્યવસ્થા કરનારા નોકરો નિમેલા હોય છે. તેઓ નિયમિત રીતે નિરંતર પોતપોતાનું કાર્ય બજાવે જાય છે, આ નિમાએલી કમીટીના હસ્તક કરોડો રૂપીયાનું જમા થયેલું ફંડ કાયમનું છે. તેમજ દેવળ ખાતે લોકોએ અર્પણ કરેલી જમીન, જાગીર વિગેરેની આવક પણ આવે છે. તેમજ, દર વર્ષે ગાદી આગળ ભેટ દક્ષિણા તરીકે નાણાની રકમો પણ દેવળ ખાતે આવે છે.* છતાં જો વિશેષ જરૂર જણાય તો મુખ્ય ધર્મગુરૂનું શીખ કોમને લોટ વિગેરે અનાજ મોકલવાના ફરમાનનું જાહેરનામું દરેક સ્થળે અને ગામેગામ પહોંચાડતાં હજારો અને લાખોમણ અનાજ શીખ ધર્માવલંબીઓ અત્રે લાવી હાજર

કરે છે તેથી ઘણો મોટો ખર્ચ હોવા છતાં, સંસ્થાનું કામ સંપૂર્ણ સંતોષકારક રીતે થાય છે, એટલુંજ નહિ પણ કરોડો રૂપીયા આ ફંડમાં જમા પડયાજ રહે છે. એ પ્રમાણે આ મનોહર દેવળ જોઇ, આવ્યા હતા તેજ રસ્તે, સાતમાળના દેવળ આગળ થઈ, બીજી વખત પગ ધોવાનાં પાણીના હોજવાળા દરવાજા આગળ થઇ, બહાર નિકળી સરોવર ઉપર આવી, પશ્ચિમ તરફ સરોવરના કિનારે અડધો ફર્લંગ ચાલી, ત્યાંથી સરોવરના ખુણે આવી બીજા બે ફર્લંગ ઉત્તર તરફ પાછા સરોવરના કિનારે કિનારે ગયા એટલે જ્યાંથી પ્રથમ પગ ધોઇને દેવળ જોવા ગયાં હતાં તેજ સ્થળે અમો આવી પહોંચ્યાં, જેથી આખા સરોવરની પરકમ્બા (પરિક્રમા) પૂરી થઇ.

એ પ્રમાણે દેવળ જોઈ અમો બજાર જોતાં જોતાં પાછા મુકામે આવ્યાં. આજે દુર્ગાશંકરભાઇના મેહેમાન થઈ, તેમને ત્યાં શીખંડપુરીનું જમણુ જમી રહ્યા પછી, ગાડી ઉપર આવી ટ્રેન મારફતે રાત્રે આઠ વાગે પાછા અમો લાહોર આવ્યા. અત્રે સુંદરલાલ તેમના ધર્મપત્ની તથા તેમનાં પૂજય માતુશ્રી વિગેરે એ અમોને ત્યાં ચાર છ દિવસ વધારે રોકાવાને ખરાપ્રેમ ભરી લાગણીથી આગ્રહ કર્યો હતો અને અમારા રહેવાથી તેમને વિશેષ આનંદ આવે છે એવી મતલબનાં ઘણાં કારણો અમોને અત્રે રોકવાને માટે બતાવામાં જરાપણ કચાસ રાખી નહોતી તેથી તેમની ખાતર અમારૂં મન પણ એક બે દિવસ ત્યાં વધારે રોકાવાને માટે જરા લલચાયું હતું ખરૂં, પણ માસ ૨ા થી વ્હાલાઓનો વિયોગ દરેક ને થયો હતો અને સુખરૂપ યાત્રા કરી ઘર તરફ પાછાં ફરતાં હતાં તેથી કુટુંબ જનોને જેમ બને તેમ વહેલાં ક્યારે જઇને મલાય તેવા વિચારો દરપળે સર્વને આવી રહ્યા હતા તેથી, તેમની અમારા તરફની પૂર્ણ લાગણી હોવા છતાં, ના ઇલાજે દેશ તરફ જવાનો નિશ્ચય કરી, તેમનું મન હરકોઇ રીતે મનાવી, અત્રેથી અષાઢ સુદી ૧૧ ને શનિવારે નિકળ્યા. તે વખતે અમો આઠે યાત્રીઓનાં, તેમજ કુટુબ સહીત સુંદરલાલભાઈનાં એમ પરસ્પર

બધાંનાં હૃદય ગદ્દગદિત થઇ ગયાં ને જેમ વ્હાલાં- સગાંનો વિરહ થતો હોય તેમ નેત્રામાં આંસુ આવી ગયાં સુંદરલાલભાઈને તેમના મામા મોતીલાલ, કે જે મદ્રાસથી આવેલા હતા તે, અત્રે અમોને ગાડીએ વળાવવા આવ્યા ને સુખરૂપ ટ્રેનમાં મુસાફરી કરવાની દરેક સગવડ કરી આપી. ત્યારબાદ તેમના અમારા પ્રત્યેના પ્રેમનું સ્મરણ કરતાં કરતાં ગાડી ઉપડવા સાથે અમો તેમનાથી છુટા પડી અષાડ સુદી ૧૨ ને રવિવારે સવારે દીલ્લીમાં દાખલ થયાં. અત્રે ટ્રેન બદલાતી હોવાથી ત્યાં ત્રણ કલાક રોકાવું પડયું હતું, તેથી સ્નાન સંધ્યા વિગેરેથી પરવારી, નાસ્તો કરી, ત્યાંથી દશવાગે ઉપડતી બીજી ટ્રેનમાં બેસી અષાડ સુદી ૧૩ ને સોમવારે સવારે **મથુરા** આવી પહોંચ્યા અત્રે છતા બજારમાં મુંબાઈના લાડવણિક જ્ઞાતિના **શેઠ નગીનદાસ દુલ્લભદાસની** ધર્મશાળામાં મુકામ કર્યો. પહેલે દિવસે યમુના સ્નાન ને પાન કયુ. અત્રે હરદ્વારમાં ગંગાજીની પેઠે વિશાળ એવા **વિશ્રામ ઘાટ** ઉપર યમુનાજીની આરતિ દરરોજ સાંજે ઉતારવામાં આવે છે. યમુનાજીમાં ઘણા મોટા કાચબા છે, અને તેઓને ચણા નાખતાં તે ચણા પાણીની અંદર પડતાંની સાથેજ તેઓ ચડપો ચડપ ખાઇ જાય છે. તેમજ, માંકડાંઓને પણ ઘાટ ઉપર ચણા નંખાવતાં તેઓ પણ ઝપાટાબંધ ચણા ખાઇ જાય છે. અત્રે માંકડાંઓનો ત્રાસ ઘણો છે તેથી યાત્રીએ હરહમેશ તેમનાથી સાવધ રહેવું, કેમ જે તેઓ હરકોઇ વખતે યાત્રીઓની નજર ચુકાવીને હરકોઇ કીમતી વસ્તુ પણ લઈ જાય છે. બીજે દિવસે મોટરમાં **ગોકુળ**, ને **દાઉદજી**નાં દર્શન કરી આવ્યાં હતાં. ગોકુળ ૧૦૦ થી ૨૦૦ ઘરનું નાનું ગામ છે, ને દાઉદજીમાં શ્રીકૃષ્ણના વડીલ બંધુ **બળદેવજી** અને તેમના ધર્મપત્ની **રોહિણીજી**ની વસ્ત્રાલંકાર ધારણ કરેલી મનુષ્યપુર ઊંચી ઊભેલી મનોહર મૂર્તિઓ છે તેમનાં પ્રેમપુર્વક દર્શન કર્યાં. મથુરાંથી ગોકુળ ૬ મૈલ છે, ને ગોકુળથી ૮ મૈલે દાઊદજી છે ત્રિજે દિવસે પણ મોટરમાંજ દર્શનાર્થે **વૃંદાવનમાં** ગયાં હતાં. તે સ્થળ મથુરાંથી ૭ મૈલ છે. અત્રે ઘણાં દેવળો આવી

રહેલાં છે, ને તે એવાં તો વિશાળ ને કારીગરીથી ભરપુર છે કે તે દરેકનું યથાર્થ વર્ણન કરવુ અશકયજ છે. એક ટુટેલું મંદીર કે જે પ્રથમ ૭ માળનું હતું અને જેના હાલમા બે મજલાજ જણાય છે તે ગોવિંદજીનું, તેમજ બીજું એક સુવિશાળ રામાનુજાચાર્યના ધર્મનું ફરતા કોટવાળુ, તેમજ ત્રીજું એક મંદિર તદ્દન આરસના પથ્થરનું નકશીદાર ને જોવાલાયક બનાવેલુ છે. એ સિવાયનાં ઘણાં મંદિરોના અમોએ દરશન કરી અત્રેની કુંજગલીઓમાં ફરીને જ્યાં રાસલીલાનો ચોગાન, ફરતા કોટસહીતનો, વિશાળ, ને કુંજલીઓના મધ્ય ભાગમાં આવેલો છે. ત્યાં આવી પહોંચ્યાં. મધ્યભાગમાં એક નાના દેવળમાં શ્રી-પ્રભુ બિરાજમાન છે આ સ્થળે રાત્રે કોઈને રહેવા દેવામાં આ-વતું નથી, અને ત્યાંના લોકો કહે છે કે અત્રે શ્રી ભગવાન્ ગોપીઓ સહીત રાત્રે હંમેશાં રાસલીલા રમે છે તે વખતે અનેક પ્રકારનાં નૃત્યો અને ગાયનો થાય છે ને તેના મધુર શબ્દો આજુબાજુના રહેનારાઓને સંભળાય છે. શ્રીમદ્ ભાગવ-તમાં વર્ણવેલું આ અલૌકિક વૃંદાવનનું સ્થળ વૈષ્ણવોને અત્યંત પ્રિય છે. તેનું માહાત્મ્ય અવર્ણનીય છે. આ આખું ગામ લગ-ભગ ૪૦૦) થી ૫૦૦) દેવળોથી ભરપુર છે. ત્યાં દર્શન કરી પાછા મથુરામાં દાખલ થયા એ ગોકુળ, મથુરા, વૃંદ્રા ઈત્યાદિ અત્યંત પવિત્ર ને રમણીય પ્રદેશો, કે જ્યાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અનેક અદ્દ્ભુત લીલાઓ કરેલી છે, તેમનું વિસ્તારથી વર્ણન કરીએ તો એક મોટું બીજું ભાગવત ભરાય છતાં પાર આવે નહિં, તેથી આ સ્થળે તેમનાં અલૌકિક માહાત્મ્યનું ફક્ત દિગ દર્શન કરાવવાને નીચેનો એકજ શ્લોક પૂરતો ગણી અત્રે દાખલ કરીએ છીએ.

તોટક.

યમુના તટ મચ્યુત કેલિ કલા–
લસદંધિ સારોરૂહ સંગ રૂચિમ્!
મુદિતોટ કલે ૨૫ તેતુ મઘ

યદિ ચેચ્છસિ જન્મ નિજં સફલમ્ ॥

ભાવાર્થઃ—હે મનુષ્ય ! જો તું કલિકાલનાં હડહડતાં પાપ ધોઇ નાંખવાની ઇચ્છા રાખતો હોય, અને તારૂં જીવતર સફળ કરવા માગતો હોય, તો કલિકલાના વિહારથી મંદમંદ વિચરતા શ્રીકૃષ્ણ પરમાત્માનાં ચરણકમળના સંગથી સુશોભિત, મનોહર દીસતા, શ્રીયમુનાજીના તટ ઉપર, મુદિત થઇને, આનંદલેર, ભટકયા કર.

છેવટ, અમો અષાડ વદી. ૧ ને ગુરૂવારે રાત્રે ૧૨ વાગે દીલ્લીથી આવતી દીલ્હી એકસ પ્રેસમાં બેસી અષાડ વદી ૨ ને શુક્રવારે વડોદરે દાખલ થયાં. અત્રેથી અમો સર્વેનાં મન ઘેર જવા માટે તલપાપડ થઈ રહ્યાં. કેવી રીતે જલદી ઘેર પહોચી વ્હાલાઓનો મેલાપ કરીએ એવા વિચારો ક્ષણે ક્ષણે દરેકના મનમાં આન્દોલન કરી રહ્યા હતા. મારી અત્રેથી જોશી દલસુખરામ ભાઇ વિગેરેને કપડવંજ લઇ જવાની ઇચ્છા હોવાથી તેમને માટે કપડવંજની ટીકેટ લેવાનુ કહ્યું પરંતુ તે સર્વનો વિચાર પોતપોતાને ઘેર જેમ બંને તેમ જલદી દાખલ થવાનો હોવાથી, દરેક જણુ અધીરાં થઈ ગયાં હતાં તેથી, ન છૂટકે તે વિચાર માંડી વાળવો પડયો ને અમો ત્રણ જણે કપડવંજની ટીકેટ લીધી, જ્યારે તે પાંચ જણે અમદાવાદનીટીકેટ લીધી. વડોદરેથી બધાં ગાડીમાં બેસી અષાડ વદી ૩ ને શિનવારે. તા ૧૯–૭–૨૪ ના દિવસે, સવારમાં દશ વાગ્યે નડીયાદ સ્ટેશને આવ્યાં. અમારે કપડવંજ જવાનું હોવાથી ત્યાં આગળ અમારે ઉતરવું પડયું. હે વાંચકવર્ગ ! અમારો આઠે જણનો યાત્રા દરમ્યાન બે થી અઢી માસ સુધી વ્હાલા સગાઓની માફકનો સંબંધ બંધાયો હતો. એક બીજાનાં હિતમાં રાજીરહીને, સાથે સાથેજ નિરંતર મુસાફરી કરવાથી અને એકબીજાને દુઃખસુખમાં મદદગાર થવાથી પરસ્પરના પ્રેમમાં વિશેષ વધારો થયો હતો. એવા ગાઢ પરિચયનો સહવાસ જ્યારે આજે ખતમ થવાનો સમય આવ્યો ત્યારે પરસ્પરના આ વખતે થતા વિયોગને લીધે અમો સર્વેનાં

હૃદય દ્રવિત થઈ જઈને દરેકનાં નેનોમાંથી અસ્ખલિત અશ્રુઓ ટપકવા લાગ્યાં, અને એક એકનાથી છુટા પડવું તે આ વખતે અમોને અસહ્ય કષ્ટપ્રદ થઇ પડયું. એટલામાં ગાડીનો ઘંટ વાગતાની સાથે તેમની ગાડી ઉપડી, અને અમો ત્રણ જણ બહારને તે પાંચજણ અંદર રહી, અમો તેમને ને તેઓ અમને, હાથ ઊંચા કરી, આવજો ! આવજો ! એમ બોલતાં, એક બીજાથી ક્ષણ માત્રમાં વિખૂટાં થઇ ગયાં ! કેવી ઇશ્વરની અકળલીલા છે ! ૨ા માસ સુધી સાથે જમ્યાં રમ્યાં ને છુટાં પડયાં તે વખતે અમારી થયેલી દુઃખદાયક માનસિક સ્થિતિનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી.

તે પછી અમો કપડવંજ જતી ગાડીમાં બેસીને કપડવંજ જવાને ઉપડયાં, આ વખતે અમોને દરેક પળે જેમ બને તેમ જલદી ઘેર કેમ પહોંચાય એજ વિચાર ગાડીમાં આવ્યા કરતા હતા, ને આજે વ્હાલાં સગાંઓને મળીશું, અને ૨ા માસથી થયેલા વિયોગને ભૂલી જઇ પરસ્પરના મુખનાં દર્શન કરીશું, ને તેટલા સમયમાં બનેલા સારામાઠા બનાવોના સમાચારો તેમના મુખથી સાંભળીશું, એવા વિચારો કરતાં કરતાં બપોરે ૧) વાગે અમો કપડવંજ સ્ટેશને દાખલ થયાં ત્યાં સ્ટેશન ઉપર આવેલા સગાંસંબંધીઓને જોઇને હૈયું ભરાઈ આવ્યું ને હર્ષાશ્રુ સહીત એક બીજાને પ્રેમથી ભેટી નમસ્કાર કર્યો અને ત્યાંથી જ્યારે ઘેરે આવી સર્વસગાં સ્નેહીઓનો મેલાપ થયો ત્યારે તો અમારા આનંદનો પાર રહ્યોજ નહિ, જે જે સગાંસ્નેહીઓ યાત્રાની હકીકત અમોને પુછતાં હતાં તેઓને અમો અતિ ઉત્સાહભેર કહેતાંને તે સર્વે પ્રેમથી અમારાં કહેલાં ત્યાંનાં વર્ણનો સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઈ જતાં ને તે કૃપાલુ પ્રભુનાં દર્શનાર્થે જવાની તેમની ઇચ્છા પણ વધતી જતી જણાઇ આવતી હતી. એ પ્રકારે વૈશાખ સુદી ૬ ને શનિવારે યાત્રાએથી નીકળી, બે માસને બાર દિવસે યાત્રા પૂરી કરી, અમોએ પુનઃ ઘરમાં પ્રવેશ કર્યો. કહેનારે સત્યજ કહ્યું છે કે " દુનીઆનો છેડો ઘર " સાહે-

બલોકો પણ "હોમ, સ્વીટ હોમ" ગાતી વખતે ગળગળા થઈ જાય છે તેમાં ખરેખર કાંઈપણ આશ્ચર્ય જેવું નથી.

## ઉપસંહાર.

એ પ્રકારે ઉત્તરાખંડના નગાધિરાજ હિમાલયમાં આવેલા ઉચ્ચ પ્રદેશસ્થ ભૂવૈકુંઠ સ્થલના વિકટને કષ્ટપ્રદ પ્રવાસની આ યાત્રા હોવાછતાં, પરંઅદ્દ્ભુત, પરંપવિત્ર, મોક્ષપ્રદ, આનંદદાયક, ને આશ્ચર્ય ઉત્પન્ન કરનારી, આ યાત્રાએ જાતે જઈને ત્યાંના મનોહર લાગતા, ચિત્તાકર્ષક એવા સ્થલે સ્થલના સૃષ્ટિ સૌંદર્યનું નિરીક્ષણ કરી, દેવદર્શન, ને તીર્થસ્નાન કરીને વિચાર કરતાં અંતરની ઉર્મિના અત્યાનંદથી દરેકે દરેક યાત્રીનું હૃદય દ્રવી જાય છે. એટલુજ નહિંપણ યાત્રી જાણે નિજાનંદના આનંદસાગરમાં નિમગ્ન થતો હોય તેવો ખરેખરો અનુભવ સ્થળે સ્થળે આ હિમાલયમાં વિચરતાં વખતો વખત થાય છે, અને તે બ્રહ્માંડાધિશ્વર સચરાચર, સ્થાવર જંગમ સર્વેમાં વ્યાપક, ચૈતન્ય સ્વરૂપ સકલકળા પરિપૂર્ણ, પરબ્રહ્મપરમાત્માનું આ તપોભૂમિમાં આવેલું સર્વ શ્રેષ્ટ નિવાસ સ્થાન જોઈને અત્યંત હર્ષિત થઈ મનુષ્ય જીવ પોતાનું અહોભાગ્ય માની મુકિત ભાગી બને છે. આ ઉપરાંત આ પ્રવાસમાં યાત્રીઓને ઘણું જોવા જાણવાનું અને અનુભવવાનું મળવાથી યાત્રીની ધૈર્ય ધરવાની શકિત વધવા સાથે સદ્દવિચાર વધી નિર્મળ બુદ્ધિ થાય છે. એ નિઃસંદેહ છે. માટે આબાલવૃદ્ધ સ્ત્રી કે પુરૂષ તીર્થ પ્રેમી સજ્જનોને મારી નમ્ર વિનંતિ છે કે મનુષ્ય જન્મ ધારણ કરીને આદ્વિવ્ય, રમણીય, પવિત્ર, અલૌકિક સંપૂર્ણ ફલદાયક, ને મોક્ષપ્રદ, એવી આ યાત્રા વધારે વખત ન બનેતો જીંદગીમાં એક વખત પણ અવસ્ય કરી આત્મોન્નતિની અખંડ સુખ શાન્તિ મેળવવાને ભાગ્યશાળી બનો.

હે તીર્થ પ્રેમી સજ્જનો ! આજે તમારા ને મારા સમાગમનો અંત આવે છે.

આ પુસ્તક વાંચવાથી વાંચક વર્ગની સપ્રેમ શ્રદ્ધા હિમાલયના તીર્થાટનપર વધિને અચળ થાય એજ શુભેચ્છા હૃદયમાં

ધારણ કરીનેજ આ પુસ્તક રચવાનો પ્રયત્ન આદરેલો છે તે ઈશ્વર કૃપાથી સફળ થાઓ એવી અંતઃકરણથી તે પ્રભુ પ્રત્યે માહારી નમ્ર પ્રાર્થના છે.

છેવટે, તે કૃપાળુ જગન્નિયંતા. જગદીશ્વરે સાધનને સમયની અનુકૂળતા આપી, તંદુરસ્તી બક્ષી, આ પુસ્તક પ્રગટ કરવાને મને ભાગ્યશાલી કર્યો છે તેથી ખરેખર તે પરબ્રહ્મ પરમાત્માનો અનેકાનેક ઉપકાર માની અત્યાનંદથી આ પુસ્તક સમાપ્ત કરૂં છું. सुज्ञेषु किमधिकम् ॥

એ પ્રકારે ગુજરાતના ખેડા જીલ્લામાં આવેલા કપડવંજ નિવાસી વડાદરા જ્ઞાતિના બ્રાહ્મણ, **જોશી સોમેશ્વર દ્વારકાદાસે** નગાધિરાજ હિમાલય પર્વતમાં જોશીમઠથી હરદ્વાર જતાં રસ્તામાં આવતાં પરંપવિત્ર નંદપ્રયાગાદિ તીર્થોનું વર્ણન એ નામનો છઠ્ઠોકલ્પ ઉમંગથી સંપૂર્ણ કર્યો છે.

**બોલો શ્રી બદ્રીબિશાલલાલકી જે ! ! !**

પુસ્તક મળવાનું ઠેકાણું:—

(૧) **જોશી સોમેશ્વર દ્વારકાદાસ,** ભાઈ જીવણજીની ગલીમાં ઘર નંબર ૧૫ બી, ત્રીજે માળે.
(ટેલીફોન નંબર ૨૨૪૭૧). ઠાકોરદ્વાર રોડ, મુંબાઇ.

(૨) **જોશી સોમેશ્વર દ્વારકાદાસ,** મુ૦ કપડવંજ, જીલ્લે ખેડા, દેશ ગુજરાત, મુંબાઈ ઈલાકો, (ઇંડીઆ.)



## જોશી સોમેશ્વર દ્વારકાદાસ કપડવંજવાલાના રચેલા ગ્રન્થો.

### જ્યોતિષ.

| | |
|---|---|
| જ્યોતિષ કલ્પતરૂ ભાગ ૧ થી ૪ ( ગણિતવિભાગ ) | રૂ. ૫—૦—૦ |
| જ્યોતિષ કલ્પતરૂ ભાગ ૫ થી ૬ બીજી આવૃત્તિ ( ફળાદેશ વિભાગ ) | રૂ. ૫—૦—૦ |
| જાતક પારિજાત ( અધ્યાય ૧૮ ગુજરાતી ભાષાન્તર સહિત ) | રૂ. ૫—૦—૦ |
| મુહૂર્ત માર્તંડ ( અન્ય વિષય સહિત ગુજરાતી ભાષાન્તર ) | રૂ. ૬—૦—૦ |

બહારગામના ગ્રાહકોને વિ. પી. ખરચ વધુ પડશે.

અમારે ત્યાં જ્યોતિષને લગતુ દરેક કામ ખાત્રી પૂર્વક કરવામાં આવે છે ખાત્રી માટે પુસ્તકની શરૂઆતમાં મુકેલાં સરટીફીકેટો વાંચો. જન્મોત્રી, ટપકા, વર્ષફળ, કેશવી પત્રિકા નવગ્રહોનાંનંગો ને તેની વિધી વિગેરે શાસ્ત્ર સિદ્ધ કરી આપવામાં આવશે. બહારગામના ગ્રાહકોનાં કામ વિ. પી. થી કરી મોકલીશું.

# મૂહૂર્ત માર્તણ્ડનામના ગ્રંથવિષે મળેલા પેપરોના અભિપ્રાયો.

## જામેજમશેદ સોમવાર તા. ૫ મી ડીસેમ્બર ૧૯૨૧

કપડવંજવાલા **જોશી સોમેશ્વર દ્વારકાદાસે** "જ્યોતિષકલ્પતરૂ" "જાતક પરિજાત" વિગેરે જ્યોતિષ વિદ્યાનાં પુસ્તકો અત્યાર અગાઉના બાહેર પાડેલાં છે. અને તેની સારી પ્રશંસા થઈ છે. હાલ તેવણે **મૂહૂર્તમાર્તણ્ડ** નામનું એક નવું પુસ્તક બાહેર પાડ્યું છે. તે લગભગ સાડીપાંચસો સફાનું સુંદર બાઇન્ડીંગ અને સોનેરી નામ સાથનું છે. તેમાં અસલ સંસ્કૃત શ્લોક સાથે દરેક જાતના મૂહૂર્ત જોવાની સંપૂર્ણ સમજ આપી છે. જ્યોતિષો ઉપરાંત બીજા સાધારણ આશામીઓબી થોડોક શ્રમ લઇને અભ્યાસ કરે તો તેઓને પણ એ પુસ્તક ઉપયોગી થઇ પડે તેમ છે. મૂહૂર્ત આપવાની સારી સહેલી રીત તેમાં બતાવી છે. કેટલાક લોકો દરેક બાબતમાં મૂહુર્ત પૂછવા જ્યોતિશો આગળ જાય છે તેઓ જો આ પુસ્તકની એક નકલ પોતા પાસે રાખે તો હમેશની તેઓને સવળતા થાય આ પુસ્તકમાં પ્રધાનપદ મૂહૂર્તમાર્તણ્ડને આપવામાં આવ્યું છે. એટલે દરેક શ્લોક તેના અનવય અન્વયાર્થ તથા ભાવાર્થ એમ જુદું જુદું વર્ણવ્યું છે. આથી મૂહૂર્તનો વિષય શીખનાર જ્યોતિષ વિદ્યાર્થીને આ નવું પુસ્તક ઘણું કીમતી થઇ પડે છે. અન્વયાર્થમાં એક સંસ્કૃત વાકય લઈ તેની જોડે તેનો ગુજરાતી અર્થ મૂકેલો હોવાથી શીખનાર વિદ્યાર્થી સંસ્કૃત શબ્દોનું કેટલું જ્ઞાન વગર શિક્ષકે મેળવી શકે એમ છે. આ પુસ્તકમાંથી મૂહૂર્તની બાબદનો એક પણ વિષય છોડી દેવામાં આવ્યો નથી અને તે જોતાં કર્તાએ આ પુસ્તક બહાર પાડવા પાછળ ઘણો શ્રમ લીધેલો જણાય છે.

## પ્રજામિત્ર અને પારસી તા. ૨૫-૧૧-૧૯૨૧

મુંબઇ ઠાકોરદ્વારરોડ ભાઇજીવણજીની ગલીમાં રહેતા **જોશી સોમેશ્વર દ્વારકાદાસ** તરફથી ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરવામાં આવેલું **મૂહૂર્તમાર્તણ્ડ પુસ્તક** અભિપ્રાય માટે મળેલું છે. આ પુસ્તક મી.–જોશીએ ભારે શ્રમ લઇ તૈયાર કરેલું જણાય છે. ઘણા વિષયોથી અને સહેલાઇથી સમજાયએવી આ ચોપડીની રચના લીધેલી છે દરેક ગુજરાતી વર્ગ પછી તે જોશી હોય કે ન હોય પણ દરેક મૂહૂત આપવામાં જે રીતની મુખ્ય જરૂર છે તેવી સાદી ને સહેલી રીત કર્તાએ એક પછી એક, યોગ્ય જગાએ મૂકી બતાવી દરેકને મૂહૂર્ત જોવાને ઉપયોગી થાય તેમ સ્પષ્ટ કરેલી જણાય છે.

આ પુસ્તક વિદ્યાર્થી વર્ગ માટે ઉપયોગી થઇ પડયા વગર રહેશે નહિ શ્લોક તેનો અનવય અનવયાર્થ અને પછી ગુજરાતીમાં ભાવાર્થ ઉદાહરણો સહીત સારી રીતે સમજાવ્યું છે. વળી કોઇ પણ મૂહૂર્તના ગ્રંથમાં નથી

એવા વરકન્યાના મેલાપક (રાસ) જોવા માટે ફક્ત બેઉના નક્ષત્ર જાણવાથી વરણુથી નાડી સુધીના જુદે જુદા માંરક તરત દેખાડી આપે છે. એટલુંજ નહિ પણ વર્ણાદિકના જુદે જુદા માંરક સાથે તેનો કેટલો સરવાળો થયોન્તે પણ તેજ કોષ્ટકમાં બતાવેલું છે. જે દરેક જોશીને ખાસ ઉપયોગી વિષય મહેનતના બચાવ સાથે મગજમારી દૂર કરાવનારો નીવડે તેમ છે.

આ પુસ્તક ૫૩૮ પાનાનું કપડાનું પુઠું અને સોનેરી નામ સાથે બાઇડીંગ કરેલું છે તેની કીમત રૂ. ૬—૦—૦ છે.

## કુરસદ ( અભિપ્રાય લખનાર " જ્યોતિષી " )

મુંબઇમાં ઠાકોરદ્વારભાઇ જીવણજીની ગલી ઘર નં. ૪ માં રહેનાર **જોશી સોમેશ્વર દ્વારકાદાસ** તરફથી અમોને પુસ્તક પરીક્ષા માટે મૂહૂર્ત માર્તણ્ડ નામનો ગ્રંથ મળ્યો છે. જેનું અવલોકન કરતાં જણાય છે કે તે એકજ ગ્રંથનું ભાષાન્તર કર્યું છે એટલુંજ નહિ પણ બીજા ઘણા ગ્રંથોનો સાર આ ચોપડીમાં દાખલ કર્યો છે. અને તે મૂહૂર્તોના વિષયમાં એક અતિ ઉપયોગી પુસ્તક લેખાવું જોઇએ. વળી પુસ્તકની ભાષા એવી સહેલી છે કે જોશીઓ સિવાયના અન્ય ગૃહસ્થો પણ પોતાની મેળે આ ચોપડીની મદદથી હરકોઇ મૂહૂર્ત જોઇ શકે અને બીજાઓને આપી શકે છે. આ પુસ્તક રચતાં જોશી સોમેશ્વરે પૂરતી કાળજી અને ખંત રાખી હોય એમ પુસ્તક જોતાં જણાઈ આવે છે. એના ૧૩ પ્રકરણો કરેલાં છે. ને માર્તણ્ડ નામના મૂલ ગ્રંથમાંનું જે પ્રકરણ જે વિષયનું હોય તે પ્રકરણોને લગતા બીજા વિષયો અન્ય ગ્રંથોમાંથી જેમ દહીમાંથી માખણ તારવી લેવામાં આવે તે પ્રમાણે આ ગ્રંથનાં તે પ્રકરણોમાં દાખલ કરેલા છે. જેથી શીખનારને કે વાંચનારને જે વિષયની જે જે બાબતો જાણવી હોય તે વિષય શોધતાં સહેલાઇથી તે તે બાબદોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. બનતા સુધી કોઇપણ મૂહૂર્તનો વિષય છોડી દેવામાં આવ્યો હોય એમ જણાતું નથી અને માર્તણ્ડ નામના ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર એવી રીતે કરેલું છે કે મૂહૂર્તનો વિષય શીખનારને સંસ્કૃત શબ્દોના અર્થ પણ સહેલાઈથી સમજી શકાય તેમ છે એથી વિદ્યાર્થી વર્ગને તો આ પુસ્તક એક આશીર્વાદ રૂપજ છે. એટલા માટે અમો આશા રાખીએ છીએ કે આ ગ્રંથની એક હજાર નકલનો જલદી ફેલાવો થશે, અને ભાષાન્તર કર્તાને ઉત્તેજન મળશે. ગ્રંથ ૫૫૦ પાનાનો દલદાર છે. અને મોંઘવારીના પ્રમાણમાં તેની ૭ રૂપીઆની કીમત વ્યાજબી કહી શકાય છે. ગ્રંથ સોનેરી નામ અને કપડાનાં પુંઠાં સાથે સુંદર બંધાવેલો છે. અને અમે આ ગ્રંથની ફતેહ ઇચ્છીએ છીયે.